## તે પોતાનું ઘર બંધાવવા માટે
## પૈસા બચાવી રહી છે

**— અને તેમાં તાતાનો ૫૦૧ બાર સોપ તેને મદદ કરે છે!**

હલકો સાબુ ખરીદવામાં ભલા કઈ રીતે કરકસર થઈ શકે કારણ કે તેમાં તો કપડાંને નુકશાન પહોંચાડે એવા પદાર્થો હોય છે સાચી કરકસર તો તાતાના ૫૦૧ બાર સોપથી થાય છે. આ સાબુથી કપડાં મસળ્યા કે પટક્યા વગર આસાનીથી ધોઈ શકાય છે જેથી તેઓ ઘણાં વર્ષ ચાલશે અને ઘર ખર્ચમાં પૈસાની બચત પણ થશે।




**ધી ટાટા ઑઈલ મિલ્સ કંપની લિ.**

**સેલ્સ ઑફિસ,**

**લાલ દરવાજા, અમદાવાદ.**

# નવા વર્ષનાં અભિનંદન

ગુજરાતી—હિંદી—અંગ્રેજી છાપકામના અગ્રગણ્ય મુદ્રક

પુસ્તકો-સામયિકો અને

બીજા તમામ પ્રકારનું

છાપકામ સુંદર રીતે અને

ઝડપથી કરી આપવામાં આવે છે.



## નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ

ઘીકાંટા રોડ, નોવેલ્ટી ટોકીઝ પાસે

**અ મ દા વા દ.**

સમાજમાં સંસ્કાર
અને સાહિત્ય પ્રેરતું
સામયિક
સળંગ અંક
૩૩૧-૩૩૨



'ઊર્મિ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨
અંક ૭-૮ (સંયુક્ત)
ઓક્ટો.-નવે. '૫૭

૧૪૨૫૨

## અનુક્રમ : દિવાળી ૨૦૧૩ (૧૯૫૭)



## ચિત્ર સામગ્રી

પૂંઠા પરનું ત્રિરંગી ચિત્ર
ચિત્રકાર : સી. નરેન



મોરલી કામણગારી—ચિત્રકાર : સોમાલાલ શાહ
(બ્લોક દીપક પ્રીન્ટરીના સૌજન્યથી)



આ ખાસ અંકની છૂટક કિંમત
દોઢ રૂપિયો

## સૂચનાઓ

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે.
* મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. ઑ. નં. ૭૨ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



મોરલી કામણગારી . . . . કાનુડા તારી૦

ચિત્રકાર: સોમાલાલ શાહ

નવરચના

સુન્દરમ્

## નટું

પળ પળ અહીં તારી ભોમે કશા રળિયામણા,
પુનરપિ પુનઃ તારા પર્દા પડે ઉપડે ઢળે;
અગણ નટ હૈં નેપથ્યેથી સરી બહિરાંગણે,
નિજ નિજ નટી પાઠો, પાછા સરે પરદા પુંઠે.
અમ નટન આ નાને મોટે અમેય મચી રહ્યા,
તવ કરથકી લાધ્યા પાઠો—ઘડી હસવાતણા,
ઘડી રુદનના, કાર્પણ્યો વા ઉદાર કૃપાતણા,
ભજવત અમો ‘નેપથ્યે તું ખડો’ વિસરી રહ્યા.
પણ સજગ તું નિત્યે ક્યાંથી શકે વિસરી ક્ષણુ—
ક્યહીં ક્યહીં રહી કોની કૈ કૈ ગતિ–સ્થિતિ–વાચ વા :–
અમ નટનમાં ખામી જ્યાં કો ત્યહીં તવ ઇંગિત;
પ્રગટી અમને પૂરા પાઠો જતું ભજવાવી હા.
પળ પળ ખૂલે ખીલે દૃશ્યો અનંત કલામય :
તવ જગપટે તારું વસ્તુ નટું હું, દયામય!

તંત્રીઃ ઇશ્વરલાલ મોદવે •• સંપાદકઃ જયન્ત પરમાર

પ્રો. 'ઉશનસ્'

## પ્રથમ ઉઘાડે

[૧]

ઘણે દહાડે પાછું હરખી ઊઠિયું અંતર ફરી,
રહ્યું 'તું ગોંધાઈ નિજ કૃપણ કારાગૃહ વિશે
ઊઘું તે આવીને અવ નભની ખુલ્લી દશદિશે
રહ્યા અંતર્બાહ્યે હૃદય તન રોમાંચ ઊભરી !
ખીલ્યો કેવો મોટા સિતસુમન શો ભાદ્રતડકો !
સ્ફુર્યું જાણે પ્રલ્લે નરતન પછી શંભુ હસિત !
વરાહે ઉદ્ધારી ક્ષિતિ શું જળવેલા પર સ્થિત !
ભીનાં તાપે ચળકે વન, ખીડ, સૂકી દીપ્ત સડકો !
પણે જોઉં વાયુલહર તરુના ઝુંડની મહીં
પ્રવેશી શાખાઓ સહ પરણ સૌ કંપવી મૂકે,
બધાં વચ્ચે ઊભા મુજ હૃદયનેયે નવ ચૂકે,
અહો, પ્રેરી મારે અવયવ બધે નર્તન રહી.
ધ્વને પાછી પ્રાણોતણી પૃથિવીવાટે વ્યવહૃતિ,
કરે છે કો પ્રીતે મુજ હૃદયની વિહ્વલ ગતિ.

[૨]

મને વ્હાલાવ્હાલા અભિનવ ઉઘાડો પ્રકૃતિના :
નિશા અંધારાથી પ્રિય ઊઘડતી પ્રાતરદ્યુતિ,
બીજોમાંથી ફૂટે કલી, કલીથકી ફૂલની કૃતિ,
લહું : સંભૂતિ ના વિકસનની સંકોચન વિના.
મને વ્હાલાં રૂપો અરૂપથકી જે આકૃતિ ધરે,
અને આછાં ઓછાં વિરૂપ વિકસી રમ્ય બનતાં,
નર્યા આક્રોશોથી ગીતતણી ગમે રે સુસ્વનતા,
મને આસ્થામૃત્યુથકી જીવનકેશ અમીપરે.
જુઓ જાદુ : કાયાપલટ સૂળગી રે કશી થઈ !
ઉઘાડે જોઉં તો ધરતીતણું તે દૈન્ય ન દીસે !
બધે તુષ્ટિ પુષ્ટિ, મુદમયી શી સૃષ્ટિ બની રહી,
ન ડિમ્ભાવસ્થા તે પ્રિછત નિજને યૌવન વિશે !
ઉઘાડોમાં મારા મનવિહગને પાંખ ઊઘડે,
બીજાં પંખી સંગે અમિતગગને સ્વૈર રખડે.

*

પ્રો. હસિત બૂચ

## હાથ ગુંથાયા !

દુનિયાના આ માંડવે, રાણી,
આપણા હાથ ગુંથાયા !
નભ-ધરાને આંગણે, રાણી,
આપણા સાદ ગુંથાયા !
રાણી,
આપણા હાથ ગુંથાયા !

દિલ છલોછલ રસથી, રાણી,
ધખિયાંઓને દઈયે;
ક્યાંક મળી જો છાંયડી, રાણી,
હુંફ એનાયે લઈયે;

પ્રીત-કલી મ્હોરાવવા, રાણી,
આપણા હાથ ગુંથાયા !

ધોરી મારગ જગનો રાણી,
આપણે યે ત્યાં જઈયે;
સહુને કાંટા કહતો જાણી,
ફૂલનાં માળી થઈયે;
રંગ-સુગંધ સોહાવવા, રાણી,
આપણા સાદ ગુંથાયા !

રોટલો મળ્યો સહુને રાણી,
આપણે એવો ખઈયે;
દિલ વસે રે સહુને રાણી,
આપણે એવું ગઈયે;

રૂપ-અમી ફોરાવવા, રાણી,
આપણા હાથ ગુંથાયા !
રાણી,
આપણા સાદ ગુંથાયા !

*

પ્રબોધ

## હરિને સંબોધન

હરિ, મારે બારે ઊભા કેમ અટકી ?
તારી રીત એ અંતર ખટકી. હરિ, મારે૦

વાણભર્યો નવો ઢોલિયો ઢાળ્યો
પાથરી માથે મેં ધડકી,
સાંઝ ટાણે તારી વાટ જોતાં મેં તો
ખુલ્લી રાખી મારી ખડકી. હરિ, મારે૦

દૂરના ડુંગર વસમા વ્હાલા !
નદીયું નાળાં કૈંક ભટકી
થાકયોપાકયો મારો વા'લો આવે કયારે
(એના) પાય તળાસું હું અડકી ? હરિ, મારે૦

આંગણ–બાંધ્યાં નાનાં વાછરુ ભાંભરે
બાળ મારાં રહ્યાં બરકી
વાંક ગનો વા'લા શું છે અમારો
તે આજ ધરી રીસ અદકી ? હરિ, મારે૦

નિત સમાં નવાં હાસ હસો ને
રેલાવો આંગણ રસથી
ગમતું નથી તારું ગંભીર મુખડું
ચિત્ત ચોરી લે મીઠું મરકી. હરિ, મારે૦

★

'પારાશર્ય'

## હરણાં

વનમાં ભમે ને હરણાં વનમાં રમે હો રાણા !
નગર છોડીને હરણાં વનમાં ભમે.

નહિ રે ચૌટાં કે શેરી, નહિ રે મંદિર મેડી,
આડબીડ ડુંગરોમાં ભમતાં ભમે. હો રાણા !–૦

નહિ રે અવાડા થાળાં, હોજ કે ફુવારાવાળા,
ભાગતાં ઝરણાંનાં વારિ વિરલાં ગમે. હો રાણા !–૦

નીરણ ઘૂઘરી નાંહીં, ખાણ કે ખૂટણ નાંહીં,
ચારમાં લીલાં કે સૂકાં તરણાં જમે. હો રાણા !–૦

ગણે ના નાનું કે મોટું, જાણે ના સારું કે ખોટું,
સિંહથી હણાયે તોયે એને ના નમે. હો રાણા !–૦

ભલાં ભોળાં મંન જેનાં, સરલ જીવંન એનાં,
નિતની આ ગુંચવણ એ કયાંથી ખમે ? હો રાણા !–૦

★

પ્રા. જયાનન્દ દવે

## પ્રાર્થના

હું ચાહું છું પવન, યદિ એ દૂર ઊભો રહીને
દ્યાં સંપ્રેષે મલય–સુરભિ, મંદ કો' વાયુ શીળો;
વાવાઝોડું–સ્વરૂપ ધરી એ કિંતુ આવે કદાચિત્,
ને જો મારો અતિ પ્રબળ ને ગાઢ સંપર્ક સાધે,
એને કાજે મુજ ઉર મહીં માત્ર ધિક્કાર વ્યાપે !

સૌ પ્રાણીનાં ભૂખ–તરસ સંતર્પનારાં અનન્ય,
સંતપ્તોનાં શરણ સમ એ મેઘને ચાહું છું હું,
જો એ આઘે રહી જળ થકી ભીંજવે અંગ; કિંતુ
માઝા લોપી યદિ અતિશયોત્સાહથી પૂર–રૂપે
આવે પાસે, ભયપ્રદ બને, દૂર નાસી રહું હું !

ને ચાહું છું દિનકર : રહી કોશ કો' લક્ષ દૂર,
વિશ્વે વ્યાપ્યાં તિમિર–દળ સંહારતો કૈં યુગોથી,
ને ભૂતોનાં ભરણ–રૂપ શી અર્પતો ઉષ્ણતા એ;
કિંતુ આત્મા–રૂપ અગનથી જો સમાશ્લેષ સાધે
મારી સાથે, મુજ બની રહે કારમો એ કૃતાંત !

ચાહું છું હું સદાયે ત્યમ પ્રિય! તમને, તેથી પ્રાર્થી રહું છું:
હૈયામાં સૂક્ષ્મ મ્હાણું મિલન-રસ, વસો સર્વદા પાસ એવા,
ને જન્મે ના અવજ્ઞા અતિપરિચયથી, એટલા દૂર રે'જો

★



'સરોદ'

## હો જા દિલ દરિયાવ

સાત સમંદર ઊછળે, એમાં ઘેલી ઘૂમે નાવ;
માલમ ! હો જા....
માલમ ! હો જા દિલ દરિયાવ.

મોટાં ઊઠે મોજવાં જાણે મૂછે દેતાં તાવ;
ઘેરી ગાજે ઘૂઘવે, એમાં કોણ સુણે તારી રાવ ?
માલમ ! હો જા........
માલમ ! હો જા દિલ દરિયાવ.

શંખ મોતી છીપલાં તને તેડે લેવા લ્હાવ;
સામે કાંઠે સાહ્યબો, તારા જોજે લથડે પાંવ.
માલમ ! હો જા........
માલમ ! હો જા દિલ દરિયાવ.

સંઢ ચઢાવી સામટા, એમાં ઝીલ પવન જમાવ;
મોજાં સાથે મોજવું થયે નિકટ તટનાં ગાંવ.
માલમ ! હો જા........
માલમ ! હો જા દિલ દરિયાવ.

જડ લે જીરવી ઝંઝ, એવો ગરવો દે ગરમાવ;
પાર કરી દે નાવ તારી મોંઘી રતનજડાવ.
માલમ ! હો જા........
માલમ ! હો જા દિલ દરિયાવ.



પ્રા. 'શશીશિવમ્'

## રાત્રી વિશે બધું ય છે

સોહામણી કોમલ સૌમ્ય રાત્રી
ધીરે ધીરે તારકઝુમ્મરોથી
ઝગંત ખીલાં રળિયાત શ્યામલ,
ભીનીભીની શીતળતા ઝમંત,
ખીલાવતી અંતરમાંહી પોયણાં !

સપ્તર્ષિંઓ એ જ પ્રકાશતા આ
તે મધ્ય સોહંત સતી અરુંધતી
વસિષ્ઠનાં સોડ મહીં લપાઈ
શીળુંશીળું અંજન નેણ આંજતી;
જ્યોતિષ્મતી આતમયોગ પ્રેરતી.
ઉમંગથી તું સખી નિત્ય રાત્રે
લંબાવી તારો કરદંડ કોમલ
સમીપ ઊભી મુજ, ને બતાવતી
ઉત્સુક નેણે નિત નવ્ય ભાવે.

નમ્યાં કીધાં પૂજન આત્મઐક્યથી
આજે નમું એકલ હું હમેશ
બની ગયું એ વ્રત સ્નેહયોગનું.



વહંત સ્વર્ગંગ તણો પ્રવાહ,
અનંત લે આવરી વ્યોમનો પટ,
યથા ભરે પ્રેમપ્રવાહ જીવન;
જેમાં સખી ! તારકસ્નાન કીધાં
અને થયાં અંતર આર્દ્ર આપણાં.
મીઠી સ્મૃતિનાં રસચિહ્ન એમાં
આજેય જાણે ઝબકંત જોતાં
ભરી દિયે આતમ ઝંખનાથી
ક્યાંથી હવે એ સહસ્નાન લાધવાં ?



પેલી ત્યહીં તગતગતી અજાણ
કો' તારલી, તો ય મીઠી પિછાણ;
જે આપણે અંતર 'તી વસી ગઈ
નિત્યે નિહાળી, ઉર આત્મજા શી
બંધાઈ પ્રીતિ; મરકંત મીઠડું
હજીય ત્યાં નેણ ભીને નિહાળું.
ભરી દિયે અંતર સંસ્મૃતિથી
સાયુજ્યની સ્વપ્ન સમાન જિંદગી.



સોહામણી રાત્રી વિશે બધુંય છે
જોયું મળી આપણ બેઉ સાથમાં.
હું એકલો અંતરને ભરી ભરી
જોઈ રહું—ને વહી જાય રાત્રી.
ઝમી જતાં શીતળ ઓસબિંદુ.








### ગાંધી જયંતી : એક પરંપરા

ગાંધીજીની જયંતી ફરી એક વાર ઉજવીને આપણે વિશેષ કર્યું હોય તો તે પ્રતીકોની પ્રતિષ્ઠા. દેશસેવામાં જીવન સમર્પણ કરવાની પ્રતિજ્ઞા તે પ્રસંગે નવેસરથી તાજી કરવામાં આવી એવું જ્યારે કહેવામાં આવે છે ત્યારે એમાંથી સ્વેચ્છાની ગરીબાઈ, જનતા તરફનો ભાવ, અન્યાયી કે ગેરવાજબી રીત રિવાજોને પડકાર, જોખમોને નોતરાં, નવા અખતરા—એવું ઘણું કમી થયેલું હોય છે. અને કાંતણ યજ્ઞો કે સર્વ ધર્મ સમભાવી પ્રાર્થનાઓ કર્મકાંડનું રૂપ લે છે. એટલુંય ચાલે છે તે બંધ કરવાની જરૂર નથી, જરૂર તો જે કમી છે તે ઉમેરવાની છે.

દશ વર્ષના ગાળામાં ગાંધીજી ભુલાયા છે એવું આપણે નથી કહેવું. એમણે સ્થાપેલી કેટલીયે પ્રણાલિકાઓ આપણે ત્યાં ચાલુ રહી છે અને બીજા દેશોમાં એનો મહિમા વધે છે. ગાંધીજી ના હોત તો કેટલીય બાબતોમાં વિકૃતિ પેસી ગઈ હોત. એ રીતે જોઈએ તો એમણે નાંખેલા કેટલાક ચીલા મોજુદ છે, દૃઢ પણ છે. યુદ્ધ પ્રત્યેની નફરતમાંથી આપણી પરદેશનીતિ ઘડાઈ છે અને તાકાતવાળાં જુથોની ભીંસમાંથી આપણે અલગ રહી શકયા છીએ. ઈસ્લામી, ખ્રિસ્તીઓ અને અંગ્રેજો તરફ આપણો વર્તાવ સજ્જનને શોભે એવો રહ્યો છે. પાકિસ્તાન તરફ આપણે હજુ મૈત્રીનો હાથ લંબાવીએ છીએ. આપણા રાજપુરુષો આમજનતામાં હળેમળે છે અને થોડા પગારે કામ કરે છે. સેવકો પદયાત્રાઓ કરી જનતાનાં હૈયાં પીગળાવી રહ્યા છે, ગ્રામદાનો થઈ રહ્યાં છે. આવી કેટલીય બાબતો અપનાવીને આપણે ગાંધીજી તરફ મોં રાખ્યું તો છે.

પણ આપણી એમના સામેની નજરમાં ગૌરવ નથી, શરમ છે. સ્વરાજ મળ્યા પછી એ વહેલા ઝડપાઈ ગયા. એટલે એમણે લડી હોત એવી કેટલીય લડતો આપણે છોડી દીધી છે, ટાળી છે. વ્રત ને નિયમો શિથિલ કરી નાખ્યાં છે. એમને મંજૂર ના રહેત એવો યંત્રો તરફનો ઝોક વધાર્યો છે. ટોળાંઓ બેકાબૂ બની રહે ત્યાં સુધી દુર્લક્ષ્ય કર્યું છે અને પછી ગોળીબારો કરી એ વાજબી ઠરાવ્યા છે. આવી કેટલીય બાબતો જોઈએ છીએ ત્યારે ગાંધીજીની જયંતી ઉજવી તે સાર્થક નથી લાગતી, જાળવી રાખેલી પરંપરા એમાં જણાય છે.

### અગર એ હયાત હોત—

આ દેશનું જે રીતે એમણે ઘડતર કર્યું તે અહીંની સંસ્કૃતિને અનુરૂપ હતું. લોકોની ઇચ્છા અને શક્તિ અનુસાર હતું. કૈંક અંશે સંજોગોને આધીન હતું. એ ઘડતર સર્વદેશીય તત્ત્વોવાળું ને સાત્વિક હતું. એમાં જે કાંઈ ઉણપો વરતાય તે માનવોને સ્વાભાવિક હોય એવી હતી, ઈરાદાપૂર્વકની કે છૂપાવેલા હેતુઓથી પ્રેરાયેલી ન હતી. એમની રીતે દેશ આગળ વધી શક્યો હોત તો ?

એમનું મધ્યબિંદુ એટલે ગામડું. પછાત અભણ ગરીબ એવા લોકોની એમને ભેરુબંધી. એમના જીવન ધોરણને ઊંચે લઈ જવાની એમનેય ઇચ્છા તો ખરી, પણ એમાં શહેરી બહેકાટ ભેળવવાની વૃત્તિ તો ક્યાંથી જ હોય ! ગ્રામજનોમાં ભળી એમને તો આ દેશની નાડ પારખવી હતી, પોતાની નમ્રતા જાળવવી



હતી, એમનાં સંકટો સમજી એના ઈલાજ બતાવવા હતા. આ વાતો હવે ખસી ગઈ છે, એમ કોણ નહિ કહે!

એમણે આ અભણોને શીખવવાની જવાબદારી લીધી હોત અને ઉચ્ચ શિક્ષણ ઉપર દેખરેખ રાખવા સિવાય દખલ દીધી ના હોત. લોકોની નિરક્ષરતા ટળે ત્યારે એમણે એના હાથપગમાં કૌવત મૂકી હોત—બેકારીની નિરાશા નહિ. કેટલાય બિનજરૂરી વિષયો, મોંઘાં પાઠ્યપુસ્તકો, હદ બહારની રજાઓ, મોજીલો સ્વભાવ થઈ રહે એ રીતનાં લાલન પાલન, એવું ઘણું એમણે અભ્યાસ–ક્ષેત્રમાંથી રદ કરાવ્યું હોત.

એમણે પ્રજાને નિષ્ણાતોને આધારે અને યુરોપ અમેરિકાની દવા ઈન્જેકશનો વડે નિરોગી રાખવાનું મંજૂર ના કર્યું હોત. ખોરાકની કે રહેણીકરણીની પદ્ધતિ બદલવા ઉપર ભાર મૂક્યો હોત અને હવા, પાણી, માટી, તડકો, ખોરાક અને એવાં બીજાં કુદરતી સાધનો વડે આરોગ્યના સવાલને પકડ્યો હોત.

એમણે ઢોર ખેતી તળાવો કૂવા હળ વગેરેને પરદેશની હરીફાઈમાં આગળ મૂકવાનો વિચાર ના કર્યો હોત. યંત્રો અને ઓઈલનું શરણું લીધું ના હોત. બનાવટી ખાતરો માટે ઉહાપોહ ના મચાવ્યો હોત. અને છતાં આ બધી જરૂરીઆતોમાં શક્ય એટલા સુધારા વધારા કરી એમણે ગ્રામજનતામાં આત્મવિશ્વાસ જગવ્યો હોત.

ગ્રામ–ઉદ્યોગોને પંપાળીને જાહેરાતો માટે જીવાડવાને બદલે એમણે એને ચલણી ને આધારપાત્ર ઠરાવ્યા હોત. શહેરોનો સંપર્ક વધારી ગામડાંને શહેરી ઢબછબથી ચકિત બનાવવાનું એમને કેમ ગમત? ગ્રામદાન માગીને એ ત્યાંથી ખસત ખરા!

આ દેશનું વહીવટતંત્ર જે ગતિએ વિપુલ ખર્ચાળ અને દીર્ઘસુત્રી થતું જાય છે તે એમને કેમ કબૂલ રહેત! પરદેશમાં હિંદી કચેરીઓની સાહ્યબી બીજા દેશોના મુકાબલે રહે તે શું એ પસંદ કરત? અને અહીંથી હજારો માણસો પરદેશ જાય અને ત્યાંથી દેશને લાભકારી કશું શીખી ના લાવે તે કેવું? મોજશોખના માલ માટે ખાનગી નફા શા ને એના કાળા બજાર શા? આ ગરીબ દેશમાંયે જેને સાહ્યબી કરવી હોય તેની કનેથી ભારે દામ લેતાં ખૂંચે છે શું? કાળું નાણું ઘર જમાવીને બેઠું છે. એના મૂળમાં આ મોજશોખો વસાવવાની ઉલટ રહેલી છે એ આપણે કેમ નથી સમજતા?

### પાછા ફરીને આગળ ધપીએ

જરૂરીઆતો અને મોજશોખો વચ્ચેનું પડ બહુ નાજુક છે, એ સીમા ક્યારે ઓળંગાય તે વરતાતું નથી. જીવનનું ધોરણ ઊંચે લાવવામાં પ્રજાની કે સરકારની એવી શરતચૂક થાય છે. અને ભૂલેભૂલે ગામડાંને શહેરી ઢબછબ તરફ ખેંચવામાં આવે છે. આ ગુંચવાડા મીટાવવા આપણી સંસ્કૃતિને છાજે એવું એક સમાન જીવન ધોરણ ગાંધીજી સ્થાપવા ઈચ્છતા હતા. ભલે એમની પોતાની તપસ્વી ઢબ નહિ, પણ સત્તરથી સાડત્રીસના ગાળામાં આપણે જેનો આદર કર્યો તે ગાંધીજનોની ઢબનું ધોરણ પાછું પ્રચલિત કેમ ના થઈ શકે? આપણે વાજબી જીવન ધોરણ સ્પષ્ટ અને ચોક્કસ કરવું હોય તો નવાં લક્ષ્યાંકો મૂકવાં જોઈશે. આપણા દેશને ભલે પચાસ વર્ષ પાછો મૂકી દઈએ, ભલે આપણે દુનિયામાં ચરકેલ ગણાઈએ. પણ જૂના રોગને કાઢવા જેમ લાંઘણો ખેંચવી પડે ત્યારે જ મૂળમાંથી રોગ હઠે છે તેમ દેશને આગળ લઈ જવો હોય તો એને થોડો કાળ પાછળ મૂકવો જોઈશે. અને આપણા ધર્મ–સંસ્કૃતિને અનુરૂપ એવું જીવન ધોરણ સ્થાપિત કરવું જોઈશે.

પચાસ વર્ષ એક વાર ભૂલી જઈશું તો લોકોને જેની ખૂબ જરૂર છે એ ભાવઘટાડો જોવા મળશે. સંતોષી ને સ્વાવલંબી ગ્રામજીવન મળશે. ધરતી અને જળ, પશુ અને પંખી, સાદાઈ અને કરકસર તરફ મન વળશે. પ્રજાના પાકા ઘડતર માટે જરૂરનું એવું સ્થિર વાતાવરણ મળશે.

પચાસ વર્ષ પાછળ—એ હકીકતમાં તો આગેકૂચ જ

થવાની છે. એ પછી આપણી સમજ ખીલવાની છે ને સભ્યતા ચમકવાની છે. ત્યારે આપણે ખરી જરૂરીઆતો ઓળખતાં ને પૂરી કરતાં શીખીશું. એ દરમ્યાન તમામ બિનજરૂરી ખરચો અને બિગાડ અટકાવીશું. અને ઓછામાં ઓછા શાસનવાળું, પરદેશી વસ્તુઓના પરાવલંબન વિનાનું, સંતોષી ને સ્વાવલંબી, સ્વમાની ને ધર્મપરાયણ ભારત ત્યારે દર્શનીય થઈ રહેશે. અત્યારે તો આપણે બીજા દેશોમાં જે હોય તે મેળવવાનાં વલખાં મારીએ છીએ અગર તો ભૂખ અને સંકટો પ્રજાને લાગણીથી વહેંચી આપીએ છીએ.

### શું પાદરીઓ જવા જોઈએ?

મીશનરી પ્રવૃત્તિનો સ્વામી આનંદે જોરદાર વિરોધ કર્યો છે (જુઓ: 'સંસ્કૃતિ' અંક ૧૨૯) પાદરીઓની ગુરૂગ્રંથિ અને દિમાગથી એ ત્રાસી ઊઠ્યા છે. કેળવણીના ક્ષેત્રમાં ધરાર પેસી બેઠેલા ગણાવી એમના અત્યાચારો સામે મોરચા માંડવાની હાકલ પણ સ્વામી કરે છે. અને શિક્ષણમાં લાયકાત પુરવાર કરવા એમની પાસે પ્રમાણપત્ર માગેલું છે.

સ્વામીએ બતાવ્યો એવો મીશનરી વર્ગનો કેટલોક ભાગ હયાત છે. એક વખત એમની તુમાખી ઘણી હતી. ધાર્મિક ઝનૂન રાખી તેઓ બીજા ધર્મો તો ઠીક પણ હિંદુ ધર્મ ઉપર વારંવાર ઊતરી પડતા. અને આ અંધારા દેશની સબડતી પ્રજાનો ઉદ્ધાર કરી ઋણ ચઢાવતા. પણ ત્યારે એમની ચઢતી કળા હતી. ત્યારે એમને રાજ્ય આશ્રય અને પ્રતિષ્ઠાનું જોર હતું. તેઓ રાજ્ય વહીવટમાં સાધનરૂપ પણ હતા. હવે એ સ્થિતિ બદલાઈ છે. આ ફેરફાર ધીરો લાગે પણ આપણે પ્રકોપ કરી ઊઠીએ એટલો મંદ નથી.

હા, એમની લાયકાત પુરવાર કરી લો. એમનો સંઘ તરત હા પાડશે. એ જ લાયકાતનું ધોરણ આપણા શિક્ષણોને લાગુ કરી જુઓ, અને આપણે કકળાટ સાંભળીશું. એમના વિદ્યાર્થીઓ એમના ગુરુઓ તરફ કેવા ભાવથી જુએ છે, કેવી અદબ જાળવે છે, સ્વચ્છતામાં, અભ્યાસમાં, રમતમાં, પુસ્તકોની સાચવણીમાં, પહેરવેશની સંભાળમાં, સંસ્થાના નિયમોમાં એમ વિવિધ રીતે એ કેવા ઘડાય છે તે જોયા પછી એમના તરફ ઘૃણા નહિ કરી શકાય.

સાચું છે કે મીશનરીઓ આપણા રામ ને કૃષ્ણ તરફ ભક્તિ નથી વધારતા, આપણા સાડી, ધોતી ઉપર ભાવ નથી રાખતા, આપણી સભ્યતા ભૂલાવી એમનું તૂત પેસાડે છે. આવી ફરિયાદોમાં લાગણીનો ઉછાળો છે. આપણી શાળાઓ જે ધરાર નથી કરતી તે આ શાળાઓ સ્વેચ્છાથી કરે છે, ઉમંગ સાચવીને કરે છે, ને જેનું આપણે દુઃખ કરીએ તેવી ઉણપો દૂર કરવા આપણે દોષ દીધા ઉપરાંત બીજું શું કરીએ છીએ?

જે 'કામ'ને જિંદગીનું ધન ગણીને બેઠા છે એમનો ઉપહાસ કરવો અઘટિત છે. કેટલાય મીશનરીઓ પ્રાદેશિક ભાષાઓ બોલે છે, એના અચ્છા અભ્યાસી બન્યા છે, લોકરિવાજોના જાણકાર બન્યા છે, રસ્તાઓના પાકા ભોમિયા થયા હોય છે, એ ગરીબોની સાથે છૂટથી હળેમળે છે, એમના ચારિત્ર્ય માટે કશી ફરિયાદો ઊઠી નથી, એ કુશળ વહીવટ માટે ખંતીલા છે, એમના મોં ઉપર નૂર છે, એમના જીવનમાં વ્યવસ્થા છે ને તેથી આપણા માનના અધિકારી પણ છે.

એમનો પરાભવ ઈચ્છવો હોય તો જુદી રીતે આપણે વિચાર કરવો જોઈએ. કોંગ્રેસના સિદ્ધાંતોને અમલમાં ટપાવે તેવો પક્ષ હોય તે જ એને હરાવી શકે તેમ હિંદુ ધર્મનો આગ્રહી એવો આપણે મીશનરી વર્ગ એટલી ખંતથી કામ કરી બતાવે અને લોકપ્રિય બની શકે તો ખ્રિસ્તી મીશનરી ઝાંખા પડે, તે સિવાય નહિ.

આપણી પાસે ગણતરીમાં એક મઠ છે—રામકૃષ્ણ-વિવેકાનંદનો. એની સેવાઓનું મૂલ્ય કોઈ એવું આંકતું નથી. પરંતુ, એ આધુનિક બનેલા સાધુઓ પણ વ્યવસ્થિત તંત્ર ગોઠવી નથી શકયા. કોઈ ઉમદા વ્યક્તિની આસપાસ સંસ્થા ખીલે, ને એ ખસે એટલે સંસ્થાનું તેજ ઝંખવાય છે. આપણા સાધુઓના નિયમ વહેવાર ને વૃત્તિ એમને સમાજથી ઘણા વિખૂટા પાડે છે, એમનું દર્શન એમને સ્થિર પ્રવૃ-



ત્તિમાં બાંધી શકતું નથી. એટલે જે કાર્ય વિવેકાનંદે શરૂ કર્યું તેને જરૂરી પલટા આપીને બીજા કોઈ સાધુએ આગળ ધપાવવાની ઘણી જરૂર છે. એ નવી દિશામાં ક્યાં ગૂંચ છે, ક્યાં અંધારું છે ને ક્યાં કેડીઓ પડી ચૂકી છે તેનો નિર્દેશ આ ખ્રિસ્તી મીશનરીઓ પાસેથી શું ના મેળવી શકીએ?

આપણે સૂગ કરીએ તો એમની વટાળ પ્રવૃત્તિ ઉપર. પછી એ દવાખાના સાથે સંકળાયેલી હોય, દેવળ સાથે કે નિશાળ સાથે એ જુદી વાત છે પરંતુ એમની વગાળ પ્રવૃત્તિ સામે આપણે હજુયે શું લાચાર છીએ કે એમને દોષ દઈએ? એ લોકો યુરોપ અને ત્યાંની બાબતોનાં ગુણગાન કરી આપણી સંસ્કૃતિના પાયા ખોદી નાખશે એવો ભય હજુયે રાખી મૂક્યો છે? કે પછી ભડકણ બનીને નઠારા ભેગું સારુંયે ઉશેટી નાખવું છે?

મીશનરી વર્ગ બીજા દેશોમાં શું કરી ગયો ને કરશે એનો તાંતણો પરાણે અહીં ખેંચી રાખવાની કશી જરૂર નથી. આ કાંઈ લશ્કરી કરારો જેવી બાબત નથી કે એક ચાલ ઉપરથી બીજી બાજીઓ બદલાતી રહે. એટલે મીશનરીઓથી ડરવાનું કારણ નથી. એમને ખખડાવવાનાંયે જરૂર નથી. ઉલટ એમનો વધારે સંપર્ક કેળવી આપણે એમની પાસેથી વધુ ગુણવત્તાવાળું કામ લઈ શકીએ એમ છીએ. અને એ દિશામાં આપણો કેળવાયલો વર્ગ પછાત રહ્યો છે, એમ કેમ ના માનવું?

### સાધુઓનો કાર્ય-પ્રદેશ

આપણા સાધુસમાજને વ્યવસ્થિત કરવા જે પ્રયાસો થઈ રહ્યા છે તેમાં કેટલીક મીશનરી પદ્ધતિઓ દાખલ કરવાથી સરળતા થશે. બીજી તરફ સરકાર સાથે પણ મંત્રણા કરી લેવી જોઈએ.

અત્યારે પોતાની આત્મોન્નતિ જેવું કાર્ય સાધુ કરતા હશે કે પછી ધર્મોપદેશનું. બીજી પ્રવૃત્તિ માટે એમાંથી કોઈને જ તાલીમ હોય છે, અને ઈચ્છા પણ. આથી એમને ધર્મનું શિક્ષણ અને જીવન સાંપડે તે વેળા બીજી ઉપયોગી બાબતોનુંયે શિક્ષણ અને તાલીમ મળી રહે તો સારું. પાંચ વર્ષને અંતે સાધુ પણ સારો બન્યો હશે અને જનકલ્યાણની પ્રવૃત્તિમાં જોડાવા પણ એણે લાયકાત મેળવી હશે. તે પછી એ અખંડાનંદ જેવું કાર્ય ઉપાડે કે વિવેકાનંદ જેવું કે પછી ભલે એ સામાન્ય સુથાર લુહારનું કામ કરે કે દાક્તર માસ્તર થાય—જનતાને માટે એ સાધુ ભલો છે.

આ પદ્ધતિ કાજે સાધુસમાજ સરકાર સાથે મંત્રણા કરી લે, અને એમના તંત્રથી મુક્ત રહીને જે સહાય મળતી હોય તેનો સ્વીકાર કરી લે, મેળવીને જ રહે. તો સંભવ છે કે નવા સાધુઓ એ આ દેશની આગવી ને વિરલ સંપત્તિ બની રહે.

જે ભય છે તે ધર્મકાર્યમાં પ્રવૃત્તિઓને ભેળવી બંનેને ચલિત કરી નાખવાનો. પરંતુ કેવળ ધાર્મિકતા ચાલુ રાખીને આપણે સાધુને ઉગારી શકતા નથી. વળી જો પ્રવૃત્તિઓની ઘણી ફિકર એકલા સાધુને માથે ઓઢાડતા નથી, તો પછી કોઈ મુશ્કેલી નથી. જોયા સાધુ અલિપ્ત શ્રદ્ધાળુ કે ખંતીલો ના રહે જોઈએ તો ખરા કે સાધુઓ ભેગા મળી કેવી તાલીમ લેવાની વિચારણા કરે છે!

### લેખકમિલન સામે આવેલી તક

આ માસની આખરે લેખકમિલનની ચર્ચાઓમાં બે મુદ્દાઓ મહત્વના છે. ક્યારે લેખક રૂંધાય છે, ક્યારે એનો વિકાસમાં રૂકાવટ આવે છે—એ મુદ્દા મન મૂકીને ચર્ચાય તો કેટલીક રસિક હકીકતો બહાર આવશે. લેખકો પણ દિલનો ભાર ઉતારી શકશે.

જેમ લોકોને મોંઘા જીવનનું આકર્ષણ થયું છે તેમ લેખકોને પણ થયું છે. એમાંથી અસંતોષ ને વ્યગ્રતા આવે છે. બીજા ભલે જરૂરીઆતોના પૂરમાં તણાય, લેખકને એ ના પરવડે. એણે તો બ્રાહ્મણ ધર્મ ખીલવવો રહ્યો. અપરિગ્રહી વિદ્યાપ્રેમી ને સત્યને શોધનાર તરીકે.

નવા લેખકોને કોઈકે ચીલે ચઢાવવાનીયે જરૂર છે. શું લખવું, ક્યાં ક્યાશ છે, ક્યાં વૃત્તિઓને હાથે પરાજય થાય છે એ કોઈ અનુભવી લેખકે બતાવતા રહેવું જોઈએ. એવી દોરવણી વિના નવા લેખકો સસ્તા લેખનકાર્યથી અટકી પડે છે.





અભ્યાસી વૃત્તિનો અભાવ એ એક ભયસ્થાન છે જે લેખક કદાપી ચલાવી લઈ નહિ શકે. અને સમકાલીન બળોને—ખાસ કરીને ગાંધીજી અને શ્રી અરવિંદ—ઓળખી આદરી અનુસરવા છતાંયે એમાં જ રૂંધાઈ રહે તે પણ લેખકને ના પાલવે.

બીજો મુદ્દો લેખનકાર્ય પછી એના ઉદ્યોગ સ્વરૂપનો છે. પૂરી છણાવટ કરી લેખકો એમના ઉદ્યોગમાં સ્વશાસન લાવી શકે તો તેઓ બીજાને માર્ગદર્શક થઈ પડશે. એક પ્રમાણિત સંસ્થાદ્વારા સરકાર જે પ્રકાશનો કરવા માગે છે તેવી સંસ્થા ઉપર લેખકોએ હક કરવો જોઈએ.

### ઈન્દુલાલની આત્મકથા

ઈન્દુલાલની આત્મકથાએ ગુજરાતમાં ઠીકઠીક ધ્યાન એંચ્યું છે. એ સમકાલીન સમર્થ પુરુષોના ઘર્ષણમાં આવેલા એ જાણી આજની પેઢીને કુતૂહલ પણ થયું છે. અને નિવારી શકાત એવી નાસીપાસીને લીધે કેટલાકનાં જાહેર જીવનની ધાર બૂઠી થઈ ગઈ અને શકિતઓ સંકોચાઈ ગઈ એ જાણી દુઃખ પણ થયું છે. આત્મકથામાં પોતાના સંસાર અને વૃત્તિઓની ગડમથલ ઉપસાવી ઈન્દુલાલે પોતાને નવલકથાનું એક અનોખું પાત્ર બનાવ્યા છે. એ પાત્રે થોડી વેશભૂષાનો આધાર લઈ ભાવ ભજવ્યા હોય તો એથી આપણે છેડાઈ પડવાની જરૂર નથી. એવું તો હરકોઈ કરે જ. જે જાતે નથી કરતા એમના ચરિત્ર-લેખકો ઘણું જાળવે છે એ જોતાં ઈન્દુલાલે એવું થોડું કર્યું હોય તો એ એમનો એકલાનો દોષ નથી. એમના ઈકરારો વાંચીને ગુજરાતના ઘણા સાહિત્યરસિકોનાં મન ડોલી ઊઠયાં છે, અને ગુજરાતના આ 'પ્યાસા' તરફ હમદર્દી થઈ છે.

વિવિધ ક્ષેત્રોમાં એમણે ઝૂકાવ્યું અને કોઈ કોઈવાર એ તકવાદી જેવા કે વહેણમાં તણાતા હોય એવા પણ લાગ્યા. છતાં, હરકોઈ ને એમનામાં રહેલો યોદ્ધો અને ફક્કડ મસ્તરામ અવશ્ય દેખાયા હશે.

જીતનારા પક્ષમાંથી જેમને છૂટા થવું પડે તેમની કારકિર્દીઓ રોળાય એ સ્વાભાવિક છે. પછીથી એ ગાડીઓ પાટા શોધતી અહીં તહીં અથડાય ત્યારે એ ચિત્ર કરુણ બને છે. ઈન્દુલાલની ચોપડી વાંચી આપણને એવી ગ્લાનિ થાય છે. પણ સાથે સાથે ભાવિક ભક્તોની પૂજાનાં ફૂલ લેવા માટે જાળવીને લખાયેલાં ચરિત્રોથી આ આત્મકથા જુદી પડીને નિખાલસ મનોવિહારમાં અને નજદીકના ઇતિહાસમાં વાચકને ફેરવતી હોવાથી સુવાચ્ય પણ બની છે.



**અમૃત ઘાયલ**

## તાકાત મેળવી છે

કંઈ જીત મેળવી છે કંઈ મ્હાત મેળવી છે;
આ પણ મજા કોઈની સંઘાત મેળવી છે.
વસમી છતાંય મિઠ્ઠી એક વાત મેળવી છે;
આંખો નથી મિલાવી સોગાત મેળવી છે.
મરશું યદિ અમે તો મરશું વિરલ છટાથી;
એક ભાત પાડવાને આ જાત મેળવી છે.
મ્હેકે ન કેમ કળીઓ બ્હેકે ન કેમ આલમ!
મેં મયકદા કનેથી આ રાત મેળવી છે.
મૃતપ્રાય મન, ન ગભરા દફ્નાવવા તને મેં!
આ લોક મોતીઓની મ્હોલાત મેળવી છે.
દીવાનગી અમોને સ્હેજે નથી મળી ગઈ;
હડધૂત દરબદર થઈ આ વાત મેળવી છે.
આ દોસ્તીય નવતર ક્યાં દુશ્મનીથી કમ છે!
શું હાથ મેળવ્યા છે? એક ઘાત મેળવી છે.
'ઘાયલ' સદાય હસતી એની નજર કનેથી!
મેં મુફલિસીમાં પુષ્કળ તાકાત મેળવી છે.



પન્નાલાલ પટેલ

# સમગરજીલાં

ઊર્મિ માટે ખાસ લખાયેલી આ વાર્તામાં આપણા જાણીતા વાર્તાકાર આપણા અત્યારના યુવાન માનસનું આબેહુબ ચિત્રણ કરે છે. યુવાનોમાં પેસી ગયેલી—પેસવી શરૂ થયેલી બેજવાબદારીભરી જિંદગી આ વાર્તાનો મુખ્ય ધ્વનિ છે જે દરેકને માટે વિચારણીય પ્રશ્ન છે.........

મીનાને ને રાહુલને આજ કાલ સાથે ફરતાં જોઈને ઓળખીતાઓને હતું કે બેઉ સમગરજીલાં ને સમાન પ્રકૃતિનાં છે એટલે હવે થાળે પડી જશે.

આમ તો મીના જરા વધુ પડતી માતુની હતી. નહિ નહિ તો ય એને ત્રીસેક વર્ષ તો થયાં હશે પણ કે' છે મનગમતો વર શોધવાની ઠાંસમાં ને ઠાંસમાં રહી ગઈ હતી—કહો રહી જવા આવી હતી. કોક તો કે' છે એને કોઈ મોટરવાળો બલકે પોતાને ફાળે આગવી મોટર આપી શકે એવો પતિ જોઈતો હતો.

તો રાહુલભાઈ પ્રોફેસર પણ એંટવાળા તો ખરા. એમનેય પાંત્રીસ તો થયાં જ હશે. મિત્રો કે' છે કે એમને પરણતા પહેલાં—પ્રસિદ્ધ કવિ નહિ તો છેવટ પે'લી હરોળના વાર્તાકાર કે નાટકકાર તો થવું જ હતું. કેમ જાણે આ વર્ગને જ પહેલી પંક્તિની પત્નીઓ ન મળતી હોય! ને એમ વાર્તાકાર થવામાં ને થવામાં અત્યાર લગી પરણવામાંથીય લટકી પડવા આવ્યા હતા. બલકે આટલે આવ્યા પછી તો એમને ઊલટું આમ લાગવા માંડ્યું હતું, અચ્છા વાર્તાકાર થવું હોય તો સૌ પહેલાં પરણી જવું જોઈએ!'

તો મીનાને પણ જાણે આટલા અનુભવ પછી થવા લાગ્યું હતું: પહેલાં પતિ મેળવવાની વાત ને પછી જ મોટર ફેટરની પચાત!

ને અહીં જ બરાબર એ બેઉ જણને અચ્છી તરહથી જાણી બેઠેલા એક મોટરવાળા પ્રસિદ્ધ વાર્તાકારે, એ બે સમગરજીલાંને એક દિવસગાહનું ભોજન જમાડીને એક બીજાથી પાકી એવી ઓળખાણ કરાવી આપી. આ મારા મિત્ર—બલકે હવેથી આપણા મિત્ર શ્રી. રાહુલ. એ એક અચ્છા કવિ અને જાણીતા વાર્તાકાર પણ છે. ને આચાર્ય આર્ટ કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક છે. ને આ છે અમારાં મિત્ર મીનાકુમારી. એ પણ એમ. એ. છે. પહેલાં તો અમદાવાદની એક હાઈસ્કૂલમાં હતાં પણ છેલ્લા છએક માસથી અહીંની હાઈસ્કૂલમાં સારી પોસ્ટ ઉપર આવ્યાં છે.

એક વારની સિંધવાસી મીના મૂળ તો ચબરાક હતી ને તેમાં પાછું મુંબઈનું પાણી પીધું! ફટ કરતાકને એણે પોતાનો ગોરો હાથ લાંબો કરી કોટ, પાટલૂન, ટાઈનાં સુસજ્જ રાહુલ મહાશયનો જમણો ખભો ખણખણાવી મૂક્યો.

તો રાહુલથી પણ ભૂલ ભૂલમાં જાણે પડઘો પડી ગયો હોય તેમ મીનાનો હાથ જરા વધુ પડતો દબાવાઈ ગયો. અને આ લેખક મિત્રથી મનમાં મનમાં આશીર્વાદ અપાઈ ગયા, 'ભગવાન કરે ને તમારું આ હસ્તધૂનન હસ્તમેળાપમાં જ પરિણમે!'...

ને પછી તો આ સાહિત્યકાર મિત્રને જ નહિ બીજાં ઓળખીતાંનેય દિવસે દિવસે વિશ્વાસ બેસવા માંડ્યો, 'એક જ વ્યક્તિ સાથે માંડ મહિનો ફરનાર આ બે જીવ ત્રણ ત્રણ માસથી એકબીજા સાથે હળીભળી રહ્યાં છે એટલે આજીવન કાં તો ગોઠવાઈયે જાય!' તો આ બે જણનો વિચારેય બને ત્યાં સુધી એકબીજાથી ગંઠાઈ જવાનો જ હતો. માટે જ તો એ એક બીજાને એ રીતે મનમાં મનમાં સમજી સમજાવી રહ્યાં હતાં ને?

વળી બેઉ જણ ફરવા જતાં તેય નિર-નિરાળે સ્થળે. કોઈ વાર ગાડીમાંથી ગોરેગાંવ ઊતરી પડતાં ને આસપાસનાં વનવૃક્ષોમાં લોપ થઈ રહેતાં. તો કોઈ રજાએ બોરીવલીની નિર્જન ટેકરિયોમાં ઘૂમવા જતાં.

અને ત્યાં કુદરતી સૌંદર્યનું પાન કરતાં એ સ્મશાનશાન્તિમાં કોઈ વાર બેઉ જણ મૂક બની રહેતાં તો ઘણી વાર વળી અલકમલકની વાતો પણ કર્યાં

કરતાં હતાં...

તો કેટલીક વાર વળી સ્ત્રી પુરુષ ઉપર આમનેસામને દોષારોપણ કરવા પણ લાગી જતાં હતાં.

મીના તો પુરુષોની લોલુપ વૃત્તિઓના દાખલા પણ— કેટલીક વાર પુસ્તકો ઉપરથી તો કોઈવાર સાંભળેલાય જોર–શોરથી ટાંકી દેખાડતી હતી.

અરે એક વાર તો એણે રાહુલને પોતાની એક સાંભળેલી વાતમાં અવિશ્વાસ દેખાડતો જોઈને પોતાનો જ દાખલો આપ્યો : ' તમે નથી માનતા પણ મારા જ અનુભવની તમને એક વાત કહું. '

રાહુલને પણ કોણ જાણે કેમ પણ વાત સાંભળવા પહેલાં એવો તો રસ પડયો કે ખુશ થતો બોલી ઊઠયો : ' તો તો હું પુરુષ જાત ઉપરનો તારો આક્ષેપ સ્વીકારી શકું. બાકી આમ કોઈકે કહેલી કોઈકની વાતમાં તો માણુસે માણુસે એની સર્જનાત્મક વૃત્તિ પોતા તરફથી કંઈ ને કંઈ ઉમેરો કરતી જ રે' છે. '

' તો સાંભળો ત્યારે. કલાકાર દ્વિવેદીને નામથી તો તમે '— રાહુલ વચ્ચે જ બોલી ઊઠયો : ' નામથી જ નહિ કામથી પણ ઓળખું છું. '

મીના અહીં મલકાઈ ઊઠી : ' હા પણ કામથી ભલે ઓળખતા હો બાકી એની કામવાસનાથી તો '—

' એય કેટલીક તો એનાં ચિત્રો ઉપરથી પરખાઈ આવે છે મીના. '

' તો ત્યારે હું એના આચરણ ઉપરથી એને વધારે પરખાવું. ' કહી મીનાએ પગ આગળથી કલ કલ કરતા વહે જતાં ઝરણામાં કાંકરીઓ નાખતાં વાતની શરૂઆત કરી :

' જે શાળામાં દ્વિવેદી શિક્ષક હતા એ જ શાળામાં એમ. એ. પાસ કરીને હુંય શિક્ષિકા તરીકે નોકરીએ ચઢી. આમાંથી અમારી એક બીજા સાથે ઓળખાણ થઈ. વળી મને પણ ચિત્રકળાનો શોખ એટલે એ ઓળખાણ દિવસે દિવસે મૈત્રીના રૂપમાં ફેરવાતી ગઈ. એક દિવસ એ મને કે' છે : ' તું જો મને થોડીક બેઠકો આપે તો તારું એક મોટા કદનું સુંદર ચિત્ર બનાવું મીના. '

' મનેય આમાં શો વાંધો હોઈ શકે ? ને મેં એમને દર રવિવારે કલાકેકની બેઠક આપવી શરૂ કરી. '

' દિવસની કે રાતની ? ' રાહુલે હાસ્ય સાથે સવાલ કર્યો. તો મીનાએ પણ એની જાણે કિંમત આંકી : ' ભલા માણુસ છો ને ! રાતે બેઠક આપવી હોત તો રવિવાર જેવા રજાના દિવસની જરૂરત જ કયાં હતી ? '

વાતના રસમાં રાહુલે પોતાની ઓછી અક્કલનો જાણે સ્વીકાર કરી લીધો : ' ઠીક વાત છે. પછી ? '

પણ એ મહાશયે તો મને પોઝ આપતાં આપતાં અકેકું ડગલું આગળ અને આગળ જ ભરવા માંડયું '—

' એટલે ? '

' એટલે કે કોઈ વાર મારા ગળા ફરતા હાથ રાખી ડોકને આમ તેમ કરે, તો હડપચીને સીધી ટેઢી રાખતાં કપોલનો પણ ભેગો સ્પર્શ કરે. કદીક વળી છાતી ઉપરથી સાડીનો છેડો ઊંચો નીચો કરી દે, તો પગ ઊંધા નખાવતાં કે સાડીનો વળ ભાંગતાં નિતંબ ઉપર પણ હાથ એમનો ફેરવી લે. '—

' પણ એ તો પોઝ ઠીક કરવા સ્વાભાવિક રીતે જ આમ કરવું પડતું હશે મીના. '

' હુંય શરૂ શરૂમાં તો આ એક જ કારણ માનતી હતી. અરે એક વાર તો સમય પૂરો થતાં જાણે થેંક્સ ( શાબાશી ) આપતા હોય તેમ મારા કપોલ ઉપર એક ટપલી પણ એમણે મારી લીધી '

' ને તોય તેં કશો જ વિરોધ ન કર્યો ? ' રાહુલે આનંદમિશ્રીત નવાઈ સાથે પૂછ્યું.

' વિરોધ તો—આ બધી ચેષ્ટાઓની પાછળ કોઈ એવી મુરાદ એ પારખવા દે તો ને ? એ તો જ્યારે ચિત્રનું કામ પૂરું થયું ને એ જોઈ હું ખુશ ખુશ થઈ ઊઠી ત્યારે હસતો હસતો એણે હાથ પહોળા કરી પુરસ્કારમાં મેલી એવી માગણી કરી ત્યારે '—

રાહુલે વિચિત્ર એવા હાસ્યથી છલકી રહેલી પોતાની આંખો મીના ઉપર માંડતાં પૂછ્યું : ' મેલી એટલે ? '



તો મીનાએ પણ જાણે કાનમાં કહેતી હોય તેમ કહી નાખ્યું : 'કીસ (ચુંબન) કરવાની.'

રાહુલ જાણે કંઈક નિરાશ થયો. બોલ્યો, 'એમાં શું થઈ ગયું મીના ? એ તો આપણે અહીં ! બાકી વિલાયતમાં તો—આપણે ત્યાં જેમ પાન સોપારી એવો ત્યાં એક પ્રકારનો આ શિષ્ટાચાર જ છે.'

'ત્યાં તો ઘણો બધો આચાર શિષ્ટમાં ખપે છે!' મીનાએ અણગમાનો અભિનય કરતાં કહ્યું.

રાહુલે સુધારો કર્યો : 'શિષ્ટમાં નહિ પણ પ્રેમમાં ખપે છે એમ તારે કહેવું જોઈએ ? ને ભારે એક શ્વાસ લેતાં પોતાને જ જાણે કશીક નિરાશા ન સાંપડી હોય તેમ ઉમેર્યું : 'ત્યારે તો તેં દ્વિવેદીને આટલી બધી મહેનતને અંતે નિરાશ જ કર્યો હશે બિચારાને.'

મીનાએ આંખોમાં રોષ ભરી ભવાંમાંથી તીરછી એક નજર નાખતાં કહ્યું : 'તો શું જેને તેને હું ચુંબન આપતી ફરું એમ તમારું કહેવું છે ?' હાસ્યનો ટપકો કરતાં ઉમેર્યું : 'ઉલ્ટાની ચમ્પલ ન ઊડાવી એમ કો' ને ?'

ને સાહિત્યની મુલવણી કરનાર રાહુલ અહીં એવી તો થાપ ખાઈ ગયો !—

અરે પોતાની સામે જ આ ચંપલ ઉગામવાની વાત હોય તેમ એ થોડોક છોભીલો પણ પડી ગયો.

ને મીનાનું પાણી ઉતારવા હોય તેમ હાસ્ય કરતાં બોલ્યો, 'ખરી રીતે તો પુરુષોની આ લોલુપ વૃત્તિનું પ્રેરક બળ મૂળ તો સ્ત્રી જ હોય છે. પણ એ મારી વાંલી એવી પક્કી કે ચૂંબક બનીને જ બેસી રહે ને અંગભંગથી કે આંખોમાં કોઈ કીમિયો ભરી એ ચૂંબકને બેઠી બેઠી એવું તો શક્તિસભર બનાવ્યા કરે કે સામા પુરુષને લોખંડની જેમ ખેંચાઈ આવે જ છૂટકો થાય.'

મીનાએ ઘેનભરી આંખે રાહુલ સામે તાકતાં, આછા શા તિરસ્કારને ટોળમાં લપેટતાં, હસીને કહ્યું : 'પણ કોઈ કોઈ તો લોખંડના એવા લખોટા હોય છે કે'—

પણ અહીં રાહુલ પોતાના આ મંતવ્યના અનુમોદન રૂપે એક પ્રસંગની યાદમાં એવો તો રસતરબોળ હતો કે મીનાના શબ્દો પાછળ રહેલો ધ્વનિ એ પારખી જ ન શક્યો. અરે શબ્દોય એ પૂરા સાંભળવા ન રહ્યો. બોલી ઊઠ્યો : 'એનો ત્યારે એક અનુભવ થયાનો હુંય તને દાખલો કહું.'

ને આ સાંભળી મીના પાછી ઉત્સાહમાં આવી ઊભી. બોલી, 'પણ જુઓ, તમારા જ અનુભવનો.'

'અરે જાતઅનુભવનો' અને એણે કહેવા માંડ્યું : 'એ વખતે હું એમ. એ. ના છેલ્લા વર્ષમાં હતો. ત્યારે અમારી પાડોશમાં એક ત્રણ જણનું કુટુમ્બ રહેવા આવ્યું. એ ત્રણમાં મા, બાપ અને એક જુવાન દીકરી હતાં. એ છોકરી આમ તો સુંદર હતી પરંતુ જ્ઞાતિમાં વરની ખેંચ એટલે મોટી જોટી થવા છતાંય હજુ અવિવાહિત હતી. એના પિતા એજ્યુકેશન ઇન્સ્પેકટર હતા એટલે એમને અવાર નવાર બહાર જવાનું રહ્યા કરતું. એ એક અચ્છા વિવેચક પણ હતા. ઉપરાંત મિલનસાર સ્વભાવના હોઈ મારા પેન્શનર પિતાને એ અવારનવાર મળવા પણ આવતા હતા. ઓળખાણ વધતાં હું પણ એમને ત્યાં શીખવા માટે એ ઘેર હોય ત્યારે જતો આવતો રહેતો રહેતો. ને એમની પેલી યુવાન દીકરી—કે જેણે કોલેજના પહેલા વર્ષ પછી તબિયતને કારણે અભ્યાસ કરવાનું છોડી દીધું હતું એ વળી શોખની ખાતર કવિતા વગેરે મારી પાસે બેસીને કોઈ કોઈ વાર વાંચ્યા કરતી હતી.' અહીં એ જરા શ્વાસ લેવા થંભ્યો.

'ત્રણેક દિવસ થયા હશે ને એક દિવસ, એનાં બા રસોડામાં હતાં ને એકાએક એ મારી બાજુની ખુરશીમાં બેભાન બની ગઈ ને તરફડવા લાગી. હું તો એવો ગભરાઈ ગયો કે એની બાને 'દોડો, ડોદો કાકી' કહીને બૂમ પાડી ઊઠ્યો.

'પરંતુ આવી લાગેલાં એની બાના મોં પર કંઈ ખાસ ગભરામણ ન હતી. અમે બેઉએ થઈને એને જમીન





ઉપર સુવરાવી ને એમના કહેવા પ્રમાણે મેં એના પગ દબાવી રાખ્યા. ને બાએ એનું કામઠું વળવા જતું ધડ દબાવી રાખ્યું. થોડી વાર પછી એ શાન્ત પડી ને પાંચેક મિનિટ પછી રાબેતા મુજબ ભાનમાંય આવી ગઈ. ને પછી મોં ધોઈ જાણે કશું જ ન બન્યું હોય તેમ વળી એ મારી બાજુમાં આવી બેઠી.—

દરમિયાન એની બાએ મહિને બે—મહિને એકાદ વાર ઊપડી આવતી આ વાઈની વાત કરતાં ઉપાય પણ મને કહી સાંભળાવ્યો : 'એવે વખતે પછડાઈ પછડાઈને હેરાન ન થઈ જાય માટે એને દબાવી રાખવી પડે.'

'પછી તો એને દબાવવામાં મારે બે-ત્રણ વાર એની બાને મદદ કરવી પડેલી.'

અહીં રાહુલે એક જોરથી શ્વાસ લીધો. બોલ્યો, 'એક દિવસનો પ્રસંગ છે: મને ખબર નહિ કે એનાં બા ઘેર નથી. ને હું કૉલેજમાં જતાં જતાં એ યુવતી પાસેની મારી ચોપડી લેવા એને ઘેર ગયો. બારીમાંથી તો મેં એને પલંગ પર બેઠેલી જોઈ હતી. પણ જ્યાં બારણામાં દાખલ થઈ દીવાનખાનું વટાવીને બીજી બાજુની એની રૂમમાં જાઉં છું ત્યાં તો એ વાઈ આવવાથી પલંગમાં તરફડતી હતી. કપડાં પણ એનાં એવાં અસ્તવ્યસ્ત કે—મને સંકોચ થયો ને હું એની બાને બોલાવવા રસોડા તરફ ધસ્યો. પણ જોઉં છું તો એ રસોડામાં કે એમની રૂમમાંય ન હતાં. જ્યારે નોકરને તો થોડીક વાર પહેલાં દળાવવા જતો મેં નજરે જોયો હતો. ને ના છૂટકે મારે એકલાએ જ એને'—

[ અનુસંધાન ૧૪૫ મા પાના ઉપર ]

✶

જયન્ત પરમાર

## અંધાપા ડૂબે

માંરે ઉર-અંધારે એવા દીપક આજે ઝબકે,
એની જ્યોતિથી ઉલેચ્યા અંધારાયે ચમકે;
એવી ચમક ચમકતી ત્યારે
કોઈ અદીઠ આતમ ઝબકે.

ઉષા ચમકે, નિશા ચમકે, જગનાં અંધારાં ચમકે,
આશ-નિરાશાને ચમકારે
અઘોર જગવાદળયે ચમકે;
એના ચમકાર્યાં ચીલાથી
આતમ-ઊંડી છોળો ઝબકે.

અસુલખ એવા આતમહીર વીજ ચમકતી આંખે,
એકલવાયા દીપક વચ્ચે જગઅંધારા સાંખે;
એના ઉજ્જવળ એક પ્રકાશે
ઊડે આતમ પાંખે પાંખે.

જગ વચ્ચેથી ઘેરા એવા સૂર બસૂરા બાજે,
ત્યારે એવા નિવેષ કાજે પથ અંધેરા ગાજે;
એ અંધારા ઉલેચાતાં
માનવ તલસે દીપ્તિ કાજે.

દીપક ઝબકે, જ્યોતિ ઝબકે ઝબકારાયે વાસે,
એકલદોકલ આતમ વચ્ચે પ્રાણ ધબકયે શામે;
એવા ધબકારે ધબકારે
આજે વીજ કડાકા દામે.

અંતર તલસે ઉર તલસતું, તલસાટોના ઘોઘો
ક્યારેક ઉદ્બોધે : અજવાળે અંધારા સૌ શોધો.
એ અંધારા વચ્ચેથી
આવે કેં કેં એવા બોધો.

જગની જન્મેલી વૃત્તિએ અંધારા સહુ ડૂબે,
ડૂબ્યા અંધારામાં એવી વૃત્તિઓયે ડૂબે;
એવા દાવો-પેચો વચ્ચે
આજે અંધારા સહુ ડૂબે.
અંતરના દીપેથી આજે
અંધાપાયે આખા ડૂબે.

✶



ભગવતીકુમાર હ. શર્મા

## મુદ્રણદોષ

વીતી ગયેલા વર્ષનો ગરવો પ્રસંગ,
સંસ્કૃતિ કેરો પુરાયો જેમાં રંગ:
બુદ્ધના નિર્વાણને પચ્ચીસસો વર્ષો ગયાં વીતી,
નથી ખોટી જરા મિતિ.
ઊજવાયો ભવ્ય ઉત્સવ આખી પૃથ્વીના પટે,
કીધું બધું જે જે ખરે કરવું ઘટે!
ઘંટનાદોથી ગુંજી આખી ધરા,
દીપ જ્યોતિર્મય હજારો ઝળહળ્યા,
પુષ્પની વૃષ્ટિ થઈ,
સુરભિમય સૃષ્ટિ થઈ,
બુદ્ધની અતિ શાંત, શીતળ, સૌમ્ય મૂર્તિ
પુષ્પમાળાઓ નીચે અદૃશ્ય થઈ!
વંદના, ભક્તિ, સમર્પણ, પ્રાર્થના,
મંત્રધારા, સ્તોત્ર, પૂજન, અર્ચના,
બુદ્ધને ને સંઘને ને ધર્મને શરણે જવાના નાદથી
વિશ્વની રજ રજ અપાર્થિવ ભાસતી
કામ, માયા, ક્રોધ પર વિજયી બની
વૃત્તિઓ જીવન તણી ઉલ્લાસતી.

ત્યાં દૂર ગાજ્યો નાદ......
બુદ્ધની પચ્ચીસસોમી આ જયંતીને સમે
નક્કી હશે એ શાંતિ કેરો સાદ......
ના......!
બોમ્બ ઍટમ, હાઈડ્રોજન,
માનવીના કુળ તણું કરતા પ્રનાશન.
આ એક ખૂણે:
સુએઝના જળમાર્ગ માટે સૃષ્ટિનાં શિખરો ધ્રૂજે;
બોમ્બની બોલી મહીં વાતો કરે,
શાંતિના ઢોંગે એ આઘાતો કરે......
એક બાજુ:
ભાઈ ભાઈનું ઢળે છે ખૂન તાજું;
થાય છે વિષનું વમન,
હેતની હોળી કરી કરતા હનન.
રક્તની વર્ષા અને આ આગના ભડકા,
શાંત, શીતળ ચાંદનીમાં ચૈત્રના તડકા!
પોલાન્ડ, હંગેરી, મિસર, અલ્જિરિયા,
ફ્રાન્સ, ઓમન...કેટલાં ગણવાં રહ્યાં?
તે છતાં,
'બુદ્ધને શરણે પળું છું,'
'સંઘને શરણે પળું છું,'
'ધર્મને શરણે પળું છું,'
નાદ આવા ચોતરફ સુણતો ફરું છું;
મન મહીં એથી હું મૂંઝાઈ મરું છું!
મુજને લાગે છે: નક્કી કંઈ ભૂલ છે;
ફૂલને સ્થાને ખરે એક શૂલ છે!
વિશ્વના ઇતિહાસ કેરા ગ્રંથમાં,
હોશમાં કે રોષમાં કે જોશમાં
એ તો નથી મુજને ખબર,
કિન્તુ ખરેખર,
કંપોઝમાં કુદરતથી મુદ્રણદોષમાં
ભૂલ ભારે રહી ગઈ:
'યુદ્ધ'ને બદલે છપાયું 'બુદ્ધ' છે!

*

શબ્દશાસ્ત્રનો પંડિત અને ભાષાનો સ્વામી ગમે તે વસ્તુમાંથી ગમે તે બોધ તારવી શકે છે અને ચમત્કારનો આનંદ પણ આપી શકે છે. ચોખા અને તલને તો બધા ઓળખે જ છે. ભાત અને તલથી જેની બુદ્ધિ પોપાઈ છે એવા એક પંડિતનું નીચેનું વચન જુઓ:—

આપણે એ ચોખા છીએ કે જેને ખાંડવાથી તેની ભલાઈ વધે છે, એ ચોખ્ખા-ધોળા થાય છે. આપણે એ તલ નથી કે જે થોડાક ખંડાવાથી પોતાનો સ્નેહ (તેલ) છોડી દે છે અને પોતે ખોળ બને છે!

ચુનીલાલ મડિયા

# અડદનું પૂતળું

પત્ની અને બાળકો છોડીને ગૃહત્યાગ કરતા એક સામાન્ય પતિની પત્નીની હૃદયવિદારક આ કથનીમાં જે કરુણતા ભરી છે તેને જાણે આપણા પ્રસિદ્ધ વાર્તાકાર હુલાવે-ફુલાવે છે અને રૂઢિની જકડમાં એવી તો ભીંસાવે છે કે આપણે એ પ્રણાલીઓને તોડી વછોડી દઈએ........

ગુંદાસર ગામમાં ગ્રામોફોન હતું, પણ રેડિયો હજી નહોતો આવ્યો. છતાં લોકોની જીભ જ એવી તો જોરદાર હતી કે વૃત્તવિતરણનું કામ એ વાયુ કરતાંય વધારે વેગથી કરી શકતી. વેજલ રબારીએ રઘાની આંખમાં આંસુ જોયાં એ વાત થોડા દિવસમાં તો લગભગ ઘેર ઘેર પહોંચી ગઈ.

જે જે ઘેરે વેજલનું દૂધનું લગવું બાંધેલું તે તે આંગણે આ રબારીએ કહી દીધું: 'મેં રઘાબાપાને રોતાં ભાળ્યા !'

ડુમરની ખડકીમાં આ સમાચાર વેજલને બદલે ધનિયા ભરવાડે પહોંચાડ્યા. વેજલ ને ધનિયો એક જ ખડકીના પડોશી એટલે રાત પડ્યે ફળિયામાં ખાટલા ઢાળીને બન્ને જણ સુખદુઃખની વાતો કરે એ રીતે વેજલે રઘા મહારાજના કોઈક અદૃષ્ટ દુઃખની ને ભેદી આંસુની વાત કરેલી અને ધનિયાએ ડુમરની ખડકીમાં ઢોર છોડવા જતી વેળા ઊજમને સમાચાર આપ્યા.

નીચું જોઈને, ઉદાસીન ચહેરે ગમાણમાંથી ગાયને છોડતી ઊજમને ઉદ્દેશીને ધનિયો બોલ્યો:

'સાંભળ્યું ઊજમભાભી ? થોડાક દી મોર્ય વેજલિયો રઘા મા'રાજની હોટરે દૂધ દેવા ગ્યો તંયે ગોરબાપા એકલા એકલા રોતા 'તા !'

આવા મહત્ત્વના સમાચારમાંય ઊજમે કશો ઉત્સાહ ન બતાવ્યો તેથી ધનિયાને પુનરોક્તિનો દોષ વહોરીનેય ભારપૂર્વક કહેવું પડ્યું:

'સાંભળ્યું ? બીજું કોઈ નઈ ને રઘો બાપો જ રોતો 'તો !'

નીચે મોઢે ગમાણમાં વાસીદું કરતી ઊજમે આ સમાચાર પ્રત્યેનો અણગમો વ્યક્ત કરવા સહેજ ઊંચું જોયું અને ધનિયાના મોઢા પરથી આ વૃત્તાંતનિવેદનનું બધું જ નૂર ઓસરી ગયું. ઊજમની આંખ જાણે મૂંગો ઉત્તર આપતી હતી:- આજે મારી પોતાની આંખમાંથી આંસુ સુકાતાં નથી, ત્યાં પારકાનાં રુદનમાં હું શાનો હર્ષ અનુભવી શકું ?

નિરાશ થયેલો ધનિયો ઢોરને હાંકતો ખડકી બહાર નીકળ્યો એટલે ઊજમે સાડલાના છેડા વતી બન્ને આંખો લૂછી અને રોઈ રોઈને રાતું થઈ ગયેલું નાક છીંક્યું.

અત્યારે દાદા પટેલ અડદ ખરીદવા ગિધાના હાટે ગયા હતા. ગોબર ગામના મુખી અને નાતીલાઓને બોલાવવા ગયો હતો, સંતુ અંદર રાંધણિયામાં ખેતરના રખોપિયાઓ માટેના રોટલા ઢીબતી હતી, તેથી ફળિયામાં સારું એકાંત હતું. ઊજમને ક્યારનો ગળે ભરાઈ રહેલો ડૂમો મુક્ત રુદન માટેની મોકળાશ માગી રહ્યો હતો પણ એને આ ભર્યાં ઘરમાં ક્યાંય એકાંત મળતું નહોતું. અત્યારે અનાયાસે જ આવું એકાંત સાંપડી જતાં ક્ષોભ કે શરમના સઘળા અવરોધો દૂર થઈ ગયા અને એ પ્રોષિતભર્તૃકા મોટેથી રડી પડી. બાર બાર વર્ષના રુદ્ધ રુદનને અત્યારે મોકળો માર્ગ મળી રહ્યો. ક્રંદન આ ચિરવિયોગિનીના કાળજાંને આટઆટલાં વર્ષથી કોરી રહ્યું હતું એને અત્યારે પૂરેપૂરી વાચા સાંપડી...

ઊજમના અંતરની જ્વાળાનું આજે ઉત્કર્ષબિંદુ આવી રહ્યું હતું. આજે દેવશીનું શ્રાદ્ધ સારવા કામેસર ગોર આવવાના હતા. પૂરાં બાર વર્ષની અવધ પછી પાછો ન આવનાર દેવશી હવે મરી પરવાર્યો છે એમ સમજીને એના નામના અડદના પૂતળાને અગ્નિદાહ દેવાનો હતો અને એની મરણોત્તર ક્રિયા પણ કરવાની હતી. આજે આ અભાગિની સ્ત્રીને છતે પતિએ સૌભાગ્યનષ્ટા જાહેર કરવાની હતી.



'આજથી મારો ભીમો છતે બાપે ન-બાપો ગણાશે!' એમ મનશું વિચારીને ઊજમે ડૂઠવો મૂકી દીધો.

સારું થયું કે ઘરના ઊંડાણમાં આવેલા રાંધણિયા સુધી એ ક્રન્દન પહોંચી શકતું નહોતું, નહિતર સાંભળીને સંતુ બહાર દોડી આવી હોત તો ઊજમને હૈયાભાર હળવો કરવા માટે સાંપડેલું સરસ એકાંત ટળી ગયું હોત.

ઘર છાંડી ગયેલા પતિને પાછો લાવવા માટે તો ઊજમે પોતાના ભાગ્યદેવતાને રીઝવવા કેટકેટલા પ્રયત્નો કર્યા હતા? જપ-તપ, બાધા-આખડી, માનતાઓ અને સંકલ્પો, ગ્રહશાંતિ ને પ્રાયશ્ચિત્ત, કશું જ એણે બાકી રાખ્યું નહોતું. પતિના પુનરાગમનની આશાએ એ પથ્થર એટલા દેવ કરી ચૂકી હતી, દેવશીનું મોઢું જોયા વિના ઘી ન ખાવું એવી આકરી બાધાને આજ બાર બાર વર્ષથી ચુસ્તપણે પાળતી આવી હતી. પતિ પાછો આવે ત્યારે પગે ચાલતાં ગિરનાર પર જવું અને અંબામાને સોનાનું છત્તર ચડાવ્યા પછી જ ધોળું અનાજ મોઢામાં મૂકવું એવી માનતા માની હતી.

રોજ સવારે ઊઠીને ઊજમ ઓતરાદી દિશામાં અંબામાની ટૂંક ભણી તાકી રહેતી. દેવશી કેમ જાણે એ ડુંગર પરથી જ ઊતરવાનો હોય એમ મુગ્ધ ઉત્સુકતાથી તાકી રહેતી. દયાર્દ્ર ચહેરે દેવીને વિનવી રહેતી: મા, હવે તો મારા ઉપર ત્રુઠમાન થાવ, મા! આગલે ભવ મેં અભાગણીએ કેટલીક ગવતરિયુંની હત્યા કરી હશે તી આ ભવે મારે આવા વિજોગ વેઠવા પડે છે? આગલે ભવ મેં ભૂંડીએ કેટલાંક વહાલાંમાં વિજોગ કરાવ્યા હશે, તી આ ભવે એનાં ફળ ભોગવવાં પડે છે?...

અને એક દબાયેલા ડૂસકા સાથે ઊજમે મણ એકનો નિસાસો મૂક્યો: અરેરે...અંબામા બચાડી આમાં શું કરે? મેં જ અભાગણીએ આગલે ભવ પાપ કરવામાં પાછું વળીને નહિ જોયું હોય, કોણ જાણે કેટલીય બ્રહ્મહત્યા કરી હશે, કેટલાંય ગરીબનાં ગળાં લુલ્યાં હશે, ઘણાંય રાંક માણસને રોવરાવ્યાં હશે, આગલે ભવ મેં જ કોઈ નિયાણીના નિસાસા લીધા હશે, કળોયાંનાં કાળજાં કકળાવ્યાં હશે, તી આ ભવમાં મારાં કાળજાં કકળે છે!

'કાં ઉજમવવ!' ખડકીના ઊંબરામાંથી અવાજ આવ્યો, અને ઊજમ સત્વર સાબદી થઈ ગઈ.

હાથમાં છાશ લેવાના ખાલી લોટાને મેલાઘાણ સાડલાની ઓથમાં ઢાંકી ઝમકુ ખડકીમાં પ્રવેશી. ઠુમરની ખડકીની આ પછીતની પડોશણ સાથે ઊજમને વાડકા-વ્યવહારની જેમ છાશના લોટાનો એકમાર્ગી વ્યવહાર હતો.

'આજ તો કાંઈ બવ વે'લાં આવ્યાં, ઝમકુભાભી!' ઊજમે સ્વસ્થ થઈને વાતચીત શરૂ કરી.

'ઈ મૂવા મોહલને આજ વેલું વેલું જોંહટવું છે...'

ઝમકુએ પોતાના પતિ ગિરધર માટે 'મોહલ' શબ્દ યોજ્યો હતો અને જોંહટવું 'જમવા'ના પર્યાય તરીકે વાપરતી.

'ગિધેભાઈ તો રોજ રોંઢાટાણે જ રોટલો ખાવા આવે છે ને!' ઝમકુએ કહ્યું.

'અરે ઘણીય દાણ તો રાંગે રોટલો ખાવાનું જ સંચોડું ભૂલી જાય—રૂપિયા ગણવા આડ્યે...પણ આજે તો શેજાદાને વેલું વેલું જોંહટીને શાપર જાવું છે—'

'શાપરના આંટાફેરા હમણાં બંવ વધી ગ્યા છે કાંઈ?'

'અમથો અમથો તો હાટડીને ઊંબરેથી ક્યાંય આઘો ખહે એમ નથી.' ઝમકુએ મર્મવાક્ય ઉચ્ચાર્યું. 'આ તો લાલો લાભેલોભે શાપર લગણ લાંબો થાય છે—'

'શાપરના સંધી લોકુમાં ગિધેભાઈએ બવ ધીરધાર કરી છે એમ સાંભળ્યું છે. ઉઘરાણી સાટુ ધોડા કરવા પડતા હશે—'

'ઉઘરાણીનું નામ ને છાનુંછપનું કામ.' કહીને ઝમકુએ વળી પતિ અંગે પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો. 'પીટડિયો જેટલો બાર્ય દેખાય છે એટલો જ હજી

[અનુસંધાન ૧૪૭ મા પાના ઉપર]

રવિશંકર મહારાજ

# રવિ પછી તો સોમ છે.....

મઢી આશ્રમમાં પ્રાર્થના પછી કરેલા આ પ્રવચનમાં આપણને મહારાજશ્રી એક સાદી કવિતાનો આધ્યાત્મિક અર્થ કહે છે. ખૂબ સાદી ભાષામાં રજૂ થતાં મહારાજશ્રીના આવાં વ્યક્તવ્યો સચોટ હોય છે......

'રવિ પછી તો સોમ છે, ત્રીજો મંગળવાર, ચોથો બુધ, ગુરુ પાંચમો, પછી શુક્ર છે વાર.
શનિવાર તે સાતમો છેલ્લો વાર ગણાય, એમ મળી અઠવાડિયું સાત દિવસનું થાય.'

આ કવિતા આપણે સૌ નાનપણમાં ભણ્યા હોઈએ છીએ અને વારનાં નામ પણ જાણીએ છીએ. પણ આ કેવળ વારનાં નામ છે એમ ન સમજવું. જેમ એકની પાછળ બીજો વાર જોડાઈ આખું અઠવાડિયું બને છે તેમ એકની પાછળ એક ગુણ જોડાઈ પવિત્ર સાંકળ બને છે. એ સદ્ગુણોની સાંકળ એટલે આપણું ઉચ્ચ જીવન. હવે એનો અર્થ જોઈએ.

અહીં 'રવિ' એટલે રવિવાર નહીં પણ સૂર્ય. અને સૂર્યનો ગુણધર્મ છે તાપ, ગરમી, ઉકળાટ. જ્યારે ખૂબ ગરમી પડતી હોય છે ત્યારે આપણને ગભરામણ થાય છે. એમ કોઈ પણ કામ આપણે ઉપાડીએ એટલે તેનો તાપ સહન કરવો જ રહ્યો. અને તાપ પડ્યા પછી શું? 'સોમ' આવે. સોમ એટલે ચંદ્રમા. શીતળતા. ગરમીના ઉકળાટ પછી જ શાંતિ આનંદદાયી લાગે છે ને? ખૂબ ગરમીમાં બફાઈ ગયા હોઈએ અને ત્યાં જો શીતળ પવનની લહેર આવે તો? 'હાશ' કરીને આનંદનો ઉદ્ગાર કાઢીએ છીએ. એટલે કષ્ટ ભોગવે તેની પાછળ શાંતિ આવવાની જ છે.

સોમ પછી આવે મંગળ. મંગળ એટલે શુભ, ભલું. તેથી આપણામાં કહેવાય છે ને કે ધીરજનાં ફળ મીઠાં. અને ગીતાએ પણ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણમાં એ જ ગાયું છે: 'પામે પ્રસન્નતા તેનાં દુઃખો સૌ નાશ પામતાં.' એટલે શાંતિ જેણે મેળવી તેનું ભલું જ થવાનું. મંગળ પછી બુધ. બુધ એટલે વિવેકી, ડાહ્યો, જ્ઞાની માણસ. જેણે જીવનમાં શાંતિ મેળવી તે વિવેકી અને જ્ઞાની બની જવાનો. આવી સ્થિતિને આપણે 'ગુરુ' કહીએ છીએ. ખૂબ વિદ્વાન માણસને સમાજ 'ગુરુ' તરીકે ઓળખતો હોય છે.

પણ, ગુરુ થયા પછી ચેતવા જેવું છે; કારણ કે 'શુક્ર' આવે છે. શુક્ર એટલે શું જાણો છો? સ્વાર્થ—લોભી ઇચ્છા. તેથી ઘણાંની કામના ફળે નહિ એટલે નિસાસો નાખીને કહેશે: 'કાંઈ શુક્રવાર વળ્યો નહિ.' મનનો સ્વાર્થ સધાયો નહિ. એટલે જ્ઞાની બન્યા પછી પોતાની બુદ્ધિનો ઉપયોગ સ્વાર્થ માટે ન કરાય. અને ભૂલેચૂકે પણ જો શુક્રવાર સાધવા ગયા તો, શનિમાં આવી પડ્યા સમજજો. શનિની સાડાસાત વર્ષની પનોતી કહેવાય છે. એ કેવી હોય છે તે તો જેણે અનુભવ્યું હોય તેને જઈને પૂછીએ ત્યારે સમજાય.

ઉચ્ચ જીવન ગાળવાની ભાવનાવાળા મુમુક્ષુઓને આ ચાર લીટીઓ બહુ ઉપયોગી થાય તેવી છે; કારણ કે રોજ આપણે વારનાં નામ દેવાં પડે છે.





ડૉ. સુમન્ત મહેતા

# મારું બચપણ

બાળપણાની દુનિયામાં ડોકિયું કરતી વખતે તેની રમૂજો, તેની ગમ્મતો, તેની કેટલીક કલ્પનાઓ લગભગ બધાંને ગમે. આ લેખમાં આપણા વયોવૃદ્ધ ગુજરાતી વિચારક આપણને એવી જ વાતો કહે છે કે જે દરેકના બાળપણને જગાડી જાય......

મારાં બચપણની વાતો એટલે આજથી ૬૦-૬૫ વર્ષ પહેલાંના જૂના વડોદરાની વાતો. મારું બચપણ ગામડાંમાં નહોતું ગાળ્યું, તેમજ કોઈ શહેરના ઘીચ વસતિવાળા સાંકડા વાતાવરણમાં પણ નહિ. વડોદરા શહેરની પૂર્વમાં મોટું વારસીઆનું મેદાન છે. એ મેદાનમાં વડોદરાના સૈન્યની એક ટુકડી કવાયત કરતી, અને તેની પણ પૂર્વમાં બીજું સરસીયું તળાવ છે, અને તેના કાંઠામાં માંદા સૈનિકો માટે મોટું દવાખાનું હતું અને તેમાં મારા પિતા માટે દાક્તરનો મોટો બંગલો હતો. દવાખાનાના બધા મદદનીશો ત્યાં જ રહેતા.

અમારા બંગલા અને શહેર વચ્ચે ½ માઈલનું અંતર હતું, તેથી અમે તદ્દન એકલવાયાં, અને એકાંતમાં, પડોશ વિનાનાં રહેતાં હતાં. અમારાં કુટુંબ તથા નોકરો સિવાયનાં આવાં એકાંત વાતાવરણમાં મારાં બચપણનાં ૮-૯ વર્ષ વીત્યાં હતાં. અમે બીજા લોકોથી આઘે રહેતાં હતાં તે છતાં અમારું જીવન રસ વિનાનું કે વિવિધતા વિનાનું નહોતું, અને અમે સુખી આનંદી જીવન ગાળતા કારણ કે મારા પિતાને બાગનો ખૂબ શોખ હતો અને તેની પાછળ પુષ્કળ નાણું ખર્ચતા. અમારે ત્યાં શાકભાજી માટે બીજો બાગ હતો. આ બન્નેમાં અમે કામ કરતા.

અમારે ત્યાં બે ગાય હતી, વાછરડાં પણ થતાં. ૨૦-૨૫ જાતનાં રંગબેરંગી અને જુદી જુદી ઓલાદનાં કબુતરો અમારા નોકરો પાળતા. કેટલાંક એવાં હતાં કે જે જમીન પર અને બીજાં હવામાં ગુલાંટ ખાતાં.

અમારા બંગલાની પાસે બે તળાવો હતાં. એકમાં મગરો હતા તે અમે જોતા. એ તળાવમાં સરકારી હાથીઓ નહાવા માટે આવતા. હાથીઓ સૂંઢવતી પાણી ઉડાડીને જળક્રીડા ખેલતા. મગરો પાણીની બહાર નીકળીને તડકામાં પડી રહેતા તે ઝાડના લાકડાંના જેવા જણાતા. બીજા તળાવમાં લાખો માછલીઓ હતી. અમે પાણીમાં મમરા નાખતા ત્યારે માછલીનાં ટોળેટોળાં મમરા ખાવાને આવતાં. તળાવના પાણીમાં કમળ અને પોયણીના વેલા ફેલાઈ રહ્યા હતા, અને તેના પર જે ફૂલ થતાં તેનું સૌન્દર્ય જોતાં અમે કદી થાકતાં નહીં. હવામાં જ્યારે પુષ્કળ ભેજ (ધુમ્મસ) રહેતો ત્યારે કમળનાં પાંદડાં પર ભેજનાં બિંદુઓ મોતીના દાણા જેવાં બાઝતાં. ધીમેધીમે તે મોટાં થતાં અને પછી પાંદડાંથી તેનો ભાર ઝીલાતો નહીં એટલે તે નમી પડતાં અને ટીપાં તળાવમાં સરી પડતાં. એક વ્યક્તિ અથવા આત્મા સમષ્ટિ અથવા પરમાત્મામાં ભળી જાય છે એવું જ્યારે મેં મોટપણમાં વાંચ્યું (The Dew-drop slips into the shining Sea) ત્યારે આ ઉપમા સમજવી મને સહજ લાગી. પાસેના એક મંદિરમાં મોટા જંગી કાચબાઓ હતા. ૨૦૦-૩૦૦ વર્ષના જૂના છે એમ લોકો કહેતા હતા. તેને અડકીએ એટલે તરત હાથપગ અને માથું તેની પીઠ પર લોખંડના જેવી ઢાલ હોય છે તેમાં સમાવી દેતાં. માણસ જો પોતાની ઈન્દ્રિયોને સંકોચી લે, સંયમમાં રાખે તો તે પરમાનંદ ભોગવી શકે છે એ સત્ય પણ મારે સમજવું અઘરું નહોતું. હાથી અને મગરને જોઈને મને નાનપણમાં પણ વિચાર આવતો કે આ પહાડ જેવાં પ્રાણી કે રાક્ષસી દાંતવાળા પ્રાણી પર છેવટે માણસ સરસાઈ ભોગવે છે, તેવાં પ્રાણીનો સરદાર બને છે. કારણકે એનામાં બુદ્ધિબળ છે અને તે જ સર્વોત્તમ સાધન છે.

અમે ખુલ્લા મેદાનમાં રહેતાં હતાં તથા અમારું આકાશ ઘણું મોટું જણાતું. અમારી આસપાસ વસતિ નહોતી તેથી ધૂળ ઊડતી નહીં અને આકાશ





સ્વચ્છ ભૂરું રહેતું. બપોરે તેમાં ખૂબ ખૂબ ઊંચે સમડીઓ પાંખ ફફડાવ્યા વિના હવામાં તર્યાં કરતી. રાત્રે લાખો કરોડો અસંખ્ય તારાઓ આકાશમાં ટમટમતા તે જોઈને અમને આ સૃષ્ટિની વિશાળતાનો ખ્યાલ સહેજ સહેજ આવતો. દરિયા કિનારે અને પર્વતો પર આવી વિશાળતાનો ખ્યાલ આવે છે પણ અમને તો અમારી આસપાસનાં વાતાવરણમાં આવા ભવ્ય અનુભવો થતા.

સરસિયા તળાવની પાળ પાસે આંબા, સીતાફળી, જાંબુડીનાં સેંકડો ઝાડ હતાં. તેનાપર થતાં પાકાં ફળો અમને ખાવાને મળતાં. અમારા બાગમાં કમરખ શેતુર અને જામફળ થતાં હતાં. તળાવમાંથી શિંગોડાં અને કમળકાકડી અમને ખાવાને મળતી, તળાવની અંદર જળકુકડી તથા બતકોને સરળતાથી તરતાં જોઈને અમારું મન રાજી રાજી થઈ જતું. બાગમાં તેમજ ઝાડીમાં રંગરંગિત ફૂલો અમને જોવા મળતાં અને આ બધા સૃષ્ટિ સૌંદર્યમાં અમારું હૃદય પ્રફુલ્લિત બનતું.

હું પાંચ વર્ષનો હતો ત્યારે મારા દાદાને લખેલા કાગળના અક્ષર વખણાયા હતા. મને છેક સાત વર્ષની વયે શાળામાં દાખલ કરેલો, પણ મારાં માએ મને ગુજરાતી તથા અંગ્રેજી ભાષા વાંચતાં લખતાં શિખવેલી. જેમણે વર્તમાનકાળનો ગુજરાતનો ઇતિહાસ વાંચ્યો છે તેમને આશ્ચર્ય થશે કે છેક ૧૮૭૬માં (આ લેખ છપાય છે તેની ૮૧ વર્ષ પહેલાં) મારાં મા સૂરતની હાઈસ્કુલમાં એક એકલાં અટુલાં વિદ્યાર્થિની હતાં. 'કરણઘેલો' નવલકથાના કર્તા, નંદશંકર તુળજાશંકર, મારાં માના બાપ, એ હાઈસ્કુલના હેડમાસ્તર હતા.

આજનાં બાળકોને મારા પર દયા આવશે કે અમને પાઠ્ય પુસ્તકો સિવાય એક પણ નાનું પુસ્તક વાંચવા મળેલું નહીં. આજે તો તેવાં હજાર બે હજાર પુસ્તકો છપાયાં હશે, અમારી ચોપડીઓમાં રંગરંગિત ચિત્રો નહોતાં. અમારે માટે એક પણ બાળમાસિક નહોતું. બાલમંદિરો નહોતાં. શાળામાં શિક્ષકો અમને વાતો કહેતા નહીં. પણ મારા એક ફોઈ હતાં તે અમને રામાયણ મહાભારત તથા પુરાણોમાંથી ઘણીઘણી વાતો કહેતાં. અમને રમવા માટે કોઈ જાતનાં રમકડાં મળ્યાં હોય એવું મને સાંભરતું નથી. એકાંતમાં રહેવાને લીધે મને લખોટી કે ભમરડાથી રમતાં, અને પતંગ ચડાવતાં આવડ્યું નહીં. હાઈસ્કુલમાં ક્રિકેટ રમતો ખરો, અને હું શોખથી વ્યાયામશાળામાં દાખલ થયો હતો (ઈ. સ. ૧૮૯૦) અને મને કસરતો સારી આવડતી. મને આખી જિંદગી પર્યંત વ્યાયામ પ્રત્યે શોખ રહ્યો છે.

વડોદરામાં દરેક વર્ષમાં ત્રણ મોટી સ્વારીઓ નીકળતી: ગણપતિને ડુબાડવાની, તાજીઆ ઠંડા કરવાની, અને દશેરાની. એ જોવા માટે અમે શહેરમાં એક વણિક મહાજનને ઘેર જતા. પહેલા માળનો રવેશ રસ્તાથી ભાગ્યે ૧૦ ફૂટ ઊંચો હશે. આસપાસનાં ગામડાંઓમાંથી હજારો સ્ત્રીપુરુષો ને છોકરાં સારાં સ્વચ્છ કપડાં પહેરીને ફરતાં તથા મોજ માણતાં ગ્રામજનો વાંસળીઓ વગાડે, સ્ત્રીઓ મોટા અવાજે ગીતો ગાય અને સૌ કિલ્લોલ કરીને આનંદ ભોગવતાં હોય તે જોવાનું અમને મળતું.

પણ એકંદરે મારું જીવન એકાંતમાં પસાર થયું હતું, અને તેથી હું આજ સુધી એકાંતપ્રિય રહ્યો છું. હું એકાંતમાં મગ્ન રહું છું. મને એકલા ફરવાનો ઘણો શોખ છે. મને બહુ મોટો લાભ એ થયો કે મેં કદી ચાડીચુગલીઓ કે નિંદા ઈર્ષ્યાની વાતો સાંભળી નહીં, મને નકામા ગપાટા મારવા ગમતા નથી. હું ઓછાબોલો હતો. હું ન્યાતમાં બહુ ઓછું ભળેલો તેથી હું સમાજના રીતરિવાજોથી, લોકોના વહેમોથી, ખરાબ રૂઢિઓથી કેવળ અજ્ઞાન રહી ગયો. વખતે લોકો મને 'ભોટ' માનતા હશે. હું સંસારનાં તેમજ ન્યાતના ઝઘડાઓ અને કડવાશથી દૂર રહી શકયો. મેં ન્યાતના કે ધર્મના ભેદ છેક નાનપણથી કદી જાણ્યા નથી. અમે કદી અસ્પૃશ્યતાનું પાલન કર્યું નહોતું. મારે કબૂલ કરવું જોઈએ કે એકલા રહેવાને લીધે મને બીજા લોકોના અભિપ્રાયો જાણવાની તક



ચુનીલાલ વ. શાહ

# બલિદાન

સરદાર કે. એમ. પણીક્કરની એક સત્ય ઘટનાત્મક કથાનો આપણા પીઢ સાહિત્યકારે ખાસ ઊર્મિ માટે કરેલો આ અનુવાદ આપણા રૂઢિગુલામ માનસને કેવું છતું કરે છે! માણસ કેટલી હદ સુધી રૂઢિઓનો ગુલામ બની શકે છે તે આ વાર્તા સચોટતાથી બતાવે છે......

સાત વર્ષ પછી હું મારા મૂળ વતનને ગામે ગયો. ગામની સ્થિતિ અત્યંત શોકજનક હતી. શીતળાના ઊડતા ચેપી રોગથી લગભગ પચાસ ટકા જેટલી વસતી ચાલી ગઈ હતી. બૅરિસ્ટર થયા પછી મદ્રાસ શહેરમાં જ હું પ્રેક્ટિસ કરવા લાગ્યો હતો. ગામડે જવાનું બહુ ઓછું બનતું. જ્યાંસુધી માતા જીવતી હતી ત્યાંસુધી દરવર્ષે ઉનાળાના વૅકેશનમાં, એકાદ અઠવાડિયા માટે, જૂના અને બાપદાદાના કાળથી ઊતરતા આવેલા પોતાના ઘરમાં રહેવા માટે જતો હતો. માતાના મૃત્યુ પછી મારી ખેતીવાડીની વ્યવસ્થા માટે મેં એક ગુમાસ્તો રાખ્યો હતો, તે નિયમિત રીતે ખેતીની આવક લેતો, હિસાબ રાખતો અને નાણાં મને મોકલી આપતો. આ કારણે મારે હવે વારંવાર ગામડે જવાની જરૂર રહેતી નહિ અને મને જતાં ઉત્સાહ પણ ઊપજતો નહિ.

પણ ગામમાં મારામારી ચાલી તેમાં મારો ગુમાસ્તો બિચારો પહેલે ઝપાટે ઊઠી ગયો અને પછી તો આખા ગામમાં રોગ પ્રસર્યો. એવા ગામે જવાની મને ઇચ્છા પણ ન થાય, પરંતુ જમીનની વ્યવસ્થા અંગે તો ગયા વિના ચાલે તેમ નહોતું. હું ગયો ખરો અને અઠવાડિયા સુધી રોકાયો પણ ખરો. વતનના ગામથી આટલાં વર્ષો સુધી દૂર રહેવાથી અત્યારે એની ગ્રામ્યતાનું દર્શન ખૂબ દુઃખદાયક લાગવા માંડ્યું. ગામ ઉજ્જડ જેવું લાગતું હતું. ચોમેર જાણે મૃત્યુ પોતાની છાયા પ્રસારી રહ્યું હોય એવું નિસ્તેજ લાગતું હતું. આગલે દિવસે મારી જમીન ખેડનારા ખેડૂતો અને બીજા કેટલાક દેણદારો મને મળવા આવેલા, તેમને મળવાથી તો મને વધારે ખરાબ લાગ્યું. બધાય માણસો જાણે મૃત્યુના ભયથી થરથરતા ન હોય એવા લાગતા હતા. કોઈમાં ઉત્સાહનો છાંટો નહોતો. તેમની જિજીવિષા જાણે મૂર્છા ખાતી હોય એમ કોઈને પણ લાગ્યા વિના ન રહે.

બીજે દિવસે સવારે મને મળવા માટે રામણ્ણી આવ્યો. ગામના દેવળના વંશપરંપરાગત ચાલતા આવેલા માંત્રિકના કુટુંબનો તે હતો. કોઈ વિશેષ મહત્ત્વને પ્રસંગે દેવીની ઇચ્છા જે કાંઈ હોય તે એ માંત્રિક દ્વારા પ્રકટ થતી અને આસપાસના લોકોમાં તે પ્રત્યે શ્રદ્ધા પણ હતી. નાનપણમાં મેં કોઈ કોઈ વાર જોયેલું કે એ માંત્રિક દેવળમાં એકઠા થયેલા ભાવિકોના ટોળામાં, તેના અંગમાં દેવીનો સંચાર થવાથી ધ્રૂજતો, પછી બેહોશ થતો અને છેવટે દેવી-માતાનો 'કોલ' લોકોને આપતો!

પણ આ વખતે તો માંત્રિક રામણ્ણીને જોતાં મને

---

ઓછી મળી છે. મને લોકો સાથે ચર્ચા કરવાની ટેવ ઓછી છે. મારામાં વખતે સહકારવૃત્તિ ઓછી હશે. મારા પિતાએ અમને એવી તાલીમ આપેલી કે અમને અંધારામાં જવાની કે 'ભૂત'ની બીક લાગેલી નહીં. સાપને દેખીએ એટલે અમે તેને મારી નાખતા, અને સાપની સંખ્યા મોટી હતી. વીંછીના માથા આગળ હથેલી મૂકીને હું તેને હાથપર ચઢવા દેતો. મધમાખી ઊડીને મારા માથા પર બેસે તો હું બૂમરાણ કરવાને બદલે માથા પર ભ્રમણ કરવા દેતો. અને કોઈ મોટા અમલદાર, મહારાજા, દિવાન, કે મહાત્મા (ધાર્મિક કે રાજકીય)થી હું અંજાઈ જતો નહીં. હું તેમને મારા જેવા જ ગણતો અને તેથી જ મારું વ્યક્તિ-સ્વાતંત્ર્ય સાચવી શક્યો છું.*

*૧૯૪૯ માં આપેલી રેડિયો-વાત સુધારી વધારીને.

એકદમ ભય લાગ્યો. તેનો ચહેરો ખૂબ ચીમળાઈ ગયેલો હતો અને શરીરે પણ દૂબળો પડેલો હતો. તેની આંખો ખૂબ ઊંડી ઊતરેલી દેખાતી હતી. તેને જોઈને મને એકાએક ધ્રૂજારી છૂટવા જેવો અનુભવ થયો. એ માણસના ચહેરામાં એવું કાંઈક હતું કે જે શબ્દથી વ્યક્ત કરી ન શકાય, પણ તેને જોઈને માણસો, બાળકો, સ્ત્રીઓ અને જનાવરો પણ એકદમ ચમકી ગયા વિના ન રહે! પણ ગમે તેવા માણસ સામે આદરપૂર્વક વાત કર્યા વિના કાંઈ ચાલે? એમાં જરાય શંકા નહોતી કે ગામના મુખી અને પગી-પસાયતા કરતાંય લોકો રામણ્ણીનો મિજાજ જાળવવા વધારે યત્નશીલ રહેતા. ફોજદાર-જમાદાર તો ગામમાં કોઈક વાર આવે, પણ માંત્રિક રામણ્ણી તો બારે માસ હાજર, અને કોઈને માટે કાંઈ આડું-તેડું કામ કરવું હોય તો તેમાંય તે ખબરદાર! લોકોમાં તેની એવી ધાક હતી.

લોકો કહેતા કે રામણ્ણી ઈંદ્રજાળ વિદ્યામાં નિષ્ણાત છે; તે મધ્ય રાત્રે પ્રેતસાધના કરતો અને કેટલાય પિશાચો તથા વેતાળ તેની આજ્ઞામાં રહેલા છે. આ વાતમાં કયું અને કેટલું સાચું હશે અને કેટલું ખોટું હશે તે કહેવું મુશ્કેલ હતું, તોપણ તેની સમક્ષ જ્યારે તેની શક્તિ વિષે વાતો ચાલતી ત્યારે તે પોતે ન તો હકાર ભણતો કે ન તો નકાર ભણતો. આ ભૂત-પ્રેતની અફવા જેમજેમ વધતી જતી હતી, તેમતેમ લોકો પરનો રામણ્ણીનો કડપ વધતો જતો હતો. ગામડાના અભણ લોકોમાં તેનો દાબ સારી પેઠે પ્રસરેલો હતો.

તે મારી પાસે આવ્યો તે મને ગમ્યું નહિ, તોપણ અણગમો પ્રકટ કરવાની મારી ઇચ્છા નહોતી એટલે મેં વિનયપૂર્વક તેનો આદર કર્યો. તેના કુટુંબીઓના કુશળ સમાચાર પૂછ્યા, તેની કુશળતા પૂછી અને પછી નાનપણમાં અમે કેવી રમતો રમતા તથા તોફાનો કરતા તેની વાતો સંભારી. વૃદ્ધ રામણ્ણીના સત્કાર માટે એટલું બસ હતું. મારી વાત સાંભળીને તે ઠીક ખીલ્યો અને ગામ સંબંધે તથા બીજી-ત્રીજી બાબતો સંબંધે મારી સાથે ખુલ્લા દિલથી વાતો કરવા લાગ્યો.

'હા, શેઠ સાહેબ! સમય બદલાઈ ગયો છે અને બધુંય હવે તો બગડવા બેઠું છે!' ઉદાસ ચહેરે રામણ્ણી બોલવા લાગ્યો : 'દેવી-માતા હવે કોપી છે. તેને શાંત કરવી જ પડે ને? પણ મારું સાંભળે છે કોણ? આ નવા પોરિયા—શાળા કૉલેજમાં ભણવા લાગ્યા છે ને, તેમને દેવી-દેવતાની બીક નથી, ચિંતા નથી, પરવા જ નથી! તેઓ માને છે કે આ બધા ઢોંગ છે, આંધળી શ્રદ્ધા છે, પણ બેટમજીઓ! જોઈ લો હવે, આ મહામારી ફેલાવા લાગી છે! આ વખતે તો 'મોટી શીતળા' આવી છે હોં સાહેબ!'

મેં માથું ધુણાવીને હકાર સૂચવ્યો અને આગળ કહ્યું. 'હા ગામમાં અર્ધી વસ્તી પણ દેખાતી નથી. ચોમેર ભયંકરતા પ્રસરી ગયેલી છે.'

'અરે સાહેબ! આ તો હજી કશું જ નથી. આપણે ધ્યાન આપીશું નહિ તો બાકી રહેલી અર્ધીય ખલાસ થઈ જશે!' તે બોલ્યો.

હું કાંઈક ગૂંચવાઈને બોલ્યો : 'લોકોને રસી મૂકાવી લેવા માટે સમજાવવા જોઈએ.'

'રસી મુકાવવી?' કાંઈક ઉપહાસપૂર્વક હસતો તે બોલ્યો : 'રસી મુકાવવાથી શું વળવાનું હતું? શીતળા માતા શું એથી શાન્ત થવાની હતી? હું કહું છું, શેઠ સાહેબ! જો વેળાસર ધ્યાન નહિ આપવામાં આવે તો આખા ગામ ઉપર સંકટનો વરસાદ વરસશે! શાસ્ત્રમાં કહ્યા મુજબ તેનો ઉપાય થવો જોઈએ...'

'એટલે શું?'

'રિવાજ પ્રમાણે આખા ગામ ફરતી મંત્રેલા પાણીની ધારાવાડી દેવી જોઈએ અને દેવીને બલિદાન આપવું જોઈએ!'

રામણ્ણીએ જે આવેશથી આ શબ્દો ઉચ્ચાર્યા, તે આવેશ જોઈને મારાથી હસ્યા વિના રહેવાયું નહિ. મને આવી વાત પર જરાય વિશ્વાસ નથી એમ તેણે જોયું એટલે તે આગળ કશું બોલ્યો નહિ.



હું પણ થોડીવાર ચૂપ રહીને પછી બોલ્યો : ' સરકારના કાયદા મુજબ તો પશુનું બલિદાન આપી શકાતું નથી, અને જો કાયદાની વિરુદ્ધ થઈને કાંઈ કરી બેસશો તો નકામા ઉપાધિમાં આવી પડશો.'

રામણ્ણી બોલ્યો : ' અંહ ! સરકારને તો એવી નાની વાતની કશી પડી નથી...વળી અત્યારે તો આખા ગામની વસ્તીના સંરક્ષણનો પ્રશ્ન છે !'

મારી કોઈ પણ દલીલની અસર તેના પર થવાની નથી તે હું જાણતો હતો, એટલે મેં છેવટે એને એટલું જ કહ્યું કે, ' તમને જો એટલી બધી જરૂરીઆત લાગે છે અને ગામનું પંચ માન્ય રાખતું હોય તો ભલે ધારાવાડી અને બલિદાનની વ્યવસ્થા કરવી, પણ હું એ કશામાં શામેલ થવાનો નથી.'

બસ, રામણ્ણીને એટલું જ જોઈતું હતું. મારી વાતથી તે ખુશ થયો અને હસતો હસતો ચાલ્યો ગયો

ત્યારપછીના ત્રણ–ચાર દિવસમાં ગામમાં ખૂબ ધમાલ ચાલતી જણાઈ. જોષી મહારાજે મુહૂર્ત કાઢી આપ્યું, અને મોટેરાઓએ તથા ગામના પંચે ઉત્સવનો બધો કાર્યક્રમ નક્કી કર્યો.

પશુ–બલિદાનની પરંપરાગત રીત મુજબ વધ્ય પશુને ગામમાં ફેરવવાનું હતું, ગામ ફરતી ધારાવાડી દેવાનું સરઘસ કાઢવાનું હતું, અને પછી દેવીના મંદિરમાં રામણ્ણી પશુનું બલિદાન આપવાનો હતો. તે કહેતો કે એ ધારાવાડી દીધા પછી મહામારીનું લગારે ચિહ્ન એ વર્તુળની અંદર રહેવા પામશે નહિ. પણ રામણ્ણીની એક ફરિયાદ હતી. બલિદાન માટેનાં પ્રાણીઓ તેની પસંદગી પ્રમાણેનાં નહોતાં ! કાયદાની બીકને લીધે પંચે માત્ર એક બકરો અને બે મુરઘીઓ જ મંજૂર કરી હતી.

રામણ્ણી ફરિયાદને અંતે બબડવા લાગ્યો : ' આનું નામ તે કાંઈ બલિદાન દીધું કહેવાય ! ' પણ છેવટે પંચના મત આગળ તેને માન્ય કરવું પડ્યું હતું.

નિશ્ચિત થયેલે દિવસે ભારે ઠાઠથી સરઘસ કાઢવામાં આવ્યું. આજુબાજુનાં ગામમાંથી પણ સેંકડો માણસો આવ્યા. આ ઉત્સવમાં ભાગ લેવાથી આપણા પર પણ દેવીની થોડી થોડી કૃપા ઊતરશે. અને આપણું ભલું થશે એવી તેમની માન્યતા હતી. મારા ગામમાંનાં તો પ્રત્યેક સ્ત્રી–પુરુષ અને નાનાં બાળકો પણ તેમાં શામેલ થયેલાં દેખાતાં હતાં. બધાના મનમાં એક જ આશા હતી કે આથી મહામારીમાંથી આપણો બચાવ થશે.

આ ઉત્સવ પ્રસંગે સરઘસમાં ફેરવવા માટે એક ઝૂલવાળો મોટો હાથી પણ ભાડે લાવવામાં આવ્યો હતો. સરઘસને મોખરે તે ડોલતો ડોલતો ચાલતો હતો. દેવીના મંદિરનો પૂજારી હાથી પર બિરાજમાન થયો હતો. તેની પાછળ પાછળ માંત્રિક બકરાને ગળે બાંધેલી દોરી પકડીને ચાલતો હતો. બકરાંને નવરાવીને રંગોથી શણગારવામાં આવ્યો હતો. તેની પાછળ મુખી અને ગામલોકો હતા. દેવીનું સ્તોત્ર ગંભીર રીતે ગવાતું જતું હતું. થોડીવાર થોભીને સરઘસ જોયા પછી હું આરામ લેવા માટે ચાલ્યો ગયો. તે વખતે એ વૃદ્ધ માંત્રિક રામણ્ણીની પાછળ બધા લોકો કેવા ગાંભીર્યથી અને સહજ રીતે ચાલતા હતા તેનો જ વિચાર મારા મનમાં ઘોળાતો હતો.

બીજે દિવસે સવારે રામણ્ણી ખુશખબર લઈને આવ્યો. તેના ચહેરા પર વિજયોત્સવ રમતો હતો.

મેં પ્રશ્ન કર્યો : ' હું ધારું છું કે હવે માતા શાન્ત થઈ હશે; હવે બધેય શાંતિ પ્રસરી જશે અને મહામારી વિદાય લેશે, કેમ ખરું ને ?'

' હા, સાહેબ, ખરું. હું ધારતો હતો તે કરતાંય કેટલાયગણા વધુ પ્રમાણમાં માતા પ્રસન્ન થઈ...પણ જુઓ સાહેબ, એનો જશ ગામલોકોને કે પંચને ભાગે જતો નથી...'

' તો પછી ? બન્યું શું ? ' મેં કાંઈક ગૂંચવાઈને પૂછ્યું.

' માતાજીએ છેવટે તો પોતાને જે બલિદાન લેવું 'તું તે લીધું જ ! આપ જાણો છો કે પંચોએ તો એક







હર્ષિદા પંડિત

# બાળકોની દુનિયા

માનસશાસ્ત્રના લેખોથી ઊર્મિના વાચકોને જાણીતાં થયેલાં લેખિકા હવે એવી જ નવી બાળમાનસ વિષેની લેખમાળા શરૂ કરે છે જેનો આ પ્રથમ હપતો છે. માનસશાસ્ત્ર સાથે એમ. એસ.ની પદવી કેલિફોર્નિયા (અમેરિકા) યુનિવર્સિટીની પ્રાપ્ત કરીને હવે તે અંગે ત્યાં અનુભવ લઈ રહ્યાં છે......

આ દુનિયામાં કોણ એવું હશે કે જેને બાળકો નહીં ગમતાં હોય? તંદુરસ્ત-મઝાનાં, હસતાં-કિલ્લોલતાં ને હવામાં હાથપગ ઉછાળતાં બાળકો સૌને પ્રિય થઈ પડે છે; આમ છતાં પોતાના ઘરમાં જ ઉછરતું એક બાળક ધીમે ધીમે મોટું થતું જાય તેમ માતાને ખ્યાલ આવતો જાય છે કે કુદરતનો જાદુ કેવી અજબ ચીજ છે. ધાવણું બાળક બિલકુલ પરાવલંબીની જેમ જીવન જીવે છે, એને ખાવા-પીવા, સૂવા તથા સાફ-સૂફ રહેવા માટે માતા પર કેટલો બધો આધાર રાખવો પડે છે? મા પણ નાનું બાળક ઘરમાં હોય ત્યારે એની સંભાળ માટે કાંઈ ને કાંઈ કરતી જ હોય છે ને?

આમછતાં પોતાના કામમાં વધારો કરનારું બાળક એને પ્રિય થઈ પડે છે. એના હૃદયમાં રહેલી ત્યાગની ભાવના એની પાસે ગમે તે કરાવે છે. માત્ર બાળક જન્મે ત્યાર પછી જ નહીં પણ એને જાણ થાય કે પોતે માતા બનવાની છે ત્યારથી જ સ્ત્રી પોતાના ગર્ભમાં રહેલા બાળકની તંદુરસ્તી, સગવડ અને સંભાળ માટે શરૂઆત કરી દે છે. એની શારીરિક અને ભૌતિક દુનિયા બદલાય છે તે પ્રમાણે એની જીવનપદ્ધતિ પણ બદલાય છે અને સાથે સાથે એની માનસિક પ્રક્રિયાઓમાં પણ ઠીક ઠીક પરિવર્તન થાય છે. બાળકનાં કપડાં-લત્તાં, પારણું કે બીજી અનેક જરૂરિયાતની વસ્તુઓની વ્યવસ્થા કરીને જ સુશીલ સ્ત્રી બેસી નથી રહેતી. સાથે સાથે એ માનસિક તૈયારી પણ કરવા માંડે છે.

સાચું પૂછો તો ઘણીવાર આવી માનસિક તૈયારી સંભાવિત પિતાએ કરવાની વધુ જરૂર છે. આપણે ત્યાં સામાન્ય રીતે એવી માન્યતા છે કે બાળકનું આગમન થવાના સમાચાર સાંપડે ત્યારથી બાળકનો જન્મ થાય અને એ મોટું થાય ત્યાં સુધી એની દરકાર લેવાની જવાબદારી માત્ર સ્ત્રીની જ છે. આથી પિતા બનનાર વ્યક્તિ બાળક પ્રત્યે ઘણીવાર એક પ્રકારની આભડછેટ કેળવે છે. બહુ બહુ તો બાળમાનસને લગતું સાહિત્ય વાંચીને જ ઘણા હિંદી પતિઓ પોતાની જવાબદારી પૂરી થઈ હોવાનો સંતોષ લહેરથી માણી લે છે, પણ આ પરિસ્થિતિ માનસશાસ્ત્રની દૃષ્ટિએ ઇચ્છનીય નથી. સગર્ભાવસ્થા દરમ્યાન પત્નીના ખોરાક, તંદુરસ્તી, કપડાં ને દાકતરી સંભાળ વગેરે માટે પતિએ સક્રિય રસ લીધો હોય એવી સ્ત્રીઓનું વર્તન માતા બન્યા પછી પતિ પ્રત્યે ખાસ બદલાતું નથી. સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે નાનું બાળક ઘરમાં હોય તો સ્ત્રી પોતાના પતિની સગવડો તરફ બેધ્યાન બને છે

---

માંદલો બકરો આપીને માતાજીને ફોસલાવવાનો કે ભોળવવાનો વિચાર કર્યો હતો. મેં તેમને ગાઈ-બજાવીને કહ્યું 'તું કે, માતાજી આવા બલિદાનથી બરાબર શાન્ત થવાની નથી, હો! પણ તેમણે મારું માન્યું નહિ, એટલે પછી માતાજીએ પોતે જે મનમાં ધાર્યું તે લીધું જ!'

મેં ઉત્સુકતાથી પૂછ્યું: 'પણ એવું થયું શું?' રામણજીની વાતમાં મને કાંઈ ભેદ લાગતો હતો.

તે બોલ્યો: 'આપે મારી નાની પૌત્રી તંકમને જોઈ છે કે નહિ? ખૂબ સુંદર અને મોટી બધી હતી તે! કાલે સરઘસમાં મારી બાજુએ જ તે ચાલતી હતી. પછી સરઘસ જ્યારે દેવીના મંદિર પાસે આવ્યું ત્યારે મારી તંકમ્ હાથીની હડફેટમાં આવી!...અને બરાબર માતાજીની સામે જ હાથીએ તેને પોતાના પગ તળે છૂંદી મારી! અહાહા! આનંદ છે, આનંદ આજે સાહેબ...'





અને બધું ધ્યાન બાળક પ્રત્યેક જ કેન્દ્રિત કરે છે. પણ જે ઘરોમાં બાળકના આગમનમાં પતિને પણ સરખો જ રસ હોય ત્યાં આવું બનતું નથી. કારણ કે પતિપત્ની બંને બાળક પર જ પોતાનું લક્ષ માંડે છે અને આથી બાળકના જન્મ પછી પતિને પણ માનસિક રીતે અગવડ નથી ભોગવવી પડતી. આવાં કુટુંબોમાં ઉછરનાર બાળકો સંતોષી, સુખી અને માનસિક રીતે સ્વસ્થ હોય છે.

બાળક ગર્ભમાં હોય ત્યારે માત્ર એનો શારીરિક વિકાસ નથી થતો. સાથે સાથે એનું માનસિક ઘડતર, એના જ્ઞાનતંતુઓનો વિકાસ પણ થાય છે. એકકોષી ગર્ભમાંથી અનેકકોષી જીવ ઉત્પન્ન થાય છે. ત્રણ અઠવાડિયામાં એને હૃદયના ધબકારા સાંપડે છે, એથી ત્રણ મહિનાના ગર્ભમાં નાનો—હાથપગવાળો જીવ હોય છે. માતાને બાળકના હલનચલનનો ખ્યાલ આવે તે પહેલાં બાળક સક્રિય હોય છે. ઘણીવાર તો પચીસ અઠવાડિયાં પછી જન્મેલું બાળક, જો એની બરાબર સંભાળ લેવામાં આવે તો, ઉછરી જાય છે. જો કે ઘણું ખરું નવ મહિના પછી જ બાળકનો જન્મ થાય છે.

એકદમ નાનું બાળક છ મહિનાનું થતાં થતાંમાં તો નજર માંડતું થાય છે,—હવે એનું માથું ઢળી નથી પડતું અને હાથપગ હલાવીને એ આમતેમ ખસતું થાય છે. ઘણાં બાળકો છ મહિનામાં તો બેસતાં પણ થાય છે. બાળક એના પહેલા વર્ષ દરમ્યાન શારીરિક વિકાસ સારો એવો સાધે છે. ભાંખડીએ ચાલવાનું ભૂલી જઈ એ ખુરશી, ટેબલ, હીંચકો, ખાટલો કે આંકડો પકડીને ઊભું રહે છે; ચાલણગાડીના આધારે અથવા કોઈ કોઈ કિસ્સામાં અદ્ધર પગે ચાલે છે. પ્રથમ વર્ષ દરમ્યાન બાળકની માનસિક કરતાં શારીરિક ક્રિયાઓનો વધુ વિકાસ થાય છે. એને હજુ એ ખબર નથી કે બધી જ મોટી વસ્તુઓ ભારે નથી હોતી ને બધી નાની વસ્તુઓ હલકી નથી હોતી. હજુ તો એને એ જાણવાનું બાકી છે કે જ્યાં ધુમાડો હોય ત્યાં આગ હોય અથવા કાચની દરેક વસ્તુ જલ્દી ભાંગી જાય અને લાકડાની ન તૂટે. માબાપે એને આવું બધું સામાન્ય લાગતું જ્ઞાન ધીમે ધીમે પૂરું પાડવાનું હોય છે.

જો કે કુદરતે એટલું સારું કર્યું છે કે બાળકનો શારીરિક અને માનસિક વિકાસ ખૂબ ઝડપી બતાવ્યો છે અને નાનાં બાળકોની ગ્રહણશક્તિ સારી એવી તીવ્ર બનાવી છે. આમછતાં મોટાં અથવા પુખ્ત વયનાં માણસો ભાગ્યે જ એવો વિચાર કરે છે કે બાળકોની પણ પોતાની દુનિયા હોવી જોઈએ. નાનકડા ઘરમાં આપણે બાળકો માટે કદીય એક ખૂણો ઉદારતાપૂર્વક આપ્યો છે ? આપણી દુનિયામાં બધું વ્યવસ્થિત રહેવું જોઈએ, બાળકથી સોફા પર ન બેસાય કારણ કે સોફા બગડી જાય, બાળકથી અહીં ન જવાય, અહીં ન અડકાય એવાં કેટલાય 'નિષેધાત્મક સૂચનો' ( Don'ts ) વાળી આપણી દુનિયા બાળકોને અપ્રિય થઈ પડશે એવો એક પણ વિચાર-તણખો આપણા મનમાં કદીય પ્રગટ્યો છે ખરો ? વળી આપણી દુનિયા એ માત્ર મોટાંની જ દુનિયા છે—બાળકોની દૃષ્ટિએ —આથી આપણી દુનિયામાં મોટાં ટેબલ, ખુરશી, સીડીનાં પગથિયાં સારા એવાં અંતરે ગોઠવેલાં ( બાળક માટે તો સાચે જ અગવડભર્યાં ), પાણી પીવાનાં પવાલાં ખૂબ મોટાં, હીંચકો ખૂબ ઊંચો અને કબાટો પણ મોટાં તોતીંગ જેવાં. આવી દુનિયામાં બાળકને શી અગવડ પડતી હશે એનો આપણે કદીય વિચાર કર્યો છે ખરો ? એટલું જ નહીં, પણ નાનું બાળક બોલતું અને આપણી વાતચીતનાં ભાગ લેતું થાય એટલે 'મોટાંની વાતમાં તું શું સમજે !' 'તું કેમ ડહાપણ કરે છે !' વગેરે એનું સ્વમાન ઘવાય એવાં વાક્યો આપણા બુદ્ધિભંડારમાંથી કાઢીને આપણે ઉચ્ચારીએ છીએ. આપણે એ હંમેશ ભૂલી જઈએ છીએ કે બાળક એ બાળક છે, એની પણ અનેરી દુનિયા છે, એને આખા ઘરમાં એકાદ ખૂણો, જેમાં એને પૂર્ણ સ્વાતંત્ર્ય હોય, એ ખૂણામાં એ પોતાનાં રમકડાં ગોઠવી શકે—અલબત્ત એની મરજી મુજબ—અને એને જમવા માટે નાની થાળી-વાડકી, બેસવા માટે નાનો પાટલો, દિવાનખાનામાં બેસવા માટે નાની

ખુરશી કે એવું કાંઈ એનું પોતાનું માનીને એવી રીતે વાપરી શકે એવું કાંઈ હોવું એટલું જ જરૂરી છે.

બાળકોની દુનિયા ખૂબ નાની હોય છે. બે ત્રણ મહિનાનાં બાળકોને ખાવું-પીવું-ઊંઘવું એ ત્રણ મુખ્ય જરૂરિયાતો હોય છે. જરાક મોડું થાય એટલે એને ખ્યાલ આવે છે કે એની શારીરિક જરૂરિયાતો સંતોષવા માટે એને કોઈના ઉપર આધાર રાખવો પડે છે અને બાળકની દુનિયામાં એનાં માતા-પિતા પ્રવેશે છે. જો એને બીજાં મોટાં ભાઈબહેન હોય તો એમનો પણ સમાવેશ ધીમે ધીમે બાળકની દુનિયામાં થાય છે. આ બધાંય માણસો હસે છે, રડે છે, કાંઈક આપલે કરે છે અને નવાગંતુકની સાથે રમે છે, એ બધું જ નાનું બાળક અવલોકે છે અને અનુભવે છે. ઘણા લાંબા વખત સુધી બાળકની દુનિયા એના કુટુંબ પૂરતી મર્યાદિત બની રહે છે; આમ છતાં એની આજુબાજુની દુનિયામાંથી અને એનાં રમકડાં પાસેથી એ ઘણું જાણવા પામે છે. બે વર્ષનું થતાં સુધીમાં તો એનામાં ઘણી સમજ આવતી જાય છે. શહેરમાં ઉછરતાં બાળકો ઘણીવાર સ્વીચ અને લાઈટનો સંબંધ પણ સમજતાં થઈ જાય છે. પાંચ વર્ષનું થાય તે પહેલાં એની શારીરિક જરૂરિયાતો વિષેની સમજણ, કપડાં પહેરવાની આવડત અને સંખ્યાનું ભાન પણ આવતું જાય છે. બાળક બાળમંદિરમાં જતું થાય એટલે એની દુનિયામાં શિક્ષક કે શિક્ષિકા પ્રવેશે છે. એ નવાં નવાં મિત્રો બનાવે છે, એના મનમાં હવે ગઈકાલ ને આવતી કાલ વિષે ગોટાળા નથી થતા અને કાંઈક વાતચીત કરતી વખતે એ 'પેલે દિવસે'નો શબ્દપ્રયોગ નથી કરતું. રોજબરોજ થતા અનુભવોનું વર્ણન કરવાની શક્તિ એનામાં આવે છે. આવડું-નાનું બાળક હજુ પ્રામાણિકતા, દયા, ભલાઈ કે ઈર્ષા જેવા શબ્દોથી અપરિચિત છે. એનો જીવન-વ્યવહાર એટલો સરળ છે કે એ આપણને હંમેશ પ્રેમ તરફનો અનુરાગ શીખવે છે, કારણ કે ઈર્ષા શું છે એ તો એ સમજતું જ નથી. આમ બાળકની દુનિયા પ્રમાણમાં ખૂબ નાની લાગે એવી છે પણ એ દુનિયામાં નૈતિક સંગઠન ભારોભાર ભરેલું હોય છે.

આવું નિર્દોષ બાળક મોટું થાય ત્યારે કેવું થાય, એનો શારીરિક માનસિક અને નૈતિક વિકાસ કેવી રીતે થાય, જીવન પ્રત્યેનાં સારાં મૂલ્યાંકનો કેવી રીતે ઘડાય, એનું વ્યક્તિત્ત્વ ઉત્તમ રીતે કેવી રીતે ખીલે આવા અનેક પ્રશ્નો ઘણુંય માબાપોને મૂંઝવતા હોય છે. માબાપને પોતાનાં બાળકો માટે બને તેટલું કરી છૂટવું હોય છે, પણ બાળમાનસ અને બાળઘડતર વિષેનું આપણું અજ્ઞાન ઘણીવાર એટલું અઘોર હોય છે કે જાણ્યે-અજાણ્યે ઘણાં માબાપ પોતાનાં બાળકોનું જીવન બરબાદ કરી નાખતાં હોય છે. ઘરનું પ્રેમાળ વાતાવરણ, માતપિતાની હૂંફ, એના શિક્ષણ માટેનો માતાપિતાનો રસ, બાળકની કુતૂહલવૃત્તિને ઉત્તેજવાની પ્રબળ વૃત્તિ અને એને સંતોષવા ભૂલેચૂકે પણ ઉડાઉ જવાબો વાળવાની કે એની કુતૂહલવૃત્તિને દબાવી દેવાની ભૂલ જો માબાપ ન કરે તો બાળકની નાનકડી દુનિયા વિશાળ બને અને એના મનમાં મોટાની દુનિયા પ્રત્યે વિખવાદ ન જન્મે.



'પારાશર્ય'

## બુદ્બુદને

રે હે બુદ્બુદ આ મહાર્ણવ વિષે ના કોઈ પ્રેખે તને,
એવા ખેદ થકી મળેલ તકનું ઔચિત્ય ના ભૂલજે.
ના જે પામત અન્યથા ગગનનો, તે સ્પર્શ આજે મળ્યો.
સાધી લે પરમાર્થ ઉન્નતપદે સ્હેજે તને જે મળ્યો.





દિલખુશ બ. દિવાનજી

# ગ્રામ–ઉદ્યોગોની સંસ્કૃતિ

જાણીતા ગાંધીવાદી વિચારક અને રચનાત્મક કાર્યકરે ઊર્મિ માટે ખાસ લખેલા આ લેખમાં જે વિચારશ્રેણી રજૂ કરી છે તે દરેકે વિચારવા જેવી છે. ગામડાંઓનો બનેલો આપણો દેશ આ વિચારોને પચાવે અને આચરે તો......

ગ્રામ-ઉદ્યોગોની ખીલવણીનો પ્રશ્ન આજે હિંદુસ્તાનના સારાયે વાતાવરણમાં ગાજી રહ્યો છે. અને એ પ્રશ્નને આટલું બધું રાષ્ટ્રીય મહત્ત્વ આપવાનો બધો યશ પૂજ્ય મહાત્માજીને છે. વાત સાચી છે કે આ વિષયનો ઝીણવટથી અભ્યાસ કરનારા રાધાકૃષ્ણ મુકરજી અને આનંદકુમાર સ્વામી ગાંધીજીના પુરોગામી હતા. એ બંને વિદ્વાન દેશભક્તોએ એ વિષયનો બહુ સૂક્ષ્મ દૃષ્ટિએ અભ્યાસ કરી એનું રાષ્ટ્રીય મહત્ત્વ આજથી ૩૦–૩૫ વર્ષ પૂર્વે દર્શાવ્યું હતું. જિજ્ઞાસુઓ અને રસિક અભ્યાસીઓ રાધાકૃષ્ણ મુકરજીનું 'ફાઉન્ડેશન્સ ઓફ ઇન્ડિયન ઇકોનોમીક' અને આનંદકુમાર સ્વામીનું 'એસે ઇન નેશનલ આયડીઆલિઝમ'નાં પુસ્તકો વાંચી જશે તો એમાંથી ખૂબ જ જાણવાનું મળશે. પરંતુ ગ્રામોદ્યોગના રાષ્ટ્રીય મહત્ત્વને વ્યવહારુ સ્વરૂપ આપવાના પ્રયાસો વ્યવસ્થિત રીતે ગાંધીજીએ કર્યા અને ૧૯૩૪માં મુંબઈમાં મળેલી આપણી રાષ્ટ્રીય મહાસભાએ અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘની સ્થાપના કરી, એ પ્રવૃત્તિનો વ્યવસ્થિત પ્રચાર કરનારું એક સુસંગઠિત તંત્ર ઊભું કરી દીધું. ૧૯૩૩માં મહાત્માજીએ હરિજન પ્રવાસ કર્યો તે વખતે એમને આપણા ભાંગી પડેલા ગ્રામોદ્યોગોનાં કરુણ પરિચયો થયા. એ જ અરસામાં સ્વદેશીની સાચી વ્યાખ્યા એ શોધી રહ્યા હતા. અને એ બંને પ્રસંગોમાંથી ગ્રામોદ્યોગોની સમગ્ર પ્રેરણા એમને મળી ગઈ. ગાંધીજી તો સંત પુરુષ છે, છતાં એમનામાં વ્યવહારુ કાર્યદક્ષતા એટલી પ્રચંડ છે કે આદર્શો અને ભાવનાઓનાં ગિરિશૃંગો પર વિચરતાં છતાં એઓ વ્યવહારના પ્રદેશોના એટલા જ અનુભવી ભોમિયા થઈ જાય છે. આથી પ્રેરણા મળતાં જ એમણે હરિજનબંધુમાં ગ્રામઉદ્યોગો વિષે સંખ્યાબંધ લેખોની હારમાળાઓ પ્રગટ કરી અને આખા દેશમાં એનું વાતાવરણ જોતજોતામાં ફેલાવી દીધું.

હરિજનયાત્રામાં ગાંધીજીએ કરોડો ગરીબોનાં દર્શન કર્યાં. એમની પાર વિનાની દરિદ્રતા એમની ભયંકર બેકારી અને એમનું હાડોહાડ જામી ગયેલું આળસ જોઈ ગાંધીજીનું હૃદય સંતપ્ત થયું. અને એમની ભૂતદયાની દિવ્ય દૃષ્ટિએ ગ્રામોદ્યોગોની ખીલવણીમાં એ ત્રિવિધ રોગનું રામબાણ ઔષધ નિહાળ્યું. હિંદની પરાધીન દશાનો સૌથી મોટો શાપ કરોડોની બેસુમાર બેકારી છે. એ બેકારી એટલી વિરાટ છે કે કુશળ અભ્યાસી રિચર્ડ ગ્રેજ એ વિષે જણાવે છે કે 'સઘળા આધારભૂત અને સમર્થ અંગ્રેજ તેમજ હિંદી લેખકોના કહેવા પ્રમાણે હિંદુસ્તાનના કોઈ પણ ભાગના ખેડૂતો વર્ષમાં ઓછામાં ઓછા ત્રણ મહિના તદ્દન બેકાર રહે છે, કેટલાક પ્રમાણભૂત ગ્રંથકારો ચાર મહિના પણ કહે છે અને બીજા કેટલાક તો છ પણ કહે છે. આ જુદા જુદા લેખકો એક મતે કહે છે કે કામના દિવસોમાંયે નવરાશનો સમય પુષ્કળ રહે છે. આટલી બધી બહોળી રીતે ફેલાયેલી અને દર વર્ષે અચૂક આવી ઊભી રહેતી આ ભયંકર બેકારી હિંદની આર્થિક પરિસ્થિતિમાં અતિ મહત્વનો પ્રશ્ન છે.' આટલી વિરાટ બેકારીનાં કારણો આપણે શાંતચિત્તે વિચારીશું—અને એનો અભ્યાસ વિશેષ સારી રીતે કરવા જો આપણે જાતે ગામડામાં પહોંચી જઈ ગરીબોના નિકટ સહવાસમાં આવીશું તો દીવા જેવું સ્પષ્ટ દેખાશે કે ગ્રામોદ્યોગોની ઉત્તરોત્તર પડતીને પરિણામે જ આપણી કરોડોની ગ્રામપ્રજા બેકારીના વિનાશક વમળમાં ગોથાં ખાવા લાગી છે.

અર્થશાસ્ત્રના આજના અભ્યાસીઓ આપણને જણાવે છે કે એડમ સ્મિથ અર્થશાસ્ત્રનો પિતા છે. અને પશ્ચિમના આધુનિક અર્થશાસ્ત્રે દુનિયાની પ્રગતિમાં જબરો ફાળો આપ્યો છે. ગામડાની સંસ્કૃતિનો, આપણા ગ્રામઉદ્યોગો અને ખેતી તથા ગોપાલનના

શાસ્ત્રનો આપણે સૂક્ષ્મ દૃષ્ટિએ અભ્યાસ કરવા માંડીએ છીએ ત્યારે આપણને ભાન થાય છે કે એડમ સ્મિથના વડવાઓ પણ જ્યારે જન્મ્યા ન હતા, તેથી પણ સેંકડો વર્ષો પૂર્વે આપણા ઋષિમુનિઓએ સાચું અર્થશાસ્ત્ર વિચાર્યું હતું. આર્યસંસ્કૃતિના તાણાવાણામાં એને અજબ રીતે વણી દઈ આપણા દેશની ગ્રામ સંસ્કૃતિના રૂપમાં જગતને એ તેજસ્વી શાસ્ત્રની ભેટ એમણે કરી દીધી હતી. ઇતિહાસનાં પાનાં ઉથલાવીએ છીએ અને વેદકાળથી શરૂ કરી બ્રિટિશ યુગના પ્રવેશદ્વાર સુધી આપણે આવી પહોંચીએ છીએ ત્યાં સુધી આપણી નજરે આ ગ્રામઉદ્યોગોની પડતીનું એકે પ્રકરણ નજરે પડતું નથી. એટલું જ નહિ પણ આજની હૃદયદ્રાવક ગરીબાઈનાં દર્શન પણ થતાં નથી. ખેતીપ્રધાન ભારતવર્ષને કયા ઉદ્યોગોની જરૂર છે એના દર્શન આર્ષ દૃષ્ટિ પામેલા આપણા ઋષિમુનિઓને થયાં હતાં અને ગ્રામ ઉદ્યોગોની આખીયે સૃષ્ટિ એવી અજબ રીતે એમણે રચી કે બ્રિટિશ વ્યાપારી સામ્રાજ્યના વિનાશક પંજા એ પર પડ્યા ન હતા ત્યાં સુધી સેંકડો વર્ષોના કાળચક્રના પ્રહાર સામે એ ઉદ્યોગો ટકી રહ્યા હતા.

એમનામાં રહેલી આ સંરક્ષક શક્તિનો અભ્યાસ બહુ રસિક અને બોધપ્રદ છે. એ ઉદ્યોગો પાછળ પ્રજાનું પ્રચંડ સંઘર્ષ પડેલું હતું. ઉદ્યોગશિક્ષણની ભવ્ય વ્યવસ્થા એની સાથે સાંકળી દેવામાં આવી હતી અને વર્ણવ્યવસ્થાની અજબ સમાજરચનાએ એ ઉદ્યોગોને પ્રચંડ સંરક્ષક બળ આપી દીધું હતું. પ્રાચીન ભારતની સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ વિષેના એમના અભ્યાસપૂર્ણ પુસ્તકમાં રાધાકમળ મુકરજી લખે છે તેમ પુરાણકાળ અને મધ્યમકાળમાં કેળવણીની ઉચ્ચતર પદ્ધતિ, હાથકારીગરી, શિક્ષક ને શિષ્યોનો સુંદર સંબંધ, જગતની પ્રજાઓમાં વેપાર વણજમાં હિંદનું અગ્રસ્થાન એ બધું એવું હતું કે જેને માટે કોઈ પણ દેશ ગૌરવ લઈ શકે.

વર્ણવ્યવસ્થાએ તે વખતે સંકુચિતતાની અભેદ્ય દિવાલો રચી ન હતી. અને પેલી સુંદર ઉદ્યોગશાળાઓમાં સર્વ કોઈને સમાન રીતે ઉદ્યોગશિક્ષણ મળતું. શ્રમનું ગૌરવ બધી જ કોમોમાં અંકિત થયેલું અને બુદ્ધિજીવી તથા શ્રમજીવી અને ઊંચ કે નીચના ભેદોએ દેશની આર્થિક રચનાને ચૂંથી નાખી ન હતી.

પરંતુ આવી સુંદર વ્યવસ્થા આખરે બ્રિટિશ વ્યાપારી સ્વાર્થ અને તે પર રચાયેલા બ્રિટિશ રાજ્યતંત્રના ચક્રો નીચે કચરાઈ ગઈ અને ગ્રામઉદ્યોગોની પડતી ઝપાટાબંધ થવા લાગી. એ પડતીનાં કારણો અનેક છે પરંતુ આપણા રાજ્યકર્તાઓનો વ્યાપારી સ્વાર્થ અને પશ્ચિમના સુધારાઓનું જબરું આક્રમણ એમાં મુખ્ય ગણી શકાય. અંગ્રેજોએ આવી દેશની સંપત્તિ એવી રીતે લૂંટવા માંડી કે નાદીરશાહ અબદલી માફક કેવળ ધનલૂંટથી એમને સંતોષ ન થયો. આપણી સમૃદ્ધિના મૂળમાં એ પહોંચી ગયા અને ત્યાં જ એને ખોદવા મંડી પડ્યા. એમની શોષણનીતિએ હિંદને ઘેરી લીધું અને ગામડે ગામડે એઓ પહોંચી જઈ ગામની જે બરકત ગણાય એવા બધા જ ગ્રામોદ્યોગો ખેદાન મેદાન કરવા મંડી પડ્યા. પશ્ચિમની સંસ્કૃતિ અને આપણી શાળા કોલેજ અને યુનિવર્સિટીમાં અપાતી વિનાશક અને નિર્માલ્ય કેળવણીએ એમની આ શોષણ–નીતિમાં અજબ સહાય આપી. પશ્ચિમના અનર્થશાસ્ત્રની માયાજાળમાં આપણા શિક્ષિત વર્ગ અને સુખી વેપારી વર્ગને ફસાવી દીધા. એમણે કાચા માલની નિકાસ તથા તૈયાર માલની આયાતના દલાલોની હારમાળાઓ ઊભી કરી. ગામડાંઓની કાચી સંપત્તિ લૂંટવાના અને એના હાથપગ સમાન ઉદ્યોગોને ભાંગી પાડવાના પ્રચંડ કાવત્રામાં એ સરકારે આપણા હિંદી પ્રજાના અગ્રણીઓને અને નગરવાસી સુખી કુટુંબોનો અજબ સહકાર મેળવ્યો. અંગ્રેજી કેળવણીએ આમાં પોતાનો સૂર પૂર્યો અને પરદેશી વિલાસી વસ્તુઓની ઝમક અને ફેશને ગામડાની ગ્રામોદ્યોગોની વસ્તુઓને જંગલી ગણી પોતાના તળે કચડવા માંડી. અંબાલાલ સાકરલાલે લખેલી વાર્તાના પેલા શાંતિદાસના જોડાના ચમચમ અવાજમાં ગ્રામોદ્યોગોની પડતીના કરુણ અવાજ સૌ કોઈ સાંભળી શકે છે. આજે પણ એ



ધંધ ગામડાની પ્રજાને કેટલો પાયમાલ કરે છે તેનો પ્રત્યક્ષ અનુભવ ગામડામાં જઈને વસીએ છીએ ત્યારે થઈ રહે છે. શહેરનાં બજારોમાં ગ્રામવાસીઓ જવા લાગ્યા અથવા એ વસ્તુઓની લારીઓ ગામડામાં આવવા લાગી તેથી વણકરોની શાળો તૂટવા લાગી, ડોશીમાનો રેંટિયો રખડી પડયો, ખેડૂતની ગાયો કતલખાને જવા લાગી, ખેડૂતનું બળ ગાડું બેકાર થવા લાગ્યું, ઘરની ઘંટીઓનો સવારનો મધુર અવાજ બંધ થવા લાગ્યો, ગોલાઓના ખાંડવાનાં સાંબેલાં સૂઈ ગયાં, કુંભારનો ચાક ફરતો બંધ થયો અથવા તાડીના ઘડિયામાં જ એનું કલાકૌશલ્ય સમાપ્ત થવા લાગ્યું, લુહારની ભઠ્ઠી ઠંડી થઈ ગઈ, ખાલપાઓ ચમારો અને મોચીઓ માથે હાથ દઈ પરદેશી ક્રોમ લેધરમાં ફસાવા લાગ્યા, શેરડીના કોલાઓ કટાઈ ગયા, ઘાંચીની ઘાણીઓ ફરતી બંધ થઈ અને એવા તો કેટલાય ઉદ્યોગોનો ભાંગીને ભુક્કો થવા લાગ્યો. આ બધા ઉદ્યોગો તૂટી ગયા અને એ દ્વારા ઉત્પન્ન થતી શુદ્ધ ગ્રામોદ્યોગની વસ્તુઓને બદલે આજે પરદેશી અને તકલાદી વસ્તુઓ આપણા ઘરને કલંકિત કરી રહે છે. આપણે બહારની ટાપટીપ, સંકુચિત સ્વાર્થવૃત્તિ અને તદ્દન ભૂલભરેલી કેળવણીથી એવા ભ્રમિત થઈ ગયા છીએ કે આપણને આપણાં જ ગરીબ ભાઈ-બહેનોના આ જીવનઉદ્યોગોની પાયમાલીનું ઓછું ભાન છે, બહુ ઓછું જ્ઞાન છે. ગાંધીજી જેવા આપણને કંઈ ભાન કરાવે છે, ત્યારે એ જ્ઞાન આપણને આકરું લાગે છે, કારણ કે સુખસગવડની તે આડે આવે છે. યંત્ર કરીગરીની ટાપટીપની ફેશનોમાં આપણે એવા અંધ થઈ ગયાં છીએ કે ખાદી-ગ્રામ-ઉદ્યોગની વસ્તુઓ આપણને ખડબચડી બેડોળ અને અસ્વચ્છ લાગે છે. ગરીબોની સેવા કરવાનું મન આપણને થાય છે. ગાંધીજીની ગ્રામોદ્યોગ અને ખાદી પ્રવૃત્તિ આપણને ગમે છે, પરંતુ એ વિષેના લેખો વાંચી ભાષણો સાંભળી અને છેવટે પ્રદર્શનો જોઈને આપણે સંતોષ માની લઈએ છીએ. એ સંદેશને જીવનમાં ઊતારવા આપણે તૈયાર નથી થતા. આપણે શહેરમાં રહીએ કે ગામડામાં—આપણે ગ્રામ-ઉદ્યોગની વૃત્તિ ભાગ્યે જ કેળવીએ છીએ. આપણી રોજની વપરાશની વસ્તુઓમાં એનો આગ્રહ રાખવો બહુ જ થોડાને સૂઝે છે. એ વિષે નિત્ય જાગૃત તો કોઈક જ રહે છે. ગ્રામ-ઉદ્યોગ પ્રદર્શનમાંથી ઘેર આવી આપણે નિરાંતે ખાંડ નાખેલી મીઠાઈ ખાઈએ છીએ. મીલના ચોખા વાપરીએ છીએ. મીલનો દળેલો લોટ વાપરીએ છીએ. ચમચમ થતા કાળા ચળકતા બૂટ જ પહેરવાનું ચાલુ રાખીએ છીએ. આપણી સ્થિતિ બહુ દયાજનક થતી જાય છે. આપણે હજી અંધારામાં જ અથડાયા કરીએ છીએ. અને આપણી આંખ આગળ પેલા બધા ગ્રામ-ઉદ્યોગ મરી રહ્યા છે તેની તરફ આંખમીચામણા કરવામાં બીલકુલ સંકોચ થતો નથી. ગામડાંઓની પુનર્ઘટનાનો પવન વાય છે એટલે એમાં તો આપણે રસ લઈએ છીએ. પરંતુ આપણી ગ્રામસંસ્કૃતિનો પ્રાણ જેમાં પડેલો છે તેવા અસંખ્ય ઉદ્યોગ વિષે ઉદાસીન જ રહેવા માગીએ છીએ. ગામડાની સેવા કરવામાં આપણને રેડિયો, અક્ષરજ્ઞાન પ્રચાર, વિમાની ટપાલની સગવડ, પુસ્તકાલય કે વ્યાયામશાળા ઝટ સૂઝે છે, પરંતુ આપણા જીવનના પ્રત્યેક વ્યવહારમાં દિવસની પ્રત્યેક ક્ષણમાં ગરીબ કરોડોની ભારેમાં ભારે સેવા કરવાની જે મહા કિંમતી તક આપણને સાંપડે છે તેને આપણે પ્રતિક્ષણ ગુમાવી રહ્યા છીએ. ગાંધીજીના કાર્યક્રમમાં ક્રાંતિની પ્રચંડ શક્તિ પડેલી છે અને છતાં એ એટલી સરળ છે કે ઘેર બેઠાં પ્રત્યેક સ્ત્રી, પુરુષ, બાળક, બુઢ્ઢા, યુવાન, નિરક્ષર, ભણેલો, શ્રીમંત, રંક, હિંદુ, મુસલમાન પારસી—જો ઇચ્છે તો એ ક્રાંતિમાં પોતાનો કિંમતી ફાળો રોજ આપી શકે છે. હાથના ખાંડેલા ચોખા, હાથનો દળેલો લોટ, ઘાણીનું તેલ, ગોળ, ખાદી વગેરે વસ્તુઓ વાપરવી અને એનો આગ્રહ રાખવો એમાં સ્વદેશની જેટલી સેવા રહેલી છે, ક્રાંતિની જેટલી ચિનગારીઓ પડેલી છે, તેટલી શક્તિ આજની બીજી કહેવાતી પ્રજાકીય પ્રવૃત્તિઓમાં ભાગ્યે જ હોઈ શકે છે. ગ્રામ-ઉદ્યોગની સંસ્કૃતિની





અવગણના કરવાથી આપણા ગરીબ દેશની સેવા આપણે કરી શકવાના નથી. અહિંસાના માર્ગે જો આપને પૂર્ણ સ્વાધીનતા મેળવી છે તો ખાદી અને ગ્રામઉદ્યોગની પ્રવૃત્તિઓને આપણા રોજના જીવનમાં મહત્ત્વનું સ્થાન આપ્યા વિના છૂટકો જ નથી. સ્વતંત્રતા મેળવવાની લડતમાં આપણે ગાંધીજીની અદ્ભુત મુત્સદ્દીગીરી અને અસરકારક કાર્યશક્તિ પર આફ્રિન થઈ જઈએ છીએ, પરંતુ જેમણે બાપુજીનું હરિપુરામાં ૧૬મી ફેબ્રુઆરીએ પ્રદર્શનભૂમિ પર આપેલું તેજસ્વી ભાષણ સાંભળ્યું હશે, અથવા ફૈઝપુર વખતના એમનાં ઐતિહાસિક ભાષણો જેઓ ભૂલ્યા નહિ હોય, તેમને ખબર પડવી જોઈએ કે તેઓ આ બધા જ આપણા ગુંચવાયેલા રાજદ્વારી અને રાષ્ટ્રીય પ્રશ્નોને 'સૂતરને તાંતણે સ્વરાજ્ય'ની જ દૃષ્ટિએ નિહાળે છે અને ગ્રામ-ઉદ્યોગની સંસ્કૃતિના પ્રકાશે જ એનો નિકાલ શોધતા હોય છે. આથી જ હરિપુરામાં બિલકુલ સંકોચ વિના એમણે સંભળાવી દીધું કે 'સમાજવાદી ભલે મને ગાળ દે પણ મારે કહેવું જ જોઈએ કે આપણે ખાદીનો મંત્ર નથી જાણતા તેથી ગવર્નરો આમ કરી શક્યા, નહિ તો ન કરી શકત. આપણે ખાદીનો ભેદ નથી સમજ્યા એ જ એનું કારણ છે.' ......ખાદીનો આ મંત્ર સમજી શકીએ તો આપણને દીવા જેવું સ્પષ્ટ લાગશે કે આપણા જીવનના પ્રત્યેક વ્યવહાર દ્વારા આપણા જીવનની પ્રતિક્ષણે સ્વતંત્રતાની રક્ષા કરવાની અમૂલ્ય તક આપણને મળ્યા જ કરે છે. ચોખા, ઘઉં, લોટ, તેલ, ખાદી કે દાતણ, ગાય બળદ ગાડું કે દિવેલ, એ તુચ્છ ને ક્ષુદ્ર વસ્તુઓ નથી. એને સમજપૂર્વક અપનાવીશું તો એમાં ગ્રામ સંસ્કૃતિનો સાચો પુનરુદ્ધાર થવાનો જ છે. અને એ જ આખરે સંપૂર્ણ સ્વતંત્રતા છે—સાચું સ્વરાજ્ય છે.

★

હિમાંશુ વ્હોરા

## શહેરનું ઓરકેસ્ટ્રા

સૂણી રહું હંમેશ હું આ શ્હેરનું ઑરકેસ્ટરા,<br>
ખણુખણાટો કપ–રકેબીના અહીં સર્જે સ્વરો.<br>
ગુનગુન કરીને ગુંજતો માનવ–સમુહ તંબુર શો,<br>
ને ઢોકલોના તાલ પર નાચી ઊઠે કેવી ધરા!<br>
આ શ્હેરનું ઑરકેસ્ટરા—

મૃદંગ આ રસ્તા તણું<br>
ધડકી ઊઠે છે ટ્રામ કેરી થાપથી<br>
ને બંસરીનો ખ્યાલ તો વ્હિસલ મિલની આપતી<br>
ટન–ટન કરીને બાજતું બસ-ટોકરીનું જલ–તરંગ

મોટરોના ભૂંગળાં નિજ સૂરથી (બેસૂર પણ)<br>
કરતાં જ સંગ.<br>
જમાવતી હવા ખરે આ સાજના અવાજની પરંપરા<br>
આ શ્હેરનું ઑરકેસ્ટરા

નિંદમાં ને ભાનમાં<br>
ગુંજી રહે છે કાનમાં<br>
યંત્રસર્જ્યું ગીત આ ગતિ તણું<br>
સંગીત આ પ્રવૃત્તિનું<br>
ને વેગ ને ક્રિયા તણા આ ક્લિષ્ટ મીઠ અંતરા<br>
આ શ્હેરનું ઑરકેસ્ટરા.

★



ગુલાબદાસ બ્રોકર

# હરણ

એથેલ બેસ્ચિકના પુસ્તક ' જાતક ટેઈલ્સ 'માંની એક જાતકકથાનો ખાસ ઊર્મિ માટે કરેલો આ અનુવાદ આપણા જાણીતા વાર્તાનવેશે કર્યો છે તે જ પૂરતું છે. આવી જાતકકથાઓ આપણી ઉછરતી પેઢીને બોધ આપવાની સાથે સાથે મીઠી અને સારી શિખામણ પણ આપી જાય છે......

શિલાઓ ફેંકીને, બાણાવળીઓ રોકીને, ને એમની સામે હાથીઓ દોડાવીને ભગવાન બુદ્ધનું મૃત્યુ નિપજાવવાના દેવદત્તના પ્રયત્નો વિશે ભિખ્ખુઓ ચર્ચા કરી રહ્યા હતા ત્યારે ભગવાને તેઓ શેની ચર્ચા કરી રહ્યા છે એમ પૂછ્યું. જ્યારે તેમની વાત તેમણે સાંભળી ત્યારે ભગવાને કહ્યું કે એ પહેલાં પણ દેવદત્ત તેમને મારી નાખવાના પ્રયત્ન કરી ચૂક્યો હતો પણ ફાવ્યો નહોતો.

એકવાર બુદ્ધનો જીવ એક હરણ રૂપે જન્મ્યો હતો અને ફળ ખાઈને જંગલમાં જીવી રહ્યો હતો.

એક દિવસ હરણના એક શિકારીએ એક વૃક્ષની પાસે એ હરણનાં પગલાં જોયાં ને એણે એ વૃક્ષમાં એક માંચડો બાંધ્યો. એથી પોતે એમાં બેસી શકે. ને જ્યારે ફરીથી હરણ એ વૃક્ષનું ફળ ખાવા આવે ત્યારે એને પકડી લઈ શકે.

હંમેશની માફક બીજે દિવસે હરણ એ વૃક્ષ પાસે તો આવ્યું, પણ તેને વિચાર આવ્યો કે કોઈ કોઈ વાર માણસો હરણને મારવા માટે સંતાઈ રહે છે, એટલે વૃક્ષની વધારે નજીક જતાં પહેલાં પોતે થોડી વાર થોભી જવું અને શું થાય છે તે જોયાં કરવું.

થોડીકવારમાં શિકારીની ધીરજ ખૂટી ગઈ, ને એ વૃક્ષમાંથી થોડાં ફળ તોડીને તેણે હરણની દિશામાં ફેંક્યાં—એ આશાએ કે એથી લલચાઈને હરણ નજીક આવે. પણ એ ભૂલી ગયો કે ઝાડમાંથી ખરતું ફળ તો સીધું જ નીચે પડે છે, ને ઝાડથી દૂર ફેંકાઈ જતું નથી. પેલા હરણે તો ફળને પોતા તરફ આવતું જોતાં વૃક્ષને પૂછ્યું કે તેણે પોતાની હંમેશની નીતિરીતિ બદલી કે શું? એને લાગ્યું કે એણે વધારે આગળ જવાનું સાહસ ન કરવું જોઈએ અને એણે એ વૃક્ષને કહી દીધું કે પોતે આજનો દિવસ બીજા કોઈ ઝાડમાંથી ફળ મેળવી લેશે.

શિકારીએ બરાડો પાડીને તેને કહ્યું કે આજે તો તે બચી જતું હતું—' આજે તું મારા હાથમાંથી છટકી ગયું છે ' પણ બીજે દિવસે એ એને જરૂર પકડવાનો.

બુદ્ધના જીવે કહ્યું : ' હા, પણ તારા દુષ્કૃત્યના પરિણામના હાથમાંથી તું તો નથી જ છટક્યો.'

પ્રભુએ એ ભવ વિશે સમજણ પાડી : ' દેવદત્ત એ શિકારી હતો. હું પોતે એ હરણ હતો.'

*

સંગીત, વાદન અને નર્તનના સુમેળમાંથી નીપજેલ લોકનૃત્ય એક એવી કલા છે કે જે પહાડોમાં વસતી આદિવાસી જાતિઓને, સાગર ખેડતી નાવિક કોમોને અને મેદાનોમાં વસતી અનેકવિધ જાતિઓની લાગણીઓને એકસરખી વાચા આપે છે, એ વિવિધ જાતિઓના વિવિધ વ્યક્તિત્વને એકસરખો અવકાશ આપે છે. સાચું સ્થાન પ્રાપ્ત થતાં આ લોકનૃત્યોએ અબોલને બોલતા કર્યાં છે, અવગણાયેલાઓને આદરમાન મેળવતા કર્યાં છે, અગોચર અને અંધારે ખૂણે પડેલાઓને ઝળાંઝળાં પ્રકાશમાં લાવી મૂક્યા છે.

—જયમલ્લ પરમાર [ નવા પુસ્તક ' આપણાં લોકનૃત્યો 'માં ]




# [ ૩ ]

લોસ ઍંજલીસ ૨૦–૮–૫૭

જુલાઈ મહિનાના The Atlantic માસિકમાં વેદ મહેતા નામના એક અંધ હિંદી યુવાનનો A Donkey in the World of Horses નામનો તેજસ્વી લેખ છે. ત્રણ વર્ષની ઉંમરે મેનીન્જાઈટીસના રોગના ભોગ બનેલા વેદે આંખો ગુમાવી. પાશ્ચાત્ય કેળવણી પામેલા સરકારી અમલદાર બાપે એને શક્ય એટલી તાલીમ હિંદમાં અપાવી. ને અંધાપાનું દુઃખ દૂર કરવા યત્ન કર્યો. બ્રેઇલિ લિપિની સહાયથી વેદ અંગ્રેજી શીખ્યો (એનું એ ભાષા પરનું પ્રભુત્વ અદ્ભુત છે એની પ્રતીતિ આ લેખ કરાવે છે) ને ચૌદ વર્ષની ઉંમરે અમેરિકાની અંધશાળાઓમાં પ્રવેશ માટે એણે અરજીઓ ટાઈપ કરવી શરૂ કરી. ત્રીસ કરતાંય વધુ સંસ્થાઓએ એને નિરાશ કર્યો ત્યાર પછી એ Arkansas School for the Blind માં પ્રવેશ પામી શક્યો. આ લેખમાં અંધોની દુનિયા ને એમની સમસ્યાઓનું નિખાલસ ને નિર્દંશ ચિત્રણ છે.

અમેરિકામાં અંધશાળાઓએ કરેલો વિકાસ અદ્ભુત છે. અમારી યુનિવર્સિટીમાં પણ થોડાક અંધ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, એક વર્ગમાંથી બીજા વર્ગમાં જવા માટે એ પાળેલા કૂતરાની સહાય લે છે. ખાસ તાલીમ પામેલા આ કૂતરા માલિકની ખૂબ સંભાળ રાખે છે ને નિર્દિષ્ટ સ્થળે લઈ જાય છે. બ્રેઇલ ઇન્સ્ટીટ્યુટ નામની સંસ્થા મોટું પુસ્તકાલય અંધો માટે નભાવે છે. વિશ્વના અનેક મહાન ગ્રંથો એ બ્રેઇલ લિપિમાં છપાવીને કે એની રેકર્ડ ઉતરાવીને રાખે છે ને અંધ માનવો માટે જ્ઞાન-વિકાસની તકો આપે છે. અંધ માનવો પ્રત્યેની સહાનુભૂતિ અહીં ખૂબ જ રચનાત્મક હોય છે. રસ્તો ઓળંગતા કોઈ પણ અંધ માનવીને જુએ તો ગમે તે સ્ત્રી કે પુરુષ એને અચૂક સહાય કરવાના. વ્હીલ-ચેરમાં બેસીને જતા અનેક લંગડા કે પોલિયોના ભોગ થયેલાં સ્ત્રી-પુરુષોને ફૂટપાથ પરથી નીચે ઉતારવામાં ગમે તે અજાણ્યો માનવી પણ લાગી જવાનો. આંધળાં ને લંગડાં માનવી અહીં પાંગળું જીવન નથી જીવતાં. પગ ગુમાવેલાં માનવી પોતાની મોટર પણ જાતે હાંકી શકે એવી વ્યવસ્થા મોટર-ઉત્પાદકો કરી આપે છે. આંધળાં કે લંગડાં માનવીને અનુકૂળ કામ પણ અહીંની સંસ્થાઓ શોધી આપે છે.

આંધળા માનવીની દુનિયા કેવી હોય છે, એનાં સંવેદનો કેવાં હોય છે, એની મુશ્કેલીઓ સામે એ કઈ રીતે લડે છે વગેરે કોઈક અંગત હકીકતો દેખતાં માનવી જાણે તો એમના હૃદયના થોડાક પણ માનવતાવાદી અંશ ઉપર જરૂર અસર થાય. આપણે ત્યાં પણ પંડિત સુખલાલજી જેવા સમર્થ અંધ વિદ્વાન પાસે આવો કોઈ લેખ લખાવવાનું Atlantic માસિકના તંત્રીની માફક કોઈને કેમ નહીં સૂઝ્યું હોય?

*

રેડ સ્કેલ્ટન નામના ટેલિવિઝન કાર્યક્રમના વિખ્યાત રમૂજી નટનો નવ વરસનો દીકરો રીચર્ડ લ્યુકેમિયાના રોગથી પીડાય છે. દાક્તરોએ રેડને કહ્યું કે દીકરો એકાદ વર્ષથી વધુ જીવે એમ નથી, આથી એને કરાવાય એટલી મઝા કરાવી લો. પુત્રપ્રેમી બાપે દુનિયાની અજાયબીઓ દીકરાને બતાવી લેવા માટે વિશ્વપ્રવાસ આદર્યો ને પ્રવાસના મંગળાચરણ લંડનમાં ઊતરીને કર્યાં. છાપાંવાળાઓની મુલાકાત દરમિયાન રેડે જાહેર કર્યું કે લ્યુકેમિયાનો રોગ પોતાના દીકરાને ભરખી જાય એ પહેલાં એને દુનિયાની અજાયબીઓ બતાવવા એ નીકળ્યો છે. લંડનનાં કેટલાં છાપાંઓએ સ્કેલ્ટનને સલાહ આપી : ' જાહેરાત મેળવવાના આ



બધા નુસખા છોડી છાનામાના ઘેર પાછા જાઓ ને છોકરાને નિરાંતે એના ભાઈબંધો ને પાળેલાં કૂતરાં સાથે રમવા દો.' રેડ આવી ટીકાથી છંછેડાઈ ગયો ને પ્રવાસ અધૂરો મૂકી અમેરિકા પાછો આવતો રહ્યો. અમેરિકન છાપાંઓએ આ સમાચાર મોટા મથાળા નીચે લ્યુકેમિયાથી પીડાતા છોકરાની છબીઓ સાથે છાપ્યા.

સામાન્ય અમેરિકન બ્રિટિશરોનો કડક ટીકાકાર છે, સામાન્ય બ્રિટિશર અમેરિકનોનો છે તેમ. આથી આ સમાચારે સ્કેલ્ટન પ્રત્યે ઠીકઠીક સહાનુભૂતિ અમેરિકનોમાં જન્માવી, પરંતુ ચિંતક વર્ગમાં સ્કેલ્ટન વગોવાયો, પોતાના દીકરાના મૃત્યુની આગાહી કોઈ બાપ કરે એ સમજી શકાય છે, પરંતુ એના સંભાવિત મૃત્યુની જાહેરાત કરે ને પોતે એક 'મસાઈયાહ'ની માફક એનું મૃત્યુ સુધારવા નીકળ્યાનો સ્વાંગ ધારણ કરે એવા બાપની ટીકા ઠરેલ બ્રિટિશ છાપાં કરે એમાં શું નવાઈ?—આવી લાગણી પણ ક્યાંક ક્યાંક જન્મી.

બ્રિટિશ ને હિંદી પત્રકારિત્વની સરખામણીમાં અમેરિકન પત્રકારિત્વ કાંઈક રોમાંચ–શોખીન લાગે. અમેરિકામાં હેતુલક્ષી ને ઠરેલ છાપાં નથી એમ નહીં, પરંતુ એવાં છાપાં જૂજ ને દરેક શહેર કે ગામને પોતાનું છાપું એટલે લોકો સ્થાનિક છાપું વાંચવા વધારે ટેવાયેલા. New York Times, Christian Science Monitor તથા Washington Evening Post છાપાં એમના સંયમભર્યા તંત્રીલેખો, માહિતીભર્યા સમાચાર ને ચિંતનભર્યા લેખો માટે જાણીતાં છે; પરંતુ ખુદ લૉસ ઍંજલીસ જેવા મોટા શહેર પાસે ( આગળ વધીને કહું તો અમેરિકાના પેસિફિક કિનારાના એક પણ શહેર પાસે ) એકે ઠરેલ છાપું નથી—કુલ ચાર મુખ્ય ને વીસ વિભાગીય છાપાં હોવા છતાં. અમારાં થોડાંક અમેરિકન મિત્રો તો લૉસ ઍંજલીસ ટાઇમ્સમાં વાંચેલા કાંઈ સમાચાર વિષે માહિતી આપતાં હોય તો 'I apologise for quoting L. A. Times, but it is the best among the worst newspapers in L. A.' વાક્ય ઉમેરે છે. સાધન સગવડ ને પ્રચારની દૃષ્ટિએ 'લૉસ ઍંજલીસ ટાઇમ્સ' કાંઈ સામાન્ય નથી. એનું અદ્યતન મકાન, પ્રેસ કામદારો માટે સસ્તી ને સાદી સગવડો, દરેક વિભાગનું સુંદર આયોજન વગેરે કોઈ પણ મુલાકાતીને મુગ્ધ બનાવે, પરંતુ જેમ યુનિવર્સિટીની પ્રતિષ્ઠા અદ્યતન મકાનો કરતાં એના અધ્યાપકો ને વિદ્યાર્થીઓ ઉપર અવલંબે છે એમ છાપાની પ્રતિષ્ઠા એના તંત્રીઓ ને સમાચાચારલેખો પર અવલંબે છે. અહીંનાં મુખ્ય છાપાં સામાન્ય રીતે ૨૫–૩૦ પાનાંનાં હોય છે ને રવિવારે ૮૦ પાનાંનાં ઊંચકતાં પણ થાક લાગે એવાં, હોય છે. ત્રીસ પાનામાં ચાર વિભાગ હોય—મુખ્ય રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય વિભાગ, સ્ત્રી વિભાગ, રમતગમત વિભાગ, સ્થાનિક ટેલિવિઝન રેડિયો ને મુવી વિભાગ અને જાહેરખબર વિભાગ. જાહેરખબરો અડધા કરતાં પણ વધુ જગા રોકી લે છે. અમેરિકામાં અમુક વર્ગ માત્ર જાહેરખબરો વાંચે છે, બીજો વર્ગ માત્ર રમતગમતનું પાનું વાંચે છે તો કોઈ વર્ગ માત્ર રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય સમાચાર વાંચે છે. રવિવારના છાપામાં એક વધુ આકર્ષણ બાળકો માટે હોય છે—કૉમિક વિભાગનું. ઘણાં અમેરિકન કુટુંબોમાં સામાન્ય રીતે મોડા ઊઠતાં બાળકો રવિવારે વહેલાં ઊઠે છે—આ 'કૉમિક વિભાગ' વાંચવા કૉમિકનો શોખ બાળકોને જ હોય છે એવું નથી, માબાપ ને કૉલેજના સુશિક્ષિત વિદ્યાર્થીઓ પણ ઘણીવાર કલાકો આવા કૉમિક સાહિત્ય પાછળ બગાડે છે. કૉમિક સાહિત્યના વધતા જતા પ્રચારથી પણ સામાજિક કાર્યકરો ને શિક્ષણશાસ્ત્રીઓ મૂંઝાયા છે. બાળકની સર્જનાત્મક શક્તિ આવા સાહિત્યના વાચનથી અવળી દિશામાં દોરાય છે એવી લાગણી પણ પ્રવર્તે છે, આમ છતાં આ પ્રશ્નનો કાંઈ રચનાત્મક ઉકેલ કોઈ હજુ શોધી શક્યું નથી. અત્યારે તો કૉમિક સાહિત્ય લખનારા ને છાપનારા સુખી જિંદગી જીવે છે, આવતી કાલની વાત આવતી કાલ જાણે.

આમછતાં અમુક છાપાંઓમાં વિખ્યાત પત્રકારો

તલસ્પર્શી લેખો વડે આંતરરાષ્ટ્રીય સમાચારોનું પૃથક્કરણ કરતા હોય છે. આવા અનેક પત્રકારોમાં ડ્રુ પીયર્સન મોખરે છે, 'મીરર–ન્યૂઝ' નામના સ્થાનિક છાપામાં એના લેખો નિયમિત આવે છે જે સમાજના મર્યાદિત બુદ્ધિજીવી વર્ગમાં એ વંચાય છે પણ ખરા. મીસીસ એલિનોર રુઝવેલ્ટ પણ પોતાની નિત્ય નોંધ આ છાપાં માટે નિયમિત લખે છે. જે અમેરિકામાં ખૂબ લોકપ્રિય છે.

અમેરિકન પત્રકારિત્વની મોટી મર્યાદા એ છે કે એ એક જ રાજકીય પક્ષ રીપબ્લીકનના હાથમાં છે. લૉસ એંજલીસમાં Daily News નામનું ડેમોક્રેટ–પક્ષી છાપું ત્રણ રીપબ્લીકન–પક્ષી છાપાં સામે હરીફાઈ કરતાં હાંફી ગયું ને અંતે રીપબ્લીકન Daily Mirrorમાં સમાઈ ગયું. આખા અમેરિકામાં પ્રવર્તતી આ પરિસ્થિતિને કારણે ડેમોક્રેટીક પક્ષને ઠીકઠીક સહન કરવું પડે છે; ચૂંટણી વખતે પ્રેસિડેન્ટ આઈઝનહોવરને જે મુક્ત પ્રશંસા ને પ્રસિદ્ધિ મળતાં એ અડલાઈ સ્ટીવન્સનને નહોતાં મળતાં. ડેમોક્રેટ પક્ષ પોતાની આ મર્યાદા વિષે સભાન છે; પરંતુ એ વિશેષતઃ મધ્યમવર્ગી પક્ષ હોવાથી એની પાસે પોતાનાં છાપાં નીભાવવા જેવું પીઠબળ નથી. જો કે લોકમત અહીં માત્ર છાપાંના પ્રચારથી નથી દોરવાતો; આથી ડેમોક્રેટ પક્ષ ચૂંટણી સારી રીતે લડી શકે છે ને વિજય પણ મેળવી શકે છે (પ્રમુખપદ ગુમાવવા છતાં 'સેનેટ'ને 'હાઉસ'માં ડેમોક્રેટ પક્ષ બહુમતીમાં છે).

છાપાંની વધુ નકલો ખપાવવા માટે સનસનાટીભર્યા સમાચાર છાપવાનો રોગ દરેક દેશમાં પ્રચલિત છે; અમેરિકા પણ એમાં અપવાદ નથી. રોજ સવારે ઉતાવળા પગે યુનિવર્સિટી તરફ દોડતાં શેરીના નાકે છાપાના સ્ટેન્ડ પર નજર નાખીએ તો આંધળો પણ વાંચી શકે એવા મોટા અક્ષરે અકસ્માત, લૂંટફાટ, ખૂન, છૂટાછેડા, ચોરી કે સ્ત્રી પરના અત્યાચારના બનાવો ઊડીને આંખે વળગે. આવા સમાચારનું સતત વાચન પણ એક પ્રકારની ઊંડી માનસિક છાપ નહીં જન્માવતું હોય એની શી ખાત્રી? મેરિલિન મનરોને કસુવાવડ થયાના સમાચાર એના પ્રશંસકો માટે દુઃખભર્યા ખરા; પરંતુ એને મથાળામાં રજૂ કરવાની શું જરૂર? એલિઝાબેથ ટેયલરને અધૂરે માસે બાળક જન્મ્યું, એ ને એનો પતિ ટૉડ લંડનમાં પ્લેન ચૂકી જતાં ઝઘડી પડ્યાં, મુંબાઈમાં ઈટાલિયન ડિરેક્ટર રોઝેલિની સુનાલી દાસગુપ્તા સાથે પ્રેમમાં પડ્યો, 'Lover's Lane'માં એક મસ્ત જુવાને બંદૂકની અણીએ બે જણને ઉતારી મૂકી કાર કબજે કરી ને ચૌદ વર્ષની એક કુમારી પર અત્યાચાર કરી આગળ જતાં બે પોલીસોને ઠાર કર્યાં પણ હજુ એનો પત્તો નથી, પરપુરુષ સાથે પથારીમાં સૂતેલી પત્નીને પતિએ ગોળી મારી વ. વ. આ પખવાડિયાના મથાળામાં પ્રસિદ્ધ થયેલા સમાચારોમાં ખરેખર ઉપયોગી કેટલું? એવા મથાળાની વાચકના મન ઉપર અસર કેવી? માનસશાસ્ત્રની અનેક સમસ્યાઓ ઉપર અમેરિકામાં થતા સંશોધનમાં આ સમસ્યા પણ ઉમેરવા જેવી છે. માત્ર અમેરિકાના હિતાર્થે નહીં, અમદાવાદ ને મુંબાઈના વાચકોના હિતાર્થે પણ.

*

ત્રણ વિશિષ્ટ વ્યાખ્યાતાઓ તાજેતરમાં લૉસ એંજલીસ ખાતે આવી ગયા. એકનું નામ રેમન્ડ વિલ્સન. અમેરિકન ફ્રેન્ડઝ સર્વીસ કમિટીના આશ્રય નીચે એમણે હિરોશીમાના જાપાનીઓની યાતના વિષે અનુકંપા જગવતું પ્રવચન કર્યું. જાપાનની એક દસ વર્ષની છોકરીનો ઈંગ્લેંડની રાણી એલિઝાબેથ પર અણુબોંબના પ્રયોગ અટકાવવાની વિનતિ કરતો એક સરળ પત્ર એમણે વાંચી સંભળાવ્યો ત્યારે અનેક આંખો ભીની થઈ.

વિલિયમ વીન્ટર નામનો વિખ્યાત ઉદારમતવાદી ટેલિવિઝન વૃત્તવિવેચક અમારી યુનિવર્સિટીમાં China Past, Present & Future ઉપર વેધક ને નિખાલસ પ્રવચન કરી ગયો. વિશ્વ રાજકારણના પ્રવાહોને યોગ્ય રીતે સમજી પચાવી શકનારો અમેરિકાનો વિચારક વર્ગ મજબૂતપણે એમ માને છે કે કૉમ્યુનીસ્ટ ચીનનો સત્તાવાર સ્વીકાર કર્યા વિના હવે અમેરિકાને છૂટકો



નથી. '૫૦ કરોડની વસ્તીવાળા ચીનને ન સ્વીકારવા વિષે આપણે આજે હઠીલા બન્યા છીએ. ૨૦૦૦ની સાલમાં ચીનની વસ્તી એટલી મોટી હશે કે અમેરિકાએ સ્વીકૃતી માટે વિનંતિ કરવી પડશે.' કોમ્યુનીસ્ટ વિષેની અમેરિકન વિચારસરણીને વીન્ટરે આંધળી ને ભૂલભરેલી ગણાવી. 'જે દેશો અમેરિકાતરફી નથી એ કોમ્યુનીસ્ટતરફી છે એમ માનવું એ મૂર્ખાઈ છે.' કોમ્યુનીસ્ટવિરોધી વ્યક્તિઓને થાબડવામાં અમેરિકાએ ઘણી ભૂલ કરી છે. ચાંગ કાઈ શેક કોમ્યુનીસ્ટ-વિરોધી છે માટે સારો છે એ પ્રચલિત અમેરિકન માન્યતામાં રહેલાં ભયસ્થાનો આગળ ધરી વિલિયમ વીન્ટરે રાજકીય સમીક્ષાઓનું કાંઈક ઊંડું અવલોકન કરવાનો અનુરોધ કર્યો.

વિખ્યાત મેથડીસ્ટ મિશનરી ને ગાંધીજીના પ્રશંસક સ્ટેન્લી જોન્સે 'Which way is the East going?' એ વિષય પર મનનીય પ્રવચન કર્યું. આજથી પચાસ વર્ષ પહેલાં એ ખ્રિસ્તિ મિશનરી તરીકે લખનૌ ગયા ત્યારે એમને હિંદ 'A Country of paralysis' લાગેલો, આજે એમને એ જ દેશ 'A Country of possibilities' લાગે છે. દક્ષિણ આફ્રિકાની એક ટ્રેનના પ્રથમ વર્ગના ડબ્બામાંથી ટિકિટ હોવા છતાં ગાંધીજીને નીચે ઉતારી મૂકનાર ગોરો આ ખંડવ્યાપી અહિંસક લડત માટે મૂળ કારણભૂત હતો. 'ગાંધીની અસર પશ્ચિમ માને એ કરતાં વધુ વ્યાપક છે. એશિયા ને આફ્રિકાના મુક્તિ સંગ્રામની ચિનગારી એ માનવીએ ચાંપી ને આવતાં પચીસ વર્ષનો ઇતિહાસ અમેરિકા કે યુરોપમાં નહીં, એશિયા ને આફ્રિકામાં લખાશે.' આ બધું કહી એમણે ઉમેર્યું કે ખ્રિસ્તી ધર્મના સ્વીકારની શક્યતાઓ હિંદમાં ઓછી છે; ઇસુ ખ્રિસ્ત પ્રત્યે અત્યંત ભાવની લાગણી હોવા છતાં એશિયાના દેશોમાં ખ્રિસ્તી ધર્મ રાષ્ટ્રધર્મ અને એવા બે દેશો એમણે ગણાવ્યા—જાપાન ને કોરિયા. જાપાન વિષે તો આગળ વધીને એમ કહ્યું કે 'Japan will never be a democracy until it becomes christian.' એશિયા ને આફ્રિકાના દેશો ખ્રિસ્તી ધર્મ નહીં સ્વીકારે તો સામ્યવાદીઓના હાથમાં સરી પડશે એ પ્રચાર અહીં મિશનરીઓ એટલો બધો કરે છે કે સામાન્ય અમેરિકન પણ મિશનરી પ્રચારકાર્યમાં છૂટે હાથે સહાય કરે છે. ગાંધીજીની વિચારસરણી પ્રત્યેની મમતા અને ખ્રિસ્તી ધર્મપ્રચાર વિષેની ઝનૂની ઝુંબેશ એ બન્નેનો સુમેળ સ્ટેન્લી જોન્સ પોતાના હૃદયમાં કઈ રીતે સાધતા હશે?

*

India–America Cultural Association નામની સંસ્થાના આશ્રય નીચે હોલીવુડના પ્લમર પાર્કમાં ૧૫મી ઓગસ્ટનાં સ્વાતંત્ર્ય દિનની ઉજવણી થઈ. અપેક્ષા રાખી હતી ૨૦૦–૨૫૦ માણસોની ને આવી ચડ્યાં લગભગ ૫૫૦ માનવી. સમાઈ શકે એટલા માનવી સભાગૃહમાં સમાયાં ને બાકીનાં બહાર ઓસરીમાં ઊભા રહ્યા. અમેરિકાના વિખ્યાત ફિલસૂફ ને Philosophical Research Society ના ડિરેક્ટર ડૉ. મેન્લી હોલે હિંદની સમસ્યાઓ ને સિદ્ધિઓ વિષે મનનીય પ્રવચન કર્યું. જાતક કથાઓમાંથી 'મૂર્ખહૃદયી જાનકી'નો એક પ્રસંગ નૃત્યમાં રજૂ થયો ને એક સાહસિક અમેરિકન યુગલે નાનકડી જર્મન કાર(વૉક્સ વેગન)માં બેઠેલા વિશ્વ પ્રવાસ દરમિયાન હિંદ ને નેપાળમાં ઉતારેલું રંગીન ચલચિત્ર બતાવ્યું. ચિત્રમાં કશું ભવ્ય ન હતું, પરંતુ દેશ દેશના માનવોમાં આ પતિ–પત્નીનો જીવન રસ છતો થતો હતો. રૂથને બિચારીને એટલી ખબર કે હિંદમાં જ્યાં જઈએ ત્યાં અભિવાદન કરવા માટે હાથ જોડીને 'નમસ્તે' બોલવાનું. કોઈ મસ્જીદની મુલાકાત વખતે પણ મુલ્લાજી આગળ બે હાથ જોડીને એણે 'નમસ્તે' કહી નાખ્યા ત્યારે મુલ્લાના ચહેરા પરના ભાવો જોવા જેવા ઝડપાયા હતા.

કાર્યક્રમની શરૂઆત 'જનગણમન'થી થયેલી અને અંત આવ્યો અમેરિકન રાષ્ટ્રગીતથી. હિંદી રાષ્ટ્રગીત પરદેશ જતા બધા હિંદીઓને આવડવું જોઈએ એવું સામાન્યપણે માની લેવાય, પરંતુ વાસ્તવિક





પરિસ્થિતિ સાવ ભિન્ન છે. રાષ્ટ્રગીત કયું છે એ વિષે ગૌરવભર્યું અજ્ઞાન ભોગવતા હિંદીઓનો અહીં તોટો નથી. રાષ્ટ્રગીત ન આવડતું હોય એવું કોઈ બાળક પણ અમેરિકામાં શોધવું મુશ્કેલ. શાળાઓમાં, મેદાની રમતોમાં ને અન્ય સામાજિક કાર્યોમાં રાષ્ટ્રગીત ગાવાનું અહીં ખૂબ સામાન્ય છે, આથી કોઈ હિંદી એમ કહે કે 'મને અમારું રાષ્ટ્રગીત નથી આવડતું' તો અમેરિકનોનાં તો મોં જ પહોળાં થઈ જાય. હિંદ જઈ આવેલા થોડા અમેરિકન મિત્રો પણ હિંદી રાષ્ટ્રગીતથી મુગ્ધ થઈ એ બરાબર શીખી લાવ્યા છે ને સાથે એની રેકર્ડ પણ લઈ આવ્યા છે.

*

જ્યૉર્જ વૉશિંગ્ટન વિષે એમ કહેવાય છે કે એણે એક મહત્ત્વના હોદ્દાની ઑફિસ માટે પોતાના ખાસ મિત્રની નિમણૂક ન કરતાં વધુ લાયકાત ધરાવનાર પોતાના એક વિરોધીની નિમણૂક કરેલી. તાજેતરમાં પ્રેસિડેન્ટ આઈઝન હોવરે મેકસવેલ ગ્લક નામના અમેરિકન ૧૪૦ ડાર્લિંગ ચેઈન સ્ટોરના માલિકની નિમણૂંક સિલોનના એલચી તરીકે કરી. કારણ: ગ્લકે ૧૯૫૭ની ચૂંટણીઓમાં લગભગ ૨૬,૦૦૦ ડૉલરનો ફાળો રીપબ્લિક ચૂંટણી ફંડમાં આપ્યો હતો. આ નવા નિમાયેલા એલચીની લાયકાતની તપાસ કરવા માટે Senate foreign relation committeeએ શ્રી ગ્લકને બોલાવ્યા ત્યારે વાતચીત દરમિયાન સેનેટર ફુલબ્રાઈટે પૂછેલા પ્રશ્નો પરથી ફલિત થયું કે નવા નીમાયેલા એલચીને સિલોનના વડાપ્રધાનનું નામ આવડતું ન હતું, હંગેરી અંગેના ઠરાવમાં સિલોને સંયુક્ત રાષ્ટ્રસંઘમાં તરફેણમાં મત આપ્યો હતો કે વિરુદ્ધમાં તે વિષે તે અજ્ઞાત હતા, હિંદ ખાતેના અમેરિકન એલચી કોણ છે ને હિંદના વડા પ્રધાનનું નામ શી રીતે ઉચ્ચારાય છે એ વિષે પણ એમને માહિતી નહોતી. માત્ર નિવૃત્ત થયેલા સિલોન ખાતેના અમેરિકન એલચી શ્રી ક્રો પાસેથી ત્યાંના મહત્ત્વના માણસોની યાદી મેળવી રાખવા જેટલી કુનેહ એમણે દર્શાવી હતી.

સિલોન વિષેના આવા ઘોર અજ્ઞાનને અવગણીને પણ Senate foreign relations committeeએ શ્રી ગ્લકની નિમણૂક મંજૂર રાખી—માત્ર સેનેટર ફુલબ્રાઈટે વિરોધ કર્યો. પોતાનો નવો હોદ્દો સંભાળી લેવા શ્રી. ગ્લક સપ્ટેંબરમાં સિલોન જશે. અમેરિકન રાજનીતિ કોકવાર વિદેશમાં ભયંકર છબરડા કેમ વાળે છે એની પ્રતીતિ કરાવતું આ સુંદર દૃષ્ટાંત છે.

*

હોલીવુડની સિને જગતમાં પ્રતિષ્ઠા ઊંચી હશે પણ અમેરિકામાં એની માથાવટી હલકી છે. ઉનાળાની ગરમીમાં અહીં કોઈ કોઈ ગોરી–હબસી કન્યાઓ મર્યાદા ઢાંકવા પૂરતા 'બેધીંગ સૂટ' જેવાં આછકલાં કપડાંમાં શેરીઓ ઉપર પણ રખડે છે, પુરુષો પણ છેલ્લાં બે વરસથી આપણા દેશમાં જેને ચડ્ડી કહીએ એવી 'બર્મ્યુડા શૉટ્ર્સ'ના હુલામણા નામે પ્રચાર પામેલી ચડ્ડીઓ ને ગાંધી–ચંપલ જેવા ત્રણ પટ્ટીના સેંડલ પહેરીને ફરે છે. આ બધી ફેશનો હોલીવુડના વાતાવરણમાં જન્મે છે ને સ્થાનિક પ્રચાર પામે છે, પણ કેલિફોર્નિયા છોડી અમેરિકાનાં બીજાં રાજ્યોમાં કોઈ પ્રવેશે ને આવા ઢંગ ચાલુ રાખે તો ટીકાને પાત્ર બને. અમેરિકાનો પૂર્વ કિનારો વધુ 'રૂઢિચૂસ્ત' ગણાય છે. આછકલો લાગે એવો પોષાક પહેરીને કોઈ સ્ત્રી કે પુરુષ જાહેરમાં ન જઈ શકે. થોડા વખત ઉપર કોઈ સાહસિક (!) કેલિફોર્નિયન સ્ત્રી પૂર્વના મેસેચ્યુસેટ્સ રાજ્યના એક શહેરની પોસ્ટ ઑફિસમાં આછકલાં કપડાંમાં સ્ટેમ્પ ખરીદવા ગઈ હશે. આવા અસભ્ય પોષાક(કે જે 'બીચ' પૂરતો મર્યાદિત રહેવો જોઈએ)માં આ સ્ત્રી ગામમાં ફરી એ સામે પુષ્કળ વિરોધ થયો ને અમેરિકાના સૌથી ઠરેલ ગણાતા વર્તમાનપત્ર The Christian Science Monitorમાં 'સભ્ય પોષાક' ઉપર તંત્રીલેખ આવ્યો. કેલિફોર્નિયામાં પુરુષો 'સ્પૉર્ટ શર્ટ'માં ધંધાદારી વિસ્તારોમાં રખડી શકે; પૂર્વમાં સામાન્ય રીતે બધા કોટ પાટલૂન ને ટાઈમાં જ સજ્જ હોય. 'સભ્ય પોષાક' ને 'અસભ્ય પોષાક'ની વ્યાખ્યા વિષે અમેરિકામાં એક પ્રકારનો જબરો શાબ્દિક ઝઘડો ચાલે છે. કેલિફોર્નિ-



ઈશ્વર પેટલીકર

# આફ્રિકાની કેળવણી

આફ્રિકાના પ્રવાસે જઈને આપણા જાણીતા નવલકાર એક સાંસ્કારિક પ્રવૃત્તિ પણ કરી શકયા છે જેને અનુલક્ષીને લખાયેલા તેમના લેખો પૈકીનો આ છલ્લો લેખ છે. ત્યાંની કેળવણી–સંસ્થાઓ વિષે અને કેળવણી વિષે પડેલી છાપ આ લેખમાં છે......

નાઈરોબીથી ૧૪ માઇલ દૂર, કિકુયુમાં આફ્રિકનોની એલાયન્સ હાઈસ્કૂલ છે. ખ્રિસ્તી ચર્ચ મિશન તે સ્કૂલ ચલાવે છે. ૨૦૦ વિદ્યાર્થીઓ તે સ્કૂલમાં લેવામાં આવે છે. વસવાટ(રેસીડેન્શીયલ)વાળી સ્કૂલ છે. બધા વિદ્યાર્થીઓને ત્યાં જ રહેવાનું છે. ૧૪૦ એકર જમીન આ શાળા પાસે છે. પોતાનાં મકાનો ઉપરાંત બીજી જમીનોમાં વેટલ બાર્કનાં વૃક્ષ થાય છે અને તેની આવક સંસ્થાને મળે છે. આ સ્કૂલમાંથી બાર વર્ષમાં એક પણ વિદ્યાર્થી કેમ્બ્રીજ મેટ્રિકની પરીક્ષામાં નપાસ થયો નથી. આ તેરમા વર્ષે ફક્ત એક વિદ્યાર્થી નપાસ થયો છે. હાલ જેલમાં છે તે આફ્રિકન નેતા શ્રી. જોમો કેનિયાટા અને છેલ્લાં દસ વર્ષથી કાઉન્સીલના સભ્ય છે તે શ્રી. માથુ આ સ્કૂલના વિદ્યાર્થીઓ છે. ચૌદ શિક્ષકો છે તેમાં મોટે ભાગે યુરોપિયનો છે. અહીંના એક આફ્રિકન વિદ્યાર્થી ઇંગ્લેંડ આગળ ભણી આવ્યા છે તે સાયન્સના શિક્ષક તરીકે કામ કરે છે.

નાઈરોબીથી એક હજાર ફૂટ ઊંચે, કુદરતના રમ્ય વાતાવરણમાં સીલવર ટ્રી, વૉટલ બાર્ક, યુકેલીપ્ટસ વગેરે વૃક્ષોની વનરાજી અને ખીણોનાં દશ્યવાળું એ સ્થળ કેળવણી માટે સ્ફૂર્તિદાયક છે. તા. ૧૬ એપ્રિલના રોજ સવારમાં ૯ા વાગે અમે ત્યાં પહોંચ્યા ત્યારે એ સ્થળની રમ્યતામાં વધારો કરવા વરસાદ ધીમેથી છંટકાવ કરતો હતો. પ્રિન્સીપાલ મિ. ફ્રાન્સીસ અમને ઑફિસ બહાર મળી ગયા. આવકાર આપી અંદર લઈ ગયા. એમને હિંદ વિષે ખાસ માહિતી ન હતી તો વિદ્યાનગર કે એની યુનિ. વિષે તો ખબર જ કયાંથી હોય? જંગલમાં નવ વરસમાં એક યુનિ. ઊભી થાય, પ્રજા એને માટે નાણાં આપે, જમીન આપે, મિશનરી ભાવનાને વશ થઈ શક્તિશાળી માણસો માનદ સેવા આપે અને સરકાર સિવાય સંસ્થાગત એનો વહીવટ ચાલે, તેવું હિંદમાં શકય હશે તેનો એમને ખ્યાલ ન હતો. એવું કામ કરનાર ભાઈકાકાને નજરે જોઈ, સંસ્થાના રિપોર્ટ ઉપર ઊડતી નજર ફેરવી, એમના મોં ઉપર આનંદ પ્રગટયો. હિંદના થઈ રહેલા વિકાસની વાતો પૂછી અને હિંદી પ્રજામાં સ્વતંત્ર રીતે આગળ વધવાની તાકાત છે તેની ખુશી વ્યક્ત કરી.

તે પછી એમણે અમને સ્કૂલ બતાવી. જુદા જુદા વર્ગમાં લઈ ગયા. ભૂગોળના વર્ગમાં જતાં વિદ્યાર્થીઓ પાસે હિંદનો નકશો કઢાવ્યો અને વિદ્યાનગર કયાં આવ્યું તે જોયું અને વિદ્યાર્થીઓને બતાવી ભાઈકાકાએ યુનિ. ઊભી કરી હતી તેનો ખ્યાલ આપ્યો. છાત્રાલયનો એક બ્લોક બતાવ્યો. ૧૩ વિદ્યાર્થીઓના એની બંને બાજુ થઈને ખાટલા હતા. વાચનાલય, લાયબ્રેરી, રસોડું, ડાયનીંગ હોલ બતાવ્યો. ભોજનશાળાનો થિયેટર તરીકે પણ ઉપયોગ કરે છે. ખોરાક સાદો છે. મકાઈ પણ અપાય છે. મોટા ભાગના વિદ્યાર્થીઓ ખર્ચ ઉપાડી શકતા નથી. તેમને મફત ભણાવવામાં આવે છે. હોશિયાર વિદ્યાર્થીઓને દાખલ કરવામાં પસંદગી કરવામાં આવે છે.

---

યાનું હવામાન એવું છે કે અમુક પ્રકારનો પોષાક એને વધુ અનુકૂળ આવે. અમારી ને બીજી ઘણીય યુનિવર્સિટીઓમાં પણ પ્રાધ્યાપકોને ઉનાળામાં કોટ ટાઈ પહેરવાં ફરજીયાત નથી. ઘણા પ્રતિષ્ઠિત પ્રાધ્યાપકો પણ એ છૂટનો લાભ લે છે, જ્યારે આપણે ત્યાં તો ધોમ ધખતા તાપમાં પણ ટાઈ કાઢી નાખવાથી પ્રોફેસરી મગજમાંથી છટકી જવાનો ભય ઘણા આચાર્યો ને પ્રોફેસરોને સતાવે છે।



સવાદસ વાગ્યે અમે સુતારી વર્ગ ભણી જતા હતા અને વિદ્યાર્થીઓ છૂટયા. વરસાદ તો ઝરમર ઝરમર પડતો જ હતો. ૬૭૦૦ ફૂટ ઊંચાઈની સવારની ઠંડી હતી. છતાં વિદ્યાર્થીઓ ટૂંકી ચડ્ડી અને ગંજીફરાકભેર કે નરી ચડીભેર રમતના લીલા મેદાન ઉપર ઉનાળો હોય તેમ દોડી ગયા. ફક્ત પા કલાકની 'રીક્રીએશન'ની એ વ્યાયામ રીસેસ હતી. અમુક વર્ગોએ વ્યાયામ કર્યો. અમુક ફૂટબોલ રમ્યા. અમે સુતારી વર્ગમાંથી એ મેદાન ઓળંગી ચર્ચ ભણી જતા હતા ત્યાં રીસેસ પૂરી થઈ અને બધા વિદ્યાર્થીઓ વર્ગમાં દોડી ગયા. ૪૫ મિનિટના દિવસના સાત પિરિયડ છે. શહેરથી દૂર, કુદરતને ખોળે, મિશનરી શિક્ષકોની ભાવના અને ધરશાળાનું અભ્યાસનું વાતાવરણ, એ સમગ્ર ચિત્ર જોઈને એમ જ લાગે કે અહીં કોઈને નપાસ થવું હોય તો થઈ જ શી રીતે શકે ? આફ્રિકન પ્રજાના જીવનધોરણ પ્રમાણે મકાનો સાદાં, એવી જ સાદી રહેણીકરણી, માસિક શિ. ૪૦ રસોડાનું ખર્ચ આવે છે, તે અહીંની મોંઘવારીના પ્રમાણમાં ઘણું ઓછું ગણાય. સાદું જીવન અને ઉચ્ચ શિક્ષણ જોઈ અમને જેટલો હર્ષ થયો હતો, તેટલો જ હિંદ વિષેના જ્ઞાનથી પ્રિન્સીપાલને થયો હોય તેમ અમને સ્કૂલ બતાવ્યા પછી એમણે આમંત્રણ આપતાં કહ્યું કે, જો તમને વખત હોય તો મારે ઘેર ચા પીને જાઓ. અમે એમને ઘેર ગયા. ચા-નાસ્તો આવતાં સુધી એમણે હિંદ વિષે પૃચ્છા કરી. પ્રજામાં જે સેવાભાવ છે તે અંગ્રેજોના વસવાટથી આવ્યો કે તમારી સંસ્કૃતિમાં હતો ? ભાઈકાકાએ અંગ્રેજી અમલથી આવેલી જાગૃતિનો સ્વીકાર કરી હિંદુ સંસ્કૃતિમાં વાનપ્રસ્થ અને સંન્યાસી આશ્રમ દ્વારા સમાજસેવાનાં તત્ત્વો પડેલાં હતાં તેનો ખ્યાલ આપ્યો.

અમે જે જિલ્લામાંથી આવતા હતા તે ખેડા જિલ્લામાં ૧૫ હાઈસ્કૂલો છે. અને સાત કૉલેજો છે અને તેમાંથી ફક્ત એક જ સરકારી હાઈસ્કૂલ છે. બાકીની સરકારી ગ્રાન્ટથી પ્રજાકીય સંસ્થાઓ ચલાવે છે, તે જાણીને તો એમને આશ્ચર્ય થયું. ચા પીને અમે વિદાય થવા ઊભા થયા ત્યારે વરસાદે જોર શરૂ કર્યું હતું. એટલે અમને કોટ આપી, એ પલળતા મોટર સુધી વિદાય આપવા આવ્યા. આભાર માની અમે વિદાય લીધી.

મને આ શાળા જોઈ વિચાર આવ્યો—જિલ્લામાં ૬૫ હાઈસ્કૂલો છે તે સાર્વત્રિક કેળવણીમાં સારો ફાળો આપે છે. તો પ્રથમ કક્ષાના વિદ્યાર્થીઓને માટે એમનામાં રહેલી શક્તિને પૂરેપૂરી બહાર લાવવા માટે એલાયન્સ સ્કૂલ જેવી એક ધરશાળા પણ ઊભી કરવી જોઈએ. સમગ્ર પ્રજાનું શિક્ષણનું ધોરણ ઊંચું લાવવા શાળા કૉલેજોની મોટી સંખ્યા જરૂરી છે, તો પ્રથમ કક્ષાના વિદ્યાર્થીઓને પહેલેથી અભ્યાસી વાતાવરણમાં મૂકે તેવી ધરશાળા હોય તો એ વિદ્યાર્થીઓની ઘણી શક્તિઓ વાતાવરણને અભાવે અવિકસિત રહી જતી હોય તે બહાર આવે. સાર્વત્રિક કેળવણી જેમ જરૂરી છે, તો દરેક ક્ષેત્રના અભ્યાસી વિદ્યાર્થીઓને એને અનુરૂપ વાતાવરણ આપવાનું પણ કેળવણીનું કામ છે. એનો સ્વીકાર કરી જિલ્લામાં એકાદ શાળા જો આવી સ્થપાય તો બીજા જિલ્લાઓનું એ તરફ ધ્યાન ખેંચાય. મેં એ વાત ભાઈકાકાને કરી અને તેમને પણ એ વિચાર પસંદ પડ્યો.

મોમ્બાસામાં જુદી જુદી સંસ્થાઓ જોઈ હતી, પરંતુ ઇસ્ટરની રજાઓને લીધે શાળાઓ જોવા મળી ન હતી. ફક્ત ટોનોનોકા લત્તામાં એક આફ્રિકન બાલમંદિર જોયું હતું. અમે જોવા ગયા ત્યારે બાળકોની ત્રણ ટુકડીઓ પાડી, બબ્બે શિક્ષિકાઓ એક એક ટુકડીને ખુલ્લામાં બેસાડી ગવડાવતાં હતાં. શિક્ષિકાઓ આફ્રિકન હતી. વ્યવસ્થા સુંદર અને સગવડવાળી હતી. સાધનો સારાં હતાં. બાળકો કાળાં હતાં, એટલું જ. બાકી સ્વચ્છતા અને કપડાંની ચોખ્ખાઈ આંખે ઊડીને વળગે તેવી હતી.

દક્ષિણ આફ્રિકાની એક તાલીમ પામેલી આફ્રિકન યુવતી સોશિયલ વેલફેર ઑફિસર તરીકે કામ કરે છે. એના સંચાલન નીચે આ બાલમંદિર અને શહેરનાં



બીજાં ત્રણ બાલમંદિર ચાલે છે. એ બહેન ઑફિસમાં હતી. બહાર આવી અમારી સાથે હસ્તધૂનન કર્યું. બાળકોએ બનાવેલાં રમકડાં બતાવ્યાં. યુરોપિયન બાલમંદિર હોય તેવી પશ્ચિમની પદ્ધતિ નજરે પડતી હતી.

એવી જ રીતે નાઈરોબીથી આઠેક માઈલ દૂર જેન્સ સ્કૂલ છે તે પણ જોઈ. શાળા શબ્દથી આપણે જે ટેવાઈ ગયા છીએ તેવી આ શાળા નથી. અમુક અઠવાડિયાંઓના આપણે ત્યાં તાલીમ વર્ગો ચાલે છે તેવા તાલીમ વર્ગો ચલાવતી આ સરકારી શાળા છે. સાચા અર્થમાં એને લોકશાળા કહી શકાય. આ શાળામાં જુદા જુદા વિભાગના દસ વર્ગો ચાલે છે. નાગરિકતા, ખેતી, દુકાનનું સંચાલન, શારીરિક તાલીમ, રમતો, આરોગ્ય, સહકાર, સ્ત્રીને માટે ઘરકામ વગેરે વિભાગો છે. ફક્ત તેમાં કોમ્યુનિટી વિકાસના સ્ટાફ માટે શિક્ષકોની તાલીમના વર્ગો ચાલે છે. તેનો અભ્યાસક્રમ બે વરસનો છે. બાકી બીજા વર્ગો તો પાંચથી આઠ અઠવાડિયાંના હોય છે. શિક્ષકોના તાલીમ વર્ગમાં ૩૦ ની સંખ્યા હતી અને તેમાં બે બહેનો હતી. સ્ત્રીને ક્યાં નોકરી કરવા જવું છે તે ભણવું જોઈએ તે માન્યતા અહીં છે. અને છોકરીઓની કેળવણી છોકરા જેટલી વિકાસ પામી નથી, હિંદમાં છોકરીઓ સરકારી નોકરીઓ કરે છે, અમલદારો પણ છે, પ્રધાન છે, એ જાણી તાલીમી શિક્ષકોને નવાઈ લાગી હતી.

આ ઉપરાંત નાઈરોબીમાં ટેકનીકલ સ્કૂલ છે, જેમાં આફ્રિકનોને ધંધાદારી સુથારી, લુહારી, દરજી, કુંભારી વગેરે શિક્ષણ આપવામાં આવે છે. થીકામાં અંધશાળા જોવા ગયા હાત. સેલવેશન આર્મી તે ચલાવે છે. સરકારે એ શાળા માટે મકાન બાંધી આપ્યાં છે અને ખર્ચ પેટે ગ્રાન્ટ આપે છે. ૧૪૫ ની સંખ્યા છે અને તેમાં ૨૭ છોકરીઓ છે. બ્રેલ લિપિથી ભણાવવામાં આવે છે. ટાઈપીંગ શીખે છે. ટેલીફોન ઑપરેટરનું ભણે છે. ભરતગૂંથણ અને સાઈસલની સાદડીઓ ગૂંથે છે, રસોઈકામ કરે છે. રમતમાં ફૂટબોલ પણ રમે છે! સુંદર શાળા છે.

આમ યુગાન્ડા અને કેનિયામાં આફ્રિકનોની પ્રાથમિક અને માધ્યમિક જે શાળાઓ જોઈ તે ઉપરથી એ વિદ્યાર્થીઓ હિંદીઓ કરતાં ભણવામાં વધુ તેજસ્વી છે તેમ હું અનુમાન ઉપર આવી શક્યો નથી. આજે અહીં આફ્રિકનોની જે આધુનિક પદ્ધતિની કેળવણી છે, તે હિંદમાં ૧૮૫૭ ના અરસામાં હતી તેની સાથે સરખાવી શકાય. રાણી વિક્ટોરિયાએ હિંદનો વહીવટ કંપની સરકાર પાસેથી લીધા પછી ભારતમાં મુંબઈ, કલકત્તા અને મદ્રાસની ત્રણ યુનિવર્સિટીઓ સ્થાપી હતી અને દરેક જિલ્લામાં એક સરકારી હાઈસ્કૂલ શરૂ કરી હતી. દેશમાં એ વખતે કેળવણી લેવાની તક આજના વિદ્યાર્થીઓને જે સુલભ છે તે ન હતી. એટલી શાળાઓ પણ ન હતી અને કેળવણીનું વાતાવરણ. પ્રજામાંથી થોડા હોશિયાર વિદ્યાર્થીઓ કેળવણી લઈ શકતા હતા અને હોશિયારને જ તક હતી એટલે ભારતના વિદ્યાર્થીઓ યુરોપિયનો કરતાં વધુ તેજસ્વી છે, તેવું એ વખતે લાગવા સંભવ છે. કારણ કે યુરોપિયનોમાં સાર્વત્રિક કેળવણી હતી ત્યારે ભારતમાં અંશતઃ કેળવણી હતી.

ભારતમાં જેમ જેમ કેળવણી વધતી ગઈ અને વધુ પ્રમાણમાં ભણવાની પ્રજાને તક મળતી ગઈ, તેમ તેમ આજે વિદ્યાર્થીઓ પહેલાં જેટલાં તેજસ્વી નથી તેવી ફરિયાદ સાંભળવા મળે છે. પરંતુ એ ફરિયાદ પણ સાચી નથી. પહેલાં જેટલા વિદ્યાર્થીઓ તેજસ્વી હતા તેટલા તો આજે પણ છે, પરંતુ તે વખતે સામાન્ય કક્ષાના વિદ્યાર્થીઓ ભણ્યા વગર રહી જતા હતા, તે આજે ભણતા થયા છે અને એ રીતે પ્રજાના શિક્ષણનું સાર્વત્રિક રીતે જોતાં ધોરણ ઊંચું આવ્યું છે. પહેલાં ખેડા જિલ્લામાં એક સરકારી હાઈસ્કૂલ હતી, પછી તાલુકા દીઠ એક હાઈસ્કૂલ થઈ. આજે તેની જગાએ ૬૫ હાઈસ્કૂલો છે. મતલબ કે થોડી હાઈસ્કૂલો હતી ત્યારે હોંશિયાર વિદ્યાર્થીઓની સંખ્યા ચોખ્ખી જોઈ શકાતી હતી. એ સંખ્યા આજે ૬૫ હાઈસ્કૂલોમાં વેરાયેલી છે જ, ઉપરાંત ગઈ પેઢીમાં જે કક્ષાના વિદ્યાર્થીઓ નહોતા ભણી શકતા, તે ભણતા થયા છે તે વિશેષમાં લાભ થયો છે.





પૂર્વ આફ્રિકા એ રીતે કેળવણીમાં ઘણો પછાત દેશ કહી શકાય. એના ત્રણ રાજ્યો કેનિયા, યુગાન્ડા અને ટાન્ગાનીકામાં થઈને એક પણ યુનિવર્સિટી નથી. ગઈ કાલ સુધી કંપાલામાં મકરેરે કૉલેજ એકલી ઉચ્ચ શિક્ષણ માટે હતી. થોડા વખતથી નાઈરોબીમાં રોયલ ટેકનીકલ કૉલેજ શરૂ થઈ છે. મકરેરે કૉલેજ ભવિષ્યમાં યુનિવર્સિટી થઈ શકે તેવી પૂરેપૂરી શકયતા છે. યુગાન્ડાની મગાન્ડા પ્રજા વધુ સુખી છે અને કેળવણીમાં આગળ છે એટલે એ દિવસે દિવસે વધુ કેળવણી લેવા તરફ અભિમુખ થાય તેવું વાતાવરણ છે. મકરેરે હીલ ઉપર એ કૉલેજ આવેલી છે તેથી એનું એ નામ પાડવામાં આવ્યું છે. હાલ એમાં આર્ટ્સ, ફાઇન આર્ટ્સ, એગ્રિકલ્ચર, બી. ટી., સાયન્સ, મેડીકલ શાખાઓ છે. હાલ તેની પરીક્ષાઓ અન્ય યુનિ. તરફથી લેવાય છે, પરંતુ બીજી શાખાઓ પૂરી થતાં સ્વતંત્ર યુનિ. થઈ શકશે.

નાઈરોબીની રોયલ ટેકનીકલ કૉલેજ જોતાં તો એમ જ લાગે કે આ કૉલેજ આફ્રિકનોને જેટલી કેળવણી આપશે તેના કરતાં વિશેષ કચરી તો નહિ મારે? ગરીબ આફ્રિકન પ્રજાના જીવન ધોરણથી કયાંય દૂર દૂર, યુરોપની પ્રજાના જીવનધોરણથીય દૂર, અમેરિકાની સમૃદ્ધિમાં શોભે તેવી આ કૉલેજ નાઈરોબીમાં ઊભી કરીને શહેરની રોનકમાં ઉમેરો કર્યો છે. પરંતુ બાદશાહી મકાન અને સગવડ આફ્રિકન પ્રજાને પોષાય તેવાં છે? આવા દમામમાં જે આફ્રિકન વિદ્યાર્થી ભણશે તે એનાં લોકોથી જરૂર જુદો પડી જવાનો. પરિણામે, ભણેલો અને અભણ એવા પ્રજાના ભાગ પડી જાય. તે જ પરિણામ આવે.

યુરોપિયનો અને હિંદી શિક્ષકો પરદેશમાંથી લાવવાના હોવાથી અહીંની કેળવણી ઘણી ખર્ચાળ બની ગઈ છે. પ્રાથમિક શાળાનું ધોરણ પણ ઘણું ઊંચું છે—વ્યવસ્થા અને પદ્ધતિમાં પરિણામે બહારથી કેળવણીનું શરીર શોભાભર્યું દેખાય છે, અંદરનો કેળવણીનો આત્મા એટલો સમૃદ્ધ છે કે નહિ, તે તો ઊડતી મુલાકાતથી શી રીતે કહી શકાશ? પરંતુ એક વાત નક્કી છે કે પ્રજાને સાર્વત્રિક કેળવણી આપવી હોય તો આટલી ખર્ચાળ પદ્ધતિ પોષાય તેવી નથી. ફકત નમૂનાની શાળાઓ ઊભી કરી શકાય. અહીં એવી આફ્રિકનો માટે નમૂનાની શાળાઓ છે. હિંદીઓ માટે પણ પૂરતી પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ નથી. આ ખર્ચાળ શાળાઓ સ્વતંત્ર ચલાવવી મુશ્કેલ છે, તો કૉલેજ ચલાવી શી રીતે શકાય? પરિણામે, ગાંધી-સ્મારક તરીકે એક કૉલેજ ચલાવવાની ગણતરીએ અહીં મોટું ફંડ ઊભું કર્યું હતું અને તે માટે ડૉ. રમણલાલ યાજ્ઞિક અહીં આવ્યા હતા. તેના ફળરૂપે ૬૦ લાખ શિ. નું ફંડ ભેગું થયેલું. હિંદમાંથી ૨૦ લાખ શિ. આપવામાં આવ્યા હતા. પરંતુ એક વખત કૉલેજ ઊભી કર્યા પછી એને નિભાવી ન શકાય તો, એ ગણતરીએ એ સ્મારકના પ્રમુખ અને કેનિયા સરકારના તે વખતના પ્રધાન શ્રી એ. બી. પટેલે તે રકમ સરકારને આપી અને રોયલ ટેકનીકલ કૉલેજમાં ગાંધી એકેડેમીની એક વીંગ સરકારે તે રકમમાંથી બાંધી અને તેને મોખરે મહાત્માજીની પ્રતિમા મૂકવામાં આવી છે. તે વીંગનું ઉદ્‌ઘાટન ભારતના ઉપરાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણને ગઈ સાલ કર્યું હતું.

આમ પૂર્વ આફ્રિકામાં આજે એક પણ યુનિવર્સિટી નથી, બે સ્થળોએ કૉલેજો છે. અને પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનું જે ખર્ચ છે તે એટલું ભારે છે કે આફ્રિકન પ્રજા અને સરકાર બંનેમાંથી કોઈને પોષાય તેવું નથી. કે એ કેળવણી સાર્વત્રિક બની શકે. આ સ્થિતિમાં આજે આફ્રિકન છોકરાઓ ભણે છે તે ઘણા થોડા છે અને એથી જે હોંશિયાર હોય છે તે જ ભણે છે એટલે એ ઉપરથી હિંદી કરતાં આફ્રિકનો વધુ હોંશિયાર છે એમ તારણ કાઢવું તે બરાબર નથી. હિંદીઓ પણ એમની માફક ઓછી સંખ્યામાં ભણતાં હોય તો જરૂર એટલા તેજસ્વી દેખાતા—ટકાવારીના પ્રમાણમાં.

છતાં આફ્રિકનોને તક મળતાં એ કોઈ પણ સુધરેલી પ્રજા કરતા અભ્યાસમાં પાછળ નહિ પડે, તે વિદ્યાર્થીઓની તેજસ્વીતા જોતાં દેખી શકાય છે. વળી પછાત

પ્રજામાં જાગૃતિ આવે છે ત્યારે આગળ વધવામાં એ તનતોડ મહેનત કરે છે. બીજા આગળ ચાલી ગયા છે તેને લીધે પોતે પાછળ રહી ન જાય તેનો જુસ્સો, ઉમંગ પણ હોય છે. આફ્રિકન પ્રજામાં એ જાગૃતિ સ્પષ્ટ જોઈ શકાય છે. દેશના વિકાસ માટે એ જરૂરી પણ છે.

આફ્રિકન પ્રજા માધ્યમિક શિક્ષણ લઈ રહી છે તેનું સીધું પરિણામ આવી પણ રહ્યું છે. આજ સુધી નાની સરકારી નોકરીઓમાં હિંદીઓને રોકવા પડતા હતા અને તે કારણે એમને પગાર વધારે આપવો પડતો હતો, તે સ્થિતિ બદલાતી જાય છે. ભણેલા આફ્રિકનોને એ નોકરી આપવામાં આવે છે. પગારનું ધોરણ એવી નોકરીઓમાં હિંદી-આફ્રિકનના ભેદ સિવાય સરખું કર્યું છે અને તેથી હિંદીને પોષાય પણ નહિ. એટલે એ જગાઓ હવે ખાલી થતાં આફ્રિકનોથી પૂરાતી જશે.

એ જ રીતે આફ્રિકનો મજૂરી અને નાની ખેતી સિવાય બીજું કરતા ન હતા એટલે જંગલની નાની દુકાનોનું ક્ષેત્ર પણ હિંદીઓ પાસે હતું. પરંતુ ભણેલા આફ્રિકનો નાની નાની દુકાનો કરતા થયા છે. સરકારે એમને માટે શહેરમાં જુદા બજાર કાઢી આપ્યા છે અને ગામડામાં નવી દુકાનો હિંદીઓને કરવાનું લાયસન્સ આપવામાં આવતું નથી. પરિણામે, ગુજરાતમાં જેમ ગામડામાં વાણિયા અને લોહાણાનો વેપાર હતો, તેને સ્થાને હવે બીજી પ્રજાઓ વેપાર કરતી થવાથી એમના વેપારને હાની પહોંચી છે. ઘણા ગામડાં છોડી શહેરમાં ગયા છે અને જે ન જઈ શક્યા તે આર્થિક રીતે ઘસાઈ ગયા છે. તેવી સ્થિતિ હવે નાના વેપારમાં, ગામડાના વેપારમાં અહીંના હિંદીઓની આવવા પૂરેપૂરો સંભવ છે.

અહીં વસતા હિંદીઓ કેળવણીનું માધ્યમ અંગ્રેજી હોવાથી અને ભારતમાં તે નાબૂદ થવાથી, ભારતના વિદ્યાર્થીઓનું અંગ્રેજીનું ધોરણ ઓછું થવાથી સમગ્ર કેળવણી ભારતની અહીંના કરતાં ઉતરતી છે તેવી સામાન્ય માન્યતા ધરાવે છે તે બરાબર નથી. અહીં જે શિક્ષકો ભારતથી આવ્યા છે અને જેમને ત્યાંની અને અહીંની શાળાનો અનુભવ છે તે કહે છે કે ભારતના જેટલું ધોરણ અહીં નથી. અંગ્રેજી માધ્યમ હોવાથી વિદ્યાર્થીઓ બોલચાલમાં તે ભાષા સરળતાથી વાપરી શકે છે તેટલું જ. બાકી લખાણમાં શુદ્ધિ હોતી નથી. મોટા ભાગના મેટ્રિકના અંગ્રેજીમાં જ નપાસ થાય છે! વળી કેળવણીનું જે ધ્યેય વિદ્યાવ્યાસંગ કે વિચારશકિત તે ભારત કરતાં વિશેષ અહીંના વિદ્યાર્થીઓમાં કેળવાય છે તેવું પણ નથી.

આમ અહીંની પ્રજાની કેળવણી ભારતમાં અંગ્રેજી અમલની શરૂઆતમાં હતી તે કક્ષાની કહી શકાય.

*

ચંદ્ર પરમાર

## મોતન માળ

હૈયું હેરે સરવર જલ આ વાયરે બાંધી પાળ જો,
પાળે મન માંડવડો મ્હોર્યો નભ ઘેરાણું ડાળ જો.
ડાળે ફરકે નાજુક નમણાં સમણાં ફોરાં ફૂલ જો,
ફૂલે હળવી લે'રી મલકે હોઠે તોરણ ઝૂલ જો.
ઝૂલે બાજે વાના જંતર સરવર નીર તરંગ જો,
તરંગની મર્માળી સેજે ખેલે ખેલ અનંગ જો.
અનંગ અવનવ રંગ ઉછાળે ઝળકે ઝીણાં નેન જો,
નેન રુપાળાં મોતી ક્યારા છલકે દિવસ રેન જો.
રેન રસીલાં મોતી ગોતી ગૂંથું મોતન માળ જો,
હૈયું હેરે સરવર જલ આ વાયરે બાંધી પાળ જો.

*

શિવકુમાર જોષી

# દેવદાસી

હવે તો નાટ્યકાર, નવલકાર અને વાર્તાકાર તરીકે જાણીતા થઈ ચૂકેલા આપણા આ લેખક અહીં ખાસ ઊર્મિ માટે માંગલ્યમયી વાર્તા લઈને આવે છે. વાર્તાકારની કુશળતા ત્યાં જ ખીલી ઊઠે કે જ્યાં તેમનું કાર્યક્ષેત્ર હોય. બંગભૂમિની આ વાર્તા એટલે જ જરાય પરાયી નથી લાગતી.........

ને તે રાત્રે પણ નિરામયે ચિકાર નશો કર્યો.

મોટેભાગે તો એવી અવસ્થામાં ઘેર મોડી રાતે પહોંચીને મૃગા સાથે ગમે તેમ બરાડા પાડીને બોલતો, કોઈ કોઈવાર મારઝૂડ પણ કરતો અને મૃગા તેવા દારૂડીઆ પતિને કઈ રીતે શાંત પાડતી હશે તેની આડોશી પાડોશીને જાણ પણ ન થતી. પરંતુ તે રાત્રે એણે ધોરી માર્ગ ઉપર તોફાન પણ મચાવ્યું.

રીક્ષાવાળા બિહારી રામધનીને એણે ભાડું ન ચૂકવ્યું ને ઉપરથી ધોલધાપટ કરી. રામધની બે ચાર સાગરીતોની મદદ લેવા ગયો ત્યાંસુધીમાં નિરામય જાતે જ રીક્ષા ચલાવીને ધોરી રસ્તે એલફેલ બોલતો દોડવા માંડ્યો. ગાંડાતૂર દારૂડીયા ભદ્ર બંગાળીબાબુને આ રીતે જોવા માટે એ રસ્તે જનારા રાહદારીઓને મજા પડી પણ ટેકસી સાથે રીક્ષા અથડાઈ અને નિરામય પણ ચકરી ખાઈને ભોંય પડયો ત્યારે એને માર્ગમાંથી બેઠો કરવા રાહદારીમાંથી કોઈ ઊભું ન રહ્યું.

પોલીસ આવી, નશો કરીને ગેરવર્તાવ કરવા માટે નિરામયને પોલીસ સ્ટેશને ઊપાડી જવામાં આવ્યો. રોજનો સમય તો કયારનો વીતી ગયો હતો છતાં નિરામય ઘેર પાછો ફર્યો નહિ તેથી મૃગાએ મારું બારણું ખખડાવ્યું.

પાડોશમાં જ્યારથી હું રહેવા ગયો ત્યારથી નિરામયના અનેક ગેરવર્તાવોની મને જાણ હતી. કેટલીયેવાર એને હું શિખામણ આપતો. અને ભાનમાં હોય ત્યારે એ શિખામણો અક્ષરશઃ પાળવાની ખાત્રી પણ નિરામય મને આપતો, છતાં, ખીસામાં ભૂલથી થોડા પૈસા આવી પડે તો એનો ઉપયોગ કોઈ 'બાર'માં બેસીને પૈસા ખલાસ થાય ત્યાંસુધી નશો કરવામાં જ થતો.

મૃગા અને એનાં બે બાળકોની મને દયા આવતી. પત્ની તરીકેનાં બધાં જ સુલક્ષણો એનામાં હતાં. એકવાર ખૂબ ચતુર અને સભ્ય ગણાતા નિરામયની આવી અવદશા એનાથી સહન થતી ન હતી છતાં ચૂપચાપ તે એનો આ વર્તાવ નભાવી લેતી. આવો ગેરવર્તાવ ચલાવી લેવા પાછળ આ દેશની સ્ત્રીઓની આર્થિક પરતંત્રતા જ જવાબદાર છે, એમ હું માનતો અને કોઈ કોઈવાર નિરામયના દેખતાં મૃગાને આડકતરૂં સૂચન પણ હું કરતો.

નિરામયના આ વ્યસનને કારણે હમેશાં કુટુંબની આર્થિક સ્થિતિ તંગ રહેતી. પૈસે ટકે સુખી પાડોશીઓમાંથી હું જ તે કુટુંબ તરફ સહાનુભૂતિપૂર્વક વર્તતો; અવસરે કઅવસરે મારાથી બનતી મદદ હું આ કુટુંબને કરતો.

પણ આવી મદદ કરવા પાછળ મારો કોઈ આશય છે એવી સમજ મને મારી પત્નીએ પાડી ત્યારે મને સાચેસાચ આશ્ચર્ય થયું.

'મોટે ઉપાડે આ દારૂડીઆ પાડોશીના ઘરનાંઓને પૈસા આપો છો પણ—' એકવાર ખૂબ તપીને એ બોલી ઊઠી ને પછી ગુસ્સામાં વાકય અધૂરું મૂકીને રસોડામાં ચાલી ગઈ.

'પણ શું ?' એમ પૂછતો પૂછતો હું એની પાછળ ગયો ત્યારે ઝડપથી એણે પાછું વાળીને જવાબ આપ્યો :

'પણ શું એ જાણવું હોય તો પૂછોને આપણાં સરલાબેનને,' તે વખતે એનું સ્વરૂપ અને અવાજ બન્ને મને કર્કશ લાગ્યાં છતાં મન શાંત રાખીને મેં વાત આગળ વધારતાં પૂછ્યું, 'સરલાબેનને ? સરલાબેનને હું શું પૂછું ?'

'ને પૂછો ઉપરવાળાં માલતીબેનને; નહિતર નાકા



ઉપર હમણાં રહેવા આવ્યાં છે તે મીસ્ટર અને મીસીસ મહેતાને પૂછો...' રંજનનું આખું શરીર ધ્રૂજતું હતું, એનો ગુસ્સો કાબુ બહાર જતો રહ્યો હતો, છતાં એનો આ વર્તાવ મને સમજાતો ન હતો, ને મેં એને એમ કહ્યું પણ ખરૂં :

'આમ શું કરે છે રંજન, આટલો બધો ગુસ્સો! મને કાંઈ સમજાવ તો ખરી?'

'સાવ કીકલા છો કે એટલું પણ સમજતા નથી? કે પછી જાણી જોઈને ભોળા થવા મથો છો!' રંજન હજી શાંત પડવા માગતી ન હતી.

અમારા સ્નેહલગ્ન હતા એમ કહેવું મુશ્કેલ હતું. છતાં લગ્ન પછીનો થવો જોઈએ તેવો સ્નેહ અમે ઊભો કરી શકયાં છીએ એમ હું ઘણીવાર જાતને સમજાવવા મથતો. પણ આવી કોઈ નાજુક પળે મારો એ પત્તાંનો મહેલ જમીનદોસ્ત થઈ જતો. રંજન મને કયારેય સમજવા માગતી નથી, મને અનુકૂળ થવા ચાહતી નથી એમ મને લાગતું; એટલું જ નહિ પણ મનોમન એની સ્ત્રી તરીકેની સમજણશક્તિ અને પત્ની તરીકેની પ્રેમાળવૃત્તિ માટે મને શંકા જાગતી. એવું થાય ત્યારે સાંગોપાંગ એનાં દૂષણો જ મારી નજર સમક્ષ તરી આવતાં. એમાંય જ્યારે એણે આ વાતચીતના અનુસંધાનમાં કટાક્ષથી ઉમેર્યું કે, 'સરલાબેન, માલતીબેન, મીસીસ મહેતા જ નહિ આજુબાજુના બંગાળીઓ પણ માને છે કે મૃગા રૂપાળી છે એટલે એના દારૂડીઆ ધણીને તમે આ રીતે મદદ કરે જાવ છો,' ત્યારે તો, રંજન ખાસ જોવી ગમે એવી પણ રહી નથી, એવો અણધાર્યો ખ્યાલ મને થઈ આવ્યો.

પણ સાથે સાથે મૃગા રૂપાળી છે એની જુદી રીતની સૂઝ પણ મને પહેલીવાર પડી.

એ વાતને દિવસો વીતી ગયા. તે દિવસના ઝઘડાને અંતે રંજને મારા મનમાં એક વણકલ્પ્યું બીજ વાવ્યું, વાવી દીધું.

નિરામય અને મૃગાને—એમના કથળેલા સંસારને હવે હું જુદી રીતે જોવા લાગ્યો. રંજનના કંકાસભર્યા વર્તનને કારણે દેખાઈ આવે તે રીતે મદદ કરતો હું અટકયો છતાં મૃગાના સંસારની કપરી હાલતનો જે ઘડીએ મને અંદાજ મળતો ત્યારે નિર્મળ લાગે એવી યુક્તિ પ્રયુક્તિથી એને હું મદદ પહોંચાડતો.

મૃગા રૂપાળી હતી,—દુઃખ કષ્ટે એની એકવડી કાયા વધુ નિસ્તેજ બની ગયેલી, છતાં સુષુપ્ત યૌવનના ઢાંકણ નીચે પણ કોઈ કોઈવાર એવું ઘાટીલું સ્વરૂપ ડોકીયા કરી જાય છે એમ મને દેખાવા માંડયું. રૂપ એનું રાખથી છાયું હોય તેમ મલિન બની ગયું હતું, પણ એ રાખની ઢગલી નીચેથી બે રતન સમી એની આંખો મનહર હતી એમ મને કળાવા લાગ્યું. અસ્તવ્યસ્ત વાળથી ઘેરાયેલું એનું દીન ઉજ્જડ મુખ ધીરે ધીરે મને કમનીય લાગ્યું. રંજનનો સ્વભાવ અને દેખાવ મૃગાની સરખામણીમાં મને બરછટ લાગવા માંડયા.

આ આંતરિક ફેરફાર બહુ સ્પષ્ટપણે હું કળી ન શકયો. જે બીજ રંજને મારા મનમાં વાવ્યું હતું તેમાંથી જાણે એક ઝંખનાની વેલ પ્રગટી ને તે વધવા માંડી ત્યારે મને ભાન આવ્યું. પણ એ સભાનતાનું મને દુઃખ ન હતું, મનોમન તેથી હું આનંદ માણતો. એ આનંદ માણવાની વૃત્તિ ત્યાં સુધી પહોંચી ગઈ કે નિરામય વધુ ને વધુ જંગલી અને બેજવાબદાર બને તે મારે માટે અનુકૂળ છે એમ હુ સમજવા માંડયો.

અને બન્યું પણ એવું જ. નિરામયનો ત્રાસ વધવા માંડયો. દિવસો સુધી તે ઘરમાં પૈસો પણ ન આપે એમ બનતું, છતાં મોદીને ત્યાંથી બારોબાર સીધું-સામાન નિયમિત એમના ઘરમાં પહોંચે તેવી વ્યવસ્થા થતી. નિલીમા અને સંજય શાળાએથી પાછાં ફર્યાં હોય તે પછી એમના દફતરમાં કોઈ કોઈ વાર નવાં કપડાંનું બંડલ પણ મળી આવતું.

આવી મારી પ્રવૃત્તિઓ મૃગાના મનમાં વસી જતી હશે એમ હું માનતો; ધીરેધીરે, એનાં દુઃખોનું

ઓસડ હું પૂરું પાડું છું એ વાત એને પહોંચે તે માટે હું કાળજી રાખતો. એવા મારા વર્તાવના શા પડઘા એના હૈયામાં પડે છે તે કળવા હું મથતો. જ્યારે જ્યારે એની નજર સામે મારી નજર મળતી ત્યારે, ઉત્સાહપૂર્વક એ નજરમાં મારી પ્રત્યેનો અનુરાગ ઉકેલવા હું આતુર બની બેસતો.

એ અરસામાં રંજન મુંબઈ ગઈ. આડોસીપાડોસીની ટીકાઓની દરકાર મેં ક્યારેય કરી ન હતી, માત્ર રંજનના ગુસ્સાને માપવા માટે જેટલા ચતુર અને યોજનાબદ્ધ રહેવું જોઈએ તેટલો હું રહેતો. એ ચતુરાઈની કે એવી યોજનાઓની રંજન મુંબઈ ગઈ તે પછી જરૂર ન હતી. નિરામયબાબુ, મૃગા, નિલીમા અને સંજય, આવા પાડોશી કુટુંબને મારી હથેળીમાં રાખવા માટેના મારા પ્રયત્નોમાં ગતિ આવી.

ઘણીવાર બનતું તેમ નિરામયે એ શનિવારે બપોરે મારી પાસે પંદર રૂપિયા માગ્યા; મારે ઘેર એ આવ્યો ત્યારે ચા પીતાં પીતાં એણે દીન અવાજે કહ્યું,

'રમેશભૈયા, આજે આટલું મારું કામ તમારે કરી આપવું પડશે.'

એનું કામ ગમે તે હોય પણ તે પાર કરી આપવા માટે ખૂબ આતુર હોઉં એટલી ઉત્કટતાથી મેં જવાબ આપ્યો:

'બોલો બોલો નિરામયબાબુ, મારી સાથે સંકોચ શા માટે?'

'તમે તો મારા પરમ મિત્ર છો રમેશભૈયા, મૃગા પણ તમને ભાઈયો (દિયર) કહીને બોલાવે એવો આગ્રહ હું રાખું છું. અને નિલી તથા સંજુ—'

'એ બાળકો તો મને કાકા કાકા કહેતાં દોડતાં આવે છે એ હું ક્યાં નથી જાણતો?'

'એટલે વાત એમ છે કે, આવતી કાલે નીલીની વર્ષગાંઠ છે એટલે ઘરમાં થોડાં બાળકોને નિમંત્રણ આપવા વિચાર છે, તમારી ભત્રીજીની વર્ષગાંઠનો તમને પણ ઉત્સાહ તો હોય જ એટલે વગર માગ્યે પણ તમે તો...સમજ્યા ને? પણ એ કાંઈ ચાલશે નહિ, આ વખતે તમે જે પંદર રૂપિયા મને આપશો તે આવતે અઠવાડીએ પગાર આવે કે તુરત તમને પાછા આપી દેવાનો '...

મને ખબર હતી કે નિલીમાની વર્ષગાંઠ આ રીતે ત્રણ મહિનામાં બીજી વાર ઉજવવા માગતો હતો અને આવતે અઠવાડીએ પંદરમીથી બાવીસ તારીખની વચમાં કોઈ પગાર આવવાનો ન હતો છતાં એ વાતોને પડકારવાની ચિંતા ન કરતાં ખીસામાંથી પંદરને બદલે રૂપીઆ પચીસ કાઢીને મેં આપ્યા. એટલું જ નહિ પણ વળાવવાને બહાને એમની સાથે એમના ઘર સુધી ગયો; ઘરમાં પ્રવેશીને મૃગા સાંભળે તેમ નિલીમાનેયે કહ્યું:

'આવતી કાલે રમેશકાકા તરફથી અમારી નિલમપરી અને સંજયરાજાને રસગુલ્લા અને રસમાધુરીનો નાસ્તો મળવાનો છે, કેમ મજા આવશે ને?'

એ શબ્દોની અસર જોવા મેં મૃગા સામે જોયું પણ એના ચહેરા ઉપર છવાયેલા રસોડાના અંધારામાં માત્ર પેલી રાખના ઢગલામાં સંતાયેલાં રતન સમી તેની આંખો જ દેખાઈ એનો મેં મનગમતો અર્થ કર્યો.

*

તે જ રાત્રે મધરાત પછી મારું બારણું કોઈએ ખખડાવ્યું. બારણું ઊઘાડીને જોઉં તો ચિંતાગ્રસ્ત મૃગા.

શોધખોળને અંતે ખબર મળી ને હું પોલીસથાણામાં ગયો. જામીન બનીને તે રાત્રે નિરામયને છોડાવીને ઘેર લઈ આવ્યો.

બાજુના ઓરડામાં હજી સુધી અભાન નિરામયને પલંગ ઉપર સુવાડીને મૃગા બહાર આવી. હું એની રાહ જોતો બેઠો હતો. મને આશા હતી,—ના, ના ખાત્રી હતી કે એ મારી સામે આવીને ઊભી રહેશે અને અશ્રુસિક્ત કંઠે મારો અહેસાન માનતાં કહેશે,



'રમેશભાઈ તમે ખૂબ પરગજુ છો, તમે આજે ન હોત તો...'

અને એને વચમાં જ બોલતી અટકાવીને હું કહેત, 'ના, ના એમાં શું મૃગાદિ, માનવી તરીકેનું—પડોશી તરીકેનું મેં તો માત્ર કર્તવ્ય બજાવ્યું છે, તમારા દુઃખમાં મારો સાથ ન હોય એમ બને....'

એમ મારા મનમાં હું સંવાદ ગોઠવતો બેઠો હતો પણ મૃગા મારી સામે આવીને ઊભી ન રહી, બારણાં તરફ એણે પગલાં માંડ્યાં અને ઘરની બહાર પગ પણ મૂક્યો, અને બે ક્ષણ ત્યાં જ થંભી જઈને પાછું જોયા સિવાય એ બોલી—એ તે કેવી વાણી! પણ એ અણજાણ વાણીનું પૃથક્કરણ કર્યા સિવાય માત્ર એના બોલનો સાંધો સાદો અર્થ જ મેં કર્યો; એ બોલી—

'રમેશ, ચાલો.'

ક્યાં જવાનું કહે છે એવો પ્રશ્ન મારા મનમાં જાગે તે પહેલાં મારા ઘર તરફ એણે પગલાં માંડ્યાં, એની ચાલ સાથે કશું ન સમજાય તેવા આવેગથી હું એની લગોલગ પહોંચી ગયો.

મકાનની પડાળી બહાર કાળું છટ્ટ આકાશ તોળાયું હતું, નાના સરખા એ આકાશખંડમાં થોડા તારા પણ ઝબુકતા હતા. રાત્રીનો ત્રીજો પ્રહર હશે એમ મેં મનોમન ગણત્રી કરી.

બેઠક-ખંડમાં પહોંચતાં મેં બત્તીની ચાંપ દાબી, ત્યાં ઊભેલી મૃગાને સોફાખુરશી ચીંધી બતાવતાં મેં કહ્યું : 'બેસોને મૃગાદિ.'

'મને મૃગાદિ ન કહેશો રમેશ!' વાણીનો પેલો પ્રવાહ હજી ચાલુ હતો. છતાં 'મૃગાદિ' સંબોધન સામે પ્રગટેલો વિરોધ મને વિરોધ ન લાગ્યો. ખૂબ મીઠાશથી મેં પૂછ્યું.

'તો શું કહું?'

'બીજું ગમે તે.'

'ગમે તે! એટલે કે—'

'એટલે કે......એટલે કે......તમને કહ્યું ને બીજું ગમે તે.'

'ભલે મૃગા, તારી એવી જ ઇચ્છા હશે તો હું તને માત્ર મૃગા કહીશ, બસ. પણ તું બેસ તો ખરી.' પહેલી જ વાર મેં અચબો દૂર કર્યો અને સંબોધનમાં જ નહિ, પણ વાક્યના શબ્દેશબ્દમાં આત્મીયતા પ્રગટ કરી. એની અસર જોવા મેં મૃગાની દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવવા પ્રયત્ન કર્યો પણ પોતાની નજર સેરવી લેતાં એ બોલી :

'અહીં બેસવાનો શો અર્થ?'

'તો પછી?' મેં સાનંદાશ્ચર્ય અનુભવતાં પૂછ્યું.

'તમારો શયનખંડ સામે જ છે ને?' એ તે કેવો પ્રશ્ન? મને એના મુખની એકેએક રેખા એ રાતે ખૂબ આકર્ષક લાગી, એનું કૃશ અંગ મને લાલિત્યભર્યું લાગ્યું અને એની વાણીમાં અભિસારિકાનો વિલાસ વર્તાયો.

મારા કરતાં પહેલાં તે સૂવાના ઓરડામાં પ્રવેશી અને પલંગ ઉપર જઈને બેઠી.

નાઈટલેમ્પનું ભૂરું અજવાળું ઓરડામાં પથરાયું હતું. આમ એકાએક મૃગા પોતે મારા શયનખંડમાં ચાલી આવશે એ મારે માટે કલ્પનાતીત હતું, પણ એ આવીને ત્યાં બેઠી છે એ હકીકત બની ચૂકી હતી. કલ્પના અને હકીકતમાંથી હકીકત સ્વીકારવી જ મને ફાવે તેમ હતી છતાં મૃગા તરફ આગળ વધતાં હું સહેજ ખમચાયો.

એણે નજર ઊંચકી, કપાળ ઉપરની લટ સંકોરી, એના હોઠ સહેજ ધ્રૂજ્યા, 'આવો રમેશ, અચકાવ છો શા માટે?' ખભા ઉપરથી સાડીનો છેડો એણે સરવા દીધો, ને ધીરે ધીરે છાતી ઉપર એનાં આંગળાં ફરવા માંડ્યાં. કંઈક મુગ્ધ—કંઈક મૂઢ બની હું એના તરફ જોઈ રહ્યો. એ આગળ બોલી, 'આમાંથી શું જોઈએ છે, બોલો બોલો, આજે હું મૂલ ચૂકવવા આવી છું.'

આવા અણધાર્યા સ્પષ્ટ આમંત્રણે મારી વાણી અને ગતિ સ્થગિત બની ગયાં. એ ઊભી થઈ, પોતાના નિર્બળ હાથમાં મારો હાથ પકડી મને પાસે ખેંચ્યો ને મારા મુખ પાસે એનું મુખ લઈ આવી; એના અધખૂલ્લા હોઠ હવે ધ્રૂજતા ન હતા, અંદરની શ્વેત દંતાવલી ઉપર તે જાણે જડાઈ ગયા હતા. હોઠના ખૂણા સહેજ ઊંચા ખેંચાયા. પણ ત્યાં સ્મિત ન પ્રગટ્યું અને જે કોઈ પ્રગટ્યું તેમાં આવકાર ન હતો, તિરસ્કાર પણ ન હતો, છતાં કાંઈક એવું હતું જેને સ્પર્શતાં ભય લાગે.

એના એવા સાન્નિધ્યમાં મારી કાયામાંથી એક થીજાવી નાખે તેવી કંપારી પ્રગટી. એ આગળ વધી, એનાં અંગેઅંગ મને સ્પર્શી શકે એટલી નજીક આવીને એ ઊભી; એના બે હાથ એણે મારી કેડે વીંટાળ્યા ને મારી ડઘાઈ ગયેલી દૃષ્ટિ ઢાલવતી એ બોલી,

'બોલો રમેશ, આ અંગોપાંગ આજે તમારાં છે... તમારે એ જ જોઈતું હતું ને? ફીકર ન કરશો; મારા સ્વામી હજી ઘેનમાં છે; અરે જાગશે તો પણ તમારા મારગમાં એ નહિ આવે; રોજ ને રોજ એમને દારૂ માટે પૈસા તમે જ ચૂકવો છો અને કાલે ફરીથી પીવા જોઈશે ત્યારે?—એટલે એ અહેસાન તળે દબાયેલા છે...અને સંજય અને નિલીમા પણ થાક્યાં પાક્યાં સૂતાં છે, એમની મા ભર-બજારે વેચાય કે આમ પડોશી ઉદાર સજ્જનને મૂલ્ય ચૂકવે...'

'બસ બસ મૃગાદિ બસ,' મારાથી ન રહેવાયું, સહેજ હડસેલો મારીને દૂર ખસવા મથતાં હું બોલી ઊઠ્યો. શરમથી હું બેબાકળો બની ગયો.

'મૃગાદિ, ? દીદી ? ના ના તમારા મુખમાં એ શબ્દો શોભતા નથી,'...થોડો શ્વાસ લઈને એ બોલી, 'તે દિવસે નિરામયને તમે શિખામણ આપી હતી,—શરદ બાબુનું 'દેવદાસ' જોઈને આવ્યા હતા, નહિ?... લુખ્ખા ઓછા વાળ, ખાડામાં ઊતરી ગયેલી આંખો, નિસ્તેજ ચહેરો—દેવદાસ જેવા હાલહવાલ નિરામયના થઈ ગયા તેની તમે દયા ખાતા હતા, નહિ?'

'પણ—'

'હવે પણ શું?!—તે દિવસે મેં તમને કરુણાભર્યા સજ્જન ધાર્યા હતા. નિરામય અને એના કુટુંબ માટે સારી સહાનુભૂતિ છે એમ માનીને તમને સ્વર્ગ-માંથી ઊતરી આવેલા દેવ જેવા ગણી હું સત્કારતી હતી,'—ફ્સ્ફેરાટને કારણે એને શ્વાસ ચઢી આવ્યો, મેં એને બેસી જવા અને શાંત થવા સૂચન કર્યું પણ એ બધું ન ગણકારતાં એ આગળ બોલી, 'પણ મને ખબર ન હતી કે એ દેવ નૈવેદ્યના ભૂખ્યા છે,...એમને...એમને દેવદાસીની જરૂર છે—'

'દેવદાસી?!' એ શબ્દનો આવો અણધાર્યો અર્થ મારા હૈયા ઉપર વાગ્યો ને હું ચમકી ઊઠ્યો.

'હા દેવદાસી; નિરામય દેવદાસ થાય તો હું દેવદાસી શા માટે ન થઉં? આવો આવો અન્નદાતા, અમારા એ પરિવર્તનનો યશ તમને મળશે...આવો દેવ...' બોલતાં બોલતાં એ અર્ધ અજવાળા ખંડને જ નહિ, ચારે દિશાને છાઈ દેતું, એના હાડેહાડમાંથી ઘેલછા-ભર્યું વિકરાળ હાસ્ય પ્રગટ્યું.

એ હાસ્ય જીરવવાની મારામાં તાકાત ન રહી. મારા પગ નીચેની ધરતી મને સરતી લાગી. મારા અંતરને, મારા અસ્તિત્વને હું ફંફોળવા માંડ્યો. પલંગ પાસેની ટીપોય ઉપર રૂપેરી ફ્રેમમાં રંજનનો હસમુખો ફોટો ગોઠવ્યો હતો, એ ફોટાનું હાસ્ય અને મૃગાનું હાસ્ય એકાકાર બનીને મારા કાનની દીવાલોને ભેદી રહ્યું.

હું ભોંય ફસડાઈ પડ્યો, મનની એવી મૂર્છાભરી સ્થિતિમાં ઓરડાની ધરતીનું એ છેવટનું અવલંબન પણ મને કઠ્યું. કોઈ અણજાણી ભોમમાંથી પ્રશ્ન પૂછાયો:

'આ તું?!'

*



પદ્મકાન્ત ર. શાહ

# સર્વમાન્ય પીણું 'ચા'

આ સદીનું સર્વમાન્ય પીણું 'ચા'થી કોઈ અજાણ નહિ જ હોય. છતાં 'ચા વિશે તમે શું જાણો છો?' એ પ્રશ્નનો જવાબ કોઈ જ નહિ આપી શકે. આ અભ્યાસુ લેખમાં ચા વિષે વૈજ્ઞાનિક માહિતી જાણીતા વિજ્ઞાની આપે છે........

ચા કોણે નહિ પીધી હોય? ભાગ્યે જ ચાના સ્વાદથી અજાણી કોઈ વ્યક્તિ હશે છતાં હું એમ પૂછું કે 'ચા વિશે તમે શું જાણો છો' તો બહુ ઓછી વ્યક્તિઓ તેને માટે વિગતપૂર્વક જણાવી શકશે. આપણી આટલી બધી પરિચિત વસ્તુ વિશે અગાધ અજ્ઞાન આપણને પાલવે ખરું? ચા વિશે આપણને અત્યંત ચાહ છે તો તેના અંગત પરિચયમાં આવવાનું અવિવેકભર્યું તો નહિ લાગતું હોય? ભલે **ચા-દેવી** ગુસ્સે થાય પણ હું તો તેમને ગટગટાવીને મારા ઉદરમાં પ્રતિષ્ઠા કરીશ જેથી તેમનો સંપૂર્ણ પરિચય આપવાની મને હિંમત આવે. આ બધું પ્રાસ્તાવિક થયું. હવે પ્રસ્તુત વિષય તરફ વળીએ.

ચાના મુખ્ય ત્રણ પ્રકારો છે. **લીલી ચા**,[1]* **કાળી ચા**[2] અને **ઊલોંગ ચા**.[3] લીલી ચા એટલે આપણે ચામાં સુગંધી લાવવા નાખીએ છીએ તે **લેમન ગ્રાસ**[4] નહિ પણ હરિત રંગની ચા. ચાનાં પાંદડાંને કહોવડાવવા[5] દીધા સિવાય તેને બનાવવામાં આવે તો ચાનો રંગ બદલાય નહિ. પાનને સંપૂર્ણ કહોવડાવવામાં આવે તો તે કાળાં બને અને એવી ચા કાળી ચા કહેવાય. ઊલોંગ ચા પાંદડાંને સંપૂર્ણ રીતે કહોવડાવવાથી બને. કોઈ પણ દેશની ચામાં આ બધા જ પ્રકારોનો સમાવેશ હોય છતાં જાપાનમાં ઊગતી ચા લીલી ચા બનવા વિશેષ અનુકૂળ છે જ્યારે ફોર્મોસામાં થતી ચા ઊલોંગ જાતની ચા બનાવવા વધુ યોગ્ય જણાઈ છે. ચીનમાં ત્રણે પ્રકારોની ચા જુદાં જુદાં સ્થળોએ ઊગાડેલી ચામાંથી બનાવવામાં આવે છે. ઈસ્ટ ઇન્ડીઝની ચા કાળી ચા બનવા માટે વિશેષ લાયક છે. હિંદ અને લંકામાં પણ ત્રણે પ્રકારની ચા બનાવવામાં આવે છે. આસામની ચા સૌમાં શ્રેષ્ઠ લેખાઈ છે.

* જુઓ લેખને અંતે પારિભાષિક શબ્દોની યાદી.

ચાનો છોડ, જેનું શાસ્ત્રીય લેટિન નામ **થિઆ સિનેન્સીસ**[6] છે તે આમ તો ૧૫ થી ૩૦ ફૂટ ઊંચો વધી શકે છે પણ સામાન્ય રીતે તેને ૨ થી ૫ ફૂટ સુધી જ વધવા દેવામાં આવે છે. તેના પાનની લંબાઈ ૧½ થી ૧૦ ઈંચ સુધી હોય છે અને પહોળાઈ ½ થી ૪ ઈંચ જેટલી હોય છે. પૂર્ણ વિકસેલાં પાન સાધારણ જાડાં, લીસાં અને ચામડા જેવી કુમાશવાળાં હોય છે. ધાર પર પાન કરવત જેવા કરકરા હોય છે. ફૂલો શ્વેત અને સુગંધીદાર હોય છે. તેમનું કદ ¾ થી ૫½ ઈંચ હોય છે અને તેમને પાંચ પાંખડીઓ હોય છે.

દુનિયાના ચા ઉગાડનારા પ્રદેશોમાં ચીન, જાપાન, ભારત, પાકિસ્તાન, લંકા, ફોર્મોસા, ઈંડોનેશિયા, મધ્ય આફ્રિકા તથા રશિયાના કેટલાક ભાગો ગણાવી શકાય. અમેરિકામાં ચાનું વાવેતર સફળ થઈ શક્યું નથી.

જગત પર ચાનું ઉત્પાદન ૧૯૫૨ માં ૧,૨૮૮,૨૦૫,૦૦૦ રતલ જેટલું અંકાયું હતું અને તેના વાવેતરના ક્ષેત્રફળનો અંદાજ ૨,૦૦૦,૦૦૦ એકર હતો. આમાં રશિયાના તથા મધ્ય ચીનના ઉત્પન્નના આંકડા ઉપલબ્ધ થઈ શક્યા નથી. પ્રત્યેક દેશ દીઠ ઉત્પાદન આ પ્રમાણે હતું:—

**૧૯૫૨ : ચાનું જગત પરનું ઉત્પાદન**

(આંકડા ૧૦૦૦ રતલમાં)

| | | | |
|---|---|---|---|
| હિંદ | ૬૨૧,૮૦૦ | જાપાન | ૧૨૭,૫૫૯ |
| પાકીસ્તાન | ૫૩,૧૪૬ | મધ્યઆફ્રિકા | ૩૭,૬૬૫, |
| લંકા | ૩૧૬,૮૪૨ | ઇરાન | ૧૨,૦૦૦ |
| ઈંડોનેશિયા | ૮૧,૨૬૫ | અન્ય પ્રદેશો | ૮,૬૦૯ |
| મલાયા | ૩,૭૮૫ | | |
| ફોર્મોસા | ૨૫,૫૩૪ | કુલ | ૧,૨૮૮,૨૦૫ |

### ચાનું વાવેતર

ચાના છોડને ઉગાડવા માટે દરિયાની સપાટીથી માંડીને ૭૦૦૦ ફૂટ સુધી ઊંચાઈવાળી જમીન અનુકૂળ છે. બીજું બધું સરખું હોય તો જેમ ઊંચાઈ વધુ તેમ ચાનો પ્રકાર સારો. છતાં જાપાનમાં તૈયાર થતી કેટલીક સારામાં સારી લીલી ચા દરિયાની સપાટી જેટલી જમીનની ઊંચાઈએ ઉગાડેલી ચામાંથી બનાવવામાં આવી હોય છે; પણ આને અપવાદ લેખવો જોઈએ. ગરમ, ભેજવાળું અને ચૂંટવાની વખતે વર્ષાઋતુવાળું હવામાન ચાને માફક આવે છે. વળી જમીન પણ ઊંચી ફળદ્રુપ–અને પાણીનો સંચય કરી રાખી શકે તેવી હોવી જોઈએ.

ચાના છોડને તેના બીમાંથી ઊગાડવામાં આવે છે પણ કેટલેક સ્થળે અને ખાસ કરીને ફોર્મોસામાં ચાને ડાળીમાંથી રોપવામાં આવે છે. ૪૦ દિવસને અંતરે છોડ પર નવીન પાન પેદા થાય છે. ચીન, ફોર્મોસા અને જાપાનમાં બધાં પાન આવી ગયાં પછી ચૂંટવામાં આવે છે પરંતુ ભારત, લંકા, જાવા અને સુમાત્રામાં બધાં પાન આવી જાય તેની રાહ જોવાતી નથી પણ દર અઠવાડીએ કે પંદર દહાડે પાનની ચૂંટણી કરવામાં આવે છે. પહેલા વિભાગમાં દરેક ચૂંટણી વખતે જે માલ એકઠો થાય છે તેને પાક કહે છે. અને તે મુજબ પહેલો બીજો, ત્રીજો અને કોઈવાર ચોથો એમ પાક કાઢવામાં આવે છે. શિયાળુ, ઉનાળુ, ચોમાસુ વગેરે નામો પણ પાક ઓળખવા વપરાય છે. દરેક પાકના પ્રકારમાં ફેર હોય છે. સામાન્ય રીતે પહેલો પાક ઉત્તમ ગણાય છે. બીજા વિભાગમાં જ્યાં ચૂંટણી નિયમિત ગાળે થતી હોય છે ત્યાં બધા પાકમાં સમાનતા રહે છે. એક ડાળી ઉપરના પાનની ગણના આ પ્રમાણે થાય છે :—(જુઓ આકૃતિ ) :—

(૧) પીકો ટિપ[૭] અથવા ફ્લાવરી પીકો.

(૨) ઓરેંજ પીકો[૮]

(૩) પીકો.




ચાના પાન અને ડાળી

સમજ : (૧) પીકો ટિપ અથવા ફ્લાવરી પીકો; (૨) ઓરેન્જ પીકો; (૩) પીકો; (૪) પ્રથમ સુચોંગ, (૫) દ્વિતીય સુચોંગ; (૬) પ્રથમ કોંગુ; (૭) દ્વિતીય કોંગુ.

(૪) પ્રથમ સુચોંગ[૯]

(૫) દ્વિતીય સુચોંગ.

(૬) પ્રથમ કોંગુ[૧૦]

(૭) દ્વિતીય કોંગુ ( અથવા બોહિઆ ).

ભારત, લંકા, પાકીસ્તાન, જાવા અને સુમાત્રામાં ચાની જાતો પારખવા ઉપરની પરિભાષા યોજવામાં આવી છે. આ જાતો અમુક મર્યાદા સુધી જ અલગ અલગ તારવી શકાય છે અને ખાસ કરીને જ્યાં યંત્રોની મદદથી વર્ગીકરણ કરવામાં આવે છે ત્યાં આ કામ વિશેષ કઠિન બને છે.

### પૂર્વ તૈયારીઓ : ચાનાં પાન પર કરવામાં આવતી કેટલીક ક્રિયાઓ

ચા જે સ્વરૂપમાં ઉપલબ્ધ થાય છે તે લાવતાં પહેલાં

તેના ઉપર કેટલીક ક્રિયાઓ કરવી પડે છે. ચાના પ્રકાર પ્રમાણે આ ક્રિયાઓમાં વૈવિધ્ય રહેલું છે એટલે દરેક પ્રકારની ચા માટે તેની વિશિષ્ટ ક્રિયાઓ હોય છે.

**લીલી ચા :** લીલી ચા તૈયાર કરવા માટે સૌથી પ્રથમ પાન ચૂંટયા પછી તેમના ઉપર કહોવડાવવાની રાસાયણિક પ્રક્રિયા કરતા એન્ઝાઇમો[૧૧]નું કામ અટકાવી દેવાનું છે. ચીનમાં આ માટે કુમળાં પાનને ૨૫૦° અંશ ફેરનહાઇટ[૧૨] (બસો પચાશ અંશ) ઉષ્ણતામાને કઢાઈમાં કોલસાને તાપે શેકવામાં આવે છે. ફોર્મોસામાં આ જ પદ્ધતિ વપરાય છે. જાપાનમાં આ કામ પાનને થોડો સમય ખુલ્લી વરાળ આપીને કરવામાં આવે છે. ભારતમાં આ ક્રિયા યાંત્રિક રીતે કરવામાં આવે છે અને તેથી તે લગભગ બે જ કલાકમાં પૂરી થાય છે. આમાં ખાસ કાળજી એ રાખવી પડે છે કે પાન વધુ પડતાં બળી ન જાય. એ ભૂંગળાકાર ફરતા વાસણમાં (જેને રોટરી ડ્રમ કહે છે)[૧૩] ૨૦૦ રતલ ચાના પાનનો ઘાણ નાખવામાં આવે છે. આ વાસણ દર મિનીટે ૧૫ આંટા ફરે છે. એક ઘાણ પૂરો થાય છે કે તેને જમીન પર ખાલી કરવામાં આવે છે અને ઉપર ઠંડુ પાણી છાંટી ઘાણને ઠંડો કરવામાં આવે છે. પછી તેને એક જોરથી ફરતા વાસણમાં[૧૪] (સેન્ટ્રિફ્યુઝ) નાખવામાં આવે છે. અહીંથી એ ઘાણમાંથા ૭½ ગેલન જેટલું પીળા રંગનું પાણી છૂટું પડી જાય છે. આ પાણીમાં ૨½ ઔંસ ટેનિન[૧૫] અને ½ ઔંસ કેફિન[૧૬] રહેલાં હોય છે. ચાના પાનને પછી ટીપવામાં આવે છે અને તદ્દન સૂકાઈ જાય ત્યાં સુધી ગરમ કરવામાં આવે છે. સૂકાયા પછી પાંદડાંનો રંગ લીલો જ રહે છે. કોઈ વખત કૃત્રિમ રંગ અંદર મેળવવામાં આવે છે. પણ પરદેશમાં આવી રંગ દીધેલી ચા સ્વીકારાતી નથી.

**ઊલોંગ ચા :** આ ચાની બનાવટમાં એન્ઝાઈમની રાસાયણિક ક્રિયા, જેના વડે પાનમાં કહોવાટ આવે છે અને ત્યાર બાદ ગરમી આપીને તેને સ્તબ્ધ કરી દેવામાં આવે છે. ફોર્મોસામાં ચાના પાનને તડકાની અંદર ટોપલાઓમાં ઉછાળવામાં આવે છે. કિનારી ઉપર પાનનો રંગ જ્યારે તપખીરીઓ થવા માંડે છે અને પાન સહેજ કરમાવા માંડે છે ત્યારે ૨૫૦ અંશ (બસો પચાસ અંશ) ફેરનહાઇટ ઉષ્ણતામાને તેમને કઢાઈમાં શેકવામાં આવે છે, આથી 'એન્ઝાઈમો'ની ક્રિયા અટકી જાય છે. ત્યાર પછી હાથ અથવા યંત્રથી પાંદડાંને ટીપવામાં આવે છે અને કોલસાને તાપે શેકવામાં આવે છે. સારી ચા બનાવવી હોય તો લાંબા સમય સુધી પાનને ધીમી આંચે શેકવાં જોઈએ. રસોડામાં જેમ ગૃહિણી સ્વાનુભવને આધારે ઉત્તમ રસોઈ રાંધે છે તે પ્રમાણે અહીં પણ ચા તૈયાર કરનાર પોતાની આવડત પર જ યોગ્ય તાપ વગેરેનું અનુમાન કરે છે. તેઓ થર્મોમીટર કે બીજાં સાધનોનો ઉપયોગ કરતા નથી. આવી રીતે તૈયાર કરેલી ચા ફક્કડ સુગંધીદાર હોય છે.

**કાળી ચા :** કાળી ચાની બનાવટમાં પણ આ ચાર ક્રિયાઓ સમાયેલી હોય છે : (૧) પાનની સૂકવણી[૧૭] (૨) પાનને ટીપવાની ક્રિયા (૩) પાનને કહોવડાવવાની ક્રિયા અને (૪) પાનને શેકવાની ક્રિયા. ટીપતાં પહેલાં પાનને સૂકવવામાં આવે છે. ટીપવાથી ચાનાં પાન બગડતાં અટકે છે. કહોવડાવવાની ક્રિયાથી પાન ઉપર રંગ બેસે છે અને તેમાં સુગંધ પેદા થાય છે. શેકવાથી ચાની વિશિષ્ટ સુગંધ આવિષ્કાર પામે છે.

**સૂકવણી :** તાજાં પાનમાં ૭૫ ટકા પાણી હોય છે. આમાંનું અડધું પાણી ટીપતાં પહેલાં દૂર કરવું જોઈએ જેથી ટીપવાની ક્રિયામાં પાન તૂટે નહિ. સામાન્ય પદ્ધતિ એવી છે કે ૧૮ થી ૨૪ કલાક સુધી ખુલ્લી હવામાં પાનને પાતળા થરમાં પાથરવામાં આવે છે. શિયાળામાં સૂકવણી સરસ થાય છે કારણકે હવામાં ભેજ ઓછો હોય છે. છતાં હવા કૃત્રિમ રીતે ગરમ કરીને પણ સૂકવવામાં આવે છે. કુદરતી રીતે સૂકવેલાં પાન શ્રેષ્ઠ ગણાય છે. આ ક્રિયા વખતે પાન ઉપર બે પ્રકારના ફેરફારો થાય છે. એક તો પાન સૂકું અને બરડ બને છે અને બીજું તેમાં તાજાં સફરજન જેવી સુવાસ ઉત્પન્ન થાય છે, આ બન્ને ફેરફારો એકી સાથે જ પ્રગટ થાય છે. પાન કરમાતાં કરમાતાં

પણ તેની શ્વાસોચ્છ્વાસની ક્રિયા તે પૂરેપૂરું કરમાઈ જાય ત્યાં સુધી ચાલુ રહે છે. આથી તેનામાં રહેલાં ઘનતત્ત્વો પાંચ ટકા જેટલાં ઘટે છે. ટેનિન ઘટતું નથી અને નત્રિલ[૧૮] પદાર્થમાં વધારો થાય છે.

**અ–સૂકવણીની પદ્ધતિ :**[૧૯] સૂકવણીની ક્રિયા મોકૂફ રાખી કાપેલાં પાનને ટીપી નાખવાની પદ્ધતિ પણ યોજાઈ છે. આવી રીતે તૈયાર કરેલી ચાનો પર્ણાકાર ગોળ બને છે. આ પદ્ધતિનો ઉપયોગ કરીને ચાની ટીકડીઓ પણ તૈયાર કરવામાં આવે છે. આ પ્રકારની બનાવટ હજુ પ્રાયોગિક દશામાં છે. ભવિષ્યમાં આ પદ્ધતિ વધુ સ્વીકાર્ય બનશે એમ લાગે છે.

**ટીપવાની ક્રિયા :**[૨૦] આ ક્રિયા હાથવડે અથવા યંત્રથી કરવામાં આવે છે. આથી પાનની અંદર રહેલા કોષો[૨૧] ભાંગી જાય છે અને તેમાંથી રસ સ્રવે છે. આ રસ પાનની સપાટી પર ફેલાય છે અને ત્યાં હવાના સંસર્ગમાં આવતાં ટેનિનનું ઑક્સિજન[૨૨] સાથે સંયોજન થાય છે. સાથે રાસાયણિક પ્રક્રિયા શરૂ થતાં કહોવાટ ચાલુ થાય છે. આ ક્રિયાવડે ચામાં સરસ સુગંધી જન્મ પામે છે. યાંત્રિક રીતે પાન ઉપર ખૂબ દબાણ આપવામાં આવે છે જેથી પાનની અંદરનો રસ શક્ય તેટલો બહાર આવે. પણ આ ક્રિયામાં પાનને ગરમ થતું અટકાવવાની કાળજી રાખવી પડે છે એટલે થોડી થોડી વારે દબાણ આપનાર સાધનને ઊંચું કરી પાન પર હવા પ્રસરવા દેવી જોઈએ. કુમળાં પાન પહેલાં ટીપાઈ જાય છે એટલે અમુક સમયને અંતરે વહેલાં ટીપાયેલાં પાન અલગ કરવાં જોઈએ. જાડાં અને પાતળાં પાન પર ક્રિયાઓ ભિન્ન રીતે કરવી પડે છે ટીપવાથી પાનમાં સુવ્યવસ્થિત વળ પણ આવે છે.

**કહોવડાવવાની ક્રિયા :** આ ક્રિયા ટીપવાની સાથે જ શરૂ થઈ જાય છે. ટેનિનનું ઑક્સિજન સાથે સંયોજન થતાં પાન રતાશ પકડવા માંડે છે અને સાથે સાથે ચાનું સુગંધી દ્રવ્ય[૨૩] છૂટું પડે છે. આ ક્રિયા માટે સૌથી ઉત્તમ ઉષ્ણતામાન ૭૫–૮૦ અંશ ફેરનહાઈટ છે. આ વખતે હવામાં ભેજ રહેવો આવશ્યક છે જેથી પાન કોરું ન પડી જાય. ૯૫ ટકા ભીનાશ આદર્શ ગણી શકાય. દિવાલ ઉપર પાણી છાંટીને અથવા તો ઓરડામાં ભીનાં કપડાં સૂકવીને વાતાવરણ ભેજવાળું રાખી શકાય. આ ક્રિયામાં ૧૪૦ અંશે એન્ઝાઈમો નિર્જીવ બની જાય છે. ઘેરા લીલા રંગમાંથી પાન હવે તાંબા જેવો રંગ પકડે છે, અને સુગંધની માત્રા પ્રબળ બને છે.

**શેકવાની ક્રિયા :** આ ક્રિયા વખતે ઑક્સિજન સાથેની પ્રક્રિયા બંધ પડે છે અને એન્ઝાઈમો મૃત્યુ પામે છે. ચાની અંદર રહેલું પાણી ૬૫ ટકામાંથી ઓછું થઈ ૨ ટકા જેટલું જ કાયમ રહે છે હિંદમાં આ ક્રિયા યાંત્રિક રીતે થાય છે. ૧૯૦ થી ૨૦૦ અંશ જેટલું ઉષ્ણતામાન રાખવામાં આવે પણ કેટલાક ચાના બગીચાઓ ઓછું ઉષ્ણતામાન પણ વાપરે છે. આ ક્રિયામાં કાર્બન ડાયોક્સાઈડ[૨૪] બહાર આવે છે. અમુક સમય પછી આમાં કેટલાક ફેરફારો થાય છે જેને લઈને તેમાંથી કડવાશ તથા કચાશ ઓછાં થાય છે.

## ચાનું રસાયણશાસ્ત્ર :

તાજાં પાનમાં ૨૫ ટકા ઘનદ્રવ્યો હોય છે. પાનની અંદર સેલ્યુલોઝ[૨૫]અને રેષા[૨૬] હોય છે. તે શુદ્ધ નત્રિલો સહિત પાણીમાં અદ્રાવ્ય એવા પદાર્થોના બનેલા હોય છે. ચાના પાનમાં ટેનિન, કેફિન, નત્રિલ, શર્કરા[૨૭] અને ચીકણાં દ્રવ્યો[૨૮] પાણીમાં દ્રાવ્ય હોય છે. તે ઉપરાંત પાનમાં અલ્પ પ્રમાણમાં ખનિજ પદાર્થો, ક્લોરોફિલ[૨૯]ના રંગો, ફ્લેવોન,[૩૦] એન્થોસાયનોન,[૩૧] મીણ[૩૨] અને રેઝિન,[૩૩] ઑક્ઝેલિક[૩૪] તથા ગેલિક[૩૫] એસિડ વગેરે હોય છે.

કાળી ચામાં ઉપરના પદાર્થો ઉપરાંત ઑક્સિજન યુક્ત ટેનિન દ્રવ્યો અને ચાનું સુગંધીદાર તેલ આવેલા હોય છે, લાલી ચામાં આ બે દ્રવ્યો હોતાં જ



નથી. ફ્લેવોન એ પીળા રંગનો પદાર્થ છે અને ચામાં તેને લીધે રંગ આવે છે. એન્થોસાયનીનથી કટુસ્વાદ ઉત્પન્ન થાય છે અને તેની હાજરી ચામાં હાનિકારક ગણાય છે.

ચામાં કેફિનનું પ્રમાણ ત્રણ ટકા જેટલું છે. તે ઉપરાંત, ઝેન્થિન,[36] હાયપોઝેન્થિન,[37] એડેનીન,[38] થિઓબ્રોમિન[39] અને થિઓફેલિન[40] ચામાં સૂક્ષ્મ પ્રમાણમાં જોવામાં આવ્યા છે. ચાનું સુગંધીદાર તેલ માત્ર કાળી ચામાં રહેલું છે. અને તેને કહોવડાવવાની ક્રિયા વખતે ઉદ્‌ભવેલું હોય છે. આનાથી ચાની વિશિષ્ટ સુગંધ ઉત્પન્ન થાય છે. ચાના તેલને અલગ રીતે શુદ્ધ સ્વરૂપમાં મેળવવા માટે તેને વરાળ સાથે કાળી ચામાંથી બાષ્પીભૂત કરવામાં આવે છે અને બન્નેની વરાળને ઠંડી પાડીને તેમાંથી તેલ જુદું પાડવામાં આવે છે. આ તેલનું પ્રમાણ ઘણું અલ્પ છે.

ચામાં રહેલા ટેનિનો સામાન્ય વૃક્ષોની છાલમાંથી નીકળતા ટેનિનો કરતાં જુદા પ્રકારના છે. આ ટેનિનને લીધે ચાનો રંગ કાં તો આછો અથવા તો ઘેરો બને છે. શુદ્ધ સ્વરૂપમાં ટેનિન શ્વેત હોય છે પણ હવા લાગતાં તે રતાશ પકડે છે અને ચીકણું બની જાય છે. પાણીમાં તે સહેલાઈથી ઓગળી જાય છે. બીજા ટેનિનની એવી દોષયુક્ત અસર થતી નથી. લગભગ ૨૦ કપ જેટલી દરરોજની ચા પીવાય તોપણ તેનાથી બંધકોષ થયો નથી, એવું જોવામાં આવ્યું છે. અન્ય ટેનિનોમાં આથી ઉલટું છે, ચાના ટેનિનનો સ્વાદ કડવો હોય છે જ્યારે બીજા ટેનિનો તીખા હોય છે.

આસામની ચાનું રાસાયણિક પૃથક્કરણ[41] નીચે પ્રમાણે છે:—

| | જલદ્રાવ્ય પદાર્થો ટકા% | જલદ્રાવ્ય પદાર્થો ટકા°/。 |
|---|---|---|
| | એક કલાક ઉકાળ્યા બાદ | પાંચ મિનીટ ઉ. બા. |
| ટેનિન | ૧૨ | ૫ |
| કેફિન | ૪ | ૩ |
| નત્રિલ | ૧૨ | ૬ |
| ચીકણા ગુંદર જેવાં દ્રવ્યો | ૨ | ૧ |
| શર્કરા | ૧.૫ | ૧ |
| દ્રાવ્ય ખનિજો | ૪ | ૨.૫ |
| ઑક્સિજન-યુક્ત ટેનિન પદા. | ૨ | ૨ |
| દ્રાવ્ય ઘન પદાર્થો | ૩૭.૫ | ૨૦.૫ |

**ચાના પ્રકારો :** ચાના પ્રકારોનાં નામકરણો આ પ્રમાણે છે:—

ઓરેંજ પીકો (ઓ. પી.)

પીકો (પી)

પીકો સુચોંગ (પી. એસ.)

સુચોંગ (એસ)

ભૂકી—બ્રોકન ઓરેંજ પીકો (બી. ઓ. પી.)

બ્રોકન પીકો (બી. પી.)

બ્રોકન પીકો સુચોંગ (બી. પી. એ.)

બ્રોકન સુચોંગ (બી. એસ.)

વિવિધ પ્રકારનાં છિદ્રોવાળી ચારણીઓ વડે ચાના પ્રકારો અલગ કરવામાં આવે છે. આવા વર્ગીકરણ છતાં ચાની સાચી કિંમત તો ચાનો પીનારો જ આંકી શકે.

*

**લેખમાં વપરાયેલા પારિભાષિક શબ્દોની યાદી**

૧. Green Tea ૨. Black Tea
૩. Oolong Tea ૪. Lemon-grass
૫. Fermentation ૬. Thea Sinensis
૭. Pekoe Tip ૮. Orange Pekoe
૯. Suchong ૧૦. Congon
૧૧. Enzyme ૧૨. Farenheit
૧૩. Rotary Drum ૧૪. Centrifuge
૧૫. Tannin ૧૬. Caffeine
૧૭. Withering ૧૮. Protein
૧૯. No-wither System ૨૦. Rolling





‘વસુબન્ધુ’

# વ્યવહારશુદ્ધિ વિ૦ ચોરનીતિ

ઊર્મિના વાચકોમાં ખૂબ જ પ્રિય થઈ પડેલા લેખક આ ખાસ લેખમાં આ વખતે નવો જ પ્રશ્ન છણે છે. લેખકની મૌલિક વિચારસરણી દરેક વાચકને જચી જાય તેવી છે એટલે સહુને આ લેખ ગમશે જ......

ગામની ધર્મશાળાના આંબા નીચે હું મારા મિત્ર-મંડળ સાથે બેઠો હતો અને અગમનિગમની ચર્ચા ચાલી રહી હતી એટલામાં એક સહૃદયી સાચા ગ્રામ-સેવક આવ્યા અને પરસ્પર કુશળ વર્તમાન પૂછ્યા પછી એમણે કહ્યું કે મેં હમણાં એક નવું કામ ઉપાડ્યું છે અને તે વ્યવહારશુદ્ધિ–મંડળના સભ્યો નોંધવાનું. નટુભાઈએ કહ્યું : ‘शान्तम् पापम् । वृथावृष्टि समुद्रेषु । આપણા આધ્યાત્મિક દેશમાં વ્યવહારશુદ્ધિ મંડળના સભ્યો નોંધવા પડે એ તો આપણી પુરાણપવિત્ર સંસ્કૃતિનું મહાન અપમાન કહેવાય! અને છતાંય તમારે જો નોંધવા હોય તો લો હું નોંધાવું. એમની સહીઓ તમે તમારે મેળવી લેજો. લખો સહુથી પહેલું રાજેન્દ્રબાબુનું નામ, પછી પંડિતજીનું, પછી ધારા-સભ્યો, પછી આખી કોંગ્રેસ, પછી તમામ સરકારી અમલદારો, પછી ગ્રામસેવકો, પછી ભૂદાન કાર્યકરો અને પછી...’

‘ભાઈ સાહેબ, ઠેકડી કરવી રહેવા દો, આ વિષય અત્યન્ત ગંભીર છે, આપણા દેશ માટે પ્રાણપ્રશ્ન છે. આપને ફૉર્મ ઉપર સહી ન કરવી હોય તો તે આપની ખુશીની વાત છે.’ ગ્રામ–સેવકે જરા કટાણું મો કરીને કહ્યું. પછી મારા તરફ ફરીને મને વિનંતિ કરી કે ‘આપ તો સહી કરશો ને? આપ તો વિચારક છો, અને દેશનું હિતાહિત સમજો છો; આપને...’

મેં કહ્યું : ‘હું વિચારક છું એ જ મોટી મોંકાણ છે. હું વ્યવહારશુદ્ધિમાં માનતો નથી એટલે એને આચરતો નથી.’

ગ્રામસેવકે ચોંકીને કહ્યું : ‘શું કહો છો, આપ વ્યવ-હારશુદ્ધિમાં માનતા નથી? શાથી?’

મેં જવાબ આપ્યો : ‘કેદારનાથજી એક સંતપુરુષ છે. એમને વિષે મને ઘણો જ આદર છે; તેઓશ્રી એક જંગમ તીર્થ છે; એમની સાથે બેએક વખત પરિ-ચયમાં આવવાનું મને સદ્ભાગ્ય સાંપડ્યું છે. હું જો એમના સદુપદેશો આચરી શકતો હોત તો કેવું સારું! સંતો એ કોઈ પણ સમાજની સુવાસ છે, પણ સુવાસથી કંઈ પેટ ભરાય? એટલે મારા જેવા મનસ્વી માણસોને બદલે તમે કોઈ સારા શિષ્યોની શોધમાં નીકળો તો સારું.’

‘તમારી વાત હું સમજ્યો; તમે તમારી નબળાઈને લીધે ઉચ્ચ આદર્શોનો ઓછો અમલ કરી શકો એટલા માટે એ આદર્શો જ ખોટા છે એમ કેમ કહેવાય?’ ગ્રામસેવકે ગંભીર થતાં કહ્યું.

મેં જવાબ આપ્યો : ‘ધર્મ, નીતિના આદર્શોની વાત કર્યા કરો છો? હું તો સરકારના સર્વવ્યાપી કાયદા પણ પાળી શકતો નથી. આજ સુધીમાં હું અનેક દીવાની અને ફોજદારી ગુના કરી ચૂક્યો છું, અત્યારે

---

૨૧. Cells ૨૨. Oxygen
૨૩. Essential oil of tea
૨૪. Carbon dioxide ૨૫. Cellulose
૨૬. Fibre ૨૭. Carbo hydrates
૨૮. Gummy Substance
૨૯. Chlorophyll ૩૦. Flevone
૩૧. Anthocyanin ૩૨. Wax
૩૩. Resin ૩૪. Oxalic acid
૩૫. Gallic acid ૩૬. Xanthin
૩૭. Hypoxanthin ૩૮. Adenine
૩૯. Theo bromine ૪૦. Theophpllin
૪૧. Chemical Analysis.



કરી રહ્યો છું અને ભવિષ્યમાં નહિ કરું એનો ભરોસો નથી.'

ગ્રામસેવકે મારા જેવા વંઠેલ વિચારકને પડતો મૂકીને ચાલતી પકડી.

નટુભાઈએ મારા તરફ ફરીને કહ્યું : 'બિચારાને સવારના પહોરમાં અપશુકન થયા. બીજું બધુ તો ઠીક, પણ તમે પેલા ફોજદારી ગુનાની તો ગપ જ મારેલી ને ?'

મેં કહ્યું : 'ના રે ના, બિલકુલ સાચી વાત કરેલી.'

'આ વાત તો અમારા કોઈના માન્યામાં જ આવતી નથી. તમારા જેવા સીધાસાદા માણસ ગુના કરે ? ક્યારે કર્યો ? એકાદ પ્રસંગ તો કહો !' શ્રીકાન્તે વાતની વચમાં જ ટપકી પડતાં કહ્યું.

મેં જવાબ આપ્યો : 'કેમ ભૂલી જાવ છો ? બેતાલીસની સાલમાં. તે વખતે જો પકડાયો હોત તો એક મહિનાથી માંડી સાત વરસ સુધીની સખત મજૂરીની સજા થવાનો સંભવ હતો.'

નટુભાઈએ કહ્યું : 'બરાબર છે, પણ દેશ સ્વતંત્ર થયા પછી ?'

મેં કહ્યું : 'રેશનિંગ વખતે.'

'તમે ખરેખર વ્યવહારશુદ્ધિમાં નથી માનતા ? શાથી ?' મગનભાઈ જે અત્યાર સુધી ગંભીર બનીને બેસી રહ્યા હતા, એમણે પોતાના મનનું સમાધાન શોધવાની શરૂઆત કરી.

મેં જવાબ આપ્યો : 'જીવનના જટિલ પ્રશ્નો વિષે હું જેમ જેમ વિચાર કરતો જાઉં છું, તેમ તેમ મને લાગે છે કે જીવનમાં નીતિ જેટલી જ અનીતિની પણ જરૂર છે, જીવનની પ્રગતિ માટે અનીતિ જરૂરી છે. જીવનની સ્થિરતા માટે નીતિ જરૂરી છે. સંપૂર્ણ હિંસક કે અહિંસક જીવન જેમ અશક્ય છે તેમ સંપૂર્ણ નીતિમાન કે અનીતિમાન જીવન અશક્ય છે. વ્યવહારશુદ્ધિ એટલે નીતિમાન જીવન. ખોરાકમાં, સ્ત્રીમાં, વ્યવહારમાં અને જીવનમાં અતિશુદ્ધિનો આગ્રહ રાખો એટલે એનું એક જ પરિણામ આવે અને તે વંધ્યત્વ ! જીવન પોતે લુચ્ચાઈથી આગળ વધે છે અને સચ્ચાઈથી ટકી રહે છે. નીતિ કે અનીતિનો જે પ્રજામાં અતિરેક થાય તે પ્રજાનો સર્વનાશ થાય. જીવનનું સાફલ્ય તો નીતિ-અનીતિના સમન્વયમાંથી સુંદર જીવન જીવવામાં છે.'

'અનીતિ વિના શું જીવનમાં આગળ ના જ વધાય ?' નટુભાઈએ પહેલીવાર ગંભીર થઈને પૂછ્યું.

મેં કહ્યું : 'ના, જગતભરના ઇતિહાસનો અભ્યાસ કરો, મહાન વ્યક્તિઓનાં જીવનચરિત્રો વાંચો, કોઈપણ વ્યક્તિ કે પ્રજાને સત્તા, લક્ષ્મી, લાગવગ, માનપાન કે બીજી કોઈપણ દુન્યવી વસ્તુ સીધીસાદી રીતે મળે છે ખરી ? ભાગ્યે જ હજારે એકાદ અપવાદ જડે; અને એવા અપવાદને પણ હું તો પૂર્વભવના પુણ્ય માનું. જીવનનું પોતાનું જ સ્વરૂપ જ્યાં વિગ્રહમય છે ત્યાં સર્વત્ર વ્યવસ્થાની આશા રાખવી એ વધારે પડતું નથી?'

'આ તો મોટા માણસોની વાત થઈ—સામાન્ય માનવીનું શું ?' નટુભાઈએ ફરીથી પૂછ્યું.

'ધર્મીને ત્યાં ધાડ અને કસાઈને ત્યાં કુશળ એ શું આપણો નિત્ય જીવનનો અનુભવ નથી ?' મેં જવાબ આપ્યો.

'ભલાઈ ને બૂરાઈથી દબાવાનું લખ્યું જ્યારે,<br>
ખુદાએ હાથમાં લીધી કલમ શયતાનની ત્યારે;<br>
મઝાઓ આજની લૂંટી ગયેલા છે જુલમગારો,<br>
ભલાઓને મળી જૂઠી બધી એ આવતી કાલો !'

અકબરભાઈ જે અત્યાર સુધી શાંત બેસી રહ્યા હતા એમણે ગઝલ લલકારી.

'જો તમે વ્યવહારશુદ્ધિમાં ના માનતા હો, તો પછી માનો છો શામાં ?' મગનભાઈએ કહ્યું.

મેં કહ્યું : 'ચોરનીતિમાં. અને એ આદર્શને શક્ય હોય એટલી રીતે વફાદારીપૂર્વક અનુસરું છું.'

'એ વળી શું ?' નટુભાઈનું કુતૂહલ હવે પૂરેપૂરું જાગૃત થયું.

'ગુજરાતી ચોથી ચોપડીમાં હતો ત્યારે હું એક પાઠ

ભણેલો. એમાં એમ વાત હતી કે ચાર ચોરોએ એક શેઠને ત્યાં ખાતર પાડ્યું અને પુષ્કળ માલમતા લઈ એની વહેંચણી કરવા જંગલમાં ગયા. સહુ ભૂખ્યા હતા, એટલે બે ચોરો એમાંથી થોડા પૈસા લઈ પાસેના શહેરમાં મીઠાઈ લેવા ગયા. શહેરમાં ગયેલા બે ચોરોને વિચાર આવ્યો કે જો આપણે મીઠાઈમાં ઝેર ભેળવી દઈએ તો પેલા બેનું કાસળ નીકળી જાય અને આપણે બે સુખેથી આખી મિલ્કતના ધણી થઈએ. જંગલમાં રહેલા પેલા બે ચોરોએ વિચાર કર્યો કે આપણા શહેરમાં ગયેલા મિત્રો પાછા આવે ત્યારે એમને ધક્કો મારી કૂવામાં પાડી દઈએ તો આ બધી મિલ્કતના માલિક આપણે થઈએ. પરિણામે શહેરમાંથી આવેલા બે ચોરોને જંગલના બે ચોરોએ કૂવા આગળ લઈ જઈ ધક્કો મારી અંદર ગબડાવી દીધા અને નિરાંતે પેલી ઝેરી મીઠાઈ ખાધી એટલે ચારેયની જિંદગી ત્યાં ને ત્યાં પૂરી થઈ ગઈ અને બધી માલમતા જંગલમાં પડી રહી.

આ ચાર ચોરોએ ચોરી જેવું અસામાજિક કાર્ય કર્યું, પણ એમનામાં જો પરસ્પર વિશ્વાસ હોત તો એમના સાહસનો આવો કરુણ અંત આવત નહિ. કોઈ પણ સારું કે ખોટું કામ કરતી વખતે જેમના જેમના સહકારની આપણે જરૂર હોય તેમના તરફ વફાદાર રહેવું એનું નામ ચોરનીતિ.

આપણે વાર્તામાં ચોરનીતિના અભાવનાં પરિણામો જોયાં. જીવનમાં પણ આ ના આ સત્યનું આપણને ક્ષણે-ક્ષણે દર્શન થાય છે.

બીજા વિશ્વયુદ્ધ પહેલાંની વાત છે. સિંધમાં જ્યારે સક્કર બરાજની યોજના અમલમાં મૂકાઈ ત્યારે ત્યાં ખેતી કરવા માટે ગુજરાતમાંથી કેટલાક સાહસિક ખેડૂતો ત્યાં ગયા. એમાંની એક મંડળીમાં બે શ્રીમંતો અને એક મધ્યમવર્ગના ગૃહસ્થ હતા. મધ્યમવર્ગના ગૃહસ્થે તમામ વહીવટ કરવાનો હતો અને શ્રીમંતોએ મૂડી રોકવાની હતી. કેટલાક ગુજરાતી અમલદારોએ સરકારી કાયદાની મર્યાદામાં રહીને આ લોકોને ઘણી સારી મદદ કરી. આખી યોજના ફત્તેહમંદ થઈ. એટલામાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને ચીજ વસ્તુઓના ભાવમાં મોટો ઉછાળો આવ્યો. જમીનમાં રોકેલા હજારોનો બદલો રળી લેવાનો વખત આવ્યો, એટલે એમાંથી એક શ્રીમંતની દાનત બગડી. એણે તુરત જ જાહેર કર્યું કે આ જમીન તો મારા એકલાની છે અને તે મુજબ પગલાં ભરવા માંડ્યાં. સ્વાભાવિક રીતે ઝઘડો ઊભો થયો અને મામલો કોર્ટ-કચેરીએ પહોંચ્યો. કોર્ટે એ જમીનનો કબજો લઈ ફેંસલો ન આવે ત્યાં સુધી સરકાર વતી વહીવટ કરવા માટે એક રિસીવર નીમ્યો અને તમામ આવક સરકારમાં જમા થવા માંડી. સરકારી વહીવટ અને ખાનગી વહીવટ વચ્ચે ઘણું મોટું અંતર હોય છે છતાંય સરકારમાં પુષ્કળ પૈસા જમા થયા, પણ જ્યારે ફેંસલો આપવાનો વખત પાસે આવ્યો ત્યારે પાકિસ્તાન થયું અને સૌ જીવ બચાવવા ગુજરાતમાં ભાગી આવ્યા. પરિણામે શ્રીમંતોની મૂડી ગઈ, મધ્યમવર્ગી ભાઈની મહેનત ગઈ અને સૌને નવેસરથી પોતાના પ્રશ્નો વિચારવા પડ્યા.

આ બે શ્રીમંતોમાં જો ચોરનીતિ હોત તો ત્રણે જણ લક્ષાધિપતિ હોત. આવા ને આવા અસંખ્ય દાખલાઓમાં આપણે જોઈએ છીએ કે આપણા રોજબરોજના વ્યવહારને સરળ બનાવવા માટે વ્યવહારશુદ્ધિની જરૂર નથી. થોડીક ચોરનીતિ એટલે કે વ્યવહારુ નીતિની જરૂર છે. હું એમ માનું છું કે યુરોપ અમેરિકા ને જાપાનની પેઠે જો આપણે અમુક હદ સુધીનો વ્યવહાર સાફ રાખીએ તો આપણા અરધોઅરધ દુઃખદર્દો ઓછાં થઈ જાય.'

મગનભાઈએ કહ્યું કે 'આ ચોરનીતિનો રોજબરોજના વ્યવહારમાં શી રીતે ઉપયોગ થઈ શકે—એનાં થોડાં દૃષ્ટાન્તો આપશો?'

મેં જવાબ આપ્યો: 'ઘણી જ ખુશીથી.

હું ચોર-લુંટારા, ખૂની, દારૂડિયા, સટોડિયા, કાળાબજારિયા અને વ્યભિચારીઓ—સહુની સાથે ખપ જેટલો સંબંધ રાખું છું. કારણ કે માનવજીવનના મારા અનુભવો ઉપરથી હું એ નિર્ણય ઉપર આવ્યો

છું કે ખરાબમાં ખરાબ માણસમાં પણ સારાં તત્ત્વો હોય છે અને સારામાં સારા માણસમાં પણ ખરાબ તત્ત્વો હોય છે. એટલે આપણે આ ગાય અને આ ભેંસ એ રીતે સારા માણસો ને ખરાબ માણસોનું વર્ગીકરણ કરી ન શકીએ. દરેક માણસ કોઈ ને કોઈ રીતે વિશ્વાસપાત્ર હોય છે જ. કયા માણસ ઉપર કેટલો વિશ્વાસ ક્યારે રાખવો એ જો આપણને આવડી જાય તો જીવનસાફલ્યની કળા સહેલાઈથી પ્રાપ્ત થાય. આપણા દેશની એક મોટામાં મોટી કમનસીબી એ છે કે જેમ ગરીબ અને શ્રીમંત વચ્ચે, ભણેલા અને અભણ વચ્ચે, શહેરો અને ગામડાં વચ્ચે તફાવતનો જે એક મોટો મહાસાગર પડેલો છે તેવો જ મહાસાગર સંતપુરુષો અને આમ જનતા વચ્ચે પડેલો છે. સાધુ પુરુષો પ્રજા આગળ એવા અવ્યવહારૂ આદર્શો રજૂ કરે છે કે જેથી લોકો સંતોને ખૂબ પૂજે છે પણ લેશમાત્ર અનુસરતા નથી. પ્રજાની ઉન્નતિનું માપ એના છેલ્લામાં છેલ્લા માણસના વ્યવહાર ઉપરથી આપણને મળી રહે છે. ધર્માત્માઓ, સંતો, દાર્શનિકો, ઉપદેશકો અને લેખકો લોકોને કહે છે કે ચોરી, બદમાશી, જૂઠ, દગોફટકો, કાળાબજાર કે લાંચરૂશ્વત કરશો નહીં; કોઈ એમ નથી કહેતું કે ભાઈઓ, ચોરનીતિને અનુસરો' તો આપણા સમાજની ઘણા મોટા પ્રમાણમાં ઉન્નતિ થશે.

ચોરનીતિ એટલે જીવન-વ્યવહાર સરળતાથી ચલાવવા માટે ઓછામાં ઓછી અસરકારક નીતિ. લોકોએ પૂરેપૂરો સ્વાર્થ સાધવો જોઈએ, પણ તે શક્ય હોય ત્યાં સુધી સમાજને નુકશાન કર્યા સિવાય.

સ્વ. મોતીભાઈ અમીનનો મારી વિદ્યાર્થીઅવસ્થામાં હું એક ટીકાકાર હતો. પણ એમના જીવનના એક જ પ્રસંગે મને એમનો પ્રશંસક બનાવી મૂક્યો.

ગુજરાતમાં એક જગ્યાએ પુસ્તકાલય પરિષદ હતી; એમાં હું સ્વયંસેવક તરીકે ગયેલો. રાત્રે બધા નવરા પડી તડાકા મારતા હતા એ સાંભળવાનું મને પણ સદ્ભાગ્ય સાંપડેલું.

મોતીભાઈ સાહેબના એક શિષ્ય ભારે દેશભક્ત હતા. વિદ્યાર્થી અવસ્થામાં એમણે આજીવન બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈ દેશને પોતાનું જીવન અર્પણ કરવાનો નિશ્ચય કર્યો હતો. એ અમેરિકા ગયા ત્યારે ત્યાંનું મોટા ભાગનું ખર્ચ જાતમહેનતથી કાઢયું હતું અને ત્યાં નવ વરસ રહી એક નવી વિદ્યા પ્રાપ્ત કરી હતી. આવીને જુવાન છોકરો અરધી ઉદ્ધતાઈ અને અરધા લાડથી પોતાના બાપને ધમકાવે એ રીતે હિન્દુસ્તાનના જંગલીપણા અને પછાતપણાની ઝાટકણી કાઢીને મોતીભાઈ સાહેબને કહ્યું કે સાહેબ, 'તમે તો બહુ મોળા સુધારક છો; એકાદ નાની નિશાળ કાઢો કે એક વાર્ષિક વીશ રૂપિયાના બજેટનું પુસ્તકાલય ખોલો, એનાથી આ દેશનું દળદર નહિ ફીટે.

વૃદ્ધ વડીલના વાત્સલ્યથી મોતીભાઈ સાહેબ હસ્યા અને કહ્યું કે 'મને તમારા વિચારો ઘણા જ ગમે છે. અને તમે તમારી રીતે આપણા દેશમાં કામ કરો એમાં હું ખૂબ રાજી છું. પણ તમે મારી એક વાત ના સાંભળો? અત્યારે તમારા જે વિચારો છે એને તમારી રોજનીશીમાં ટપકાવી લ્યો અને એના એ જ વિચારો પંદર-વીશ વરસ પછી વાંચજો. આ મીઠા મહેણાથી સૌ ક્ષણભર સ્તબ્ધ થઈ ગયા. એટલામાં ઠક્કર બાપાએ હસતાં-હસતાં ઉમેર્યું કે 'મારે અને મોતીભાઈ સાહેબને ઘણી બાબતોમાં મતભેદ છે, પણ આ સૂચન પરત્વે હું એમની સાથે સો એ સો ટકા સહમત છું.'

પેલા જુસ્સાભર્યા જુવાને આ વાતને હસી કાઢી, પણ આ પ્રસંગે મારા મન ઉપર જે ઊંડી છાપ મૂકી તેને પા સદી ઉપરાંતનો કાળ પણ ભૂંસી શક્યો નથી.

હમણાં જ એ વિદ્વાનને હું કલકત્તામાં મળ્યો, અને મેં પૂછ્યું કે 'આપની કન્સલ્ટિંગ બ્યુરો કેમ ચાલે છે?' એમણે જવાબ આપ્યો અતિ ઉત્તમ; દરેક પ્રાન્તની સરકાર અને અનેક ઉદ્યોગપતિઓ મહત્ત્વના પ્રશ્નોમાં મારી સલાહ લે છે. દર મહિને મારી પ્રેક્ટિસ દસ હજાર ઉપરાંતની છે. આ પૈસા ક્યાં નાખવા

એનીજ મને સૂઝ પડતી નથી. પણ હવે મને કમાવામાં ઝાઝો રસ રહ્યો નથી.' મેં પૂછ્યું 'એમ કેમ?' એમણે જવાબ આપ્યો કે, 'જુવાનીમાં મારી મહત્ત્વાકાંક્ષા દેશને માટે કામ કરવાની હતી, પણ હવે આટલા અનુભવ પછી મને એમ વિચાર આવે છે કે દેશ એટલે કોણ? જ્યાં પ્રજા પણ ચોર અને સરકાર પણ ચોર ત્યાં કોની સેવા કરવી અને શા માટે કરવી? તમે માનશો? હું આપણા દેશના પ્રાંતિપ્રાંતનો વહીવટ અન્દરખાનેથી જાણું છું અને ખાતરીપૂર્વક કહું છું કે આ દેશના રાજકારણમાં પ્રામાણિક માણસો પૂરા દશ પણ નથી.'

મોતીભાઈ સાહેબ પોતાનું જીવન કૃતાર્થ કરીને ચાલ્યા ગયા; એમના શિષ્ય મહિને દશ હજાર કમાય છે; આલીશાન ફ્લેટમાં રહે છે; પરણ્યા નથી; પોતાનો ઘણોખરો વખત પોતાના વિશાળ પુસ્તકાલય અને પ્રયોગશાળામાં ગાળે છે; પણ એમનું જીવન એકલસૂરું, શૂન્યવત્, કડવું અને કિંકર્તવ્યવિમૂઢ થઈ ગયું છે.

મોતીભાઈ સાહેબે અંગ્રેજ સરકાર સામે બળવો નહોતો પોકાર્યો; સ્વ. સયાજીરાવના એ એક વફાદાર નોકર હતા; એ અંગ્રેજો કે ગાયકવાડની કદી કડવી ટીકા નહોતા કરતા; જીવનની અનેક પ્રકારની અનીતિ વિષે તેઓ મૌન સેવતા; એ જેલમાં નહોતા ગયા, એમણે ગોળીઓ નહોતી ખાધી. અરે! તેઓશ્રી ખાદી પણ નહોતા પહેરતા, પણ પોતાની મર્યાદાઓમાં રહી સમાજના નાના–નાના અનિષ્ટો સામે જીવનના અંત સુધી તેઓ એક વીરની માફક ઝઝૂમ્યા. મહાત્માજીના આદર્શો આશ્રમવાસીઓ માટે હતા; મોતીભાઈ સાહેબના આદર્શો આમ જનતા માટે હતા અને છે. એમના આદર્શોને હું વ્યવહારૂ નીતિ અથવા ચોરનીતિ કહું. એ નીતિને આપણી પ્રજાએ હજીય અમલમાં મૂકી નથી. તો પછી મોટી–મોટી વાતો કરીને આપણી જાતને છેતરવાનો અર્થ શો?

એ જ વાર્તાલાપ દરમ્યાન મોતીભાઈ સાહેબે કહેલું કે આપણે મોટા સુધારાની વાત બાજુએ મૂકીએ. સાવ નાની વાત લ્યો ને! આપણા દેશમાં લોકો બુકપોસ્ટનો કેટલો બધો દુરુપયોગ કરે છે. બુકપોસ્ટમાં પત્રો ઘાલીને મોકલતાં આપણામાંથી કેટલાને સંકોચ થાય છે?

ભારતની નવા યુગની નવી ઢબે ચાલતી એક મહાન ધર્માદા સંસ્થા, જેની પાસે મોટી–મોટી મિલ્કતો અને લાખોના ફંડો તેમજ આવક છે—એ સંસ્થાના સંચાલકો છડેચોક બુકપોસ્ટનો દુરૂપયોગ કરીને સરકારને છેતરી રહ્યા છે એ હકીકત જ્યારે મેં જાણી, ત્યારે મને સહેજે આશ્ચર્ય ના થયું. મને માત્ર પેલો મોતીભાઈ સાહેબ સાથેનો પ્રસંગ સાંભર્યો.

હું ગુજરાતના એક ધર્મનિષ્ઠ ઢેડને ઓળખું છું. એ માણસ સાવ અભણ છે પણ પોતાના ઈંટો પાડવાના ધંધામાં એટલો ઉસ્તાદ છે કે દર મહિને બારસોથી પંદરસો રૂપિયા કમાય છે. એની ખ્યાતિ કોઈ પણ રીતે ઠેઠ દિલ્હી સુધી પહોંચી. અલ્હાબાદથી થોડે દૂર થઈ રહેલા એક જાહેર કામ—જેમાં પંડિતજી પોતે ખાસ અંગત રસ લેતા હતા, ત્યાં એની ખાસ જરૂર પડી; કારણ કે ત્યાંના ભણેલા ગણેલા નિષ્ણાતો ઘણી મહેનત કરવા છતાં ત્યાંની માટીના કારણે સારી ઈંટો પાડી શકતા નહોતા. એટલે આ અભણ નિષ્ણાતને સરકારી ખરચે ત્યાં બોલાવવામાં આવ્યો. એને આવડું મોટું માન મળેલું જાણી એના સગાંવહાલાં અને આખું ગામ એને સ્ટેશન ઉપર વળાવવા આવ્યું. સેકંડ કલાસમાં એ અનેક ફૂલહાર સાથે સુદામાના વેશમાં ચડી બેઠો અને અલ્હાબાદ પહોંચ્યો. ત્યાં સ્થાન ઉપર જઈ એણે તુરત જ ભૂલો પકડી આપી. અને ઈંટોની જાત ખૂબ સુધરી ગઈ. દિલ્લીનો મોટા માણસોનો સરકારી મહેમાન એટલે કલેકટરના દરજ્જાના એકાદ–બે અમલદારો એની ચાલુ તહેનાતમાં રહેવા લાગ્યા. એને તમામ દુન્યવી સુખ સગવડો મળી અને એ સગવડો પાછળ પાણીની પેઠે પૈસો ખરચાયો.

ત્યાંનું બધું કામ પતી ગયા પછી એને એમ થયું કે



આટલે સુધી જિંદગીમાં પહેલીવાર હું આવ્યો છું ત્યારે ભેગાભેગી કાશી મથુરાની જાત્રા પણ કરતો જાઉં. એણે પોતાની એ ઇચ્છા એની તહેનાતમાં રહેલા અમલદાર આગળ વ્યક્ત કરી. અમલદારે તુરત જ કહ્યું કે તમારે મોટર, ખટારા વગેરે જે કંઈ જોઈએ તે સુખેથી લઈ જાવ. એણે જવાબ આપ્યો : 'ના, સાહેબ, એવી રીતે હું જો સરકારી ખરચે જાત્રા કરું તો મારી જાત્રા ફળે નહિ. તમે તો મને માત્ર એક ભોમિયો જ આપો. એને લઈને હું બધે ફરીશ. એને ભોમિયો આપવામાં આવ્યો અને ત્યાર પછી ઈશ્વરના દરબારમાં માનવીએ જે નમ્રતા ધારણ કરવી જોઈએ તે તમામ નમ્રતા સાથે એણે પોતાની તીર્થયાત્રા પૂરી કરી.

अन्य क्षेत्रे कृतं पापम् तीर्थ क्षेत्रे विनश्यति ।
तीर्थ क्षेत्रे कृतं पापम् वज्रालेपो भविष्यति ॥

આ સંસ્કૃત શ્લોક એ બિચારા અભણ ઢેડે ક્યાંથી સાંભળ્યો હોય ? પણ એ શ્લોકના સારનું એના આચારવિચારમાં પ્રતિબિમ્બ પડતું હતું.

મહાભારતના કૌશિકાખ્યાનના ધર્મવ્યાધની પેઠે વીસમી સદીનો આ અભણ ધર્મઢેડ હિન્દુ ધર્મનું રહસ્ય સરકારી ખરચે અને બાદશાહી ઠાઠે કુંભમેળામાં અને ધર્મમંદિરોમાં જનારા રાજેન્દ્રબાબુ, કનૈયાલાલ મુનશી અને બીજા અનેક ધર્મચુસ્ત મહાવિદ્વાન હિન્દુ પ્રધાનો કરતાં ઘણો વધારે સારી રીતે સમજે છે—એમ હું માનું છું. આજે જો હિન્દુ ધર્મ જીવતો હોય તો જેમને આપણે અભણ, અંધશ્રદ્ધાળુ અને અસંસ્કારી કહીએ છીએ એવા આ પ્રકારના લોકો વડે જ જીવે છે.

આ માણસ પોતાના ધંધાને અંગે કંઈ કાળા ધોળા નહિ કરતો હોય એમ હું કહેતો નથી; એ સંત નથી, પણ એની ધર્મ વિષેની સાદી સમજ જો આપણા સમાજમાં વ્યાપક થાય તો આપણા કેટકેટલા પ્રશ્નો અદૃશ્ય થઈ જાય.'

આ વાત સાંભળી નટુભાઈએ ગદ્ગદ કંઠે કહ્યું કે :

'ખરેખર તમારા અભિપ્રાય સાથે હું પૂરેપૂરો મળતો થાઉં છું. આ ઢેડની ધર્મનિષ્ઠા મને ખરેખર ચકિત કરે છે.'

મેં આગળ ચલાવતાં કહ્યું કે, 'ચોરનીતિનો અથવા મર્યાદિત ધર્માચરણનો હું તમને ત્રીજો દાખલો આપું. એ દાખલો આજકાલ ચોમેર ચર્ચાઈ રહેલા લાંચ રૂશ્વતના પ્રશ્નને લગતો છે. જે ને તે વગર વિચાર્યે કહે છે કે આપણા દેશમાં લાંચરૂશ્વત ખૂબ વધી ગઈ છે અને તે એકદમ બંધ થઈ જવી જોઈએ. કોઈ એમ નથી વિચારતું કે સો રૂપિયાનો પગારદાર આ મોંઘવારીમાં લાંચ રૂશ્વત લીધા સિવાય સાત માણસનું પેટ શી રીતે ભરી શકે ? સાચી વાત તો એ છે કે આપણને ગુજરાતીઓને લાંચ લેતાં પણ આવડતી નથી અને આપતાં પણ આવડતી નથી. આ બાબતમાં સિંધી આમીલો આપણા ગુરુ થવાને લાયક છે. પાકિસ્તાન થતાં પહેલાં સદીઓથી મીર શાસનમાં અને અંગ્રેજી અમલમાં સિંધનો વહીવટ એમના હાથમાં હતો. એટલે સદીઓની તાલીમથી એમણે લાંચ રૂશ્વતને પણ એક લલિતકળામાં ફેરવી નાખી હતી. તેઓ લાંચરૂશ્વત લેતા, છડેચોક લેતા, અરે ! એના હિસાબ કિતાબ પણ ગામના ચોરામાં રહેતા, છતાંય એ જેની લાંચ લેતા એનું કામ કરતા એટલું જ નહિ પણ કઠણ કામોને સહેલાઈથી પાર પાડી આપતા. જ્યારે આપણે ત્યાં તો આજે લોકોની બૂમ છે કે અમલદારો પૈસા ખાય છે અને ઉપરથી અમારા કાગળિયાં રઝળાવે છે. અને પાછળથી પૂછપરછ કરતાં બેપરવાઈથી જવાબ આપે છે કે તમારું કાગળિયું દિલ્લી દરબારમાં અટવાઈ પડ્યું છે !

લાંચરૂશ્વતના પ્રશ્ન વિષે વિચારતાં મારી નજર આગળ એક સ્ટેશન માસ્તરની મૂર્તિ આવે છે. એમની નિમણૂંક એક જાણીતા જંક્શન ઉપર પાંચ વરસને માટે થઈ. ત્યાં આવતાં જ એમણે એક મહિનામાં સૌનો પ્રેમ જીતી લીધો. એ રેલવેની માલમિલકત જાણે પોતાની અંગત મિલકત હોય એ રીતે સાચવતા. રેલ્વેને એક પાઈનું પણ નિરર્થક નુકશાન થવા નહોતા

દેતા. ઉપરી અમલદારોની મરજી સાચવતા, ભંગીથી ભૈયા સુધીના સ્ટેશનના સ્ટાફના અંગત સુખદુઃખોમાં સહાનુભૂતિપૂર્વક રસ લેતા. સ્ટેશનના પેસેન્જરો અને શહેરના વેપારીઓની શક્ય હોય તેટલી તમામ સેવા કરવા અરધી રાતે પણ ખડા રહેતા. ગરીબ–શ્રીમન્તના ભેદભાવ સિવાય દરેકનું કામ કરી છૂટતા. તેઓ જો કોઈ વેપારીનું કઠણ કામ ઉકેલી આપે તો બદલામાં એની પાસે કદી પૈસાની માગણી કરતા નહિ, સોદો કરતા નહિ, કનડગત કરતા નહિ કે ઉઘરાણી કરતા નહિ; પણ કામ પતી ગયા પછી વેપારી જો કંઈ રાજીખુશીથી આપે તો એનો નિસ્સંકોચ સ્વીકાર કરતા. પાંચ વરસ પછી જ્યારે એમની બદલી થઈ ત્યારે લોકો તરફથી એમને બેહદ ખાનપાન ને માન-પાન મળ્યા અને એમના સન્માન સમારંભોમાં ગુંડા ગણાયલા માણસોની આંખોમાં પણ આંસુ આવેલાં અનેક માણસોએ જોયાં છે. જ્યારે એમણે સ્ટેશન છોડ્યું ત્યારે સુખેથી રહેવા ઉપરાન્ત એમની પાસે એક લાખ ઉપરાન્તની રકમ એકઠી થઈ હતી, અને ભેટ સોગાદો તો જુદી. કોઈએ કદી એમ કહ્યું નથી કે આ એક લાંચિયો અમલદાર છે. એ જે પૈસા લેતા એને આપણે લાંચ કહીશું કે ખુશબખ્તી!

આ દાખલાને હું એક આદર્શ અમલદારના દૃષ્ટાંત તરીકે રજૂ નથી કરતો, પણ જો કોઈપણ અમલદાર રાજા–પ્રજાનું હિત સાચવીને સાથે–સાથે પોતાનો ઓછોવત્તો સ્વાર્થ સાધી લે તો એ પરિસ્થિતિ ઇષ્ટ ન હોય તો પણ ક્ષમ્ય તો છે જ. લોકો પણ એ સમજે જ છે. આટામાં લૂણ જાય ત્યાં સુધી સૌ કોઈ આંખ આડા કાન કરે છે, પણ લૂણમાં આટો જાય ત્યારે જ લોકો પોકાર કરે છે.

અત્યારની આપણી જટિલ પરિસ્થિતિમાં દરેક અમલદાર પૂરેપૂરો પ્રામાણિક થાય એ એક બાલિશ આશા છે, પણ દરેક અમલદાર સરકારી કાયદાની મર્યાદામાં રહીને પ્રજાનું વધારેમાં વધારે હિત કરે એવી આશા જો આપણે રાખીએ તો તે વધારે પડતી નથી.

ચોરનીતિના આવા આવા તો અનેક દૃષ્ટાન્તો આપી શકાય. હું પોતે ધર્માત્મા નથી, સંત નથી, નીતિમાન પુરુષ નથી. વ્યવહારશુદ્ધિમાં માનતો નથી, પણ એક બાબતમાં અવશ્ય માનું છું અને તે એ કે માણસનું જીવન ઓછામાં ઓછું અસામાજિક હોવું જોઈએ. એટલા માટે જ્યારે જ્યારે રઝળતા કાચ કાંટા કે કેળાનાં છોતરાં હું જોઉં ત્યારે ત્યારે તેમને કચરા-પેટીમાં અથવા તો રસ્તાની બાજુએ ફેંકી દઉં છું. ફરવા નીકળું ત્યારે ગમે તેનો નળ ઉઘાડો હોય તો અવશ્ય બંધ કરું છું; મને ઇન્ફ્લુએંઝા જેવો કોઈ ચેપી રોગ થાય તો મારા ગળફા ઉપર ધૂળ નાખી દઉં છું. જાહેર પુસ્તકાલયો કે પ્રાચીન શિલ્પ સ્થાપત્યનાં સ્મારકોને હું કદી નુકસાન કરતો નથી. માણસે કોઈપણ સરકારી કરવેરા ચોરવા ન જોઈએ એમ હું માનતો નથી પણ રેલ્વે ને ટપાલ જેવી નિત્ય વ્યવહારની સેવાઓમાં ચોરી ન કરવી જોઈએ, એમ અવશ્ય માનું છું અને આચરું છું. દરેક પુરુષે પરસ્ત્રીને માત સમાન ગણવી જોઈએ એ અભિપ્રાય સાથે હું મળતો થતો નથી, પણ દરેક પુરુષે દરેક પરસ્ત્રી સાથે ખાનગીમાં અને જાહેરમાં સભ્ય અને વિનયી વર્તન રાખવું જ જોઈએ એમ હું માનું છું અને જે પુરુષ એ ન રાખી શકે તે પુરુષ પોતાની જાતને પુરુષ કહેવડાવવાને જ લાયક નથી એવો મારો દૃઢ મત છે.

જીવનના સૌ જટિલ પ્રશ્નોની બાબતમાં મેં મારા મગજનાં બારણાં ઉઘાડાં રાખ્યાં છે, પણ સરળ પ્રશ્નોમાં હું સમ્પૂર્ણરીતે સામાજિક જીવન જીવવામાં માનું છું. આ મારી શ્રદ્ધા છે, આ મારી ચોરનીતિ છે. એના વડે હું મારું જીવનનાવ ચલાવું છું.'

વાર્તાલાપને સંકેલી લેતાં મગનભાઈ બોલ્યા કે, 'આજે આપણે જે ચર્ચા કરી છે એનો મસાલો એક દિવસ સુધી નહિ પણ એક અઠવાડિયા સુધી મારે માટે પૂરતો થઈ રહેશે. જીવનના એક જટિલ પ્રશ્ન ઉપર તમે જે નવો પ્રકાશ ફેંક્યો છે તેમાં કેટલું તથ્ય છે તે મારે શાંતિથી વિચારવું પડશે.' અને અમે સૌ ઘેર જવા ઊઠ્યા.

★



ધનસુખલાલ મહેતા

# ઘર-ઘેલાં

આપણા જાણીતા હાસ્ય-લેખક અને પીઢ સાહિત્યકાર અહીં એક નાટિકા લઈને રજૂ થાય છે તેમાં હાસ્યરસ તો ભરપૂર છે જ. ઉપરાંત તેનું વાતાવરણ પણ એક જ ઘરનું છે. અંગ્રેજી ઉપરથી રૂપાંતરિત કરેલી આ નાટિકા વાંચવી અને ભજવવી પણ ગમે જ........

પાત્રો : ભૈયો, તારાબહેન મુનશી, નયના મુનશી, સુંદર મુનશી, જયન્ત મુનશી, આણંદજી કોઠારી, રંજન કોઠારી, અમોલા પારતા, તારક પારતા, ઇન્સ્પેકટર પાઠક, શેઠ મથુરાદાસ મોરારજી.

સ્થળ : એક માળાના ફ્લૅટનો એક ઓરડો.

સમય : બપોર.

[ સામાન્ય ફરનીચર. એક ચોરસ ટેબલ. થોડી ખુરશી. માળાનો ભૈયો ખભે એક ટ્રંક ઊંચકીને પ્રવેશે છે. પાછળ તારાબહેન મુનશી અને તેની બે છોકરી નયના અને સુંદર હાથમાં કાંઈ ને કાંઈ સામાન લઈને આવે છે, તારાબહેન પીસતાળીસ વર્ષની, નયના પંદરેક વર્ષની અને સુંદર અઢાર ઓગણીસની છે. ]

ભૈયો : બાઈ, આ ટ્રંક સૂવાના ઓરડામાં મૂકું છું. (મૂકવા જાય છે.)

તારા : હા હા, સારું કર્યું ભાઈ.

નયના : સૂવાનો ઓરડો ? મને તો બધા ઓરડા સરખા લાગે છે.

તારા : નયના, સરખા તો હશે પણ સરસ છે.

સુંદર : આ માળીને કાંઈક આપવું પડશે કે ?

સુંદર : ના, કશી જરૂર નથી. એમ તો એને ટેવ પડશે. મમ્મી, રોજ ને રોજ એ ઇચ્છા કરશે. (માળી પાછો આવે છે.)

ભૈયો : બાઈ, મેં મૂકી દીધી છે. ટ્રંક બહુ ભારી હતી. (ઊભો રહે છે.)

તારા : હં, જરા ભારે તો હતી. (પર્સ ઉઘાડવા જાય છે.)

સુંદર : પછી રોજ ને રોજ...(તારાબહેન પર્સ બંધ કરે છે )

તારા : ભાઈ, કામ પડશે તો બોલાવશું હોં !

ભૈયો : હા, નવરો હોઈશ તો આવીશ.

તારા : હં, આ...ભૈયાજી, મારો છોકરો હમણાં આવશે. જરા લિફ્ટમાં એને અહીં લાવજો ને.

ભૈયો : લિફ્ટ એની મેળે ચલાવી શકાય તેવું છે. મારી જરૂર નથી. (બબડતો ફફડતો જાય છે )

તારા : (વ્યગ્ર થતાં) જોયુંને, આપણે એને નાહકનો ચીડવ્યો.

સુંદર : એ ભલે ચીડવાતો. એમ પૈસા મફતમાં નથી આવતા.

તારા : પણ એ તો આપણને કાઢી મૂકી શકે નહિ, ખરું ને ?

નયના : એટલાં આપણે નસીબદાર (ટેલીફોન બૂક પડેલી જોઈને) આ બૂક તો જૂની લાગે છે.

સુંદર : નવી ટેલીફોન આગળ જ પડી હશે.

નયના : કદાચ ટેલીફોન પણ જૂનો થઈ ગયો હશે, ચાલતો જ નહિ હોય !

તારા : તું પણ નયના બધામાં નિરાશાવાદી જ છે તો. ફોન હોય તો પછી ચાલે જ ને—સુંદર, પેલા રમણિક-ભાઈને કરી જોને. (સુંદર આંકડા ફેરવે છે.)

સુંદર : કોઈ કોઈવાર નયના પણ અક્કલવાળું બોલે છે ખરી. ફોન ચાલતો જ નથી.

નયના : તો પછી બાથરૂમમાં તો જોઈ લઈએ. પાણી આવે છે કે પછી એ પણ બંધ ! એમાં ગરમ પાણીનો નળ તો નહિ જ ચાલતો હોય. લાવ હું જોઈ આવું. (જાય છે.)

તારા : એમ બધું તો આપણે માટે ક્યાંથી તૈયાર હોય ! પણ લાવ આ બૂકકેસ ઉપર હું થોડી છબીઓ મૂકું. જરા ઠીક લાગશે.





સુંદર : મમ્મી! તમે ગુસ્સે નહિ થશો. પણ આપણે ભાડે રાખી લીધી તે પહેલાં આ જગ્યા જોવી જોઈતી હતી.

તારા : અરે મારી સુંદર દીકરી! એવી વાયડાઈ કરવા જઈએ તો ફ્લૅટ ખોઈ બેસીએ. ધરમશીભાઈએ તો સાફ કહી દીધું હતું ને કે લેવું હોય તો હા કહો નહિ તો ના.

સુંદર : હા, મમ્મી, તેની હું ના ક્યાં કહું છું? અને મને તો તે જ વખતે કહેવાની ઇચ્છા થઈ આવી હતી કે અમારે નથી જોઈતું. મને તો એ માણસનું મોં જ ગમ્યું નહોતું.

તારા : અરે દીકરી, એ ધરમશીભાઈ તો લાગવગ-વાળા આદમી છે અને વળી રાયબહાદુર પણ છે. આ જોને (બૅગમાંથી એક કાર્ડ કાઢીને વાંચે છે) રાવબહાદુર ધરમશી ચતુરભૂજ ટોપાણી.'

સુંદર : રાવબહાદુરો આવા દોઢ આંખવાળા હોય જ નહિ. છે નર્યો એચાટાણો.

તારા : એમાં બિચારા ધરમશીભાઈ શું કરે! અને શેઠ મથુરાદાસ મોરારજી ગમે તેવાને પોતાના એસ્ટેટના દલાલ નીમે જ નહિ.

સુંદર : પણ એ મથુરાદાસ શેઠ છે કોણ? આવડા નાના ડ્રૉઈંગરૂમમાં આવડું મોટું ચોરસ ટેબલ ગોઠવ્યું છે તે!

(હવે સંવાદમાં તારાબહેન સૂટકેસમાંથી એકાદ બે ચીજો કાઢતાં જાય છે અને એ રૂમમાં ગોઠવતાં જાય છે)

તારા : તને મથુરાદાસ શેઠનું નામ ખબર નથી? મોટા મિલમાલેક છે. ઉદ્યોગપતિ છે. ધારાસભામાં પણ ચૂંટાયેલા હતા. અને આ ટેબલ તો કદાચ પોતાની બોર્ડ મીટીંગો માટે રાખ્યું હશે.

સુંદર : પણ તો પછી એને આ ફ્લૅટ ભાડે આપ-વાની શી જરૂર પડી?

તારા : એમને અચાનક કાંઈ સરકારી કામ માટે દિલ્હી જવું પડ્યું. એટલે તેમણે પોતાના દલાલને આ ફ્લૅટ ભાડે આપી દેવાનું કહ્યું. અને તે પણ સારા ભાડુત મળે તો જ આપવાનું કહેલું.

સુંદર : જેવાં આપણાં નસીબ! પણ માથે પડ્યું છે તો આપણે જરા રહેવા જેવું તો કરીએ. (એકાદ બે મોટાં ફ્લાવરવાઝ હતાં. તે ખસેડીને એક ખૂણામાં મૂકી દે છે) આવી ભયાનક વસ્તુઓ આપણને ના ખપે. ડિરેક્ટરોની બોર્ડની સભામાં કદાચ એ સારી લાગતી હશે. પણ આ વળી નવતરું શું છે? (એક લંબચોરસ નાની પેટી પડી છે તે બતાવીને).

તારા : બહેન, ડિરેક્ટરોને કામની કાંઈ ચીજ હશે. આપણે શું જાણીએ!

સુંદર : પણ આમાં તો રમવાનાં પાનાં છે.

તારા : તો પછી જયન્ત આવે એટલે એને પૂછીશું. એને બધી વાતની ખબર.

(એક કૂદકો મારીને નયના અંદર દાખલ થાય છે.)

નયના : હું ધારતી હતી તેમ જ. કોઈ નળમાં પાણી આવતું જ નથી.

તારા : પેલા ભૈયાને આપણે બક્ષિસ આપી હોત તો આ પરિણામ નહિ આવત. હવે તો જયન્ત જલ્દી આવી જાય તો સારું.

નયના : મોટાભાઈ—જયન્તભાઈની સવારી આવી જણાય છે.

(બારણું ઊઘડે છે અને એકવીસ બાવીસ વર્ષની રંજન કોઠારી ધીમે રહીને દાખલ થાય છે. તેના હાથમાં પણ એક નાનું સૂટકેસ છે.)

રંજન : ઓહો! ગુડ મૉરનિંગ.

તારા : (વિવેકથી) ગુડ મૉરનિંગ.

રંજન : ઓહ! જરા વહેલાં આવ્યાં એમ જણાય છે—(બૂમ મારીને) ડેડી! ડેડી!

(મોટી ઉંમરનો, પ્રતિભાશાળી છતાં મિજાજનો ગરમ જણાતો આણંદજી કોઠારી પ્રવેશ છે. તેના હાથમાં બે સૂટકેસ છે અને એનાથી જરા હાંફતો



જણાય છે. આવે છે ત્યારે તે મુનશી કુટુંબને જોતા નથી.)

આણંદજી : જે વખત જાય તેમાં હું પેલા હરામખોર ખાઈ બદેલા ભૈયાને પાણીચું અપાવવાનો છું. સમજે છે શું એ એના મનમાં! ગૃહસ્થો સાથે કેમ બોલવું એ તો એણે જાણવું જોઈએ. (તે એક બાજુએ સૂટકેસો મૂકવા જાય છે.)

રંજન : (બીજાં હાજર છે એમ ચેતાવવા) ડૅડી! ડૅડી!

આણંદજી : (મુનશી કુટુંબને જુએ છે) ઓહ! મૉરનિંગ! સાહેબજી, સાહેબજી! આવી પરિસ્થિતિની મેં આશા નહોતી રાખી.

સુંદર : ત્યારે તમે કેવી પરિસ્થિતિની આશા રાખેલી? તમે કોઈ બીજાંની આશા રાખતા હતા! અને—અને તમારું નામ?

આણંદજી : હું આણંદજી કોઠારી—શેઠ આણંદજી કોઠારી.

નયના : 'કોઠારી પેઈન બામ'

આણંદજી : શાબાશ છોકરી! પહેલા સવાલે જ તું સાચી પડી. (તારાબહેન અકળાયેલાં ખુરસીમાં બેસીને આ બધાંને જોયા કરે છે) અને જો, 'કોઠારી પેઈન બામ' એક જ દવા પ્રસિદ્ધ છે એમ નથી. 'કોઠારી કૉલેરા મિક્ષ્ચર' અને 'કોઠારી ફ્લ્યુ ફ્લેઈક્સ' પણ એ બહુ લોકપ્રિય અને અકસીર- દવા છે. તે ઉપરાંત 'કોઠારી શિશુ શરબત' પણ બચ્ચાંઓ માટે એક ચીજ છે. છોકરાં મારા! તું આ બધું જાણે તે સ્વાભાવિક છે. હું બાર મહિને પચાસ હજાર રૂપિયા તો જાહેરખબરમાં ખરચું છું. રેલ્વેનાં સ્ટેશનોએ તો શું પણ સોનાપુરની દિવાલ ઉપર પણ આ બધાંની જાહેરખબરો છે. અને હજી તો બીજી કેટલીક દવાઓ—

રંજન : ડૅડી! ડૅડી! પ્લીઈઈઝ, હવે બસ થયું. જુઓને, ફાધર બહુ મજાના માણસ છે પણ આ બાબતમાં જરા બહુબોલા છે. મારું નામ રંજન કોઠારી, હું આમની પુત્રી.

સુંદર : મારું નામ સુંદર સુંદર, આ છે નયના, અને આ અમારી મમ્મી તારાબહેન મુનશી.

રંજન : ચાલો, ઓળખાણ થઈ તે બહુ સારું થયું. પણ—પણ તમે સામાન બાંધતાં હતાં તેમાં અમે વિઘ્ન નાખ્યું, ખરું ને?

તારા : અરે ના રે, એમાં વિઘ્ન શાનું! અમે ક્યાં સામાન બાંધતાં હતાં! અમે તો છોડતાં હતાં.

સુંદર : અમે હમણાં જ અહીં રહેવા આવ્યાં છીએ.

નયના : અને તમે આ બિલ્ડિંગના માલેક હો તો જરા સમજાવશો કે આ ફોન કેમ નથી ચાલતો અને એક પણ નળમાં પાણી કેમ નથી આવતું? અને એ ફોન ક્યારે ચાલશે અને નળમાં પાણીમાં ક્યારે આવશે?

આણંદ : (નયનાના બોલવાને નહિ ગણકારતાં) તમે અહીં રહેવા આવ્યાં છો? માફ કરજો પણ રહેવા તો હું આવ્યો છું.

સુંદર<br>નયના } (બંને) : તમે?

આણંદ : હાજી.

રંજન : (જાણે માફી માગતી હોય તે પ્રમાણે) અને હું પણ.

આણંદ : મેં આ ફ્લૅટ ભાડે રાખી લીધું છે અને ત્રણ મહિનાનું ભાડું અગાઉથી આપી દીધું છે.

સુંદર : મારી મમ્મીએ પણ તે જ પ્રમાણે કર્યું છે.

આણંદ : (તારાબહેનને) તમે કોને આપ્યું છે?

તારા : રાવબહાદુર ધરમશીભાઈ.

સુંદર : શેઠ મથુરાદાસ મોરારજીના એ એજન્ટ છે. તમે કોઈ બીજી એજન્સી મારફત આ ફ્લૅટ લીધું હશે. તેથી આ ગોટાળો થયો.

આણુંદ : બિલકુલ નહિ. મેં પણ એ જ ધરમશીના મારફતે લીધું છે. મેં છાપામાં જાહેરખબર વાંચી હતી.

સુંદર : અમે પણ તે જ જાહેરખબર વાંચેલી.

આણુંદ : એટલે મેં તો તેને તરત જ ફોન કરી દીધો. મારો મોટો બંગલો સાંતાક્રુઝમાં બંધાય છે પણ તેને બંધાઈ રહેતાં હજી વાર છે એટલે મેં આ ફ્લૅટ રાખી લીધું. (તારાબહેનને) તમે જાણો છો ને, કૉન્ટ્રૅક્ટરોની સાથે કામ લેવું એટલે ભગવાન તોબાહ.

રંજન : (એકદમ તેને અટકાવીને) હા ડૅડી, હા, એ તો બધાંને એવો જ અનુભવ થાય (તારાબહેનને) જુઓને તારાબહેન, ડૅડી કહે છે તે સાચું છે. ત્રણ મહિનાનું ભાડું અમે આપી દીધું અને તેણે અમને કૂંચી આપી.

સુંદર : પણ રંજનબહેન, અમને પણ કૂંચી આપી છે અને એથી જ અમે અહીં બેઠાં છીએ.

તારા : કાંઈ ભારે ગુંચવાડો થઈ ગયો લાગે છે!

સુંદર : એ બધું પેલા ધરમશીનું કામ!

તારા : એવું ના બોલીએ, એ બધા તો બહુ કામગરા હોય એટલે કદાચ ભૂલ પણ કરી બેસે, બાકી એ તો રાવબહાદુર છે, એટલે ધંધાદારની પેઠે એ ચોક્કસ તો હોય જ નહિ ને. ખરું ને?

આણુંદ : હું ધંધાદાર છું એટલે જ પૂછું છું કે આ ફ્લૅટની ભાડાચિઠ્ઠી પર તમે સહી કરી છે?

તારા : હા રે હા, ભાઈ, સહી કરી છે, આ ફાઉન્ટન પેનથી. (બતાવે છે.)

આણુંદ : તમે કઈ ફાઉન્ટન પેને સહી કરી છે તે જાણવું જરૂરનું નથી. તમે ક્યારે સહી કરી?

તારા : સુંદર, મેં ક્યારે સહી કરી?

સુંદર : આજે સવારે સાડાદસે, ધરમશીની ઑફિસમાં. તમે ક્યારે સહી કરી?

આણુંદ : ગઈ કાલે રાતે.

સુંદર : ધરમશીની ઑફિસમાં?

આણુંદ : ના, મેં સહી કરીને રોયલ હોટેલમાંથી તે પોસ્ટ કરી. સાંતાક્રુઝમાં મારો બંગલો...

રંજન : હા, ડૅડી, આ બધાં જાણે છે.

આણુંદ : મેં ચેક પણ સાથે બીડેલો, એટલે મારો હક્ક પહેલો છે.

સુંદર : ના રે ના, એમ તો મમ્મીએ ચેક બે દિવસ પહેલાં મોકલેલો.

આણુંદ : પણ તમે ભાડાચિઠ્ઠી પર તો આજે સવારે સહી કરી ને? એટલે આ બાબતનો નીવેડો આવી જાય છે.

સુંદર : કશો નીવેડો આવતો જ નથી.

રંજન : આપણે ટૉસ ઉછાળીએ તો? કાંટો કે છાપ! (આણુંદજી ઘૂરકે છે.)

સુંદર : મારે કબૂલ છે. પણ ચાલોને આપણે ધરમશીની ઑફિસમાં જઈને બધાંનો ફેંસલો કરી નાખીએ.

રંજન : હા હા, એ જ માર્ગ સરસ છે. ચાલો જઈએ.

આણુંદ : ત્યાં લગી જવાની જરા પણ જરૂર નથી. ટેલીફોન ઉપર હું પાંચ મિનિટમાં એનો ફેંસલો લાવી દઈશ.

નયના : મુરબ્બી, પાંચ કલાકમાં પણ તમે નહિ લાવી શકો. ફોન તો કપાઈ ગયેલો જણાય છે અને નળમાંય ક્યાં પાણી આવે છે! વીજળીની બત્તીનું પણ તેમજ હશે. જોઉં તો...(સ્વિચ ઊંચી નીચી કરે છે પણ લાઈટ થતી નથી.)

આણુંદ : એમ વીજળી સાથે રમત નહિ કર.

નયના : ઓહોહો! બસ, કાંઈ જ ફિકર નહિ.

આણુંદ : એટલે શું? છોકરી, તારું ભેજું ઠેકાણે છે કે?



નયના : એની ચિંતા તમે નહિ કરતા, મુરબ્બી, જુઓને, હું અને સુંદર એક રૂમમાં—બીજી રૂમમાં રંજનબહેન.

આણુંદ : અને હું ? મારું શું ?

નયના : ઓહ ! તમે તો જેમાં તેમાં મુશ્કેલી જ ઊભી કર્યા કરો છો ! તમે પરણેલા છો કે વિધૂર ?

આણુંદ : (ગુસ્સામાં) કેમ રે છોકરી ! ફાટી જાય છે કે ?

નયના : સીધા સવાલનો સીધો જવાબ આપતાં શું થાય છે ? તમે પરણેલા છો કે વિધૂર ?

આણુંદ : (ગંભીરાઈથી) છેલ્લાં સોળ વર્ષથી હું વિધૂર છું.

નયના : બસ ત્યારે, મમ્મી પણ તેરેક વર્ષથી વિધવા છે, તમે બંને તો ગમે ત્યાં સૂઈ રહેજો...

તારા : ન...ય...ના ...! પ્લીઈઈઝ.

નયના : મારી તો એક નમ્ર સૂચના હતી.

આણુંદ : ઘણી જ 'સ્ટૂપિડ' સૂચના.

સુંદર : આપણે ભૈયાજીને બોલાવીને પૂછીએ—એને શી ખબર છે ?

રંજન : હા, એ સારો માર્ગ છે. ચાલો પૂછી જોઈએ.

સુંદર : હા, ચાલો.

(સુંદર અને રંજન જવા જાય છે ત્યાં જયન્ત આવે છે.)

જયન્ત : ઓહ ડારલિંગ ! ઓહ, નયના ! સુંદર !

નયના : જયન્તભાઈ આખરે ફૂટી નીકળ્યા ખરા.

જયન્ત : તો હું ક્યાં જવાનો હતો ! હા હા હા હા ! પણ તમે બરાબર ગોઠવાઈ ગયાં છો ને ? ફાઈન, ફાઈન ! (આણુંદજીને જુએ છે) ઓહ, આણુંદજીભાઈ મુરબ્બી, તમે પણ અહીં છો ! વન્ડરફૂલ ! બહુ જ સરસ ! મજામાં ?

આણુંદ : (કરડાકીમાં) હા, મજામાં. હું હંમેશ મજામાં જ હોઉં છું.

જયન્ત : આવો, તો તો ઉત્તમ. રંજન કેમ છે ?

રંજન : (આગળ આવીને, જરા સ્મિત કરીને) હું પણ મજામાં છું. થેંક યું.

જયન્ત : (ખૂબ સ્નેહથી શેકહેન્ડ કરતાં) ગ્રેન્ડ, સિમ્પ્લી ગ્રેન્ડ !

આણુંદ : એઈ ! તમારે આ મૂર્ખાઈભરી રમત બંધ કરવી છે !

નયના : કહો ન કહો પણ મમ્મી, જયન્તભાઈ આમને અગાઉ મળેલા જણાય છે.

તારા : લાગે છે, ખરું.

જયન્ત : અરે એમાં લાગવું 'તું શું ! ઘણીયે વાર મળેલાં છીએ અને મળવાનાં છીએ, નહિ રંજન ડારલિંગ ?

આણુંદ : મેં તમને બંધ કરવાનું કહ્યું ને !

જયન્ત : મારા જ ઘરમાં મુરબ્બી, તમે મને આમ કહો છો !

આણુંદ : આ ઘર તમારું નથી, મારું છે.

જયન્ત : (મૂઝવણમાં પડી જઈને) મમ્મી ! આ વળી શું ! આપણું ઘર નહિ ?

તારા : એ તો એમ છે કે જયન્ત, ધરમશીભાઈએ ભૂલમાં બંનેને આ ફ્લેટ આપ્યું લાગે છે !

જયન્ત : આપણને અને આણંદજીભાઈને ! વાહવાહ, હુરે રે ! બહુ સરસ. (રંજન જોડે શેકહેન્ડ કરી લે છે)

આણુંદ : એ શું તમે ધંધો લઈ બેઠા છો ! હું તમને ના પાડું છું.

જયન્ત : શાની ના પાડો છો મુરબ્બી ?

આણુંદ : મારી છોકરી જોડે એમ વારંવાર શેકહેન્ડ કરવાની અને...

જયન્ત : સમજી ગયો, પણ મુરબ્બી તમે જ મને રજા આપી હતી.

આણંદ : મેં ? (ચીડવાઈને) મેં રજા આપેલી ? કયાં ? કયારે ?

જયન્ત : કેમ વળી ? તમારા જૂહુના કૉટેજના કમ્પાઉન્ડમાં—કમ્પાઉન્ડમાં જ કેની રંજન ?

રંજન : હા, આપણે ત્યાંની બાંક ઉપર બેઠાં હતાં.

આણંદ : ત્યારે મેં હા પાડેલી ! શું બકો છો શું, બંને જણ !

જયન્ત : મુરબ્બી, એમ તપી નહિ જાઓ. તમે એમ કહેલું કે 'દીકરા, પહેલાં નોકરી પર લાગો, સારું ઘર વસાવો પછી મારી છોકરીને પરણવાના ધખારા કરો.'

આણંદ : બસ ત્યારે, હવે શું છે ?

જયન્ત : મુરબ્બી, પેલી જૂની વાતોમાં થતું કેની, શેણી-વિજાણંદમાં ને...ને...

રંજન : યુરોપમાં પણ એમ જ અસલ થતું, ડિયર.

જયન્ત : હા, ડારલિંગ, એ હું જરા ભૂલી ગયો. તે જુઓ મુરબ્બી, આ મને ફર્સ્ટકલાસ નોકરી મળી ગઈ છે. આ ફર્સ્ટકલાસ ફ્લેટ પણ મળ્યું છે. એટલે હવે મને તમારે ફર્સ્ટકલાસ છોકરી આપ્યા વિના છૂટકો જ નથી, મુરબ્બી ! ( આણંદજી ગુસ્સામાં આમતેમ આંટા મારે છે ).

નયના : જયન્તભાઈ ! તમને નોકરી મળી ? મને તો જરા પણ આશા ન હતી ! બહુ જ સરસ.

સુંદર : કૉંગ્રેચ્યુલેશન્સ ! જયન્ત, કૉંગ્રેચ્યુલેશન્સ.

જયન્ત : મમ્મી ! તમને નહિ ગમ્યું મને નોકરી મળી તે ?

તારા : ગમ્યું, બહુ ગમ્યું, પણ દીકરા, આજે બધું જ એકી સાથે અને તે પણ એટલું ઝપાટામાં બનતું જાય છે કે ગભરાઈ જવાય.

જયન્ત : આવો ત્યારે. મુરબ્બી, હવે આપણે બધાં સગાં થવાનાં એટલે...

આણંદ : ( અતિશય ગુસ્સામાં ) એકની એક વાત....

જયન્ત : મુરબ્બી, હવે જવા દો ને એ વાત હમણાં. અત્યારે આપણે આ ફ્લેટનું નક્કી કરી નાખીએ. આપણે એક અવ્વલ દરજ્જાની કૉન્ફરન્સ ભરીને જે જે વાંધાસાંધા હોય તે કાઢી નાખીએ. ( હતાશ થઈને આણંદજી એક ખુરસીમાં પડે છે ) વાહવાહ, મુરબ્બી, એ પણ ઠીક. તમે આ કૉન્ફરન્સના પ્રમુખ.

આણંદ : મી. જયન્તકુમાર, હું તમને સાફ સાફ કહી દઉં છું કે મારું બ્લડપ્રેશર હસી કાઢવા જેવું નથી !

જયન્ત : ના રે ના, મુરબ્બી, તમે જ્યાં બેઠા છો ત્યાં જ બેસી રહો. રંજન ડિયર, તું અહીં બેસ, હું તારી પાસે બેસું. નયના અને સુંદર, તમે આમ બેસો.

આણંદ : ( ટેબલ ઉપર મૂઠી અફાળીને ) મને બ્લડ-પ્રેશરનો હૂમલો આવે તે પહેલાં હું કહી દઉં છું કે આ ફ્લેટ મારું છે અને ઉપરથી બ્રહ્મા ઊતરી આવે તો પણ હું ખસવાનો નથી.

જયન્ત : હા જી, હા જી, આ સમિતિ તમારા આ મુદ્દાની પણ ચર્ચા કરશે. જે પણ નિર્ણય આપણે કરીએ તે સમજૂતીથી આપણે કરીશું. હા, કદાચ એ નિર્ણય તમારી વિરુદ્ધ પણ હોય ! મારી મમ્મી અહીં પહેલાં આવી હતી અને કબજો એ...

આણંદ : કબજો એટલે કાયદાના નવ પૉઈન્ટસ એમ જો તું કહેશે તો મને બ્લડ-પ્રેશરનો ઍટેક આવવાનો જ.

જયન્ત : મુરબ્બી, તમે અમારા મહેમાન છો. તમારી ઇચ્છાને અમે બને તેટલું માન આપશું.

આણંદ : હું તમારો મહેમાન નથી અને આ જિંદગીમાં કદી થનાર પણ નથી.

જયન્ત : તમે પણ મુરબ્બી ! શું હું અને રંજન પરણશું પછી તમે અમારે ત્યાં એક દિવસ પણ નહિ આવો ? અમારે પણ હવે ફ્લેટ માટે તપાસ કરવી જ પડશે ને. ડારલિંગ, આપણે કયાં રહીશું ?

રંજન : કોઈ સિનેમા પાસેનો ફૂટપાથ મળી જાય તો ?

આણંદ : તમે આવી બાબતોમાં હસી શકો છો ! મને હવે જરૂર ઍટેક આવવાનો.



( એટલામાં બારણું ઊઘડે છે અને એક મોટું સૂટકેસ બે જણ—એક સ્ત્રી અને એક પુરુષ ઊંચકીને આવે છે )

તારક પારતા : અમોલા ! કાં તો આપણે કોઈકના ઘરમાં ઘૂસી આવ્યાં કાં તો આપણે વહેલાં આવ્યાં. ( બધાને ) મહેરબાનો ! સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! અમે આમ ધસી આવ્યાં એથી તમને દુઃખ થયું હશે. અમને પણ થયું છે. પણ અમે એમ ધારતાં હતાં કે તમે આટલી વારમાં ખાલી કરી ગયાં હશો.

( બધાં સામસામાં જોઈ રહે છે. )

અમોલા પારતા : તારક ! મને પણ એમ જ લાગે છે. તમે બધાં કેમ આમ શાંત થઈ ગયાં ?

તારક : ચાર દહાડાનું ચાંદરણું અને પછી ઘોર અંધારી રાત !

અમોલા : આજનો લ્હાવો લીજીએ રે ભાઈ કાલ કોણે દીઠી છે !

આણંદ : અરે પણ તમે છો કોણ ?

તારક : હું તારક પારતા. આ મારી મહોરદાર ઉર્ફે પત્ની ઉર્ફે વાઈફ ઉર્ફે ધણીઆણી અમોલા પારતા.

નયના : આંતરરાષ્ટ્રીય જાદુગરો અમોલા અને તારક પારતા.

અમોલા : શાબાશ છોકરી શાબાશ ! બહુ ચાલાક જણાય છે હોં !

રંજન : જાદુગર ?

તારક : હા જી, તમારી સેવામાં હાજર. આ અમોલાને પેટીમાં બંધ કરી દઈ તાળું મારી દઉં અને અરધી મિનિટમાં એ વિંગમાંથી ચાલતી આવે ! મને વ્હેરીને બે કટકા કરી નાખો અને પાછો એવો ને એવો ! અહીં થોડા પ્રયોગો કરી અમેરિકા જવા વિચાર છે. આઈઝેનહોવરને અમારા પ્રયોગ જોવાની ઘણી ઇચ્છા છે. ખરું ને અમોલા ?

અમોલા : ( ખૂબ મીઠું હસીને ) હા રે, ત્યાંથી પછી મોટા રાજ્યમાં જઈશું. પેલા બુલ્ગેનીન અને ક્રુશ્ચેવને પણ અમારા પ્રયોગ બતાવવા છે. એકાદ બે પ્રયોગ અહીં કરી બતાવીએ ? આ જાડાકાકાના ગજવામાંથી મોટો સાપ કાઢી બતાવીએ ?

આણંદ : ( અત્યંત ગુસ્સે થઈને ) શું કહ્યું ? હું કોણ છું તે જાણો છો ? હું આણંદજી કોઠારી.

તારક : તમે આણંદજી કબૂતર ! તમને કોણ નહિ ઓળખે, મારા મહેરબાન.

આણંદ : હવે મને જરૂર એટેક આવવાનો. હું આણંદજી કબૂતર ! હું મોટો ઉદ્યોગપતિ છું અને હમણાં મારો મોટો બંગલો સાંતાક્રુઝમાં...

રંજન : હા, ડેડી, હા, આ બધાં જ એ વાત જાણે છે. એ તો આ લોકોની જરા ગેરસમજૂતી થઈ. પણ જવા દો એ વાત. તમારે અહીં આવવાનું શાથી થયું ?

જયન્ત : હા, એ વાત વધારે મહત્ત્વની છે.

તારક : એમાં વળી છૂપાવવાનું શું ? આ અમે અહીં બંને પંદર દિવસ પ્રયોગો કરવાનાં છીએ તેથી આ ફ્લૅટ કામચલાઉ રાખી લીધું છે.

સુંદર : તમે-તમે આ ફ્લૅટ રાખી લીધું છે ?

અમોલા : અરે બહેન, વેચાતું નહિ. એટલા દોકડા અમારી પાસે છે જ નહિ. આ તો ભાડે લીધું છે.

તારક : બન્યું એમ કે કાલે રાતે સુભાગ્યે અમને મરિનડ્રાઈવની પાળી પર પેલો પીતુ પઠાણ મળી ગયો. પણ તમે બધાં જરૂર અમારા પ્રયોગ જોવા આવજો.

અમોલા : અને તમારાં મમ્મી અને ડેડીને પણ લઈ આવજો.

નયના : ઓહોહો ! ( ખૂબ હસે છે ) કેમ આણંદજી શેઠ ! જોયું કની !

આણંદ : સ્ટૂપિડ ! શટ અપ ! મેં તમને કહ્યું કેની કે હું મોટો ઉદ્યોગપતિ છું. આણંદજી કોઠારી.

અમોલા : એ હવે હા ! તે અમે તેની ના ક્યાં પાડીએ છીએ ! પણ મોટા ઉદ્યોગપતિ પરણે નહિ ? ત્યારે આ બધો મરી મસાલો તમે લાવત ક્યાંથી ? અરે વાહ રે વાહ !

આણંદ : (ખૂબ તપી જઈને) હવે મને એટેક આવવાનો. રંજન ! તું ખુલાસો કેમ કરતી નથી ?

જયન્ત : હવે મુરબ્બી, તમે પણ ! પણ ભાઈ તારક ! એ પીતુ પઠાણ કોણ ? પઠાણ જ છે ને ?

અમોલા : અરે ના રે ના, તમે પણ શું બારમાફ્યા કરો છો ! એ તો મારા તમારા જેવો પેલા પારસીઓ કહે છે તેમ વાનિયો છે. બારસો પાંચ ફૂટ ઊંચો છે. આવી બાબતમાં ઉસ્તાદ છે.

તારક : હવે અત્યાર સુધીમાં નવસો નવ્વાણું ધંધા કર્યા છે. અને દેશભક્તોની પેઠે કાંઈ કેટલી વાર જેલ-જાત્રા પણ જઈ આવેલો છે.

સુંદર : પણ તેનું અહીં છે શું ?

અમોલા : બીજું શું હોય ? એણે અમને આ ફ્લેટ બતાવ્યું.

જયન્ત : આ ફ્લેટ તેણે તમને બતાવ્યું ? એ પીતુ પઠાણે ?

તારક : હા-જી એણે. પણ એક વાત કરી દઉં. આ ફ્લેટો અપાવવાનો ધંધો એ બીજે નામે કરે છે. ધરમશીભાઈને નામે. આવો જબરો છે.

નયના : રાયબહાદૂર ધરમશીભાઈ તો નહિ ?

અમોલા : તું તો જબરી ચાલાક પોટ્ટી છે જો હા, હા. એ જ. હમણાં હમણાં વળી એને રાયબહાદૂર કહેવડાવવાનો શોખ થયો છે !

જયન્ત : શોખ થયો છે !

તારક : ત્યારે ભલા, એ વળી રાયબહાદૂર થાય ? જેલબહાદૂર તો છે. હાહાહા !

રંજન : કેટલું ભાડું લીધું ? કે પછી મિત્રો જાણી મફત આપ્યું ?

તારક : હમણાં એનો હાથ ભીડમાં જણાતો હતો. બાકી તો કોઈ વખત ન પણ લે. આ વખતે તો એણે લીધું છે.

અમોલા : હવે. બારસો, બસો રૂપિયા એક મહિનાના લઈ લીધા. અને અમે ભાડાચિઠ્ઠી પર સહી પણ કરી.

આણંદ : ઓહ ! હવે મને એટેક આવ્યા વગર નહિ રહે ! રંજન !

જયન્ત : તમે મુરબ્બી, દરેક વખતે 'એટેક એટેક' શું કર્યાં કરો છો ! એ તે કાંઈ ગણપતિ છે કે મૂરતમાં એનું નામ દીધે રાખો છો ! પણ મી. તારક પાસ્તા ! તમે અમારી સમિતિમાં સભ્ય તરીકે આવી શકો છો.

તારક : સમિતિ ? હું સભ્ય ? જરા ચોખવટ તો કરો, મહેરબાન.

જયન્ત : જાણે વાત આમની આમ છે કે એ તમારા પીતુ પઠાણે તમને એકને જ આ ફ્લેટ ભાડે નથી આપ્યું !

અમોલા : અને પાછા રોકડા રૂપિયા લઈને ! હંઅ, હવે સમજી, બિચારા કાકાજી આટલા બધા ગરમ થઈ ગયા છે એનું કારણ હવે સમજાયું.

જયન્ત : તમે પણ સમજ્યા વગર દોધે રાખો' નહિ. જુઓ—અમે પણ પાછાં બે કુટુંબો છીએ. આ વૃદ્ધ મુરબ્બી અને એમની આ પુત્રી રંજન એ એક કુટુંબ અને હું—જયન્ત, આ પોટ્ટી અને આ અમારા મમ્મી તારાબહેન, એ બીજું કુટુંબ. બને કુટુંબ પાસેથી એ તમારા ઉસ્તાદે પૈસા પડાવ્યા છે અને આ ફ્લેટ બંનેને ભાડે આપ્યું છે. બોલો, હવે સમજ પડી ?

અમોલા : આ વખતે તો પઠાણે ગજબ કર્યો લાગે છે, ભાઈ ! પણ નમસ્તે તારાબહેન. અને નમસ્તે મુરબ્બી !

જયન્ત : શેઠ આણંદજી કોઠારી.

તારક : ચાલો, આ પણ એક નાટક જ છે ! પણ હવે આપણે શું કરવું ?

નયના : પેલા રાવબહાદુરનુંય કાંઈક કરવું પડશે ને !

અમોલા : પીતુ પઠાણનું ? અરે બહેન, એનું આપણાથી શું થાય ! એની સાથે તો પોલીસ ટક્કર ઝીલી શકે—આપણા ગજા નહિ.



તારક : આપણે એક વાત કરી શકીએ. આ પાના પડ્યાં લાગે છે. ગુલ્લે પીસ–ગુલ્લે બીલ્લુ કરીએ છીએ તેમ ગુલ્લે ફ્લેટ કરી નાખીએ.

જયન્ત : ઉત્તમ ઉપાય છે.

રંજન : મને પણ આ માર્ગ ઠીક લાગે છે.

જયન્ત : તો પછી બધાં સમિતિનાં સભ્યો આ ટેબલ આસપાસ બેસી જાઓ. ચાલો મમ્મી.

તારા : મને તો દીકરા, આ બહુ વિચિત્ર લાગે છે.

તારક : જેને લાલનો ગુલ્લો આવે તે ફ્લેટ લે. બરાબર છે?

રંજન : સરસ.

આણંદ : હું સખ્ત વિરોધ ઉઠાવું છું.

જયન્ત : મુરબ્બી, તમે સમિતિના સભ્ય નથી એટલે તમારો વિરોધ ચાલી શકે નહિ.

(બધાને પાના વહેંચવા માંડે છે. જેને જે પાનું મળે છે તે કાંઈક ટીકા કરતું જાય છે. એવા આનંદમાં આવી જાય છે એટલામાં બારણું ઊઘડે છે અને એક માણસ દાખલ થાય છે. નયના એને જુએ . એ માણસ ઈન્સ્પેક્ટર પાઠક છે.)

નયના : હલ્લો! એક વધારે સભ્ય આવ્યા લાગે છે.

તારક : આવો આવો! તમે પણ તમારું નસીબ અજમાવી જુઓ. બધાને સરખો ચાન્સ છે, ભાઈ, અહીં તો.

નયના : હા જી, બચ્ચાં બી ખેલે, બચ્ચાંના બાવા બી.

ઈન્સ્પે : ચૂપ કરો! હું તમને બધાને પકડું છું. હું સિ. આઈ. ડી. નો ઈન્સ્પેક્ટર પાઠક છું.

(કેટલાંક ઊભાં થઈ જાય છે. સભ્યોમાં આશ્ચર્ય થાય છે, થોડોક ગભરાટ પણ થાય છે.)

નયના : ચાચા ચાચા, આ વળી નાટકમાં નવું દૃશ્ય ઉમેરાયું. પણ ઈન્સ્પેક્ટર સાહેબ, તમે એમ બધાને પકડો તો પછી અમને હારતોરા કોણ આપે?

ઈન્સ્પે : મારે ગરબડ નહિ જોઈએ. અહીંથી કોઈએ જવાતું નથી. બિલ્ડિંગની બહાર બે કૉન્સ્ટેબલો ઊભા રાખ્યા છે. હું તમારાં નામ ઠામ અને પૂરેપૂરું સરનામું લઈ લઉં પછી તમને સૌ સૌને ઘેર જવા દઈશ પણ તે માત્ર 'પ્રો. ટેમ.'

અમોલા : આ 'પ્રો. ટેમ'નું ટીખળ નવું લાગે છે,

નયના : ઈન્સ્પેક્ટર સાહેબ, અમારામાંથી કોઈને ઘર છે નહિ એટલે અમારે ક્યાં જવું?

ઈન્સ્પે : તમે મને મારી ફરજ બજાવવામાં વિઘ્ન નાખો છો એ બદલ હું તમને અને તમારા આ બધા મિત્રોને જેલમાં પૂરી શકું એમ છું.

નયના : તો તો આ ફ્લેટનો સવાલ જ પતી જાય.

જયન્ત : હા, ખોટું નહિ. કેમ બહેનો અને ભાઈઓ?

ઈન્સ્પે : મીસ્ટર, તમારે બેસી જવું છે કે નહિ?

જયન્ત : જરૂર, જરૂર, આ બેઠો.

(બેસે છે એટલામાં આણંદજી ઊભો થાય છે.)

ઈન્સ્પે : તમારે પણ.

આણંદ : આ ગેરવર્તણુંકનો મારે ખુલાસો જોઈએ છે.

ઈન્સ્પે : એક શકમંદ ઘરમાં તમને જુગાર રમવાના ગુના માટે પકડવામાં આવ્યા છે.

આણંદ : હમ્બગ! તદ્દન હમ્બગ!

ઈન્સ્પે : તમે આ જુગાર રમાડતા હતા એવો વધારાનો ચાર્જ હું તમારા ઉપર મૂકું છું.

આણંદ : જુગાર રમાડું છું? હું?...

ઈન્સ્પે : હા, કાકાજી–ગરબડ નહિ કરો.

રંજન : ઈન્સ્પેક્ટર, આ મારા પિતા થાય—શેઠ આણંદજી કોઠારી, જુગાર શું એની એમને ખબર નથી અને પાનાની સહેલામાં સહેલી રમત રંગલાવ પણ એ રમી જાણતા નથી. અમે તો ખાનગીમાં એક નાના સવાલનું નિરાકરણ લાવતાં હતાં.

ઈન્સ્પે : હા, બધાં એમ જ કહે છે. તમે શું રમત રમતાં હતાં?

જયન્ત : પેલી 'સુખી કુટુંબ'ની રમત આવે છે ને તે;

કલાલ, કસાઈ ને ગાંધી ભાઈ,
ચિતારો, દાક્તર ને સઈ;
ભઠિયારો, ભંગી રંગરેજ,
સુથાર, હજામ અગીઆરે વેસ.

ઈન્સ્પે : તમે તો તમારું બરાબર રાંધી નાખ્યું છે, સમજ્યા ને મહેરબાન.

જયન્ત : તમે મારું સાંભળો તો ખરા, ધરમશીભાઈ નામના એક ગૃહસ્થે આ અમારા ત્રણ કુટુંબને જુદા જુદા પૈસા લઈ આ ફ્લૅટ ભાડે આપ્યું છે. એટલે...

ઈન્સ્પે : કોણ ? કોણ ? ધરમશી ?

જયન્ત : હા જી, હવે અમારે ત્રણમાંથી કયા કુટુંબે આ ફ્લૅટ રાખવું એ સવાલનું નિરાકરણ કરવાનું છે.

ઈન્સ્પે : ઓહો ! તમને ખબર છે કે એ ધરમશીનું નામ પીતુ પઠાણ છે અને એ હમણાં જ જેલમાંથી છૂટયો છે.

તારા : પણ—પણ એ તો રાયબહાદૂર છે !

ઈન્સ્પે : રાયબહાદૂર નહિ—જેલબહાદૂર છે. આ પ્રમાણે જુદા જુદા ખાલી ફ્લૅટમાં એ જુગાર રમવા માણસોને બોલાવે છે. આ વખતે બરાબર ઝલાયો છે. અરધા કલાક પહેલાં જ અમે એને પકડયો છે.

તારા : પણ એમની ઑફિસ તો એવી સરસ છે.

ઈન્સ્પે : અરે કોની એના બાપની ઑફિસ ! એ પણ એક એના બીજા મળતીઆની હતી. હું જાણું છું. આ ફ્લૅટના ધંધા માટે એ ઑફિસ વાપરતો હતો. તમારા ત્રણમાંથી એણે કોને ફ્લૅટ આપેલું ?

તારા, આણંદ, તારક : મને.

ઈન્સ્પે : એકેક પછી એકેક બોલો. બાઈ, તમે જ તારાબહેન મુનશી ?

તારા : હા જી.

ઈન્સ્પે : હું તો, તમે ચેક જ આપેલો. અને તમે પણ મીસ્ટર 'આણંદજી કુંવરજી'

આણંદ : શેઠ આણંદજી કોઠારી.

ઈન્સ્પે : કોણ કોણ ?

નયના : શેઠ આણંદજી કોઠારી—કોઠારી પેઈન બામ કોઠારી કોલેરા મિક્સ્ચર, કોઠારી ફ્લ્યુ ફ્લેઈક્સ, વગેરે વગેરે !

ઈન્સ્પે : પ્લીઈઈઝ-તમે એને રોકડા પૈસા આપેલા ?

આણંદ : હા જી.

ઈન્સ્પે : નંબર નહિ લીધેલા ?

આણંદ : દરેક નોટના નંબર લેવા બેસું તો હું ધંધો કેમ કરું ?

ઈન્સ્પે : અને તમે ?

તારક : ઈન્ટરનેશનલ જાદુગરો—અમે પણ રોકડા પૈસા આપેલા. અમારો પ્રયોગ જોવા જરૂર આવજો.

ઈન્સ્પે : હું એવામાં જતો નથી. અહીં પાનાથી તમે શું કરતાં હતાં ?

નયના : જેને લાલનો ગુલ્લો આવે તેને ફ્લૅટ મળે એમ ઠેરવેલું.

ઈન્સ્પે : હંઅ, તે પણ જુગાર તો કહેવાય—પણ કોણ જીત્યું ?

રંજન : હજી કોઈને ગુલ્લો આવેલો જ નહિ.

ઈન્સ્પે : તો તો ગુનો થયો નથી.

આણંદ : તેમ જ છે, ઈન્સ્પેટકર, સિગાર લેશો ?

ઈન્સ્પે : તમે બધાં બિનગુનેગાર છો એટલે લેવામાં વાંધો નથી.

આણંદ : ત્યારે અમે હવે જઈ શકીએ ને ?

ઈન્સ્પે : હા, પણ તમારામાંથી એ ત્રણે સાક્ષી તરીકે આવવું પડશે. કારણ કે હમણાં તો અમારી પાસે એક છે તે પણ કદાચ એ પીતુ સાથે જેલમાં જ જવાનો હશે.

જયન્ત : એ કોણ ?



ઇન્સ્પે : આ જગ્યાનો ભૈયાજી, ત્યારે હું જાઉં છું—તમે સરનામાનો, કાર્ડ આપતા જાઓ.

નયના : જરા વાર બેસોને ઇન્સ્પેકટર. કદાચ હજી બીજાં કુટુંબો પણ અહીં આવી પહોંચે.

ઇન્સ્પે : હવે બીજાની આશા નથી. આ ઉમ્મરે તમે જરા વધુ પડતું બોલો છો—ચાલો સાહેબજી.

(જવા જાય છે એટલામાં બારણું ઊઘડે છે અને હાથમાં નાનું સૂટકેસ લઈને ઘરનો માલેક શેઠ મથુરાદાસ મોરારજી પ્રવેશે છે.)

નયના : લ્યો, ઇન્સ્પેકટર, તમે ખોટા પડ્યા! આ બીજા આવ્યા. મુરબ્બી સામાન મૂકવાની પેરવી કરશો તે નકામી છે.

મથુરા : એટલે શું?

નયના : આ ફ્લૅટ ભાડે આપવાનું નથી.

મથુરા : એ વિશે સૌથી વધારે તો હું જાણું ને?

નયના : કેમ?

મથુરા : કારણ કે હું આ મકાનનો માલેક મથુરાદાસ મોરારજી છું.

તારા : પણ તમે તો દિલ્હી ગયેલા ને!

મથુરા : હા, ગયેલો—અને પાછો આવ્યો, પણ તમે મારા ફ્લૅટમાં શું કરો છો તે જરા કૃપા કરીને મને કહેશો?

જયન્ત : વાત તો આટલી છે કે કોઈ બનાવટી હાઉસ એજન્ટ મારફતે અમે બધાં આ ફ્લૅટ ભાડે લેવાના યત્ન કરતાં હતાં.

મથુરા : તો મારી સલાહ એ છે કે કોઈ આબરૂદાર હાઉસ-એજન્ટ મારફતે તમે તજવીજ કરો.

જયન્ત : (એકદમ ઉત્સાહિત થઈને) એનો અર્થ એમ તો નહિ ને કે આ ફ્લૅટ ખરેખર ભાડે આપવાનું છે?

મથુરા : હું તો પાછો દિલ્હી જાઉં છું અને ત્યાં લાંબો વખત રહેવાનો છું એટલે આ ફ્લૅટની મારે હમણાં જરૂર નથી.

જયન્ત : રંજન! (રંજન પાસે આવે છે. બંને બારણા તરફ જતાં) મુરબ્બી! તમે તમારા એજન્ટનું નામ આપશો?

મથુરા : વાહ કેમ નહિ! મહેતા એન્ડ કંપની, ૭૭–૭૯, હોર્નબી રોડ.

જયન્ત : થેંક યુ, સર, ચાલ રંજન ચાલ. (બંને ત્વરાથી બહાર જાય છે.)

મથુરા : આ જોડું ઘણી ઉતાવળમાં જણાય છે.

સુંદર : કેમ નહિ હોય! બંને પરણવાનાં છે.

નયના : અને આ ફ્લૅટ મળે તો એમનો પ્રશ્ન આખો સરળ થઈ જાય.

તારક }
અમોલા } : હેં! શું?

આણંદ : એમને કોઈ અટકાવો, પકડો.

(આણંદજી બહાર દોડે છે. પાછળ તારક અને અમોલા પણ ઝડપથી જાય છે. મથુરાદાસ આશ્ચર્યચકિત થઈ જોયા કરે છે. ઇન્સ્પેકટર આણંદજીએ આપેલી સિગાર સળગાવે છે અને ધીમે પગલે બહાર જાય છે. નયના અને સુંદર નીચા વળીને તેને વિદાયમાન આપે છે.)

★

જેઠાલાલ ત્રિવેદી

## શરવિદ્યા

નવલ કિશોરી નેણનું છૂટે નૌતમ બાણ,
'શરવિદ્યા' ઘાયલ વદે : 'શીખી ગૈ ચતુર સુજાણ.'

★

જેઠાલાલ ત્રિવેદી

## તેનેય

કુઠાર જે ચંદનકાષ્ટ કાપે
તેનેય એ દિવ્ય સુગંધ આપે.

★

છોટુભાઈ સુથાર

# આપણું તારાવિશ્વ

ગુજરાતના જાણીતા ખગોળવિદ્યાના વિશારદ-લેખકે ઊર્મિ માટે ખાસ લખેલા આ અભ્યાસુ લેખમાં તારાવિશ્વની જે વિગતસભર રજૂઆત કરી છે તે દરેકને અભ્યાસ માટે અને વાંચવા માટે ગમે તેવી તો છે જ, ઉપરાંત શોખીનોને તો રસ પણ એટલો જ પડે.. ......

સ્વચ્છ અંધારી રાતે, આપણી ચારે બાજુ ફેલાએલું અનંતના નીરવ પ્રતીક સમું વિશ્વફલક કેવું સોહામણું લાગે છે? તારાવિશ્વને નીરખવાની મજા ગામડાંમાં છે. શહેરનાં અજવાળાં આકાશી દીપકોના તેજને પ્રગટ થવા દેવામાં અવરોધ કરે છે. કાળા આકાશમાં પોતાનાં રૂપ સૌંદર્યથી પ્રકાશતા તારાઓનું તેજપાન કરવાનું સૌભાગ્ય જેમને મળ્યું છે તેઓ આપણા તારાવિશ્વનો વધુ ને વધુ પરિચય મેળવતા રહી પ્રસન્નતાનું ભાથું બાંધતા રહે છે. નીલાકાશમાં આકાશગંગાના પટ જેવું ભવ્ય વિસ્તીર્ણ અને કુતૂહલપ્રેરક બીજું દૃશ્ય નથી. અહીં એની થોડી વાત જાણવા પ્રયત્ન કરીશું.

આકાશગંગા યા મંદાકિનીનો પટ આકાશમાં ન જોયો હોય એવું ભાગ્યે જ કોઈ હશે. આછા ઝાંખા શ્વેત પ્રકાશે પ્રકાશતો એ પટ મધ્યાકાશની સાક્ષીએ ક્ષિતિજ સાગરના બે છેડાને સાંધ્યા જ કરે છે. કદીક એ પૂલ મધ્યાકાશમાં આવે છે તો કદીક વળી પૂર્વ યા પશ્ચિમના આકાશમાં જ દર્શન દઈ દે છે. આકાશગંગાના પટની બહાર વિસ્તીર્ણ આકાશમાં તારા વિખરાયેલા દેખાશે નહીં. આંખે દેખાતા આ તારા ઉપરાંત બીજા અનેક તારા અવકાશમાં આવેલા છે. આકાશગંગાનો પટ પણ તારાઓનો જ બનેલો છે. આપણાથી અત્યંત દૂર બેઠેલા અનેક તારા આ સ્વર્ગંગામાં ભરાઈ બેઠા છે. એમને અલગ કરીને જોવા હોય તો દૂરબીન દ્વારા આકાશગંગાપટમાં જોવું રહ્યું.

આકાશગંગાનો પટ તથા આકાશમાં દેખાતા બીજા તારા મળી એક તારાવિશ્વ બને છે. એનું નામ છે આકાશગંગા–વિશ્વ. આકાશગંગાનો પટ અને તેની બહારના તારા એકબીજાથી અલગ હોવાનો ભાસ થાય છે. પણ વાસ્તવિક રીતે તો એ બંને એક જ વિશ્વનાં ઘટકો છે. પંડિતો કહે છે કે આકાશગંગા વિશ્વના તારાઓને આપણે તીરછી રીતે—આકાશગંગા પટ તરફની દિશામાં—જોઈએ છીએ. માટે જ આવું દેખાય છે. ગાડાના પૈડાને નાયડીની દિશામાંથી જોવાને બદલે પૂઠિયાની દિશામાંથી જોઈએ અને જેવું દૃશ્ય દેખાય તેના જેવી આ વાત છે.

નરી આંખે આકાશમાં જેટલા તારા દેખાય છે એનાથી અનેકગણા તારા દૂરબીન વડે જોઈ શકાય છે. પંડિતોનું માનવું છે કે આકાશગંગા–વિશ્વમાં સૂર્ય જેવડા બધા મળી લગભગ ૧૦૦ અબજ તારા આવેલા છે. આપણો સૂર્ય આ તારાઓ પૈકીનો એક તારો છે. ગ્રહો, ઉપગ્રહો, ઉલ્કા અને ધૂમકેતુઓના મોટા સામ્રાજ્યવાળો આ તારો આકાશગંગા–વિશ્વનો એક સામાન્ય સભ્ય લેખાય છે. આપણા તારાવિશ્વમાં સૂર્ય કરતાં મોટા તેમજ એના કરતાં નાના અનેક તારા આવેલા છે. સૂર્યને મધ્યમ પ્રકારનો તારો કહીએ તો કશું ખોટું નથી.

સૂર્ય કેવડો મોટો છે તે આપણે જાણીએ છીએ. એના પ્રકાશને પૃથ્વી સુધી પહોંચતાં સવા આઠ મિનિટ લાગે છે એ પણ આપણે જાણીએ છીએ. સૂર્યમંડળનો દૂરમાં દૂરનો ગ્રહ પ્લુટો છે. પ્લુટો સુધી સૂર્ય પ્રકાશને પહોંચતાં છ કલાક લાગે છે. પણ સૂર્ય સિવાયના આપણી પાસેમાં પાસેના તારાના પ્રકાશને પૃથ્વી સુધી પહોંચતાં સવાચાર વર્ષ લાગે છે. બે તારા વચ્ચેનું કેવું મોટું અંતર! અને લગભગ આવું જ અંતર ધરાવતા અનેક તારાઓના બનેલા આકાશગંગા–વિશ્વની લંબાઈ કેટલી હશે એની કલ્પના કરી શકો છો ખરા? પંડિતો કહે છે કે આપણા આ તારાવિશ્વની લંબાઈ પહોળાઈ લગભગ ૧ લાખ પ્રકાશ વર્ષની છે. પ્રકાશનો વેગ દર સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલનો છે. આ વેગથી ચાલતાં, પ્રકાશને આકાશ-



ગંગા–વિશ્વના એક છેડેથી નીકળી સામે છેડે પહોંચવું હોય તો પૂરાં એક લાખ પ્રકાશવર્ષ વાગે! કેવો લાંબો સમય અવધિ?!

આ ઉપરથી અનુમાન કરી શકયા હશો કે આકાશના તારા આપણાથી ખૂબ ખૂબ દૂર હશે. આકાશગંગાવિશ્વનો દૂરમાં દૂરનો તારો આપણાથી ૮૩,૦૦૦ પ્રકાશવર્ષને અંતરે આવેલો છે. આ અંતર વધુ લાગ્યું? તમે, એ, ૫૦,૦૦૦ પ્રકાશવર્ષનું કલ્પ્યું હતું? વાત એમ છે કે આપણું સૂર્યમંડળ આકાશગંગા વિશ્વની મધ્યમાં નથી પણ એના કેન્દ્રથી ૩૩,૦૦૦ પ્રકાશવર્ષ છેટે આવેલું છે. તારાવિશ્વની એક ધારથી, એક તરફ, આપણે ૧૬,૦૦૦ પ્રકાશવર્ષ અંદરના ભાગે આવેલા છીએ તો બીજી તરફથી ૮૩,૦૦૦ પ્રકાશવર્ષ અંદરના ભાગે આવેલા છીએ. આકાશગંગાવિશ્વને પૈડાની ઉપમા આપી છે તે પણ વાસ્તવિક છે. આપણું આ તારાવિશ્વ દડા જેવું ગોળાકાર નથી પણ પુરી જેવા આકારનું છે. વચ્ચેથી ફૂલેલી પુરી જેવા આપણા આ આકાશગંગાવિશ્વની કેન્દ્ર જાડાઈ ૨૦,૦૦૦ પ્રકાશ વર્ષની છે. કેન્દ્રથી દૂર જતાં એની જાડાઈ ઓછી થતી જાય છે. અને વિશ્વને કિનારે પહોંચતાં તો એ સાવ લુપ્ત થઈ જાય છે.

આકાશગંગાવિશ્વનું ઉપર્યુક્ત સ્વરૂપ અસમગ્ર રૂપે દૂરબીન દ્વારા જોવાવું શકય નથી. આપણે તારાવિશ્વની અંદર રહીએ છીએ તેથી એનાથી પૃથક થઈને એને જોઈ શકીએ તેમ નથી. આમ છતાંય આપણા તારાવિશ્વના સ્વરૂપ વિષે આપણે આટલો ખ્યાલ મેળવી શકયા છીએ. એના મૂળમાં આપણા તારાવિશ્વ જેવાં આકાશમાં આવેલાં બીજાં તારાવિશ્વો દ્વારા સાંપડેલી માહિતી છે. એ માહિતી દ્વારા એમ પણ માલૂમ પડયું છે કે પુરી યા સંપૂટના આકારનું આપણું આ તારાવિશ્વ એના કેન્દ્રની આજુબાજુ ફરતું રહે છે. સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે તેમ તારાવિશ્વનો કેન્દ્ર ભાગ અતિ ઝડપથી ફરે છે, જ્યારે દૂરના ભાગ અતિશય ધીમે ધીમે. સૂર્ય પણ તારાવિશ્વનો સભ્ય છે. એ આકાશગંગા–વિશ્વના કેન્દ્રની આસપાસ દર સેકંડે ૨૦૦ માઈલના વેગથી ઘૂમે છે.

તારાઓનું આ રીતે ફરવાનું જણાયું કઈ રીતે? એ જણાયું વર્ણવિશ્લેષણ યંત્ર વડે.

તારાઓના પ્રકાશને ત્રિપાર્શ્વ કાચ પર પડવા દીધા પછી એને દૂરબીનની મદદ વડે જોતાં, પ્રકાશથી બનેલા રંગપટમાં અનેક કાળી રેખાઓ જોવામાં આવી છે. આ રેખાઓ કદીક લાલ તરફ અને કદીક વાદળી રંગભાગ તરફ સ્થાનભ્રષ્ટ થતી જણાઈ છે. રેલવે સ્ટેશન પર ઊભા હોઈએ અને એંજિન સીટી મારતું પસાર થાય ત્યારે આપણે કેવો અવાજ ભાવ અનુભવીએ છીએ?! એંજિન આપણી પાસે આવશે ત્યારે અવાજની તીવ્રતા વધશે અને દૂર જશે તેમ ઓછી થશે. તારાઓની બાબતમાં પણ આવું જ જણાયું છે. જે તારાઓના રંગપટમાં રાતી બાજુએ રેખા સરકે છે એ બધા તારા આપણાથી દૂર ગતિ કરતા હોય છે. અને જેમના રંગપટમાં વાદળી ભાગે રેખા બદલાતી રહે છે તે આપણા તરફ આવતા હોય છે. આ બધાનો વિચાર કરી પંડિતોએ તારવ્યું કે આપણું તારાવિશ્વ એના કેન્દ્રની આજુબાજુ ચકરાવો લે છે. એના એક ચકરાવાનો સમય પણ આપણી કલ્પનામાં ન આવે તેવો મોટો છે.

આકાશગંગાવિશ્વના ભ્રમણની વાત છોડી એની સમૃદ્ધિની વાત વિચારીએ. તારાવિશ્વમાં માત્ર તારાઓ જ હોય છે એવું નથી. તારાઓ ઉપરાંત તારાવાદળ પણ હોય છે. અનેક તારકગુચ્છો અને વિવિધ પ્રકારના તારાઓ પણ તારાવિશ્વના સભ્યો છે. તારાવિશ્વની અદ્ભુત સંપત્તિ એમાં આવેલાં વાયુ વાદળો છે. આ વાયુવાદળો વળી બે પ્રકારનાં છે. સફેદ અને શ્યામ. આ વાયુવાદળો રૂપેરંગે પણ અનેક પ્રકારનાં છે. સામાન્ય ભાષામાં આ વાદળોને નિહારિકા (વાયુગોટા) કહેવામાં આવે છે. સાચી રીતે એમને વાયુનિહારિકા યા વિશ્વાનહારિકા તરીકે ઓળખવાં જોઈએ. નિહારિકા શબ્દ તારાવિશ્વ માટે પણ વપરાય છે. આમ આ શબ્દ દ્વારા બે બાબતો સૂચવાય







છે. (૧) તારાવિશ્વ અને (૨) તારાવિશ્વમાં આવેલા કાળાં યા સફેદ વાદળ. સરળતા ખાતર આપણે તારાવિશ્વ માટે બહિર્વિશ્વનિહારિકા અને વાયુવાદળો માટે વિશ્વનિહારિકા શબ્દપ્રયોગ કરીશું.

આ બંને પ્રકારની નિહારિકાઓની વાત અલગથી કહેવાનું મુલતવી આકાશગંગાવિશ્વના તારાઓની થોડી અજાણી બજારી જાણી લઈએ.

આપણા તારાવિશ્વના બધા જ તારા એક સરખા નથી. કેટલાક મોટા છે તો કેટલાક નાના સૂર્ય જેવા મધ્યમ પ્રકારના તારાઓને સમરૂપ તારા કહે છે. મોટા તારાઓને વિરાટ તારા અને નાનાઓને વામન તારા કહે છે. વિરાટ અને વામનજીઓની સૃષ્ટિ નિરાળી છે. પહેલો પ્રકાર કદમાં રાચે છે તો બીજો વજનમાં. પૃથ્વી પરના વાતાવરણ કરતાં પણ અતિ પાતળા દ્રવ્યના બનેલા તારાઓની સામી બાજુ પાણી કરતાં હજારોગણું ભારે દ્રવ્ય દાખવતા તારાઓ આપણા તારાવિશ્વની વિચિત્ર સંપત્તિ છે.

વિરાટ અને વામન તારાઓ ઉપરાંત અનેક તારાઓને પોતામાં સમાવતાં અનેક તારકગુચ્છો પણ આપણા તારાવિશ્વમાં આવેલાં છે. આ તારકગુચ્છો પણ બે પ્રકારનાં છે. અવકાશી (પોલાં) અને ગોળાકાર (સઘન) અવકાશી તારકગુચ્છમાં એકબીજાથી છેટે બેઠેલા હોય છે જ્યારે ગોળાકાર તારકગુચ્છમાં એક બીજાની પાસે. ખૂબીની વાત એ છે કે ગોળાકાર તારકગુચ્છમાં સૂર્ય જેવા મધ્યમ પ્રકારના ૧૦ હજારદીઠે વધુ તારા હોય છે. પંડિતો કહે છે કે આવાં લગભગ ૧૦૦ તારકગુચ્છ આપણા તારાવિશ્વમાં આવેલાં છે. અવકાશી તારકગુચ્છોની વાત વળી અલગ છે. પોતાનો તેમજ બીજા કેટલાક તારાઓનો મળીને તે સંઘ રચતાં હોય છે. આવા તારકસંઘના સભ્યો લગભગ સરખી ગતિથી આવકાશી વિહાર કરતાં હોય છે અને એમ વિહાર કરતાં આકાશગંગાવિશ્વના પરિભ્રમણનો ખ્યાલ આપતાં રહે છે. ખૂબીની વાત એ છે કે નરી આંખે એક જ તારામંડળ તરીકે દેખાતા એક જ તારામંડળના કેટલાક તારા સંઘતારા નથી હોતા. કૃત્તિકા, રોહિણી, સ્વસ્તિક વગેરેના તારકસંઘ અતિ જાણીતા છે.

કેટલાક તારા વળી અલગ રીતે પોતાનું મહત્ત્વ જાહેર કરતા હોય છે. આ પ્રકારના તારાઓમાં રૂપવિકારી તારા મુખ્ય છે રૂપવિકારી તારાઓના તેજમાં સમય સમયને આંતરે ફરક પડતો રહે છે. કેટલાક તારાઓના ધબકાર (તેજની વધઘટ) એટલા નિયમિત છે કે એમના આધારે તારા અને તારાવિશ્વોનાં અંતર શોધી શકાયાં છે.

વિશિષ્ટ પ્રકારના તારાઓમાં સ્ફોટક તારા મુખ્ય છે. આગલી રાતે કશી જ પ્રવૃત્તિ ન દાખવતો તારો એકાએક ઝળકી ઊઠે છે. અને પછી તેજમાં એ વધતો જઈ ઓચિંતો ફાટી જાય છે. બાદમાં એ પ્રકાશ ગુમાવતો જઈ એટલો ઝાંખો બની જાય છે કે એને નરી આંખે શોધવો પણ મુશ્કેલ બને છે. આ રીતે ફાટી જતા આ અવકાશી બોમ્બોની પાછળ કયું રહસ્ય છુપાયું છે એની વૈજ્ઞાનિકો શોધ કરી રહ્યા છે. સૂરજના બળવાથી આપણને ગરમી અને પ્રકાશ મળે છે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર શોધવામાં જેમ પરમાણુ શક્તિનો પત્તો લાગ્યો છે. તેમ સ્ફોટક તારાઓના અભ્યાસથી અવકાશનું અન્ય રહસ્ય જણાઈ આવશે એવી વૈજ્ઞાનિકોની આશા જરાય વધારે પડતી નથી એમ તમે પણ કબૂલ કરશો ને?

*

ખેતી ઉપર આધાર રાખનારી દુનિયાની વસ્તીમાં ઘટાડો થઈ રહ્યો છે, પણ ખેતીની નીપજમાં એકધારો વધારો થઈ રહ્યો છે, એમ સંયુક્ત રાષ્ટ્રોની ખોરાક-ખેતી સંસ્થાનો અહેવાલ જણાવે છે.

૧૯૩૭માં દુનિયાની વસ્તીનો ૬૩ ટકા ભાગ ખેતી ઉપર અવલંબિત હતો. ૧૯૫૦માં આ પ્રમાણ ઘટીને ૫૯ ટકા જેટલું થઈ ગયેલું. જમીન ઉપર જીવનારી માનવજાતમાં થઈ રહેલો આ ઘટાડો સૂચક છે, પણ બીજી બાજુ, ખેતીની નીપજમાં વધારો નોંધાઈ રહ્યો છે એ નોંધપાત્ર છે.



પ્રો. ડૉ. નરસિંહ મૂ. શાહ

# એક સંસ્કાર-પ્રવાસ

પ્રવાસનું વિગતસભર વર્ણન, અને તે પણ આપણા જાણીતા વિજ્ઞાની-લેખકની કલમે થાય ત્યારે તેની ગુણવત્તા તો હોય જ, ઉપરાંત વાચકોને રસ પડે તેવી પ્રવાહિતા હોય, એટલે જ આ પત્રાત્મક પ્રવાસલેખ સર્વોપયોગી થાય તેવો છે......

'જીવન પોતે જ યાત્રામય છે. માણસ કે બીજું પ્રાણી જીવે છે તે સાથે એની જીવનયાત્રા સંકળાયેલી જ છે. એ એક અથવા બીજી રીતે પ્રગતિ અને અપ્રગતિના ચક્રમાં ફેરા ફર્યા જ કરે છે.' —પંડિત સુખલાલજી

પ્રિય ભાઈશ્રી,

તમારો પત્ર મળ્યો. જવાબ લખવામાં ઢીલ થઈ છે. અંશતઃ મારી તબીઅત એના નિમિત્તરૂપ છે. ચડી ગયેલ કામમાં તમારો પત્ર પ્રથમ લઉં છું. હમણાં હું કચ્છની ટૂંકી મુસાફરી કરી આવ્યો. કચ્છ હવે મુંબઈ રાજ્યનો એક ભાગ છે. તમે કચ્છ સંબંધી માહિતી જાણવા ઉત્સુક હતા એટલે એ પ્રવાસને આ પત્રનો વિષય બનાવું છું.

રોજ સવારે અમદાવાદથી ઉપડતાં વિમાનમાં હું ભૂજ જવા ઊડયો. વિમાની મુસાફરીનો આ અનુભવ સૌ પ્રથમ હતો. વિમાનમાં મુસાફરી કરવા અંગે આપણામાં એક પ્રકારની દહેશત પ્રવર્તે છે. વિમાનમાં આંચકા લાગે છે એમ મને કહેવામાં આવેલું. પરંતુ એવો કોઈ અનુભવ મને ન થયો. અમદાવાદથી વિમાન ઊપડયું, અને થોડા વખત પછી ઊંચે ચડવા લાગ્યું. મને આ દરમિયાન કોઈ પણ હરકત પડી નહીં. જો કે મેં તો પટ્ટો પણ બાંધ્યો ન હતો. કેટલાકને માથું ભમતું હોય એવો અનુભવ થાય છે એ પણ થયો નહીં. થોડા વખત પછી વિમાન સડસડાટ ઊડવા માંડયું. અંદર બેઠા પછી કોઈ પણ પ્રકારની મુંઝવણ મને તો ન લાગી.

બારીમાંથી નજર કરતાં નીચેનાં ખેતરો, તેમાં કામ કરતાં માણસો જાણે ઢીંગલીની રમત ચાલતી હોય એવા લાગતાં હતાં.

સવારના ધૂમસ ખૂબ હતું. એટલે આખા રસ્તે રૂપેરી ચાદર ઉપર થઈને વિમાન ચાલ્યું જતું હતું.

વિમાનમાંથી નીચે દૃષ્ટિપાત કરતાં પૃથ્વી પર જાણે રૂના પોલ બનાવીને ગાદી માફક બીછાવી દીધા હોય એવું લાગતું હતું. લગભગ દોઢેક કલાક જાણે પરીઓના દેશમાં થઈને જતાં હોઈએ એવું લાગતું હતું. ત્યાં તો વિમાન ભૂજ પાસે પહોંચી જવાની ખબર આપવામાં આવી. ઘરઘરાટ કરતું વિમાન ભૂજના એરોડ્રોમ પર ઊતર્યું અને અમે બધાં પેસેન્જરોએ કચ્છની ભૂમિ પર પગ મૂકયો.

મારા વિદ્યાર્થીમિત્ર ડૉ. અવિનાશ મુન્શી સૌ પ્રથમ મળ્યા. ડૉ. મુન્શી ભૂજની લાલન કૉલેજમાં રસાયન વિજ્ઞાનના પ્રાધ્યાપક છે. રેડિયો પર આવતાં તેમના નાટકો દ્વારા ડૉ. મુન્શી ગુજરાતી લેખક તરીકે જાણીતા છે. જે કાર્ય માટે હું ભૂજ ગયો હતો તે ત્યાંની કૉલેજના સાયન્સ એસોસિયેશનના વાર્ષિક મહોત્સવ નિમિત્તે પ્રવચન કરવાનું હતું. પ્રવચનનો વિષય 'હિંદમાં વિજ્ઞાનનાં વહેણો' રાખ્યો હતો. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી હિંદે વિજ્ઞાનના ક્ષેત્રમાં સારી એવી પ્રગતિ કરી છે. રાષ્ટ્રીય પ્રયોગશાળાઓ એનો તાદૃશ્ય પુરાવો છે. જે તકો આજથી બે દાયકાઓ પૂર્વે નહોતી તે આજના યુવકને સાંપડી છે પ્રિન્સિપાલ ભાવેને મળ્યો. શ્રી. ભાવે અંગ્રેજી સાહિત્યના અભ્યાસી અને સંગીતમાં ખૂબ રસ લે છે. લાલન કૉલેજના શિક્ષકોમાં ઘણા સભ્યો મારા પરિચિત નીકળ્યા. ગુજરાત કૉલેજના મારા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓમાંના ઘણા ત્યાં છે એ જાણી આનંદ થયો. આ બધા ભાઈઓએ કૉલેજમાં સરસ વાતાવરણ જમાવ્યું છે. જીવવિજ્ઞાન ખાતામાં શ્રી રાણે અને શ્રી ધીરૂભાઈ દેસાઈ, ગુજરાતી સાહિત્યના અધ્યાપક ભાઈશ્રી શુક્લ —આ બધા ભાઈઓ સાથે રહેવાનો લહાવો મને મળ્યો. લાલન કૉલેજ કચ્છમાં ઉચ્ચ કેળવણીની પ્રથમ સંસ્થા છે. કચ્છના યુવકોને આ કૉલેજની





સ્થાપના પછી અનેક તકો સાંપડી છે—વિદ્યાવ્યાસંગની અણુવિકસ્યા પ્રદેશમાં ઉચ્ચ કેળવણીનો પાયો નાખનાર આ કૉલેજ કચ્છના ઇતિહાસમાં એક સીમાચિહ્ન છે એમાં શંકા નથી.

ભૂજ મધ્યયુગી વાતાવરણનો ખ્યાલ ઊભો કરે છે. સાંકડી શેરીઓ તેની ગંદકી અને અવ્યવસ્થા બતાવે છે કે કચ્છે સામાજિક તંદુરસ્તીનો ખ્યાલ ઓછો રાખ્યો છે. ઘરોની બાંધણી જૂના વખતની છે. પૂરતા હવા ઉજાશ મળે એવી બાંધણીવાળાં મકાનો તાજેતરમાં બંધાયાં હોય એમ દેખાઈ આવે છે. સ્વામીનારાયણનું મંદિર ખાસ ધ્યાન ખેંચે છે. સ્વામીનારાયણ પંથે કચ્છમાં સારો ફેલાવો કર્યો હશે એમ લાગે છે. કચ્છમાં સહજાનંદ સ્વામીના અનુયાયીઓની સંખ્યા ખૂબ છે. આ પંથે કચ્છ અને સૌરાષ્ટ્રની સંસ્કૃતિમાં પોતાનો સારો ફાળો આપેલો છે. પરંતુ સાંપ્રદાયિકતાનું જોર જામી ગયું છે. સાપ ગયા અને લીસોટા રહ્યા. કાળના ફેરફાર સાથે તે હવે આધુનિકતા માગે છે એમ લાગ્યા વગર રહેતું નથી.

ગયા વર્ષે ચોમાસું સારું ગયું હતું. વરુણદેવની કૃપા કચ્છ પર ઊતરી હતી. એટલે સામાન્ય રીતે પાણીની તંગી ભોગવનાર કચ્છ પ્રદેશ આ વખતે સુજલ હતો. હમીરસાગર તળાવની ઠંડી લહેરો ખરેખર આહ્લાદક લાગતી હતી. આપણા લોકસાહિત્યસમ્રાટ સદ્‌ગત શ્રી ઝવેરચંદ મેઘાણીએ સૌરાષ્ટ્રની રસધારમાં જીયેરાની વાર્તામાં હમીરસાગરનું આપેલ શબ્દચિત્ર મારા મનમાં સ્ફુર્યું.

કચ્છના રાજકર્તા રા'એ બંધાવેલ ભૂજનો ટાવર એક વિશેષતા છે. એમાં પલિયાં વાગે છે—પા કલાકે ડંકો થાય છે. આવો બીજો ટાવર સૌરાષ્ટ્રમાં લીંબડીમાં છે. બીજે ક્યાંય જોયો નથી.

ભૂજ પાસે ભૂજિયો પર્વત છે : આ ઉપરથી ભૂજ ગામનું નામ પડેલું છે. ભૂજિયા માતાનું થાનક ઉપર આવેલું છે. પર્વત કહેવા કરતાં એક મોટી ટેકરી છે એમ કહીએ તો યથાર્થ ગણાશે. આજુબાજુનો પ્રદેશ તદન વેરાન છે. કોઈ મોટું વૃક્ષ નજરે પડતું નથી. પથરાળ ભૂમિમાં ખેતી કરવી મુશ્કેલ છે. આવા ઉજ્જડ પ્રદેશમાં થઈને અંજાર જવાની સડક ચાલી જાય છે. ભારત સરકારે કચ્છનો વિસ્તાર પોતાના હસ્તક લીધા પછી કચ્છમાં ઝડપી ફેરફારો થયા છે. સડકો તેમજ વાહનવહેવારનાં સાધનો વધ્યાં છે અને સડકો સુધરી છે, એ એક દેખીતો ફેરફાર છે.

અંજાર! અંજારના નામથી અત્યારે કોણ અજાણ્યું છે? ગયા વર્ષે ભયંકર ભૂકંપનો ભોગ બનનાર અંજારની અત્યારની કરુણાત્મક દશા જોઈને હૃદય થીજી જાય છે. અંજાર નજીક પહોંચતાં લીલી વાડીઓનો પ્રદેશ દૃષ્ટિગોચર થાય છે. મીઠું પાણી પીવાનું મળે છે એ મોટો ફેરફાર ધ્યાન ખેંચે છે. ધરતીકંપથી તૂટેલાં મકાનો અને બિસ્માર હાલતમાં શહેરનો એક ભાગ જોયો. વિજ્ઞાનનાં બળો વડે કુદરતને નાથવાના પ્રયત્નો કરનાર માનવી કુદરતનાં બળો પાસે કેટલો વામણો લાગે છે એની પ્રતીતિ થાય છે. મોટા ઇજનેરોએ ચોકસાઈપૂર્વક બાંધેલી ઇમારતો એક બે સેકન્ડમાં કેવી હચમચી ઊઠે છે અને જમીનદોસ્ત થાય છે એનું ભાન આ ધરતીકંપથી થયેલ ખરાબી કરાવે છે.

અંજારથી અમારી મોટર ભદ્રેશ્વર તરફ વળી. રસ્તામાં વીરી વૉટર વર્ક્સ, કવોરી વગેરે આવે છે. કંડલા બંદરને વીરી વૉટર વર્ક્સ મીઠું પાણી પૂરું પાડે છે. કચ્છમાં પથ્થર પુષ્કળ નીકળે છે એટલે રેલ્વે સડકો માટે જોઈતી સામગ્રી (મેટલ) પૂરી પાડવા એક કવોરી અહીંઆ ચાલે છે. અંજારથી ભદ્રેશ્વર ચીલા સડક છે. બીજી પંચવર્ષીય યોજનામાં પાકી સડક બંધાવાની વકી છે.

ભદ્રેશ્વરનું જૈન મંદિર પ્રાચીન છે. ખરેખર જોવા લાયક છે. બાવનજિનાલયી આ દેરાસર જોઈને આત્મા સંતોષાય એવું છે. તેની વ્યવસ્થા અને સ્વચ્છતા ખરેખર અનુકરણીય છે. આજુબાજુ બધેય ઉજ્જડ છે. જૂના કાળમાં અહીંઆ મોટું શહેર હશે એમ લાગે છે. જૂના ખંડેરોમાં હરિજનની વાવ, મહેલના



ખંડેરો ધ્યાન ખેંચે છે. મહેલના ખંડેરોમાં મુસલમાનની કબર એક કોયડો લાગે છે. સામે નજર કરીએ તો દરિયો દેખાય છે. એમ કહેવામાં આવ્યું કે અહીંઆથી જામનગર નજીક છે, અને અગાઉના વખતમાં આ વ્યવહાર ચાલુ હતો. હવે દરિયો આઘો ગયો છે અને માર્ગ બંધ થયો છે.

ભદ્રેશ્વર તીર્થ વસઈ તીર્થ તરીકે પણ ઓળખાય છે. આ તીર્થ અંગે ભોજનશાળા ચાલે છે. તેની વ્યવસ્થા એવી બીજી સંસ્થાઓ કરતાં વધારે ઠીક લાગી: સ્વચ્છતા પર ઠીક ધ્યાન આપવામાં આવે છે એ ખરેખર આનંદની વાત છે. તાજેતરમાં ગુરુમંદિરની સ્થાપના અંગે હજારો માણસો ભેગા થયા હતા. છતાં સારી વ્યવસ્થાના પરિણામે ગંદકી જરાય લાગતી ન હતી. બલ્કે આખું સ્થળ સ્વચ્છ, ઊડીને આંખે વળગે એવું લાગતું હતું.

ભદ્રેશ્વરથી અંજારને રસ્તે પાછા ન ફરતાં અમે મુંદ્રા તરફ વળ્યા. આ બધો પ્રદેશ રસાળ છે. વાડીઓ અને ખેતરોમાં થઈને રસ્તો ચાલ્યો જતો હતો. લગભગ બેત્રણ માઈલ પછી ભુજ જતી સડક પર અમારી મોટર ચડી. આ રસ્તે ભુજ જતાં ત્યાંથી છએક માઈલ દૂર ક્ષયની હૉસ્પિતાલ અને સેનેટોરિયમ આવે છે. ડૉ. અષ્ટપુત્રેની રાહબારી નીચે ચાલતી આ વૈદકીય સંસ્થા જોવાલાયક છે. ડૉ. અષ્ટપુત્રે ક્ષયના દર્દીઓને Occupational therapy તરીકે ઓળખાતી રીતની મદદ વડે રાહત આપે છે. આ રીતમાં દર્દી પોતાનું દર્દ ભૂલી જાય એ માટે તેને તેનું મન રોકાઈ રહે એવું કામ સોંપવામાં આવે છે.

આમ કચ્છના પૂર્વ તરફનો પ્રદેશ ફરી વળ્યા અને બીજે દિવસે મેં અમદાવાદનું પ્લેન પકડયું—સમયના અભાવે. મનમાં એમ થતું હતું કે પશ્ચિમ તરફનો પ્રદેશ જોવાનો પ્રસંગ મળ્યો હોત તો કેવું? એ પ્રસંગ મેળવવાનું ભાગ્યમાં ક્યારે આવશે? આ પ્રદેશ ઉદ્યોગોમાં આગળ વધેલો છે એમ મને કહેવામાં આવ્યું. કંડલા બંદર, કચ્છનો મીઠું પકવવાનો પ્રદેશ વગેરે એ તરફ છે.

મુંદ્રાથી માંડવી જવાની તક ન સાંપડી. માંડવીથી અબડાસા વિભાગમાં આવેલ જૈન પ્રાચીન મંદિરો—પંચતીર્થીઓ તરીકે જાણીતાં છે. નારાયણ સરોવર અને બીજાં એવાં સ્થળો જોવાનાં રહી ગયાં.

હવે સમાપ્તિમાં એ સ્પષ્ટ કહી દેવું જોઈએ કે ટૂંક વખતમાં સ્થૂળ અવલોકન યા નિરીક્ષણ—અને તે પણ એ પ્રદેશના અમુક જ ભાગનું—ઉપરથી બાંધેલા અભિપ્રાયો કાંઈ છેવટના જ હોય એમ ન કહી શકાય. વધારે અનુભવ અને માહિતી મળતાં ઘણું ઊલટું પણ દેખાય.

✶

એક અથવા બીજી રીતે ૪૫ વર્ષોથીયે વધુ વર્ષોથી હું મહાત્મા ગાંધીને ઓળખતો હતો. એ સમયે હું અને તેઓ દક્ષિણ આફ્રિકાના હિંદીઓના દરજ્જા અને ભાવિ સંબંધમાં સક્રિય રસ લઈ રહ્યા હતા. એ સમયે એમની ફિલસૂફીની શરૂઆત જ થઈ હતી. એ પછીનાં ૧૨–૧૨ વર્ષો સુધી અમે દક્ષિણ આફ્રિકાના હિંદીઓના સવાલને અંગે અવારનવાર એકબીજાને મળતા રહ્યા હતા. પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યા પછી તરત જ અમે બંને એક સાથે લંડનમાં હતા. આ વખતે તેઓ પોતાના માનસિક તથા આધ્યાત્મિક માર્ગે ઘણે દૂર સુધી પહોંચી ચૂક્યા હતા. તેઓ એવા નિર્ણય ઉપર આવી પહોંચ્યા હતા કે ઔદ્યોગિક અને જડવાદી એવી કહેવાતી સમકાલીન સંસ્કૃતિનો ત્યાગ કરવામાં જ હિંદની મુક્તિ રહેલી છે.

૧૯૪૫–૪૬ માં અમારી વચ્ચે જે છેલ્લો વાર્તાલાપ થયો તે એક રીતે મહાત્મા ગાંધીના સમસ્ત આધ્યાત્મિક અને બૌદ્ધિક જીવનના નાનકડા પ્રતિબિંબરૂપ હતો...જતાં જતાં વિષય બદલીને મેં એમને પૂછ્યું, માર્ક્સવાદ વિષે, લેનિન અને સ્ટેલિન વિષે તમારો શો અભિપ્રાય છે?' એમનો જવાબ ચતુરાઈભર્યો હતો. તેમણે કહ્યું, 'જો માર્ક્સનો છેલ્લો તબક્કો પહેલો હોય અને લેનિનના આર્થિક આદર્શનો તાત્કાલિક અમલ કરવામાં આવે તો હું પોતે ૧૦૦ એ ૧૦૦ ટકા સામ્યવાદી બની જાઉં.'

—મરહુમ આગાખાન

પીતાંબર પટેલ

# કર લે સીંગાર

કલાકારને જીવનની અંતીમ ઘડીએ પોતાની કલા જ વહારે ધાય છે. ઊર્મિ માટે ખાસ લખાયેલી અહીં રજૂ થતી એક સંગીતવિદ્‌ની કારુણ્યસભરપૂર જિંદગી એક કથા પણ કહી જાય છે. આખી કથામાં વેદનાનો પ્રવાહ અસ્ખલિત વહ્યો જાય છે જે વાચકના દિલ દિમાગને વશ કરે........

હવે તો ખુદ અખ્તરીબાઈને પણ સમજાઈ ગયું હતું કે તે થોડા દિવસની મહેમાન છે. એ તો ખુદા તાલાને કેટલાય દિવસથી બંદગી કરતી હતી કે એ તેની પાસે બોલાવી લે. જે રીતે તેના જીવનના દિવસો કાઢી રહી હતી એ તો મૃત્યુથી તો બદતર હતા એટલે તો તે અંદરથી ઝંખતી હતી કે તેનું પ્રાણપંખીડું ઊડી જાય તો સારું.

અને આનાથી વધુ બદતર સ્થિતિ કઈ હોઈ શકે! એકવાર, એકવાર એટલે માત્ર ચાર-પાંચ જ વર્ષ પહેલાં એની કેવી શાયબી હતી! ફોરસરોડ પરના તેના કોઠા પર મુંબઈના શ્રીમંતોની ઠઠ જામતી. એ ખરાબ ગણાતા લત્તામાં પણ મોટરોની કતાર લાગતી. અખ્તરજહાંનું ગળું સૌને તેની પાસે ખેંચી લાવતું. ત્યારે તો તેના જોબનની અને કંઠની પણ વસંત ખીલી હતી.

એમ તો ફોરસરોડમાં કંઈ ગાનારીઓની કમી નહોતી. તેમાં બેચાર તો લખનૌથી તાજી આવી હતી. બનારસની અને લાહોરની ગાયિકાઓ પણ હતી. જુદા જુદા ઘરાનાની ગાયકી ત્યાં સંભળાતી હતી. પણ બધે ફરીને પણ સંગીતરસિયા અખ્તરજહાંના કોઠામાં આવતા. તે દિવસોમાં એમ કહેવાતું કે ઠુમરી, દાદરા અને ગઝલમાં તો અખ્તરીબાઈની બરોબરી કરી શકે એવું કોઈ નથી.

ત્યારે નાટકોનો જમાનો હતો. ઊર્દૂ નાટકની અભિનેત્રીઓ અને નટો પણ અખ્તરીબાઈની ઠુમરીની નકલ કરતા. અખ્તરીબાઈની ગાયકીમાં કવિની કલ્પના અને ભાવદર્શનની રસમાધુરી જાણે સજીવ થતી. ક્યારેક તો હૈયાના દર્દને વાચા મળતી હોય એવી રીતે એ ગઝલ ગાતી. જાણે એ સૂર, એ શબ્દો અંતરમાં કોઈને મળવા નીકળે છે એમ લાગતું.

અખ્તરીબાઈના કંઠનું તો કામણ હતું જ, પણ તેના રૂપની મોહની પણ ઓછી નહોતી. એ રૂપમાધુરીમાં મોહકતા હતી એટલી જ આકર્ષકતા પણ હતી...અને એટલી જ પ્રસન્નતા હતી. એ દિવસોમાં એમ કહેવાતું કે અખ્તરીબાઈની આંખમાં એવો તો જાદુ છે કે ભલભલાને બાંધી રાખે છે. એનાં મદભર્યાં, લોભાવનારાં નયનો પાછળ પાગલ થનારા ઓછા નહોતા. તેમાંયે એ જ્યારે પેલી પ્રસિદ્ધ ઠુમરી 'પિયાબીન નહિ આવત ચેન...' ગાતી ત્યારે તો સાંભળનારાઓને એમ જ લાગતું કે પ્રિયતમાનું અંતર આલાપી રહ્યું છે...દર્દ વહાવી રહ્યું છે. હૈયું છૂપું રૂદન કરી રહ્યું છે. એ ઠુમરીમાં એ પ્રણયનો તલસાટ અને દિલના ધબકારા મૂકી દેતી: અને...અને...એ વખતે તેનાં પેલાં એ મતવાલાં નયનોમાં પ્રણયનું મીઠું મધુરું દર્દ એવી રીતે ગોઠવાઈ જતું કે સાંભળનારને એમ જ લાગતું કે એ તેને માટે ઝૂરી રહી છે. અત્યારે તો એ કોઠો નથી, એ કંઠ નથી, એ રૂપ નથી...એ રોનક અને રોશની પણ નથી. અખ્તરીને ક્ષય લાગુ પડ્યો અને એ સાથે જ ધીમે ધીમે તેનો કંઠ અને રૂપ પણ કરમાવા માંડ્યું. પછી તો તેને માટે ગાવું જ અશક્ય થઈ પડ્યું. એ કોઠો છોડવો પડ્યો. તેની તહેનાતમાં રહેનારાં બધાં તેને છોડીને ચાલતાં થયાં. અરે જે પોતાની જાતને ધાવમા તરીકે ઓળખાવતી હતી અને અમ્મી બનીને અખ્તરીની કમાણીમાં તાગડધીન્ના કરતી હતી એ મુન્નીબાઈ પણ ટી. બી. નું નામ સાંભળતાં જ એ રાતના ચાલી ગઈ. અને અખ્તરીની બધી કમાણી પોતાની સાથે લેતી ગઈ. અખ્તરી સાવ હાથે પગે થઈ ગઈ. નોકરચાકર તો બિચારા કયા આધારે રહે! તબલચી ગયો, બીજો એક ઉસ્તાદ હતો તેયે ચાલ્યો ગયો...ચાલ્યો ગયો કેમ, બીજાના કોઠામાં જઈ ગોઠવાઈ ગયો. અખ્તરી એકલી અટુલી રહી ગઈ. હા, તેની સાથે માત્ર એક



જ જણુ રહ્યો. અને એ હતો સારંગીવાળો હુસેનખાં. અખ્તરીએ તો એને પણ કહેલું,

'ખાં સાહબ, સબ ચલે ગયે...આપ ભી...'

અને અખ્તરીને અધવચ્ચેથી અટકાવીને હુસેનખાંએ કહ્યું: 'અખ્તરીબાઈ! મૈં કીધર જાઉં...એક તો એસા ગલા દીખાઓ કી મૈં સારંગીકી સંગત કર શકું...' અને એ સંગીતરસિયો બોલ્યો, 'મૈં પૈસાકા નહિ, સંગીતકા ભૂખા હું...આપકી પાસ સૂર હૈ, મેરી પાસ સારંગી હૈ...સ્વરકી દુનિયામેં મસ્ત રહેંગે...'

અને સાચે જ હુસેનખાંએ અખ્તરીબાઈનો સાથ ન છોડ્યો. બંને જણાં એ રસ્તા પરનો કોઠો છોડી ગલીમાંની એક નાનકડી ઓરડીમાં રહેવા આવ્યાં. અખ્તરીબાઈ માટે કહેવાતું કે એણે તાનસેનના ઘરાનાની તાલીમ લીધી છે. હુસેનખાંએ પણ એ જ ઘરાનાનો સૂર ઘોળ્યો હતો. એ કારણે પણ બંનેનો સુમેળ સધાયેલો રહ્યો.

પણ અખ્તરી દિલ તો દઈ બેઠી હતી એક બીજા ... એ હતા રતનબાબુ. એ ઠુમરીના ભારે આશક હતા. અખ્તરીબાઈની એક બે ઠુમરી અને ગઝલ સાંભળે ત્યારે જ તેમને ઊંઘ આવતી. રતનચંદ શેઠ રૂ બજારમાં રોજની હજારોની લે વેચ કરતા અને રાતના જમી કરીને, દશેક વાગ્યા પછી અખ્તરીબાઈ પાસે આવતા.

એમ તો અખ્તરીબાઈના કોઠા પર બીજાયે ઘણા શેઠીઆ આવતા. સંગીતના આશકો પણ આવતા. કેટલાક તો ખાસ રાગરાગિણી ગાવાનો આગ્રહ કરતા અને એ સૂરમાં ખોવાઈ જતા. કેટલાક અખ્તરીબાઈને મોં માગ્યા પૈસા આપી રખાત તરીકે રાખવાનું પણ સૂચન કરતા. પણ અખ્તરીબાઈનું મન માત્ર પૈસાથી રીઝતું નહોતું. એને તો જોઈને મનનો મોરલો ગહેકી ઊઠે એવો પુરુષ જોઈતો હતો. અને રતનબાબુને જોઈ તેની આંખ ઠરી અને અંતર હરખાયું

અખ્તરી ક્યારેક રતનચંદના પ્રથમ દર્શનને મનમાં વાગોળતી. બત્તીઓ ઝગમગી રહી હતી. ઝુમ્મરમાં પરોવેલી વીજળીની બત્તી ઝગહળી રહી હતી. ગાદી અને તકિયા પર સફેદ દૂધ જેવી ચાદર બિછાવેલી હતી. ગુલાબનું અત્તર છાંટેલું હતું. થોડાક જણ તકિયાને અટેકણ લઈને બેઠેલા હતા. પાન ચાવતા, સીગરેટ–બીડી પીતા અખ્તરીની પેલી વારંવાર ગવાયેલી ઠુમરી 'પિયા બિન, નાહિં આવત ચૈન...' સાંભળી રહ્યા હતા.

ત્યાં અખ્તરીએ સનાતન પ્રણયની ઝંખનાને વાચા આપતી ઠુમરી શરૂ કરી.

'ક્યા કરૂં સજની, આયે ન બાલમ...'

જાણે અખ્તરી પ્રીતમને ઝંખી રહી છે. તેના અંતરની આરઝુને ગાઈ રહી છે. ગાઈ રહી છે અને પ્રીતમને સાદ દઈ રહી છે; બાવરી બનીને પ્રીતમને ગોતી રહી છે, પ્રીતમ માટે અભિસાર કરી રહી છે એવી આરતભરી વાણીમાં અને પ્રણયના રંગથી ભિંજાયેલા સૂરમાં અખ્તરી ગાઈ રહી હતી:

'ક્યા કરૂં સજની...ક્યા કરૂં સજની...
બાલમ ન આયે...'

એ બાલમ ન આયે...પૂરું કરે છે ત્યાં રતનચંદ આવ્યો. ચાલીસેક વર્ષની ઉંમર હશે. ચહેરા પર શ્રીમંતાઈનું તેજ છે. હાથ પર હીરાની વીંટી ઝગમગી રહી છે. ચાલમાં, બેસવામાં એક પ્રકારનું ગૌરવ છે, આભિજાત્ય દેખાઈ રહ્યું છે. રૂપાળો ભરેલો દેહ અને પેલી કાંતિ એવાં તો સોહી રહ્યાં હતાં કે બધામાં એ જાણે તરી આવતો હતો. અખ્તરીએ ગીત ગાતાં ગાતાં તેની સામે પાન ધર્યું. રતનચંદે એવી તો નમ્રતાથી પાન લીધું...પાન લીધું અને અખ્તરી સામે એવી તો ઝીણી, પ્યાસી આંખે જોયું કે અખ્તરીને એમાં ભવોભવની ઝંખના ડોકાતી લેખાઈ.

અખ્તરી ગાનારી હતી. તેનો કોઠો સૌને માટે ખુલ્લો હતો. તેને તો સૌ આવનારાઓનું દિલ રીઝવવાનું હતું. સૌને પ્રસન્ન રાખવાના હતા. છતાં ફરી ફરીને તેની આંખો રતનચંદ તરફ વળતી. જાણે તેના





ચહેરાની રેખાએ રેખાનો પરિચય ન કરવા માગતી હોય !

ત્યારે ખુદ અખ્તરી ગેલમાં આવી હતી. તેને આ માણસની હાજરીમાં જ એ પ્રકારનો ઉમંગ પ્રગટ્યો હતો. પછી તો તેણે દિલ ભરીને ગાયું. એક એકથી અદકાં ગાણાં સંભળાવ્યાં. સાંભળનારા પણ 'વાહ... વાહ...ખૂબ કીયા...અખ્તરીબાઈ ક્યા ગા રહી હૈ... માશા અલ્હા ક્યા ગલા પાયા હૈ...બ્હોત ખૂબ...' ઉદ્ગાર કાઢતા આનંદના ઉદ્રેકમાં ઉછળી રહ્યા હતા. રતનચંદ પણ હાથના તાલથી અને આંખના અને કીકીના ઉછાળાથી અખ્તરીને તાલ આપી રહ્યો હતો. એક બે ગાણામાં જ અખ્તરી પામી ગઈ કે આ સંગીતનો પારખુ જીવ છે.

છેલ્લે રતનચંદના આગ્રહથી અખ્તરીએ ગઝલ ગાઈ.

' પરદેશી સૈયાં નેહા, લગા કે દુઃખ દે ગયો<br>
આવન કી ઓધિયાં કિયે ગયો, સુખ લે ગયો<br>
દુઃખ દે ગયો '

દુઃખ દે ગયો...સુખ લે ગયો.. ઉલટાવીને, બેવડાવીને, ઘૂંટીઘૂંટીને એવી રીતે ગાયું કે રતનચંદનું દિલ ડોલી ગયું. એટલું જ નહિ, પણ અખ્તરી ' પરદેશી સૈયાં..!' શબ્દો બોલતી વખતે રતનચંદ સામે એવી તો સૂચક નજરે જોતી કે જાણે એ નયનો હૈયાને વીંધીને સોંસરાં ઊતરી જતાં હતાં. ત્યારે તો રતનચંદ પણ એ ગઝલ નહિ, એ કંઠ નહિ પણ મતવાલાં નયનોની મૂક વાણી સાંભળી રહ્યો હતો. તેને એમાં પ્રણયનો મહેરામણ ઉછળતો દેખાતો હતો.

રંગભૂમિ પર આ ગઝલ ખૂબ લોકપ્રિય બની હતી. તેની ગ્રામોફોન રેકર્ડ પણ હોટલોમાં વાગતી હતી. પણ જે રીતે અખ્તરી એ ગઝલ ગાતી હતી એવી હલક, એવી રંગત, એવી રંગદર્શિતા બીજે ક્યાંય સંભળાઈ નહોતી. એથી તો સંગીતરસિયા અને જોબનઘેલાઓ ' પરદેશી સૈયાં...'ની ગઝલ વારંવાર ગાવાનું કહેતા અને પોતાની જાતને પરદેશી સૈયાંની નગમાએ ગોઠવી મનમાં મલકાતા...અને પાનના રસની સાથે આ ગઝલનો પણ રસ ચૂસતા.

અખ્તરીબાઈની જબરી જહોજલાલી હતી. અત્યારે એ અંધારી, ગંધાતી ભોંયતળિયાની ઓરડીમાં પડી પડી રતનચંદના ફોટા સામે તાકી રહી હતી. જાણે રતનચંદની યાદની સાથે એ દિવસોની સ્મૃતિ સજીવ બનતી હતી. પછી તો એ બાંકેબિહારી જેવો રતન અખ્તરીબાઈની મહેફિલમાં રોજ આવવા લાગ્યો. પણ એ ગઝલ, કવાલી કે દાદરાનો રંગરસિયો નહોતો. એ તો સંગીતનો તરસ્યો જીવ હતો. મોડે સુધી બેસી એ અખ્તરી પાસે માલકૌંસ, જયજયવંતી, સોહિણી, કાલિંગડો, તોડી વગેરે રાગ સાંભળતો. અખ્તરી પણ ઉલટથી એ રાગ ગાતી. રતનબાબુ રોજ સો બસોની નોટો લુંટાવીને રાતના બે અઢી વાગે ઘેર જવા ઊઠતો ત્યારે એક પ્રકારની સંતૃપ્તિ અનુભવતો. તે આ ગાનારીના સાન્નિધ્યમાં પ્રસન્નતા અને આહ્લાદકતા અનુભવતો હતો. જાણે દિવસભરની ' લીધાદીધા 'ની ધમાલ વિસરી જતો હતો. તે સૂર અને સુંદરીની હાજરીમાં અનેરી શાતા અનુભવતો હતો.

રતન પણ રસતરસ્યો હોય તેમ બીજી પણ ગાનારીઓનાં ઉંબરા ઘસી વળતો હતો, ઘણા પૈસા ખર્ચી આવ્યો હતો. પણ તેને અખ્તરીના કંઠમાં અને તેના ગળામાં, ગળામાં જ કેમ, તેનાં પેલાં એ લોભાવનારાં મતવાલાં લોચનિયામાં જે મોહકતા દેખાઈ હતી તેવી બીજે ક્યાંય દેખાઈ નહોતી. એટલે તો એક અઠવાડિયા પછી, સૌના વિખરાયા પછી રતને જ અખ્તરી પાસે પ્રસ્તાવ મૂક્યો હતો :

' મૈં એક અરજ કર સકતા હું... ' રતન નમ્રતાથી બોલી રહ્યો હતો.

' ગુલામ કો હુકમ કીજિએ... '

' દિલ ચાહતા હૈ કે મૂઝે અપના કર લો...યહ રૂપ, યહ જોબન, યહ પ્યારી આંખો કો મૈં મેરી કરના ચાહતા હું... '

' તો યહ આપકી બાંદી ખુદ કો ધન્ય સમજેગી. ' અને જાણે અંતરને સંભળાવતી હોય કે પેલી પ્રણયની સનાતન ઝંખનાને સંતોષતી હોય તેમ અખ્તરી બોલી :



'ગુલામ કો આપકી ખિદમત કરનેકા મોકા મીલેગા તો વો ખુદકિસ્મત સમજેગી...'

અરે આવા કોઈ દિવસની અને શિકારની જ રાહ જોતી બેઠી હોય તેમ મુન્નીબાઈએ જ રતનબાબુને હાથ પર લીધા અને માસિક રૂપિયા હજારથી અખ્તરી સાથે સંબંધ બાંધી દીધો.

ભલે મુન્નીબાઈને પૈસાનો રસ હોય. રતનબાબુને પણ પૈસા લૂટાવાની રંગમસ્તી હોય. અને અખ્તરીને મન આ રતનબાબુ માત્ર ઘરાક નહોતા. એ તેમની માત્ર રખાત નહોતી...એથી ઘણું વિશેષ હતી. એ એની પ્રિયતમા હતી...સર્વસ્વ હતી. અને એ રીતે તે માત્ર રતનબાબુના સીનામાં અને અંતરમાં પણ ગોપાઈ ગઈ.

રતનબાબુએ પણ અખ્તરીમાં ભારે દિલચસ્પી દેખાડી. એ પણ તેમની પ્રિયતમા હોય તેમ તેનામાં લીન થઈ ગયા. તેમણે અખ્તરીને હીરાની વીંટી ભેટ આપી, મોતીની માળા આપી, કિંમતી કાપ ભેટ આપ્યા...સુંદર સાડીઓ આપી. જાણે પોતાની સજનીને સજાવતા હોય તેમ અખ્તરીમાં એ રસ લેતા. એ દિવસોની યાદ તીવ્રતર બનતાં અખ્તરીના હૈયામાંથી ધ્ળફળતો નિઃશ્વાસ નીકળી ગયો :

'અબ તો વો કહાં......વો દિન કહાં......સબ ચલ બસે...'

જાણે સુખના શિખર પરથી એ જાણે પછડાઈ હોય એવું તેને લાગ્યું.

રતનબાબુને રીઝવવા તેણે ઇશ્કની ગઝલોની જગ્યાએ સૂરદાસનાં પદ પણ ગાવાં શરૂ કર્યાં હતાં. તેને મન રતનબાબુ એના દેવતા હતા, ખાવિંદ હતા. તેના મનના અને તનના સ્વામી હતા. એ રતનબાબુને સુખી કરવા અને સુખી રાખવા શું નહોતી કરતી! એથી તો રતનબાબુ પણ અખ્તરીને ગાનારી નહોતા ગણતા, રખાત નહોતા ગણતા. એ પોતે પણ કહેતા :

'અખ્તરી, ઐસા મ્હેસુસ હોતા હૈ કે દિલ તુમે ઢુંઢતા થા...આખિર દિલ કો દિલ મીલા, પ્યાર કો પ્યાર મિલા...'

ક્યારેક અખ્તરીનો રૂપાળો ચહેરો એ હથેળીમાં લઈ તેની આંખમાં આંખ પરોવીને એ કહેતા :

'અખ્તરી! કભી કભી ઐસા લગતા હૈ કે એ પ્યારે મદભરે નયનોમેં ડૂબ જાઉં...અબ મુઝે માલુમ હુઆ કે મહોબત કે પીછે લોગ ક્યું પાગલ હોતે હૈ...' ને અખ્તરીને લાડ લડાવવા કહેતા હોય કે પછી પ્રણયનો ઉદ્રેક અભિવ્યક્ત કરતા હોય, પણ તેની સામે જોઈ પ્રણયભીના અવાજે ઉમેર્યું :

'અખ્તરી! ખુદા પૂછે રતન તુમે ક્યા ચાહીએ તો મૈં કહુંગા...અખ્તરી...'

'અખ્તરી તો આપકી તો હૈ...'

'યહ નહિ, આનેવાલે ભવમેં ભી મૂઝે અખ્તરી ચાહીએ. બસ જન્મજન્માંતર તુ મેરી રહે. મૈં તેરા બિના જિંદા નહિ રહ સકતા.'

અને અખ્તરીને હૈયા સાથે ચાંપતા...દબાવતા અને ચુંબનોથી ગુંગળાવી દેતા. ત્યારે અખ્તરીને એમ જ લાગ્યું કે તે ગમ્મતમાં છે......મહોબતની દુનિયામાં છે.

પણ આ સુખ, આ સ્નેહની સંતૃપ્તિ અને આ મહોબત પણ એક સ્વપ્નસૃષ્ટિ બની ગઈ. રતનબાબુને ધંધામાં ભારે ખોટ આવી. ગજાબહારના દેવાદાર બની ગયા. લેણદારોને મોં બતાવવા જેવી સ્થિતિ ન રહી. દેવાનો ભાર ન સહી શક્યા અને વિષ ઘોળીને સદાયને માટે પોઢી ગયા.

અખ્તરીએ જ્યારે આ સમાચાર જાણ્યા ત્યારે તેને લગભગ મૂર્છા આવી ગઈ. તેનો પ્રિયતમ ચાલ્યો ગયો, તેનો જન્મજન્માંતરનો જીવનસાથી ચાલ્યો ગયો હોય એવો તેણે આઘાત અનુભવ્યો. થોડા દિવસ તો તેના દુઃખની કમી ન રહી. એ ગાઈ પણ ન શકી. મુન્નીબાઈએ બેત્રણ દિવસ તો કોઠામાં આવતા સંગીત-રસિયાઓને અખ્તરીની તબિયત ઠીક નથી







કહી પાછા કાઢયા. પણ કયાં સુધી એમ ચાલે! તો...તો પછી કોઈ આ કોઠાના ઉંબરે પણ ન ચઢે. એટલે અખ્તરીને પૂર્વવત ગાવા બેસાડી. એ દિવસની મહેફિલમાં અખ્તરીએ સૌને પ્રિય એવી પેલી ઠુમરી ગાઈ...

'પિયા બિન, નાહિ આવત ચૈન...'

ત્યારે તેના હૈયાને રતનબાબુનો વિરહ સતાવી રહ્યો હતો. તે પ્રિયતમ વિના એકલી અટુલી પડી ગઈ હતી, એ વિરહની વેદના તેની આંખમાં ધસી આવી. તેના અવાજમાં પણ સ્નેહની સ્નિગ્ધતા રેલાવા લાગી. ઠુમરીમાં શૃંગારનો રંગ ભળવાને બદલે કારુણ્યની છાંટ લાગતી જોઈ મુન્નીબાઈએ તેને ચેતવણી આપવા અધવચ્ચે પાણી પાયું. આંખની ઇશારતથી ચેતવણી પણ આપી દીધી. પણ હૈયું ઓછું માને છે!

'કયા કરું સજની, આયે ન બાલમ...'

ગાતાં ગાતાં તો તેના હૈયામાં લગભગ ડચુરો જ ભરાઈ ગયો. આંખો પણ સજળ બની ગઈ. રંગમસ્તી અને નાચનખરાંના રસિયા હતા એમને મઝા ન આવી. બાર વાગતામાં તો ગાદી ખાલી થઈ ગઈ. અખ્તરીનું ગાણું સાંભળનારું ત્યાં કોઈ ન હતું. મુન્નીબાઈએ તેને ધમકાવી તો માના ખોળામાં બાળકીની પેઠે ધ્રુસકે ધ્રુસકે રડતાં તેણે કહ્યું: 'કયા કરું અમ્મી...રતનબાબુકી યાદ બેચેન બના રહી હૈ......બાબુજી મૂઝે છોડકે ચલ બસે......વો અકેલે ચલ બસે...'

દીકરીની આ મહોબત મુન્નીબાઈને ન ગમી. એ તો માનતાં હતાં કે ગાનારીએ મહોબતના ફંદામાં ન પડવું જોઈએ. તેને તો સૌ ઘરાક સરખા, સૌને એક સરખા રીઝવવા જોઈએ. આ રીતે મરી ગએલા ઘરાકની પાછળ આંસુ સારવા તે બેસાતું હશે!

મુન્નીબાઈએ અખ્તરીને ઠપકો આપવામાં કંઈ બાકી ન રાખ્યું. જો તે આમ કરશે તો ભૂખે મરવા વખત આવશે! પછી તેના કોઠામાં કોઈ પગ નહિ મૂકે. અખ્તરી પણ શું કરે! હૈયા પર પથ્થર મૂકીને તેણે ગાવાનો ધંધો પૂર્વવત ચાલુ રાખ્યો. પણ એની ઠુમરી અને ગઝલની જગ્યાએ સંગીતરસિયાએ એક નવું ગીત સાંભળ્યું. હતું તો મીરાંબાઈનું ભજન પણ અખ્તરીએ જોગિયા રાગમાં એવી તો રંગદર્શી રીતે ગાયું કે સૌએ મહોબતનું ગાણું ગણી ડોકી હલાવી. જાણે અખ્તરીએ એકલી મહેફિલને નહિ, મુન્નીબાઈને જ નહિ પણ આખા સંસારને સંભળાવી રહી હતી.

'હે.રી મૈં તો દરદ દિવાની, મેરો દરદ ન જાણે કોય...
ઘાયલકી ગતિ ઘાયલ જાણે, જો કોઇ ઘાયલ હોય...'

મૈં તો દરદ દિવાની......આ શબ્દો મોંમાંથી નહિ પણ દિલમાંથી નીકળતા હતા. પ્રીતમ વિના તરફડતી એણે વળી ગાયું;

'દરદકી મારી બન...બન ડોલું, બૈદ મિલ્યા નહિ કોય...'

ત્યારે તો કેટલાક રંગરસિયાઓને 'બૈદ' બનવાની પણ તાલાવેલી લાગી. એક જણ તો બોલી પણ ગયો.

'મૈં તેરા દરદ જાનતા હૂં...છમિયા...મૈં સબકુછ જાનતા હું...' અને ગંદો ચાળો કરી એણે આંખની ઇશારત કરી ગીતની મઝા મારી નાખી.

અને પછી અખ્તરી બપોરે સંગીતનો રિયાઝ કરતાં કરતાં મીરાં ને અને સુરદાસનાં પદ લલકારતી. રતનબાબુનો ફોટો તેણે પોતાના શયનખંડમાં રાખ્યો હતો. ત્યાં બેસીને કયારેક અંતરને હળવું કરતી:

દરસ બિના દુખણ લાગે નૈન
બિરહ કથા કાસું કહું સજની બહ ગઈ કરવત ઐન

કયારેક ગણગણતી:

પિય બિન સુનો છે જી મ્હારો દેસ

અખ્તરી રડે, કળકળે, આક્રંદ કરે...ગમે તે કરે, પણ રતનબાબુ હવે ઓછા પરત આવવાના હતા!

રતનબાબુની યાદથી અખ્તરીની આંખો ભીની થઈ. તે સામે ટીંગાવેલા ફોટા સામે અનિમેષ નેત્રે તાકી રહી હતી. તે જાણે એ ફોટા સાથે વાત કરતી હોય તેમ મનોમન બબડી,



'મેરે જન્મજન્માંતર કે સાથી...મૈં તુમ્હારે પાસ આ રહી હું...મેરી ઇન્તેજાર કરના...મૈં જરૂર આઉંગી ...આપકે ચરણમેં આ પહોંચુંગી...'

બોલતાં બોલતાં અખ્તરીને ઉધરસ આવી. ગળફો નીકળ્યો. ગળફામાં હવે તો લોહી પણ નીકળતું હતું. તેનું શરીર કૃશ થઈ ગયું હતું. આંખો ઊંડી ઊતરી ગઈ હતી. મોત પણ જોઈને ભાગી જાય એવો તેનો સીનો થઈ ગયો હતો. એ પડીપડી રતન બાબુની તસ્વીર સામે તાકી રહી હતી. એ ફોટાને રોજ તાજાં ફૂલનો હાર ચઢાવતી. હમણાં તો હાર પણ ચઢાવી શકી નથી. તેના દેહની પેઠે કરમાએલાં કુસુમોનો હાર ટીંગાઈ રહ્યો હતો.

શું હતું. શું થઈ ગયું!

પહેલાં તો અખ્તરી ગુલાબનો હાર ચઢાવતી. અત્તર પણ છાંટતી અને રતનબાબુની સ્મૃતિ તાજી રાખતી. મુન્નીબાઈએ એક શ્રીમંત ઘરાક તૈયાર કર્યો હતો. પણ અખ્તરીએ સાફ સાફ સંભળાવી દીધું :

'અમ્મી...ગાનેકી ઔર નાચનેકી બાત હૈ વહાં તક ઠીક હૈ, મગર જો દુસરી બાત આઈ તો તું મૂઝે જિંદા નહિ દેખેગી.' ને મુન્નીબાઈ એવી વાત ફરી ન કાઢે એટલા માટે તેણે વિરહિણીની પેઠે કહ્યું, 'એકબાર રતનબાબુકી હો ચુકી, અબ દુસરેકી કૈસે હો સકતી હું...'

ને રતનબાબુના વિરહમાં, પ્રીતમના તલસાટમાં જ અખ્તરીને રોગ લાગુ પડ્યો. જીવનની વસંત વિલાઈ ગઈ અને પાનખર શરૂ થઈ. દિવસે દિવસે કરમાવા લાગી, મૂરઝાવા લાગી. જાણે તેના જોબનનો કુસુંબલ રંગ ઊડવા લાગ્યો. અને એક દિવસ એવો આવ્યો કે તેને એ કોઠો છોડવો પડ્યો.

ટી. બી.ના જંતુઓ ફેફસાંને ખાઈ રહ્યાં હતાં. ઊધઈની પેઠે તેનું અંદરનું યંત્ર ખવાતું જતું હતું. આવકનું તો હવે સાધન રહ્યું નહોતું. પાસે થોડાક દાગીના હતા એ વેચી વેચીને ગુજારો થતો હતો અને દવા ચાલતી હતી. પણ એક બે વર્ષમાં તો પાસે હતી તેયે મૂડી ખવાઈ ગઈ. ત્યારે તો અખ્તરીને પણ એમ લાગ્યું કે એ નાહકની જીવાદોરી લંબાવી રહી છે. હવે તે સાજી થઈ શકે તેમ નથી, સાજી થાય તોયે પહેલાના રોનકવાળા દિવસો જોઈ શકવાની નથી. તો પછી શીદને ક્ષયનાં જંતુનું શરણું સ્વીકારી પરલોકમાં પેલા પ્રીતમ પાસે પહોંચી ન જવું!

હુસેનખાં આગ્રહ કરી કરીને ઈંજેકશન અપાવતો હતો. બીજી પેટન્ટ દવા લઈ આવતો હતો. અજમેરના પીરની બાધા પણ રાખી હતી. એ અખ્તરીને રોગમુક્ત કરવા માગતો હતો. હકીમોની અને ફકીરોની એ જડીબુટ્ટીઓ લઈ આવતો પણ એકે દવા કારગત ન નીવડી. ઊલટી અખ્તરી દિન પ્રતિદિન ક્ષીણ થતી જતી હતી. જાણે રાતોરાત વીસ વર્ષનું વાર્ધક્ય વધી ગયું હોય એવી તે લાગતી હતી.

છતાં એણે સંગીતને છોડ્યું નહોતું. ક્યારેક તે અને હુસેનખાં એક પછી એક રાગ છેડે જતાં હતાં. અખ્તરી ગાતાં થાકતી ત્યારે હુસેનખાં સારંગી પર એ રાગ છેડતો. જાણે સારંગીના તારની ઝણઝણાટીમાં રાગને રમાડતો...ખિલાવતો અને સુરાવટભરી રસમસ્તી ઉડાવતો. અખ્તરીને પણ એ રાગરાગિણીમાં ખોવાઈ જવું ખૂબ ગમતું. ક્યારેક તેને એમ થતું કે બસ રાગની રંગતના ઘેનમાં તે પડી રહે, રાગ ઘૂંટતી ઘૂંટતી એ ભર નિદ્રામાં પોઢી જાય.

તેના આવા કારમા દિવસોમાં હુસેનખાંની હુંફ ખૂબ જ સહાયભૂત થઈ પડી. હુસેનખાં સારંગી વગાડવામાં ઉસ્તાદ હતો. તેની નામના હરેક ગાનારી સુધી પહોંચી ગઈ હતી. ગાનારીને એ સારંગી પર સંગીત આપતો હોય ત્યારે મહેફિલમાં ગજબની રંગમસ્તી ઉછળતી. તેને અનેક જગ્યાએથી મહેફિલમાં સામેલ થવાનાં કહેણ આવતાં. પણ એણે અખ્તરીને ન છોડી તે ન છોડી. એ કહેતો :

'તો ફીર વો બિચારી કા કૌન દેખભાલ કરેગા...' ને પોતાના મનનું સમાધાન કરવા તે ગણગણતો : 'અખ્તરીબાઈ જૈસી ગાનેવાલી તો હોનેવાલી ચાહીએના...ઐસી ગાયકી કહાં હૈ...'

ને એ સંગીતનો ઉત્સાદ અખ્તરીની છાયામાં રાગ ઘૂંટતો બેસી રહ્યો. તેણે સ્વેચ્છાએ ગરીબી સ્વીકારી. અખ્તરી પાસે જે કંઈ હતું એ તો વેચાઈ ગયું હતું. હવે તો રહી હતી એની જીર્ણ શીર્ણ થયેલી કાયા.

અખ્તરી લંબાતી જતી માંદગીથી ત્રાસી ગઈ હતી. એ જીવનનો અંત ચાહતી હતી. પણ કોણ જાણે કેમ પણ પેલા આશકોની પેઠે, સંગીતરસિયાઓની પેઠે મોત પણ આ અવસ્થામાં તેની પાસે નહોતું ડોકાયું. એ ગંદી, ગોબરી, અંધારી ગલીની એથીયે બદતર ઓરડીમાં પડી હતી. કોઈ ને તેની તમા નહોતી. એકવારની નામી ગાયિકા ત્યાં જિંદગીના છેલ્લા શ્વાસ લેતી હતી એ જાણવાની પણ કોઈને પડી નહોતી.

હવે તો દવા તો બાજુએ રહી પણ ખાવાનાં પણ સાંસાં પડવા લાગ્યાં. હુસેનખાંને ના છૂટકે બાજુના કોઠામાં સારંગી વગાડવા જવું પડ્યું. એ રાતની મેહેફિલમાં સારંગી વગાડી પાછો અખ્તરી પાસે આવી પહોંચતો. અખ્તરીને જીવાડવા માટે એણે એ નોકરી સ્વીકારી હતી. હુસેનખાં તો સ્વરની આ મલિકાને રાજી રાખવા અનેક પ્રયત્નો કરતો હતો. પણ એ કરમાયેલું હૈયું અને શરીર પણ ફરીથી ન પાંગર્યું. અખ્તરીબાઈના જીવનમાં ઊડી ગયેલી વસંત ફરીથી ન આવી તે ન જ આવી.

હવે તો ખૂદ અખ્તરી જિંદગીથી, રોગથી ત્રાસી ગઈ હતી. તેમાંયે તેને માટે હુસેનખાંને નોકરી કરવી પડતી હતી એ જાણ્યા પછી તો તેનું મન જ કેમ, તેનું જીવતર પણ ખાટું ખાટું થઈ ગયું હતું. હવે કોને માટે જીવવું ! શીદને જીવવું ! શા માટે તે જીવતરનો તાંતણે લંબાવ્યે જાય છે ! ભલે મોત તેની પાસે ન આવે, એ શીદને મોત પાસે પહોંચી જતી નથી !

ને અખ્તરીએ પિયુ પાસે પહોંચી જવાની મનમાં ગાંઠ વાળી. એ રતનબાબુના ફોટા સામે તાકીને બબડી પણ ખરી :

'બાબુજી મેં આ રહી હું, આપકી પાસ આ રહી હું...આપ કે બિના જીકે કયા કરના હે...મેરે જન્મ જન્માંતર કે સાથી મૈં આપકી પાસ આ રહી હું...'

અને તેણે તેની ખૂણામાં પડેલી પેટી ખોલી. મહેફિલમાં પહેરતી હતી તે ઘણાખરાં કપડાં કાઢ્યાં. પણ આભુષણો તો વેચાઈ ગયાં હતાં. છતાં જે અવશેષ રૂપે પડ્યાં રહ્યાં હતાં તે કાઢ્યાં. જાણે મહેફિલમાં જવા તૈયાર થતી હોય તેવો તેણે શણગાર સજ્યો. વાળ ઓળ્યા. તાજું તો ફૂલ ક્યાંથી લાવે, રતનબાબુના ફોટા પરના હારમાંથી એક કરમાયેલું, સુકાયેલું ફૂલ લઈ વાળમાં ખોસ્યું. હતી તેટલી બંગડીઓ પહેરી. ચહેરા પર લાલી લગાડી. નખ રંગ્યા. આંખે કાજળ નાખ્યું. કાને પડી રહેલાં નકલી લટકણીઆં લગાડ્યાં. જાણે રતનબાબુનો અભિસાર કરવા નીસરી હોય તેવી તે બનીઠનીને તૈયાર થઈ. તૈયાર થઈ અને દવાની શીશીઓમાંથી એક શીશી શોધી કાઢીને ગટગટાવી ગઈ. એ દવા હુસેનખાં વાના દર્દ પર પગે ઘસવા લાવ્યો હતો. તેના પર લખ્યું હતું દવા ઝેરી છે. પીવા માટે નથી.

અખ્તરી દવા પીને હાથમાં તેના જ જેવી હાલતમાં પડેલો તાનપુરો લઈ ગાવા લાગી.

પિયા બિન નાહિ આવત ચૈન...

પણ રાગ બરાબર ઊપડતો નહોતો. કંઠ પણ બેતાલ બની ગયો હતો. જીભ જાણે ટૂંકી થતી જતી હતી. આંખે અંધારાં વધતાં જતાં હતાં. ત્યાં હુસેનખાં બહારથી આવ્યો. તેના હાથમાં ફળનો કરંડિયો હતો. ખાવાની ચીજ હતી. તે સાથે રતનબાબુનાં ફોટાને પહેરાવવાનો તાજો હાર પણ હતો. હુસેનખાંને જોઈને અખ્તરી બોલી :

'હુસેનખાં તુમ આ ગયે તો અચ્છા કીયા...મૈં તુમ્હારી હી ઇંતેજાર કર રહી થી.'

અને હુસેનખાં અખ્તરીનાં આ સજાવટ જોઈ તાજુબ થયો. આ બાઈને તે ગાંડપણ આવ્યું છે કે શું ! તેણે કહ્યું :

'અખ્તરીબાઈ દેખો મૈં ક્યા લાયા હું !' કહી હુસેનખાં ફળફળાદિ ખાવાની ચીજો દેખાડવા લાગ્યો. દવાની



બાટલી દેખાડી. પણ અખ્તરીની આંખે પણ પેલો હાર અડ્યો એ હાથમાં લઈને બોલી : 'હુસેનખાં... યહ હાર બાબુજીકી તસ્વીર પર ચડાઓ ' અને તેમાંથી એક ગુલાબ લઈ પોતાના વાળમાં નાખ્યું.

હુસેનખાંએ જૂનો હાર ઉતારી ફોટા પર આ નવો હાર ચડાવ્યો. અખ્તરી ખુશમિજાજમાં હોય તેમ પાછી બોલી :

'હુસેનખાં...ખાના પીછે ખાયેંગે...આજ તો દિલ હોતા હૈ કે જી ભર કે ગાના ગાઉં...તુમ સારંગી સજાઓ...'

અખ્તરી ખુશ થતી હોય તો હુસેનખાં ગમે તે કરવા તૈયાર હતો. તેણે સારંગીના તાર ઝણઝણાવ્યા. અખ્તરી કોઠામાં ઘરાકો સામે ગાતી હોય તેમ પગ વાળીને બેઠી અને મહેફિલ સમક્ષ ગાતી હોય તેમ તેણે ગીત શરૂ કર્યું :

'કર લે સીંગાર ચતુર અલબેલી...'

કર લે સીંગાર...એ ઉલટાવી પલટાવીને ગાવા લાગી અને રતનબાબુના ફોટા સામે જોઈને, સાભિનય ઉમેર્યું :

'કર લે સીંગાર ચતુર અલબેલી
સાજનકે ઘર જાના હોગા.

સાજનકે ઘર જાના હોગા...સાજન કે ઘર...સાજન... ગાતાં ગાતાં તો અખ્તરીનો કંઠ ફાટી ગયો. પેટમાં છુરીઓ ભોંકાતી હોય એવી કાતીલ વેદના થવા લાગી. તે આડી પડી ગઈ. પડતાં પડતાં તેણે કહ્યું. 'હુસેનખાં ...તુમ પણ ગીત ગાયે જાઓ. મુઝે પણ ગીત સુનાતે જાઓ.'

અને હુસેનખાં અખ્તરીનો આખરી કાળ પામી ગયો હોય તેમ સારંગી પર આ ગીત વગાડ્યે ગયો. એ અખ્તરીનું મોત બગાડવા માગતો નહોતો. એણે ગીત ઉપાડી લીધું.

'કર લે સીંગાર ચતુર અલબેલી...'
માટી હી ઓઢણ, માટી બિછાવણ
માટીમેં મિલ જાના હોગા...'

માટીમેં મિલ જાના હોગા...આ પંક્તિ એક બેવાર ગવાઈ. અખ્તરી રતનબાબુના ફોટા સામે અનિમેષ નેત્રે તાકી રહી હતી. સારંગીના તાર જાણે કરુણ મધુર સૂર છેડી રહ્યા હતા :

કર લે સીંગાર અલબેલી
સાજન કે ઘર જાના હોગા

અને અખ્તરી સાજન પાસે ક્યારે પહોંચી ગઈ તેની એને પણ ખબર ન પડી. તેની સારંગી કરુણ સૂર ગૂંજ્યા કરતી હતી.

★

પ્રો. જશભાઈ કા. પટેલ

## આવ, હે પ્રિય!

આવ તું અંતર મારે!
પ્રિય હે! આવ તું અંતર મારે!

જાણું હું, આ અંતર મારું લેશ ન તારે યોગ્ય;
દિલતડપન મુજ એવી કિન્તુ,
તુજ ન ખમાય વિયોગ!
જીવન મેલ્યું મુજ આધારે.
આવ તું અંતર મારે!

મેલુંઘેલું હૈયું મારું સ્પર્શે તારે સોહશે
અદ્ભુત એવું, નીરખી એને તુંય ઘડીભર મોહશે!
જો બસ એક જ વાર પધારે!
આવ તું અંતર મારે!

તું હું નો જ્યાં ભેદ ટળે ત્યાં સમરસ સઘળું થાશે;
આવ તું, પ્રિય હે આવ, જીવું હું તુજ મિલનની આશે,
ચિંતા નવ પછી તારે મારે!
આવ તું અંતર મારે!

★

વિનોદિની નીલકંઠ

# મારો કેડો ક્યારે છોડશો ?

ઘોઘે જઈ આવેલો હીરો આપણાં જાણીતાં લેખિકા-બહેનનાં માનસપ્રદેશમાં કેટલાય વખતથી ભમતો હતો તેને ઊર્મિ માટે ખાસ લેખમાં ઉતારીને એક સરસ મઝાની વાચન સામગ્રી આપી દીધી છે. શ્રી. વિનોદિનીબેનની સીધી સાદી પ્રવાહી કલમ દરેકને રૂચે છે....

હશે તો સ્વપ્નું જ પણ હું જાણે જાગૃતાવસ્થામાં જ તેને જોઈ રહી છું, એવો મને ભાસ થયો. મારા ઘરના અભ્યાસખંડમાં બેઠી બેઠી લખી રહી હતી ત્યાં તેણે પ્રવેશ કર્યો. આશ્ચર્યથી હું તેને જોઈ રહી. અગાઉ હું કદી તેને મળેલી ન હતી. હતો તો તે સાવ અજાણ્યો, છતાં તે કેમ જાણે ચિર-પરિચિત લાગતો હતો ? અને તેના ચહેરા ઉપર કેવી કરુણાજનક ગ્લાનિ પથરાયલી હતી ! તેનો ચહેરો નહિ, પણ તેની ઉપરનો ભાવ મને પરિચિત લાગ્યો. તેનો પોષાક જરા જરા વિચિત્ર હતો. ઘણાં વર્ષોથી આ પ્રકારનો પહેરવેશ ગુજરાતી જુવાનિયાઓએ તજી દીધો છે. આગન્તુક હતો તો નવજુવાન, છતાં તેનો વેશ બહુ જૂનવાણી ઢબનો હતો. વાળ હોળવાની રીત ગયા જમાનાની જણાતી હતી, એટલું જ નહિ, પણ વાળ કપાવવાની પણ આ ઢબ હવે ગુજરાતમાં જવલ્લે જ જોવા મળે એવી હતી. મને મનમાં વિચાર આવ્યો— ક્યાંક જોયેલો છે, પણ યાદ નથી આવતું કે ક્યાં જોયો હતો. ઊગમણી દિશાની બારી પાસે એક ખુરશી હતી, તે બતાવી મેં તેને કહ્યું, 'આવો, બેસોને ! કેમ ઊભા રહ્યા છો ?'

ખુરશી ઉપર બેસવાને જાણે તે ટેવાયલો ન હોય, એ રીતે તે તેની આગલી કોર ઉપર ઊભડક બેઠો. મેં સ્વગત ઉચ્ચારણ કરતાં કહ્યું, 'છે તો કોઈ બાઘા જેવો.' પણ તેની તરફ સમભાવ દર્શાવી મેં પૂછ્યું, 'બોલો ભાઈ, કેમ આવવું થયું ?'

બોલતાં તેની જીભ જાણે ઊપડતી ન હતી. શરમથી તેને મુખે શેરડા પડી ગયા હતા. મને કરુણા ઊપજી. માનવીને માનવી સાથે બોલતાં આટલો સંકોચ થાય, એ કેવી બેહુદી ઘટના કહેવાય ?

તેનો સંકોચ દૂર કરવા હું બોલી, 'તમને ક્યાંક દીઠેલા છે. પણ ક્યાં તે યાદ નથી આવતું. અગાઉ આપણે કદી એક બીજાને મળ્યાં છીએ ખરાં !'

હજી ડઘાયલે સ્વરે જ તે બોલ્યો, 'હા અને ના, આમ સીધી રીતે તો તમે મને નથી મળ્યાં, પણ— મારા નામથી તમે મને સારી રીતે પીછાનો છો.'

એટલે સ્વાભાવિક રીતે મેં તરત તેનું નામ પૂછ્યું. ત્યારે તે બોલ્યો, 'મારું નામ તો હીરાલાલ છે, પણ તે નામે કદીય તમે ન ઓળખી શકો. હીરો નામ કહું તો વખતે તમને ઓળખાણ પડે ખરું ?'

મનમાં ને મનમાં ઝપાટાબંધ હીરાલાલ કે હીરો નામના ઓળખીતા સંભારવા માંડ્યા—નિશાળમાં ભણતાં ત્યારે એક હીરો નામે પટાવાળો અમારી શાળામાં હતો, હીરાલાલ નામે એક શિક્ષક પણ હતા. પિતાજીને બંગલે હીરો નામે પગી હતો. મોસાળમાં એક પશી નામે રસોઇયણ હતી, તેનો પેલો છોકરો ઘર છોડીને ભાગી નીકળેલો અને પછી પકડાઈ ગયેલો, તેનું નામ પણ હીરો જ હતું ને ? પેલી જૂની અને પ્રતિષ્ઠિત સંસ્થાના લોકપ્રિય મંત્રી હીરાલાલ, યુવક સંઘના સહકાર્યકર હીરાલાલ, ડૉક્ટર હીરાલાલ, વકીલ હીરાલાલ, અમારા ખાસ મિત્ર હીરાભાઈ, વળી પેલા અવેતન રંગભૂમિ ઉપર મશહૂર બનેલા અમારા સ્નેહી પણ હીરાલાલ, જમીનની દલાલી કરતા પેલા હીરાલાલ, પેલા દવાની દુકાનવાળા હીરાલાલ, એક-વાર અમારી મોટરના ડ્રાઈવર તરીકે રહેલો એ પણ હતો હીરાલાલ, એક હીરાલાલ નામે ચિત્રકારને પણ ઓળખું છું. સંગીત શિક્ષક પણ હીરાલાલ નામે છે. હીરો નામે એક માળી પણ છે. અહોહો ! મારા સ્મૃતિપટ ઉપર એક પછી એક કંઈ હીરાલાલો ઊભરાવા લાગ્યા !

અત્યાર સુધી હું એમ માનતી કે અમારા પરિચયમાં



આવેલા લોકોમાં સૌથી વધુ સંખ્યા કાન્તિલાલ નામના માણસોની હશે—પણ આ હીરાલાલે તો આડો આંક વાળી નાખ્યો !

વર્ષો પૂર્વે દાર્જીલીંગ ગયાં, ત્યાં એક હીરાલાલ નહોતા મળ્યા શું ? એકવાર અવેજીમાં રસોઈ કરી ગયેલા ગોળ ખાવાના ખૂબ શોખીન હીરા મહારાજ મને સાંભર્યા. અમદાવાદમાં બે ત્રણ ઉદ્યોગપતિઓ પણ એ નામ ધારણ કરે છે ને ? પેલા વીમાવાળા હીરાભાઈ યાદ આવ્યા, મારી એક બહેનપણીના પતિનું નામ પણ હીરાલાલ છે, રેલ્વેમાં નોકરી કરતા એક હીરાલાલ યાદ આવી ગયા, દૂધવાળા રબારીના છોકરાનું નામ પણ હીરો હતો, ડુમ્મસ ગયાં ત્યારે વાડીવાળીનો છોકરો પણ હીરો નામે હતો, તે યાદ આવ્યો. અમારી દળણાવાળીના દીકરાનું નામ પણ હીરો છે—આ શું. અજાયબ વાત કહેવાય ! હીરાલાલ નામ ગુજરાતમાં આટલું બધું લોકપ્રિયતા પામેલું છે, એવું મેં કદી કલ્પ્યું ન હતું.

શું કર્ક રાશિમાં વધારે છોકરા જન્મતા હશે ?

કવિ કલાપીએ શું આ નામ વિષે તો ન ગાયું હોય કે—

> ‘ જ્યાં જ્યાં નજર મારી ઠરે
> યાદી ભરી ત્યાં આપની ! ?’

અને છતાં ખરી ખૂબી તો જુઓ કે આટઆટલા હીરા અને હીરાલાલ સંભાર્યાં છતાં મારી સન્મુખ બેઠેલો કિશોર તે સર્વમાંનો એકે હીરાલાલ કે હીરો ન હતો !

મને થયું આ તો ‘ નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં ’ જેવો ઘાટ થયો છે.

ઉપરના ફકરા લખતાં જેટલી વાર થઈ, તેટલી કાંઈ તે વિચારને ગતિ કરતાં વાર લાગી ન હતી. સર્વ હીરાલાલોની નામાવલિ તથા તે નામ ધારણ કરનાર વ્યક્તિઓની તસ્વીરો બહુ ઝપાટાબંધ મારા માનસપટ ઉપરથી પસાર થઈ ગઈ હશે. તેટલીવાર મારા મુખ તરફ સ્થિર દષ્ટિ રાખીને જાણે વિચારશૂન્ય દશામાં તે હીરાલાલ ઉર્ફે હીરો બેઠો રહ્યો હતો, છેવટ મેં લાચારી દર્શાવતાં કહ્યું, ‘ માફ કરજે ભાઈ ! પણ મેં તને ન જ ઓળખ્યો. વારુ ક્યાં રહો છો ?’

તે બોલ્યો, ‘ ઘોઘા બંદરની પાસે રહેતો હતો, પણ હું તો જન્મ્યો, જીવ્યો અને મરી પણ પરવાર્યો છું. પણ મારા જીવની સદ્‌ગતિ થઈ નથી. આજ કાંઈ વર્ષો થયાં ભૂત બનીને હું ગુજરાતની ભૂમિ ઉપર ભમું છું. મારો કેડો તમે છોડશો, ત્યારે મારી મુક્તિ થશે. તે માટે તમને વિનતિ કરવા હું આવ્યો છું કે હવે તો મારો કેડો છોડી દ્યો.’

હું ખરેખર ખૂબ જ તાજુબ બની, અને સ્વગતોક્તિ હું બબડી : ‘ ખરેખરો કોઈ ગળેપડુ પ્રેતાત્મા લાગે છે ! કે પછી ભૂલો ન પડ્યો હોય !’ તેને સંબોધીને મેં કહ્યું, ‘ હીરાભાઈ તમારી કાંઈ ગલતી થતી હોય એમ લાગે છે. હું તમારો કેડો છોડતી નથી, એમ તમે કહી રહ્યા છો, પણ હું તો તમને ઓળખતી પણ નથી.’

‘ તે જ મહેણું છે ને ? મારાં વહાલાં કોઈ મને ઓળખતાં નથી, છતાં મારી છાલ છોડતાં નથી.’

મેં કહ્યું, ‘ કૃપા કરીને તમારો પૂરો પરિચય કરાવશો હીરાભાઈ ?’

તેણે કહ્યું : ‘જરૂર. બહુ બહુ વર્ષો પૂર્વેની—એકાદ સૈકા પહેલાંની આ વાત છે. એક વાર રાત્રે મારા બાપા વાત કરી રહ્યા હતા કે સવારે હીરાને ઘોઘે મોકલવો છે. તે વાત બાજુના ખંડમાં સૂતેલો—અને મેં આ વાત સાંભળી. હું આમ જરા ભોટ જેવો ગણાતો તેથી મને થયું કે લાવ હોશિયારી બતાવી સૌને દિંગ કરી દઉં. તેથી સૌ સૂઈ ગયાં, પછી હું પથારી છોડી ઊભો થયો. અને રાતોરાત ઘોઘા ગયો. અમારા ગામથી ઝાઝું વેગળું તો નહિ. છતાં ખાસ્સી અર્ધી રાત ચાલ્યો, ત્યારે ઘોઘા પહોંચ્યો ગામના દરવાજા બંધ હતા. તેથી દરવાજાની

ડેલીને હાથ અડાડીને હું પાછો ઊભે શ્વાસે ઘેર ગયો. છેક મળસકું થવા આવ્યું ત્યારે ઘર ભેગો થઈ ગયો. કોઈને ખબર ન પડે, એ રીતે મારી પથારીમાં જઈને સૂઈ ગયો.

સવારે ઊઠીને બાપા કહેવા લાગ્યા: 'બેટા હીરા, આજે તારે ઘોઘે જવું પડશે.'

હું ઉત્સાહપૂર્વક બોલી ઊઠ્યો. 'બાપા, હું તો રાતે ઘોઘે જઈ આવ્યો!'

બાપા ખૂબ નવાઈ પામ્યા અને તેમને તો બધી વાત પૂછી. મેં હોંશભેર રાતનું પરાક્રમ કહી સંભળાવ્યું. શાબાશીની અપેક્ષા રાખી હું બાપા તરફ જોઈ રહ્યો. પણ બાપા તો કપાળ કૂટીને બોલી ઊઠ્યા: 'લ્યો! આ હીરો ઘોઘે જઈ આવ્યો ને ડેલીએ હાથ દઈ આવ્યો!'

'તમને મળીને હું બહુ જ ખુશી થઈ છું. ગુજરાતના સામાજિક ઇતિહાસમાં, ખાસ કરીને કહેવતક્ષેત્રમાં તો તમે અમર બની ગયા છો. પણ બોલો, તમે મારી પાસે કેમ આવ્યા છો?' મેં ઉમળકાભેર પૂછ્યું.

ઓશિયાળું મોઢું કરીને હીરો કહેવા લાગ્યો, 'હું વિનંતિ કરવા આવ્યો છું કે હવે ખમ્મૈયા કરી જાવ. ક્યાં સુધી મારો પીછો પકડી રાખશો? મારી મૂર્ખામી શું એટલી હદ વગરની હતી કે સો વર્ષ થયાં, છતાં તમે સૌ ગુજરાતીઓ મને ભૂલતા નથી? મારા આત્માની શાંતિ ખાતર હવે મને જતો કરો.'

હીરાની વાત સાંભળી મારું દિલ દ્રવી ઊઠ્યું. અરેરે! સાવ અજાણતાં બિચારા આ એક અબુધ કિશોરને આપણે કેટલો અન્યાય કરી બેઠા છીએ? પેઢી દર પેઢી હીરાની આ વાત અને તેની કહેવત આપણે વારસામાં લેતાં અને આપતાં જ આવીએ છીએ?

વળી મને એક નવો જ વિચાર આવ્યો કે તે જમાનામાં તો એકલો હીરો જ કદાચ એ રીતે ઘોઘે જઈ, ડેલીએ હાથ દઈને પાછો આવ્યો હશે, પણ ચાલુ જમાનામાં તો કેટકેટલાએ આવા હીરાઓ દૂર દૂર દેશાવર જઈ, ડેલીએ હાથ દઈ દઈ ને પાછા વળે છે! ઉપરાંત આ હીરાએ તો બાપડાએ કોઈને કશું નુકસાન નહોતું કર્યું. પોતાની નિંદરનો ભોગ આપ્યો, અને પોતાના ટાંટીઆ ચકવી નાખ્યા, પણ આધુનિક જમાનાના હીરાઓ તો આપણા ગરીબ દેશની ટૂંકી પુંજીમાંથી નાણાં લઈને વિદેશની ડેલીએ હાથ દઈને પાછા આવે છે. તેમનું તો કોઈ નામ પણ લેતું નથી! કેટકેટલાં કમીશનો અને કેટલાં બધાં ડેલીગેશનો!

મેં હીરાને કહ્યું, 'તારી વાત ખરી છે, ભાઈ હીરા. તું ધારે છે અને સમજે છે, તે કરતાં પણ તારી વાતમાં ઘણું વધારે તથ્ય છે.'

હીરો ખુશી થયેલો જણાયો અને તે બોલી ઊઠ્યો, 'ત્યારે તમે હવે મારા આત્માની સદ્‌ગતિ કરાવશો ને?'

મેં કહ્યું, 'મારાથી બને તો હું જરૂર તેમ કરું. પણ ગુજરાતમાં જડમૂળ ઘાલીને પેસી ગયેલી આ કહેવત રદ કરવાનું મારું શું ગજું? મારી પાસે શી સત્તા છે?'

મારી કલમ ભણી નિર્દેશ કરીને હીરો કહેવા લાગ્યો, 'તમે કલમને ગોદે મારી વકીલાત નહિ કરો? કાંઈ કાંઈ તમારાં લેખક મિલનો અને સાહિત્ય પરિષદો ગોઠવાય છે, અને તેમાં ચર્ચા થાય છે, ઠરાવ થાય છે, તેમાં મને ન્યાય ન અપાવો?'

હીરાને કોઈ પણ પ્રકારનું વચન આપું તે પહેલાં વહેલી પરોઢનો કૂકડો બોલ્યો. હીરાની ખુરશી ખાલી થઈ ગઈ. જાગીને જોઉં છું તો, તે ન દેખાયો. મારી કલમ હાથમાંથી સરીને ટેબલ ઉપર પડી ગઈ હતી.

કૃષ્ણપક્ષનો ચંદ્રમા મારી પૂર્વાભિમુખ બારીમાંથી આસોપાલવના પાંદડાંના દળમાંથી ડોકીઉં કરીને હસતો હસતો મારા અભ્યાસખંડમાં સ્મિત–કિરણો વેરી રહ્યો હતો.

★



હરભાઈ ત્રિવેદી

# મનોવિજ્ઞાન

શિક્ષણ અને કેળવણીના આ યુગમાં માનસશાસ્ત્ર અને મનોવિજ્ઞાનને પૂરેપૂરી રીતે સમજવા દરેક પ્રયત્નો થાય છે. આપણા જાણીતા કેળવણીકારે ઊર્મિ માટે ખાસ લખેલા આ અભ્યાસુ લેખમાં એવી જ અભ્યાસુ દૃષ્ટિ રજૂ કરી છે કે જે દરેકને વાંચવી વિચારવી ગમે........

આજના યુગમાં મનોવિજ્ઞાને ઘણી મોટી પ્રગતિ કરેલી છે. આ પ્રગતિનો કાળ છેલ્લા પાંચ સાત દાયકાથી વધારે નથી અને છતાંયે સેંકડો વર્ષોમાં જે શોધાયું ન હતું અને સમજાયું ન હતું તે છેલ્લાં પચાસ વર્ષોમાં ચમત્કારિક રીતે હાથ લાગ્યું. મનના શાસ્ત્રનો મૂળ સંબંધ તો આત્માના શાસ્ત્ર સાથે હતો. તત્ત્વચિંતકો મનુષ્યમાં રહેલા આત્માની ઓળખાણ કરવા માટે મથતા ત્યારે એની ઓળખાણ માટે મોટામાં મોટા સાધનનો ઉપયોગ કરતાં તે સાધન માણસનું મન હતું. મન પરખાય નહિ એટલે આત્માને ઓળખવા માટે મનને પારખવાનું કામ અગત્યનું મનાતું. આ દૃષ્ટિએ અધ્યાત્મશાસ્ત્રના અંગ તરીકે મનનું શાસ્ત્ર સમજવામાં આવતું હતું અને તે રીતે તેનો ઉપયોગ થતો હતો. આર્યાવર્તના વેદશાસ્ત્રોમાં માણસના મનની મીમાંસા પણ આ જ દૃષ્ટિએ કરવામાં આવી છે. સ્વતંત્ર માનવીનું મન કુદરતી વાતાવરણમાં કુદરતનાં બળાબળો સાથે સંપર્કમાં કે સંઘર્ષમાં આવતું તેનો અભ્યાસ કરવો અને તેવા અભ્યાસ દ્વારા આત્માની ઉન્નતિનો માર્ગ શોધવો તે સમર્થ વિચારકોનો વ્યવસાય હતો. બહારની દુનિયાના માણસના ચિત્ત ઉપર જે પ્રત્યાઘાતો પડતા તે પ્રત્યાઘાતો દ્વારા માણસના મનની શક્તિનું માપ કાઢવામાં આવતું અને એવી કસોટીમાં જે લોકો માનસિક દૃષ્ટિએ શક્તિશાળી ગણાતા તે લોકો જ સંસારનું દરેક દૃષ્ટિએ નિયમન કરતાં. આ રીતે જોઈએ તો માણસના મનનો મહિમા ઘણો મોટો છે.

સેંકડો વર્ષો વીતતાં ગયાં તેમ તેમ માણસનું મન વધારે ને વધારે સ્પષ્ટ સ્વરૂપ પકડવા લાગ્યું. આપણા દેશમાં તો મનનો સંબંધ આપણા સાથે જ રહ્યો છે એટલે મનના શાસ્ત્રનો વિચાર પણ આત્મશાસ્ત્ર સાથે જ કરવામાં આવ્યો છે. પરંતુ પશ્ચિમની સંસ્કૃતિમાં અધ્યાત્મશાસ્ત્ર કરતાં ભૌતિકશાસ્ત્ર વધારે મહત્ત્વ ધરાવે છે એટલે આત્માના પ્રશ્નને ઘણીયે બાબતોમાં મનના પ્રશ્ન તરીકે સ્વીકારી લેવામાં આવે છે. માણસનું આવું મન એક સ્વતંત્ર તત્ત્વ છે અને શરીર સાથે, વાતાવરણ સાથે, સામાજિક પરિબળો સાથે અને દુનિયાના પલટાતા સંયોગો સાથે ગાઢ રીતે સંકળાતો હોવા છતાં તેને પોતાનું એક સ્વતંત્ર વ્યક્તિત્વ છે એ પ્રકારનો દાવો પશ્ચિમના મનોવૈજ્ઞાનિકે રજૂ કર્યો અને એ દાવાના સમર્થનમાં પોતાના સંશોધનો દ્વારા મળી આવતા પુરાવાઓને આગળ ધર્યા. આ રીતે મનનું શાસ્ત્ર એક સ્વતંત્ર શાસ્ત્ર તરીકે વિકાસ પામ્યું અને છેલ્લાં પચાસ વર્ષો દરમ્યાન તો એક સ્વતંત્ર અને અનોખા વિજ્ઞાન તરીકે વિજ્ઞાનોની દુનિયામાં તેણે પોતાનું વિશિષ્ઠ સ્થાન ધરાવ્યું.

આ વિકસતું મનોવિજ્ઞાન જુદી જુદી માન્યતાઓ ધરાવે છે. આવી માન્યતાઓ પૈકી મનનાં જ્ઞાત પ્રદેશને મહત્ત્વ આપનાર મનોવૈજ્ઞાનિકો વર્તનવાદને ઘણી અગત્ય આપે છે. પરંતુ મનને માત્ર જ્ઞાત પ્રદેશમાં મર્યાદિત રાખી શકાય તેમ નથી. મનનો જ્ઞાતપ્રદેશ તો માણસના મનનો એક છેક જ નજીવો ભાગ છે તેવું સંશોધનોમાંથી ફલિત થયું. એટલે પછી મનનાં અર્ધજાગ્રત અને અજાગ્રત પ્રદેશો શોધવા પાછળ નવા યુગના મનોવૈજ્ઞાનિકોએ ભારે જહેમતપૂર્વક નાનામોટાં સંશોધનો કર્યાં. આવાં સંશોધનોનો પિતા ડૉ. ફ્રોઈડ હતો. તેમણે માણસના મનનો અજ્ઞાત પ્રદેશ શોધ્યો અને માણસના સારામાઠા વ્યવહારોનું મૂળ પણ એ અજ્ઞાત મનમાં પડેલું છે તેવું સાબિત કર્યું. તેમને પગલે ચાલીને 'ડૉ. યુંગ' અને 'ડૉ. આડલર' પણ અવનવાં સંશોધનો કરી શકયા. તેમના સંશોધનોની ભૂમિકા પણ માણસનું

અજ્ઞાત મન જ રહી. આ અજ્ઞાત મનમાં માણસની અનેક પ્રકારની પ્રાથમિક વૃત્તિઓ તેના મૂળ સ્વરૂપમાં પડેલી હોય છે. એવી વૃત્તિઓને માણસના બાલ્યકાળમાં જેટલે અંશે દબાવવામાં આવી હોય તેટલે અંશે એ વૃત્તિઓએ વિકૃત સ્વરૂપ પણ પકડેલું હોય છે. વળી જ્યારે જ્યારે આવી વિકૃત વૃત્તિઓ જોર કરીને માણસના જ્ઞાત મનની સપાટી ઉપર આવવા પ્રયત્ન કરે છે ત્યારે ત્યારે માણસના જીવનનાં પ્રસંગોની વિવિધતા પ્રમાણે તેવી એક યા બીજી વૃત્તિ મોખરે રહેવા મથે છે. વૃત્તિઓનું આ ધમસાણ શમાવવાનું કામ ઘણું મુશ્કેલ હોય છે. શમણ નિષ્ફળ જાય છે ત્યારે દમનનો ઉપયોગ કરવો પડે છે, અને એટલે પછી આવી દબાયેલી વૃત્તિઓની આસપાસ અનેક પ્રકારની ગ્રંથિઓ બંધાવા લાગે છે. અજ્ઞાત મન સંબધેની આ હકીકત સર્વમાન્ય ગણાય છે. આવા ઘર્ષણોમાંથી અને ગ્રંથિઓમાંથી માણસના મનમાં નાનામોટા રોગો પેદા થતા માલૂમ પડ્યા છે. એવા માનસિક રોગોને મટાડવાના ઉપાયો પણ આ નવા માનસશાસ્ત્ર દ્વારા જ હાથ લાગી શક્યા. આજે તો હવે અજ્ઞાત મનનાં અસ્તિત્વનાં મુદ્દાનો સ્વીકાર કરીને જુદા જુદા પ્રકારની વિચારધારાઓ અસ્તિત્વમાં આવી છે. અને એવી વિચારધારાઓ અનુસાર માનસિક રોગોની ચિકિત્સા થાય છે અને તે માટેના ઉપાયો હાથ ધરાય છે.

ડૉ. ફ્રોઈડ આગ્રહપૂર્વક માને છે કે વૃત્તિઓના દમનમાંથી અને વૃત્તિઓ આસપાસ ગુંથાયેલી વૃત્તિઓમાંથી જે રોગો પેદા થાય છે તે રોગોના મૂળમાં કામવૃત્તિના દમનનું જોર હમેશાં મોખરે હોય છે. આ સિદ્ધાંત અનુસાર ડૉ. ફ્રોઈડના અનુયાયીઓ જ્યારે પણ માનસચિકિત્સા કરે છે ત્યારે કામવૃત્તિના પ્રત્યાઘાતો વધારે સૂક્ષ્મતાથી નિહાળે છે. ડૉ. યુંગ આગ્રહપૂર્વક માને છે કે માણસના માનસિક રોગોના મૂળમાં અહં વૃત્તિની વિકૃતિ અને તે સાથે સંકળાયેલી ગ્રંથિઓ મોખરે રહીને કામ કરતી હોય છે. આ વિચારના માનસચિકિત્સકો માનસિક રોગોની ચિકિત્સા કરતી વખતે માણસની અહંવૃત્તિના પ્રત્યાઘાતને હમેશાં પહેલું મહત્વ આપે છે. ડૉ. આડલર માણસના વ્યક્તિત્વને પ્રાધાન્ય આપીને તેનામાં રહેલી શ્રેષ્ઠતાગ્રંથિ કે અલ્પતાગ્રંથિ તેના માનસિક રોગોનું કારણ હોય છે તેમ માને છે અને તેવી માન્યતા અનુસાર રોગોના ઉપાયો કરવા મથે છે. આ રીતે માણસના અજ્ઞાન મનમાં દબાઈને પડેલી તેની ભારેમાં ભારે બળવાન વૃત્તિઓ જ માણસના મનના અસ્વાસ્થ્યનું કારણ છે એટલું તો આપણે સૌ કોઈ સ્વીકારી શકીએ છીએ. નવું નવું વિજ્ઞાન આ દિશામાં હજી પણ સંશોધનો અને પ્રયોગો કરી રહ્યું છે. દરેકે દરેક વિચારધારા સફળતા મળતી જાય છે તેમ તેમ આગળ વધ્યે જાય છે અને તેમાંથી નવાં નવાં સત્યો શોધાયા કરે છે. સમાજમાં વ્યક્તિના જીવનમાં અથવા તો સામાજિક જીવનમાં માનસિક સ્વાસ્થ્ય ઓછું થતું જાય છે તે પરિસ્થિતિને નિવારવા સારું અને મનના રોગોને મિટાવવા સારું આ વિકસતું જતું મનોવિજ્ઞાન એક રામબાણ ઔષધ તરીકે કામ કરી રહ્યું છે તેમ કહેવામાં અતિશયોક્તિ નથી.

★

પ્રો. ડૉ. ભાનુ પંડયા

## ફરી આવો

તમે ભૂકંપ થ્યા, જીવન અમારું ખળભળાવીને
સદા અદૃશ્ય થઈ રહેતા જગતમાં ક્યાંક કો ખૂણે;
તમે મૂકી શક્યા માઝા, અમે આશાભર્યા દાઝ્યા
લગન લાગી તમારી તો ય. છો તારાજ અમ થાતા

ફરી આવો, હવે તો સૌ ધરી દેવું એ આશાએ
અકળ તવ સૌ ગતિ નોંધે
આ 'શીસમોગ્રાફ'* અમ હૈયું.

* ધરતીકંપ માપકયંત્ર

★



ઈશ્વરભાઈ પટેલ

# સાગરવીર [૩]

ઊર્મિની ચાલુ સાહસકથાનો આ છેલ્લો હપતો છે. સાગરનાં સાહસોની ભયંકરતા અને ખેલદિલી આપણા કિશોરોમાં જુસ્સો અને નિર્ભયતા પ્રેરે છે. એવાં ગજબનાક સાહસો ચલચિત્રની પેઠે આ સળંગ વાર્તામાં આબાદ રીતે ગૂંથાયેલાં છે. આ કથા પુસ્તક રૂપે તૈયાર થઈ રહેલ છે......

પોતાની ભાષાના આ શબ્દો કેટલા વરસે એના કાને પડ્યા! આ આશ્ચર્યજનક ઘટનાથી મેગેલન એ નિર્ણય પર આવ્યો કે એ મસાલાના ટાપુ નજદીક હતો. એને મનોહર્ષ તો એ વાતનો હતો કે વિદ્વાનોનું કથન આજે સત્ય પડતું હતું. પૃથ્વી ગોળ છે એનો પુરાવો એ પૂરો પાડતો હતો.

એક સપ્તાહ એણે અહીં ભારે સુખ ને આનંદમાં વીતાવ્યું. ટાપુના રાજાએ એને માનપૂર્વક વધાવ્યો ને એની ખૂબ આગતા સ્વાગતા કરી, ઝાકઝેરાં ભોજન પાણી પીરસ્યાં! હવે તો માત્ર આગેકૂચ કરી મસાલાના ટાપુએ પહોંચવાનું જ બાકી હતું ને! પણ એને લોભ એ વાતનો રહ્યો કે આ સમૂહના દરેક દ્વીપ પર ઉતરાણ કરી, એને સ્પેનના સામ્રાજ્યનું અંગ બનાવવો જોઈએ. એટલે એણે સૌથી મોટા ટાપુનું નામ પૂછ્યું ને એ મળતાં જ એ 'સેબુ' તરફ ઊપડ્યો. એનો રોજનીશી–લેખક ચીગ્ફેટા નોંધે છે કે એની કમનસીબીએ જ એને આમ ખેંચ્યો!

આ ટાપુના પ્રથમ દર્શને જ એને ખાત્રી થઈ કે એ અગત્યનો ટાપુ હતો. એના બંદરમાં દેશી હોડીઓ ઉપરાંત પરદેશી નૌકાઓ લાંગરેલી હતી. પોતાની જાતને વિનવીને કુડાકાના સ્વામી તરીકે જાહેર કરી ઑા પાડવા માટે એણે તોપખાતું ચલાવ્યું. તોપોના ભડાકા સાંભળતાં જ બધા લોકોએ નાસભાગ શરૂ કરી એટલે મેગેલને પોતાના અંગરક્ષક એંત્રીકને રાજા પાસે મોકલ્યો ને કહેવડાવ્યું કે આ ધૂમધડાકા તો રાજાના માનમાં થયા છે. નહીં કે એમને ભડકાવવા યા શત્રુવટથી. અને મેગેલન એમની સાથે વ્યાપારી સંબંધ બાંધવા રાજી છે.

પણ અહીંનો રાજા માત્ર કુદરતનું બચ્ચું નહોતો. એણે આ નવી દુનિયાનો આંચકો અનુભવેલો હતો એટલે એણે કહાવ્યું કે વેપારી સંબંધ બાંધતા અગાઉ બંદરી કર ભરી દેવા ઘટે. એણે આ વાત નવી પણ કરી નહોતી પણ ત્યાં આવેલા એક મુસ્લિમ વેપારીએ રાજાને આ ધોળા લોકોની તાકાતની વાત કરીને ઉમેર્યું કે આ સફેદ 'પિશાચ' એ જ હતા જેમણે કાલીકટ ને મલાક્કાનો કબજો લીધો હતો!

ઝઘડો ટાળવા રાજાએ કરની વાત પડતી મૂકી એને માટે એક ભોજનસમારંભ યોજ્યો અને વેપારી કરારની પોતાની તૈયારી દર્શાવી. મેગેલને પોતાના પક્ષે અપાર મળતાવડાપણું દાખવ્યું ને આ બન્ને વચ્ચે એવી મૈત્રી જામી કે રાજાએ પોતાના થોડા સાગ્રીતો સહ ખ્રિસ્તી થવાનું સ્વીકાર્યું. અને ૧૫૨૧ના એપ્રિલની ૧૪મી તારીખ ને રવિવારે ભરબજારમાં એક ક્રૂસ ઊભો કરવામાં આવ્યો. રાજા ને તેના પચાસ સાગ્રીતો ઘૂંટણિયે પડ્યા ને એ સૌએ વિધિપૂર્વક ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો. આ સમાચાર અંદરના ભાગમાં પહોંચતાં સંખ્યાબંધ ટોળીઓના વડા આ નવ્ય વિધિમાં સામેલ થવા આવી પહોંચ્યા ને ચંદ દિવસોમાં તો આજુ બાજુના લગભગ બધા જ સરદારોએ સ્પેનની મૈત્રી સ્વીકારી ખ્રિસ્તી ધર્મનાં પવિત્ર પાણીનો છંટકાવ પોતાના દેહ પર કરાવ્યો.

આજ સુધી તો એવું બન્યું કે જાણે મેગેલન પર વિધિના ચારેય હાથ હતા પણ હવે એક વિચિત્ર કરુણતા જન્મી. આ ટાપુની પાસે મેક્ટન નામનો એક નાનો દ્વીપ હતો. સ્પેનીશ લોકો આવ્યા ત્યારથી એમને ખોરાક ને અન્ય સહાય ન મળે તે માટે પોતાથી બનતું બધું એ કરી છૂટતો હતો. એના આ વૈમનસ્યને કારણ પણ હતું. એના ટાપુના એક ખૂણે એક વખત નાનું દંગલ જામેલું ને તેમાં એના કબીલાનાં થોડાં ઝૂંપડાં આ ગોરાઓએ બાળી મૂકેલાં. એણે ખોરાક ને સામગ્રી આપવાની ના પાડી, એ



મેગેલન માટે આક્રમણનું પૂરતું કારણ પૂરું પાડ્યું. એને લાગ્યું કે પોતાના બળ ને દારૂગોળાનો સ્વાદ એને ચખાડવો ઘટે.

જિંદગીમાં પ્રથમ વખત મેગેલને થાપ ખાધી. સેબુના રાજાએ હજાર સૈનિકો આપવાની વાત કરી પણ મેગેલને ના પાડી. એને તો સ્પેનની ધાક બેસાડવી હતી અને બતાવવું હતું કે બખ્તર પહેરેલા સ્પેનિશ સૈનિકોને આ લોકોનાં ભાલા, તલવાર તલમાત્ર ઈજા પહોંચાડી શકશે નહીં. એટલે માત્ર સાઠ માણસો લઈ એ ઊપડ્યો ને સેબુના રાજાને આ યુદ્ધ નીરખવા આમંત્રણ આપ્યું.

મેકટનના સરદારને સૌથી મોટો સહારો કિનારાનો હતો. ત્યાં આવેલી એક પરવાળાની ટેકરી મેગેલનની હોડીઓ ઓળંગી શકી નહિ એટલે ચાલીસ માણસો સાથે મેગેલનને દરિયાનાં પાણી ડહોળી કિનારા તરફ જવા પ્રયત્ન આદરવો પડ્યો. એના વહાણમાંના સૈનિકોનાં બાણનો લાભ એને મળ્યો નહીં, અને કિનારા પર તો આદિવાસીઓની ટોળી એમનું 'સ્વાગત' કરવા તલપાપડ થઈ રહી,—ગર્જના કરતી જ ઊભી હતી! એ લોકોને જ્યારે સમજ પડી કે આમની તોપો ખપની નથી એટલે વીજળીક ઝડપે, ભાલા, ને બાણથી, એમના પર તૂટી પડ્યા, અને બખ્તરથી ઢંકાયેલા એમના શરીરનું એક અંગ—પગ ખુલ્લા હોવાથી, એમણે એને જ હલ્લાનું નિશાન બનાવ્યા. મેગેલનના પગમાં એક ઝેરી બાણ વાગતાં જ એણે આસ્તેથી પીછેહઠનો હુકમ આપ્યો પણ સાત આઠને બાદ કરતાં બાકીના તો ઊભી પૂંછડીએ જ ભાગ્યા. મેગેલન એક પગે લંગડો હતો ને બીજે વાગ્યું બાણ એટલે ખસી શક્યો નહીં. એવામાં એને દ્વીપવાસીઓ પરખી ગયા એટલે એને જ હલ્લાનું નિશાન બનાવ્યો. બે વખત એનો ટોપ શિર પરથી ગબડી ગયો છતાં એણે લડ્યે જ રાખ્યું. છેવટે એના ડાબા પગ પર એવો સખત ફટકો પડ્યો કે એ છત્તોપાટ પાણીમાં પડી ગયો. તરત જ પેલા લોક એના પર તૂટી પડ્યા ને એનાં અંગો ભાલા ખોસી ખોસી કાણાં કરી નાખ્યાં ને મેગેલનના રામ રમી ગયા!

આમ જ્યારે એ પોતાની મનોકામના બર લાવવાની અણી પર હતો ત્યારે એક નજીવી લડાઈમાં એણે દેહ ગુમાવ્યો. કરુણતા એ રહી કે એનું શબ પણ એના માણસોના હાથમાં ન આવ્યું!

આ તકરારમાં આઠ જ સ્પેનિશ ખલાસીઓ મરાયા પણ એમના નેતાનું અવસાન એમને માટે કારી ઘા સમ હતું. અને એથીયે દુ:ખમય વાત તો નીચા મોંનું હતું. એમનો—ગોરાઓનો અજેયતાનો પરપોટો ફૂટી ગયો!

આ વાતનો વધુ કરુણ અંજામ તો મેગેલનના અંગરક્ષક એન્રીકના અર્થહીન અપમાનમાંથી જન્મ્યો. એન્રીક પોતાના માલિકને પડખે આખર સુધી લડી, ઘવાયો હતો અને એને વહાણમાં લાલ સાદડીથી વીંટાળી દેવામાં આવ્યો હતો. ત્યાં જ નિશ્ચેષ્ટ પડ્યો હતો તેવામાં વહાણના નવા ચૂંટાયેલા નેતાએ તેની સમક્ષ આવી અપમાનભરી તોછડી ભાષામાં એને, કિનારે જઈ, વેપારની ગોઠવણ કરવા જણાવ્યું અને નહીં તો બરડો ખોખરો કરવાની ધમકી આપી. એન્રીકનું સ્વમાન ઘવાયું. એ બોલ્યો નહીં પણ કિનારે પહોંચી એણે સેબુના રાજા સાથે કાવત્રું ઘડ્યું.

ચાર દિવસે પાછા ફરી એણે આ કપ્તાનને કહ્યું કે સેબુના રાજાએ સ્પેનના રાજા માટે રત્નોની ભેટ એકત્ર કરી છે અને એ સ્વીકારવા એમણે કિનારે જવું.

કપ્તાન ને ઉપકપ્તાન—બન્ને આ જાળમાં ફસાયા, ને અનુભવી ને નાયક એવા ઓગણત્રીસ સ્પેનિશો કિનારે ઊપડ્યા, (સદ્ભાગ્યે રોજનીશી-લેખક પીગેફેટા હજુ ઘવાયેલ હોવાથી વહાણમાં રહ્યો ને બચ્યો.) એમનું દબદબાભર્યું સ્વાગત કરી એમને ભોજનના માટે એક ઝૂંપડીમાં લઈ ગયા, થોડીવારમાં જ વહાણમાંના માણસોને કાને ચીસાચીસ ને બૂમાબૂમ પડ્યાં. સેબુનો રાજા પૂર્વયોજના મુજબ એના મહેમાનોને વધેરવા લાગી ગયો હતો!

વહાણના અનુગામી કપ્તાને કિનારા પર તોપમારો કરવાની સૂચના આપી ને દરિયો ગર્જી ઊઠયો. એટલામાં એક ભયંકર દૃશ્ય નજરે પડયું. ઉપકપ્તાન સેરો ભાગી છૂટયો હતો ને એની પાછળ પડેલા દુશ્મનોએ એને પકડી પાડી, એનાં હથિયાર છીનવી લીધાં હતાં. નવા કપ્તાનને એ યુક્તિ માટે માલભરેલી હોડી મોકલવા વિનવી રહ્યો હતો.

બદલાના માલની વિગતો નક્કી થઈ ને ક્ષણભર લાગ્યું કે એ જીતી જશે પણ પેલા આદિવાસીઓએ આ બધો માલ કિનારા પર જ મોકલવા આગ્રહ રાખ્યો એટલે નવા કપ્તાનને બીક પેઠી કે એ લોકો કદાચ માલ ને હોડી ને માણસો બધું પૂરું પાડે એટલે એણે લાંગરેલાં વહાણને તત્કાલ આગેકૂચ કરવા સૂચના આપી ને વહાણ પરના માણસોએ પોતાના ઉપકપ્તાનને ઘાતકી રીતે ઘૂંટાઈ કુટાઈ રામશરણ પહોંચતો નજરોનજર જોયો !

એ જ વખતે આદિવાસીઓનું એક બીજું ટોળું પેલા ક્રૂસ પર તૂટી પડતું એમણે જોયું. જોતજોતામાં તો એ ક્રૂસ ભૂમિગત થઈ ગયો ને મૅગેલનને અઠવાડિયાંની જહેમત ને ધીરજથી જે ઊભું કર્યું હતું તે પલવારમાં ધરાશાયી થતું એનાં માણસોએ દેખ્યું.

બચેલાઓની સ્થિતિ સાવ કફોડી હતી, ૨૬૫ માણસના એ કાફલામાંથી હવે માત્ર ૧૧૫ જીવતા હતા એટલે ત્રણ વહાણ માટે એ પૂરતી સંખ્યા નહોતી, તો પછી એક વહાણ ઓછું કેમ ન કરવું ? એ ગણત્રીએ વધુ કાણાંવાળું તૂટેલું એક વહાણ ખાલી કરી, સળગાવી મૂકયું અને બાકીનાં બે—'ટ્રીનીદાદ' ને 'વિકટોરિયા' એકબીજાની પડખે પડખે દરિયા પર સરકી નીકળ્યાં.

નેતાની ખોટ પણ હવે જ એમને સાલી. તેઓ મોલ્યુકસની સાવ નજદીક હોવા છતાં, ચોક્કસ રસ્તો પકડી નહીં શકવાથી, છ માસ ત્યાં ને ત્યાં જ કુંડાળામાં ચક્કર ચક્કર ભમ્યા. માન આબરૂ નેવે મૂકયાં. નવો કપ્તાન કાર્વલ્હોએ સાવ ચાંચિયાવેડા આદર્યા, ને એની આ લુચ્ચાઈ ને શાહ્યમ એટલાં વધી ગયાં કે એના અરાજક બનેલા ખલાસીઓને પણ સૂઝ ઉપજી એટલે એને બદલી સેબિસ્તાનને કપ્તાનપદે ચૂંટયો.

આખરે એક સુખદ અકસ્માતથી એ મોલ્યુક્સ ટાપુ પર ભટકાઈ પડયા ને ૧૫૨૧ ના નવેમ્બરની આઠ તારીખે એ ટિડોરદ્વીપ પર ઊતર્યા. અહીંના વાસીઓ ધાર્યા કરતાં વિશેષ મૈત્રીભાવવાળા નીકળ્યા ને સ્પેનિશોએ જે જે ઇચ્છયું તેનાથી અતિઘણું તેમને મળ્યું. એ તો એવા ગેલમાં આવી ગયા કે પોતાની સૌ ચીજો—અરે કમર પરના પટ્ટા સુદ્ધાં આપી દઈ બદલામાં એમણે ઠસોઠસ મસાલાથી વહાણ ભરી દીધાં.

આમ મસાલા ને ખાદ્યસામગ્રીથી લદાયેલાં વહાણ જેવાં સફરે ઊપડયાં કે તરત જ ખવાઈ ગયેલું 'ટ્રીનીદાદ' આંકોશિયાં મારવા લાગ્યું. એનાં પાટિયાં પહોળાં થઈ ગયાં અને એમ નક્કી થયું કે ૫૧ ખલાસીઓ સહ એ વહાણે 'નસીબના ટાપુ' પર એનું સમારકામ થતાં સુધી રોકાવું એટલે 'વિકટોરિયા' ઊપડયું ને કમનસીબ ટ્રીનીદાદ, ત્યાં રોકાઈ સાજું થઈ, પાછું આગળ ચાલ્યું તોપણ રસ્તામાં જ એ ખતમ થઈ ગયું ને એના સૌ ખલાસીઓની કબર એ સમુદ્રજલ જ બન્યું.

પ્રથમ ગોળાર્ધની સફરમાં ત્રીસ માસ વીતાવી ચૂકેલા, ભાંગ્યાતૂટયા ને ભૂખથી ભરેલા 'વિક્ટોરિયા'ની, બાકીના ગોળાર્ધની મુસાફરી એ વહાણવટાના ઇતિહાસમાં એક સર્વોત્તમ વીરગાથા છે. એમાં પાંચ માસનો ખોરાક ભરવામાં આવ્યો હતો પણ મીઠું બિલકુલ મળ્યું નહોતું એટલે ભંડારમાં ભરેલું માંસ, સૂર્યના બળબળતા તાપમાં સડીને એવું ગંધાઈ ઊઠયું કે એને સમુદ્રમાં પધરાવી દેવું પડયું.

આમ દુષ્કાળદેવની હાજરીમાં જ વહાણને આગળ ધપવાનું થયું તેમાં વળી વહાણ પર મસાલાનો બોજોય ઓછો નહોતો. ભૂખમાંય એ ખવાય શી રીતે એટલે ખાદ્યચીજ હોવા છતાં ખપની નહોતી. પરિણામે

રોજખરોજ ભૂખથી ચીમળાઈ ગયેલાં શબ દરિયામાં ફેંકાતાં રહ્યાં ને આમ પાંચ માસમાં કોડી ઉપરાંત ખલાસીઓ ગુમાવી 'વિક્ટોરિયા' કેપ વર્દ ટાપુના બંદરથી દૂર લાંગર્યું.

આ બંદર પોર્ટુગીઝ તાબાનું હતું એટલે ત્યાં ઊતરવું એ મોતને નોતરવા બરાબર હતું. છતાં આરો નહોતો એટલે અમેરિકાથી આવ્યા છીએ એમ જણાવવાની સૂચના સહ એક હોડી રવાના કરવામાં આવી. ખોરાકથી લદાઈ એ સહીસલામત પાછી ફરી એટલે એમણે બીજી એક હોડી રવાના કરી પણ એ પહોંચતાં જ કિનારા પર જે ધમાલ મચી તે પરથી કપ્તાન પામી ગયો કે એનું કપટ છતું થયું છે એટલે પેલા લોકોને વિધિને આશરે છોડી એણે ચાલતી પકડી.

આ ટાપુ પરનો વસવાટ આમ ઘણો અલ્પજીવી ને જોખમી નીવડ્યો પણ અહીં જ વહાણના રોજનીશી-લેખક પીગેફેટાએ એક નવાઈની બિના નોંધી, ને એ નોંધનાર આ વિશ્વનો સર્વપ્રથમ માનવી એ હતો. ટાપુ પર સામગ્રી માટે ઊતરેલા ખલાસીઓ એવી વિસ્મયકારક વાત લાવ્યા કે ટાપુ પર ગુરુવાર ચાલતો હતો જ્યારે વહાણ પરનું પંચાંગ બુધવાર બતાવતું હતું. પીગેફેટાએ ત્રણ વરસ સુધી અતિશય સંપૂર્ણ ચોકસાઈથી દિનનોંધ રાખી હતી એટલે એની ભૂલનો સંભવ નહોતો છતાં એણે વહાણના સુકાની સાલ્વોને પૂછી જોયું. સાલ્વોની નોંધ પણ બુધવાર જ બતાવતી હતી. અનુમાન એ નીકળ્યું કે હંમેશ પશ્ચિમ તરફ હંકારતા આ વિશ્વપરિક્રમાર્થીઓ એક દિવસ ક્યાંક ખાઈ ગયા હશે! આ આશ્ચર્યકારક ઘટનાએ આખા યુરોપને વિચારણામાં નાખી દીધું. ત્યાંસુધી કોઈને વહેમ સરખોય નહોતો કે પૃથ્વીની પોતાની દૈનિક ગતિની દિશામાં જ સફર કરનારનું વહાણ પરિભ્રમણને અંતે એક દિવસ આગળ ધપી જાય.

હજુ તો 'વિક્ટોરિયા' ઘરે પહોંચ્યું નહોતું. તૂટતાં ને હાલંહાલા કરતાં પાટિયાંવાળું એ વહાણ, ધીમે ને શ્રમિત ડગલે સફરના છેલ્લા ભાગને કાપવા લાગ્યું. મસાલાના ટાપુ છોડ્યા ત્યારે એમાં જે ૬૦ જણ હતા તેમાંના થોડા જ બચ્યા હતા ને પાણી ઉલેચવા એ સૌએ ભારે મથામણ કરવી પડતી. આખરે જ્યારે ૧૫૨૨ ના સપ્ટેમ્બરની ચોથી તારીખે એમણે પોર્ટુગલને વાયવ્ય ખૂણે આવેલી સેંટ વિન્સેન્ટ ભૂશિરનાં દર્શન કર્યાં ત્યારે એમને બેસવા ઊઠવાનાય સાંસા પડતા હતા.

એ દિવસને અંતે એ જ્યારે ત્રણ વરસ પર જ્યાંથી નીકળેલા, એ કિનારે પહોંચ્યા ત્યારે વહાણમાંના અઢારેય જણ ઘૂંટણીએ પડી માદરેવતનની માભોમને ચૂમવા લાગી ગયા.

વળતી સવારે નદીના પ્રવાહમાં હંકારી એ સેવિલ પહોંચ્યા ત્યારે કેનોએ એમને તોપો ફોડવા સૂચના આપી! આ જ તોપો ત્રણ વરસ પૂર્વે આ કિનારે જ ગર્જના કરી અગમનિગમના મલકમાં જવા નીકળેલી, એમણે જ મેગેલનની સામુદ્રધુની ને પ્રશાંત મહાસાગરને પોતાના અવાજથી સત્કારેલાં, એ જ તોપો ફિલીપાઈન ટાપુમાં ગર્જી ઊઠેલી છતાં એ પોતાના અવાજ એટલા ઉલ્લાસમય ને મોટા કદીય નહોતા જેટલા આજે, પોતાના પ્રત્યાગમનની ખબર આપવાને ટાણે, હતા. એ તોપગર્જના પોકારતી હતી કે કોઈએ કદી હાંસલ નહીં કરેલી અજોડ સિદ્ધિ અમને વરી છે. પૃથ્વીની સર્વપ્રથમ પ્રદક્ષિણા કરવાનું માન દૈવે અમને અર્પ્યું છે!

આવી અચંબાભરી અપ્રતીમ 'ન ભૂતો' જેવી સફર કરી આવનાર આ સાહસિકોને સત્કારવા ટોળેટોળાં નદીકિનારે ઊમટ્યાં અને એ અઢાર વીર એક પછી એક લાંગરેલા વહાણમાંથી નીચે ઊતર્યા, તેમને નખશિખ પ્રસંશાનેત્રે નિરખી રહ્યાં. એ બિચારા તો નીચે ડગ દેતાં ગબડી પડતા હતા, એમના ચહેરા સુકાએલા હતા, ડાચાં બેસી ગયેલાં દીસતાં હતાં, નેત્ર ઊંડાં ઊતરી ગયાં હતાં ને દરેક આદમી દસેક વરસ જેટલો વૃદ્ધ થઈ ગયેલો માલૂમ પડતો હતો.



એમને ભોજન ધરવામાં આવ્યાં પણ અણીના વખતે એમણે લીધેલું વ્રત પાળવા, એ સૌ ઉઘાડે પગે ને નત હૃદયે, દેવળ ભણી ચાલી નીકળ્યા. ત્યાં પહોંચી તેમણે પોતાને હેમખેમ રાખવા બદલ સર્વનિયંતા પ્રભુનો પાડ માન્યો ને સફરમાં ખપી ગયેલ પોતાના નેતા તથા બસો ઉપરાંત સાથીદારોની ચિરશાંતિ માટે પ્રાર્થના કરી.

એમના પુનરાગમનના સમાચાર વાયુવેગે યુરોપભરમાં પ્રસરી ગયા. કોલમ્બસની સફર પછી આટલો રસ કશાયે પેદા કર્યો નહોતો કારણ આ સફરે ભૌગોલિક શંકા, આશંકાઓને નિર્મૂળ કરી દીધી હતી. સેવિલના મુખમાંથી નીકળેલા એક વહાણે, કાયમ પશ્ચિમ દિશામાં જ કૂચ કરી, એ જ બંદરમાં પુનઃ પ્રવેશ કર્યો એ બિનાએ પૃથ્વી ગોળ છે ને એને વીંટળાઈને એક અફાટ સમુદ્ર વિસ્તર્યો છે એ વાતને નક્કર હકીકતનું સ્વરૂપ આપી દીધું.

સ્પેનના ધ્વજ હેઠળ કોલમ્બસે નવી દુનિયાની આધુનિક શોધખોળની શરૂઆત કરી ને એ જ ધ્વજના નેજા નીચે મેગેલને એને પૂર્ણ કરી. ત્રીસ વરસના આ ગાળામાં માણસને પોતાના નિવાસસ્થાન પૃથ્વી—દુનિયા વિશે એવું બધું જાણવા મળ્યું જે એણે તે પહેલાંના હજારો વર્ષમાં કદી જાણ્યું જોયું નહોતું.

જે શરાફીએ સફરનું ખર્ચ આપ્યું હતું તે પણ ખુશખુશાલ હતા. વહાણમાં ૨૬ ટન જેટલા મસાલાએ આખી સફરનું ખર્ચ કાઢવા ઉપરાંત ૧૫૦૦ ગોલ્ડ ડ્યુકેટનો નફો બતાવ્યો ને આ એક વહાણના માલે, માણસોના જાનને બાજુએ રાખીએ તો, પૈસાની દૃષ્ટિએ ચારેયની ખોટ ભરપટે પૂરી પાડી.

વહાણને સ્પેનના કિનારે પહોંચાડનાર કપ્તાન કેનો પર પ્રસંશા વર્ષાનો પાર ન રહ્યો. જો કે એનો સાચો અધિકારી તો મેગેલન જ હતો. વિધિની એ પણ કરુણતા કે જે માર્ગ શોધવા એણે પોતાનો જાન હોમ્યો એ માર્ગ વરસો સુધી એટલો બધો જોખમભર્યો રહ્યો કે વહાણવટીઓ પનામાની સંયોગીભૂમિ પર માથે માલ વહી જઈ, આ સમુદ્રમાંથી પેલામાં પોતાનો માલ પહોંચાડતા.

એકાદ પેઢીમાં તો મેગેલનની એ સામુદ્રધુની લગભગ વિસરાઈ ગઈ! એની શોધ પછી અઠાવન વરસે દક્ષિણ અમેરિકાના પશ્ચિમ કિનારે આવેલાં સ્પેનિશ સંસ્થાનો પર અણધાર્યું ઉતરાણ કરવા ડ્રેકે એને વાપરી. બાકી ત્યાર પછી તો મેગેલને જેને આંતરરાષ્ટ્રીય માર્ગ કલ્પી આ બધી જહેમત ઊઠાવી હતી, તે સમુદ્ર માર્ગ ક્વચિત ક્વચિત જતા કોઈ વહાણને, અને નહીં તો માત્ર વહેલના શિકારીઓને જ ઉપયોગી નીવડ્યો!

છતાં આ સામુદ્રધુનીને સર્વ પ્રથમ પાર કરનાર એ સાહસિક નાવિક મેગેલનને ઇતિહાસ કદી ભૂલી શકે નહીં કારણ કે પૃથ્વીના આ ગોળાનું સાચું માપ કે પરિમિતિ શોધવામાં એણે માનવ હિંમત ને નિશ્ચયની જે પરાકાષ્ટા બતાવી તે માનવ ઇતિહાસને પાને સુવર્ણ અક્ષરે કાયમ કોતરાઈ રહેશે.

ઘણું જીવો મેગેલન!



**પ્રવાત**

## જગસાથી

તારું ભલે જગતથી નવ કોઈ સાથે આવ્યું, તને જીવનની સુવિદાય વેળા
એકાદયે તુજ સુસાથી તને મળેલ, આવ્યું નહીં જીવન છેક તટે પહોંચ્યું;
કિન્તુ સદાય તવ મૃત્યુ પછી તને જ, ઝંખે સનાતન તને જગસાથી સેવી.



'મીનપિયાસી'

# પહેલો જ પત્ર

એક નવતર અનુભવને ગૂંથી લેતી આ વાર્તાના લેખક કવિ તરીકે તો જાણીતા છે જ. આ વાર્તામાં પણ કલ્પના સાથે વાસ્તવને ગૂંથીને કવિત્વ રેલાવે છે. પરદેશના કવિઓને જ થઈ શકે તેવો અનુભવ ગુજરાતી કવિને થાય છે ત્યારે આવી અજાયબ વાર્તા સર્જાય છે......

હું ઓસરીના હીંડોળે હીંચકતો હતો, મારા પગના હળુહળુ ઠેલે ધરતીને દબડાવતો,—ના ગબડાવતો હતો. હીંડોળો અદ્ધર હવામાં ઝૂલતો હતો ને ધરતી અવકાશમાં ગબડયે જતી હતી. સામે ઓશરીમાં મારો નાનો ભાઈ લાલ માટીની તાવડી ઉપર એક બેનમુન ચિત્ર ઉતારતો હતો. એ કલાકાર હતો. એની નાની બેબી, મારી પાસે હીંડોળા ઉપર સૂતીસૂતી, મારાથી જાણે જરાય ઓછી ઊતરવા ન ઇચ્છતી હોય તેમ પોતાના નાનકડા હાથપગથી વાતાવરણને ખળભળાવી મૂકતી હતી. પરિણામે વા–ઝડી, વરસાદ ને તોફાન થતાં હતાં. વધારામાં પોતાના સુકોમલ કિલકિલાટથી આકાશનો ગુંબજ ગજાવતી હતી ને લોકો માનતા કે મેઘગર્જના થાય છે. ને અમારાં—મારા નાનાભાઈના ને રસોડામાં રાંધતાં બેબીની બાના હૈયામાં એના પડઘા પડતા હતા.

'તમે ઓલ્યું કવર ફોડો જોઈએ.'

નાનોભાઈ બોલ્યો. 'કવર ? કયું કવર ?' મેં પૂછ્યું. 'એક કવર આવ્યું છે. ઈ જોવા જેવું છે.' મને યાદ આવ્યું. હું હમણાં જ બહારથી આવ્યો હતો. ટપાલ આવી હશે તે યાદ ન હતું. મને ભારે કૌતુક થયું. કદાચ મારી નોકરીનો ઓર્ડર આવ્યો હશે. મારા ઓરડાના ટેબલ ઉપર જોયું તો એક કવર હતું. જે માસિકોમાં મારાં કાવ્યો છપાતાં તેમાંથી એક માસિકના તંત્રી મારફત પુનર્પ્રેષિત—'રીડાયરેકટ' થઈને આવ્યું હતું. હવે સમજ્યો. મારાં કાવ્યોનાં વખાણ હશે. માટે ભાઈએ ધ્યાન ખેંચ્યું.

કાગળ ફોડયો, વાંચ્યો, અને મારી દુનિયા ચકર ચકર ફરતી લાગી. હા, મને બરાબર ખ્યાલ છે કે તમે કહેશો કે 'તમે જ ઠેસ મારી હતી ને ?' પણ એ તો પૃથ્વીને પશ્ચિમ પૂર્વ ફરવા માટે, ને આ તો—ઉત્તર દક્ષિણ ધ્રુવ એકબીજાની પાછળ ફેરફૂદડી ફરતાં હતાં—ભમરડો આડો સુવારીને કોઈ ફેરવે એમ, સમજ્યા ?...મેં ટેબલ પકડી લીધું. મારી ખુરશી ગોળ ગોળ ફરે એવી છે એટલે એવી શંકા ગઈ. પણ એમ ન હતું. આ બધું એક જ ક્ષણ ચાલ્યું. મગજમાં ઊઠેલો ઝંઝાવાત બીજી જ ક્ષણે શમી ગયો ને હું સ્વસ્થ થયો.

'મૂર્ખા ! દુનિયાની અઢી અબજની વસ્તીમાંથી કઈ એવી મૂરખી હોય કે તને આવા કાગળ લખે ?' મેં મનને કહ્યું. પણ મન બોલ્યું. 'પણ ઈ તો મનેય ખબર છે. પણ ગમે તેમ તો ય આ પહેલો જ પત્ર છે. અને જગતના કયા પ્રથમ અનુભવે અસ્વસ્થ નથી બની જવાતું ભલા !' મેં કહ્યું 'બરોબર.' હેં ! હા. હા. મેં તમને કાગળની વાત તો કરી જ નથી, એ તો ભૂલી જ જાઉં છું. પણ થોડીક પૂર્વ ભૂમિકા કહી લઉં. એ જ માસિકમાં મારું એક કાવ્ય છપાયું હતુંઃ—

'કોઈ મને ના ચાહે,<br>
કોઈ ન જોતું નજરું માંડી,<br>
નેહ ભરેલ નિગાહે.<br>
ગમે મને તો જવું તણાઈ,<br>
પ્રીતિ તણા પ્રવાહે'—કોઈ.

એવું એવું બધું હતું. પત્ર આમ હતો :—

પ્રિય......

'કોઈ મને ના ચાહે,' એમ શા માટે ? ચાલો હું જ તમને ચાહું...નેહભરેલ નિગાહે નિહાળું...પ્રીતિના પ્રવાહમાં તાણી જાઉં...પણ...

मैंने ऐनक जो लगा रखी है......

ઠીક ત્યારે...નમસ્તે.

મને થયું...??!!??!!...કહો, હવે દુનિયા ચકર



ન ફરે ? મને હિંદી ગયા જનમમાં આવડતું હશે. પણ આ જનમમાં તો નથી આવડતું. પરિચય જ ન હતો ત્યાં પ્રવેશની શી વાત ? કોઈ કોવિદ—જાણકાર જ ને ? —ને પૂછી જોઈએ, એમ વિચારી બે અંગત અને થોડા ઝાઝા અંતર્ગત એવા મિત્રોને સ્વગત નહીં એવી રીતે વિગત પૂછી.

આ ઈ મિત્રોએ કહ્યું કે 'ઐનક' એટલે તો 'ચોટ' કે 'રઢ' એવો અર્થ થાય. રઢ કોની લાગી ? મારી ? કે કવિતાની ? ને આ પાણા જેવો 'પણ' છે એનું શું ? પ્રણયમાં વચ્ચે આડી આવેલી ભીંત જેવો ઈ 'પણ' ન મૂકયો હોત તો ?

તારીખ જોઈ, તો વરસ પહેલાંની—ઈયે ઠીક. છાપ જોઈ તો દેખાય જ નહીં. પોસ્ટમેનને ખાસ સૂચના કરી હશે ? પણ તો ય માંડમાંડ ઉકેલી તો સૌરાષ્ટ્રના એક મોટા પ્રાન્તના મુખ્ય શહેરનાં પરાવિભાગની હોય એમ લાગી.

આ 'ભાઈ'—અલબત્ત ઈ 'બાઈ' તો શીદને હોય જ ?—મિત્ર હોય કે અજાણ્યા પણ તે દિવસ પુરતો તો મને પ્રીતના પ્રવાહે તાણ્યો જ...મજા પડી હોં ! ...પણ...પણ......ભલા માણસ ? ૧૫ નયા પૈસા ખર્ચ્યા ને સરકારને ઝાઝી તકલીફ ન થાય માટે પંદર લીંટીયે ન લખતાં પંદર શબ્દો જ લખ્યા ?...યે બી ઠીક હૈ.

હવે ? આનો જવાબ કેમ દેવો ? એક જ રસ્તો. એ જ માસિકને વાર્તા લખી મોકલું.

જમીને વાર્તાનો વિચાર કરતો આડો પડ્યો. સહેજ મીઠું ઝોકું આવ્યું હશે ત્યાં...જાગી ગયો. મને એની ચીડ છે. બપોરે શાંતિ ને એકાન્ત જોઈએ. એમાં કોઈ જગાડે તો માથું ફરી જાય. બારણું—અધખોલેલું જ હતું તે—સહેજ ઊઘડ્યું ને...એક અણધાર્યો જ અજાણ્યો મજાનો, ચહેરો દેખાયો. હું બેઠો થઈ ગયો. એ ચહેરો સાડીવાળો હતો હોં ! 'કેમ ? આવો...આપને કોનું કામ હતું ?' પૂછતો હું ઊઠ્યો. ને બારણું સાવ ખોલ્યું ત્યાં રેઈનકોટ હાથમાં, હેન્ડબેગ સાથે—ને છત્રી પણ ખરી—એક આધુનિક યુવતી જેવી લાગતી સ્ત્રી, પણ કૈંક પીઢ લાગતી ઊભી હતી : 'કવિશ્રી પિયાસીજી છે ?...હું... થી આવું છું.'

'હા, હા, આવો પધારો, માફ કરજો હોં મને ખ્યાલ...' 'ના, ના, એમાં શું ? આ બેગ ક્યાં મૂકું ?' 'લાવો, અને કોટ છત્રી આ કબાટમાં મૂકાશે, ટાંગી શકાશે. ખીતી છે.' કહી મેં બેગ બાજુમાં મૂકી.

મારા ઓરડાની બારી પાસે આરામખુરશી છે. ત્યાં એમને બેસાર્યાં, બેસતાં બેસતાં દિવાલ પર એમણે વાંચ્યું. 'દુનિયાનો છેડો મારી બેઠક.'...ને એમનું મોઢું મલકી પડ્યું. મારા સામે આંખ માંડી, જરા અસ્વસ્થ કરે એવી નજરે પૂછ્યું, 'આપ !...આપ પિયાસીને શું થાવ ?' હવે મારી આંખ, એને અસ્વસ્થ કરે એવી રીતે ચમકી, 'જી ! હું બહુ દિલગીર છું, પણ આપને વાંધો ન હોય તો હું જ 'પિયાસી' છું.'

અને એ સહજ હસી પડી. તમે રૂપાની ઘંટડી સાંભળી છે ? મેં નથી સાંભળી, પણ મેં નિર્મળ ઝરણાંનો કલકલ નિનાદ સાંભળ્યો છે એ મને યાદ આવ્યું.

'મને લાગ્યું જ હતું, આ દિવાલ પરનું લખાણ, આપનો ચહેરો, વિનય, આંખો, એ બધું એ જ કહેતું હતું, પણ...પણ તેમાં દિલગીર શા માટે થવું ? મને શો વાંધો હોય ? જેમને મળવા માટે હું દૂર...થી આવું છું. એ જ સામે મળે, તેમાં વાંધો હોય ?'

'ના, પણ કલ્પેલા માનવી કરતાં પ્રત્યક્ષ જરા જુદું લાગે ને ? એટલે. ને હું ઘણીવાર હજામત કરતાં અરીસામાં જોઉં છું, ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં ત્યારે ખાસ કાંઈ ધ્યાન ખેંચે એવું...' એ હસી પડી પણ આ વખતે પેલું ઝરણું નહોતું કલકલ્યું. પહેલી રાતે સારો એવો વરસાદ થયા પછી સાવ ઉઘાડ થઈ જાય. ને પૂર્ણિમાની ફુલ્લ ચાંદની પ્રકાશી

રહે—એ દૃશ્ય કરતાં વધારે સુંદર-મધુર બીજું કોઈ દૃશ્ય મને લાગ્યું નથી. આ સ્મિત જોઈને મને યાદ આવ્યું. બેત્રણ વાર પ્રફુલ્લ પ્રસન્નતા દર્શાવતી આંખે મારા સામું જોઈને થોડીવારે વાત બદલી. સહજ નિસાસા જેવું મને લાગ્યું હો !

'મારે આપને મળવું હતું.'

'જી.'

'હું આપનાથી નાની છું. મને બહુમાન આપવાની જરૂર નથી.'

'નાનાં તોયે મહેમાન.'

'એ ખરું, પણ હું મહેમાન થઈને નથી આવી.'

'એટલું બધું ?'

'કેમ ! એમાં એટલું બધું શું છે ?'

'અલબત્ત હું સમજું છું કે આપનો મારા પ્રત્યે સમભાવ છે એટલે જ છેક આટલે દૂરથી તકલીફ લીધી છે. પણ મહેમાન ન ગણવાં, એટલું બધું તમને પોતાપણું બતાવવાની વૃત્તિ થાય એવું કૈં મારામાં મને દેખાતું નથી.'

'સમજી, આપને ન દેખાય પણ બીજાને દેખાય ને ? મને આપની કવિતાઓ બહુ ગમી. અને, હા, મારો પત્ર નથી મળ્યો ?'

'ઓહ,' અને મને યાદ આવ્યું. હું કેમ ભૂલી ગયો ? કદાચ પ્રત્યક્ષ આવી મનોહર સુરેખતા જોઈને વિસ્મૃતિ થઈ હશે ? 'ઓહો, હા, હા, હમણાં જ, સવારે જ મળ્યો, હું ભૂલી જ ગયો હં, તમે આવ્યાં ને હું જરા ઝોકે ચડી ગયેલ એટલે જરા...'

'કૈં નહીં. પણ, મેં તમને આરામમાંથી...'

'ના, ના,' અને મને પેલા પત્રની પંક્તિઓ યાદ આવી. પછી હું તે બાકી રાખું ?

'એવું છે ને, આરામના ઘણા પ્રકાર હોય છે. શરીર ને મન એવાં સંકળાયેલાં હોય છે ને કે એકને આરામ મળતાં બીજાનેય લાભ થાય છે.' અને જાણે મારી નજર—ભાલાની જેમ એના દિલની પોચી પોચી માટીમાં ખૂંપી જતી હોય એમ વેદનાની મારી એ નીચું જોઈ ગઈ. પણ હારી ખાય ઈ બીજી, તરત જ ઊંચું જોઈ એણે દાવ મૂક્યો 'મારા આવવાથી જો કે માનસિક આરામ અનુભવતા હો તો મારે મન મોટા સંતોષની વાત છે.' હવે એની આંખમાં તોફાન ન હતું. ગાંભીર્ય હતું. હુંયે જરા ફાવતો થયો.

મનેય ગંભીર થતાં આવડે છે એમ બતાવ્યા વિના ચાલે ? મારા હૈયામાં શું થતું હતું એ હું જ જાણતો હતો. આ આખી ઘટના પાછળ એક ઈતિહાસ પડેલો હતો. મને નાનપણમાં, એટલે કે અઢારેક વર્ષે, પરણાવેલો. ને હું અડધો અભ્યાસમાં ને અડધો પ્રણયમાં મારી પત્નીનો પરિચય પૂરો કેળવી શક્યો ન હતો. પણ કવિતાનો રસિયો ખરો એટલે જીવનમાં કવિતા ઉતારવાના કોડ ખરા હોં ! પણ... જ્યાં અભ્યાસ પૂરો કરું ત્યાં તો એકાએક, શરદીના તાવમાં—મારી પત્ની ચાલી ગઈ. હું બરોબર પરીક્ષા દઈને છૂટ્યો ત્યારે તો એને અર્ધભાનની જ સ્થિતિ હતી. છતાંય મારાથી બનતી, નજરની વાણીથી માયા બતાવી બે દિવસ સારવાર કરી, ને એણે રજા લીધી.

ને પછી તો અભ્યાસને લીધે કૈંક સુકાયલું શરીર, આરામથી, મિત્રો સાથે હરવા ફરવામાં ને આનંદમાં સુધારતો જઈ, હું થોડા સમયમાં કામે ચડી ગયો. એ વાતને ત્રણેક વર્ષ બીજાં થઈ ગયાં. પરણવાની ઉતાવળ ન હતી ને જેમ સમય ગયો તેમ ભૂતકાળની યાદ વસમી લાગવા ઉપરાંત વધુ સ્વસ્થતા પણ આવતી ગઈ. હવે તો નિરાંતવા બેસી આ મિત્રોના સહવાસમાં ઉપાડેલી સાહિત્ય પ્રવૃત્તિ માણતાં માણતાં, બસ કોકને કવિતા ગમી જાય ને આવી ચડે, તો જ ઠેકાણે પડવું છે એવા એવા તરંગે મોજ કરતો હતો. પણ એવું તે કાંઈ જિંદગીમાં બને ? મને રમણભાઈ દેસાઈની વાર્તાઓમાં બહુ ચીડ ચડતી. આમ તો નાનપણમાં સાંભળેલ વાર્તાઓની જેમ જ એક પાનુંય નીરસ ન જાય એવી સરસ વાર્તાઓ લખનાર એ જ



લાગેલા. પણ વાર્તામાં તો વાસ્તવિકતા હોય ? છતાં જીવન સાથે સરખાવતાં મને થતું કે આ તે પણ કોઈ રીત છે ? આ ઓલ્યા જયંત સારું જ્યોત્સ્નાને દક્ષા છરો મારવા જાય ? અરે ! કોઈ પારકી છોડી-નેય ન મારે તો બેનને જ ? ભાઈ, આ મેં તો મારા સારું છરો તો શું પણ કોઈ બે છોકરીયુંના ડોળા એક બીજી સામે કકડાવાતાય નથી જોયા; તેનું શું ? અને જયંતનું વર્ણન જોતાં મારા કરતાં એનામાં કૈં વિશેષતા નથી જણાતી. ને છતાંય હું મૂર્ખ તરંગી પેઠે, સિનેમાના 'બાલમ,' 'સજની'નાં ગીતો ને નાચ જોઈને એમ જ માનતો કે કોઈ મળી રહેશે. એટલે જ આ અસંગતનું મહત્ત્વ હવે સમજાયું ! અને હું તો એ જાણતો જ હતો પણ ન સમજાયું એ કે ખરેખર આ વાસ્તવિક જગતમાં એને મારામાં શું રસ પડ્યો ? ને વળી કોઈ પણ સંસ્કારી સ્ત્રી, જોયા કર્યા વિના આવા કાગળ લખે ? એટલે મારે વિમાસણ હતી. પણ બાઈ હતી તો સંસ્કારી જ. મેં કહ્યું—જરા ગંભીર થઈને સ્તો—' એવું છે, હું કદાચ દંભી હોઈશ; પણ એમાં બહુ સફળ નથી થતો. મને તો હૈયે હોય એવું હોઠે કહેવાની ટેવ, લગભગ કુટેવ જેટલી જોર-દાર છે...તમે માત્ર મારાં કાવ્યો વાંચીને આ રીતે અહીં સુધી આવો ને આવો પત્ર લખો એ મારે માટે તો સત્ય કરતાં સ્વપ્ન જેવું વધુ છે. કારણ કે મારું એ જીવનસ્વપ્ન હતું. અને હું એ માટે તમારો ખરેખર આભારી છું.'

અત્યંત સૌમ્યભાવે એ હસી રહી. થોડી વાર શાંત રહી એકાએક પૂછ્યું: 'આવો પત્ર કેમ કહો છો ? મેં તો માત્ર આપનાં કાવ્યો ગમે છે ને મળવા—પરિચય કરવા ઇચ્છું છું. એવું જ લખ્યું છે એ જ ને ?'

હું ચમક્યો. એની આંખ નિર્દોષ હતી. મેં પત્ર કાઢતાં કહ્યું: 'મને લાગે છે કે કૈંક ગોટો થયો છે. આજે સવારે આ પત્ર મને મળ્યો છે. એ કોનો છે એ ખબર નથી.'

એણે વાંચ્યું. ને એણે સહજ હસતાં કૈંક આશ્ચર્ય અને દુઃખથી કહ્યું: 'મારે નવાઈ છે પણ આ પત્ર મારો નથી. આવી મશ્કરી કોણે...પણ હા, હોં, મેં આ જ કાવ્ય આપનું વાંચેલું ને મારી એક બેનપણીને વંચાવેલું. એનો ભાઈ પણ ત્યાં જ હતો. ત્યારે એ બોલેલી કે 'આમને લખવું જોઈએ—કે ' ચાલો હું જ આવું'. ત્યારે મેં માત્ર હસીને એટલું કહેલું કે 'શું તુંય તે ! કોઈને એવું તે અર્થ વગરનું લખાતું હશે ?' ત્યારે એ બોલી. જરા બોલકો છે એ. તને તો એનાં કાવ્યો બહુ ગમે છે તે તું જ લખ ને ?'

'હવે મૂંગી રહે' એટલી વાત થયેલી. પછી એણે જ કે એના ભાઈએ લખ્યું હોય તો પણ...શું માણસ થાય છે ? પણ એનોય શું વાંક કાઢું ?...'

'કેમ રહી ગયાં ?'

'ના, કંઈ નહીં'

'તોય ?' એણે કહ્યું એ જ વિચાર મારા મનમાંય ઘોળાતો હતો. પણ—પરિચય વિના...ને એની આંખ જરા ભીંજાણી....

મેં ઊઠીને પાણીનો પ્યાલો ભર્યો.

'અરે ! આ શું કરો છો ?'

'કંઈ નહીં, મહેમાનનું—મોંઘેરાં મહેમાનનું સ્વાગત.' એણે પાણી પીધું. 'હું તો પાણીનુંયે પૂછવું ભૂલી જાઉં છું, આપને નહાવું ધોવું, સ્વસ્થ થવું હશે, આપ થોડો આરામ કરો. હું બહાર બેસી વાંચીશ.'

'ના, ના, એની કશી ઉતાવળ નથી. બધું થશે નિરાંતે.'

'નાનાં ભાભી હમણાં જ ઊઠશે, ચાનો સમય થતો આવે છે.' કહી હું બેઠો, ને પૂછ્યું: 'ફરવાનો શોખ છે ને ? આપણે જરા નમતે પહોરે બહાર જઈએ, બહારના ખુલ્લા પ્રદેશમાં મારું મન પણ પહોળું પહોળું બની જાય છે. હું બહાર ખીલું છું તેટલો ઘરમાં નથી ખીલી શકતો' એણે હસીને જવાબ આપ્યો; 'આપને જે જે ટેવ કે શોખ હોય તે તે મને પણ હોય જ એમ માની લેવું. હું આપની કવિતાઓ

વાંચવા માંડી ત્યારથી આજે રૂબરૂ વાતો કરી ત્યાં સુધીમાં એ જ જોતી આવું છું કે આપણા રસ અને રૂચિમાં ઘણું સામ્ય છે. એટલે જ મુલાકાતનો વિચાર આવ્યો, અને...મેં ધારેલું તેવું જ આપનું માનસ જણાયું, એનો આનંદ અને આશ્ચર્ય અનુભવું છું.'

હું શું બોલું ? થોડું થોડું હસી રહ્યો, 'ઇશ્વરની એટલી મારા પર કૃપા, એ પણ યોગાનુયોગ થવો લખ્યો હશે '

ત્યાં તો નાનાં ભાભી આવ્યાં, મેં મહેમાનનું આવવાનું કારણ વગેરે જણાવ્યું, એમણે પૂછ્યું, 'શું બેનનું નામ ?' તરત જ મહેમાને નાકે આંગળી મૂકી કહ્યું : 'એ હું આપને પછી કહીશ, એમને નથી કહેવાનું,' એમને એટલે મને. ભાભી હસીને કહે 'ઠીક. ચાલો હું નાવા પાણી મૂકું, ચા તો પીઓ છો ને ? સવારના ભૂખ્યાં હશો, નાસ્તો લેશો ને ?'

'ના ના, ભાતું કર્યું છે. ચા લઈશ, બીજી કશી તરખડ ન કરશો.' કહીને એ ઊઠયાં. ભાભી બહાર ગયાં ને મેં કહ્યું. 'સ્ત્રી એ સ્ત્રી, ગૃહિણી ખરી ને, એમણે પૂછ્યું તે મને તો કશું યાદ જ ન આવ્યું.'

'એ તો છે જ ને, પુરુષ એ પુરુષ, ને પાછા કવિ,—' શબ્દો સાથે એણે આંખોનો પણ કટાક્ષ કર્યો, મેં કહ્યું, 'એમ કે ?' ને એ બહાર જાય તે પહેલાં તો અમારી આંખે કૈં કૈં વાતો કરી નાખી.

ચાને હજી અર્ધો કલાક તો થશે જ એમ માની હું પથારીમાં આડો પડ્યો.

અનેક વિચારોની સાથે મસ્ત રહેલું ઊર્મિઓનું ધમસાણ ઊંઘવા તો શાનું દે જ. છતાં વિચારશૂન્યતા થોડી થોડી કેળવેલી એટલે મગજ સ્વસ્થ થવા માંડ્યું.

*

'ચાલો ભાઈ, ચા પીવા.'......મને ઝોકું આવી ગયું હશે...ઝટ ઊઠીને બહાર ગયો. રસોડામાં જોયું તો ભાભી આંટા મારતાં હતાં, ચાની કોઈ નિશાની નજરે ન પડી.' તમે મને ચા માટે બોલાવ્યો ?'...' ના ભાઈ, હજી તો મૂકીયે નથી ને નહીં તોયે તમે સૂતા હો તો હું ક્યાં જગાડું છું ?'

'મનેય એમ જ થયું......પણ કીધું આજ પેલાં મહેમાન છે એટલે......'

'મહેમાન ?...'

'કેમ, પેલાં બેન આવ્યાં છે ને ? એ નાહ્યાં ?'

'ના, ભાઈ, તમે કોની વાત કરો છો ? અહીં તો કોઈ આવ્યું નથી.'...મને ફાળ પડી. ભાભી મશ્કરી તો નથી કરતાં ? પણ ના, એમ ન હતું. ઘરમાં કોઈ ક્યાંય ન દેખાયું, હું ભારે હૈયે પાછો ફર્યો. ઓરડામાં જોયું તો ન હતી હેન્ડબેગ કે ન હતી છત્રી કે કશુંય.

'રે ! ખાલી સપનાં સપનાં.' મને કોઈ કવિની પંક્તિ યાદ આવી. કવિતા એ માત્ર શોખ નથી. સુખ અને દુખ, બન્નેમાં એ મોટો ને સાચો સહારો છે. મને આંસુ આવી ગયાં. અરેરે ! શું આટલું બધું લાંબુ ને વિગતવાર સ્વપ્નું આવે ખરું ? હે ! પ્રભુ ! મને ક્યારે એવી ધાડ આવી હતી કે ગરીબી ગાઈ હતી ! તે આવો ક્રૂર અનુભવ કરાવ્યો ? મને પેલો પત્ર યાદ આવ્યો. એને જ બધો આ જશ છે. જાગૃતિમાં ભલે દુખ થયું પણ સ્વપ્નમાં તો એણે કેટલું બધું સુખ આપ્યું હતું ! પ્રભુ એ પત્રલેખકનું કલ્યાણ કરે. મને એકાએક યાદ આવ્યું, પત્ર પર જે છાપ માંડ માંડ ઉકલાતી હતી એ નગરમાં જ વસતા મારા એક કવિ–મિત્રની પંક્તિઓ એક માસિકમાં વાંચી હતી તે બરોબર આના જવાબમાં મોકલવા જેવી હતી. જવાબ જાણે સ્ત્રીને હોય તેમ 'તારો પ્રેમ જીરવાતો નથી' એવોયે અર્થ થાય ને છતાં લખનાર પુરુષને જવાબ મળી જાય કે આવી ક્રૂર ગમ્મત સહાતી નથી, જેમકેઃ—

'તારી જાય સહી ના કેલિ, મારી નાનકડી ઉર વેલી
ઝુરકી નાખી તેં શરમાવ્યો,......

......પુરણુ તો નવ તુજને જાણું—' વગેરે
'જટિલ'

પણ આ લખવું ક્યાં ? એ વાતનો વળી જવાબ



શું દેવો ? એને એવું મહત્ત્વ આપવાનીયે શી જરૂર છે ? કદાચ આવા કોઈ મિત્રે જ પ્રસંશા કરવા આ રીતે લખ્યું હશે તો ખબર પડશે વહેલી કે મોડી... મને તો મારી વેદનાની પડી હતી. હું પથારીમાં પડ્યો હતો. પેલી સ્ત્રી ભુલાતી ન હતી. ઓરડાના ને ઉરના એકાન્તમાં ઊંડી વેદના થઈ આવી. મારાથી નિશ્વાસ મુકાઈ ગયો ને ધીરેધીરે આંસુનાં માત્ર ટીપાં જ નહીં પણ ધાર ચાલી.

*

'ભાઈ!'...હું પડખું ફર્યો. કોઈ ન દેખાયું.

'મોટાભાઈ!'...ચા થઈ ગઈ હશે. હું બેઠો થવા ગયો...ને આંખ ઊઘડી ગઈ,......

હું પથારીમાં જ પડ્યો હતો. મારી સામે જ પગ તરફ ભાભી ઊભાં હતાં...ને બાજુમાં જ માથા તરફ પેલાં મહેમાન હતાં,......

વરસાદ પછી, તાપથી કરમાયેલા છોડમાં જેમ પ્રાણ પૂરાય તેમ ધીરે ધીરે મારામાં ઊંઘમાંથી જાગૃતિ અને સભાનતા આવવાની સાથે જ હર્ષ ને સંતોષની કોઈ અકથ્ય 'હાશ' ફેલાઈ ગઈ, મહેમાન ના'વા ગયાં. ને હું જરા ઝોકે ચડી ગયો એમાં તો આખી સૃષ્ટિ ઉથલપાથલ થઈ પડી. ભાભીએ તો તરત જ પૂછ્યું. 'શું કાંઈ થાય છે ભાઈ? કે સ્વપ્ન જ હતું ?'

હું બેઠો થયો. મારી આંખ સાચેસાચ ભીની હતી. 'હું, બેન નાહ્યાં એટલે ચા માટે તમને કહેવા આવી ત્યાં આંસુ આવતાં ને હીબકાં ભરતાં તમને જોઈને અમે વિચારમાં પડ્યાં.'...હું હસ્યો ને શરમાયો. 'હતું તો સ્વપ્નું જ,' મેં કહ્યું. 'અમને કહેવાય એવું નથી ?' પ્રેયસી બોલી. એને 'પ્રેયસી' જ કહું ને ? નામ તો કહ્યું નથી. ને 'મહેમાન'માં ચાર અક્ષર લખવા પડે છે. વળી એ પ્રેયસી જેવી જ હવે લાગતી હતી. મેં કહ્યું, 'હા. અને ના.'

'તો એમ કરો, પહેલાં કહો અને પછી ન કહેતા.' એણે ઉપાય બતાવ્યો ને અમે હસી પડ્યાં. હું મોઢું ધોઈને ચા પીવા ગયો. ને સ્વપ્નની વાત કરી કહ્યું, 'કેવું શરમાવા જેવું. કવિનું વેવલાપણું જ દેખાય કે બીજું કાંઈ ?'

ભાભી બોલ્યાં : 'ના ના. એવું કાંઈ નહીં', એવું તો સૌને થાય.'

પ્રેયસી કહે : 'માણસ હોય એને થાય, કેમ ભાભી ?'

'હા જ તો'

મેં કહ્યું : 'તો તો સારું. માણસને થાય એવું જ મને થયું ત્યારે તો હુંય કદાચ માણસ જ હઈશ એમ લાગે છે.' ને ફરીથી બધાં હસી પડ્યાં.

'જરૂર, જરૂર, ચોક્કસ વળી, કેમ નહીં,' સહુએ કહ્યું.

સ્વસ્થ થઈ હું તૈયાર થયો ત્યાં પાંચનો સુમાર થયો હશે.

તમને હવે કંટાળો આવતો હશે નહીં ? પણ એમાં હું શું કરું ભાઈ? વાસ્તવિક જીવનમાં કે વાર્તાની પેઠે રસ પડે એવું રોજ થોડું જ બન્યા કરે છે ? પણ તોય મારે તો આ જીવનનો મહામૂલો પ્રસંગ હતો, પણ આમેય જો કે આ પૂરું તો થવા આવ્યું છે. વાર્તા તો હજીયે ચાલુ જ છે, પણ તમારે જાણવા જોગ હકીકત કહેવાઈ જશે. જુઓ જોઈએ કે રસ પડે એવું લાગે છે હવે ?

ઓરડામાં અજવાળું થયું. એ આવી હતી. હું એને જોઈ રહ્યો. નાહ્યા પછી અંગે વીંટાળેલા સાદાં સફેદ પોલકા પરના સફેદ ગાળાને બદલે, આછી ભાત વાળું છાયલ પહેર્યું હતું. અને જાણે એના મનના તરંગો ઝીલાયા હોય એવાં મોજાં વાળમાં ઊતાર્યાં હતાં. પોલકું આછું આસ્માની રંગનું હતું. છાયલમાં સહજ ગુલાબી છાયા હતી. એ મારા સામું જોઈ રહી હતી. હું શું કે કમ હતો ? તાજી જ હજામત કરી હતી. વાળ તમે નહીં જોયા હોય મારા. તાજું તેલ નાખીને ઓળ્યા હોય ત્યારે તો ખાસ વાંકડિયા હોય છે. કોઈ વાર મુશાયરાઓમાં આવ્યા છો ? નહીં ? થયું ત્યારે, આવજો કોઈવાર, જોવા

હોય તો, પણ હા, તમને એમાં રસ ન હોય. પણ એને તો હતો. એની નજર એ ગુંચળાંમાં જ અટવાઈ ગઈ હતી. અને જાણે એ વાળના વળાંક એની આંખમાં પરોવાયા હોય તેમ વીજળી જેવાં સરપોલિયાં એ દેખાતાં હતાં. મહાસાગરમાં કદી ડૂબકી મારી છે? નહીં? મેંય નથી મારી. પણ જાણે અમે એક બીજાનાં કોઈ ઊંડાણમાં ખોવાઈ જઈને ધીરે ધીરે બહાર આવ્યાં. આખા ઓરડાનાં એકાંતમાં એ વખતે અમે બે જ હતાં. મેં કહ્યું, 'ચાલો, જઈશું?' એણે ડોકી વતી જ હા કહી ને એ લહેકામાં તો શબ્દો કરતાં યે ઘણું કહી નાખ્યું....ગામનું પાદર વટાવ્યું. જોયું ને? કેટલી ઝડપથી હું તમને વાર્તામાં આગળ લઈ જાઉં છું. વાર્તા? હા, લે હા, વાર્તા ને જીવન, કલ્પના ને સત્ય બધું આમ જુઓ તો એક જ છે. પણ જુઓ તો જ હો! પણ ચાલો હવે તમે વાત વાતમાં ખલેલ ન પાડો, મને હવે તમારા કરતાંય વધુ ઉતાવળ છે. હરિયાળાં ખેતરો ને વાડીઓ વચ્ચેના ગાડા-કેડા પર અમે ચાલ્યાં જતાં હતાં, કેડાના ચીલાની પેઠે જ અમે, અમારા વિચારો, ઊર્મિઓ એક બીજાંથી સમાંતરે, જોડમાં જ ચાલતાં હતાં. મને લાગ્યું કે સ્વપ્નની વાત પછી એ ને ભાભી કેંક સમજતાં હતાં. મારી સાથેનાં એનાં વર્તનમાં પણ કુમાશ આવી હતી. તે જાણે મને સમજતી હોય તેમ વાતને તરત પકડી લેતી હતી.

મેં મારી વાત કરી, ત્રણેક વર્ષથી જુદી જુદી સંસ્થાઓમાં કામ કરતો હતો. હવે કાયમી કામ મળી જવાની વકી હતી. વગેરે. એણેય કહ્યું, બે એક વર્ષનાં પરિણીત જીવન પછી મારી પેઠે જ એકલી પડતાં, અધૂરો રહેલો અભ્યાસ પૂરો કરી ત્રણેક વર્ષથી શિક્ષિકા તરીકે કામ કરતી હતી.

મારે વિષે એણે છેલ્લા ૮-૧૦ માસથી માહિતી મેળવવા માંડી હતી. મારી જ્ઞાતિનાં કેટલાંક કુટુંબોને તેમજ મારા મિત્રોને પણ થોડા ઝાઝા જાણતી હતી. કોઈ કોઈ મુશાયરામાં પણ મને એણે સાંભળેલો! અમે બંને એક જ જ્ઞાતિનાં તો ન હતાં, પણ બંને બ્રાહ્મણ હતાં એ યોગાનુયોગ હતો કે અકસ્માત? જો કે એ બાબત બહુ મહત્ત્વની ન હતી. દિલની નાત એક હતી. પણ મુખ્ય તો એ કે સંસ્કાર શીલની નાત પણ એક હતી. વાત છેવટે પત્ર પર આવી. એણે કહ્યું, 'પણ મારો પત્ર ચાર દિવસ પહેલાંનો મળે કેમ નહીં?...' મેં તે પહેલાં જ ખીસામાંથી પત્ર કાઢ્યો હતો. 'હું હજામત કરતો હતો ત્યારે ટેબલની ચોપડીઓ આઘી કરતાં મળી આવ્યો—કાલનો છે. સાચવીને કોઈએ દબાવ્યો હશે તે રહી ગયો. 'હા, એ જ...' એ ઊભી રહી. 'ત્યારે તો પહેલો પત્ર પેલો નહીં પણ...' 'હા, સાચું, આ જ, ઓહ બહુ મજાનું. કેવું સરસ?' હું નાચી ઊઠ્યો...

એણે હસીને કહ્યું, 'સાવ, બાળક જેવા છો. તમને ઊંઘમાં રડતા જોયા ત્યારે હું વિચારમાં પડી ગઈ હતી. પછી સ્વપ્ન કહ્યું ત્યારે જ મને થયું કે તમારું હૃદય કેટલું ઋજુ છે.' મેં કહ્યું. 'એ ખરું, બાળક જેવા ને ઋજુ દિલના હોવાનું મને ગૌરવ છે. પણ હું સાવ રોતલ નથી. છેલ્લાં ત્રણ વર્ષમાં આજનો અનુભવ સાવ નવો જ હતો. ને તેથી આજે જ એમ બન્યું.' 'એ તો બરોબર છે.' એણે કહ્યું. જલઝીલણી એકાદશીની પાલખી પેઠે વચમાં વચમાં ઊભા રહેતાં, શબ્દોનાં કલબલિયાં બોલાવતાં, ડૂબકીદા રમતાં, આગળ વધતાં, છેવટે મેદાન પર ઝાડની છાયા ઢળતી હતી ત્યાં અમે પહોંચ્યાં. ઝાડ તો જરા દૂર હતું, પણ નમતો પહોર હોવાથી છાયા સાથે હવાની લહરમાં આછી આછી સુગંધ આવતી હતી. ને પીળાં મખમલની નાની દડીઓ જેવાં થોડાં ફૂલ અમારા ખોળામાં ને માથે, અભિષેક કરવા લાગ્યાં. 'આને ઓળખો છો?' 'ના,' ઝાડ તરફ જોઈ એણે કહ્યું. 'બાવળ તો નહીં?', 'એ જ, ગુલાબ આકર્ષક છે, પણ લેવામાં ઉતાવળ થાય તો કાંટા વાગે. જ્યારે આ તો મોટી શૂળો આગળ ધરીને આઘા જ રાખે છે ને પછી પોતાનાં હૈયાની સુવાસને ફૂલથી નવરાવે છે.'

'તમારું કવિહૃદય આટલો ભેદ સમજે છે તો...હું કેવી લાગું છું?'



'વખાણ સાંભળવાં છે?'

'હા,' એણે નફ્ફટાઈથી કહ્યું.

'તમારા જેવી સ્વભાવે અને શરીરથી, મારા મનની વર્ષોની કલ્પનાની સાકાર મૂર્તિ જેવી, સુરેખ કોઈ સ્ત્રી મેં જોઈ નથી...ને હોય તો મારે કૈં કામ નથી.' મેં અત્યંત ગંભીરપણે ને સ્વસ્થતાથી કહ્યું.

'કેમ?'

'જીવ ઠરવો જોઈએ ને?'

'ઠરે છે?'

'તમારા હૈયાને પૂછો ને?'

'લુચ્ચા.'...'નફ્ફટ, ગાળો દેવામાંય હું પાછો પડું.' 'તમે કોઈ ત્રિકાલજ્ઞાની લાગો છો, મને ઓળખો છો? કે ભાભીએ મારું નામ કહ્યું?'

'ના, મને કૈં જ ખબર નથી.'

'મને બીક હતી કે નામ પ્રમાણે મારામાં નહીં દેખાય.'

'એમ તો મારુંય નામ એવું છે. પણ શું કરીએ, નામને લાયક આપણે ન હોઈએ તો આપણે એવાં થઈએ કે નામ આપણને લાયક થાય.'

એ બહુ જ મીઠું મીઠું મલકી રહી, એના હૈયાનાં જલ હર્ષથી છલીને પાંપણોનાં તરણાંના તોરણે ઈંદ્રધનુના રંગો બતાવતાં હતાં! 'તમારા શબ્દે શબ્દે મને કેટલું આશ્વાસન મળે છે તે ખબર છે? હું તમારા જેવા જ માનવીની શોધમાં હતી, મારું તો જીવનસ્વપ્ન અહીં સફલ થાય છે.'

'આપણું.' મેં બહુ ધીમેથી કહ્યું. અમે તો છાયામાં બેઠાં હતાં પણ એના મુખ પર સૂર્ય-પ્રકાશ ઝળહળી રહ્યો.

'ખરેખર હું સરસ લાગું છું?' એણે તાકીને પૂછ્યું. 'ના, એટલે છો ખરાં, પણ મારા જેટલાં નહીં' મેં રડતું મૂક્યું. 'જો, કેવા છો!' એણે ભવાં ચડાવ્યાં. 'સરખેસરખાં મળ્યાં ને ભવના ફેરા ટળ્યા.'

'કવિને શું ઠેકવું! હોઠ સાજા એના ઉત્તર ઝાઝા.'

'પેલું નામ હવે છટકી જાય છે હો.' મેં યાદ આપ્યું.

'તમારું ક્યાં કહો છો?'...

'તમે નથી જાણતાં?'

'ના, ખરેખર નહીં હો.'

'તો તો હવે શાનો છોડું.'

કેટલીક શાંત પળો ચાલી ગઈ.

'સુરેખા'

'સોહન'

ઘણી વધારે શાંત (?) (?) પળો ચાલી ગઈ.

કવિ ન્હાનાલાલે કહ્યું છે તેમ 'યતો વાચો નિવર્તંતે' (જ્યાંથી વાણી પાછી ફરે છે) એવી કો સમાધિદશામાં અમે પડી ગયાં. દૃષ્ટિ જાણે, પરસ્પરનાં બાહ્યાન્તર સ્વરૂપમાં, નામનો અર્થ ઓળખી રહી હોય તેમ, ક્યાંય સુધી પરોવાયલી રહી, તે દરમ્યાન, પાંપણોમાંથી પ્રસરતાં, પરસ્પરને સમસ્ત જીવનને, ન્હાનાલાલ કહે છે તેમ કરવેલડીયો; ક્યારે ગુંથાઈ ગઈ તે કશું ખ્યાલમાં ન રહ્યું...પણ હવે તમને કહેવાનું કહી દીધું—ન્હાનાલાલે જ કહ્યું છે તેમ 'વરવહુના એકાન્તમાં ડોકિયું કરવાનો પરાયાને અધિકાર નથી.' તમે ઓળખીને એને? નહીં? તો તમે 'હું અને તું' નામનો મારો વાર્તાસંગ્રહ નહીં વાંચ્યો હોય, પણ ક્યાંથી વાંચો, હજી બહાર જ નથી પડ્યો ત્યાં! એની પ્રત્યેક વાર્તામાં જેનું નામ આવે છે તે જ આ મારા જીવનની નવલકથાની નાયિકા 'સુરેખા'. એની જ પ્રથમ મુલાકાતની આ વાત છે. જાણ્યું હવે? એ વાર્તાઓમાં તમારે ડોકિયું કરવા જેવા પ્રસંગો હવે પછીના આવે છે. થયો સંતોષ? તો જાઓ હવે આઘા. અમને અમારા જીવનનું એકાન્ત માણવા દો...આવજો ત્યારે...એ...હા...ફરી મળશું હો...(જાવ ને ઝટ અહીંથી.)

★

રવિશંકર મ. રાવળ

# ફ્રોચ્યુંન

નરકેસરી નેપોલિયનના ઘરસંસારનો એક રોમાંચક કિસ્સો ખાસ ઊર્મિના વાચકો માટે આપણા કળાગુરુએ ગુજરાતીમાં ઉતાર્યો છે. મહાન માણસોના જીવનની આવી ખૂણે પડેલી ઘટનાઓ ઉપરથી પડદો હટાવવામાં આવે છે ત્યારે કેવું હળવું ફૂલ વાતાવરણ સર્જાય છે......

ફ્રોચ્યુંન નામ એક કૂતરાનું હતું. એ કોઈ જે તે કૂતરો નહોતો અને એવો હોત તો તેની વાત પણ કોણ કહેત. નેપોલિયનની રાણી જોસેફાઈનનો તે લાડકો કૂતરો હતો. ઇતિહાસમાં તે પણ થોડો ભાગ ભજવી ગયો છે.

ફ્રોચ્યુંન બુલડોગ જાતનો કૂતરો હતો. નનકડો ફ્રેંચ બુલડોગ. જોસેફાઈન તેના ઉપર વારી જતી.

પણ જોસેફાઈન ઉપર વારી જનારો એક આદમી હતો. એ હતો એક તેજસ્વી ફ્રેંચ સેનાપતિ. ફ્રોચ્યુંન જેમ કૂતરામાં વામન રૂપ હતો તેવો જ માણસોમાં એ વામન કદનો જનરલ હતો. એનું નામ નેપોલિયન બોનાપાર્ટ.

પણ ફ્રોચ્યુંન અને નેપોલિયનની આંખો વઢે. એક ઘડી પણ એક બીજાને સહી શકે નહિ.

રોજ બપોરે નેપોલિયન પારીસના એક જૂના મકાનના દાદર પર ચઢી જતો તે વખતે તેના કાળજે ધબકારા વધી જતા. જોસેફાઈન ત્યાં જ રહેતી હતી. એ ધબકાર પ્રેમથી ઉછળતો તેમ જ થોડો ભયથી વધી જતો.

નેપોલિયનને પેલા કૂતરા ઉપર ન કહેવાની નફરત હતી.

સૌ જાણે છે કે બુલડોગ સહેલાઈથી મિત્ર બનાવી શકાતા નથી. બુલડોગ તેમને ખવરાવતા હોય તેની સાથે અને શેઠની સાથે જ ખેલકૂદ કરે છે અને કોઈ રોજ આવતા મિત્રોને સહી લે છે બાકી હમેશાં ભારેખમ અને કરપદાર રહેવાનો.

સૌ પહેલી વાર ફ્રોચ્યુંન અને નેપોલિયન સામસામા મળ્યા ત્યારે ફ્રોચ્યુંને તેનું પહોળું જડબું ઊઘાડયું હતું. પણ તેમાં જરાય ખુશાલી નહોતી. ઉલટું સ્પષ્ટ તિરસ્કારની નિશાની હતી. તેના માથા ઉપરથી નેપોલિયને જોસેફાઈનના હાથે ચૂમી કરી ત્યારે એવો તો દાઝભર્યો ઘૂરકયો કે નેપોલિયન પ્રિયતમાની પાસે સોફા ઉપર બેઠો એટલો વખત જોસેફાઈને બીજે હાથે તેને મજબૂત પકડી રાખ્યો ત્યારે જ કાબૂમાં રહી શકયો. રખેતે! એ તેજસ્વી જનરલને બચકું ભરે તો?

બીજે દિવસે નેપોલિયન ફ્રોચ્યુંન માટે મીઠાઈનો ટુકડો લાવ્યો અને મનમાં ગમતું નહોતું તો પણ કૂતરાને લાડ કરવા લાગ્યો અને તેની તરફ હસતું મોં રાખ્યું. પણ બધું ફોગટ. આટલો બધો આગ્રહ કરનાર કોઈની પણ સામે ફ્રોચ્યુંને અગાઉ આવી અક્કડાઈ બતાવી નહોતી. તેણે નેપોલિયનને જરાય નમતું આપ્યું નહિ. નેપોલિયનનો સ્વભાવ પણ કૂતરાં સાથે મેળ ખાય એવો નહોતો.

કોર્સિકામાં બાપને ઘેર રમવાને ભાઈ-બેનો કયાં ઓછાં હતાં. આનસિયો ગામડામાંથી નવ વર્ષની કુમાર વયે તે વતન છોડી ચાલી આવ્યો હતો. ને લશ્કરી ફ્રેંચ કૉલેજમાં દાખલ થયો હતો. ત્યાં કૂતરાંઓ પાળવાની વિદ્યાર્થીઓને સખત મનાઈ હતી. ખાતામાં એક બે કૂતરા હતા અને કેટલાક વિદ્યાર્થીઓ તેની સાથે ખેલકૂદ કરતા પણ નેપોલિયન તેમનામાં ભળતો નહિ. લાચાર, કટુતાભરેલો ટચુકડો પરદેશી પેલા અટકચાળા અમીર બેટાઓથી દૂરનો દૂર રહેતો. દુનિયાને ખબર છે કે વર્ગના પાઠો અને ડ્રીલ પૂરી થયા પછી નેપોલિયન છાત્રાલયમાં પહોંચી જતો અને તેની ખાનગી ડાયરીમાં પાનાં ને પાનાં ઘસડી નાખતો. એને માણસોમાં ખૂબ રસ પડતો. કૂતરાંમાં જરા પણ નહિ.

જ્યારે પારિસના ટુલુમાં તે જુવાન અફસર બન્યો ત્યારે પણ બીજા અફસરો, જે સાથે કૂતરું રાખતો



તેને કોઈએ કદી જોયો નહોતો. લેફ્ટનન્ટ બોનાપાર્ટને કૂતરું રાખવાનું પોસાય જ કેમ? તે માંડ માંડ પોતાનું પૂરું કરતો. તેનો અડધો પગાર તો તે તેના કુટુંબના નિર્વાહ માટે ઘેર મોકલી દેતો.

એવો નેપોલિયન જોસેફાઈનના નાનકડા ડાઘીયા કૂતરાને પૂરા જીગરથી ધિક્કારતો જ હતો. જોસેફાઈનની સામે તે ઊભો હોય કે પોતાનાં વિરાટ સ્વપ્નોની વાત કહેતો ખંડમાં આંટા મારતો હોય તે વખતે તે ડાબો હાથ પાછળ જ રાખતો અને જમણા હાથની આંગળીઓ તેના કોટની અંદર ભરાવતો. ટૂંકા કદના માણસને શોભે નહિ એવા અભિનય કે ચેષ્ટાઓથી તેના હાથને રોકવાની એ તેની ગુપ્ત તરકીબ હતી. તો પણ ગોઠણ નજીક ફૂંફાળા મારતો એ ઘૂરકતો કૂતરો આઘો રાખવા તેને એ ટેવનો ત્યાગ કરવો પડતો અને વિચિત્ર રીતે હાથને ચળવળાવતો.

પોતે ઘરમાં આવે ત્યારે ફોર્ચ્યુનને બહાર કાઢવાનું તેણે જોસેફાઈનને અનેક વાર કહી જોયું પણ દુષ્ટ જોસેફાઈન તો સામું કૂતરાને બાથમાં લઈ લેતી. અને તેના પર ચૂમીઓનો વરસાદ વરસાવતી.

'મોશ્યુ (મહાશય) એ તો નહિ બને. મારા આ લાડકા વગર હું એક પળ પણ રહી શકું એમ નથી.' એક વાર પ્રેમાલાપ કરતાં જનરલે એક પળે જોસેફાઈનની કમર ઉપર હાથ મૂકયો. અદેખો ફોર્ચ્યુન સોફાને ખૂણે જ બેઠો હતો ત્યાંથી જે કૂદ્યો તે બોનાપાર્ટના હાથ પર દાંત ભરાવી દીધા.

લોહી નીકળતાં જનરલે તરવારની મૂઠ પર હાથ નાખ્યો. એ હાથ જોસેફાઈને તત્કાળ પકડી લીધો ન હોત તો કૂતરો તો એ જ પળે ખતમ થઈ જાત—જનરલના કાળનો કોઈ પાર નહોતો.

'તારો આ નાદરખાન કૂતરો મને જરાય ગમતો નથી. તેની આખી ઓલાદ મને ગમતી નથી. અને જે ખાનદાનો તેને પાળે છે તેઓ પણ. જોસેફાઈન! પ્રિય પ્રાણ! આ પિશાચને દૂર કર. તેનું કાળું મોં હું કદી જોવા માગતો નથી.'

પણ જોસેફાઈન ફક્ત હસી રહી, 'કદી નહિ, એમ કરતાં પહેલાં હું મરીશ.' સાંભળીને જનરલને તો કાળઝાળ લાગી. હવે સૌ જોસેફાઈનના ભાવિ પ્રિયતમ તરીકે તેને ઓળખતું હતું. ક્રોધથી તપીને તેણે પડકાર કર્યો:

'એમ, તો બાઈસાહેબ પસંદ કરી લ્યો: કાં નેપોલિયન કાં ફોર્ચ્યુન'

જોસેફાઈનને પોતાની મોહિનીનો પૂરો ખ્યાલ હતો. એક ખૂણે બેવડ બની લપાઈ બેઠેલા કૂતરા તરફ મીઠી નજર કરી પોતાનો સફેદ હાથ તેની તરફ લંબાવી પોતાના રેશમી ઘેરદાર ઘાઘર નીચે છટાથી ગોઠણ નમાવી કહ્યું 'મારા જનરલ! મેં પસંદગી કરી લીધી છે.'

આટલું બન્યું છતાં સૌ જાણે છે કે નેપોલિયન જોસેફાઈનને વળગી રહ્યો હતો. તેના લગ્નની રાત્રે પણ નેપોલિયન ફોર્ચ્યુનને દૂર કરાવી શકયો નહિ.

મંત્રીના રાજમહેલમાં પ્રથમ કોન્સલ જનરલ નેપોલિયન જોસેફાઈનને લઈને આવ્યો. ત્યાં જ શયનગૃહમાં એક આરામ ખુરશી પર બુલડૉગ પગ વાળીને સૂઈ રહ્યો.

લગ્નની એ પહેલી રાત્રે જ એ તકરારી કૂતરો આમ ઘેરમાંથી જે કૂદ્યો કે અંધારામાં બાપડા પતિના સાથળમાં બચકું તોડી લીધું.

આવા કારમા જખમની બાબતમાં પહેલાં તો કોન્સલે પોતાના અંગત માણસો વચ્ચે પાર વગરનો કળાપો કર્યો. અઠવાડિયા સુધી તે લંગડાતો રહ્યો અને ખુરશીમાં અડધો બેઠો અડધો ભોંઠ એમ કરીને દુનિયાની સીકલ બદલી નાખનારી મંત્રણાઓ ચલાવે રાખી. છતાં કૂતરા ઉપર તેણે જરાય નાખુશી બતાવી બદલો લીધો નહિ. ઊલટું ઓસ્ટ્રીયા અને ઇટલીની ચડાઈઓમાંથી, ચમકતા પ્રેમભર્યા પત્રો જોસેફાઈન ઉપર લખતો ત્યારે ટૂંકા પત્રમાં પણ 'ફોર્ચ્યુનને ચુમીઓનું વ્હાલ' લખતાં એક પણ વખત ચૂકયો નહિ. 'આવો તો તે કાયર હતો' 'આવો તે પ્રણયી હતો'

*

ફ્રોચ્યુંનનો અંજામ નેપોલિયન કરતાં વહેલો આવી ગયો.

સમય જતાં મરદનો પ્યાર ઓસરી ગયો અને તેને બદલે હિંમત વધી ગઈ. નેપોલિયન બોનાપાર્ટને હાથે ફ્રોચ્યુંન પરાસ્ત થયો તે કારમી સાલ ૧૭૯૭ હતી. એ વર્ષે એવું બન્યું કે મોન્ટીબેલો ખાતેના મહેલમાં જોસેફાઈન તેના ખાવિંદને મળવા પહોંચી ગઈ.

વીર નેતાના મકાન આગળ જોસેફાઈનની ગાડી જઈને ઊભી રહી કે તુરત લાંબા કાનવાળો મેશ જેવા લુચ્ચા મોં વાળો બુલડૉગ પણ શ્રીમતીની સાથે દાખલ થયો. એક કલાક પછી નેપોલિયને રસોઈઆને બોલાવ્યો અને પોતાના એકાંત ખંડમાં બોલાવી કેટલીક ખાનગી સૂચનાઓ આપી. તે સાંજે પ્રથમ કૉન્સલ બીજા જનરલો સાથે ખાણું લેવા જોસેફાઈન વિના જ એકલો આવ્યો.

જોસેફાઈન તેના ખાસ તૈયાર કરેલા ખંડમાં બેભાન સમી આંસુ સારતી સુનમૂન પડી હતી. જે પલંગમાં તે સૂતી હતી તેની સામે તેનો પ્યારો બુલડૉગ પ્રાણરહિત થઈને પડેલો હતો. એક સુંદર ચિનાઈ રકાબી તેની પાસે પડેલી હતી તેમાં રસોડામાંથી આવેલું સુંદર ખાવાનું હતું. બહાર પ્રથમ કૉન્સલે અડધો ગ્લાસ આસવ એક જ ઘૂંટડે પૂરો કર્યો અને મીણબત્તીઓના પ્રકાશમાં આનંદ આપતી વાનીઓ પર નજર ફેરવીને બોલ્યો : 'ગૃહસ્થો ! આજે હું ખૂબ જ સુખી થયો છું, એક અઘોરી કૂતરાનો હું નાશ કરી શક્યો છું. હવે મારા સાથળ પર બચકું ભરવાને તે આવતો જ આવશે' અને પછી તેણે ઊંડો શ્વાસ ખેંચ્યો અને બન્યું તેટલું માથું પાછળ ઝુકાવ્યું. એની આખી જિંદગીમાં તે આજે તેના એકના એક હરીફ પર ફત્તેહ થયો હતો.



'સુધાંશુ'

## વિતાનલોક મારો જાગિયો

માઝમ રાત પડી
  સુરતા–સુરા ચડી
    વિતાનલોક મારો જાગિયો,
      રામસાગર–તાર લાગિયો.

ખુમારી ખડી રામા ! રાગમંદિરે,
  મારો અલખતારો મેં તો માગિયો.
માનિની મૃણાલિની ! પાયલ તારો,
  મ્હેં તો ઝંકાર કાજ જગાવિયો;
    વિતાનલોક મારો જાગિયો.

તારનો માર મને તરલ તુંહીનો,
  રાણી રંભાનો હું તો રાજીયો.
સંસારસોપાનેથી ઉછળી નાદ,
  મારો નિરંજને જઈ ગાજિયો.
    વિતાનલોક મારો જાગિયો.

ગરવાં રૂપ ને સરવા સિન્ધુઓમાં
  મારગ મારો વરણાગિયો;
જૂજવાં જંતર ને રાગ વિવિધનો
  ભેદ મારો રાણી ! ભાગિયો,
    વિતાનલોક મારો જાગિયો.





. શાંતિ આકડિયાકર

# ખૈયામની વેદના—વાણી

વિશ્વસાહિત્યમાં અનોખું સ્થાન પામી જનાર વિશ્વવિખ્યાત કવિ ઓમર ખય્યામની રુબાઈયતોથી કોઈ વાચક અજાણ નહિ જ હોય. એ રુબાઈયતોમાંથી ગદ્યમાં અહીં ગુજરાતી વાચકો માટે લેખકે જે રજૂ કર્યું છે તે ખરેખર વાચનીય, મનનીય અને પ્રેરક છે......

જગત છોડીને હું આસમાન પ્રતિ ઊડ્યો. અત્યંત ઉત્સાહપૂર્વક ઊડીને મેં સાતે સમુદ્રો પાર કર્યાં. હવાનાં કેટલાયે થર પસાર કરીને આખરે હું શનિના સિંહાસન સમીપ જઈ ઊભો. એટલી લાંબી યાત્રા દરમિયાન મેં કેટલાયે મૂંઝવણભર્યા પ્રશ્નોના ઉકેલ શોધી કાઢ્યા. પરંતુ, પ્રિયે! 'કર્મનું ચક્ર ને માનવનું મૃત્યુ': એ સમસ્યાનો ઉકેલ મને ન જડ્યો તે ન જ જડ્યો!

*

એક બંધ કબાટના ભીતર 'કાળ' પોતાનું મોં ફાડીને બેદરકારીથી બેઠો હતો. પરંતુ એ કબાટનાં દ્વાર ખોલવા માટે મને ચાવી જ ક્યાંયથી જડી નહીં! હું કબાટ ખોલી જ ન શક્યો. નિયતિ પણ હાથ એકનો ડેરો તાણીને એ કબાટ સમીપ બેઠી હતી. પરંતુ હું એનેય બોલાવી ન શક્યો. એક હરફ પણ ઉચ્ચારી ન શક્યો હું એની સામે. કેટલીક મિનિટો મને કેવળ 'મારા—તારા'નો આભાસ થયો. અને પછી તો, પ્રિયે! આભાસની એ જ્યોતિ પણ બૂઝાઈ ગઈ. સર્વત્ર અંધકાર વ્યાપી ગયો!

*

સૂર્ય, ચંદ્ર તથા ભગણનાં મુક્તા—તુરણ મને રસ્તો બતાવવા આવી પહોંચ્યા તરત જ. મેં નભને આહ્વાહન કરીને એ સર્વને માત્ર આ એક પ્રશ્ન પૂછ્યો: 'ભાઈઓ, પોતાનાં બાળકો મૂળ રસ્તો ભૂલીને ક્યાંના ક્યાં નકામાં ગોથાં ન ખાય એ માટે ભાગ્યદેવીએ કોઈ દીપકની રચના કરી છે ખરી?' સૂર્ય, ચંદ્ર ને ભગણ તરત જ એક સાથે બોલી ઊઠ્યાં: 'હા, પથિક! નિયતિએ એ માટે 'અંધ ગેરસમજણ'નો દીવો બનાવીને તમારી સામે મૂકી રાખ્યો છે!...'

*

એ સાંભળીને મેં તરત જ, જગતના સમસ્ત વાદ-વિવાદ ત્યાગી, પડતા મેલી, ગોરમટીનો રંગીત મધુ-મદિરાભર્યો જામ મારા હોઠે અડાડ્યો. મને આશા હતી કે એ મધુમદિરાનો માદક સ્વાદ મને જીવનનો ભેદ બતાવશે. અથવા તો એ પ્રતિ અંગુલિનિર્દેશ કરશે. અને થયું પણ એમ જ. ગોરમટીનો એ રંગીત પ્યાલો જેવો મારે હોઠે અડ્યો કે તરત જ ધીમેથી કરુણાભર્યા સ્વરે બોલી ઊઠ્યો: 'ખૈયામ, જીવનની અંતીમ પળ સુધી, બસ, કેવળ મધુપાન જ કર્યા કર દોસ્ત—લહેરથી, આનંદથી, મસ્તીપૂર્વક. કારણ કે છોડ પરથી, ચોપાસ સૌંદર્ય વેરીને ખરેલું ફૂલ ફરી પાછું એ જ છોડ પર બેસીને હસી શકશે નહીં, આનંદ—નૃત્ય કરી શકશે નહીં!

*

હાય! જે પ્યાલી આજે મને પોતાની મંદ તથા અસ્ફુટ વાણી દ્વારા શીખામણ આપી રહી છે, એ જ એક દી સજીવ મૂર્તિની પેઠે યત્ર—તત્ર આનંદપૂર્વક વિહાર કરતી હશે. સભાજનોના મનને ખુશખુશાલ કરતી હશે. બધાને મસ્તીના મેદાન પ્રતિ ધકેલી દેતી હશે!

ને મારા આ જ જડ અધરોએ—આટલી ઉંમરે હું જે વડે મધુપાન કરું છું એ જ અધરોની જોડીએ—એક સુવર્ણ—જમાનામાં ચૂંબનોનાં કેટલાયે રસપૂર્ણ આદાન—પ્રદાન આનંદપૂર્વક ઝીલ્યાં હશે!

*

આ વાત કરું છું ત્યારે મને એક પ્રસંગ યાદ આવે છે—

એક દી સંધ્યા સમયે હું ફરતો ફરતો એક કલાલને ઘેર જઈ ચડ્યો. કલાલ એ સમયે ગોરમટીના લોંદામાંથી મદિરા પીવાનો સુંદર રંગીત જામ બનાવતો હતો. વારંવાર માટીના લોંદાને થાબડી, પ્યાલાના આકારને વધુ ને વધુ સુંદર બનાવવાની એ કોશિશ કરતો હતો. લોંદાની માટી બિચારી નિસાસા નાખતી

જાણે કહેતી હતી : 'ભાઈ, જરા દયા રાખ મારા પર. હું પણ માનવના શરીરમાંથી જ બની છું : એનો કંઈક ખ્યાલ રાખ, મારા વીરા !'

*

પ્રિયે ! ગોરમટીનો પ્યાલો મધુમદિરાથી છલકાતો ભરીને મારા હાથમાં આપ. કારણ કે અત્યારે હું જીવન-સાગરના મધ્યે ઊભો છું. મોજાંથી પછડાટો ખાઉં છું. મારા બન્ને પગ નીચેથી કાળની રેતી ધીમે ધીમે સરકતી દૂર સરી રહી છે, ને હું ઊંડો ને ઊંડો ઊતરતો જાઉં છું પ્રતિપળે. સામો કાંઠો તો કોણ જાણે હજી કેટલોયે છેટો હશે—કળાય નહીં એટલે દૂર. અતીત કાળ મારો ધૂર્તલીલામાં વીત્યો. પરંતુ હવે મારે સામે તીર સહિસલામત પહોંચવું છે—આનંદપૂર્વક, ઉત્સાહપૂર્વક. હવે મારી આંખો ખૂલી ગઈ છે ; અતીતનું ચિંતન વ્યર્થ છે. વર્તમાનમાં આનંદ છે કે નહીં—એટલું જ કેવળ જુઓ. અને વર્તમાન જો સાનંદ હોય તો, ભાઈ, આપણો બેડો પાર સમજવો.

*

પથિક !

વિસ્મૃતિનું આ રણ ખૂબ વિસ્તૃત છે. એને સીમા નથી. એના છેડા અનંત છે. એ શુષ્ક રણની વચ્ચે લઘુજીવનજળનું નાનકડું, પરંતુ રમ્ય, ખળખળ કરતું, કિલકિલાટ કરતું ઝરણું વહે છે—નિરંતર અને ચિરંતન. યાત્રિક !

એ ઝરણામાંથી એકાદ ચાપઉ ભરીને તારાં સૂકાયેલા હોઠ લીલા કરી લે. પરંતુ હોઠ લીલા કરવા માટે તારે ઉતાવળ રાખવી પડશે. કારણ કે નભમાં પ્રકાશિત દીપ બૂઝાઈ ગયા પછી તારી ચોપાસ તિમિરનું વાતાવરણ છવાઈ જશે. પ્રકાશ ક્યાંયથી નહીં મળે પછી તને ! ઝટ કર. માનવજીવનની આ વણઝાર શૂન્ય ઉષા પ્રતિ આગળ વધે ત્યાર પહેલાં તારા હોઠને લીલા કરી લે, પથિક !

*

રે ! બાકીના તારા સર્વ પ્રયત્નો વ્યર્થ છે. તારો સમસ્ત વાદવિવાદ પણ નકામો છે. એ સિવાયની બાકીની તારી તમામ શોધખોળો તને અનંત દુઃખ કે દિલગીરી સિવાય કશું જ પ્રદાન નહીં કરી શકે ! પથિક ! મારું સાંભળ. મારાં વચનોને તારા કાન પર ખુશીથી અથડાવા દે : જીવનના આ ઉપવનની વચ્ચે જો કોઈ ફળ સુંદર હોય તો તે કેવળ અંગૂરનું ફળ છે ! બાકીનાં છોડવાં પર ફળ બેસે છે. પરંતુ એને હું ફળ ગણતો નથી. કડવાં એળિયા જેવાં હું એને ગણું છું !

*

ઘણા દિવસોથી મારા મિત્રોને માલૂમ છે કે મેં નવું ઘર માંડ્યું છે. અને તે કારણે મારા મહાલયમાં અતિ ઉત્સાહપૂર્વક મધુમદિરાની મહેફિલ પ્રતિદિન જામે છે. કર્કશા, વૃદ્ધા ને વંધ્યા એવી મારી અગાઉની પત્ની 'તર્કશક્તિ'ને મેં તરછોડીને ઘર બહાર કાઢી મેલી છે. મારે હવે એની સાથે કશો જ સંબંધ નથી. કશી જ લેવા-દેવા નથી. મારી નવી પત્નીનું નામ છે : સુરાદેવી, સ-રસ, સુકુમાર, મધુર ને રૂપરૂપનો અંબાર છે એ. સાક્ષાત્ પરી જ જોઈ લો. હવે હું આનંદથી મારી બાકીની જિંદગી એની સાથે વીતાવીશ. હવે મને કશી જ ચિંતા નહીં રહે !

★

'ઊર્મિ-નવરચના'નો આ ખાસ દિવાળી અંક ઑક્ટોબર-નવેંબરનો સંયુક્ત અંક હોવાથી હવે પછીનો અંક ૧લી ડિસેમ્બરે પ્રગટ થશે.



જ. ઠા. મુનસફ

# છૂટક વેચાણનો ધંધો શી રીતે ખરીદી લેશો ?

કોઈપણ ક્ષેત્રની વ્યવસ્થિત પદ્ધતિ જાણી લેવી ખાસ જરૂરી છે. તેમાંય આપણે તો વ્યવસાયી ક્ષેત્રમાં વ્યવસ્થિત તાલીમ મેળવવાનાં સાધનો પણ નથી મેળવી શકતાં. એક બહુમૂલી વિચારસરણી ધરાવતો આ લેખ એટલે જ વધુ માહિતીસભર અને વિચારણીય બની શક્યો છે. ઊર્મિના વાચકો માટે ખાસ લખાયેલા આ લેખ જેવા ઉપયોગી લેખો હવે ઊર્મિને મળશે જ......

સાધારણ અનુભવી વેપારીને છૂટક વેચાણના ધંધામાં પણ કંઈક સારું કમાવાનો વિશ્વાસ હોય છે. આથી તેવા કોઈ ધંધાવાળી દુકાન પડતર કિંમતે મળી જવાનો લાગ તે શોધ્યા કરે છે. અને જ્યારે તેની કોઈ વિશ્વાસપાત્ર વ્યક્તિને મળેલી ખબરને આધારે, કે પછી છાપામાંની ધીકતો ધંધો વેચવાની જા. ખ. દ્વારા તેવો મોકો તેને નસીબ સંજોગે સાંપડે છે, ત્યારે તે પોતાની જમા કરેલી કે વ્યાજે આણેલી જરૂર જેટલી મૂડી, તે ધંધાની ખરીદી માટે રોકીને ઝંપલાવે છે, અને પછી તાબડતોબ ધંધો હાથ પર લઈ દુકાનદારની પંગતમાં બેસી જાય છે.

પણ આમ કરવામાં જોઈતી તજવીજની ખામીને લીધે, તેમજ અણઘટતી ઉતાવળને લીધે કે વધુ પડતા વિશ્વાસને લીધે અને અધકચરા અનુભવથી ખેડેલા સાહસ માટે, પાછળથી કામકાજ ઠંડું પડી જતાં તેને પસ્તાવો થવા માંડે છે. નિરાશાથી ઘેરાઈ જઈ અનુભવીઓની સલાહ લેવા પછી તે દોડે છે, અને અમુક વસ્તુઓ પહેલેથી પોતે કરી લીધી હતે, અગર અમુક રસમે, ચોક્કસ વ્યક્તિઓને વિશ્વાસમાં લઈ પોતે કામ કીધું હતે તો ઠીક થઈ પડતે, એવો વસવસો તેને પોતાની ખરી સ્થિતિનું બરાબર ભાન થતાં જ, તેના મનમાં દાખલ પડી જઈ, તેનું મન તેને પોતાની ભૂલો માટે રાહત મળતાં સુધી ડંખ્યા કરે છે. કદાચ તે પોતાને આ સ્થિતિમાં મૂકવા બદલ બીજાઓને પણ દોષિત ઠેરવે છે. 'ઠોકર ખાધે અનુભવ આવે' એવી બોધદાયક કહેવત તેને હવે બધેથી સાંભળવી પડે છે.

પણ જો આવાઓ 'ધંધાની ખરીદી માટે જરૂરી' એવી તકેદારીઓ અને સૂચનાઓ પ્રથમથી જ સમજી લઈને પગલું ભરે, તો કડવો અનુભવ મળવાના સંજોગો પાછળથી તેમને ભાગ્યે જ પ્રાપ્ત થાય.

ધંધો ખરીદનાર તે અંગેની કેટલીક સાવચેતીઓ તેમજ સૂચનાઓ વીગતે જાણી લઈ તેમાંથી ફાયદો મેળવી શકે એ હેતુથી આ ટૂંક લેખમાં તેને યથાશક્તિ સમજાવાઈ છે.

છૂટક વેચાણનો ધંધો ખરીદી લેવાની સાધારણ પ્રથા તો એવી છે કે, જે શખ્શોને એવી રીતનો ધંધો લે-વેચ કરવાનો અનુભવ હોય, અને સાથે સાથે તેઓનો તે વ્યવસાય જ થઈ પડ્યો હોય, એવા એકાદ વિશ્વાસુ દલાલને મળી, તેની મારફત પોતાને કોઈ અનુકૂળ આવતા ધંધાવાળી દુકાનની ખરીદી કરવી. જો કે મોટે ભાગે તો પોતાના અંગત અનુભવી ઓળખાણવાળા મારફતે જ આવી જાતનો ધંધો ખરીદવાનું કામ શક્ય બની શકે છે.

આવી રીતે જ્યારે પણ કોઈ અનુકૂળ લાગતો છૂટક વેચાણનો ધંધો ખરીદી લેવાનો નિર્ણય કરવામાં આવે, ત્યારે નીચે જણાવેલા મુદ્દાઓ તે અંગે ધ્યાનમાં રાખી લેવા હિતાવહ છે.

૧. મકાનની સ્થિતિ—આ ઘણી અગત્યની બાબત છે. દુકાનના લત્તાની જગ્યા કાળજીપૂર્વક જોઈ લેવી જોઈએ, કે તેની આજુબાજુમાં કોઈ એવી અંદરખાનેથી એ પ્રકારનો ધંધો ચલાવતી પેઢી કે એજન્સી છે કે કેમ ? વળી લત્તાનો રસ્તો લોકોની સારી અવરજવરનો છે કે નહીં ? અને સારા માણસોની વસ્તીના રહેઠાણવાળો છે કે કેમ ? તેમ જ તેવા પ્રકારની બીજી કેટલી દુકાનો, ખરીદવામાં આવનારી દુકાનની અડોશપડોશમાં આવેલી નજરે પડે છે ?

૨. પટો અથવા ચાલુ ભાડુત—આ હકીકત ઘણી જ ચોકસાઈ તથા તપાસ માગી લે છે. ભાડુતને સમારકામનો કેટલો ખર્ચ ઊઠાવવો પડશે તેનો અંદાજ કાઢી લેવો. ધંધો ચલાવવામાં કોઈ જાતનાં બંધનો મૂકવામાં આવ્યા છે કે કેમ તે જોવું. પટો પૂરો થયેથી નવો (રીન્યુ) કરવાનો હક છે કે નહીં, તે, તથા ભાડું મુકરર જ છે કે પછી આ અંગેના પટાના વખતનો ભોગવટો પૂરો થઈ ગયા બાદ કોઈ વધુ ખર્ચ યા જોખમદારી વહોરી લેવી પડે તેમ છે, તેની તકેદારી રાખવી.

ટૂંકા પટા સાથે કે ટૂંકા સમય માટે ધંધો ખરીદી લેવાનું લાભકારક હોતું નથી—થઈ પડતું નથી. જેમ કે દસ વરસથી ઓછા પટા સાથેનો હોય તેવો કોઈ ધંધો. છતાં પણ જો રકમ ઓછી હોય, અને મરજી ફાવે તો પટો રીન્યુ કરાવી લેવાનો હક, અગર ધંધો ખરીદવા માટે ખેડવામાં આવતા જોખમને પહોંચી વળાશે એવું લાગે, તો જ તેમ કરવું લાભદાયક ગણી શકાય.

સાથે એ પણ જણાવવાની જરૂર રહે છે કે, એવા લગભગ દરેક કેસમાં ખરીદનારની સહીસલામતીને ખાતર માલિકની સંમતીની (consent) જરૂર રહે છે. આવી રીતના પટાની ફેરબદલીને (assignment) એસાઈનમેન્ટ યાને 'કરારથી કરી આપેલી હકની ફેરબદલી' કહેવાય છે.

૩. ગુડવીલ (દુકાનની લોકપ્રિયતા)—લોકોની સાધારણ ટેવોમાં ઝડપથી થતા પરિવર્તનવાળા આ જમાનામાં 'ગુડવીલ'નો મુદ્દો ઘણો અટકળીઓ કે તાર્કિક લાગે છે. આથી તે અંગે ઘણી વધારે કિંમત મુકાવી જોઈએ નહીં. લગભગ દરેક છૂટક વેચાણ કરનાર વેપારીની બાબતમાં તો વેપારીનું વ્યક્તિત્વ જ ધંધાના ઊથલાના વધારા–ઘટાડા માટે જવાબદાર રહે છે. એમ છતાં પણ જો કોઈ વધારે પડતી રકમ 'ગુડવીલ' તરીકે માગે તો વેચનાર કે તેનાં દલાલ કે પ્રતિનિધિની હકીકત જાણી લીધા ઉપરાંત સ્વતંત્ર રીતે કોઈ અનુભવીની સલાહ લઈ કામ કરવું ફાયદાકારક થઈ પડશે.

૪. સ્ટોક (વેચવાનો માલ)—ખરીદનારે કોઈ પણ ધંધો એવી ઉદ્ધડ કિંમતે ખરીદી લેવો જોઈએ નહીં, કે જેની અંદર વેચવા રાખેલા માલનો સમાવેશ પણ થઈ જતો હોય. મોટે ભાગે તો આવી ખરીદીઓ મનથી ઊતરી જઈ અણગમતા સોદામાં જ તે પરિણમે છે, એ દેખીતું છે, કારણ કે છૂટા માલનો ભાવ કર્યા તો જોતજોતામાં ઘટી જાય છે કે વધી જાય છે. પડી રહેલો માલ હમેશાં કિંમત આંકીને જ લેવો જોઈએ, અને દુકાનની કિંમત પણ આ શરતથી જ નક્કી થવી જોઈએ. લેવાનારા માલની સ્વતંત્ર રીતે આંકણી કરનાર આંકણી કરે તે સલાહ ભરેલું છે.

આમાં વેચનારના પ્રતિનિધિને—તેણે પોતાનું મહેનતાણું જો કે ખરીદનારને લલચાવવા માટે ઈરાદાપૂર્વક ઘટાડીને જૂજ કરી નાખ્યું હોય તો પણ, કોઈ પણ સંજોગમાં તેને ખરીદનારને બદલે કામ કરવા દેવો જોઈએ નહીં. વેચનાર અને લેનાર વચ્ચે નિષ્પક્ષપાતી તરીકે વર્તવું અથવા બીજી રીતે કહીએ તો 'એક સાથે બે શેઠની સેવા કરવી' એ તો દેખીતી રીતે જ તેને (વેચનારના પ્રતિનિધિ) માટે અશક્ય થઈ પડે છે, અને વધારેમાં અસંતોષ કે તકરારની બાબતમાં તો તેમાંથી મોટો દ્વેષ કે કદાચ કોરટ દરબારનો ખટલો પણ ઊભો થવા પામે તો નવાઈ નહીં.

જૂના અથવા ખરાબ માલનાં નાણાં નહીં ચૂકવી દેવાય તેની ખાસ તકેદારી રાખવી. ખોખાંઓમાં માલ ભરી રાખેલો હોવાને લીધે આવું ઘણીખરીવાર બને છે. તેટલા માટે જ કોઈ અનુભવી આંકણી કરનાર, જે આવી બાબતમાં નુકસાન થવાની શક્યતા શેમાં અને ક્યાં રહેલી હોય છે, તે બધું તે જાણતો હોવાથી તેવાને જ રોકવો એ ઘણું જરૂરતું છે.

વળી ધ્યાનમાં રાખવું કે ઊઘાડો રખાતો માલ ઊતરી જાય છે, અથવા કચળી જાય છે. તમાકુ, ખાદ્ય પદાર્થો



( Provision ) કે દવાઓના ધંધાઓને તો ખાસ કરીને આ વાત લાગુ પડે છે. ચૂરણો–કવાથ–ઇન્જેકશન્સ અમુક મહિનાઓ બાદ કસ વગરનાં થતાં જણાય છે. જો કે બહાર ગોઠવવામાં આવેલાં ખોખાઓના દેખાવ પરથી તો માલ તાજો હોય તેમ જ લાગે છે.

૫. કિંમત ( price )—જે ખરીદીમાં નક્કી કરવામાં આવેલી કિંમત જ આપવાની હોય છે, ત્યાં ખરીદ કિંમતનો કેટલો ભાગ (૧) ભાડા માટે (૨) ફીકસચર્સ અને ફીટીંગ્સ માટે (૩) ગુડવીલ માટે અને (૪) સ્ટોક યાને વેપાર અંગે લીધેલા માલ માટે—આપવાનો છે, તેની તપાસ કરીને ખાત્રી કરી લેવી જોઈએ.

કેટલાક કેસોમાં ' ફીકસચર્સ અને ફીટીંગ્સ ' કે તેનો ભાગ મકાન–માલિકનો હોય છે. આથી આ મુદ્દાની ચોખવટ થવી જરૂરી ગણીને, પહેલેથી જ આ કામ સમજીને હાથ ધરવું જોઈએ.

૬. ચોપડાના દેવાં ( Book-Debts )—ધંધાની ખરીદી અંગે, દુકાનના ચોપડાઓમાંના કોઈ પણ રહેલાં દેવાંઓ સ્વીકારી લેવાનું ડહાપણભરેલું નહીં હોઈ શકે. સિવાય કે, જ્યાં ટાળી શકાતાં નહીં હોય તેવા ધંધાનાં દેવાંઓ, જેવાં કે—દૂધના ધંધાના, છાપા–ચોપાનીયાના ધંધાના, વગેરે સ્વીકારવા પડે છે. જો આવા કોઈ ધંધાનાં દેવાં સ્વીકારવાની જરૂર જણાય, તો, શક્ય લાગે તેટલાં ખરાબ દેવાંની રકમને પહોંચી વળવાને, તે માટે આપવાની રકમમાંથી સદરહુ દેવાંઓની વસુલાત માટે થનાર ખર્ચ, તેમજ નાણાં મળવામાં થનારી ઢીલ અંગે પડનારી ખાધ, વગેરેની ગણતરી કરી, ' મોટે ભાગે ' તેવી રકમ કમી કરી નાખવી.

૭. કબજે લેવાની ચીજો ( Takings )—જ્યાં ધંધા અંગેની કબજે લેવાની ચીજો ખાત્રી ભરેલી હોય, ત્યાં હિસાબનીશની તપાસણીની સાબિતી આપતું, તેનું એક પ્રમાણપત્ર મેળવી લેવું, તેમજ ખરીદી અંગે કરવામાં આવનારા દસ્તાવેજમાં એક એવી મતલબની કલમ ઉમેરવાનો આગ્રહ રાખવો કે, લખાણની અંદર જણાવવામાં આવેલી, આ ધંધા અંગેના માલની ઊથલપાથલ ( Turn over ) ખાત્રી ભરેલી છે.

૮. અનામત યાને ડીપોઝીટ—ખરીદી માટે જ્યારે છેવટનો નિર્ણય કરી લેવામાં આવે ત્યારે, સાધારણ રીતે ખરીદ કિંમતના દસ ટકા જેટલી રકમ ' ડીપોઝીટ ' તરીકે આપવાનો રિવાજ છે. આ ડીપોઝીટ કોઈ ત્રીજી વ્યક્તિના હાથમાં મુકાવી જોઈએ; કે જે વ્યક્તિ આ રકમ બંને પાર્ટીઓ વતી પ્લેજમાં મૂકેલી વસ્તુ માફક, એક સ્ટેઈક હોલ્ડર ( Stake-holder ) તરીકે, કુલ રકમ પૂરેપૂરી ભરપાઈ થઈ જાય ત્યાં સુધી પોતાની પાસે રાખે.

૯. છેવટે જો બની શકે તો પંદરેક દિવસની ટ્રાયલ મેળવી લેવી. આ ટ્રાયલ બારોબારથી ફક્ત ધંધા અંગેની જરૂરી બાતમી મેળવવા માટે કે જુદી જુદી તરેહના ઘરાકોની ઓળખાણ કરવા માટે નહીં, પણ ઘરાકને પોતાની વસ્તુની દરખાસ્ત તથા પોતાના સિદ્ધાંતની સચ્ચાઈનો ખ્યાલ આપવા માટેની હોવી જોઈએ.

૧૦. ધંધાની ખરીદી માટે ડીપોઝીટ મૂકવામાં આવેલી રકમ સિવાય ખરીદનારને નીચેની વીગતનો વધુ ખર્ચ કરવો પડે છે. જેવો કે—ભાડાનો કરાર કરવાનો, અને તેના પર સ્ટેમ્પ ડ્યુટીનો. ( સિવાય કે પહેલેથી વેચનાર ઇસમને શીરે જ એ ખર્ચ રહેશે એવી સમજુત કરવામાં આવી હોય. )

ખરીદનારના બોલાવ્યાથી સ્વતંત્ર રીતે આંકણી કરનારે માલની આંકણી કરી હોય તેના ચાર્જીઝ ( સાધારણ રીતે ૨½ ટકાથી પાંચ ટકા કુલ રકમ ઉપર, અથવા તો આંકણી કરનાર સાથે તે માટે ખાસ ઠેરવવામાં આવ્યું હોય, કે શરતો કરવામાં આવી હોય તે મુજબ. )

પરચુરણ કરવામાં આવેલો ખર્ચ.

અર્જુન કંચનરાય દેસાઈ

# માનવભક્ષી 'વનગૌરવ'

*ગુજરાતના જાણીતા પ્રાણીવિશારદ અહીં એક શિકારકથની લઈને આવે છે, સાથે સાથે હિંસક પ્રાણીની ઝીણામાં ઝીણી વિગત પણ. કેટલીય આવી વાતોથી અજાણ્યા એવા સામાન્ય માનવો માટે આ ખાસ લેખ માહિતી પૂરી પાડે છે......*

ગ્રીષ્મનો પ્રખર તાપ પૃથ્વીને બેચેન બનાવી રહ્યો હતો. પણ ખેડૂત પોતાના કામમાંથી ઊંચા આવતા ન હતા. એ બધા તો વર્ષામાં પોતાની જમીન બરાબર સાફ અને ઘડે આવી જાય તેવી બનાવવામાં રોકાઈ ગયા હતા. એ અરસામાં મિતીયાળા બંગલાથી દક્ષિણ બાજુ પાંચ માઈલ ઉપર આવેલા ચતુરી ગામમાંથી એક પંદર વરસની જુવાન દીકરી પોતાના ભાઈઓને ભાત પહોંચાડવા નીકળી. પાદર છોડયા પછી થોડો પંથ કાપ્યો હશે ત્યાં તેની નજર છીંણવીનાં ફીંડવા ઉપર પડી. આ ફીંડવા ખાધે ખૂબ જ મીઠા લાગે આથી એ જંગલનો મેવો ખાવા દીકરીનું મન લોભાયું.

દીકરીનો હંમેશનો રસ્તો એટલે કોઈ પણ જાતના ભય વગર ભાત માથેથી ઉતારી ફીંડવાં વીણવા લાગી. આ ફીંડવાં તોડતાં થતા પાંદડાના અને વેલાના અવાજે નજીકના જાળામાં પડેલા સાવજનું ધ્યાન તે દીકરી ઉપર ગયું.

સાવજ બહુ ધીરેથી ઊભો થયો અને આસપાસ નજર ફેરવી જોઈ લીધું કે બીજું કોઈ છે નહિ. પેલી દીકરી તો નિષ્ફીકર પેલાં મીઠાં જંગલી ફળો તોડી તેના સ્વાદ લેવામાં એટલી તલ્લીન થઈ ગઈ હતી કે તેને આસપાસ નજર કરવી પણ ગમતી ન હતી. એ તકનો લાભ ઉઠાવી સાવજ બહુ જ ધીમે પગલે જાળાની આડચ આપતો ઝડપબંધ પેલી દીકરી નજીક પહોંચી ગયો. એની દીકરીને ખબર પડે અને હોકીકીઓ થાય તે પહેલાં તો પેલા સાવજે તેના ગળા ફરતી પોતાની કાતીલ રાક્ષીઓ પરોવી દીધી. એ સાથે જ તે પાસેના નહેરામાં તેને ઢસડી ગયો. આ સાવજ સાથે તેના ત્રણ સાથીદારો હતા. આ સાથીદારોમાં બે નાની ઉમ્મરના નર અને એક સિંહણનો સમાવેશ થતો હતો.

આમ ચાર સાવજની સંખ્યા થઈ એટલે તે ટોળું થયું. આપણામાં સાવજના સમુહને અત્યાર સુધી તો ટોળું જ કહેવાય છે. પણ અંગ્રેજ પ્રકૃતિ વિશારદોએ જોયેલા સાવજના ટોળાને 'herd of lions' કહેવાને બદલે તેને 'The pride of lions' એવું ગૌરવવન્તુ નામ આપ્યું છે. એ ઉપરથી પ્રેરાઈને પ્રકૃતિમાં રસ હોવાને અંગે મેં પણ આવા સાવજના

---

હિસાબનીશની તપાસણી અને તેણે કરી આપેલા રીપોર્ટનો ચાર્જ'.

અત્રે એ પણ જણાવવું જરૂરી થઈ પડશે કે જો ધંધો પ્રોપ્રાયટરના નામ સિવાય બીજા કોઈ ઇસમના નામે ચલાવવાનો હોય, તો પ્રોપ્રાયટરનું નામ તથા તે ધંધો ચલાવનાર ઇસમનું નામ, એ બંને નામો રજીસ્ટર કરાવવાં જરૂરી છે,

તેમજ જો એક માલિકથી તબદીલ (Transfer) થઈને ધંધો બીજા માલિક પાસે જાય, પણ અસલ માલિકનું નામ જ કાયમ રાખવામાં આવે તો, 'રી-રજીસ્ટ્રેશન' યાને ફરીથી રજીસ્ટર કરાવવું પડે છે અને તેની ફીઝ પણ જે હોય તે આપવી પડે છે.

૧૧. ટૂંકમાં, ધંધો ખરીદનારે પોતાની શાખ તેમજ વ્યક્તિત્વ ઉપરાંત, ખંત અને દીર્ઘદૃષ્ટિ રાખી, વહોરી લીધેલા સાહસને સફળ બનાવવાનું હોય છે. મિલનસાર સ્વભાવ, પ્રમાણિકતા, કુનેહ, કરકસર વગેરે સફળતાની બીજી પણ તેની પાસેની ચાવીઓનો તે ઉપયોગ કરી શકે છે.

*



ટોળાને 'વનરાજનું વન-ગૌરવ' એવું ગૌરવવાળું નામ આપ્યું છે.

પેલી દીકરીના ભાઈઓ તો ભાત આવવાની રાહ જોતા પોતાના ઢાંઢાને બપોર વચાળ છોડીને નીરણ પાણી કરી પોરો આપવા અને પોતે ભાત જમવા તૈયાર થઈ બેઠા બેઠા રાહ જોયા કરતા હતા. પણ ભાત નહિ આવતાં સહેજે વિસારમાં પડ્યા કે કેમ આજે આટલું મોડું થયું એ વિચાર સાથે જરા ચિડાઈને ભાતની તપાસ કરવા નીકળી પડ્યા.

કેડે કેડ ચાલ્યા જતાં તેઓના જોવામાં પેલું ભાત અનામત છીંણવીના છોડ આગળ પડ્યું હતું અને પોતાની બહેનની ચૂંદડી પણ ત્યાં જ પડેલી હતી. આ દૃશ્ય જોઈ બન્ને ભાઈઓ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. અને અંદર વાતો કરવા લાગ્યા કે ભાત અહીં અનામત પડ્યું છે. ચૂંદડી અસ્તવ્યસ્ત લાંબી થઈને પડી છે અને વિચાર કરવા લાગ્યા કે બહેનને થયું શું હશે? કોઈ ઉપાડી ગયું કે મારી નાખી છે? તે જોવા આસપાસ તપાસ કરવા લાગ્યા તો તેઓના જોવામાં તડફડાટ કરવાથી ભેગી થએલી માટી આવી અને ધીંગાણું થયું હોય એવો દેખાવ લાગ્યો.

આમતેમ નજર ફેરવતાં મોટા ભાઈનું ધ્યાન સાવજના પગ-નિશાન ઉપર પડ્યું. આથી નાના ભાઈને કહ્યું કે સાવજ તો બહેનને નહિ ઉપાડી ગયો હોય!

આ પગ-નિશાન ઉપર ચાલી પગેરું કાઢતા હતા ત્યાં તો સાવજ નહેરા બાજુ ગયો છે તેની ખાત્રી થયા પછી નાના ભાઈને ગામમાં મોકલ્યો અને માણસો ભેળા કરી લઈ આવવા જણાવ્યું. જ્યારે મોટો ભાઈ હાથમાં ધારીયું લઈ જે નહેરા તરફ સાવજ ગયો હતો તે તરફ જવા લાગ્યો.

નાના ભાઈએ ગામમાં હોહા કરી મૂકી. ગામમાં જેટલાં માણસો હતાં તેઓને ભેળાં કર્યાં અને જણાવ્યું કે મારી બહેનને સાવજ ઉપાડી ગયો લાગે છે. માટે આપણે સૌએ તેની ભાળ કાઢવા માટે સાબદા થવાનું છે.

આ સાવજ સાથે ગામનો જુવાન વર્ગ પોતપોતાને ફાવતું હથિયાર અને એક બે ઉપર ભરવાની બંદૂકો લઈ ભેળો થઈ ગયો. અને સૌ સાથે મળી પેલો સાવજ જે નહેરામાં ગયો હતો તે તરફ ઉતાવળે પગે ચાલી નીકળ્યા.

વખત ઘણો વીતી ગયો હતો એટલે પેલો મોટો ભાઈ તો જ્યાં નહેરાને કાંઠે પહોંચે છે ત્યાં તો તેણે ચાર સાવજ જોયા. જેઓ પોતાનું ખાજ પૂરું કરી લાંબી જીભના લબરકા મારી પોતાનું મોં સાફ કરતા જણાયા. ચાર સાવજને સાથે જોઈ ગમે તેવા હિંમતવાળા આદમીને પણ પોતાની હિંમત સાચવી રાખવાની ઇચ્છા થયા વિના રહે નહિ. એથી પેલો ભાઈ તો જેવો હતો તેવો જ પાછે પગે પેલા જુવાનોનું મંડળ આવતું હતું તેને સમાચાર આપવા ઉતાવળે પગે ઊપડ્યો.

જુવાનો ચાલ્યા આવતા હતા. તેઓને રસ્તામાં જ-પોતે જોયેલા સમાચાર આપ્યા. ત્યારે જુવાન મંડળ બોલી ઊઠ્યું કે આટલા બધા છીએ તો આ માણસ મારતા સાવજને આપણે જરૂર તગડીને કાઢી મૂકીશું. મંડળ વાતો કરતું કરતું નહેરાને કાંઠે આવી પહોંચ્યું. સાવજો માણસોનો શોરબકોર સાંભળી ઉતાવળે પગલે ઊભે નહેરે ચાલવા લાગ્યા. આ જોઈ બંદૂકધારીઓએ અવાજ કર્યો અને મોટો ચાસકો કર્યો. આથી સાવજો બીકથી ભાગી ગયા. આદમીઓ નહેરામાં ઊતર્યાં. બારીક અવલોકન કર્યું તો દીકરીની ઘાઘરી અને કાપડાના ટુકડા જોવા મળ્યા. પણ દીકરીનું કોઈ અંગ ત્યાં પડેલું જોવામાં આવ્યું નહિ. આખા ગામમાં કકળાટ થઈ ગયો અને સૌ એક જ વાત કહેવા લાગ્યું કે હવે શીમમાં એકલા જવામાં ધાસ્તી છે. આ ધાસ્તી થોડા દિવસ રહી અને સૌ પોતપોતાને કામે રાબેતા મુજબ ચઢી ગયું.

આવા ખરે બપોરે સાવજ માણસને ઉપાડી ગયો એ સમાચાર આસપાસનાં ગામોમાં વાયુવેગે પ્રસરી ગયા. આથી સૌ સાવધાન રહેવા લાગ્યું. બે દિવસ

પછી દક્ષિણ દિશા તરફ ચાર માઈલ ઉપર ભાવરડી ગામમાંથી રાતના કુબામાં સૂતેલી વાઘરણ બાઈને ઉપાડીને આ સાવજોએ બીજું માણસ મારીને આસપાસ હાહાકાર મચાવી દીધો.

ગીરના સાવજ સામાન્ય રીતે માનવભક્ષી થતા નથી. અને આ સાવજો માનવભક્ષી થયા એથી ગ્રામીણ જનતા ખળભળી ઊઠી. અને તપાસ કરવા માટે નિષ્ણાતોને બોલાવવામાં આવ્યા. સાવજ દીપડાના પગેરુ કાઢનારાઓએ તેઓનું પગેરુ કાઢી નક્કી કર્યું કે તેમાંના મોટા સાવજનો જમણો પગ સીધો પડતો નથી પણ વાંકો પડે છે. આ ઉપરથી અનુમાન થઈ શકે છે કે તેના એ પગમાં કાંઈ ઈજા થઈ હોવી જોઈએ જેથી કરીને હવે તેનાથી બીજો શિકાર થઈ શકતો નહિ હોય. એટલે તેણે માણસ મારવાનું સહેલું કામ પસંદ કર્યું છે. પણ આ સાવજ કાંઈ એકલો નથી. તેની સાથે તો બીજાં પણ જનાવરો છે. એ જનાવરો પણ આ ક્રૂરા કામમાં તેને સાથ આપતાં લાગે છે. કારણ કે એક વખત માનવ માટીનો સ્વાદ ચાખી લીધા પછી કોઈ પણ જાનવરને તે દાઢે લાગી જાય છે. બીજું, માણસ એ એટલું નરમ પ્રાણી છે કે એક વખત આવા ભયમાં આવી ગયા પછી સામનો કરવા અશક્ત છે. વળી તેને ઉપાડી દૂર લઈ જવામાં બહુ નજીવું વજન લાગે છે. એ બધાં ઉપરાન્ત ખાવામાં બિલકુલ નરમ હોય છે. આ બધાં તત્વો ભેગાં થાય પછી જ સાવજ–દીપડા માણસ મારી ખાવાની હિંમત બતાવે છે. પાછળથી માલુમ પડયું કે આ 'વન–ગૌરવ'માંથી મોટો સાવજ છે તે જ માનવ ભક્ષ લઈ આવે છે અને બીજાં સાથેનાં તે સ્વાદથી ખાય છે.

આ અણધારી આફતના સમાચારે મિતીયાળા આસપાસના ચાર છ ગાઉ સુધીનાં ગામડાંમાં તો માનવભક્ષી સાવજોએ ત્રાસનું વાતાવરણ જમાવી દીધું. ગામડાનું કોઈ માણસ સખ્ત ઉકળાટ હોવા છતાં ઓસરી કે ફળીમાં સૂવાની હિંમત કરતું નહિ. સૌ પોતપોતાના ઘરનાં કમાડ બરાબર બીડી સૂવા લાગ્યું એટલું જ નહિ પણ સુખની નિંદર પણ ઊડી ગઈ. સૌ કોઈ જરા ખડખડાટ થાય અથવા ઉંદર ચાલતાં કાંઈ ખડખડાટ કરે તો પણ સૌ એક જ અવાજ સાથે જાગી જતું કે સાવજ આવ્યો. સાવજની ખાસિયત ભૂખ હોય તો સહેજે ચાર છ ગાઉની મજલ મારી પેટપુરતું મેળવી લેવાની હોય છે. એથી સૌ જનતા વધારે ધાસ્તીમાં પડી ગઈ. સવારના ઊઠી માણસો એક જ વાત એકબીજાને પૂછતાં કે કેમ આજે તો સૌ હિમખીમ છે ને?

કેટલાંક ગામમાં તો ઘરમાં સૂવાની સાથે સૌએ પોતપોતાનાં મકાન ફરતી કાંટાની જાડી વાડ બનાવી નાખી કે જેથી સાવજ એ વાડ કૂદીને પણ આવી ન શકે.

ત્રીજે દિવસે આસપાસ ખબર પડી ગયા કે આજે પેલું સાવજનું 'વન–ગૌરવ' મિતીયાળા બંગલાથી ઉગમણી બાજુ પાંચ માઈલ ઉપર આવેલા આમ્બરડી ગામે પહોંચ્યું હતું અને મકાનની ઓસરીમાં સૂતેલા સગર ડોસાનો પતો નથી. આખું ગામ આ સમાચારથી ધ્રુજી ઊઠયું અને એ બીક સાથે સૌ ગામલોક પગેરુ લેવા ગામ બહાર પડયું. પગેરુ મેળવી નક્કી કર્યું કે ડોસાને ઉગમણા પડખાની વાડીમાં સાવજ લઈ ગયો છે. એકસામટો લોકસમૂહ વાડીમાં તપાસ કરવા ગયો તો ત્યાં તેઓને ડોસાના પગ તથા આંગળાં મળ્યાં. આ અંગો જોઈ લોક હેબતાઈ ગયું. અને ભગવાનને આ આફતમાંથી છોડાવવા પ્રાર્થના કરવા લાગ્યું.

'વન–ગૌરવ'માંનો મોટો સાવજ માનવ ભક્ષ લઈ આવે અને પોતાના સાથીદારો સાથે મળીને મીજબાની ઉડાવે. પોતે રાતના બહુ ચૂપકીદીથી પેસે. અને ઘરેઘરની મુલાકાત લઈ જરા પણ પોતે માનવ શિકાર ઉપાડવામાં ફાવશે એમ જણાય કે તરત જ ભર ઊંઘમાં સૂતેલા આદમીને ચડપ દઈને દબાવી લે અને કાંઈ પણ શોરબકોર થાય તે પહેલાં પકડેલા આદમીને કે બાઈને પ્રાણવિહોણું બનાવી દેતો. આ

કામમાં તેને કૃષ્ણપક્ષની રાત્રીનો અંધકાર ઘણો સાથ આપતો હતો.

આરુઅરડીમાં ડોસાને માર્યા પછી તો ગામડાનું લોક વધારે ડરવા લાગ્યું અને ગરમી થાય છતાં પણ ઘરમાં ખૂબ જ કાળજીપૂર્વક કમાડ ભીડીને સૂવા લાગ્યાં.

આ રીતે ત્રણ ત્રણ માનવ-શિકાર થયા એટલે ગામજનોએ સરકારમાં તાર કર્યો કે આ માનવભક્ષી સાવજના ત્રાસમાંથી અમને મુક્ત કરો. આ બાબતનો જવાબ આવે તે પહેલાં તો મિતીયાળા બંગલાથી ચાર માઈલ ઉત્તરમાં આવેલ મિતીયાળા ગામે કૃષ્ણ પક્ષની વધારે ઘેરી રાતે આ 'વન-ગૌરવ'માંના મોટા સાવજે મુલાકાત લીધી. રાત હતી કાજળકાળી એટલે પાંચ વારે મનુષ્ય આકૃતિ બતાય પણ ઓળખી શકાય નહિ. આ અંધારી રાતનો લાભ ઉઠાવીને ઘરઘરની ઓસરીઓ તપાસતો પેલો સાવજ એક કોળી ભાભા ઓસરીમાં સૂતા હતા, ત્યાં આવી પહોંચ્યો. આ ભાભાને પોતાનો શિકાર બનાવવા માટે ધીમે પગલે તે તેની બાજુમાં આવી ગયો. ઘરડા માણસને આમે ઊંઘ ઓછી તેમાં વળી ભાભાને ગામડાંનો વસવાટ એટલે જરા જેટલો સંચળ પણ તેને જગાડી દેતો. સાવજ બહુ ચૂપકીદીથી આવતો પણ તેનો શ્વાસ જે અવાજ કરતો તે તો તેનાથી રોકાય એવો ન હતો. એ શ્વાસના અવાજથી ભાભા જાગીને હડાહુડ કરવા લાગ્યા. અને સાવજ જેટલો સાવધાનીથી આવ્યો હતો એટલી જ સાવધાનીથી ત્યાંથી પાછો સરકી ગયો. આ શોર થવાથી ઘરમાં સૂતેલાં સૌ જાગી ગયાં અને થોડી વાતચીત પછી પાછો સોપો પડી ગયો. આ શાન્તિના અંચળા નીચે સાવજ ફરી આંટો મારવા આવ્યો.

માતાના મઢની વાંસની જાળીમાં સૂતેલા પંદર વરસના કોળી જુવાનનો પગ તૂટેલી જાળી બહાર આવતો જોઈ સાવજ ત્યાં રોકાયો. અને પકડીને પેલા જુવાનને જાળીનાં બાકામાંથી બહાર ખેંચી કાઢયો. ફરી મોં નળા ઉપર મારી તેને ઘસડી જવા લાગ્યો. આ કામ તેણે આંખના પલકારામાં પતાવી દીધું.

સહેજ ખખડાટ થયો એ ઉપરથી તે જુવાનની બાજુમાં સૂતેલા તેના બનેવી જાગી ગયા, તેણે વલ્લભના મોટા ભાઈ હમીરાને ઉઠાડીને જણાવ્યું કે સાવજ વલ્લભને ખેંચી ગયો છે.

હમીરાએ જાગીને વિચાર કરવાને બદલે પોતે ઓઢેલી પછેડી હાથમાં લઈ ખડકી ઊઘાડીને બહાર નીકળ્યો પણ ઘોર અંધકારમાં ક્યાં જવું તે તેને સૂઝયું નહિ. છતાં એણે કેડે કેડે દોટ મૂકી. ત્યાં તો તેણે તેના નાના ભાઈ વલ્લભની રાડ સાંભળી કે ભાઈ દોડજે સાવજ મોં બદલાવે છે. હમીરે અવાજની દિશા તરફ હડી મેલી. અને સાવજ મોં બદલાવી ભાગવા જાય તે પહેલાં તો તેણે સાવજને પોતાની પછેડીની ચાર છ ઝાપટ મારી દીધી. પણ પછેડીની ઝાપટને સાવજ કાંઈ ગાંઠે ખરો ? એણે તો મોં બદલી વલ્લભને બરાબર વચાળેથી પકડયો અને ભાગ્યો. હમીરાએ તેનો પીછો પકડયો.

સાવજ ભાગીને પાદરમાં વહેતી નદીની ભેખડ ઉપર આવ્યો અને પોતાના માનવ-શિકારનો નદીના વહેણમાં ઘા કર્યો, પાછું વાળીને જોતાં પોતાનો શિકાર પડાવવા માટે આદમી આવે છે એવું જણાતાં તેણે ભેખડ ઉપરથી પોતાના શિકાર ઉપર કૂદકો માર્યો. પણ આદમી તરફના ધ્યાનને લઈ તે પોતાનો શિકાર ક્યાં પડયો છે તેનો કયાસ રાખી શકયો નહિ એટલે શિકારથી પાંચ કદમ દૂર પડયો.

હમીરો ભેખડ નજીક આવી ગયો હતો તેણે સાવજને ઠેકડો મારતાં જોયો એ સાથે જ કોઈ પણ જાતના વિચાર વગર તેણે પણ આંધળુકીયો ઠેકડો સાવજ પાછળ માર્યો. ઈશ્વર હમીરાની સાથે હતો એટલે તે બરાબર પોતાના ભાઈ પાસે જ પડયો. હમીરાના પડવાના અવાજથી સાવજ હેબતાઈ ગયો. એટલે તે વલ્લભ પાસે ત્વરાથી આવી શકયો નહિ. હમીરે પોતાના નાના ભાઈને બે પગ વચાળ રાખી





પોતાની સાથે લઈ આવેલું હથિયાર પછેડીને આમથી તેમ વીંઝવા લાગ્યો. સાવજ હમીરાથી માત્ર ચાર છ કદમ જ દૂર ઊભો રહી ડારો દેવા લાગ્યો. એ ડારાથી હમીરાને જાણે ડરાવતો ન હોય કે હટી જા, મારો શિકાર મૂકી દે નહિ તો તારી ઉપર તૂટી પડીશ.

આ ડારાથી જરા પણ ચળ્યા વગર હમીરે ચાસકા કરવા માંડયા. અને કાન ફાડી નાખે એવી રીડો કરી. આ રીડ અને ચાસકાથી સાવજની હિંમત એક ડગલું પણ પાસે આવવાની રહી નહિ. એ મરદાઈ ભરેલો સામનો કરડી આંખે જોઈ જ રહ્યો.

ગામમાં તેના બનેવીએ ગોકીરો મચાવી આખા ગામની વસ્તીને સચેત કરી દીધી. આમેય પેલા ભાભાના થોડી વાર પહેલાના ગોકીરે વસ્તી જાગતી તો હતી તેમાં આ શોરથી આખા ગામનું આબાલ વૃદ્ધ, બાઈ અને ભાઈ તમામ પોતાની લાકડી, કુહાડી અને બડીકા તથા ભાલા અને તલવાર સાથે ભેળાં થઈ ગયાં. તેમાં બે ચાર જણા ટોર્ચ બત્તીઓ લઈ આવ્યા હતા અને એક બે પોલીસના માણસો પોતાની હલકા મારની બંદૂકો સાથે પણ હાજર થયા. અને જ્યાં હમીરો ચાસકા કરતો હતો તે તરફ દોડયા.

ગામમાં અગાઉથી જ સંપ એટલે આખું ગામ ત્યાં જઈ પહોંચ્યું. અને ડારા કરતા સાવજ ઉપર બત્તીની શેડ ફેંકી. સાવજ પ્રકાશ પડવાથી ઝંખવાઈ ગયો અને નીચી ગરદને આસ્તે પગલે ત્યાંથી હટયો અને છેવટે પોતાનો શિકાર હાથ નહિ કરી શકે એમ લાગવાથી હતાશ પગલે ચાલ્યો ગયો.

હમીરે તેના ભાઈને બોલાવ્યો તો તેણે દરદને લઈ ભાંગ્યા તૂટયા શબ્દોમાં જવાબ આપ્યો. આથી ગામ લોક રાજી થઈ ગયું અને વાતો કરવા લાગ્યું કે ભગવાને સામે જોયું, હજુ જીવે છે. વલ્લભને ઉપાડી લાવી ચારપાઈ ઉપર સૂવાડયો. અને ઝીણી નજરે સાવજે ક્યાં ક્યાં જખમ કર્યા છે તેની તપાસ કરી તો પાનીથી માથા સુધીમાં લગભગ અઢાર દાઢો ગણી શકાઈ. એ ઉપરાન્ત વાંસની જાળીમાંથી ખેંચેલો એટલે પડખામાં વાંસના સારા ઊંડા ઉઝરડા દેખાયા. જ્યારે કડ અને પેટની દાઢ ઉપર નજર ગઈ ત્યારે જણાયું કે તેમાંથી હવાના બડબડીયાં જ્યારે વલ્લભ શ્વાસ લેતો હતો ત્યારે નીકળતાં હતાં. આથી સૌને આ ઘા ખતરનાક જણાયો અને ગામલોકોએ તેના જીવનની આશા મૂકી દીધી. ગામના મહાજને ગામલોકને ધીરજ આપી અને ગાડી જોડી અત્યારે જ વલ્લભને કુંડલા દવાખાના ભેગો કરવા સલાહ આપી. પોતે પણ કુંડલા સાથે જશે. ત્યાં આગળ ડૉકટર સાહેબને ભલામણ કરી કે ગમે તેટલો ખર્ચ થાય તેની પરવા કર્યા વિના આ દીકરાનો વાળ વાંકો ન થાય એમ વિનંતી કરી. સાથે સાથે એ પણ આગ્રહ કર્યો કે જે ઈલાજ કરવો ઘટે તે કરો પણ દીકરો બચી જાય એમ કરો.

ડૉકટર સાહેબે પોતાનાથી બનતું બધું કરી છૂટવા જણાવ્યું. પછી તો બાજી ઈશ્વરના હાથમાં છે, તેનું આયુષ્ય હશે તો વાંકો વાળ પણ નહિ થાય અને તે ખૂટયું હશે તો એકે ઈલાજ કામ જ નહિ આવે. સવારે ગામનો જુવાન પગેરું લેવા સાબદો થયો. પેલા સાવજનું પગેરું લીધું તો જણાયું કે આખું 'વન-ગૌરવ' નદીકાંઠે ઊગેલા કંટાળામાં નિરાતે આરામ કરે છે. અને સાફ વરતાય છે. આ હકીકત ગામમાં જણાવી કે સાવજો સાફ ભેખડ ઉપરથી વરતાય તેમ સૂતા છે.

મહાજને પોલીસવાળાને જણાવ્યું કે જો કે સાવજને મારવાની સરકારની સખ્ત મનાઈ છે છતાં જો તમે એ બધા સાવજને મારી નાખશો તો ઠેઠ રાજકોટ સુધી જઈ બનતું કરવા તૈયારી બતાવી. પોલીસના માણસો બંદૂકો લઈને ગયા પણ તેઓની બંદૂકોનો માર નાનો એટલે ગોળી છોડી ઠાર કરવાની તેમની હિંમત ચાલી નહિ. અને પાછા આવ્યા.

આટલું થયું અને બીજે દિવસે તાર મળ્યો કે સૌરાષ્ટ્રના રાજપ્રમુખ આ માનવભક્ષી વનરાજના વન-ગૌરવને ઠાર કરવા આવતી કાલે આવી પહોંચશે માટે સાવજની ભાળ કાઢીને તૈયાર રાખો.



જંગલખાતાના અફસર પણ આ તાર સાથે આવી પહોંચ્યા અને શિકારીને જણાવ્યું કે જો આ બીજા સાવજોનો શિકાર આપશો તો બધા શિકારીઓ જેઓ જંગલના ચોકીદાર પણ હતા એટલે દંડ કરવા જણાવ્યું. આ શિકારીઓમાંના એકનો જીવ ઉકળી આવ્યો અને જણાવ્યું કે મારો ભગવાન કરશે તો એ જ સાવજોનો ભેટો કરાવી આપીશું નહિ તો એને ગળે ટોકરો બાંધ્યો નથી સમજ્યા ને સાહેબ!

બીજે દિવસે સાવજો આસપાસ આંટા મારી મિતીયાળા બંગલાની સામેની ડોર નામે ઓળખાતી ઝાડીમાં આવી ભરાયા. આ ડોર બંગલાની ઉગમણી બાજુ આવેલું છે. સવારે ચોકીદારોએ સગડ કાઢી નક્કી કર્યું કે આજે સાવજ ડોરમાં આવી પડ્યા છે. આસપાસ તમામ કેડા વાઢી લીધા પછી ખાત્રી થઈ ગઈ કે ડોરમાં જ રોકાયા છે. એટલે ચારે બાજુ ચાડીકા બેસાડી દીધા કે જનાવરો હલે નહિ, તે ઉપરાન્ત દરેક કેડા બંધ કરી દીધા કે કોઈ ભૂલેચૂકે ડોરમાં જાય નહિ.

હજુ તો દશ પણ વાગ્યા નહિ હોય ત્યાં તો રાજપ્રમુખશ્રીની મોટર અને સાથેનો રસાલો આવી પહોંચ્યા. સવારનો ચા નાસ્તો પતાવીને રાજપ્રમુખશ્રીએ સીનિયર શિકારીને હાકલ કરી. મિતીયાળાના તે જૂના અને અનુભવી શિકારીએ હાજર થઈ કુર્નીશ કરી. ત્યારે ના. રાજપ્રમુખશ્રીએ તેને પૂછ્યું કે ક્યારે શિકાર આપશો?

શિકારીએ પોતાની બુદ્ધિથી જવાબ આપ્યો કે અત્યારથી સાંજના પાંચ વાગ્યા સુધીમાં આપ જ્યારે ફરમાવો ત્યારે શિકાર તૈયાર જ છે.

આ જવાબ સાંભળી ના. રાજપ્રમુખ હસી પડ્યા. અને જણાવ્યું કે તમે જનાવરને પીંજરામાંથી કાઢવાના હો એટલી હિંમતથી જવાબ આપો છો કે જ્યારે હુકમ થાય ત્યારે શિકાર હાજર છે.

આ સવાલથી જરા પણ અચકાયા વગર શિકારીએ એનો એ જ જવાબ આપ્યો.

આ હિંમતથી જરા નરમ પડી પૂછ્યું કે ત્યારે મેડે ક્યારે બેસીશું?

મેડો તૈયાર છે. આપ જમી પરવારી ચા લઈ સાંજના ચાર વાગે પધારો. મેડે બીરાજ્યે પછી જ બકરું બાંધવાની વ્યવસ્થા કરી છે.

ના. રાજપ્રમુખ અને તેઓશ્રીના મહેમાન બરાબર જણાવેલા વખતે તૈયાર થઈ ગયા અને મેડે બેસવા રવાના થયા. મેડે બેઠા પછી બન્ને શિકારબાજો અંદર અંદર જરા મોટેથી વાતો કરવા લાગ્યા ત્યારે શિકારીઓએ વિનંતી કરી કે આપ વાતો કરશો નહિ. જનાવર હમણાં આવી જશે.

આ સૂચના સાથે શિકારીઓ બકરીને દોરી બાંધી વાઘને ભેળું કરતા હોય એમ વાગ્ભ કરતા કરતો જ્યાં 'વનરાજનું વન–ગૌરવ' આંખળીમાં પડ્યું હતું ત્યાં આગળથી પસાર થયા. ત્યાં તો પેલા ચાડીકામાંના એકે પોત કરી જણાવ્યું કે જલદી બકરી બાંધી ઉતાવળે નીકળી જાવ, જનાવરો ઊભા થઈ ગયાં છે અને તમારી પાછળ ચાલ્યાં આવે છે. જો ઉતાવળા નહિ ચાલો તો બકરી હાથમાંથી ઝોંટી જશે. અથવા તો તમારામાંના કોઈને બાઝશે. આ જનાવરનો વિશ્વાસ કરવા જેવું નથી, માટે ઉતાવળા થાવ.

આ સૂચનથી જે શિકારીઓ બકરી લઈ ચાલ્યા આવતા હતા. તેઓ ઉતાવળે પગે ડોરમાં આવેલા સૂકા તળાવમાં મેડાની સામે તૈયાર રાખેલા ખીલા સાથે બકરાંને નાડીને મેડા પાછળ સો વાર દૂર આવેલા રાણુના વૃક્ષ ઉપર ચઢી ગયા.

શિકારી ભાષામાં પોત કરવું એટલે ફાળીયું કે પનીયું હલાવી ઇસારો આપવો કે જનાવરની શું હીલચાલ છે. જો અવાજ કરી જણાવે તો જનાવર વહેમાઈ જાય અને આજે માણસો કેમ આટલી અમારી ખાત્રી રાખે છે તેમ જણાવાથી સરખાં નીકળે નહિ. આ પોતના હલાવવાની ભાષા પ્રમાણે જ શિકારીઓ કરે છે. કારણ કે તેઓ તો જનાવરોને જોઈ શકતા નથી. આથી તેઓ આ પોતનું ધ્યાન રાખનાર

આદમી સાથે રાખે છે જેથી તે પોતાની સૂચના તેઓને કહેતો જાય અને એ સૂચના પ્રમાણે સૌ ચાલતા જાય.

જેવી બકરી એકલી પડી એવી જ તેણે બેં બેં કરવા માંડ્યું. હજુ તો પૂરી સાત મિનીટ થઈ નહિ હોય ત્યાં તો તે 'વનરાજના વનગૌરવ'માંનો લૂલો સાવજ ખેંચાઈ આવ્યો અને બકરીને એકલી જોતાં જ એવી હડી મેલી કે ધરણી ધણધણી ઊઠી. જેવો સાવજ બકરીને બાઝયો કે મેડા ઉપરથી ગોળી વછુટી. અને સાવજ વિંધાઈ ગયો એટલે એક ડગલું પણ ચાલી શકયો નહિ. બીજાં તેના સાથીદારોએ થોડો વખત પેલા સાવજની રાહ જોઈ અને તેમાંથી મોટો નર તેના સાથીદારની તપાસ કરવા આવ્યો. તેણે બકરી જોઈ તેને તોડીને લઈ જવા માટે મથામણ આદરી એવામાં બીજી ગોળી વછુટી અને તે પણ ત્યાં જ પડી ગયો. બે સાથીદારો જાણે શિકાર ખાવા રોકાઈ ગયા અને પોતે રહી ગયો એમ લાગવાથી ત્રીજો નાનો સાવજ પણ જ્યાં તેના બે સાથીદારો પડયા હતા ત્યાં આવ્યો અને બકરીને જોઈ તેણે તેઓ શા માટે પડયા છે તેનો વિચાર કર્યો વગર પહેલું પેટ ભરી લઉં એ હિસાબે મારણ તોડવા માંડ્યું. આડે પાટ ઊભો રહી ઉતાવળે ઉતાવળે બકરી ખાઈ જવાની તજવીજ કરતાં જ તેના હૃદય આરપાર ગોળી નીકળી ગઈ અને એક ડગલું પણ ચાલ્યાં વગર ત્યાં જ ગોઠવાઈ ગયો. હવે આખા 'વન-ગૌરવ'માંથી રહી માત્ર સિંહણ જ. બધાંને સાથે ખાવાની ખાસીયત પડી ગયેલી એટલે સિંહણ જરા વહેમાઈ ને તળાવની પાળે ફરતી ચાલી. બરાબર મેડા નીચે આવી પોતાના સાથીદારોને જોવામાં રોકાઈ તેવી જ ગોળી સનન્ કરતી તેની મ્હોરમાં ઊંડો ઘા ઉતારી જમીનમાં ઘૂસી ગઈ. આ અણધારી આફત કયાંથી આવી એ વિચારે તે પહેલા તો તે ઉછળતી ફલાંગ મારતી ઝાડીમાં 'હો હો' કરતી અદૃશ્ય થઈ ગઈ.

આ ગરદન આગળના ઘાની બળતરા સહન ન કરી શકવાથી તે જ રાતના તેણે ડેર છોડી દીધું અને જીભ નહિ પહોંચતા ઘામાં જીવાત પડી અને મિતીયાળો બંગલાની ઉત્તરમાં આવેલા તાંતણીયા ગામમાં થોડા સમય પછી ભેંસની સાથેના ધીંગાણામાં ભેંસે તેને ભીંસી નાખી.

આમ થોડી થોડી વારે અવાજ થયા એટલે શિકારીઓ રેણુ ઉપર બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા કે આમ થોડી થોડી વારે અવાજ થાય છે એ તે જનાવર કેવી રીતે આવતાં હશે. ત્યાં તો બીજા દશ બાર અવાજ નાની બંદૂક કે તમંચાના થયા અને શિકારબાજોએ ખાત્રી કરી કે સાવજમાં જરાય જીવ છે નહિ. પછી શિકારીઓને બોલાવવા માટે સીટી કરી. શિકારીઓ ચાલ્યા આવતા હતા ત્યાં તો મેડા ઉપરથી સૂચન આવ્યું કે તમે બધા જલદી દોડીને મેડા નીચે ચાલ્યા આવો, સિંહણ ઘાયલ થઈ છે.

મેડા ઉપરથી ઊતરીને ના. રાજપ્રમુખે અને તેઓશ્રીના મહેમાને શિકારીઓએ કહ્યા મુજબ શિકાર આપ્યો તેથી ઘણી શાબાશી આપી અને ઘાયલ સિંહણનું ધ્યાન રાખવા જણાવ્યું. તમામ શિકારીઓ એ સાવજોને ચારપાઈમાં નાખી બંગલા ઉપર લઈ આવ્યા.

સાવજના મૃતદેહોનું અવલોકન કરતાં જણાયું કે પેલા વાંકા પંજાના સાવજના કાંડામાં જૂનો રૂઝાઈ ગયેલ ઘા હતો. કેશવાળી સાધારણ હતી. પણ તેની ઉમ્મર બરાબર જુવાન જણાતી હતી. બીજા નાના નરોની ઉમ્મર હજુ પ્રમાણમાં ઘણી નાની જણાતી હતી કારણ કે તેના સાથળમાં આછા કાળા કથ્થાઈ ગુલ અને પટ્ટીઓ વરતાતી હતી. વળી માનવભક્ષી જનાવરની રૂવાંટી સુંવાળી રહેતી નથી એમ આ ત્રણે સાવજોની રૂવાંટી તદ્દન બરછટ થઈ ગઈ હતી. અને ખાલ ઉતારતાં પેલા લૂલાના પગમાંથી દેશી બંદૂકમાંથી વાગેલી લગોઠા જેવડી ગોળી નીકળી જેણે તેના પગનાં હાડકાં ભાંગી નાખ્યાં હતાં એટલે તેનો પંજો વાંકો થઈ ગયો હતો.

આમ આ માનવભક્ષી 'વનરાજોનાં વન-ગૌરવ'માંનાં તમામ જનાવરોના ત્રાસમાંથી ગામલોક છૂટયું અને ના. રાજપ્રમુખશ્રીનો તેઓએ ઉપકાર માન્યો.

ડાહ્યાભાઈ પટેલ

# ધર્મિષ્ઠોનો દેશ

ધરમને નામે થતા કેટલાય ભવાડાઓનો આપણા ધર્મિષ્ઠોના દેશમાં પાર નથી. માણસની લોલુપતા, સ્વાર્થ અને એવી તો કેટલીય દુર્વૃત્તિઓનો સડો ધર્મોને નામે વધુ ને વધુ બદીમાં સપડાતો જાય છે તે આફ્રિકાના બૅરિસ્ટર-લેખકની ઊર્મિ માટેની આ ખાસ વાર્તામાં તાદૃશ થાય છે......

'મહારાજની કથા કે'વાની છટા છે...શી ભક્તિ નીતરે છે!'

'દિવાળી! આટલી જુવાન વયે સાધુ થયા છે તે પેલા જનમનું પુણ્ય જ. ઘરડે ઘડપણ પણ આ માયા છૂટતી નથી. તો વળી આ તો પચીસ વરસની કાચી ઉંમર!'

'એની જ ખરી ખૂબી છે! સૂરજ! હું તો માનું છું કે સાક્ષાત્ કૃષ્ણનો અવતાર છે. આટઆટલા સાધુ જોયા પણ ભાગવતની કથા કોઈએ આટલા રસથી કહી નથી.'

'રાધા-કૃષ્ણની રાસલીલા તો એમના મોઢે સાંભળ્યા જ કરીએ. એમ જ લાગે છે કે જાણે રાધા-કૃષ્ણ આપણી સામે વૃંદાવનમાં રાસલીલા ના રમતાં હોય!'

'દિવાળી! મહારાજને શ્રાવણ માસ પૂરો થતાં કાશી પાછા જવા વિચાર હતો પરંતુ ગંગાબાએ કહ્યું: 'મા'રાજ! આ દિવાળી તો અહીં જ અમારા ગામમાં કરવાની.' પહેલાં તો મહારાજ ના પાડતા હતા પણ ગંગાબાના આગ્રહને લીધે માની ગયા.'

'સૂરજ! ગંગાબાની ભક્તિ તો કહેવી પડે! રાત દહાડો એ અને એમની ઉષા મા'રાજની સેવા કરવા ખડે પગે ઊભાં હોય છે. ગંગાબા તો ગંગાબા જ છે. એમને લીધે તો આ મંદિરમાં પાઠપૂજા ચાલુ રહે છે. સાધુ સંતોને જમાડવા એમની સેવા ચાકરી કરવી— એમને કદી કંટાળો નહિ, થાક નહિ. રાત દહાડો ભક્તિમાં રચ્યાં પચ્યાં રહે છે.'

આ ઉષા પણ ગંગાબા જેવી જ ભક્તિભાવવાળી થવાની છે. એની માની માફક પરોઢીએ ઊઠી નાહી ધોઈ મા'રાજની સેવામાં ખડી થઈ જાય છે. મા'રાજ પણ કહે છે ને કે આ મા-દીકરી જેવાં ભક્તિભાવવાળાં ઘણાં ઓછાં માણસો હોય છે.'

'વાત સાચી છે. પેલા મોહન મુખીએ કહ્યું કે મા'રાજ તમારે માટે મારે ઘેરથી પ્રસાદી આવશે, મા'રાજે મુખીને મોઢે સંભળાવી દીધું કે હમ સાધુ લોગ ભક્તકી પ્રસાદી ખાએગા, ગંગાબા જો પકાએગા વો હી ખાએગા.'

'આપણે વરતારી રહ્યાં બેન તે ગંગાબા જેવું ના થાય. એમની પાસે પૈસાનો પણ ટોટો નથી.'

'વરતારી તો ઘણુંય નથી. પણ દિવાળી, હું તો ખરું કહીશ પૂરવ જનમનાં પુણ્ય હોય તો જ ધરમધ્યાન થાય. લે હવે હું તો જઈશ.'

'હુંય આ મંદિરે ચાલી' એમ કહી બંને આધેડ વયની સ્ત્રીઓ ચાલી.

મંદિરની વિશાળ ઓસરીમાં લોકોની ઠઠ જામી છે. એક ઊંચા મંચ ઉપર પચીસ વરસનો યુવાન સાધુ શ્વેત વસ્ત્રો પરિધાન કરી બેઠો છે. એ રસપૂર્વક ભગવાન કૃષ્ણની રાસલીલાનું વર્ણન કરી રહ્યો છે. હિંદુસ્તાની સાથે ગુજરાતી શબ્દોનો પણ એ છૂટથી ઉપયોગ કરે છે. વચ્ચે વચ્ચે એ ગાય છે પણ ખરો. લોકો તલ્લીન બની એ યુવાન સાધુના પ્રવચનને સાંભળી રહ્યા છે.

મહારાજની સામે જ સ્ત્રીઓના વૃંદમાં એક આધેડ વયની સ્ત્રી શ્વેત વસ્ત્રો પરિધાન કરી બેઠી છે. એના

---

વલ્લભ કુંડલા દવાખાનામાં દોઢેક માસ સારવાર લઈ તદ્દન સાજો થઈ પાછો પોતાને ગામ આવી પહોંચ્યો. અને હવે તે ખેત મજૂરી કરે છે. રામ રાખે તેને સાવજ તો શું કોઈ કાંઈ કરી શકતું નથી.



કપાળમાં ચાંદલો નથી, હાથે કંકણુ નથી. આથી તરત જ ખબર પડે કે એ સ્ત્રી વિધવા છે. એ ગંગાબા પોતે જ છે. જે ભક્તિભાવમાં હરહંમેશ રચ્યાં પચ્યાં રહે છે. એમની મિલકતનો અર્ધો ભાગ એમણે ઉદારતાથી મંદિરને અર્પણ કર્યો છે. બાકીના અર્ધામાંથી પણ એ સાધુ સંતોની સેવા માટે છૂટે હાથે પૈસાનો ઉપયોગ કરે છે.

એમની દીકરી ઉષા અઢાર વરસની થઈ છે. એ પણ એની માતા જેવી ભક્તિભાવથી રંગાયલી છે. સાધુસંતોની સેવા કરવામાં એને આળસ કે અણગમો નથી. જ્યારથી નંદકુમાર ગામમાં આવ્યા છે ત્યારથી ગંગાબાની માફક ઉષા પણ એમની સેવા કરી રહી છે.

'બેન ! શું બાળાજોગી છે. આવી જુવાન વયે સંસાર ત્યાગ કર્યો ! આવા સાધુ સંતની જેટલી સેવા કરીએ એટલી ઓછી. જેટલી સેવા કરીએ તેટલી સાથે આવશે. આ ધન દોલત કાંઈ સાથે આવવાનું નથી. જે કાંઈ દાનમાં પ્રભુસેવા માટે આપીશું તે જ સાથે આવશે.' ગામની સ્ત્રીઓને આ પ્રમાણે કહેતાં ગંગાબા ગળગળાં થઈ જતાં.

'ઉષા ! બેટા ! આ દૂધ ઠંડુ થઈ જાય છે. મા'રાજને જલદી આપી આવ.' ગંગાબા સવારમાં દૂધ કઢાવી નંદકુમાર માટે ઉષા સાથે મોકલતાં. મા'રાજને ગામમાં બીજા કોઈને ત્યાં પ્રસાદી લેવાની ના હોય તો ગંગાબાને ત્યાં હોય જ. ઉષા સાંજ સવારે બપોરે મા'રાજ માટે પ્રસાદી લઈ જતી.

ગંગાબા ગામની સ્ત્રીઓને કહેતાં: 'બેનો ! હું તો માનું છું કે આ નંદકુમાર સાક્ષાત્ ભગવાન કૃષ્ણનો અવતાર છે. નહિતર આવાં વ્યાખ્યાન ક્યાંથી આપે ! જ્યારે એ એમના અમોલ ભક્તિભાવે ભગવાન કૃષ્ણ અને રાધાની રાસલીલાનું વર્ણન કરે છે ત્યારે એ ભક્તિમાં મગ્ન બની આ જગતને ભૂલી જાય છે. અરે મેં તો એમની પાસેથી જાણ્યું છે કે જેમ નરસિંહ મે'તાને ભગવાને રાસલીલાનાં દર્શન દીધાં હતાં એમ નંદકુમારને પણ દર્શન દીધાં છે.'

ગામની સ્ત્રીઓએ જ્યારથી આ દર્શનની વાત સાંભળી ત્યારથી એમના આશ્ચર્ય અને ભક્તિભાવનો પાર રહ્યો નથી. આથી જ નંદકુમારને ગામમાંથી નહિ જવા દેવા માટે બધાં અત્યંત આગ્રહ કરી રહ્યાં છે.

નંદકુમાર પણ ગામના લોકોનો ભાવ જોઈ ખુશ બની દિવાળી એ ગામમાં જ કરવા કબૂલ થયા છે. નંદકુમારની આ જાતની દિવાળી સુધી રહેવાની સંમતિથી ગંગાબાના આનંદનો પાર રહ્યો નથી. એ ભક્તિમાં તરબોળ બની નંદકુમારમાં સાક્ષાત પ્રભુને જોતાં.

નંદકુમાર સવારમાં વહેલા ઊઠતા. વહેલી સવારે ઉષા એમને માટે ગરમાગરમ દૂધ લાવતી. એ પી તેઓ મંદિરમાં પ્રાર્થના કરવા જતા.

બપોરે જમી એ આરામ કરતા. ચાર વાગ્યે આરામમાંથી ઊઠી ફરીથી નાહી ધોઈ વ્યાખ્યાન માટે તૈયાર થતા. પાંચ વાગ્યે એ વ્યાખ્યાન આપતા ત્યારે રાત્રિએ ફક્ત ભક્તિમાં રચી પચી રહેતી સ્ત્રીઓ જ એમનાં દર્શન પામતી.

ગામનાં આબાલ વૃદ્ધ સર્વ એ વ્યાખ્યાનમાં આવતાં. ધીરે ધીરે નંદકુમાર મહારાજની ખ્યાતિ આજુબાજુનાં ગામોમાં પ્રસરી. મહારાજ પણ હવે પહેલાંની જેમ ગમે તે વખતે ગમે તેને દર્શન આપે એમ નહોતા. આથી એમણે સવારમાં જ્યારે મંગળાનાં દર્શન થતાં તે વખતે દર્શન દેવા માંડ્યાં. એ સાંજના પાંચ વાગ્યા સુધી ગંગાબા એમની ઉષા કે એવાં બે પાંચ ઉત્કટ ભક્તિવાળાં સ્ત્રી પુરુષોને જ દર્શન દેતાં.

દશેરાને દિવસે ભક્તિથી છલકાતાં ગામનાં લોકોએ મહારાજ અહીં છે તો એક મહાયજ્ઞ કરવાનો નિર્ધાર કર્યો. યજ્ઞની તૈયારીઓ ઝડપથી થવા લાગી. જે બ્રાહ્મણોનો આ સુધારાના જમાનામાં ભણેલો વર્ગ બહુ ભાવ નહોતો પૂછતો તે બ્રાહ્મણો પણ એમનો ભાવ પુછાતાં ખુશ થઈ એમની અર્ધ ફાટલી ગંદી પોથીઓ કાઢી યજ્ઞનો પાઠ કરવા તૈયાર થયા.

યજ્ઞનો દિવસ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ



ામાં ઉત્સાહનું પૂર આવવા લાગ્યું. પૈસાવાળાઓએ છૂટથી યજ્ઞ માટે પૈસા આપ્યા. યુવાનોએ મંડપ બાંધવામાં રાતના ઉજાગરા ના ગણ્યા. કિશોરોએ મંડપમાં ધજા તોરણો બાંધવામાં જરા પણ આળસ ના કરી. સ્ત્રીઓએ ભક્તિનાં ભજન ગાવામાં બાકી ના રાખ્યું. આજુબાજુના ગામની ભજન મંડળીઓનો પાર ના રહ્યો. મંડળીઓમાં ગાવાવાળા કૂદી કૂદીને ગાય છે. એમના ભજન ગાવાની સિદ્ધિ પ્રદર્શિત કરવા એ બધા ઉત્સુક છે.

યજ્ઞની બધી તૈયારીઓ થઈ ગઈ છે. ગંગાબા અને ઉષા ગામની સ્ત્રીઓ બાળકો અને પુરુષો બધાં આવા પુણ્ય પ્રાપ્તિ કરાવનાર યજ્ઞથી અત્યંત ખુશ છે. આવો યજ્ઞ એમના ગામમાં તો શું પરંતુ આજુબાજુના કોઈ ગામમાં થયો સાંભળ્યો નહોતો. ખરું પૂછાવો તો આવા મહાન યજ્ઞ થવાનું ખરું કારણ તો નંદકુમાર મહારાજ જ હતા ને!

મહારાજનાં દર્શન માટે લોકો આતુર હોય છે. મહારાજ પણ નિયમિત દર્શન દે છે.

યજ્ઞમાં લોકોના આનંદનો પાર નથી. ભારતવર્ષના ગામડાના જીવનમાં આનંદ જેવું, પ્રસ્પંદ અર્પે એવું ખાસ કાંઈ હોતું નથી. તેમાં આ પુણ્ય અને આનંદ અર્પતા યજ્ઞથી તો લોકો અત્યંત ઉત્સાહમાં આવી ગયા. એમ કહેવાય છે કે અમેરિકનને જો કોઈ વસ્તુ સમજાવવી હોય તો તે વસ્તુને પૈસાનું સ્વરૂપ આપી સમજાવો તો તે જલદી સમજે. એ જ વસ્તુ જો કોઈ અંગ્રેજને સમજાવવી હોય તો એને રાજદ્વારી સ્વરૂપ આપવું પડે. એ જ વસ્તુ જો કોઈ હિંદવાસીને સમજાવવી હોય તો એને ધર્મનું—પ્રભુનું રૂપ આપવું પડે. આથી જ આ યજ્ઞો અને ધર્મનાં પ્રવચનો ભારતવર્ષમાં પ્રચલિત હશે.

યજ્ઞ અત્યંત ધામધૂમથી થઈ ગયો. ગંગાબાના આનંદનો પાર નથી. નંદકુમાર સાક્ષાત્ ભગવાનનો અવતાર છે એની પ્રતીતિ ગંગાબાને જ નહિ પણ આખા ગામને થઈ.

યજ્ઞના કુંડની ચારેય બાજુ લોખંડના ભાલાવાળા સળિયા રોપવામાં આવ્યા છે. ચારેય બાજુથી યજ્ઞકુંડનું રક્ષણ થાય એટલા માટે એ સળિયાને સારી રીતે બાંધી દેવામાં આવ્યા છે.

એ યજ્ઞકુંડ ઉપર મોટા વડની ડાળીઓ પથરાયલી છે. ગામના કિશોરો એ વડ ઉપર હરહમેશ ઇપળી પીંપળી રમતા હોય છે. તેમાંય ગામના મુખીનો ચેતનવંતો અને ચાલાક છોકરો ચીમન ઘણો જ હોશિયાર છે. એ એક ડાળથી બીજી ડાળ ઉપર વાંદરાની ચાલાકીથી દોડી શકે છે. પરંતુ એક દિવસ એ જ ચીમન વડની એક ઊંચી ડાળી ઉપરથી બીજી ડાળ ઉપર કૂદવા જતાં નીચે પડ્યો. પડ્યો એવો જ યજ્ઞકુંડને સાચવવા યજ્ઞની ચારેય બાજુ કરેલી ભાલાની વાડ ઉપર પડ્યો. જેવો ચીમન એ ભાલાઓ ઉપર પડ્યો કે તુરત જ એના પેટમાં તથા છાતીમાં ભાલા પેસી ગયા. તરત જ ત્યાં ને ત્યાં એ મૃત્યુ પામ્યો.

ગામમાં હાહાકાર વર્તી ગયો. યજ્ઞની રાખ તો હજી ઠંડી પડી નહોતી. ત્યાં તો બત્રીસલક્ષણા છોકરાનો એ યજ્ઞે ભોગ લીધો.

મુખી અને તેમનાં પત્નીના શોકનો પાર ના રહ્યો. ગામમાં ચીમનના મૃત્યુએ શોક પાથરી દીધો. ગંગાબાએ નંદકુમાર મહારાજને વાત કરી. નંદકુમાર મહારાજ પ્રથમ તો વિચારમાં પડી ગયા. એમણે એમનાં ચર્મચક્ષુ બંધ કરી અંતરનાં ચક્ષુમાં જોયું. બીજી પળે તો એ જાણે નવું જ જ્ઞાન નવો જ સંદેશો લઈ આવ્યા હોય એ રીતે હસીને બોલ્યા: 'ફીકરકી ક્યા બાત હૈ. ગંગા મૈયા! હમને ખૂદને એ મુખીકા ચીમનકો વૈકુંઠમેં ભગવાનકે પાસ બેઠા હુઆ દેખા. લાખોમાં એક મનુષ્યકા ઇતના બડા ભાગ્ય હોતા હૈ. જાવ મુખીકો મેરા સંદેશા ભેજો, ઉસકો ઇધર બુલાવો.'

ગંગાબાએ જ્યારે આ વાત નંદકુમારને મોંએ સાંભળી ત્યારે એમનો શોક દૂર થયો. એ મુખી પાસે ગયાં. નંદકુમારે કહેલી બધી બિના જણાવી. મુખીના મનમાં સાંત્વન થતું. એમનો દીકરો સદ્‌ગતિ પામ્યો છે અને અત્યારે વૈકુંઠમાં છે એમ જ્યારે એમણે જાણ્યું ત્યારે

એ પણ આનંદિત બન્યા. ચીમનની માતાનું મન એ બધી વસ્તુ કબૂલ કરતું નહિ. પણ ધર્મના ઊંડા મર્મને એ અબુધ અજ્ઞાન સ્ત્રી સમજે પણ શું? વધારેમાં નંદકુમાર મહારાજના કહેવા મુજબ મુખીને ત્યાં કથાની સપ્તાહ બેસાડવામાં આવી. ગામના લોકો અને ખાસ કરીને ભક્તિમાં રચ્યાં પચ્યાં રહેનાર સ્ત્રી-પુરુષો તો યજ્ઞના બલિ બનેલા ચીમનની એના મહાન ભાગ્ય માટે મનમાં ઈર્ષા પણ કરવા લાગ્યા. સ્ત્રીઓ કૂવાકાંઠે કે તળાવના આરા ઉપર ભેગી થતાં કહેવા લાગી 'ગયા જનમમાં પુણ્ય કર્યું હશે તારે જ આવા યજ્ઞનો ભોગ બનવાનું ચીમનને ભાગ્ય મળ્યું. નહિ તો આવું મરણ ઓછું વાટમાં પડ્યું છે!'

દિવાળીનો ઉત્સવ પણ નંદકુમાર મહારાજની હાજરીમાં ગામમાં ઘણો જ સરસ રીતે ઉજવાયો. ખેતરોમાં પાક પણ સરસ હતો. ગંગાબા જ નહિ પણ ગામનાં બધાં જ એકી અવાજે કહેવા લાગ્યાં : 'મહારાજનાં પવિત્ર પગલાંએ ખેતરોમાં શું પાક ઊતર્યો છે! આવું વરસ તો કદી જોયું નહોતું.' તો વળી કોઈ કહેતું કે 'ગીતામાં લખ્યું છે કે યજ્ઞથી વરસાદ થાય છે, વરસાદથી અન્ન પાકે છે. આ મહારાજે આપણા ગામમાં યજ્ઞ કરાવ્યો એનું શુભ ફળ છે.' વાત પણ સાચી હતી. લોકોના ઘરમાં કોઠીઓ ભરાવા લાગી હતી. દિવાળી પસાર થતાં નંદકુમાર મહારાજે હવે કાશી ધામમાં જ્યાં પવિત્ર જાહ્નવી વહે છે જ્યાં મંદિરોમાં પતિત પાવન દેવ દેવીઓ વસે છે ત્યાં પાછા જવાની ઇચ્છા દર્શાવી. જાણે શરીરમાંથી આત્મા ના ખેંચી લેતા હોય એવું અત્યંત ઊંડું દુઃખ ગંગાબાના ભક્તિથી રંગાયલા અંતરમાં થયું. ગામનાં લોકો પણ દુઃખી થયાં. ઉષા એકલી ગંભીર બની બધાંથી અલગ ફરતી હતી. છેલ્લા ત્રણ ચાર દિવસથી એની તબિયત નરમ હોવાને કારણે એ નંદકુમાર મહારાજ પાસે સેવા અર્થે જઈ શકી નહોતી.

'બેટા! મહારાજ તને બહુ જ યાદ કરે છે. તું છેલ્લી છેલ્લી એમને મળે તો સારું.' જે દિવસે મહારાજ જવાના હતા તે દિવસે ગંગાબાએ બીમારીથી પથારીવશ બનેલી ઉષાને કહ્યું.

'બા મારું માથું એટલું બધું દુઃખે છે અને મને તાવ એટલો બધો આવ્યો છે.'

'તો હું પેલા નવા ડાક્ટર કહે છે કે બહુ ભણેલા છે તેમને બોલાવી લાવું.'

'ના રે, એક બે દિવસમાં એની મેળે મટી જશે.' એમ કહી ઉષા અવળું મોં કરી સૂઈ ગઈ.

નંદકુમાર જતાં ગામમાં એક જાતનું શોકનું વાદળ પથરાયું. ગામમાં અને તેમાંય મંદિરમાં તો પ્રવૃત્તિ જ બંધ થઈ ગઈ. ગંગાબાને જાણે જીવનમાં શૂન્યતા પ્રસરી હોય એમ લાગ્યું.

ગંગાબાને એમના ગામમાં કંટાળો આવવા લાગ્યો. વળી એમની ઇચ્છા ચાર ધામની જાત્રા કરવાનો હતો જ, જાત્રાધામોમાં પ્રથમ તો વારાણસી જ કહેવાય ને! ગંગાબાએ વારાસણી જવાનો નિશ્ચય કર્યો. આજ કાલ ઉષાની તબિયત પણ ઠીક નહોતી રહેતી, આથી જાત્રામાં જવાથી હવાફેર પણ થાય.

ગંગાબા દેવદિવાળી પહેલાં જ કાશી જવા ઊપડ્યાં. કાશી વિશ્વનાથનાં દર્શનથી પવિત્ર બનવા, પતિત-પાવની ગંગા મૈયાના પવિત્ર સલીલમાં સ્નાન કરી અંતરની મલીનતા ધોવા ગંગાબા ઉત્સુક બન્યાં હતાં. કાશીમાં નંદકુમાર મહારાજનાં દર્શન પણ થશે. આ રીતે ગંગાબા જેમના આત્મામાં ધર્મની ભાવના સતત જાગતી રહે છે તે પ્રભુસ્મરણ કરતાં ખુશ બની કાશી જવા ઊપડ્યાં.

કાશીમાં તો સ્ટેશને જ પંડયાઓની ઠઠ માતી નથી. ભક્તોને આવકારવા, એમની બધી સગવડ સાચવવા એ વહેલી સવારે સ્ટેશને આવી જાય છે. ભક્તોનાં સગાંસ્નેહીઓની પીછાણ આપી એ બધાંને એમને ત્યાં લઈ જાય છે. યજમાનો પાસેથી જે કાંઈ મળે તેમાંથી એમનું ભરણપોષણ થાય છે.

કાશી નગરીની સાંકડી શેરીઓ, ગંગા કિનારે આવેલાં ગીચોગીચ મકાનો અને મંદિરો પુણ્ય પ્રાપ્તિની

મુચ્છાવાળા અસંખ્ય જાત્રાળુઓ અને તેમને પૂજા-પાઠ કરાવતા જ્યાં ત્યાં નજરે પડતા બ્રાહ્મણો આ બધું જોતા ગંગાસ્તવન કરતાં. ગંગાબા હરહંમેશ સવારે નદીસ્નાન કરવા ઉષા સાથે જાય છે. ઉષાની તબિયત સારી થઈ ગઈ છે. ગંગાબા કાશીની પ્રત્યેક જગ્યાને પવિત્ર માને છે. એમના આનંદનો પાર નથી. હવે તો નંદકુમાર મહારાજનાં દર્શન કરવાનાં મળે તો જીવન ધન્ય બની જાય.

'ઉષા! મહારાજે એમનું શિરનામું આપ્યું હતું તે ક્યાં ગયું?'

'બા, એ તો ખોવાઈ ગયું.'

'અરે દીકરી! હવે આવડા મોટા શહેરમાં મહારાજને ક્યાં શોધીશું? પણ મહારાજ પ્રખ્યાત તો હશે જ.' ગંગાબાએ આશા નિરાશાના ઝૂલે ઝૂલતાં કહ્યું: 'આપણે આપણા પંડ્યાજીને પૂછી જોઈશું.'

પંડ્યાને પૂછતાં માલમ પડ્યું કે નંદકુમાર નામના કોઈ મહારાજની ખબર નથી. ગંગાબા વિમાસણમાં પડી ગયાં. મહારાજનાં દર્શન થયાં હોત તો જાત્રા વધારે સફળ થાત.

ગંગાબા નિરાશ થઈ ગયાં. એમને વિચાર પણ આવ્યો કે નંદકુમાર પ્રાતઃસ્મરણીય મહારાજ સાક્ષાત્ પ્રભુના અવતાર તેમની અહીં કાશી જેવા ધામમાં લોકોને ખબર નથી! કેટલું અજ્ઞાન, કેટલી ધર્મ પ્રત્યેની બેદરકારી!

કાશી વિશ્વનાથના મંદિરમાં જઈ તપાસ કરવાનું એમણે વિચાર્યું.

બીજે દિવસે નાહી ધોઈ પવિત્ર બની ઉષા સાથે એ કાશી વિશ્વનાથના મંદિર ભણી ચાલ્યાં. ભગવાન શંકરનાં દર્શન કરી બ્રાહ્મણોને દાન દક્ષિણા આપતાં ગંગાબા ઉષા સાથે જ્યાં પોઠિયાની ભવ્ય મૂર્તિ હતી ત્યાં ગયાં. તેની બાજુમાં મૂળ વિશાળ મંદિરને તોડી ઔરંગઝેબે મસ્જિદ બંધાવી છે તે તરફ ગંગાબા અને ઉષા ગયાં.

ગંગાબાએ ત્યાં ફરતા ફકીરોને પણ દાન આપ્યું. એ મસ્જિદની અને મંદિરની કાટખૂણે ભેગી મળતી દિવાલને વટાવી જેવાં આગળ વધવા જતાં હતાં તેવાં જ અટકી ગયાં. ઉષા પણ ત્યાં જ સ્તબ્ધ બની અટકી ગઈ.

દિવાલના વળાંક આગળના ખૂણામાંથી એમને પરિચિત નંદકુમાર મહારાજનો જ અવાજ આવતો સંભળાયો. કોઈ યુવાન સાથે એ વાત કરતા હતા.

ગંગાબાએ પહેલું જ વાક્ય નંદકુમારના મોંનું સાંભળ્યું: 'ક્યા બાત કરું યશપાલ! એ ગુજરાતી લોક સબ બુદ્ધુ હૈ. ધરમકી ભગવાનકી બાત કરો તો ફીર તુમકો ખુદકો પ્રભુ માનને લગ જાયેંગે, મૈં ખુદ નંદકુમાર નામ લગા કર કથા કરને લગા તો મુઝે ભી પ્રભુ માનને લગે.'

'તુમ વહાં કૈસે પહોંચ ગયે.'

અરે મૈં વિદ્યાનંદ પુરાણીકા નોકર થા, ઉસકી સાથ હરહંમેશ ફીરતા થા, ઉસકી કથા કહેનેકી રીત સીખ ગયા થા, ઉસકી સાથ ગુજરાતકા બહુત ગામ ફીરા થા, થોડા પઢના લીખના ભી સીખા થા.' એમ કહી પેલો જુવાન થોભ્યો. એણે આગળ ચલાવ્યું: 'દોસ્ત! જુવાની બહુત બુરી ચીજ હૈ. મુઝે ગાંજા પીનેકી આદત પડ ગઈ થી. છૂપા છૂપા મેં પીતા થા. મહારાજકી જેરેસે ચોરી કરતા થા. એક દિન પકડા ગયા ઔર તીન માસકી સજા ભી હો ગઈ.'

જેલસે નીકલ કર મૈંને ગુજરાતકે ગાંવમેં ફીરના શરૂ કર દીયા. એક ગાંવમેં મૈં ખુદ ભગવાન હો ગયા. યજ્ઞ કીયા ઔર બહુત મઝા કીયા.'

'મોહન! તો ફીર તું યહાં ક્યું આયા. વહાંહી રહેના થા.'

'મેરા ભી યહી વિચાર થા. લેકીન દોસ્ત વાત એ હુઈ કે એ ગાંવમેં ગંગાબા નામકી એક ભક્ત સ્ત્રી થી. ઉસકી ખૂબસુરત જુવાન લડકી જીસકા નામ ઉષા થા વો મેરી સેવા કરને કે લીયે દરરોજ આતી થી. દોસ્ત ઓ લડકીકી સાથ હમને રાત દિન ઇતની મઝા કીયા. લેકીન તીન માસ પીછે ખબર હુઈ કે લડકી

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# બાળકનો જન્મ

બાળકના જન્મની વિગતસભર વાતો ઊર્મિના વાચકોને જાણીતા ડૉક્ટર-લેખક આ ખાસ લેખ દ્વારા જણાવે છે. આ બધી વિગત દરેકે દરેક માટે સાચું જ્ઞાન પૂરું પાડે છે. દરેક માત-પિતા અને ઉછરતી પેઢી માટે આ બધું જાણવું ખૂબ જરૂરી પણ છે......

શુક્રકોષ બીજકોષમાં પ્રવેશ એટલે નવો જીવ પેદા થાય છે. ફલિત થયેલું બીજકોષ બીજવાહક નલિકામાંથી ગર્ભાશયમાં આવી ગર્ભાશયની દીવાલમાં સ્થાન જમાવે છે. પછી ખોરાકની શોધમાં એનાં સૂક્ષ્માતિસૂક્ષ્મ મૂળ ફેલાય છે; અને પ્રવાહી ભરેલો નાનો પરપોટો પેદા થાય છે. આ પરપોટાને ત્રણ પડ હોય છે. બહારના પડમાંથી ગર્ભના વાળ નખ ને ચામડી બને છે. અંદરના પડમાંથી ફેફસાં હોજરી આંતરડાં બને છે તો વચલા પડમાંથી હાડકાં માંસપેશીઓ અને લોહીની નળીઓ પેદા થાય છે.

મહિનાના અંતે ગર્ભ વાદળી જેવા ઓરના પડથી ઘેરાઈ વળે છે. આની વાટે તે માતાના લોહીમાંથી પોષણ મેળવે છે. બીજા મહિનાના અંતે ગર્ભ એક ઈંચ લાંબો બને છે. ત્રણ મહિનાના અંતે તે ત્રણ ઈંચ લાંબો બને છે. આ અરસામાં બાળકને પોષણ આપવા કાજે માતાના શરીરમાં અપરંપાર ફેરફાર યોજાય છે. હૃદય કદમાં વધે છે. લોહીના પ્રમાણમાં પચ્ચીસ ટકાનો વધારો થાય છે. સ્તન પુષ્ટ બને છે. એમાં દૂધની નળીઓ અને એને પોષણ આપવા કાજે લોહીની નળીઓનો વિકાસ થવાથી પયોધર બને છે. ગર્ભાશયના કદમાં ઘણો વધારો થાય છે. પૂરા માસે તે મૂળ વજન કરતાં પાંત્રીસગણું વધારે અને કદમાં પાંચસોગણું વધે છે. માંસપેશીઓ ઢીલી બનવાથી કદમાં વધેલા ગર્ભાશયને બસ્તિપ્રદેશમાં ગોઠવાઈ રહેવા જગ્યાની મોકળાશ થાય છે. ૭ મહિનાના અંતે બાળક દસથી ચૌદ ઈંચ લાંબુ બને છે. સાતમે મહિને આંખ ઉપરનું આવરણ દૂર થાય છે. હવે બાળક હાલી શકે છે. આ તબક્કે એનો જન્મ થતાં સાધનો ને વૈદકીય સંભાળ હોય તો એ જીવી શકે છે પણ કુદરતે એનાં રક્ષણ કાજે ગર્ભવાસના બે માસ લંબાવ્યા છે. ગર્ભાધાનના ૨૮૦ મા દિવસે ગર્ભવાસની મુદત પૂરી થાય છે. બાળકના જન્મની ઘડીઓ ગણાય છે.

નવ માસ સુધી ઉદરમાં રાખેલા ગર્ભને એકદમ છોડવા માતાનું શરીર કેમ તૈયારી કરતું હશે! પ્રસૂતિ વખતે માતા અને બાળકના શરીરમાં થતા ફેરફારો શાથી યોજાતા હશે? અને જન્મ બાદ બાળકની શ્વાસ લેવાની ક્રિયા પાછળ કયાં બળ કામ કરી રહ્યાં હશે? આ અને પ્રસૂતિની બીજી હકીકતો જાણવાનું કોને મન ના થાય? જો કે આ અંગેની કેટલીયે બાબતોનું રહસ્ય હજુ ઉકેલાયું નથી પણ અનુભવના આધારે

---

ગર્ભવંતી હૈ. હમને સોચા વહાં રહના જોખમકારક હૈ. ગામલોગકો ખબર પડ ગઈ તો જાનસે મારેગા. ઈસ લીએ મૈં વહાંસે યહાં જલદી આ ગયા.'

ગંગાબા જાણે કોઈએ એમની છાતીમાં બન્દૂકની ગોળી મારી હોય એ રીતે અસહ્ય દર્દથી પીડાતાં ત્યાં પ્રતિમા સમાં સ્તબ્ધ બની ઊભાં રહી ગયાં. થોડી ક્ષણો બાદ આજુબાજુ જાણે ઝેરી આત્મઘાતક નાગ ફરતા હોય એવો એમને ભ્રમ થયો. મોહન ઉર્ફે નંદકુમારની વાત સાચી છે કે નહિ એ જાણવા એમણે ઉષાના દેહ તરફ જોયું. ઉષાના સહેજ સ્થૂળ બનેલા દેહ ઉપરથી મોહનની વાત સાચી છે એની તેમને પ્રતીતિ થઈ. એ ઝડપથી ત્યાંથી ઉષા સાથે ચાલ્યાં. બન્નેના ચહેરા ઉપર કાલિમા છવાઈ ગઈ હતી.

બીચારાં ગંગાબાને ઉષાની 'દવા' કરાવવા કાશી જેવા પવિત્ર ધામમાં ત્રણ માસ ઈચ્છા નહોતી છતાં વધારે રહેવું પડ્યું.

★



બાળકનો જન્મ : ૧૩૭

કેટલુંક જ્ઞાન પ્રાપ્ત થયેલું છે.

નજરે પણ ના દેખી શકાય એવડા નાના શુક્રકોષ અને બીજકોષના મિલનમાંથી બનેલો ગર્ભ નવ માસના ગાળામાં સંપૂર્ણ માનવ આકાર ધારણ કરી વજનમાં છ સાત રતલનો બને છે. એના જન્મ થવાની શરૂઆતમાં ગર્ભાશયના સંકોચનથી માતાને થોડી પીડા થવા માંડે છે. પ્રસૂતિની એંધાણી રૂપ આ ચિહ્નનો મર્મ સ્ત્રી માત્ર સમજી શકે છે. અરે પશુ પંખીની માદાઓ પણ આ ટાણે સુરક્ષિત સ્થળે જઈ નથી બેસતી?

પ્રસૂતિના અરસામાં સ્ત્રીની જનનેન્દ્રિયમાં મહત્ત્વના ફેરફારો યોજાય છે. ગર્ભાશયના મુખનું દ્વાર ઠંડું પાણી પીવાના સ્ટ્રોના છિદ્ર કરતાં મોટું નથી હોતું. તે બાળક અવતરવા માટે પાંચ કે છ ઈંચ જેવડું પહોળું થવું જોઈએ. આ માટે ગર્ભાશયનું કઠણ અને રેસાદાર મોઢું હવે પોચું અને મૃદુ બને છે. યોનીની માંસપેશીઓ વધારે સ્થિતિસ્થાપક બનવા કાજે લાંબી બને છે. આમાંથી ગ્લાયકોજનો સ્રાવ થાય છે જે છેવટે લેક્ટિક એસિડમાં પરિણમે છે. આ પ્રવાહીમાં જીવાણુઓ જીવી શકતાં નથી. જીવાણુઓનો ચેપ ના લાગે તે માટે આ કુદરતી કરામત છે. પ્રસૂતિના થોડા સમય અગાઉ બીજગ્રંથિઓ અને ઓરમાંથી રિલેક્સીન નામનો સ્રાવ વહેવા માંડે છે. આની અસર નીચે બસ્તિપ્રદેશની પેશીઓ અને સંધીબંધનો ઢીલાં બને છે.

પ્રસૂતિની પીડા વખતે ગર્ભાશયના ઉપલા ભાગની માંસપેશીઓ સંકોચાય છે જ્યારે નીચલા ભાગની સંકોચાયા વિના અક્રિય રહે છે. આથી ગર્ભાશયનો નીચલો ભાગ બાળકના માથા ઉપર ખેંચાય છે. જન્મ સમયે ૯૬ ટકા બાળકોનું માથું નીચું રહે છે. આમ હોવાનું કારણ ગુરુત્વાકર્ષણ બળ કે ગર્ભાશયનો જમરૂખ જેવો આકાર હોઈ શકે. શરૂઆતની પીડા દસથી ત્રીસ મિનિટના અંતરે થઈ આવે છે અને મિનિટ પર્યંત રહે છે. ધીમે ધીમે પીડાની માત્રા વધે છે. છેવટના ભાગમાં તો તે બે ત્રણ મિનિટના અંતરે ઉપરા ઉપરી આવે છે. સાથે પેટની માંસપેશીઓ પણ સંકોચાવાથી ગર્ભાશય કરતાં વધારે જોસ ઉપજાવે છે.

ગર્ભાશયના સંકોચનથી બાળકનું માથું ગર્ભાશયના મુખ સાથે ધકેલાય છે. સંકોચનના દબાણથી મુખનું નાનું દ્વાર થોડું થોડું ઊઘડે છે. એ પૂરેપૂરું પહોળું થવામાં કલાકોનો સમય વીતે છે. એ માટે વેદના પણ એટલી જ સહન કરવી પડે છે. આમાં એટલો શ્રમ પડે છે કે સ્ત્રી થાકી જાય છે. પહેલી પ્રસૂતિ વખતે આ સમય સોળ કલાકનો છે તો એ પછીની પ્રસૂતિઓ વખતે બાર કલાકનો છે.

ગર્ભાશયનું મુખ પૂરેપૂરું પહોળું થતાં પાણીનો ટશીયો ફૂટે છે. એ તો જાણીતી હકીકત છે કે ગર્ભવાસ દરમિયાન બાળક માછલીની જેમ ગર્ભજળમાં તરતું રહે છે. આમ હોવાથી બહારના ધક્કા પછડાટ કે ઈજાથી એનું રક્ષણ થાય છે, ઉષ્મામાન એકધારું જળવાય છે અને તે ગર્ભાશય સાથે ચોંટી જતું નથી.

ધીમે ધીમે માર્ગ કરતું બાળકનું માથું ગર્ભાશયના મુખમાંથી બસ્તિપ્રદેશની માંસપેશીઓની બિછાત ઉપર આવે છે. અહીં આવતાં અગાઉ જો તે મોટું હોય તો સાંકડા દ્વારમાંથી રસ્તો કરવા માટે માથાનાં હાડકાં આઘાંપાછાં થઈ માથાનો ઘેરાવો નાનો બને છે. આ સિવાય બાળકને થતી નથી કોઈ ઈજા, ઘા કે પીડા. આથી કેટલાંક બાળકો બેડોળ માથાવાળાં જન્મે છે ખરાં પણ તે પહેલા અઠવાડિયામાં બરાબર થઈ જાય છે.

આ પછી માથું અને શરીર યોનિમાર્ગમાં થઈ યોનિ બહાર આવે છે. આમાં પ્રથમ પ્રસૂતિ વખતે બે કલાક જેટલા સમયથી માંડીને પછીની પ્રસૂતિઓમાં પોણો કલાક જેટલો સમય વીતે છે. થોડી મિનિટો બાદ માતા અને બાળકનો સંબંધ જોડી રાખનાર ઑર કાપવામાં આવે છે.

માનવજીવનમાં કોઈ અદ્ભુત અને કટોકટીની પળ

હોય તો તે જન્મનો કાળ છે. આ ઘટના આપણા જીવનમાં રોજિંદી અને એવી તો સામાન્ય બની ગઈ છે કે એનું આશ્ચર્ય રહ્યું નથી. એ સાર્વજનિક ઘટના હોવા છતાંય સર્વોપરી આશ્ચર્ય છે. જીવના અવતાર કરતાં બીજું અદ્ભુત આશ્ચર્ય શું હોઈ શકે ?

હવે બહારની હવા બાળકના શ્વાસમાર્ગમાં જાય છે. તેના દબાણથી બાળકનાં ફેફસાં ફૂલે છે. અત્યાર સુધી ફેફસાં બિનઉપયોગી હતાં, કારણ કે માતા બાળકને પ્રાણવાયુ પૂરો પાડતી હતી. ફેફસાં અને છાતીના સંકોચનથી બહાર નીકળેલી હવા આપણને અવાજ રૂપે સમજાય છે. અટકી અટકીને વારંવાર ફેફસાંમાંથી જોસભેર નીકળતી હવા કંઠનળીમાંથી આવતાં અવાજ ઉત્પન્ન કરે છે. આને આપણે નવજાત બાળકના રુદન તરીકે પિછાનીએ છીએ.

પહેલા શ્વાસ વખતે બાળકના શરીરમાં અટપટા ફેરફારો થાય છે. ગર્ભવાસમાં બાળકનાં ફેફસાં કામ કરતાં ના હોવાથી ત્યાં લોહી જતું ન હતું, પણ હૃદયના જમણા ભાગમાંથી લોહી સીધું ડાબા હૃદયમાં જતું હતું પણ જન્મ બાદ હૃદયનું આ દ્વાર બંધ થતાં જમણા હૃદયમાંથી લોહી ફેફસાંમાં જઈ ત્યાં શુદ્ધ બની ડાબા હૃદયમાં આવે છે.

આ નવી શરૂ થયેલી રુધિરાભિસરણની ક્રિયાના પ્રતાપે પેટમાં ભૂખની સંવેદના થતાં બાળક રૂવે છે. આમ થતાં ઉચ્છ્‌વાસની ક્રિયાને મદદ થતાં જમણા હૃદયમાંથી ફેફસાંમાં વધારે લોહી ખેંચાય છે.

તમારા ખ્યાલમાં પણ નહીં આવે કે શારીરિક અને માનસિક રીતે બાળક આપણા કરતાં ચઢિયાતું છે. ખરેખર તે આશ્ચર્યજનક જીવ છે. એનું ખરું સામર્થ્ય તો ગર્ભાશયની બહારની સ્થિતિઓને અનુકૂળ થઈને રહેવામાં છે. ગર્ભવાસમાં તે ઇજા અવાજ કે બહારની દુનિયાના પરિતાપોથી દૂર પેટની દિવાલમાં ગર્ભજળમાં મહિનાઓ પર્યંત રહ્યું. જન્મ થતાં તે હુંફાળા અને અંધારા નિવાસમાંથી પ્રકાશ ઠંડીભરમી, પવનના સુસવાટા અને અવાજભરેલા સ્થાનમાં આવી પડે છે, અત્યાર સુધી પાણીમાં તરતા રહેવાનું હતું એના બદલે ફાવે તેવી પોચી પણ પાણીની સરખામણીમાં કઠણ પથારી ઉપર સૂવાનું થયું. અત્યાર સુધી વગર માગે ખોરાક મળતો હતો એના બદલે તે શોધવાનો રહ્યો. જિંદગીમાં કેટલો બધો ફેરફાર ! છતાં નવ–જાત બાળક એને આસાનીથી જીરવી શકે છે.

ફૂલ જેવું કોમળ બાળક માન્યામાં ના આવે એટલું મજબૂત હોય છે. તમે તેને એક હાથે કે પગે ઊંચકી શકો છો. એક હાથે લાકડીને પકડી રહી તે કોઈ પણ ઈજા વગર પોતાનું વજન ઊંચકી શકે છે. તે બીજા પોષણ વિના ફક્ત પાણી ઉપર લાંબો વખત જીવી શકે છે. જન્મ વખતે બાળકનું હૃદય મોટેરાં કરતાં બેવડું કાર્યક્ષમ હોય છે. તે ઝડપી શ્વાસ લે છે. તેનું રુધિરાભિસરણ પણ ઝડપી હોય છે. તેના શરીરમાં આપણા કરતાં વધારે લોહ, વધારે કેલસ્યમ, વધારે ફોસ્ફરસ ને વધારે વિટામિનો હોય છે. એની ભૂખ પણ માન્યામાં ન આવે એટલી વધારે હોય છે. વર્ષભરમાં જન્મ વખતના કરતાં એનું વજન ત્રણગણું વધે છે. અને માનશો ? બાળકને પાણીમાં મૂકવામાં આવે તો તે તરશે. જાળવવાનું એટલું કે એનું માથું ને નાક પાણીની સપાટી ઉપર રહે. આ ઉપરથી એવું તારવવામાં આવે કે બાળકને તરતાં શીખવવાનો ઉત્તમ કાળ તે ભય અને બીકથી ભરેલો બને તે અગાઉનો એક વર્ષની ઉમ્મર પહેલાનો છે.

નવજાત બાળકની કોઈ પણ સિદ્ધિ હોય તો તે તેની ચૂસવાની શક્તિ છે. એક તો એની અંદર પડતી હડપચીને લીધે તે સ્તનની પકડ લઈ શકે છે અને બીજું બન્ને ગાલમાં બદામ આકારનાં ચરબીનાં પડ હોવાથી તે ચૂસી શકે છે.

બાળક ચપળ અને હોશિયાર પણ છે. તેને તેની જરૂરિયાતની જાણ પડે છે અને તે મુજબ માગતાં પણ આવડે છે. આ માટે તેની પાસે બે સાધનો છે :



હાસ્ય અને રુદન. જાણે કે એને સામાનું હાસ્ય પારખતાં આવડતું હોય તેમ સામેથી તે ખિલખિલાટ હાસ્ય કરે છે. કદીક તે હાસ્યથી સામાનો પ્રેમ જીતી લે છે. હાસ્યની જેમ તે રૂદનનો ઉપયોગ કરે છે. પણ ખાસ કરી તે ખોરાક કે ભીનું કપડું બદલવા માટે માતાનું ધ્યાન ખેંચવા પૂરતું હોય છે.

હાસ્ય અને રુદનનો ઉપયોગ એ બાળકની બુદ્ધિની ખીલવણીનો એક ભાગ છે. બાળકની બુદ્ધિની ગ્રહણશક્તિ અનુપમ છે. વર્ષના ગાળામાં તે કેટકેટલું શીખી લે છે! ઘુંટણીયે પડવું, ઊભવું, બેસવું, પાપા પગલાં પાડવાં, બેપાંચ શબ્દો બોલવા ને સગાં વહાલાંને ઓળખવાં. એ જ વર્ષના ગાળામાં બાળકના જેટલું મોટું માણસ શીખી લે તો તે બુદ્ધિમાન ગણાયા વિના ના રહે!

નાના બાળકના હાથપગોનું હલનચલન બહારની ઉત્તેજનાઓના આધારે નહીં પણ શરીરની આંતરિક ક્રિયાના પરિણામે થવાથી ઐચ્છિક ના ગણાય. એમ માનવામાં આવે છે કે બાળકનું બધું હલનચલન રુધિરાભિસરણ અને શ્વસનક્રિયાના ફેરફારોને લીધે થાય છે. જન્મ પછી બાળકનું મન ઇચ્છાશક્તિ વગર વિકાસ પામે છે. માટે બાળકનું હલનચલન અનૈચ્છિક ગણવામાં આવે છે. બાળકની હાથપગની ઐચ્છિક માંસપેશીઓ ઇચ્છાને આધીન બનેલી નથી હોતી. માંસપેશીઓના આંતરિક ફેરફારોને લીધે હલનચલન થતું માનવામાં આવે છે. આ આંતરિક ફેરફારો માંસપેશીઓના લોહીના પ્રવાહોના ફેરફારો ઉપર અવલંબે છે. બહારના જગતમાં આવેલું બાળક નવી પરિસ્થિતિને અનુકૂળ રહી જીવવા માટે રુધિરાભિસરણ અને શ્વસનક્રિયામાં ફેરફારો યોજી શકે છે. આ ફેરફારોના આધારે તે વૃદ્ધિ પામે છે અને જીવી શકે છે. ધીમે ધીમે બાળક શ્વસનક્રિયા ઉપર કાબૂ મેળવતાં શીખી લઈ શરીરના જુદા જુદા ભાગોની જરૂરિયાત પ્રમાણે હૃદયને કામ કરતું રાખે છે. આમ અજાણપણે શ્વસનક્રિયા ઉપર કાબૂ મળવાથી બાળકની ઇચ્છાશક્તિ કેળવાય છે. બહારના સંજોગોના વારંવારના અનુભવથી ઇચ્છાશક્તિનો વિકાસ થાય છે.

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## સીમની દે'રી

સીમની સોનલ દે'રી,
હેરી જેને બાળપણાનાં સ્મરણો વળે ઘેરી.
પાલક સમો પીપળો ને શી
ઝૂલતી પ્રેમલ ફૂઈ!
ઘૂમવે સબળ તાન છતાં અહીં
રણુકતાં કંઈ સૂઈ;
દાડમી કરેણ નમણાં કેવાં હૂંફથી રે'તાં પ્રેરી!
કોસને પાવે ડોલવું, દેવા
વનવિહગને તાલો,
ઝરણે ખેલો, ઝાડવે મેળો,
ટેકરે આંટો ઠાલો;
જામતી ઉરે રસની લીલા, કણકણે જે વેરી.
ખેતર કૂબા ટેકરી ઝરણ
હરીભરી વનરાઈ,
હેરતાં આજે અમીટ ને શો
જીવ રહે અકળાઈ!
પૂછતાં જાણે વાસ ક્યાં તારો જીવ નિખિલના લ્હેરી?
સીમની સોનલ દે'રી.

★

પ્રા. અનંતરાય મ૦ રાવળ

# નાટકો

નાટકના અભ્યાસીઓ, અભિનેતાઓ, લેખકો અને વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે તેવો વિવેચનાત્મક લેખ આપણા જાણીતા વિવેચક આપે છે તે જ લેખના વસ્તુની મહત્તા માટે પૂરતું છે. દરેક સાહિત્યપ્રેમીને ઉપયોગી થઈ પડે તેવો મનનીય આ લેખ છે........

નાટક બીજા બધાં સાહિત્યપ્રકારો કરતાં એક ખાસ વિશિષ્ટતા ધરાવે છે. ભજવવાથી એનો આનંદ માણી શકાય છે. આપણા નાટ્યાચાર્યે તેનો અવસ્થાનુકૃતિ, અને પ્રાચીન યુરોપના નાટ્યાચાર્ય એરિસ્ટોટલ એને 'ઈમીટેશન ઓફ એન એકશન' કહી એની વ્યાખ્યા આપી છે. તેનું રહસ્ય આ છે. આમ હોવાથી લેખક, નટવર્ગ, દિગ્દર્શક, અને પ્રેક્ષકો એ સૌના સહયોગથી નાટક કૃતાર્થ બને છે. નાટકનું અભિનયન, સંગીત, નૃત્ય, અભિનય, ચિત્ર, વેષભૂષા સંનિવેષ, પ્રકાશયોજના જેવી કલાઓના સાહચર્યને અવકાશ આપતું હોઈ નાટક જુદી જુદી રસ રૂચિવાળાઓને એક સરખી તૃપ્તિ આપતો સાહિત્યપ્રકાર— 'ભિન્નરુચેર્જનસ્ય બહુધાપ્યેકમ સમારાધનમ્' બને છે.

અભિનયનની અપેક્ષા રાખતો આવો સાહિત્યપ્રકાર અભિનયનની કેટલીક જરૂરત ને સગવડોનો ખ્યાલ રાખે જ. નાટકે જેમ રંગભૂમિનું તંત્ર ઊભું કર્યું છે તેમ રંગભૂમિના એ તંત્રે નાટકના સાહિત્ય સ્વરૂપને ઘડવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. સવા બે હજાર વર્ષ પહેલાના ગ્રીસમાં નાટકો ઊઘાડા આકાશ તળે વર્તુળાકારે ગોઠવાયેલા હજારો પ્રેક્ષકોની વચ્ચે ભજવાતાં. પડદો પાડી સ્થળ ને સમયની ભિન્નતા બતાવવાનું એમાં સુગમ જ નહીં. નટો પાત્રો બનીને રંગમંચ ઉપર આવ્યા એટલે પછી એમને જ લગતું કાર્ય એકવાર નિર્દિષ્ટ થયા તે સ્થળ અને કાળમાં જ ભજવાતું ઠેઠ લગી બતાવવું જોઈએ. કાર્ય, સ્થળ અને કાળની એકતા—'યુનાઈટીઝ' ગ્રીક કલાઓની ભજવણીએ જ આમ ફરજિયાત બનાવેલી. જે પછી સિદ્ધાંત બની ત્યાર પછી સેંકડો વર્ષ લગી યુરોપનાં લેટિન અને અન્ય નાટકોની છાતી પર ચડી બેઠી. રંગભૂમિ પ્રેક્ષકોની વચ્ચેથી ખસી પ્રેક્ષકોની સામે આવી ત્યારે પડદાની જોગવાઈ થતાં પડદો પાડી બીજું સ્થળ ને બીજો સમય નિર્દેશી શકાતાં. સ્થળ અને કાળની એકતાનાં બંધન લખાતાં નાટકોમાંથી હટી જવા લાગ્યાં. છબી-ફ્રેમ રંગભૂમિએ નટોને પ્રેક્ષકોથી પૂરા જુદા પાડતા પડદાની અનુકૂળતા શેકસપીઅરના જમાના કરતાં આગળ વધી. પરિણામે વાસ્તવદર્શી દશ્યો સ્થળ કાળની ભિન્નતા સાથે રંગભૂમિ પર દેખાડવાની સગવડ વધતાં નાટકે પણ એ દિશામાં પ્રગતિ સાથે કદમ મિલાવી વાસ્તવદર્શી બનવા માંડ્યું. કવિતાનું વાહન છોડી તેણે ગદ્યનું વાહન સ્વીકાર્યું. તે પણ વાસ્તવદર્શનના આગ્રહને પરિણામે. અલબત્ત ઔદ્યોગિક ક્રાંતિ પછી ક્રમશઃ પ્રગટેલા નવા જીવને પણ નાટકને વાસ્તવદર્શી બનાવવામાં ઠીક ઠીક ફાળો આપ્યો છે. ગોળ ફરતા રંગમંચે પ્રથમથી ગોઠવી રાખેલાં દશ્યો ને સંનિવેશ તરત રજૂ કરવાની સગવડ આપી. પ્રકાશ યોજનાની વીજળીએ આપેલી સગવડે સવાર, સંધ્યા, બપોર, વીજળી, ગાઢ અંધકાર, એ રંગભૂમિ ઈત્યાદિનો સાક્ષાત્કાર સુગમ કરી આપ્યો. આ પરિસ્થિતિમાં નાટકો પણ મોટાં હોય તો ત્રણેક સેટ પર અને એકાંકી હોય તો એક જ સેટ પર ભજવી શકાય એવાં લખાવા લાગ્યાં છે. પીઠઝબક અને અવાજની અસરોની વધેલી સગવડે નાટકકારોને રંગભૂમિની બીક વગર પ્રગલ્ભતાથી અનેક નવા અખતરા અજમાવતા કર્યાં છે. તે તો ઘડાતા ઇતિહાસની વાત છે.

રંગભૂમિ સાથે સંલગ્ન હોવાથી નાટકનું કલાવિધાન વધારે કળા અને કાળજી માગે એવું હોય છે. વસ્તુ યોજનામાં પ્રસંગોની કડક પસંદગી અને કરકસર આ સાહિત્યપ્રકાર ખાસ માગે છે. દિવાળીનાં કોડિયાં જેવી નહીં પણ વીજળીનાં થાંભલા જેવી નાટકની વસ્તુયોજના તો જોઈએ. મહાકાવ્ય કે નવલકથામાં નાની નાની વિગતો વિગતે વર્ણવાય તો ચાલે, પણ



નાટકમાં તો અભિનય દ્વારા પ્રત્યક્ષીકરણ થઈ શકે અને એની મારફતે જે પ્રેક્ષકોને રસાનુભવ કરાવી શકે તેવી નાટ્યક્ષમ કે પરિસ્થિતિઓના જ પ્રવેશો અને અંકો બનાવાય. વીજળીના બે થાભલાંની બત્તીઓ જેમ વચ્ચેના અંતરને અજવાળી નાખે છે તેમ વૃત્ત કે વર્તિષ્યમાણ, બનેલ કે બનવાના, વૃત્તાંત માટે યથોચિત સૂચન પાત્રોના સંવાદ કે એવી કોઈ યુક્તિ દ્વારા રજૂ કરી પ્રવેશોમાં ન બતાવી શકાયું તેનાથી પ્રેક્ષકોને નાટકોનો લેખક વાકેફ કરી લે. સંસ્કૃત નાટકો વિષ્કંભકાદિ દ્વારા આવું જ કાર્ય કરતા જાણીએ છીએ. '

નાટક એટલે 'સ્ટોરી ઓફ મેન ઇન એકશન'—કાર્ય કરતાં અમુક પરિસ્થિતિઓમાંથી પસાર થતાં માનવીઓનાં વાસ્તવદર્શી, ભજવી શકાય તેવી, કથા. નાટકનું આવું માનવકાર્ય બહુધા સંઘર્ષથી જ આગળ વધતું હોય છે. માણસને વિધિ, અન્ય માણસો, સમાજ કે તેની રૂઢિઓ, કે પોતાના જ અંતરમાંની કોઈ દ્વિધા નડતી હોય તેમાંથી આ સંઘર્ષ પેદા થાય. પાત્રોના સ્વભાવનું કાઠું એમની પાસે અમુક રીતે જ વર્તાતી નવી પરિસ્થિતિ ઊભી કરે અને કેટલીકવાર પરિસ્થિતિઓ પાચનના સત્વને જાણે કસવા આવી હોય તેમ તેમના વ્યક્તિત્વના હિતોદાત્ત અંશોને પ્રગટ કરે, એમ પાત્રો ને પ્રસંગો વસ્તુની પરસ્પરાવલંબી સુશ્લિષ્ટ ગૂંથણી યોજીને પેલા સંઘર્ષનું લેખક તે દ્વારા નિરુપણ કરે. પાંચ અંક કે તેથી વધુ વિસ્તારવાળાં નાટકોમાં બીજથી ફલાગમ સુધીની બધી ભૂમિકાઓ આવે, જેમ શેક્સપીઅરના અને લાંબા સંસ્કૃત નાટકોમાં બને છે. નાટક જેમ નાનું, ત્રણ બે કે એક અંકનું તેમ તેમાં પરાકાષ્ટાની સંધ્યાએ જ નાટકનો પ્રારંભ કરાય. અને પૂર્વવૃત્ત સંવાદોદ્વારા સૂચવાઈ જાય. જૂનાં ગ્રીક નાટકો, તેમ ઇબ્સેન–શૈલીના અને એકાંકી નાટકોને આ બીજો માર્ગ ગ્રહણ કરવો પડયો છે.

નાટકના કલાવિધાનમાં વસ્તુ ને સંઘર્ષની રજુઆતમાં સંવાદ મહત્ત્વનું કામ કરે. નાટકમાં તો લેખકને ફરજિયાત પડદા પાછળ જ રહેવાનું હોય છે. રંગભૂમિ પર તો ભલાં પાત્રો ને એમની લીલા. પાત્રો જેમ વર્તે કે કરે તે તેમના વિચારો કે લાગણીઓથી પ્રેરાઈને, જેને સંવાદ દ્વારા જ તેમના વ્યક્તિત્વ તેમજ આશયને ઉઠાવ આવે એ રીતે નાટકકારે રજૂ કરવી રહી. નાટકકારે આ ઉપરાંત પ્રેક્ષકોના હૈયાને પોતાની મોરલીના નાદે નચાવવાનું હોય છે. એટલે હવે 'શું બનશે?' એની આતુર જિજ્ઞાસા કે ચિંતા કે ફડક એમનામાં પેદા કરે એવી તંગદિલી નાટયોચિત પરિસ્થિતિઓ દ્વારા ક્યાં કેમ રજૂ કરવી, પરાકાષ્ટા અણધાર્યાપણાની ચમત્કૃતિ સાથે કેમ લાવવી, ચોટદાર અંત કેમ યોજવો, આવી આવી બાબતો પણ નાટકના લખનારની બરાબર કસોટી કરે એવી હોય છે.

નાટકમાં રજૂ થતા સંઘર્ષ જે બે રીતે શમે તે પરથી નાટકના મુખ્ય બે પ્રકાર સર્જાયા છે. સંઘર્ષભૂત મુશ્કેલીઓ, ગૂંચ ઇત્યાદિ જો અલ્પજીવી હોય તો અંત મધુર હોય. જો તે જીવનનું અંતર્હિત કારુણ્ય પ્રગટ કરવા યોજાયેલ હોય તો અંત દુઃખદ હોય. સુખાન્ત નાટક તે 'કોમેડી,' દુખાન્ત નાટક તે 'ટ્રેજેડી.' દુનિયામાં સૌથી પ્રાચીન નાટકો તે ગ્રીક નાટકો. એમાં બેઉ પ્રકાર છે. ટ્રેજેડી જીવનની કરુણ ગંભીર બાબતો પર નજર ઠેરવે છે; કોમેડી તેની હળવી બાજુ પર. કોમેડીમાં થોડો વખત ગંભીર કરુણ બની સુખાન્તમાં પરિણમતી રચનાઓ પણ ગણાય. જીવનની હળવી બાજુ પર મજાકની દૃષ્ટિ નાખતી રચનાઓ પ્રસહન કહેવાય, સંસ્કૃત નાટકોમાં 'ટ્રેજીકોમેડી' કરુણગંભીર સુખાન્ત નાટકો છે અને પ્રહસનોય છે. પણ ગ્રીક અને પછીથી છેક આજ સુધીનાં યુરોપિયન નાટકોનો પ્રિય પ્રકાર 'ટ્રેજેડી' નથી જ એમ કેમ હશે? એક જ વાકયમાં કહેવું હોય તો કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતે, તેમ જ કૃષ્ણ કરે તે ઠીક કરે છે એવી ઈશ્વરની કરણીના આખરી માંગલ્ય પરની શ્રદ્ધાએ, જીવન અને વિશ્વતંત્ર વિશે ભારતવાસીઓને દુઃખ, અકળામણ, રોષ, શંકા કે સમાધાનની લાગણીથી આઘા જ રાખ્યા છે એ હકીકતમાં જ એનું રહસ્ય રહેલું છે.





ગ્રીક નાટકોમાં ટ્રેજેડી ડાયોનાઈસસના પૂજા ઉત્સવમાંથી ઊભું થયેલ છે. સંસ્કૃત નાટકનાં બીજ યજ્ઞો વેળા પુરોહિતની બે ટુકડીઓ વડે ગવાતા વેદમાંના સંવાદોમાં કોઈકે જોયાં છે. આ સાથે મધ્યકાલીન યુરોપની ધર્મસંસ્થાએ લોકપ્રિય બનાવેલ મોરાલીટી પ્લેઝ ને મીરેકેલ પ્લેઝ, તથા ભારતમાંનો જાત્રા, રામલીલા—દશાવતાર—વેશ, ભવાઈ, કથકલિ, વગેરે નાટ્ય પ્રકારોનો વિચાર કરીએ તો નાટકની ઉત્પતિ ધાર્મિક હોવાનું સમજાય છે. પ્રારંભમાં ભલે એમ હોય, પણ પછીથી તો એ સર્વત્ર સમાજના સામૂહિક મનોરંજનનો એક લોકપ્રિય પ્રકાર બની ગયો છે. નટોના અભિનય-નૈપૂણ્યથી પ્રેક્ષકોના હૃદયને સ્પર્શી, તેમની લાગણીઓ હલાવી, તેમને રસાનુભવ કરાવવાની તાકાત ધરાવતો હોવાથી આ સાહિત્ય પ્રકાર મનોરંજન ઉપરાંત લોકશિક્ષણ કે પ્રજાના સંસ્કારનું એક પ્રબળ વાહન કે સાધન બનાવવાની શક્તિ ધરાવે છે. ઈબ્સેન, ગેલ્સવર્ધી, શૉ આદિએ એની એ શક્તિનો લાભ ઉઠાવવા પ્રયત્ન કર્યો છે. આ જોતાં નાટકને પણ વર્તમાનપત્રની પેઠે રાજ્યની ચોથી કે પાંચમી શક્તિ કહીએ તો શું ખોટું ?

નાટકને માપવાનું એક સાધન તેની અભિનયક્ષમતા અને રંગભૂમિ યોગ્યતા છે એ ખરું. કેટલાક તો એવો આગ્રહ જ રાખે છે કે ભજવી શકાય નહીં તે નાટક નહીં. તો પણ રંગભૂમિના સ્થૂલ ચોકઠાને સાહિત્યકારના મુક્ત કલ્પનાવિહાર પર આકરું નિયંત્રણ મૂકવા ન દેવાય. કેટલાય નાટક એવાં હોય, જે રંગભૂમિ પર ઊતરતાં એની નાજુક સુંદરતા અળપાઈ જાય. આમ રંગભૂમિ પર ન ભજવાય તો કંઈ નહીં. નાટકોની કલ્પનાની રંગભૂમિ પર ભજવી શકાય એવાં હોય નાટકો, તો ય ઘણું છે. અભિમાન કે દશ્ય એ એક જ પ્રકાર નાટકમાત્રનો હોય એ ઈષ્ટ નથી. એની જોડે શ્રાવ્ય, આજની ભાષામાં વાચ્ય, નાટ્યપ્રકાર પણ ભલે હોય.

બે શબ્દ ગુજરાતી નાટક વિશે. ગુજરાતીમાં સાહિત્ય પ્રકાર લેખે નાટકનો ઇતિહાસ સો વર્ષથી લાંબો નથી. પણ ગુજરાતે નાટ્ય મનોરંજન નાટક પહેલાં પણ ઓછામાં ઓછી ચાર સદી સુધી માણ્યું છે. એ નાટ્ય તે ભવાઈ. એના વેશોમાં સાહિત્યતત્ત્વ ઓછું, પણ એની ભજવણીમાં વેશભૂષા, સંગીત નૃત્ય અને એ સર્વ કરતાં અભિનયને સારો અવકાશ મળતો. લોકરંજનમાં સરી પડતાં સ્થૂલ હાસ્ય અને અશ્લીલતામાં ઊતરી પડતી ભવાઈથી ભણેલો વર્ગ જે કાળે નવેક દાયકા પર વિમુખ થવા લાગ્યો તે વેળા મુંબઈમાં નાટકશાળાની સ્થાપના તથા પારસી ગુજરાતી ભાષામાં નાટક લેખનનો પ્રારંભ થયો. પ્રારંભકાળનાં ગુજરાતી નાટકોમાં કેટલીક અસર ભવાઈની દેખાય છે. પણ વિશેષ અસર સંસ્કૃત અને અંગ્રેજી નાટકની છે. સંસ્કૃત નાટકની અસર પ્રસ્તાવના અને ભરતવાક્ય સમેત સંસ્કૃત નાટકની અંકવ્યવસ્થા સંવાદ, કવિતા, રસ વગેરેની પદ્ધતિના અનુસરણમાં ગુજરાતી નાટકે દેખાડી છે. રણછોડભાઈ, હરિલાલ ધ્રુવ, મણિલાલ દ્વિવેદી અને રમણભાઈએ સંસ્કૃત નાટકની શૈલીને તેમના નાટકોમાં અપનાવેલી છે. અંગ્રેજી નાટકમાં શેક્સપીઅરનાં નાટકોની શૈલી, જેમાં સંસ્કૃત નાટ્યશૈલી અનુસરાઈ છે એ જ મણિલાલકૃત કાન્તા અને રમણભાઈકૃત 'રાઈનો પર્વત'માં સફળતાથી પ્રયોજાઈ છે. પ્રસ્તાવના નાટકનો આરંભ કરવામાં, નાટકને કરુણાંત બનાવવામાં, નાટકને સંઘર્ષપ્રધાન બનાવવામાં, તેમજ વિચારલક્ષી કે પ્રશ્નપ્રધાન ગદ્યનાટકો અને એકાંકીના પ્રયોગ કરવામાં ગુજરાતી નાટક અંગ્રેજી ભાષા દ્વારા પ્રશ્ચિમની નાટ્યશૈલીને ચીલે ચાલ્યું જણાશે.

સંસ્કૃત નાટ્યશૈલીનાં નાટકોમાં 'કાન્તા' ને 'રાઈનો પર્વત' એ બે જ સ્મરણીય નમૂના છે. કવિશ્રી ન્હાનાલાલે પોતાની રોમેન્ટીક કવિપ્રતિભાને તે પ્રેરણાને વફાદાર રહી ભાવનાપ્રધાન કાવ્યકલ્પ નાટકો શૈલી ને ગેટેના નમુનાને અનુસરતાં લખ્યાં છે, તેનું પણ ગુજરાતી નાટકસાહિત્યમાં સ્થાન છે. મુન્શી અને ચંદ્રવદન મહેતાએ ગદ્યનાટકોના ટ્રેજેડી કોમેડી ઉભય પ્રકારના ઘણા નમૂના આપ્યા છે.



ઈબ્સેન શૈલીનાં નાટકો લખવા પ્રાણજીવન પાઠક ને બટુભાઈ ઉમરવાડિયાએ કરેલ પ્રયાસ તેટલો જ નોંધપાત્ર છે. એકાંકી નાટકોમાં ઉમાશંકર જોશી, જયંતિ દલાલ, ચુનીલાલ મડિયા, અને શિવકુમાર જોષીનો ફાળો ગણનાપાત્ર છે.

બીજા દેશોમાં ન હોય એવી સ્થિતિ ગુજરાતમાં નાટક પરત્વે અત્યારલગી એવી પ્રવર્તી છે કે ધંધાદારી રંગભૂમિ અને સાહિત્યનાં શિષ્ટ નાટક વચ્ચે સહકાર રહ્યો નથી. રણછોડભાઈનાં નાટક રંગભૂમિએ ભજવ્યાં તે પછી ધીમે ધીમે એવી સ્થિતિ સરજાઈ કે રંગભૂમિ પર ભજવાતાં નાટકોમાં સાહિત્યનું મૂલ્ય ઓછું હોય, અને સાહિત્યના મૂલ્યવાળાં નાટકો રંગભૂમિ પર 'આવ્યાં નહીં'. બેઉનું અંતર મુનશી અને ચંદ્રવદનનાં નાટકોથી ઘટવું શરૂ થયું એમ કહી શકાય. હવે ધંધાદારી રંગભૂમિ ૧૯૩૦ થી ઝાંખી પડતી ગઈ તે સાથે અવૈતનિક રંગભૂમિ ધીરે ધીરે સ્ફૂર્તિ પકડતી ગઈ છે. તેણે અભિનયમાં જૂની રંગભૂમિ અને ચાલુ બોલપટોના કરતાં વધુ પ્રગતિ બતાવી છે એમ નહીં કહેવાય. છતાં જૂની રંગભૂમિએ હાથ ન ધરેલા કેટલાક પ્રયોગો તે કરતી થઈ છે. રેડિયો નાટકનો પ્રચાર પણ 'આકાશવાણી— ભારત'ને પ્રતાપે ખીલતો જાય છે. સરકાર પણ નાટ્ય લેખન અને નાટ્યાભિનયને પ્રોત્સાહન આપે છે. આ નવી પરિસ્થિતિ, ભજવી શકાય એવા સારાં ગુજરાતી નાટકોની અછત આગળ આણી રહી છે. તે સાથે નવી શક્તિને આહ્વાન— ચેલેન્જ—પણ આપી રહી છે. એ આહ્વાન એવી સમર્થ નાટ્યપ્રતિભાને જન્માવો, જેના ઉદય પછી લાગે છે કે રણછોડભાઈથી શિવકુમાર સુધીના નાટ્ય-લેખકોએ એના આગમનની તૈયારી જ કરી આપી હતી *

*અમદાવાદ આકાશવાણીના સદ્ભાવથી

★

પ્રો. પ્રભાશંકર તેરૈયા

## જરા, જરાને

'વર્ષોતણી તો વણઝાર ચાલી,
તોયે ન આવ્યો મુજ પ્રેમસાથી.
રે ! વાટ જોતાં મુજ દૃષ્ટિ થાકી.'
વિમાસતી પ્રોષિતભર્તૃકા ત્યાં—
પ્રેમી પધાર્યો પરદેશથી તો.
કહેતો પ્રિયાને મુખ હાસ્ય લાવી,
'લાવ્યો છું હું કુંદન કામિની જો !
વિયોગ કેરું ફળ આજ લાધ્યું.'
શબ્દો સૂણીને પિયુના વદંતી,
'તું તો કમાણો ઘર બ્હાર જૈને.
હું તો કમાણી ઘરમાં જ રૈને,
આંખો વકાસી મુજ સન્મુખે જો.
મઢ્યું છ રૂપું મુજ મસ્તકે મેં,
નિહાળ તું આજ જરા, જરાને.'

★

'સાલિક પોપટિયા'

## છલુડી છોકરી

આવ છલુડી છોકરી ! તારા મનને છૂટું મેલ,
આજ નિશાએ કામણ કીધા વાત ન પાછી ઠેલ.
મારી વાત ન પાછી ઠેલ.
સીમને છીંડે ઊભો પેલો ગોવાળ ગીતો ગાય,
કોયલને ટહુકારે મારી નિંદર વેરણ થાય;
આવ ને છોરી કરવા ત્યારે રંગની રેલમ છેલ.
તારા મનને છૂટું મેલ.
આજ રે તારા જોબનિયાના ફૂટતાં પેલી મોર,
રૂપભર્યાં તારાં નેણવાં જાણે બીજની વાંકી કોર;
તું તો છકેલી છોકરી જાણે વીજળી કેરી વેલ.
તારા મનને છૂટું મેલ.
ફૂલ ગુલાબી ચણિયો તારો ઉપર તીલી ભાત,
જીવને લાગે સૂનું સૂનું આવ દેવા સંગાત;
ફરફર ઊડે લહેરિયું તારું જાણે જળની રેલ.
તારા મનને છૂટું મેલ.

★

[ 'સમગરજીલાં'—૨૬ મા પાનાથી ચાલુ ]

વળી એક ભારે શ્વાસ લેતાં રાહુલે વાતને વળાંક આપ્યો, 'પણ—તું જ કલ્પી લે મીના કે ઉપર ઉઠતા—બલકે કામઠું વળાયે જતા એ અર્ધનગ્ન અંગને મેં ક્યાંથી ને કેવી રીતે પલંગ સરસું દબાવી રાખ્યું હશે ને તે પણ કેટકેટલા ક્ષોભને અંતે!'—પણ મીનાય જાણેઅજાણે જાણે અદ્ધરશ્વાસે બની બેઠી હતી. પૂછ્યું: 'પછી પણ?'

'પછી શું વળી! થોડીક જ વારમાં એ ભાનમાં આવી ને અસ્તવ્યસ્ત કપડાંનું જાણે ભાનેય ન હોય તેમ થાકીને લોથ થયેલા માણસની જેમ એ મારી સામે જોઈ એવી રીતે મલકી રહી કે'—

'ને હું હતો તે, "હવે તો ઠીક છે ને? ક્યાં ગયાં કાકી?" વગેરે સવાલ પૂછતો પલંગ પરથી નીચે ઊતરી પડ્યો.'

'આજે એકટાણું છે એટલે બજારમાં ગયાં છે. બેસોને જવાય છે.' આમ કહેતાં, સાચું કહું છું મીના એણે એવી ઢંઢકથી કપડાં ઠીકઠાક કર્યાં કે—હું તો રખેને કોઈ આવી પડશે એ બીકે ત્યાંથી જાણે આંખો મીંચીને પીઠ જ ફેરવી ગયો.'

કોણ જાણે કેમ આ સાંભળીને મીના એવી તો નિરાશ થઈ રહી કે—પેલી યાદમાંથી બહાર નીકળી રાહુલે એની સામે જોયું હોત તો સંભવ છે આમ કહેત: 'જાણે તું, નિરાશ થયેલી પેલી જ યુવતી ન હોય!'

મીના, આછો એક નિશ્વાસ નાખતાં ને હાસ્ય સાથે વ્યંગને સેળભેળ કરતાં બોલી પણ ખરી: 'તો તો તમે પેલા ચુંબકનેય નાકામયાબ બનાવો એવા, બલકે લોઢા સિવાયની કોક બીજી જ ધાતુના બનેલા લાગો છો?'

અલબત્ત મીનાના આ લાગને એ કંઈક સમજ્યો તો હતો જ પરંતુ વાતાવરણ ભારે હતું તેથી કે ગમે તેમ એ ચૂપ જ રહી ગયો.

પણ બીજી વાર એક ફિલ્મની વાત નીકળતાં ને એ પાત્રોની પ્રણયચેષ્ટાઓ ઉપર મીનાની ટીકા સાંભળતાં રાહુલે પોતે જાણે લોઢું હોવાની સાબિતી આપવા જ હોય તેમ એની આગળ એણે—દાણો દબાવતો હોય એ રીતે હસી માગણી કરી: 'મનેય મીના, આજ તો એમ થાય છે જાણે તને ચૂમી લઉં!'

'મીના જાણે એમ વાટમાં પડી હોય તેમ—થાય તમને તો!' આમ કહેતી મીનાની તીરછી આંખોમાં રાહુલે જોયું તો રોષ હતો.

ને રાહુલ અહીં ઠંડો પડી ગયો—અરે ડર પણ લાગ્યો: કાં તો ચંપલ જ ચાખવું પડે!

છતાંય ચંપલ મારશે તોય અહીં કોણ જોવાનું છે આમ કરી હિંમત કરી નાખવા તો એ જતો જ હતો. પણ ત્યાં તો પોતાની આ ગૂમ થવા જતી અક્કલને એણે જાણે ઠેકાણે આણી: 'તો તો—આ લગ્ન કરવાનો કાંક ચાન્સ છે એય તું આમ નાલાયકી દેખાડીને કાં તો ખોઈ બેસીશ!'—

ને વળી અહીં, લગ્ન માટે ઈંતેજાર એવો રાહુલ એક બીજી થાપ ખાઈ બેઠો. કારણ મીનાની આંખમાં રોષ હતો એ ખરું પણ રોષ ભેગાં તોફાન હતાં એટલું એ ન સમજી શક્યો!...

ગમે તેમ પણ એક બીજાથી ગૂંથાવાની પરાકાષ્ટાએ પહોંચેલા આ બે જીવ આ પછી એવા તો પાછા પડવા માંડ્યા કે એ બેના જોડાઈ જવાની આશા રાખી બેઠેલા ઓળખીતાઓને પણ પછી તો આશંકા ઊઠવા લાગી.—

જ્યારે પેલા સાહિત્યકાર મિત્રને તો એમની પાસેથી નિરાશાભર્યો સૂર પણ સાંભળવા મળ્યા:

રાહુલના કહેવાનો મુખ્ય સૂર આમ હતો: 'મને તો આ સ્ત્રી માત્ર વાતો વારે જાતીય સંતોષ મેળવનાર કોઈ ઠંડી જ લાગે છે!' ને પૂરવામાં, એણે પેલા કલાકારની કરેલી અવગણનાની તો પોતાની ઉડાવી કાઢેલી ચુંબનની માગણીની વગેરે વાત કરી.

તો મીનાએય રાહુલ વિશે આવો જ ખાનગીમાં



અભિપ્રાય આપ્યો : 'ફૂડાફીદાસ છે એટલું જ, બાકી પુરુષમાં જે તનમનાટ જોઈએ એમાંનું મને તો કશું જ ન લાગ્યું !'—

અલબત્ત મીનાના આ કથન માટેય આ સાહિત્યકાર મિત્રે થોડીક ઉલટ તપાસ કરી જોઈ.—

પણ પછી એકલા પડતાં ને આગળ પાછળના એમના જીવનનો વિચાર કરી જોતાં એક બીજા માટેનાં આ લોકનાં વિરોધી મંતવ્યોનો ભેદ એકાએક એને ઉકલી ગયો. ને મનમાં મનમાં બોલી ઊઠયો : 'અરે માનવી તારી માયા ! આ લોકને જીવનસાથી બનવું છે માટે જ ખાસ તો એક બીજાની આગળ વધુ પડતાં નીતિમાન હોવાનો ડોળ કરી રહ્યાં છે. ને એટલે જ એકને બીજું ઠંડું તો વળી મોળું લાગ્યા કરે છે.'

ને એણે એ બે જણને વળી પાછાં એક સાથે જમવા તેડી, આગળ પાછળ આવેલા એકેક્કા જણને ા મતલબની એક જ વાત સમજાવી દીધી : 'અરે ભાઈ નથી તો મીના ઠંડી કે નથી મોળો રાહુલે. પણ એ તો જ્યાં સુધી એક બીજાને લગન માટેની એક ્જાની ખાત્રી નથી પડી ત્યાં સુધી એમ જ હોય ને !'—

એટલું જ નહિ એણે તો, આ બે સમગરજીવાંના મનમાં ઊઠતો, 'સામું માણસ કાં તો લગન નહિ કરે તો ?' એ શંકાનું પણ એકેક જણને ખાનગીમાં એક જ મતલબની વાત કહી સમાધાન કરી આપ્યું : 'લગન માટે સામી વ્યકિત જો છૂટી પડશે તો આપણુ જવાબદાર બસ ?' ...

ને ખૂબીની વાત છે કે બે જ મહિનામાં બેઉના તરફથી આ મિત્ર આગળ લગન માટેનો સાહિયારો પ્રસ્તાવ આવી ઊભો.—

ને આ જાણી પરગજુ એવો પેલો સાહિત્યકાર મિત્ર એવો તો ખુશ થઈ રહ્યો !

તેમાંય લગનગ્રંથિથી વહેલી તકે જોડાઈ ગયેલાં આ સમગરજીવાં માનવીને ઘેર આઠમે મહિને પુત્ર જન્મ્યો ત્યારે તો આ મિત્ર એટલો બધો રાચી ઊઠયો !—

તો બીજી પા એક પ્રશ્ન પણ એને મીઠી રીતે મુંઝવી રહ્યો : 'એ તો મીનાએ રાહુલની મોળપ ભાગી કે પછી રાહુલે મીનાની ઠંડી ઉડાડી ?! ભગવાન જાણે !'—



'શલ્ય' મશહદી

## શ્રદ્ધા રાખું છું

ભક્તિનું શિખર છે ઊંચું પણ હું પ્રેમથી શ્રદ્ધા રાખું છું.
આ લોકના લોકોની પેઠે ના કોઈ હું ભ્રમણા રાખું છું.
આ ધર્મની વાતો કરનારા મંદિરના પૂજારી શું જાણે ?
હૈયામાં હું કાશી રાખું છું ને આંખમાં ગંગા રાખું છું.

આ વિશ્વ હજી બહુ નાનું છે ના પ્રેમની સીમા રાખું છું.
હા, દર્દ મને એક સ્પર્શ્યું છે એ દર્દની ગાથા રાખુ છું.
આ વિશ્વ છે મારી હસ્તીથી એ વાતની ચર્ચા રાખું છું.
કો દેવ નથી હું તેમ છતાં જીવનની મહત્તા રાખુ છું.
હે સૂર્ય ગગનમાં ચમકીને આ જીવન માટે ગર્વ ન કર;
તું તારી પ્રતિભા રાખે છે હું મારી પ્રતિભા રાખું છું.
છે કોણ ઉભયમાં પારંગત એ વાતનું તારણ કાઢું છું;
મન ફાવે ત્યારે બુદ્ધિ ને અંતરની પરીક્ષા રાખું છું.
આ લોકના શબ્દો બોલીને પણ ભાવ અલૌકિક કહી દઉં છું.
હા પ્રેમની એ પણ ખૂબી છે હું આંખમાં વાચા રાખું છું.
ઘટમાળ જીવનની મુજને પણ આવીને સતાવી જાયે છે;
એ વાત મને સમજાતી નથી હું કેમ તમન્ના રાખું છું.
હે 'શલ્ય' આ નવલી દુનિયામાં એવાય અનુભવ પામ્યો છું.
કયારેક મને લાગે છે કે હું કોઈની છાયા રાખું છું.



[ 'અડદનું પૂતળું' —૪૨ મા પાનાથી ચાલુ ]
ભોમાં પડયો છે. તમને પારકા પડોશીને શું ખબર' પડે એનાં કરતૂકની ?'

ઝમકુના ઘરમાં રોજેરોજ જામતી રામાયણના લંકાકાણ્ડથી ઊજમ પરિચિત હતી. અત્યારે પોતાની ઉદ્વિગ્ન મનઃસ્થિતિમાં આ પડોશણે જે પ્રકરણ ઉખેળ્યું હતું, એથી ઊજમને વધારે ઉદ્વેગ થયો, પોતે પતિવિયોગે ઝૂરી રહી છે, ત્યારે આ સ્ત્રી છતે પતિએ પરેશાન થઈ રહી છે.

'બાઈ! જેવો છે એવો ધણી તો છે ને ? સોના જેવો ગણ્ય મારી બેન !'

'સોના જેવો ? મૂવો કથીર છે, કથીર !'

'કથીર તો કથીર, પણ માથાનો મોડ છે, મારી બાઈ!' ઊજમે વધારે આશ્વાસન આપ્યું. 'આપણે ગમે એવી અજવાળી તો ય રાત્ય...આપણું માથાંઢાંકણુ આપણો પૈઈણો ધણી.'

'મૂવો પૈઈણો ધણી ! આને તો પીટડિયાને બીજી પૈણવી છે.'

'સાચે જ ?'

'હા, એટલા સારુ તો નત્ય ઊઠીને શાપરની ખેપ ઉપર ખેપ કરે છે.'

'પણ હવે ઊતર્યે કાળે ઊજાણી જેવું ? શું કામે ?'

'ઈને રૂપાળાને હવે ઘરઘવાના કોડ થ્યા છે. હું હવે એને ગલઢી લાગું છું. મારાં સેંયકનાં છોકરાં એને ગમતાં નથી. તી હવે નછોરવી બાર વરહનીને ઘરમાં બેહાડવી છે.'

'મરની બેહાડે ! આવનારીય એનાં નસીબ લખાવીને આવશે ને ?'

'અરે, હું જોઉં તો ખરી કે કેમ કરીને આવે છે ? ઈ નવી નખરાળીનો ટાંટિયો જ ન વાઢી નાખું !'

છાશનો છલોછલ કળશો ભરીને ઝમકુ પોતાના દામ્પત્યની દુર્દશા વર્ણવવા ઓસરીની કોર ઉપર નિરાંત કરીને બેસી ગઈ તેથી ઊજમ અસ્વસ્થ બની રહી. આજે કામના ઢગલા પડ્યા છે, ને પતિને પિંડ આપવાનો છે, ત્યારે આ પડોશણ પોતાની પારાયણ માંડીને ક્યાં બેઠી ?

'એલી વવ ! આ ભાયડાની જાત્યનો શભાવ તો જો, શભાવ ? મૂવો હજી સાવ હાથેપગે હતો ને પારકે કાંટે—છાબડે ડુંગળી જોખતો 'તો તંયે હું બવ વાલી લાગતી 'તી, ને હવે ઘેરે ખેતરવાડી થ્યાં એટલે હું દવલી થઈ ગઈ ને દીઠીય નથી ગમતી !'

ઝમકુ પોતાના હૈયાની એક પછી એક અગનજાળ ઓકતી જતી હતી. એને કોણ સમજાવે કે ઊજમ આજે એને સાંત્વન પણ આપી શકે એવી સ્થિતિમાં નથી !

'એ ઝમકુકાકી ! તમારો ભનકો જાગ્યો છે, ને ભેંકડો તાણ્યો છે !' અંદરના રાંધણિયામાંથી સંતુએ બૂમ મારી.

'આ છોરાંય મૂવાં કાળનાં કાઢેલ છે...એના બાપની જેમ સહુ મારા લોહીનાં ઘરાગ...' કરતીક ને ઝમકુ કટાણું મોઢું કરીને અત્યંત અનિચ્છાએ ઊભી થઈ.

છાશના લોટા ઉપર સાડલાનો છેડો ઢાંકીને ડેલી બહાર જતાં પણ એ અસ્પષ્ટ બબડતી ગઈ: 'ઓલ્યા ભવનાં લેણિયાત હંધાય...જીવું છઉં ન્યાં લગણ લોઈ પી લ્યો, ઘૂંટડેઘૂંટડે...મરી જાઈશ પછે સંભારશો સૌ મને...'

ઝમકુ ગઈ પછી ઊજમે એક ઊંડો ઉચ્છ્વાસ મૂકયો. અરરર ! આ હું દિનરાત મારા ધણીને ઝંખુંઝૂરું છું, ને આ ઝમકુડીને દેહોદ જેવો ધણી બેઠો છે, તો ય રોજ ઊઠીને આવા લોઈઉકાળા થાય છે ! આ દુનિયામાં સુખી કોણ ? આ તો, ઈશ્વરગિરિ મહારાજ કથા કરતાં કહે છે એવો તાલ છે: 'રાંડી રૂવે માંડી રૂવે, સાતમાટિયાળી મોં ન ઉઘાડે.'

સવારના પહોરમાં આ પડોશણના ટૂંકા સહવાસથી ઝમકુને તો કશી શાતા ન સાંપડી પણ ઊજમને એમાંથી ઘણું ઘણું આશ્વાસન મળી રહ્યું. આ



સંસારમાં કોઈ સુખી નથી. કોઈને સાચું સુખ નથી. આ ગામમાં મારી નજર સામે જ આટલાં માણસ જીવે છે: દરબાર તખુભા ને ઠકરાણા સમજુબા, ગિધો ને એની વહુ ઝમકુ; માડણિયો ને એની જીવતી; સહુના સંસાર ભડકે બળે છે. રધો મા'રાજ ગામ આખામાં ફક્કડ ગિરધારી જેવો થઈને ફરે છે, ને નફકરો હોવાથી સુખી લાગે છે, પણ ધનિયો ગોવાળ હમણાં જ કહી ગયો કે થોડાક દી મોર્ય રઘોય રોતો 'તો! રઘા જેવા રોનકી માણસનેય છાને ખૂણે રોવું પડે તો મારા જેવી કરમફૂટીને રોજ ઊઠીને રોદણાં હોય એમાં શી નવાઈ!'

'જજમાનની જે કલ્યાણ!'

ડેલી બહારથી ઘોઘર બિલાડા જેવો અવાજ સંભળાયો અને તુરત ઊજમ મનશું ગણગણી: 'આવ્યો મારા ઓલ્યા ભવનો વેરી!' અનેક ગામપરગામની ધૂળ વડે રજોટાયેલો અને વર્ષોથી નહિ ધોવાયેલો ખડિયો ખભે નાખીને, શાપરવાળા કામેસર મહારાજે ખડકીમાં પ્રવેશ કર્યો.

ભૂદેવતાના ખાસડાં ઉપર દસવીસ ગાઉની પગપાળી દડમજલની ધૂળના દાબા જામ્યા હતા. શ્રાવણ મહિનો નહોતો છતાં દાઢી ચોમાસાની ખડ જેટલી ઊગી નીકળી હતી. ચહેરા પરની નિસ્તેજતા કહી આપતી હતી કે ગોર મા'રાજને બેચાર મહિનાથી ચૂરમાના લાડુ મળ્યા જ નથી.

'પગ ધોવાનું ચોખું પાણી લાવો. જલપાન કરવા તાંબાની ગોળીનું પાણી કાઢો. રસોઈ માટે અબોટ બેડું ભરી આવો. ચોકો કરવા ગૌછાણ હાજર કરો...' લાંબી દડમજલનો શ્વાસ પણ હેઠો મૂકર્યા પહેલાં કામેસરજીએ ઊજમને આટલી આજ્ઞાઓ તો સંભળાવી દીધી.

આ આજ્ઞા મુજબની સામગ્રીઓનો પ્રબંધ કરવા ઊજમ ઘરમાં ગઈ ત્યાં થોડી વારે સંતુ રોટલો ઘડીને બહાર નીકળી. એને જોઈને ગોર દેવતાએ ફરમાવ્યું: 'સ્નાનાદિ કર્મ પહેલાં ક્ષૌરકર્મ થવું ઘટે. સારો જોઈને વાણંદ બરકો.'

સાંભળીને સંતુને ચીડ ચડી. બોલી: 'ગોરબાપા! શાપરમાં કોઈ વાણંદ જીવે છે કે હંધાય ઓલી વાતો માંયલા ટપુડાની જાનમાં જઈને કપાઈ મૂવા છે?'

'વાણંદ તો ઘણાય પાકા મૂંડે છે શાપરમાં. પણ હુમર જેવા જજમાનના વહવાયા જેવું છોલતાં ન આવડે કોઈને. સાસ્તરમાં કીધું છે વાણંદે વાણંદે ફેર; એક લાખું દેતાં ન મળે, ને એક તાંબિયાના તેર.' કહીને કામેસરજીએ તુરત બીજી આજ્ઞા પણ આપી દીધી: 'ધૂળિયે મારગે ધોડા કરીકરીને સવા શેર ધૂળ પેટમાં ગઈ છે, ને સાદ બેસી ગયો છે. શ્રાદ્ધકર્મ વખતે શાસ્ત્ર વચનોના શુદ્ધ ઉચ્ચાર કરવામાં અંતરાય આવશે માટે, શુદ્ધ ધાતુ પાત્રમાં સારો પટ શુદ્ધ ઘી મેલીને રાબ બનાવો!'

'ભામણ કીધાં એટલે ભૂખ્યાંડાંસ!' સંતુ મનશું ગણગણી. 'જાણે છપનિયામાં જ જલમેલાં. ફલાણું ખવડાવો, ને ઢીકણું પાત્ર ને પૂછડું પહેરાવો, ને—'

પ્રમાણમાં અર્વાચીન ગણાય એવી સંતુ આ લાલચુ કુળગોળ પ્રત્યે ચિડાતી હતી, પણ ઊજમ તો આ બ્રહ્મપુત્રને, પોતાના નાસી ગયેલા પતિના કહેવાતા મૃત્યુની ગતિમુક્તિ કરાવી આપનાર, એને આત્મશાંતિ અર્પનાર સાક્ષાત દેવ હતા. તેથી જ તો, આ મુક્તિદાતાની આજ્ઞાનુસાર વિવિધ ઉપયોગ માટે વિવિધ પાત્રોમાં વિવિધ પ્રકારનાં પાણી રજૂ કરીને ઊજમ લાજનો ઘૂમટો તાણીને ઊભી રહી કે તુરત નવીન હુકમો છૂટયા:

'પાકા સીધાંનો પ્રબંધ કરો! દીવી જેવો તાપ થાય એવાં મજાનાં સૂકાં છાણાં લાવો! સારીપટ ઘી પિયે એવા ગોરડિયા ઘઉંનો લોટ લાવો! સોનાની વીંટી જેવો પીળો ધમરખ ગોળ ભાંગો! મજાની લીલાં ઝાંય પડે એવું ભરડેલાં મોતી જેવું કણીદાર ઘી લાવો! પછી જિઘાના હાટેથી પાંચ ભાર ખસખસના દાણા મંગાવી લ્યો એટલે ઝટ થઈ જાય ચૂરમેશ્વરો પરમેશ્વરો!'

અહવાડિયા આગોતરી જ તૈયાર કરી મૂકેલી 'ચૂરમેશ્વર

–પરમેશ્વર' માટેની આ સીધા સામગ્રીઓ એકઠી કરવા ઊજમ રાંધણિયા તરફ વળી એટલે સંતુ આ ખાધોડકા ભૂદેવ ભણી કાતરનજરે તાકી રહી. મનમાં ને મનમાં સમસમી રહી. અરેરે, સસરાજીને આવી કુમત તે ક્યાંથી સૂઝી કે દેવશીનું પિંડદાન કરવા માટે આ પાખંડીના પેંતરામાં સપડાયા? ઊજમની જેમ સંતુને પણ આ ક્રિયા કરાવવા સામે સખત વિરોધ હતો. એમ તો, ખુદ દાદા ઠુમર પણ પાકે પાયે ક્યાં માનતા હતા કે દેવશી ખરેખર મરી પરવાર્યો છે? સતીમાને થાનકે જઈને દાણા જોયા, એમાંય બે વાત આવતી હતી: દીકરો જીવતોય હોય ને મરી પણ ગયો હોય; દેવશી પાછો આવેય ખરો, ને ન પણ આવે; આવી બેવડી વાત હતી. પણ દેવ જેવા સસરાય આખરે તો સામાજિક પ્રાણી જ હતા ને? સંતુનું આણું કરવાની બાબતમાં લોકાચારને ઠોકરે મારનાર એ માણસ દેવશી પાછળ પિંડદાન ને શ્રાદ્ધ કરવાની બાબતમાં લોકાચાર સમક્ષ લાચાર બની ગયા.

ગિધાના હાટેથી અડદનો કોથળો લઈને દાદા પટેલ ડેલીમાં દાખલ થયા ત્યારે રડી રડીને લાલઘૂમ થઈ ગયેલી એમની આંખોમાં આ લાચારી સ્પષ્ટ વરતાતી હતી. દેવશીનું શ્રાદ્ધ કરવાનો નિર્ણય લેતા પહેલાં એમણે ભયંકર મનોમંથન વેઠેલું. અત્યંત આકરી માનસિક તાવણીમાંથી તેઓ પસાર થયા હતા. ઊજમ કરતાંય અદકી યંત્રણાઓ તો આ વયોવૃદ્ધ પિતાએ અનુભવી હતી. આખરે એમણે પોતાના જ 'માલાલા'ને મનાવવા માટે એક સમાધાન યોજ્યું હતું: દીકરો જીવતો હશે તો તો આ શ્રાદ્ધક્રિયા નિરર્થક જ છે. સો–બસો રૂપિયાનું ખરચ થશે એ સમજશું કે ખેતરમાં કોઈ ડફેર આવીને એકાદું કાલરું સળગાવી ગયા હતા...ને આટલાં વરસમાં રવડી રખડી, દેવશી મરી જ ગયો હશે તો આ બધી ક્રિયા એને પહોંચશે ને આત્માની ગતિ થશે. ને ઊજમના છોકરાના નસીબ જોર કરશે, ને જાતે દિવસે એનું મોઢું જોવા માટે બાપ ઘેર પાછો આવશે, તો એનાથી રૂડું બીજું શું?

કામેસરજીએ નહાઈધોઈને રસોઈ માટે ફળિયા વચ્ચે ચોકો કર્યો ત્યાં તો ગામના નાતીલાઓને ખબર કરીને ગોબર આવી પહોંચ્યો. સંતુએ રાંધણિયામાંથી ચોર નજરે એની સામે જોયું તો ઊજમના હૃદયની સઘળી મૂંગી વેદના જાણે કે ગોબરના મુખ પર અંકિત થઈ ગઈ હોય એવું લાગ્યું. થોડા મહિના પહેલાં જ પરબતને અગ્નિદાહ દઈ ચૂકેલ ગોબરને આજે જાણે કે બીજા એક બાંધવની અંત્યેષ્ટિ ક્રિયા કરી રહ્યો હોય એવી વ્યથા એની આંખોમાંથી ભરાતી હતી.

'ઘડો પાણી બાંધ્યું હોય તો ય ટીપું ટપકે નહિ એવો મજબૂત પાટિયા જેવો મુગટો લાવો!' ગોરબાપાએ મહિના અગાઉથી જ સૂચવી રાખેલી સામગ્રીઓમાંની એકની માગણી કરી.

સાંભળીને ગોબર ઘરમાં પટારો ઊઘાડવા ગયો ત્યારે સંતુએ એને ધીમે સાદે ફરિયાદ કરી:

'આ મારા'જ તી મૂવો શરાધ કરાવવા આવ્યો છે કે આપણને લૂટવા?'

ગોબરને અત્યારે કશો ઉત્તર આપવાનો અવકાશ જ ક્યાં હતો? એના વ્યથિત હૃદયે આંખમાંથી એક આંસુ જ ખેરવ્યું.

બપોર ઢળતાં તો મુખી ભવાનદા અને નાતના અગ્રેસરો આવી પહોંચ્યા. ઉપરગામડેથી ઊજમનાં માવતર પણ આવ્યાં ઠુમરની ખડકી ઠાંસોઠાંસ ભરાઈ ગઈ. સંતુની ઢગની જેમ આ પ્રસંગે પણ માંડણિયો મોખરે થયો હોવાથી આજે ચિડાયેલી સંતુ વધારે ચિડાતી હતી. આવી વિલક્ષણ અંત્યેષ્ટિક્રિયામાં ગામનું સમસ્ત મહાજન હાજર રહ્યું. નથુ સોની અને ભૂધર મેરાઈ આવી પહોંચ્યા; નાતજાતનાં બંધનો બહુ ઉગ્ર હોવા છતાં ગામનાતે ભાણો ખોજો આવ્યો; ગામને સારે ને માઠે પ્રસંગે મોખરે થનાર રઘો તો અત્યારે ગેરહાજર રહે જ શાનો? છનિયાને હોટેલનો 'ચાર્જ' સોંપીને એ મોડે મોડે પણ આવ્યો ત્યારે સહુ એની સામે તાકી રહ્યા. પેલા વેજલ રબારીએ વહેતી



મૂકેલી રધાના ગુપ્ત રુદનની વાત યાદ આવી જતાં સહુ વધારે બારીકાઈથી આ બ્રાહ્મણને અવલોકી રહ્યાં. આ સંતપ્ત માણસની મુખમુદ્રા પર સુકાયેલા આંસુની ધાર જાણે કે હજીય અકબંધ ન હોય!

'વેજલ રબારીની વાત તો સાચી લાગે છે. રધો રોતો ભલે ન હોય, પણ એની મોં-કળા તો મોળી પડી જ ગઈ છે?'

'પડે, ભાઈ પડે! શેરની માથેય સવા શેર હોય. રધાનેય કોંક જડી ગયો હશે એના માથાનો.'

'સો દા'ડા સાસુના તો એક દા'ડો વહુનોય આવે ને? આજ લગણ ગામ આખાને રોવરાવતો 'તો; હવે પંડ્યને જ રોવાનો વારો આવ્યો—'

કામેસર મહારાજે દેવશીના પ્રતીક તરીકે અડદનું પૂતળું તૈયાર કર્યું એટલે વાતચીતનો પ્રવાહ રધા તરફથી વળીને દેવશી તરફ વળ્યો.

નથુ સોનીએ કહ્યું: 'હું ને દેવશી એક જ હેડીના. ઓઝતની ઊગમણી ખાડમાં અમે ભેગા નહાવા પડતા, ને ગામેતની તરકોસીમાં અમે ભેગા પલાઠિયા ધૂબકા મારતા.'

'એક સાલ હોળીને દી હું ને દેવશી નાળિયેર રમ્યા 'તા ઈ હજીય મને સાંભરે છે.' ભાણા ખોજાએ સંભારણું રજૂ કર્યું. 'આંખે પાટા બાંધીને ગઢની ગોખબારીમાં નાળિયેર નાખી દેવાની અમે શરત કરી 'તી. દેવશીના દસ ઘા ખાલી ગયા પણ અગિયારમે ઘાએ નાળિયેર સાંધું ગોખબારીમાં!'

'સંસાર કોણ જાણે કેવોક કડવો ઝેર લાગ્યો હશે, તી ભરજુવાનીમાં ઘર છોડીને હાલી નીકળ્યો!'

ભૂધર મેરાઈએ પોતાનું સંભારણું રજૂ કર્યું: 'શીવડાવવાનો શોખીન તો ગામ આખામાં એક દેવશી જ જોયો 'તો. મારા સંચા ઉપર ઊભો રઈને કેડિયે કસું ટંકાવે...કેળનું પાંદડું મેલીનેય માંડ માંડ પહેરાય એવી તસતસતી ચોરણી સિવડાવે—'

ફળિયામાં દેવશીનાં સંભારણાં રજૂ થતાં રહ્યાં ને ઘરને ખૂણે આંસુ સારતી બેઠેલી ઊજમ પોતાનું આખુંય લગ્નજીવન જાણે કે ફરી વાર જીવી રહી. દેવશીના મિત્રો પોતાની યાદદાસ્ત તાજી કરી કરીને ઊજમની આંખ સામે પતિનું એક સળંગસૂત્ર જીવનવહેણ બતાવી રહ્યા. આ વિયોગિનીની વ્યથિત મનોદશામાં આવો વિલક્ષણ અનુભવ બહુ વસમો લાગતો હતો. દેવશીના પ્રતીક તરીકે તૈયાર કરાયેલ અડદના પૂતળાને ગોબરે અગ્નિદાહ દીધો ને પછી એ મૃતાત્મા પાછળ પિણ્ડદાન દીધું.

લોકધર્મને અનુસરીને ઊજમ આજે સૌભાગ્યનષ્ટા બની. પણ એનો હૃદયધર્મ તો એને અંતરમાં ઊંડે ઊંડેથી કહી જ રહ્યો હતો: 'તારું સૌભાગ્ય અખંડ છે; તું ચિરસૌભાગ્યવંતી છે.'*

*લેખકની નવી નવલકથા 'લીલુડી ધરતી'નું એક પ્રકરણ

★

સપ્ટેંબર અંકમાં જાહેરાત કર્યા છતાં અનેક ગ્રાહકોએ ૧લી ઑક્ટોબરે 'ઊર્મિ-નવરચના' ન મળવાથી ફરિયાદ કરી છે. હવે આ અંક ઑક્ટોબર-નવેંબરનો જોડિયો ખાસ દીપોત્સવી અંક છે એટલે આવતો અંક ૧લી નવેંબરને બદલે ૧લી ડિસેમ્બરે પ્રગટ થશે તેની દરેક ગ્રાહકોએ નોંધ લેવા વિનંતિ છે.

—વ્યવસ્થાપક.

**સરલા જગમોહન**

# નલિની

એક કુમારિકાની હૈયા-વાતોથી પ્રવાહી બન્યે જતી આ વાર્તા આપણા સંસારની કેટલીય કન્યાઓની કથની એક સાથે કહી જાય છે. માતા હોવા છતાં પુત્રીને માતૃત્વનો લહાવો પણ ન મળે તેવી કન્યાનાં અધૂરાં રહેલાં અરમાનો અને અસંતોષ આ આખી કથામાં જે સહજતાથી મળે છે તેથી લેખિકા બહેનને ધન્યવાદ આપવાનું મન થાય........

નલિની પોતાનાં કપડાંની ખુલ્લી પેટીની સામે વિચારમગ્ન ઊભી હતી. કુટુંબની પ્રતિષ્ઠાને ધોકો ન પહોંચે, લોકોમાં 'વાહ! વાહ!' થાય અને મહેમાનોના મનમાં જેની સ્મૃતિ દૃઢ અંકિત થઈ જાય એવી ધામધૂમથી નલિનીનાં લગ્ન થઈ ગયાં હતાં. પિતાને પરમ સંતોષ હતો કે નલિનીને એમણે પોતાના જેવા જ પ્રતિષ્ઠિત કુટુંબમાં આપી હતી. પોતે શહેરના એક આગેવાન વેપારી હતા તો વેવાઈ મિલ-માલિક હતા. જમાઈ ભણેલો ગણેલો હતો. ટેકનોલોજીનો અભ્યાસ કરીને એ તાજો જ વિલાયતથી આવેલો હતો. નલિનીને પિતાએ બહુ ભણાવી નહોતી. મેટ્રિક સુધી પહોંચી એટલે પંડિત બની ગઈ એમ માનનાર પિતા કોઈ વાર આગળ ભણવાની ઇચ્છા બતાવતી નલિનીને કહેતા: 'છોકરીની જાત થઈને એવો થોથાંમાં જીવ ન રાખ. એના કરતાં ઘરનું કામ શીખો—ભરવા સીવવાનું શીખો.' એના પિતા તો આમ અગનની ઝાળ જેવા, એમની પાસે દલીલ કરવાની નલિનીની હિંમત પડતી નહિ. માની વાત પર પિતા વિચાર કરતા ખરા—અને ઘણું ખરું તો તે મંજૂર પણ રાખતા, પરંતુ ભણવાની બાબતમાં તો એ વળી પિતા કરતાંયે બે ડગલાં આગળ જઈને નલિનીના માથા પર સીધું ચોડી દેતી: 'બસ હવે—મોટી ભણવાવાળી. એવું ફૂદડાંની જેમ ફરવાનું આ ઘરમાં નહિ ચાલે. આટલાં નાણાં નાખ્યાં તે ઓછું છે? દીકરી અભણ ન જોઈએ—તે લો, આ મેટ્રિક સુધી કરાવી દીધું. હવે શું છે!'

'પણ બા...'

'પણ ને બણ, જો ફરી ભણવાનું નામ દીધું તો. આપણે કંઈ નોકરી કરવી છે? મજાનાં પાટલે બેસાડી રાખી છે?

'તે એવી તે મને કેવીક પાટલે બેસાડી રાખી છે? આ દિવસ આખો ઢસરડો કરાવે છે તેનું કંઈ નહિ?'

'એ છોકરી! માની સામું બોલતાં શરમાતી નથી? ખબરદાર છે હવેથી કંઈ બોલી છે તો!' પિતા તાડૂકી ઊઠતા.

અને આમ નલિનીની ભણીગણી ઊંચી ડિગ્રી મેળવી કૉલેજમાં પ્રોફેસર થવાની અભિલાષા મનની મનમાં જ રહી ગઈ હતી.

ગોરધનદાસ શેઠ સાથે નલિનીના પિતાને સાધારણ ઓળખાણ હતી. એમના પુત્ર મુકુંદ પર નલિનીના પિતાની ક્યારનીયે નજર હતી. એ વિલાયતથી પાછો ફરે તેની જ એ રાહ જોઈ રહ્યા હતા. મુકુંદ પાછો ફરવાનો છે એવી વાત એમને કાને આવી કે તરત એમણે નલિનીનું એની સાથે ગોઠવી દેવાના પ્રયત્નો આદર્યા. ગોરધનદાસ શેઠને કાને એમણે વાત પણ નાખી. ત્યારે શેઠે જવાબ આપ્યો હતો: 'મુકુંદને આવવા તો દો. અહીંથી ગયો ત્યારે તો એ બહુ જ કહ્યાગરો હતો. મારી એકે વાત એણે ઉથાપી નથી. પણ આજકાલના યુવાનિયાઓની કંઈ ખબર પડે છે? વિલાયતમાં કોને ખબર છે કેવીયે હવા લાગી હોય!'

પણ મુકુંદને વિલાયતની ખાસ હવા લાગેલી નહોતી. પાછો ફર્યો ત્યારે એ ખાસ બદલાઈને આવ્યો હોય એમ લાગતું નહોતું. પિતા ગોરધનદાસ શેઠે જ્યારે નલિનીની વાત કરી ત્યારે એણે આટલું જ કહ્યું: 'છોકરી જોવા તો મળશે ને?'

'એ તો છે જ ને? અને પછીયે તારું મન હોય તો જ કરવાનું છે.'

નલિનીને જોયા પછી મુકુંદે પિતાને કહ્યું: 'બાપુજી, મને વાંધો નથી.'

અને આ પછી બન્ને કુટુંબોની પ્રતિષ્ઠા જળવાય તે

રીતે નલિની અને મુકુંદનાં લગ્ન પતી ગયાં અને હવે થોડી જ વારમાં નલિની મુકુંદ સાથે નવે ઘેર જવાની હતી. એને વળાવવાની ઘરમાં પૂરજોશમાં તૈયારી ચાલી રહી હતી. અત્યાર સુધી ઉલ્લાસનું વાતાવરણ હતું ત્યાં હવે જરા ગંભીરતા આવી હતી —અને જરા ગમગીની પણ ખરી. નલિનીને પણ અત્યારે થતું હતું કે પોતે અજાણી ભોમ પર પગલાં માંડી રહી છે. અને ત્યાં એની મા તરફ એનું ધ્યાન ગયું. આસમાની રંગનું બનારસી શેલું એણે પહેરેલું હતું અને એની પાસે હતું એટલું બધું ઝવેરાત એણે શરીર પર લાદ્યું હતું. કેટલીયે વાર એણે નલિનીને કહ્યું: 'બા, તું તો શરીરને શણગારે છે કે દાગીનાનું પ્રદર્શન કરે છે તે કોણ જાણે?'

માની પાસે જવાબ હાજર જ હતો: 'તમે આજકાલની છોકરીઓ શું પહેરી ઓઢી જાણો? સારે પ્રસંગે પણ નીકળો સાધુડી જેવી થઈને.'

આજે પણ નલિનીએ માને જોઈ ત્યારે વારંવાર પોતે કહેલી આ વાત એના મનમાં આવી. પણ જ્યારે એણે જોયું કે મા ચીંથરા જેવા એક રુમાલથી આંસુ લૂછી રહી છે ત્યારે તો એના ચહેરા પર જરા વાર માટે ક્રોધ પણ વ્યાપી ગયો. એને થયું: 'ઓહો, મા રડે છે ને કંઈ?' એ તરફ એનું કંઈ ધ્યાન ન હોય તેમ એણે પેટીમાં કંઈક કપડાં મૂકી રહી હતી તેમાં વધારે ધ્યાન આપ્યું. અને એને વિચાર આવ્યો: 'રડે જ ને બિચારી! હું એકની એક દીકરી...પણ એ શું કામ રડે છે તે હું નથી જાણતી? બધુંય જાણું છું. છે તો સગી મા. પણ મને રાખી છે કેમ? અને આજે દુનિયાને બતાવવા રડવા બેઠી છે. લોકો જાણે છે કે દીકરીને વળાવતાં બિચારી રડે છે. પણ ખરેખર એને આટલું બધું શાનું રડવું આવે છે તેની તો મને જ ખબર છે. ને આજે બાપા પણ આવા ગંભીર દેખાય છે—પણ મને બધી જ ખબર છે. આટલાં પૈસાદાર છે મારાં માબાપ, પણ આ હું અઢાર વર્ષની થઈ ત્યાં સુધી મારી પાસે એ લોકોએ કેવું વૈતરું કરાવ્યું છે!' અને ધડ દઈને એણે પેટી બંધ કરી.

'નલિની, બેટા બધું સાચવીને મૂક્યું છે ને?' આંસુની વચ્ચે માનો અવાજ આવ્યો.

'હા,' નલિનીએ શુષ્કતાથી જવાબ આપ્યો મનમાં થયું: 'આજે હવે પૂછે છે કે બધું સંભાળીને મૂક્યું કે નહિ? આટલાં વર્ષ કોઈ દિવસ પૂછ્યું છે કે મારા મનમાં શું છે? કપડાં ઘરેણાં તો હું દટાઈ જઉં એટલાં આપ્યાં છે. પણ મારે ભણી ગણીને કૉલેજમાં પ્રોફેસર થવાની કેવી ખેવના હતી? શું કરવાં છે મારે કપડાં ને ઘરેણાંને? થાય છે કે બધું અરબી સમુદ્રમાં પધરાવી દઉં.'

ત્યાં તો એને ખભે કંઈક સળવળાટ થયો. કોઈનો હાથ! અરે, આ તો મુકુંદ! એની સામે જોઈ નલિની આછું મલકી ને પછી શરમમાં આંખો નીચી ઢાળી દીધી.

'માથે ઓઢો, દીકરા.' માની સૂચના આવી. નલિનીએ ઝટ માથે ઓઢી લીધું.

'બંધાઈ ગયું કે નહિ? ચાલ ને જરા!'

'ક્યાં?'

'જરાક પેલી ગમ જઈએ.' મુકુંદે આગ્રહ કર્યો.

'હવે આજની રાત થોભી જાઓ, પછી તમારી સાથે બધી ગમ આવીશ.'

'પણ હું તો હમણાંની વાત કહું છું.'

'એમ ન અવાય, માને ઓળખતા નથી તમે?' નલિની બહુ જ ધીમેથી બોલી.

'શું મુકુંદરાય! કંઈ જોઈએ છે?' માએ મુકુંદને પૂછ્યું.

'ના, ના. એ તો અમસ્તું જ.'

'તો આવો, અહીં બેસો ને?' પિતાએ મુકુંદને પોતાની પાસે બોલાવ્યો. મુકુંદ ત્યાં જઈ ખુરશીમાં બેસી ગયો.

નલિની મુકુંદને જોઈ રહી અને એનાં અંગનો અજાણતાં ત્રિભંગ થઈ ગયો.

'નલિની!' પિતાનો હુકમભર્યો અવાજ આવ્યો. વડીલોની ને મહેમાનોની હાજરીમાં ટાયલાં ન શોભે એટલું સૂચવવા આ અવાજ પૂરતો હતો.

નલિની હતી ત્યાં જ ઊભી રહી, પિતાએ મુકુંદ સાથે ધંધાદારી વાતો કરવા માંડી અને બુદ્ધિશૂન્યતાના પુરાવા જેવી સરકારી આર્થિક નીતિઓને વખોડી કાઢી. પણ આજે કંઈ મુકુંદનો અર્થકારણ ચર્ચવાનો મૂડ નહોતો, થોડી વાર તો એણે ધીરજ રાખી પણ પછી 'હું હમણાં આવ્યો' કહી બહાર ચાલી ગયો અને જતાં જતાં નલિનીને પોતાની પાછળ આવવાનો ઈશારો કરતો ગયો.

'નલિની! આમ આવ તો?' માએ નલિનીને પાસે બોલાવી.

'બોલ,' મા પાસે પહોંચતાં નલિનીએ કહ્યું.

મા બોલી: 'જરા વાર સારુ થઈને આમ શું અધીરાઈ કરતાં હશો? ઘેર પહોંચીને તમે તમારે જોઈએ તે કરજો—પણ આમ થોડીવારમાં શું લૂંટાઈ જાય છે?'

નલિની મૂંગી રહી.

'અરે નલિની?' કંઈક સાંભરતું હોય તેમ મા બોલી, 'જરા મારા રૂમમાં જા તો? પેલી માસીવાળી સાડી રહી ગઈ છે. લઈ આવ તો, બેટા!' કહી એણે નલિનીને કબાટની ચાવી આપી.

'સાડી! સાડી!' સાડી લેવા જતાં નલિનીને થયું. 'આમ મોટી રડવા બેઠી છે—પણ આજે મારા લગનના દિવસે પણ એના અંગેથી આળસ છૂટતું નથી. ઓ, ભગવાન, સગી મા છે—પણ ક્યારેય મને દીકરીની જેમ રાખી છે?' કબાટ ખોલતાં ખોલતાં કાચમાં એણે પોતાનું પ્રતિબિંબ જોયું. કેવી સાજસજાવટ હતી? નહિ નહિ તો યે શરીર પર દસેક હજારનો માલ હશે. પણ જવા દો ને તે બધી વાત! કબાટ ખોલીને સાડી કાઢી પાછું બંધ કર્યું ત્યાં સુધીમાં તો કેટલાયે પ્રસંગો એના મનમાં તાજા થઈ ગયા. કોઈ પણ માને માટે એ પ્રસંગો શરમજનક હતા. ગામલોકને આ માટે નિંદા કરતા પણ એણે સાંભળ્યા હતા. 'આળસુ બૈરી'ની મહોર પણ એને તો લાગી ગઈ હતી. અને એમાં ક્યાં કંઈ ખોટું હતું?

જઈને એણે ચાવી માના હાથમાં મૂકી અને સાડી હાથમાં પકડી એ માની સામે ઊભી રહી. મા બોલી: 'ઊભી ક્યાં રહી ગઈ? પેટીમાં મૂકી દે.'

'અરે, હા!' કહી નલિની પાછી પોતાની પેટી પાસે ગઈ. પેટી ખોલી એણે સાડી અંદર મૂકી પાછી બંધ કરી દીધી, અને પછી પોતે પાસે પડેલી એક ખુરશી પર બેસી ગઈ.

એને યાદ આવ્યું....

પોતે નવ-દસ વર્ષની હશે. તે વખતે પણ એ લોકો આ જ મકાનમાં રહેતાં હતાં. એ ત્રીજા ધોરણમાં ભણતી હતી. બીજે દિવસે જ વાર્ષિક પરીક્ષા હતી. સવારના નવેક વાગ્યાનો સમય હતો. રસોડામાં એ પાટલા પર સગડીની સામે બેઠી હતી. સામે એક કથરોટમાં રોટલીની કણેકનો પીંડો પડેલો હતો. આટલી રોટલી કરતાં તો જાણે કેટલી વાર લાગે! કાલે પરીક્ષા છે તેનું કંઈ નહિ? અને નલિનીની આંખમાં આંસુ આવી ગયાં. મા તો ત્યારે નહાવા બેઠી હતી, બહાર નીકળી કે તરત પિતાની બૂમ સંભળાઈ: 'સૌ...!'

'એ આવી,' કરતીકને મા દિવાનખાનામાં ધસી ગઈ અને થોડીવારમાં નલિનીને માબાપનો પરિચિત વાર્તાલાપ સંભળાયો.

નલિનીની સામે સગડી બળતી હતી, તેનો તાપ પણ હોલવાઈ જવા આવ્યો હતો—ને હજુ તેણે એક પણ રોટલી ઉતારી નહોતી.

'નલિની!' માએ બૂમ પાડી.

નલિની હેબતાઈ ગઈ. રોટલી તો હજુ ઊતરી



નહોતી. ને એના બાપાનો જમવાનો વખત થઈ ગયો હતો.

'નલિની, ક્યાં મરી ગઈ? સાંભળતી નથી?' પિતાએ ત્રાડ નાખી.

'જી, આવી,' ડરતાં ડરતાં નલિનીએ જવાબ આપ્યો.

'જમવાની તૈયારી કર.' પિતા બોલ્યા.

'જી!'

પણ હજુ રોટલી તૈયાર નથી થઈ ને? તેનુંયે થઈ પડશે કરતી એ ઊભી ને પિતા માટે પાટલો પાણી કર્યાં.

પાટલો મૂકાતો સાંભળ્યો એટલે પિતા તો આવી પહોંચ્યા. એમને આવતા જોઈ નલિનીના મનમાં થડકાટ થયો ને આંખમાંથી આંસુ ચાલ્યાં.

'હજુ રોટલીનું ઠેકાણું નથી?' પિતાએ રાડ નાખી. નલિનીનાં ડૂસકાં.

'રડવા બેઠી છે તે શું છે? મા તો નથી મરી ગઈ ને?' કહેતી મા પણ પિતાની પાછળ આવી. ને પછી તો એણે નલિનીનો બરડો ઢાબરવા માંડ્યો.

'બે કલાકથી અહીં ઘલાણી 'તી ને હજુ એક રોટલી પણ નથી થઈ? ચાલ, ધર હાથ!'

નલિનીએ હાથ ધર્યો ને તેના પર માએ વેલણ વીંઝવા માંડ્યું. એના હાથમાં ચમચમ થઈ ગયું.

'વાહ.........કામ થતું નથી? આવડી હડી તો થઈ છે.'

'પણ બા...ચંપામાસીની આશા તો મારાથી મોટી છે પણ...'

'ગામના વાદ કરવા છે? ચાલ, બેસી જા જોઉં રોટલી કરવા,' પિતાનો સત્તાવાહી અવાજ આવ્યો. અને એ બિચારી રોટલી કરવા બેસી ગઈ.

આવું કંઈ એક જ વાર નહોતું બન્યું. એ મોટી થઈ તેમ તેમ એના પર કામનો બોજો વધતો ગયો. રસોઈનો ભાર હતો તેમાં બીજાં કામ પણ આવી ભળ્યાં. આજે પાપડ તો કાલે વડી તો પેલે દિવસે અથાણાં. નોકરો રાખવાનો માબાપને વાંધો નહોતો, પણ પિતાનો રોફ અને માની સાહ્યબી જોઈ કોઈ એમને ત્યાં ટકતું નહિ. એક વખત તો એક મહિનામાં તેર રસોયા આવ્યા ને ગયા! પછી એમણે મન વાળ્યું! 'આવી ખોટી સાહ્યબી શું કામ કરવી? નલિનીને સરખી તાલીમ આપીશું તો એને જ કામ આવશે.' અને પછી તો ધીરે ધીરે રસોયો રાખવાનો રિવાજ જ એ ઘરમાંથી નીકળી ગયો. નલિનીને ભણાવવાની સાથે 'વ્યવહારની તાલીમ' પણ આપવી જ જોઈએ એમ ગણીને ઘરનાં નાનાં મોટાં સર્વ કામોમાં એ લોકોએ એને જ જોતરી દીધી.

નલિનીને પિતાનો બહુ જ ધાક હતો ને મા હતી જોબર જેવી. વળી માતાનો સ્વભાવ પણ એવો આરામપ્રિય કે ઘરનું કોઈ સાધારણ કામ કરવું પણ એને ગમે નહિ. અને તેમાં વળી પિતાને પણ પોતે ઘરમાં હોય ત્યારે 'સૌ' વિના એક ઘડી ચાલે નહિ. બન્ને જણાં પગ પર પગ ચડાવી ગામગપાટાં માર્યા કરે. ઘરકામ કરવા માટે માણસ થોડા દિવસ રહે ને પછી ચાલ્યું જાય ને એવો જ ક્રમ ચાલ્યા કરે પણ તે બધાં કામની વચ્ચે પણ નલિની મેટ્રિક સુધી તો પહોંચી. અને આટલે પહોંચાડ્યા વિના એનાં માબાપને છૂટકો પણ હતો નહિ. કારણ કે ભલે દીકરી રહી, પણ થોડું ઘણું ભણાવે નહિ તો લોકોમાં ખરાબ બોલાય. વળી પરણાવવામાં પણ મુશ્કેલી પડે. આજકાલ તો બધાંને ભણેલું બૈરું જોઈએ. છોકરી બતાવવાની વાત આવે તો મૂરતિયો પૂછશે: 'કેટલું ભણી છે?' જો કે મનમાં તો એમને થતું કે આ ભણવાનોયે કંઈ વા વાયો છે ને! અત્યાર સુધી અભણ બૈરે પણ સંસાર ન ચાલ્યો કંઈ? પણ જમાનાને પહોંચાય છે? સમય પ્રમાણે થોડી ભણાવ્યા વિના ચાલે એમ નહોતું ગણી મેટ્રિક સુધી તો નલિનીને એ લોકોએ જવા દીધી. મેટ્રિક થઈ એટલે પત્યું. છોકરીને To be letનું પાટિયું લાગી ગયું.

આ બધાં વર્ષો દરમ્યાન માબાપની કરડાકી છતાં કોઈક વાર એ વિરોધ કરવાની હિંમત કરી લેતી. એક દિવસ રવિવારની સાંજે એણે બહેનપણીઓ સાથે ફરવા જવાનો કાર્યક્રમ રાખ્યો ત્યારે એ કંઈ એવી નાની પણ નહિ. મેટ્રિકમાં તો ભણતી હતી. પાંચેક વાગતાં એણે તો તૈયાર થવા માંડ્યું.

'ક્યાં સવારી ઊપડે છે?' માએ તરત જ પૂછ્યું.

'ફરવા.' ટૂંકું ને ટચ.

'ક્યાં ફરવા જવાનું છે?' માનો બીજો પ્રશ્ન.

'અહીં પાસે જ બાગમાં.'

'પાછાં ક્યારે પધારશો?'

'કેમ? અંધારું થતાં વળી.'

'પણ તે પછી રસોઈ?'

આમેય આટલી બધી પૂછતાછથી નલિનીને ગુસ્સો ચડ્યો જ હતો તે હવે ભડભડી રહી.

'જ્યારે ને ત્યારે તમે લોકો કામ લઈને ઊભાં હો છો. આખો દિવસ વૈતરું તો કરીએ છીએ. પૂરું લેસન કરવાનોયે વખત મળતો નથી. કોઈક દાડો ફરવા ન જઈએ શું?'

'શું બોલી? વૈતરું? ઘરના કામને વૈતરું કહેતાં લાજતી નથી?' મા ચંડી સ્વરૂપ બની રહી.

'તે પોતાનાથી તો એક સળી ભાંગવા જેવુંયે બનતું નથી.'

'સામું બોલે છે? આવું ભણાવે છે નિશાળમાં?' માનો પારો ચડ્યો.

'નિશાળમાં જે ભણતી હોઉં તે. આજે તો હું લાખ વાતેય રસોઈ કરવાની નથી.'

'અરે સાંભળ્યું? આ જુઓ તમારી દીકરી ફાટી છે તે.'

'તો મોઢામાં આંગળાં નાખી બોલાવો છો તેનું કંઈ નહિ?' નલિની બોલી.

'એ, ચૂપ રહે! ખબરદાર કંઈ વધારે બોલી છે તો. બેસી જા—ક્યાંય જવાનું નથી.'

પણ તે દિવસે નલિની કોઈના કહ્યામાં રહેવાના મૂડમાં નહોતી. એ બોલી: 'આજે તો હું જવાની જ છું—ગમે તે થાય.' અને વધારે કંઈ બોલવા સાંભળવા રોકાયા વિના એણે તો ઘરમાંથી દોટ જ મૂકી.

'ઠીક છે, પાછી તો આવશે જ ને?' પિતા એની પાછળ બબડ્યા. 'આવે ત્યારે એની વાત છે!'

મા તો નલિની આમ ચાલી ગઈ તે ઊભી ને ઊભી સળગી ગઈ હતી. જાણે છોકરીની આવી ઉદ્ધતાઈ જોઈને એનું મગજ તો ફાટું ફાટું થઈ રહ્યું હતું. પિતા તરફ પણ પોતાનું ત્રીજું નેત્ર એણે જરા જેટલું ઉઘાડ્યું. બોલી: 'બહુ ભણાવવાના કોડ હતા ને! લો, ખાઓ લાડવો. હું કહેતી 'તી કે છોકરીને આવા ચાળા કરાવવા બહુ સારા નહિ. પણ તમને મલાવો ઘણો. લેતા જાઓ હવે—સાંભળે છે તમારું? મારી તો ઠીક જાણે એને મન ભાજીમૂળા જેટલી કિંમત છે. પણ તમે? તમારુંયે શું રાખ્યું એણે? હેં!'

પિતાને પણ ક્ષણભર તો થઈ ગયું કે આમ દીકરીને ભણતરને ચાળે ચડાવવામાં એમણે ભૂલ તો નહોતી કરી? પણ પછી થયું કે લગ્ન માટેના આ પાસપોર્ટની જરૂર તો હતી જ. એ બોલ્યા. 'સૌ.—છોકરી બહુ છકી ગઈ છે એ તો જાણે સાચું. પણ એને આટલું ભણાવી ન હોત તો કોણ એને સંઘરવાનું છે?'

'કાં? એમ તે શાનું પૂછો છો? આ તમે મને સંઘરી નથી?' કહી એણે જવાબ માગતી નજરે પતિ સામે જોયું,

પતિને ગુસ્સા વચ્ચે પણ જરા હસવું આવી ગયું. કહ્યું: 'હા, સૌ.—હા, પણ તમારો-મારો જમાનો જુદો હતો, આજે એવા દિવસ રહ્યા નથી.'

માને થયું કે વાત તો સાચી. પણ તોયે એ બોલી: 'તે ભલે પણ આ તે કંઈ રીત છે? કોઈને ગાંઠવું નહિ એટલે શું વળી?'



'એની તો આજે એને ખબર પડી જશે. આવવા તો દો એને પાછી?'

અને નલિની પાછી આવી ત્યારે પિતા એને માટે તૈયાર જ બેઠા હતા.

'આવો, આવો. હવા ખાઈ આવ્યાં? બહુ વહેલાં આવ્યાં કંઈ? આઠ જ વાગ્યા છે હજુ તો......'

જરા વાર તો નલિની ડરી ગઈ. એનું શરીર ભયમાં જરા સંકોચાયું પણ ખરું. પણ પાછી એ પોતાની તે દિવસની વિરોધની મનોદશામાં આવી ગઈ. કહ્યું: 'પણ એમ કોઈક દિવસ જઈએ તેમાં......'

પિતાને આટલું જ જોઈતું હતું. ગુસ્સામાં માથું ધુણાવતાં ધુણાવતાં એમણે કહ્યું: 'મને જવાબ આપવાની પણ તારામાં હિંમત છે, એમ! તો લે, હવે આપ જોઉં જવાબ?' અને તે દિવસે તો પિતાએ નલિનીના બરડાની જે મરમ્મત કરી કે ચાર દિવસ સુધી તો એને શરીરમાં કળતર રહ્યું.

'પણ રે, જીવ...' નલિની જાણે ઝબકીને જાગી. 'આજે શુભદિને ને શુભ ઘડીએ આ બધું મને ક્યાં યાદ આવે છે? ગમે તેમ તો યે હવે તો હું સાલુભી કરી શકું એવા ઘરમાં એ લોકો મને વળાવે છે; તે એમનો આભાર નહિ? દુઃખ એક એ વાતનું છે કે આટલાં વર્ષોથી માને જે પટલાઈ કરવાની ટેવ પડી ગઈ છે તે હવે એને સમજાશે કે નલિની કેવી કામની હતી. પણ ખરું જોતાં તો એ પણ એ જ લાગની છે. મારી મા છે પણ કંઈ ઓછી વિતાડી છે એણે? હવે બધી ખબર પડશે. અને બાપાને પણ સમજાઈ જશે કે 'સૌ. સૌ.' કરતાં ફાવવું હશે તો રસોડામાં માની સામે પાટલો નાખીને બેસવું પડશે. રસોયો રાખવાનું કહો છો? પણ રસોયો કે નોકર એ ઘરમાં ટકે છે જ ક્યાં? નોકરો તો એમની પાસે આ જન્મે તો નહિ પણ આવતે જન્મેય નહિ ટકે. પણ જવા દો ને—હવે ક્યાં મારે ઘરની પંચાત કરવી છે? હવે તો એ બે જણાં જાણે ને એમનું કામ જાણે. અને હું પણ ભૂતકાળ સંભારીને શું કામ દુઃખી થતી હોઈશ કોણ જાણે? એ ભૂતકાળ તો હવે દફનાઈ ગયો છે. કોઈનેય માટે એ પાછો જીવતો ન થજો.'

એ ઊભી થઈ ને બારી પાસે ગઈ. વૈશાખી પૂર્ણિમાનો ચન્દ્ર રસ રેલી રહ્યો હતો, સૃષ્ટિ કેવી સુંદર લાગતી હતી! શા માટે માનવીનું મન પણ એ સૌન્દર્યથી રંગાઈ જતું નહિ હોય? શા માટે ઈર્ષા, ઘૃણા ને તિરસ્કાર, હીનતા દગાખોરી ને કટુતા, દુઃખ ને આંસુ માનવીના જીવનનું અનિવાર્ય નહિ ભલે, પણ અવિભાજ્ય અંગ બની જતાં હશે? શા માટે? ઓહ! શા માટે?'

'શું કરે છે નલિની? સાજણો ક્યારનો રાહ જુએ છે ને?' નલિનીની બહેનપણી સુનંદાનો એ અવાજ હતો.

નલિની સુનંદા તરફ ફરી. હજુ જાણે સ્વપ્નમાં જ હોય તેમ એણે દૂર-દૂરનું સ્મિત એની સામે કર્યું. અને પછી હળવેથી એના હાથ પકડી લીધા.

'ચાલ બહુ રાહ જોઈ એણે?' નલિનીએ પૂછ્યું.

'ઘેલી રે ઘેલી! આજે તો જરા અમથી રાહ જોવી પડે તો યે બહુ લાગે, પણ તું સૂનમૂન કેમ લાગે છે? શું થયું છે?' સુનંદાના અવાજમાં ચિંતા હતી.

'કંઈ નથી, ચાલ હવે. નહિ તો પાછા કહેશે બહુ રાહ જોવડાવી.'

બન્ને જણાં રૂમની બહાર જવા નીકળ્યાં.

'અરે ક્યાં ચાલી?' મા પૂછતી હતી.

'આ જો હવે!' નલિનીના મનમાં ચીડભર્યો વિચાર આવ્યો. 'ચોકી રાખવાની જે ટેવ પડી છે તે આજે પણ જતી નથી!' પણ ચીડ એણે મનમાં જ દાબી રાખી અને 'હમણાં આવું છું' કહી માની હાજરી અવગણી એ સુનંદા સાથે બહાર નીકળી ગઈ.

મુકુંદ બાગમાં એક બાંકડા પર બેઠો હતો. નલિનીને અને સુનંદાને આવતાં જોઈ એ ઊઠ્યો અને હસતો

હસતો એમની દિશામાં આગળ વધ્યો. મુકુંદને આવતો જોઈ સુનંદાએ કહ્યું : 'ચાલો તમે અહીં રાહ જોઈને બેઠા હતા ને આ મેમસા'બને કોણ જાણે શું જોવામાં રસ પડી ગયો હતો !'

'શું કરતી હતી નલિની ?' મુકુંદે પૂછ્યું.

'કંઈ નહિ. અમસ્તી જ.'

'આવી કેમ નહિ ?'

'માની ચોકી હતી તે ?'

'હજુ એ લોકો તારી ચોકી કર્યા કરશે શું ?'

'આજે ઠીક છે—પણ પછી કંઈ દખલ કરવા આવશે તો હું સીધેસીધું સંભળાવી દઈશ.'

'અરે નલિની...' સુનંદાને કંઈક યાદ આવતું હોય તેમ 'આ આવી, હોં ?' કરતીકને એ અંદર ગઈ. નલિની અને મુકુંદ એને જતી જોઈ રહ્યાં.

'જબરી છે રે જબરી. એ તો આપણને એકાંત આપવા એ બહાનુ કાઢીને જતી રહી છે.' નલિનીએ કહ્યું.

'બરોબર છે. નહિ તો શું અહીં જ ઊભી રહે ? એવી બાઘી હશે કંઈ એ ?' મુકુંદ બોલ્યો.

'બાઘી તો કોઈ નહિ. પચાસને પૂરી પડે એવી છે.' પણ હવે મુકુંદને સુનંદાની વાત કરવામાં રસ નહોતો. એની આંખો નલિની પર જ મંડાયેલી હતી ને એના વિચારનું કેન્દ્ર પણ નલિની જ હતી. નલિની પણ ધારી ધારીને મુકુંદને જ જોઈ રહી હતી. જરા વાર પછી મુકુંદ બોલ્યો, 'નલિની, હજુ આજે પણ તું આમ ચાર માઈલને અંતરે જ ઊભી રહીશ ? આમ આવ, મારી પાસે.' અને નલિનીને કંઈ વધારે કહેવા કરવાનો અવકાશ મળે તે પહેલાં તો મુકુંદે એના બન્ને હાથ પકડી પોતાની નજીક ખેંચી એને ગાઢ આલિંગનમાં લઈ લીધી.

જરા વાર એ લોકો એ સ્થિતિમાં ઊભાં રહ્યાં. ત્યાં તો બંગલાની બાગ પરની બારીમાંથી અવાજ સંભળાયો.

'નલિની, ઓ નલિની ! ક્યાં ગઈ ?'

મા જ તો વળી. બીજું કોણ આમ બોલાવવાનું હતું ? 'આ તો મારી પાછળ લાગી છે કંઈ !' કહી કમને એ મુકુંદથી છૂટી થઈ અને અંદર દોડી ગઈ.

જરા વારમાં મુકુંદને પણ બૂમ પડી.

અને પછી તો જોતજોતામાં એ અને નલિની મોટરમાં પાસે પાસે ગોઠવાઈ ગયાં. મોટર ઊપડી ત્યારે પગથિયાં પર માબાપે એને 'આવજે, સમજીને રહેજે,' કહેતાં કહેતાં આંખો લૂછી.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**બાળ માનસ :** ડૉ. લીલા શાહ. પાનાં ૨૩૨. રૂ. ૩/૫૦. મહાજન બુક ડીપો, અમદાવાદ. **દો કહાનિયાં :** વ. સુતેયેવ. રૂ. ૦/૩૦. **બ્લાક કે ઉપર બ્લાક :** ૫૦ તાઇસ્સ. રૂ. ૦/૨૫ **આંગણાનાં પશુ-પંખી :** પ્લાસ્તોવ. રૂ. ૦/૭૫ **લોમડીકી કહાનિયાં :** યુ૦વસનેત્સોવ. રૂ. ૦/૩૦ **ગેહુંકી બાલી :** યુ૦ વસનેત્સોવ. રૂ. ૦/૩૦. **બૂઢે આદમીકા દસ્તાના :** એ૦ રાચેવ. રૂ. ૦/૨૫. **તીન ભાલુ :** વ. લેબેદેવ. રૂ. ૦/૪૦ **ઉપહાર :** વ. સેતેયેવ. રૂ. ૦/૪૦—આઠેય પૂર્ણરંગી ચિત્રકથાઓનું પ્રાપ્તિસ્થાનઃ લોકમિલાપ કાર્યાલય, ભાવનગર. **ધરતીનાં ગીતો :** પાનાં ૩૨. રૂ. ૦/૧૨. **સર્વોદય અને ભૂદાન યજ્ઞ :** બબલભાઈ મહેતા. પાનાં ૩૨. રૂ. ૦/૧૫. **મા ધરતીને ખોળે :** નારાયણ દેસાઈ. પાનાં ૧૩૮. રૂ. ૦/૭૫. **ભૂદાનગંગા :** વિનોબા. પાનાં ૧૮૪. રૂ. ૧/- **વેપારીઓને ટહેલ :** વિનોબા. પાનાં ૨૦. રૂ. ૦/૧૩—પાંચેયના પ્રકાશક : યજ્ઞ પ્રકાશન, વડોદરા. **હૃદયમંથન :** લે૦ પ્ર૦ ધીરુભાઈ શાહ. પાનાં ૬૬. રૂ. ૩/-



માધવબાગ સામે, સારંગપુર, અમદાવાદ. **મહામાત્ય વસ્તુપાલનું સાહિત્ય મંડળ** : ડૉ. ભોગીલાલ સાંડેસરા પાનાં ૩૦૪. રૂ. ૬/- **ગાંધીજીની ૬૦ આનાની લડત** (ભા. બીજો) : ચંદુલાલ ભ૦ દલાલ પાનાં ૧૬૮. રૂ. ૦/૭૫. **જ્ઞાનસુધા** : વિદ્યાબેન નીલકંઠ. પાનાં ૧૫૨. રૂ. ૧/૫૦.—ત્રણેયના પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. **પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ** : સં. કાકા કાલેલકર. પાનાં ૪૦૦. રૂ. ૩/— **શેરડિયો ખેડૂત** : જુગતરામ દવે. પાનાં ૩૧. રૂ. ૦/૨૫ **જીવતા તહેવારો** : કાકાસાહેબ કાલેલકર. પાનાં ૩૨૦. રૂ. ૨/—ત્રણેયના પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **આંતરભાષા પાઠાવલી** : (૧ થી ૬) પાનાં ૮૨, ૧૧૩, ૧૩૨, ૧૫૪, ૧૬૨, ૧૬૨. મૂલ્ય અનુક્રમે, ૦/૬૨, ૦/૮૭, ૧/-, ૧/૨૫, ૧/૩૧, ૧/૩૧. **અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ** : મગનભાઈ પ્ર૦ દેસાઈ. પાનાં ૪૦. રૂ. ૦/૩૭. **ગુનો અને ગરીબાઈ** : ગોપાળદાસ પટેલ. પાનાં ૨૦૮. રૂ. ૧/૫૦. ત્રણેયના પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪. **નિરુત્તમા** : બલવંતરાય ક૦ ઠાકોર. પાનાં ૧૮૦. રૂ. ૨/- **નળાખ્યાન** : ભાલણ. સં. કે. કા. શાસ્ત્રી. પાનાં ૨૫૨. રૂ. ૮/- બન્નેના પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **સૌરાષ્ટ્રની પછાત કોમો** : પાનાં ૪૮૮ રૂ. ૫/- સૌરાષ્ટ્ર પછાતવર્ગ બોર્ડ, રાજકોટ. **રામાયણ દર્શન** : ઈન્દુલાલ ગાંધી. પાનાં. ૧૧૯. રૂ. ૧/૨૫. **મહાભારત દર્શન** : ઈન્દુલાલ ગાંધી. પાનાં ૧૧૨. રૂ. ૧/૨૫.—બન્નેના પ્રકાશક : હંસ પ્રકાશન, રાજકોટ. **સર્વપ્રિય** : બળીવન્ત ગૌ૦ સંઘવી. પાના ૮૮. રૂ. ૧/- ભારત પ્રકાશન, અમદાવાદ. **ઘોષયાત્રા** : કવિ કાશીસુત શેધજી. સં. જશભાઈ કા. પટેલ. પાનાં ૩૪. રૂ. ૦/૫૦ ચારુતર પ્રકાશન, વલ્લભવિદ્યાનગર **'૫૭ ની ક્રાંતિના જ્યોતિર્ધરો** : પાનાં ૨૦. રૂ. ૦/૨૫. સ્વાતંત્ર્ય સંગ્રામ શતાબ્દિ ઉત્સવ સમિતિ, સુરત. **હદપાર** : શ્રી. ના. પેંડસે. અનુ૦ ગોપાળરાવ ગ૦ વિદ્વાંસ. પાનાં ૨૯૩. રૂ. ૪/-**પાવકજવાળા** : ચુનીલાલ મડિયા. પાનાં ૨૫૮. રૂ. ૩/૫૦ **આધાર** : સુમતિ ક્ષેત્રમાડે. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૮૮. રૂ. ૪/- **ટારઝનનું શૌર્ય** : એડગર રાઈસ બરો. અનુ. સત્યમ્. પાનાં ૩૦૨. રૂ. ૪/—ચારેયનાં પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ. **આધુનિક પાકશાસ્ત્ર** : નીલાબેન મહેતા. પાનાં ૧૭૬. રૂ. ૨/૫૦ **હુન્નર સાર શિક્ષક** : રમણલાલ ગાંધી. પાનાં ૧૮૦. રૂ. ૨/૫૦. **શાળાસંચાલન** : કે. એન. કવિ. પાનાં ૨૦૦. રૂ. ૨/૫૦ **નાટ્યમંજરી** : ચુનીલાલ મડિયા. પાનાં ૨૧૫. રૂ. ૩/- **પ્રેયસી ૧-૨** : ગમનલાલ હી. ખદામી. પાનાં ૪૮૪. રૂ. ૭/- **ચિત્રમય બાળપોથી** : રૂ. ૦/૨૫. **ઈઝી ટાઈમ્સોકોટા ટીચર** : જગજીવન પીઠવા. પાનાં ૪૭. રૂ. ૧/- **કરિયાવર** : અનંત આચાર્ય. પાનાં ૮૪. રૂ. ૧/— **સુભા** : રવીન્દ્રનાથ ટાગોર. અનુ. રમણલાલ ગાંધી. પાનાં ૧૪૪. રૂ. ૨/૨૫. **અબીલ ગુલાલ** : અનંત આચાર્ય. પાનાં ૨૦૩. રૂ. ૩/- **શેનવાનનાં સાહસો** : સત્યમ્. પાનાં ૨૫૯. રૂ. ૪/— **ગરીબની લક્ષ્મી** : ઈન્દ્ર વસાવડા. પાનાં ૧૮૭. રૂ. ૨/૭૫. **સરળ સામુદ્રિક શાસ્ત્ર** : રમણલાલ ગાંધી. પાનાં ૧૭૬. રૂ. ૨/૫૦ **ગરવી ગુજરાતણ** : ધનસુખલાલ મહેતા. પાનાં ૧૭૬. રૂ. ૨/૭૫ **સહેલી સાથિયાપોથી** : નીનાબહેન મહેતા. પાનાં. ૧૬. રૂ. ૦/૨૫. **સાથિયા શૃંગાર** : ચંપકલાલ ગીલ્ટર. પાનાં ૪૮. રૂ. ૧/— સોળેયના પ્રકાશક : હરિહર પુસ્તકાલય, સુરત. **માનસદર્શન** : રમણલાલ પટેલ. પાનાં ૨૦૦. રૂ. ૩/૭૫. એન. એમ. ત્રિપાઠી, મુંબઈ. **વસંત વિલાસ** : અનુ. ચીનુભાઈ મોદી. પાનાં ૧૬. પ્ર. ચંદુલાલ મોદી, પાલડી, અમદાવાદ.

★





ચીમન વ્યાસ

# આફ્રિકન કહેવતો

આફ્રિકાના રહોડેશિયામાં કેળવણીક્ષેત્રે અધિકારીપદ ભોગવી રહેલા આ લેખના લેખક એક સુંદર મઝાનો અભ્યાસ-લેખ ઊર્મિના વાચકોને આપે છે. કહેવતો દરેક જગ્યાએ કેટલી બધી એક સરખી હોય છે તેનો ખ્યાલ આપતી આ થોડીક કહેવતોનું અહીં લેખકે સંપાદન કરેલ છે........

આપણે ત્યાં પ્રાચીન શાસ્ત્રકારોએ ને સાહિત્ય-સ્રષ્ટાઓએ રચેલાં મૂળ સંક્ષિપ્ત વાક્યોને 'સૂત્ર' કહે છે. જીવનના ધ્યેયને સ્પષ્ટ કરતાં આ ટૂંકાં વાક્યોમાં કોઈ ને કોઈ જીવનમૂલ્યની સામગ્રી ઠાંસી ઠાંસીને ભરેલી હોય છે. એમાં સ્પષ્ટ ઉપદેશ, સિદ્ધાન્તનું પ્રતિપાદન કે ઉચ્ચ આદર્શની સમજુતી આપવાનો હેતુ રહેલો છે. આજના 'સ્લોગન' ને જૂના 'સૂત્ર' વચ્ચે તફાવત છે. પશ્ચિમમાં યુદ્ધની જાહેરાત કરવા જૂના જમાનામાં જે ટૂંકાં વાક્યો ઉચ્ચારાતાં તેમને 'સ્લોગન' કહેતા. આજે પણ જે ટૂંકાં વાક્યો કશાકનો પ્રતિકાર કરવા ઉચ્ચારાય છે તેમને 'સ્લોગન' કહે છે. આફ્રિકામાં નવાં સ્લોગન હજી પાકયાં નથી. તેથી ત્યાં લોકોક્તિ કે કહેવત તેમજ સૂત્ર ને સ્લોગન વચ્ચે કશો તાર્કિક ભેદ સ્પષ્ટ થયો લાગતો નથી. છતાં અહીંની ભાષાઓમાં ટૂંકાં મર્મપૂર્ણ વાક્યો પુષ્કળ છે. કહેવતનો બોલનાર પૂરેપૂરું તરત સમજાય તેવું ઉત્તેજક કે કટાક્ષમય અથવા રસમય વાક્ય ઉચ્ચારે છે, જ્યારે સ્લોગન બે કકડે બોલાય છે. સ્લોગનનો પૂર્વાર્ધ સામાન્ય રીતે સભા, સરઘસ કે ટોળાનો પ્રવક્તા બોલે છે ને તેના ઉત્તરાર્ધની પાદપૂર્તિ અનુયાયી વૃંદ કરે છે. 'ઈન્કિલાબ......ઝિંદાબાદ'ના જેવી આફ્રિકાની કહેવતો હોઈ એમને હું કહેવતને બદલે, કશાકની અન્ય વ્યક્તિઓ પાસેથી અપેક્ષા રાખતી હોઈ, 'કહેવરામણ' કહું છું. આ કહેવરામણ એક જાતનાં સ્લોગન જ છે. છતાં પ્રસ્તુત લેખનું શીર્ષક તો મેં 'કહેવતો' જ રાખ્યું છે. અહીં હું ઉત્તર રહોડેશિયાની થોડીક કહેવતોનું કહેવરામણ રજૂ કરવા ધારું છું.

ઉત્તર રહોડેશિયામાં મુખ્ય ત્રણ આફ્રિકન ભાષાઓ છે. ચિન્યાન્ઝા, ચિબેમ્બા ને મ્ટોન્ગા. આમાંની પ્રથમ બેની મને જે થોડીક કહેવતો જાણવા મળી છે તે રજૂ કરીશ. એ કહેવતો લઈએ તે પહેલાં એટલું જણાવી દઉં કે દરેક કહેવત બોલાતી પૂરી થતાં સંગીતમય આફ્રિકનો, તેનો યોગ્ય વાતમાં યોગ્ય રીતે ઉપયોગ થયો છે તે વિશે અનુમતિ આપવા, તાળીઓ પાડે છે. પછી જ્યારે નેતા કે આગેવાન તાળી પાડે ત્યારે બધો સમૂહ પાછો શાન્તિ ધારણ કરે છે ને વક્તવ્ય આગળ ચાલે છે. આ કહેવરામણનો ઉપયોગ કોઈ ને કોઈ વાતના, વિચારના કે ઉદ્દેશના અનુસંધાનમાં ચેતના પૂરવા થાય છે. આફ્રિકન મુખી, સરદાર કે રાજા કોઈનો કેસ ચલાવતી વેળા જરૂરી જેવા અન્ય આગેવાનોની ચૂકાદામાં સંમતિ મેળવવા માટે પણ કહેવરામણનો ઉપયોગ કરે છે.

પહેલાં આપણે ચારેક ચિબેમ્બાની ને પછી થોડીક ચિન્યાન્ઝાની કહેવતો લઈએ. તેમાં હું પ્રથમ મૂળ ભાષામાં પૂર્વાર્ધ ને પછી ઉત્તરાર્ધ, એ પછી એનો શબ્દાર્થ ને ત્યાર બાદ તેનું તાત્પર્ય આપીશ.

૧. પૂર્વાર્ધ : ઈ ફિન્ટુ ટાફિસા......

(ઉત્તરાર્ધ) ન્ગા મેનો યા મુ કાન્યા.

શબ્દાર્થ : (મોઢાંમાંના) દાંતની જેમ વાતો એની મેળે ઊગી નીકળતી નથી.

તાત્પર્ય : કોઈ પણ ધ્યેયસિદ્ધિ માટે પ્રયત્ન જરૂરી છે.

૨. ઈ મિટી ઈફ્રીલા.........

એ મ્યાન્ગા.

નાના છોડ ભવિષ્યમાં જંગલ બને.
બાળકો આવતી કાલનાં નાગરિક છે

૩. ઈન્સાલા ની ન્ડિમિન્વા......

ટે મ્યુલિલ્વા.

ભૂખ તો મારવી, ભીખવી નહિ.
ભીખ્યે ભૂખ ભાગે નહિ.

૪. ચિલિક્ચે......

એ ચિફ્રિમ્ફયો મુકોન્ગો.

જરાક નિષ્કાળજીમાંથી પગ સૂજી જાય.
નજીવી બેદરકારી બરબાદી નોતરે.



ચિન્યાન્ઝા–ભાષી આફ્રિકનોમાં ખાસ કરીને કહેવરામણ પ્રજાનો કે ગામનો મોવડી જ બોલે એવી મર્યાદા છે. ગમે તેનાથી ગમે તે વાતમાં કહેવરામણ ઉચ્ચારાય જ નહિ. જેમ અન્ય પ્રજાઓને તેમ આફ્રિકનોને પૂર્વાપર સંબંધ વગર કહેવરામણનો ઉપયોગ વર્જ્ય છે. આપણે ચિન્યાન્ઝાની થોડીક કહેવતો લઈએ.

૧. લિવિરો લા મ્યેન્ગા......ન્કુશામ્બિરા પામોડઝી
   રેતીમાં ચાલનારાઓએ સાથે આરંભ કરવો.
   ઝાઝા હાથ રળિયામણા.

૨. આના આમુના આમ્હુન્જિરા......
   આટ્રિસકાના મ્વાચેડ્વા.
   છોકરા ભણવા જાય છે, છોકરીઓ મોડી પડી.
   લિંગભેદ ટાળો, અથવા ખભેખભા મિલાવી કામ કરો.

૩. યામ્બિલિરાની......
   માડઝી આસાનાફ્િકે મ'માઓન્ડો
   ઘૂંટણપૂર પાણી થાય તે પહેલું (પાર જવું) શરૂ કરો.
   પાણી પહેલાં બાંધો પાળ.

૪. ચેટે ચેટે......
   સામ્હા ન્યામા.
   થોડા અવાજે શિકાર ન થાય.
   ચમત્કાર ત્યાં નમસ્કાર.

૫. ફુહાસુ લામ્માન્ગા......
   લિબ્વેઝા પાન્ગ' ઓનો.
   કોદાળી તે કેટલું ઉગાડે?
   સાધન તેવું સાધ્ય.

૬. કાન્ગાચેપે......
   કાલિરા મ્ટેમ્બો.
   નાનું પોટલું ભારે બહુ.
   નાનો પણ સાપનો કણો.

૭. ન્ચેન્ચે......
   ઈટિપાટસા માટેન્ડા.
   નાની માખી ભયંકર રોગ આણે.
   નાદાનકી દોસ્તી, જીવકા જાન.

આ કહેવરામણો જે પૂર્વાપર સંબંધમાં વપરાય છે તેને આધારે તેના અનેક અર્થ નીકળતા સાંભળ્યા છે. અહીંની કહેવતો પણ આ રીતે આફ્રિકનોની જેમ, જેમ વાળીએ તેમ વળે એવી છે. આ કહેવરામણો સમજવા ઉદાહરણની અપેક્ષા રહે છે. સઉદાહરણ કહેવરામણો મેળવવાનો યથાશક્ય પ્રયત્ન અવકાશે કરવાની ઇચ્છા છે. અહીં શહેરોમાં બોલાતી કિચન કાફ્રિ,ને બોલીઓમાં ખૂબ ફેર છે. શહેરીએ તો કેટલીક પોતાની વસતીની પરદેશી ભાષાઓ ઉમેરીને મૂળ ભાષાનો ખીચડો કરેલો છે. એટલે મૂળ ૭૦૦ કરતાંય વધારે આફ્રિકામાં બોલીઓ બોલાય છે તેમાંની એકદ પર પણ સાચી પકડ આવવાનું મુશ્કેલ છે. કોઈ પણ આફ્રિકન બોલી શીખવા માટે બિનઆફ્રિકનને મળી શકે એવાં સાધનો પણ અલ્પલ્પ છે.

★

મકરન્દ દવે

## કોયડો

ઊંચી ફિલોસૂફીનું થોથું લઈ બગલમાં
એ ફેંદતા 'તા કચરો જાણે નવી ફસલમાં;
કેવા કવિવરો છો! કહેતા 'તા પંડિતો પણ
સમજી શક્યા ન કોઈ એ શું હતા અસલમાં.

★

આશા મોદી

# પંચગની

ક્ષયનાં દર્દીઓ માટે આશીર્વાદસમું પંચગનીનું નામ કોઇથી અજાણ્યું નથી. પહાડીમાં વસેલું એ કુદરતરમ્ય સ્થળ મહાબળેશ્વર જતાં રસ્તામાં આવે છે. જીવનમાં સ્ફુર્તિ, આનંદ અને ઉત્સાહ ભરી દે તેવું કુદરતનું આ રમ્ય સ્થળ દરેકનું આકર્ષણ છે. બારે માસ જેની ઋતુ દરેકને અનુકૂળ રહે તેવું રળિયામણું સ્થળ છે.......

દરેક સ્થળની એની પોતાની આગવી વિશિષ્ઠતા હોય છે. પંચગનીને પણ એની આગવી વિશિષ્ઠતા છે. સામાન્ય રીતે સૌ કોઈના મનમાં એવી માન્યતા પેસી ગઈ છે કે પંચગની ટી. બી. માટેનું જ સ્થાન છે. અને એ ડરથી તંદુરસ્ત માણસો પંચગની જતાં સહેજ ખચકાય છે. પણ હકીકતે એવું નથી. હા, અહીંનાં હવાપાણી જ એવાં મનાય છે કે ક્ષયના દરદીને પણ, યોગ્ય ઉપચાર લે તો આરામ થઈ શકે.

પંચગની સહ્યાદ્રિની ગિરિમાળા પર વસેલું સમુદ્રની સપાટીથી ૪૩૮૭ ફીટની ઊંચાઈએ આવેલું હવા ખાવાનું હીલસ્ટેશન છે. ઈ. સ. ૧૮૫૦ ની લગભગમાં મી. જોન ચેસને સહ્યાદ્રિ પર શોધખોળ કરવાના આશય ને અંગ્રેજોને વસવા યોગ્ય અનુકૂળ સ્થળ શોધવાના હિસાબે પંચગનીમાં વસવાટ કર્યો હતો. ઈ. સ. ૧૮૬૦ ના અરસામાં તેમણે રહેવાયોગ્ય છ બંગલા બાંધ્યા હતા ને ૧૮૬૨ માં ૨૪ યુરોપિયનો અહીંના વતની જેવા બની ગયા. તે વખતે આજના જેવી વ્યવસ્થા પંચગની જવા માટે ન હતી. પૂનાથી ગાડામાં કે પાલખીમાં બેસીને જઈ શકાતું.

મી. ચેસને પોતાના અવિરત પ્રયાસથી પંચગનીને ખીલવ્યું. દુનિયાના જુદા જુદા ભાગોમાંથી ઝાડો મંગાવી અહીં રોપાવ્યાં—ફ્રાન્સમાંથી પાઈન, ઑસ્ટ્રેલિયાના બટેટા, બોસ્ટનની દ્રાક્ષ, મુંબાઈની હાફુસ, આસામની ચા, અને ઉત્તાંકામંડના સિંકોના. ઈ. સ. ૧૮૬૧ માં જ્યાં કેવળ ૧૪૫ માણસો વસતાં હતાં ત્યાં આજે લગભગ ૬,૦૦૦ની વસ્તી છે.

પંચગનીથી કેવળ ૧૨ માઈલ દૂર આવેલું મહાબળેશ્વર જ્યાં ૨૫૦ ઈંચ જેટલો વરસાદ પડે છે. જ્યારે પંચગનીમાં ૭૦–૮૦ ઈંચ જેટલો વરસાદ પડે છે. મહાબળેશ્વર બારે માસ રહેવા યોગ્ય સ્થળ નથી જ્યારે પંચગની એની અનુકૂળ આબોહવાને કારણે બારે માસ માટે રહેવા યોગ્ય સ્થળ છે. ભલે ઉનાળામાં અમીર ને ધનિક લોકો અહીં હવા ખાવા આવે પણ એની ખરી મોસમ મને તો વર્ષા જ લાગે છે. અહીં વરસાદ ધોધમારરૂપે હેલીની માફક વરસતો નથી. વાદળાં ઘેરાય, વરસાદ વરસે, પાછાં વાદળાં ચાલ્યાં જાય ને સૂર્યનારાયણનાં દર્શન થાય. સૂર્યનારાયણ અજબની સંતાકૂકડી રમતા લાગે. ઘડીકમાં વાદળાંની ઓથે છુપાઈ જાય ને ઘડીકમાં પાછા બહાર નીકળી આવે. વરસાદ પડ્યા પછી એવું તો ધુમ્મસ છવાઈ જાય કે એ ધુમ્મસના ગોટામાં બધું જ વિલીન થઈ જાય. સ્વાસ્થ્યની રીતે આ ધુમ્મસ લાભદાયક મનાય છે. ચારે બાજુ એ ધુમ્મસ છવાઈ જાય છે ને હવામાં વિશેષ પ્રાણવાયુ ભળે છે. જે પ્રાણવાયુ સ્વાસ્થ્ય માટે ઉત્તમ મનાય છે. વરસાદ બંધ પડતાં પ્રકૃતિપ્રેમી ને ફરવાના શોખીન પ્રવાસીઓ ધુમ્મસમાં ફરવા નીકળી પડે છે. ઘણીવાર રાતના આસમાન વાદળાંથી છવાયેલું હોય, આસમાનમાં પેલા રોજના હસતા, ગોઠડી કરતા, આંખમીંચામણાં કરતા તારાઓનાં દર્શન દુર્લભ હોય, આંખ ઘણું નીરખવા પ્રયત્ન કરે છતાં કોઈક અગોચર સ્થળે છુપાયેલા હોય, ક્યાંક વાદળાંની ઓથેથી ઝાંખો ચંદ્રમા ડોકિયાં કરતો હોય ત્યારે પેલા પાતળા સોટા જેવા સીલ્વર ઓકનાં ઝાડો પર ચારે બાજુથી તારલાના જેવા જુગનુ ચમકયા કરતા હોય, ટપકીયાળી ચૂંદડીની માફક સીલ્વર ઓક વૃક્ષને સોહામણાં બનાવતા હોય ત્યારનું દશ્ય ખરેખર મનમોહક જ લાગે છે. કેટલીક વાર દૂર દૂર નજર નાખતાં જાણે સરોવર ના હોય એવાં મૃગજળનાં દશ્ય દેખાય તો કોકવાર આસમાનને આવરી લેતી ભૂરી ગિરિમાળાઓની નીચે જાણે રૂના સુંવાળા ઢગલાના



છવાયા હોય એવાં મનમોહક દૃશ્યો જોવાનાં મળે.

'ઋતુઓની રાણી વર્ષા' નામ ખરેખર વર્ષાએ સાર્થક જ કર્યું છે. વર્ષાના ગીત રચતાં કવિજનો થાકયા નથી. વર્ષાનાં સૌંદર્ય નીરખતાં પ્રકૃતિપ્રેમીઓ ધરાયા નથી. અહીંની વર્ષા તમને બધી જ રીતે લાભકારી છે. ચોખ્ખું દૂધ પીઓ, તાજું માખણ ખાવ, મીઠાં ને મધુરાં ફળ ખાવ ને ધુમ્મસમાં છવાયેલો પ્રાણવાયુ લો. કુદરતના સૌંદર્યનું ધરાઈ ધરાઈને પાન કરો. કવિ હો તો સૌંદર્યગીત રચો, ચિત્રકાર હો તો ફલક પર રંગબેરંગી ચિત્રોનું સર્જન કરો, વિચારક હો તો જીવનનું મનન કરો, ઋષિ હો તો જીવનની સાધના કરો, પ્રકૃતિપ્રેમી હો તો કુદરતનાં સૌંદર્યનાં પિયુષ પીઓ ને પ્રેમી હો તો જીવનનું કાવ્ય રચો.

પંચગનીમાં ફરવાના સ્થળ તરીકે સૌ કોઈ પ્રવાસીઓ ટેબલલેન્ડ, સીડની પોઈન્ટ કે પારસી પોઈન્ટનો આહ્લાદ લે છે. પણ સૌને આકર્ષક સ્થળ લાગતું હોય તો તે ટેબલલેન્ડ છે. પંચગનીથી લગભગ અડધો માઈલ દૂર સીડની પોઈન્ટ છે ને લગભગ દોઢેક માઈલ દૂર પારસી પોઈન્ટ છે. પંચગનીથી લગભગ ૨૫૦ ફીટની ઊંચાઈએ આવેલું ટેબલલેન્ડ છે. ટેબલલેન્ડ ઉપરથી નીચે નજર નાખતાં લાગે કે પંચગની ટેબલલેન્ડનું નાનકડું સોહામણું બાળ છે, પંચગની ટેબલલેન્ડની ગોદમાં જાણે રમતું, કિલ્લોલતું લાગે છે. સીલ્વર ઓકની છાયામાં લપાયેલા ને છુપાયેલા બંગલાઓ એક બાજુ દેખાશે તો બીજી બાજુએ તળેટીની ગોદમાં આવેલાં છૂટાંછવાયાં નાનાં નાનાં ગામડાં નેણ ભરીભરીને નીરખવાં ગમશે. ટેબલલેન્ડ વિદ્યાર્થીઓ માટેનું પ્રિય સ્થળ છે. પંચગનીની શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ હોકી ને ક્રિકેટની રમતો રમતા દેખાશે. ચાલવાના શોખીન માનવીને ટેબલલેન્ડની ચારે બાજુના ગોળ ચકરાવા લેવાનો આનંદ આવે છે. પ્રિયતમને એની પ્રિયતમા સાથે ટેબલલેન્ડના એકાંતમાં આવેલા એકાદ ટેકરા પર બેસીને પ્રકૃતિ સૌંદર્ય પીવાનો અનેરો આનંદ આવે છે.

પ્રકૃતિદેવીએ પંચગનીને સૌંદર્યની છૂટે હાથે લ્હાણુ કરી છે. દિલ ભરીભરીને અહીં સૌંદર્ય વેર્યું છે. પ્રકૃતિએ સૌંદર્ય વેરવામાં કાંઈ મણા નથી રાખી તો બીજી બાજુ માનવસમાજે આ સૌંદર્યની સોનાની થાળીમાં જાણે એક લોઢાની મેખ મારી હોય એવી કુરૂપતા પણ દેખાય છે. એક બાજુ દિલને મદમાતું બનાવતું સૌંદર્ય, પેલા આસમાનમાં વાદળાંની ગેલ; ને એ સંધ્યાનું અનુપમ દૃશ્ય! એ ધુમ્મસના ગોટા ને એ જુગનુના ચમકારા! પંચગનીને ગળાના હારની માફક વીંટાયેલી એ ગિરિમાળાઓ ને એ ભૂરું રંગબેરંગી આસમાન! એ ફૂલના મઘમઘાટ ને એ રાતરાણીની મીઠી ને ઘેલી ખુશ્બો! એ સુંવાળી અમીરી ને એ કઠોર ગરીબી! અહીં ગરમીથી બચવા ને હવા ખાવા ધનિક લોકો આવે છે તો અહીં જિંદગીથી હારેલા, ને થાકેલા રોગીઓ પણ આવે છે. જો કે મધ્યવર્ગ માટે તો આ સ્થાન નથી જ! તો પછી ગરીબની વાત જ શી? કદાચ એને વાંચીને કે સાંભળીને જ આવાં સ્થાનોનો લ્હાવો કલ્પના વડે લેવો રહ્યો! અહીં જોવા મળે છે અમીરીનો ઠાઠ! સાંજ પડે તમે ફરવા નીકળો તો જાતજાતની ફેશનો નીરખવા તમને મળશે. એક કરતાં એક અનુપમ સ્થળ બન્યું છે. ત્યારે બીજી બાજુ એ ગરીબી છે કે જ્યાં રોજીનાં સાધન પણ નથી. માંડ આઠ દશ આનામાં પોતાનું ને પોતાના કુટુંબનું પેટિયું ભરતા શ્રમજીવીઓ જોવા મળે છે.

સીઝન એ જ પંચગનીમાં સૌને કમાઈ માટેનો સમય છે. ઘરે આવીને દૂધ દોહી આપતા દૂધવાળાઓને સીઝનનો તડાકો પડે છે. રૂપિયે શેરનું દૂધ પણ પાણી જેવું જ! સીઝનમાં શાકભાજી ને ફળફળાદિ પણ મોંઘાં! અહીં આપણને ગુજરાતમાં જોવા મળતાં લાંબાં ને મોટાં ખેતરો જોવા ના મળે. લોકો ચારે બાજુ ડુંગર પર ખેતી કરતા હોય છે. જે પાક લેવાય તે લે છે. લોકો ખડતલ છે, મહેનતુ છે. મહેનત એમના જીવનમાં ઊતરી ગઈ છે. ડુંગર ચડવા ને ઊતરવા તેમને મન ભારે નથી. સીઝન આવે ત્યારે આવા ડુંગર પર વસતા, ડુંગરની તળેટીઓમાં





વસતા લોકો દૂધની તાંબડીઓ લઈને આવે, શાકના ટોપલાઓ ખભે ભરાવીને લઈને આવે, ફળના ટોપલા લઈને આવે, બનાવટી ઘીના ડબ્બાઓ લઈને આવે, દૂર દૂરથી બંગલાઓમાં કામ કરવા માટે પણ આવે. એમને થાકનું તો નામ નહિ. સ્ફૂર્તિ ને તાજગી એ જ જાણે એમના જીવનનું ધન!

પંચગનીમાં આવેલો પ્રવાસી બાર માઈલ પર આવેલા મહાબળેશ્વરની અચૂક મુલાકાત લે જ છે. મહાબળેશ્વરમાં ફરવાના ઘણા જ પોઈન્ટ્સ છે. વળી મહાબળેશ્વરમાં મધ બનાવવા માટેનું સ્થળ મધુસાગર પણ જોવા જેવું છે. જ્યાં પેટીઓમાં મધમાખીઓ આવીને મધ એકઠું કરે છે ને પછી તે મધપુડામાંથી મધ કાઢવામાં આવે છે. જાતજાતનાં મધ બનાવવામાં આવે છે. ફરીને થાક્યા પછી અહીં મધનું શરબત પીવાની લહેજત આવે છે ને સૌ કોઈને એનો સ્વાદ માણવાની ઇચ્છા થઈ આવે છે. મહાબળેશ્વરથી આગળ શિવાજી મહારાજની પુણ્યસ્મૃતિ કરાવતો, એમની વિજયગાથા ગાતો એ પ્રતાપગઢનો કિલ્લો આજેય ખડો છે! પ્રતાપગઢને જોતાં એ ભવ્ય ઇતિહાસનાં પાનાં સ્મૃતિએ ચડે છે. પ્રતાપગઢ પર એ ભવ્ય ને વિશાળ કાયાવાળા અફઝલખાં ને તેમની બગલમાં સમાઈ જાય એવા પ્રતાપી શિવાજી મહારાજનું મિલન! અફઝલખાંનું શિવાજી મહારાજના વાઘનખથી થયેલું મૃત્યુ! એ અફઝલખાંની દરગાહ કિલ્લો ઊતરતાં આવેલી છે. આજનું દરગાહનું સુગંધી વાતાવરણ ને એની ભવ્યતા આંખને ગમી જાય તેવાં છે. લગભગ પાછલા કેટલાંય વર્ષોથી એ દરગાહનો પૂજારી રહે છે. માનવવસ્તીથી દૂર, એકાકી! પ્રતાપગઢની ટોચની શિવાજી મહારાજની પ્રતિમા મા ભારતીના પુત્રને શૂરવીતાનો પાનો ચડાવતી ઊભી છે!

પંચગનીથી લગભગ ચારેક માઈલ દૂર આવેલો ભીલોરનો બગીચો જંગલમાં મંગલ જેવો છે. પ્રવાસીઓ માટેનું આ એક પીકનીકનું સ્થાન છે. બગીચામાં દાખલ થતાં જ તમને આસમાની ને ગુલાબી રંગબેરંગી કમળનાં ફૂલો ફુવારામાં હસતાં ખીલતાં તમારું સ્વાગતા કરતાં દેખાશે. લગભગ ૧૮૦ એકરનો આ બગીચો માલિકીનો છે; તો પણ ઘણા પ્રવાસીઓ બગીચામાં મોજ માણવા, અમીર હોય તો મોટર લઈને, સ્કૂલોની ટૂર હોય તો ગાડાં લઈને ને સામાન્ય માનવી હોય, ચાલવાનો શોખીન હોય તો ચાલીને આવે છે. બગીચો જાતજાતનાં શાકભાજી ને ફળફળાદિથી લચી રહ્યો હોય છે. ભાતભાતનાં રંગબેરંગી આકર્ષક ગુલાબનાં પુષ્પોથી મન મહેકી ઊઠે છે. જાતજાતનાં પીચ ને લીચી જેવાં ફળો જોઈને બાળકોનાં મોઢામાં પાણી આવી જાય છે. ને ફૂલ ને ફળ તોડવાને લલચાઈ ઊઠે છે. સવારથી સાંજ સુધી ત્યાંનાં ઝાડોની શીતળ છાયામાં બેસીને લાવેલો નાસ્તો ખાવાની મઝા પડે છે, રમવાની મઝા પડે છે, ગાવાની મઝા પડે છે. વનવિહારનો અનેરો આનંદ મળે છે!

પંચગનીમાં ક્ષય માટેનું સુંદર સેનેટોરિયમ 'ડાલગેટ' આવેલું છે. આ હોસ્પિટલના વાતાવરણમાં સૌંદર્ય જાણે લચી પડ્યું છે. હોસ્પિટલ ચારે બાજુથી રંગબેરંગી, સુવાસિત પુષ્પોથી આચ્છાદિત છે. પુષ્પો હસીહસીને દર્દીઓમાં નવયૌવનની ચેતના જગાડે છે, ફૂવારાનાં ઊડતાં વારિ દર્દીઓને સ્ફૂર્તિ ને તાઝગી બક્ષે છે, રેડિયાનું મધુર સંગીત દર્દીને જીવન જીવવાની આશા આપે છે. ઠેરઠેર રંગેલા થુંકવાના ડબ્બા ગોઠવેલા છે. જમીન પર ક્યાંય એક કચરાનું તણખલું ઊડતું ના દેખાય. સ્વચ્છતા ને સૌંદર્યથી ઓપતી આ હોસ્પિટલની સૌ કોઈને મુલાકાત લેવી ગમે છે.

અહીંના પાણીમાં લોહ (આર્યન) છે, પાણી હલકું છે. તેથી ખોરાક સહેલાઈથી પચી જાય છે. ખાવ ખાવ ને તમને ભૂખ લાગ્યા જ કરે! વજનમાં પણ ધરખમ ફેરફાર થઈ જાય. ઉનાળો હોવા છતાંય પાણી બરફ જેવું ઠંડું. બેત્રણ માસ તમે પંચગનીમાં રહો, ખાઓ, પીઓ ને ફરો તો તમે સુંદર સ્વાસ્થ્ય બનાવી શકો. હવા, પાણી ને ખોરાક આમ વિવિધ રીતે પંચગની સૌને અનુકૂળ થઈ પડે તેવું છે, સૌ કોઈના હૃદયમાં વસી જાય તેવું છે.

☆



લીલા ટી. ધારપુરે

# તે પ્રસંગ !

*નાનપણથી જ છોકરીઓને દરેક રીતે પરાવલંબી બનાવી દેતો આપણો સમાજ સ્ત્રીઓની ભાવિ પ્રગતિ રૂંધી રહ્યો છે તે આ પ્રસંગથી આપણને ખાતરી થાય છે. માનસશાસ્ત્રનાં અભ્યાસી આ લેખિકા–બહેન આવા પ્રસંગો જુદી જ રીતે આલેખે છે તે તો ઊર્મિના વાચકોને અજાણ્યું નથી......*

‘ઝુક્...ઝુક્...ઝુક્’ મેઈલ ચાલ્યો ને સવિતાએ ગોરો હાથ ઊંચો કરી હલાવ્યો ને ભુખરી પીળી આંખો ને તેવા જ રંગની વાળની લટ નાચી ઊઠી. હસીને સહેજ આગળ પડતા દાંત, પાતળા તો નહિ પણ ગુલાબી રંગના હોઠ પર બેસી ગયા. ને પછી તે બોલી, ‘ઈલા કાગળ લખજે હો ચોક્કસ.’

‘જરૂર.’ મેં કહ્યું. ને ગાડીનો ‘ઝુક્...ઝુક્’ અવાજ બંધ થઈ કંઈક તાણી જતી હોય એવા અવાજે હુંઉઉં હૂંજ...હૂંજ કરી પછી છુક્ છુક્ છુક્ છુક્... છૂક કરતી સડસડાટ દોડી ગઈ. ને તેની પાછળ લાંબા લાંબા પાટાની જોડ સૂતી સૂતી થઈ ગઈ. સ્ટેશન એકલું એકલું લાગ્યું. ગણ્યા ગાંઠ્યા ઉતારુઓ જ હતા. મારે આગળ જવાનું હતું. પણ આગળ જતી નાની ગાડી ઊપડી ગઈ હતી! હવે? હું વિમાસણમાં પડી. ત્યાં તો તાડ જેવા ઊંચા ત્રણેક માણસો સામે આવ્યા. તેમણે મેલા ટૂંકા લેંઘા ને ટૂંકા ખમીસ પહેર્યાં હતાં. છતાં તેઓએ વાળના પટીયાં પાડ્યાં હતાં ને તેમાંથી તેલ નીતરતું હતું. તેઓ આજુબાજુના ગામડીયા પર છાપ પાડવાનો પ્રયત્ન કરતા હતા. મેલા ધોતીયાનો કચ્છ વાળી બીજું મેલું ધોતીયું માથે વીંટાળી ઉઘાડા શરીરે બે ચાર કોળી ટોળે વળી બેઠા હતા. પેલા ખમીસ લેંઘાવાળામાંના એકે મને કહ્યું, ‘બેન ગાડી તો ગઈ.’

‘હું જાણું છું. મારે ફોન કરવો છે, ક્યાં છે?’ મેં પે’લું વાક્ય ચીડાઈને ને બીજું વાક્ય હુકમમાં જ છોડ્યું.

એટલામાં એક જણ ટપકી પડ્યો, ‘બુન ફોન તો અહીંથી દૂર છે, ને રસ્તે અંધારું છે. હું ફોન કરી આયો છું. સાહેબ ગાડી મોકલે છે.’

‘ભાઈ ક્યા સાહેબને ત્યાં ફોન કર્યો? હું જોષી સાહેબની દીકરી છું.’ પેલો પટાવાળા જેવો લાગતો હોવાથી મારા જીવમાં જીવ આવ્યો.

‘હા બુન હું ઓળખું તારે કની!’ હસીને પેલાએ કહ્યું. એટલામાં પેલા ત્રણની બલા કોણ જાણે ક્યાંયે પોબારા ગણી ગઈ હતી!

મારો જીવ અંદરથી ગભરાતો હતો. ને સવિતાના શબ્દો યાદ આવતા હતા...‘ચાલને દાહોદ. કાલે પાછી આવતી રહેજે.’ ને હવે મને થતું હતું કે તેની સાથે જ ગઈ હોત તો અહીં આમ એકલી અટુલી અજાણ્યા માફક રાતના બીતાં બીતાં બેસવું ન પડત. હવે મોટર ક્યારે આવે છે! શું ખબર ફોન કર્યો છે કે નહિ? હું તો કોઈને અહીં ઓળખતીયે નથી. ને સ્ટેશન પર બાથરૂમ જેટલી વેઈટીંગ રૂમમાં થોભવુંયે હિતાવહ નથી. હવે મારી સાથેના ઘણા ખરા ઉતારુ સ્ટેશન પાસે ઓળખીતાને ત્યાં ગયા હતા. રહી હતી માત્ર હું. અહીં કોઈને ઓળખતીયે ન હતી. ને તેથી ગભરાટનો પાર ન હતો. ત્યાં તો એક ગૃહસ્થ મારી સામે આવી ઊભા રહ્યા. ‘ચાલો બેન મારે ત્યાં’ આ તેના શબ્દો સાંભળતાં જ મેં નિદ્રામાંથી જાણે જાગીને તેની તરફ એવી રીતે જોયું કે જાણે મારે કહેવું હતું...‘કેમ મહાશય, તમારે ઘેર, તમને જાણ્યા વગર કેવી રીતે અવાય વારુ?...’ પણ મોઢેથી તો મેં એટલું જ કહ્યું, ‘અહીં જ ઠીક છે. હમણા મમ્મી મોટર મોકલે છે.’ મારા શબ્દો સાંભળતાં જ તેઓ મારા મનના ભાવ કળી ગયા હોય તેવું લાગ્યું. તરત જ તેમણે કહ્યું, ‘મને સંદેશો મળ્યો છે. ગાડી આવતાં જરા વાર લાગશે.’ ને પ્રશ્નાર્થ મુદ્રા કરી સામે જોતાં ઉમેર્યું: ‘તમે મને ઓળખતાં નથી બેન? શાનાં ઓળખો? એકાદ વાર જ તમારે ત્યાં આવ્યો હતો. પણ શાંતિલાલ સોનીને ઓળખો ને!’

વચમાં જ ખુશ થઈ હું બોલી પડી : 'હા સારી રીતે.'

'બસ તેમનો જ હું ભાઈ. અહીં મારું ઘર છે.' ચાલો બેન. અહીં બેસી ના રહો.' તેના શબ્દોમાં સલાહ ને ફરજ રણકી રહ્યાં હતાં. મેં ઊઠીને ચાલવા માંડ્યું. પેલા ભાઈ આગળ ને હું પાછળ, એક વાંકાચુંકા પગરસ્તે ચાલ્યાં. થોડી જ વારમાં ઝૂંપડીને મળતું તેનું ઘર આવ્યું. તે નાનીશી ઓટલી ચઢી, બારણું ઠેલી અંદર દાખલ થયો. ને મારી બેગ પણ એક બાજુ મૂકી. હું બહાર બારણામાં જ ઊભી રહી ને વિચારતી હતી : હે ઈશ્વર હું ક્યાં છું ? શહેરમાં જતાં પહેલાં અપાયેલી માની શિખામણે મારા પર હલ્લો કર્યો હતો... 'જોજે સાચવીને રહેજે. સાચવીને ચાલજે. કોલેજમાં મૂકીએ છીએ. હવે તો તું મોટી થઈ. લોક કેવું હોય ને કેવું નહિ.' આ શિખામણ મારા માથામાં વાગતી હતી ત્યાં તો પેલા અજાણ્યા માણસે કહ્યું : 'બેસોને હીંચકે.' ને તે ઘરમાં ગયો. હું ડરતી ડરતી ત્યાં જ ઊભી રહી. એટલામાં કોઈ સ્ત્રી હસતી હસતી મારી સામે આવી રહી હતી. મને કોણ જાણે શું થયું હું ટપ દઈને હીંચકે બેસી પડી. પાસેના ઓરડામાં 'ઉંવા' એવો અવાજ થયો. મને થયું આખરે હું કોઈ 'ઘર' માં છું ખરી. થોડી વારે પેલા ભાઈ હાથમાં કકડો લઈ બહાર ઊપડી ગયા. ને મારું મન વિચારવંટોળે ચડ્યું. મને અહીં બેસાડી આ ભાઈ ક્યાં ઊપડી ગયા ? ને હું વધારે ને વધારે ભયભીત થતી હતી. સાહસ ખેડવા બદલ પસ્તાતી હતી. વળી ઘરભેગા થતાં બા કેવી વઢશે તેનોયે ચીતાર આંખ સામે ખડો થતો હતો. વળી એવો પણ વિચાર આવી ગયો કે આ ભાઈએ ધાપ તો નહિ મારી હોય કે હું શાંતિલાલનો ભાઈ છું. બાએ શું કહ્યું હતું કે ભરોસો કોઈનો કરવો નહિ. લાવ રસોડામાં જઉં ..ને હું બીતાં બીતાં અંદર ગઈ. પેલી બાઈએ ભૂસાની સગડી પેટાવી હતી ને તે પર કઢાઈ મૂકી લોટ બાંધતી હતી. થોડી વારમાં જ તે પુરી વણવા લાગી. મેં પૂછ્યું : 'કાકા હમણાં ક્યાં ગયા ?'

'શાક લેવા' ટૂંકો જવાબ મળ્યો.

'રાત્રે !' સાશ્ચર્ય મેં પૂછ્યું. ને ઘડિયાળમાં જોયું દશ થયા હતા ! તે જોતાં ઉમેર્યું 'દશ થયા.'

'છો થયા.' ધીમો મીઠો રણકાર થયો.

થોડી જ વારમાં પેલા ભાઈ એક હાથમાં ફાનસ ને બીજા હાથમાં નાની પોટલી લઈને આવી પૂગ્યા. ને સગડી પાસે જ પોટલી છોડી કંકોડા સમારવા બેસી ગયા.

પોટલીમાંથી છૂટા થયેલા લીલાછમ, સુંવાળા કાંટાળા કંકોડાં ભય ને શંકાથી કરમાયેલા મારા મન સામે જોઈ હસતા હતા. ને મને હસવાનું કહેતાં હતાં. તે તાજા કંકોડા સામે જોઈ મેં સાશ્ચર્ય પૂછ્યું : 'અત્યારે કંકોડા ક્યાંથી ?' 'ખાનાર હોય તો ગમે ત્યાંથી મળી રહે.' શાક સમારી તેમણે જ વઘાર્યું. થોડી વારમાં તો પુરી–શાકની થાળી મારી આગળ મૂકી દીધી ને બોલ્યા : 'બેસી જ જાવ.' મારા મગજમાં નન્નો ચાલુ હતો. તેની જાણ જાણે તેને થઈ ગઈ હતી. તેથી જ જરા સત્તાવાહી આગ્રહ તેના કહેવામાં હતો.

'બેસી જ જાવને હવે.'

'આટલી બધી મહેનત લેવાની શી જરૂર ?' મેં કહ્યું.

'એમાં અમે શું વધારે કર્યું છે ? ઘેર જઈને બાત જ કેની ? આ ઘર સમજો ને ખાઈ લો. ઝટ ખાવ. હમણાં મોટર આવશે. હું શાક લાવ્યો ત્યારે ખબર લેતો આવ્યો છું કે બારીએથી મોટર નીકળી ગઈ છે.'

મોટરના સમાચાર સાંભળી મને આનંદ થયો. ભૂખ તો મરી ગઈ હતી. પણ ગરમાગરમ શાક ને પુરી મોંમાં મૂકતાં જ તે પાછી જીવંત થઈ ! તેમણે મને આગ્રહ કરીને ખવડાવ્યું. મેં ખાધું...ને હજુયે તે પુરી-શાકનો સ્વાદ મોંમાં રહી ગયો છે. તે કંકોડાનું શાક ! ને વધારે મોણ નાખીને બરાબર તળાયેલી ફરસી ફરસી પૂરી ! ને પેલા ભાઈના કહેવા મુજબ ખરેખર મને ઘર જેવું લાગવા માંડ્યું હતું...



અગિયાર...અગિયાર ને પાંચ...

'હજુ મોટર કેમ ન આવી?' મેં પૂછયું.

'ત્યાંથી આવતાં વાર તો લાગે ને?' પેલા ભાઈએ જવાબ આપ્યો ને આગળ કહ્યું...' નહિ તો અહીં જ રહેજો. ને સવારની ગાડીએ જજો. હા, વળી શો વાંધો છે?'

મેં કંઈ જ જવાબ આપ્યો નહિ. પણ વિચારી રહી...અરે આવે વખતે શું કરવું તેની સમજ મને પડતી નથી. શું બોલવું તેની પણ ખબર નથી. કોઈ દિવસ એકલા એ અજાણ્યા પ્રદેશમાં પ્રવાસ કરવાનું સાહસ તો આપણાથી કેવી રીતે થવાનું છે! ડગલે પગલે આધાર જોઈએ. રજાઓ પડે કે કરો પપ્પાને તાર ને તેમના માણસો આવી આપણને લઈ જાય ત્યારે બેન ઘરભેગાં થાય. તેમાં આ સાહસ મેં કર્યું! મારે નસીબે ગાડી આજે જ વહેલી નીકળી ગઈ! ને રસ્તામાં ગાડીને કંઈ થાત તો! ને મારું હૈયું વધારે ને વધારે હિંમત હારતું ગયું ને ભવસાગરમાં હું ડૂબતી હોઉં તેવું મને લાગ્યું. તેમાં તરવાનું તો હું શીખી જ ન હતી! ત્યાં તો...

બારણા સામે જોતા પેલા ભાઈ બોલ્યા: 'લ્યો આ ગાડી આવી.' જરાયે મોટરનો અવાજ ન થયો! હું ઊઠી ને પેલા 'કાકા ને કાકી'ને મારે ત્યાં આવવાનું નોતરું દઈ મારી બેગ ઊંચકવા માંડી. ત્યાં તો મોટરમાંથી દોડતો જ એક માણસ આવ્યો. તેણે પેલી બેગ લઈ મોટરમાં મૂકી. હું મોટરમાં બેસતાં જ પેલા ભાઈએ ધબાક કરતું બારણું વાસ્યું...ને આવજો બે...ન કરતા, આજુ બાજુના ઝૂંપડાનાં લોકેય ભેગા થઈ ગયા હતા...ને મને ખૂબ આશ્ચર્ય થયું! ને મને સાંભર્યું પપ્પા દિવાનસાહેબ સાથે ડિસ્ટ્રીકમાં આવે છે તેથી બધા જ તેમના નામથી પરિચિત લાગે છે...આવા પરિચિત પ્રદેશમાંયે હું અજાણી! પણ બા કયાંયે જવા દે તો ને! આ બધા કેવા ભલા લોક છે...એવા કંઈક વિચાર કરતી હતી. ને ઊંચો હાથ કરી બધાની વિદાય લીધી ને સું..ઉં..ઉ.ઉ.સૂં કરતી મોટર સરકી...શાંત ગતિએ પાણીના રેલા માફક મોટર જાણે વહી રહી......થોડક ગઈ ત્યાં તો...ત્યાં તો મોટરની લાઈટ ઑફ! લાઈટ ઑફ! ને હું ય જાણે ઑફ થઈ જઈશ તેવું મને લાગ્યું. મારા અંગેઅંગમાં ભયનો જોરદાર પ્રવાહ વહેવા લાગ્યો. ને વીજળીનો પ્રવાહ ચોંટયો ન હોય તેવી દશા થઈ. મારા પગ ઠંડાગાર થઈ ગયા. ને કપાળે ધર્મબિંદુ બાઝયાં...તે સાથે જ મારા મનમાં વિચાર ચમકી ગયા 'આ લોકો મોટર કયાં લઈ જતા હશે!! ઘોર અંધારું કેમ કર્યું? વળી તેઓ તેમની પાસેના હથિયાર તપાસી જોતાં હતાં તે જોતા હું બોલી પડી 'કેમ શું છે ભાઈ?'

'બુન હમણા ના બોલો. વાઘ છે. રસ્તે આ ટેમે (ટાઈમે) નીકળે છે.' પેલો પટાવાળો આમ કહેતો હતો. બહુ જ ધીરા સૂરે ને ડ્રાઈવરે લેન્સ લાઈટ હોલવી......

થોડી વાર સ્તબ્ધતા છવાઈ હતી. ચારે તરફ અર્ધ અંધારું હતું. અર્ધ ચંદ્રના ઝાંખા પ્રકાશના આછા પાતળા તેજ-પડદા પાછળથી કુદરતનું સુંદર મુખડું દેખાતું હતું. તેને જોયા જ કરવાનું મને મન થયું હતું. પણ તે તો મૃત્યુના દર્શન સમું હતું. વળી મૃત્યુને પસાર થઈ જતું જોવાનીય લાલચ થઈ! પણ તરત જ બુદ્ધિએ મને રોકી...ને આ ભય તોળાયેલો જાણતાં જ હું મારી પર ખૂબ ગુસ્સે થઈ. કોઈ દિવસ નહિ ને આજે જ હું કયાં સાહસ કરી બેઠી? બારોબાર હોસ્ટેલમાંથી નીકળી પડી. નહિ તો પહેલેથી પિતાજીએ ગમે તે વ્યવસ્થા કરી હોત...વળી ઘડીમાં થતું મેં બરોબર કર્યું છે. પેલી પેસેન્જર ઊપડી શા માટે ગઈ? ઉતારુઓને લઈ જવા જોઈતા હતા...વિ.. વળી વિચાર થયો વાતવાતમાં મોટા ઉપર કેટલો વખત આધાર રાખવો. ભય કેવો ને વાત કેવી? ત્યારે હમણાં હું કેટલી બધી બી ગઈ હતી! વગર કારણે! મેં ધાર્યું હતું કે હું ને મારા જેવી બીજી બેનો સરઘસમાં ફરી કોલેજ પર પીકેટીંગ કરવાથી બહાદૂર થઈ ગઈ હતી! પણ અત્યારે જ હૈયાના હાંજા કેવાં ગગડી ગયાં હતાં!!...

ત્યાં તો મોટરના દીવા થયા.

'હવે બેન ભો નથી હોં.' લીલી ટોપી સમારતાં પટાવાળાએ કહ્યું...ને હું બારી બહાર ડોકું કાઢી જોવા મંડી. 'હવે કેટલું દૂર છે?' મેં પૂછ્યું.

'આ આવ્યું સમજો.' તેણે જવાબ આપ્યો.

વળી પાછી શંકા કુશંકા ને ભય ત્રણેયે મારા પર સ્વાર થઈ મારો ખીમો કરવા માંડ્યો. ને મારું શાંતિ સુખ હરી લીધું. કુદરતનુંયે હું પાન કરી શકી નહિ ને પોચી સુંવાળી ગાદી પરેય મને હજાર કાંટા વાગતા હતા. ને હું વિચારતી હતી: 'અરે કોણ જાણે આ... ક્યાં મોટર હંકારી જાય છે તે! રસ્તાની પીછાણ નહિ. ને ભયભીત થયેલું મન શંકાના દર્દે પીડાતું હતું—

ત્યાં તો રાજમહેલોની હાર-ને બે બાજુ રોપેલાં વૃક્ષોની હાર ઝપાટાબંધ પસાર થતી દેખાઈ! વૃક્ષના પાંદડાની જાળીમાંથી મહેલોની સુંદરતા ઓર દીપી નીકળતી હતી...ને હું મનમાં જ બોલી પડી. આ તો રાજમહાલ રોડ!...અરે વાહ. 'બારીયા' આવ્યું ને તેની સુગંધિત હવાયે. તે પરિચિત સુગંધે મન પ્રસન્ન થયું. ને પછી દેખાયું ટાવર. અરે હવે ઘર આવશે. ઘડીક તો થયું કે ઘર આઘું ને આઘું જાય તો કેવું સારું! પણ હવે તે શક્ય ન હતું! પોણા કલાક સુધી...પીપલોદથી બારીયા આવતાં, હૈયાને, નકામા શંકાકુશંકા ને ભયના ત્રિવિધ તાપમાં વિના-કારણ જણાવ્યું હતું...કેમ તો કે બાળપણથી ભયને માથા પર ઠોકી બેસાડવામાં આવ્યો હતો! ને ઉપ-રથી શિખામણ કે બહાર ફરીએ તો વાતવાતમાં ડરીને ચાલવું. કારણ લોક સારા હોતા નથી!!...ને...

ને સરરર્ કરતી મોટર ઑફિસર્સ ક્વાર્ટર્સ આગળ ઊભી રહી ગઈ! લીલી ટોપી, લીલો કોટ ને લીલી અધીં ચડ્ડી પહેરેલા પેલા પટાવાળાએ બહાર નીકળી બારણું ખોલ્યું ને તરત જ મને છેલ્લો વિચાર આવી ગયો. જે પટાવાળાને હું ઓળખતી ન હતી તેને જ પપ્પાએ ના મોકલ્યો હોત તો કદાચ હું આટલી બી જાત નહિ...હવે લાગે છે આ વિચાર પણ પારકાથી બીને ચાલવું તે શિખામણ ઉપર જ આધા-રિત થયેલો હતો!...પણ...બારણું ખૂલ્યું ને પાંજરા-માંથી પંખી છૂટે તેમ લગભગ ભુસ્કો મારી મોટરમાંથી હું કૂદી પડી! ને પગથિયા કૂદાવી ઓટલે ચઢી, આગલા ખંડમાં ઘૂસી હીંચકા પર ધબ્બ કરતી બેસી પડી. મને થયું હા...શ ઘર આવ્યું...કેટલો મોટો ભયનો પર્વત જાણે માથેથી દૂર થયો તેવું લાગતું હતું!! ને પપ્પા તો નિરાંતે બહાર વાતો કરતા હતા. અરે મારી બેગ લાવવાની પણ હું ભૂલી ગઈ...આમ યાદ કરું છું ત્યાં તો પેલો અજાણ્યો પટાવાળો 'બૂન તમારી બેગ' કહી બેગ મૂકી ગયો. ને બાપુજીએ અંદર આવતાં મને પૂછ્યું 'કેમ ઈલા?' ને બીજા બારણામાંથી બા પ્રવેશ્યાં—ને જવાબ આપ-વાને બદલે હું ડુસકે ડુસકે રડી પડી...ને બાપુ બોલ્યા: 'તારી બા નકામી ચિંતા કર્યા કરે છે, પણ તને શું થયું? કેમ બેન?'

ને નાનકડા બાળક માફક ગભરાતાં મેં બા સામે જોઈ જવાબ આપ્યો: 'કંઈ નહિ મને લાગ્યું તમે વઢશો. મને બીક લાગી...'

'આવી બીકણ ક્યાંથી થઈ? ખરેખર તારી બાએ તને હદઉપરાંત ભયના ઉપદેશ કરી મૂક્યા છે. ને મારું તમે લોકો સાંભળતા નથી. તારે તાર કરવો 'તો, બીકણે સાહસ ન કરવું.' પિતા બોલ્યા...ને...

ને હૃદય ખાલી કરવા હું વધુ રડી...ને યાદ આવતાં બોલી 'બાપુજી પર્સ તો મોટરમાં રહી ગઈ!'

શાંત ચિત્તે તેમણે જવાબ આપ્યો. 'કંઈ નહિ; બેટા. શાંત થા પે'લાં' ને બા પ્રત્યે કહ્યું. 'એને જરા પાણી બાણી આપ...'

'લ્યો પીઓ પાણી...ભણવા ગયાં 'તાં, એક ભણતાં જ આવડયું છે જહાનમાં જાય તારો નંબર. પર્સમાં કેટલા રૂપિયા હતા?'...બા ગુસ્સો ને ચિંતા કરતાં બોલ્યાં.

'એને એમ ધમકાવ નહિ. કેવી બીકણ કરી મૂકી



છે ? ! આત્મવિશ્વાસ રાખતાં તો શિખવાડવો પડે. બીકમાં જ બધું માર્યું જાય છે.'..... પિતાએ બાને કહ્યું.

ત્યાં તો...'આ લો બેનની પર્સ' કહેતાં ડ્રાઈવરે આવી મારી સામે પર્સ મૂકી ને સાહેબને વાંકા વળી સલામ કરી ઊભો રહ્યો. ને થોડી વારે બોલ્યો. 'રજા આપો સાહેબ, જાઉં ?'

'હા ભા, તું તારે જા.' બાપુજીએ કહ્યું.

તેને જતો હું જોઈ રહી, મારું મન આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયું. તે ગયો છતાં મારી સામે આવી કહેતો હોય તેવું મને લાગ્યું.

'બેન તમારી પર્સ !'......છતાં બા તો બોલતી હતી...!...

'ગણી જોને પૈસા'...

ને મેં પે'લી જ વાર બા સામે ક્રાન્તિ પૂકારી—ભય ને સાહસ વચ્ચે ઝોલા ખાતું મન સાહસ તરફ ઝૂકયું—ને મેં પર્સ બા તરફ ઊઠાવી કહ્યું—'ગણ તારે ગણવા હોય તો, બધા કંઈ ખૂરા હોતા નથી !'

'લ્યો, તું મને શિખામણ દેવા બેઠી !' ને બાપુજી પ્રત્યે કહેવા મંડી, 'આને તો તમે બગાડી મૂકશો'...

ને મેં કોઈ ધ્યાન ન આપતાં મુક્ત પંખી વિહાર કરે તેમ જોરથી હીંચકા ખાવા માંડ્યાં—ને મન દોડ્યું પેલા એકલ સ્ટેશન પર ફરીથી પેલી એકલ મુસાફરીનો આસ્વાદ માણવા...



કાન્તિલાલ ઠાકર

## હે ગુલબદન

હે ગુલબદન !
તારા ચમનમાં
ખુલખુલો ગાતાં કવન,
ને લાખ લાખો જિંદગીઓ
મિલમાં કે ખેતમાં,
લોહીના ટીપેટીપે
મહેલાત રચતી જેમની,
તે દુનિયામાં માણવાનો
હક્ક કદી ના તેમનો.

પુષ્પ ઝાંખું લાગતું
જેની જુવાની દેખતાં
તે યૌવનાના લોહીને
દારિદ્ર પી જાતું સદા;
ઉન્મુક્ત જેના હાસ્યથી
સૃષ્ટિ હસીને નાચતી
તેના ગુલાબી ગાલ પર
આજે બિમારી રાજતી.

ને મહેફીલો જે માણતા
તેના દિલે પશુતાતણા
રંગ લાગ્યા છે ઘણા;
ને દ્રવ્યને ઝાંખું કરી
નિજ વાસના જેવું ફરી
લાખો ખરીદી જિંદગીને
ડંખી દેતા વિષથી.

વિકૃતિ એના દિલે
બસ એક છે પૈસાતણી,
ત્રાજવું તેનું કરી
તે માપતા દુનિયા બધી.

વ્યભિચાર ને લક્ષ્મીતણો
લઈ સાથ, જીવન બાંધતા;
સત્ય, સુંદર, શિવને
લક્ષ્મીથી તે માપતા.

વિકૃતિ જે આ બધી
ન નાશ તેનો જ્યાં લગી
ત્યાં લગી હે ગુલબદન;
જે ખુલખુલો ગાતાં કવન—
સંદેશ તેમાં ના કદી
માનવીની મુક્તિનો;
સત્ય, સુંદર, શિવનો
સાથ તેમાં ના કદી.

હે ગુલબદન !
છો ગાન ગાતાં ખુલખુલો
તારે ચમન.



નાથાલાલ દત્તાણી

# શબરીનાં બોર

ભક્તિથી તરબત્તર શબરી ભગવાન રામચંદ્રજી માટે બોર વીણવા બેઠી. પણ બોર ચાખ્યા વિના ખાટાં-મીઠાંની ખબર કેમ પડે? ચાખેલાં એંઠા બોર ભગવાને જે પ્રેમથી આરોગ્યાં તેવાં જ મીઠાં સુવાક્યો અહીં ઊર્મિના વાચકો માટે ભાઈશ્રી દત્તાણીએ રજૂ કર્યાં છે......

મહત્વાકાંક્ષાની બીજને પુરુષાર્થ જ સિદ્ધિની પૂર્ણિમામાં પલટાવે.

*

આત્મદર્શન એ જ્ઞાન-મંથનનું નવનીત છે.

*

ત્યાગ વગરનો પ્રેમ કેવો?

*

સદ્‌ગુણનેય એની પોતાની સુવાસ હોય છે.

*

અન્યના ગુણોની અદેખાઈ કર્યે એ તમારામાં નહિ પાંગરે.

*

સુખની સેજ ઘણીવાર પ્રમાદ-નિદ્રાની જનેતા બની રહે છે.

*

માણસ જ્યારે જરૂરિયાત કરતાં અનેકાધિક મેળવવા મથે છે ત્યારે એ દુઃખની વણમાગી ભેટ મેળવે છે.

*

પ્રેમ, પ્રેમ જ રહે છે—સંયોગમાં તેમ જ વિયોગમાં; તેમ જ દુઃખમાં!

*

તૃષ્ણા અને લોભ છે ભગિની-ભ્રાતા!

*

ક્રોધના કંસનો વધ કર્યા વગર કરુણાના કૃષ્ણને કેમ પમાય?

*

ચિરઃભક્તિના વજ્રને ત્યાગીને મુક્તિના વૈકુંઠે કોણ જાય?

*

તાંડવ કરતાં પહેલાં નીલકંઠ બનવું પડે.

*

આકાશ 'કૃષ્ણ' બને—ધરતી તો 'વૃંદાવન' બને!

*

યુદ્ધને પ્રેમના આયુધે જીતે એ બુદ્ધ!

*

અમાસ કજ્જલશ્યામ હોય છે, તો તેમાં નવલખ તારાઓ પણ ક્યાં નથી હોતા?

*

માણસ હોદ્દાને દીપાવે છે, હોદ્દો માણસને નહિ.

*

પારકાનું દુઃખ દૂર કરવું એ પણ એક પ્રકારનું સુખ જ નથી શું?

*

ખરેખરી જરૂરિયાતથી વિશેષનો સંગ્રહ કરવો એ પણ ચોરી જ છે.

*

મતભેદ હોવા છતાંયે મૈત્રી હોઈ શકે છે.

*

સાચા દાતાનું સર્વશ્રેષ્ઠ દાન: કોઈ યાચક જ ન રહે એ માટેનો સક્રિય પ્રયત્ન!

*

પૂનમ બનતાં પહેલાં બીજ બનવું પડે.

*

ક્રોધ એ રાહુ છે, જે તમારા ઉલ્લાસ-ચંદ્રને ગ્રસે છે.

*

રામ તમારાયે એંઠાં બોર આનંદથી આરોગે—ભક્તિ તમારી, શબરી બને તો!

★



# ગૃહ મંગલ

મનુષ્ય એ વિચારશીલ વ્યક્તિ છે. એની એ વિચારવાની શક્તિને કારણે બુદ્ધિ, ઇચ્છાશક્તિ અને લાગણી—એટલે કે મનુષ્ય-સ્વભાવ પલટો અનુભવે છે. વિચારો હમેશાં પરિવર્તન ઇચ્છે છે, સ્વયંવૃદ્ધિ ઇચ્છે છે. મનુષ્ય તે દ્વારા પોતાના આત્માની ઉન્નતિ ઇચ્છે છે પણ એને માટે પણ સંજોગોને આધીન તો થવું પડે છે.

ધારી લીધેલી ઉન્નતિ કરતાં કરતાં ક્યારેક બીજાંને ભયંકર સ્થિતિમાં મૂકી દેનાર સ્વભાવ-રૂપી માનસથી ચેતવાની પણ એટલી જ જરૂર રહે છે. વિચારશક્તિમાં જરૂર પરિવર્તન થવાનું પણ એ પરિવર્તન દરેક વખતે ઉચ્ચ સ્વરૂપ ન પણ ધારણ કરે. અને તેવે વખતે એવું માનસ પલટાઈ જાય જેની બીજાને કલ્પના પણ ન હોય, એટલે કે સ્વભાવ સંજોગોને આધીન થાય છે. આપણાં મનોમંથનને આધીન એનાં સંવેદનો હોય છે. તેમાંય ક્યારેક પ્રેરણા અગત્યનો ભાગ ભજવે છે એવે વખતે આપણે કોઈ પણ વ્યક્તિનો માનસપલટો કલ્પી શકીએ પરંતુ આપણે ન કલ્પી શકીએ તેવું પરિવર્તન આપણને આશ્ચર્યચકિત બનાવી મૂકે છે એ પણ સ્વાભાવિક રીતે બનતું હોય છે, અને આપણને સાચી વ્યક્તિનું માનસપૃથક્કરણ કરવાની ધગશ જન્મે છે.

વ્યક્તિનું માનસ ભલે પલટો અનુભવે, તેનું વર્તન પરિવર્તન પામે છતાંપણ એક વખત જે જે વ્યક્તિઓને સત્કારી હોય, જેને માટે સાચી લાગણી જન્મી હોય અને તાદાત્મ્ય અનુભવ્યું હોય તેવી વ્યક્તિ સાથેનો ઠંડો પ્રતિકાર વ્યાજબી નથી જ.

આપણને કોઈની જરૂર જ નથી પડવાની એવું માની લેવું તે બરોબર નથી. સમાજ અને સામાજિકતા તો માનવજીવન સાથે સંકળાયેલાં છે. માનવજીવનની શરૂઆતથી જ તે સામાજિક વાતાવરણ અને સમાજમાં ચોક્કસ સ્થાન લઈ લે છે, સમાજથી દૂર રહીને કે તેને ધિક્કારીને આત્મસંતોષ કે આત્માની ઉન્નતિ સાધી લેવી એ ક્યારેય સંભવે નહિ. કઈ ઘડીએ કોની જરૂર પડવાની છે તે જેમ કહી શકાતું નથી તેમ બધાંથી દૂર ને દૂર રહીનેય તે કોઈને ક્યારેય ચાલતું નથી. માણસને માણસ વિના ચાલવાનું નથી, તેની જરૂર પણ પડવાની જ છે અને એટલે જ આપણે બીજા પાસેથી કંઈ પણ ન મેળવી શકીએ તો ય બીજાને આપવાની વૃત્તિથી પણ બીજા સાથે સંબંધ જાળવવો રહ્યો. અને એમ માની જ શા માટે લેવું કે સામી વ્યક્તિ પાસેથી આપણને કંઈ મળવાનું જ નથી !—મેળવનારમાં આવડત હોય તો પેલા ભગવાન દત્તાત્રય જેમ તુચ્છમાં તુચ્છ જીવ પાસેથી પણ ઘણું મેળવે.

## અસામાજિકતા

ખૂબ ભણેલાં એટલે કે ભણીને પારંગત થયેલાં નીલાબેન સાથે મારે મારી એક બેનપણી ઈલા મારફત ઓળખાણ થયેલી. એમને સમયની ખૂબ કિંમત. સમયની કિંમત અને તેનો સદુપયોગ થતો હોય તે તો સૌ કોઈને માટે વખાણવા જેવું છે. નીલાબેન તેમના કામમાં ખૂબ જ નિયમિત. એમણે ધાર્યું હોય તે કામ અચૂક કરે. મને પણ એમની આ નિયમિતતા ખૂબ ગમી ગઈ. ભણેલું જાળવી રાખવા અને નવું ને નવું મેળવવાની તેમની વૃત્તિ પર હું આફરીન થઈ ગઈ. તત્ત્વજ્ઞાનનો એમનો મુખ્ય વિષય. ઈલાના ઘરમાં સૌને આધ્યાત્મિક જીવનમાં—વાતોમાં વધુ રસ, એટલે નીલાની કંપની તે કુટુંબને અનિવાર્ય બની ગઈ.

આમેય નીલા અને ઈલાના અભ્યાસના વિષયો અલગ અલગ હોવા છતાં બેઉ બેનપણીઓ વચ્ચે સામ્ય સારું હતું, અને હવે તો નીલાએ પોતાનું સ્થાન ઠીક ઠીક જમાવ્યું હતું. એને પણ આધ્યાત્મિક વાતો સમજાવવામાં ખૂબ આનંદ આવતો. નીલા ઘણુખરું ત્યાં જ રહેતી. નાના બાળકથી માંડીને ઈલાની બા સુદ્ધાં નીલાને પૂછ્યા વગર કંઈ જ ન કરે. નીલાએ આવીને આખાય ઘરને પલટી નાખ્યું. નીલાબેન કહે ત્યારે જ નવી વસ્તુ ઘરમાં આવે. મતલબ કે એમને પૂછ્યા વગર એક ડગ પણ ન ભરાય.

નીલા વ્યક્તિસ્વાતંત્ર્યમાં માનતી હતી અને પોતે પોતાના કોઈપણ અંગત કાર્ય માટે સંપૂર્ણ સ્વતંત્ર છે અને તેમાં સફળતા મેળવવા માટે તેના પિતૃઘરેથી તેને સંપૂર્ણ સ્વાતંત્ર્ય હતું. તેની જિંદગીના મુખ્ય પ્રશ્નમાં હજુ તે સફળતા પ્રાપ્ત કરી શકી નહોતી. ક્યારેક તો તે ખૂબ જ વિચારવંટોળે ચડી જતી. પરંતુ એ પોતાને યોગ્ય પાત્ર આજસુધી ન જ મેળવી શકી. જોકે એનો આખોય સમય નક્કી કરેલી ઢબે કામમાં વ્યતીત થતો હતો. તે નોકરી પણ કરતી હતી અને બાકીનો સમય પોતાના વાંચનમાં અને કુટુંબની વ્યક્તિઓની સાથે ચર્ચામાં ગાળતી.

પરંતુ હૃદયના એક ખૂણામાં ભરાઈ પડેલો જિંદગીનો અસંતોષ એમ કંઈ છટકી ન શક્યો. દરેક વ્યક્તિ પોતાનું કોઈ હોય તેમ ઇચ્છે છે. તેને પોતાનું ઘર અને તેમાં પોતાનું જ વર્ચસ્વ જમાવવાની કુદરતી પ્રેરણા હોય છે જ. નીલાનો એ અસંતોષ અજ્ઞાતમનના એક ખૂણામાં ઘર કરીને બેઠેલો જ હતો. પોતાનું સ્વાતંત્ર્ય ન હણાય તે રીતે તેણે તેના આંતરરસને ઝરવા માટેનું સ્થાન સ્થિર કર્યું. યોગ્ય પાત્રના અભાવે પોતાનું ધ્યાન તેણે બીજી દિશામાં કેન્દ્રિત કર્યું.

ઈલાના કુટુંબમાં પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય તે બરાબર જમાવી શકી. ઈલાની બા, ભાઈ ભાભી અને નાનાં ભાંડુઓ પણ એમની સાથે એટલાં તો હળી ગયેલાં કે એમને પૂછ્યા વગર એક ડગ ન ભરતાં. રસોડાથી માંડીને કુટુંબની કોઈપણ જરૂરિયાતમાં—એનો અભિપ્રાય—પસંદગી પ્રમાણે જ ચાલતું. એ કુટુંબ ઉપર ધીરે ધીરે નીલા વર્ચસ્વ જમાવી બેઠી અને પોતીકાની અધૂરી રહેલી ભાવના ત્યાં સંતોષી શકી. વ્યક્તિસ્વાતંત્ર્યની આગ્રહી

નીલા પોતે ભૂલી ગઈ કે એના જેવો જ એ અધિકાર બીજી વ્યક્તિઓને પણ હોય છે. આધ્યાત્મિકતાની સાથે એ સ્વાતંત્ર્ય પણ ખીલવવા દેવાની જરૂર છે જ. સાથે સાથે એ પણ જોવાનું રહે છે કે સંસારમાં રહીને વ્યવહારિક સંબંધોથી અળગા થવું તે પણ સમાજની દૃષ્ટિએ અને આપણી પોતાની દૃષ્ટિએ પણ યોગ્ય નથી.

## આત્મછિદ્રોનાં આવરણ

કેટલીક વ્યક્તિઓને પાણીના પોરા માફક વ્યક્તિદોષ જોવાની ટેવ હોય છે. જ્યારે કેટલીક વ્યક્તિઓ દોષ જોવા કરતાં તેનો ગુણ કયો છે તે પહેલું જોઈ લે છે અને તેના એ ગુણના વખાણ કરતાં ધરાતા નથી. એક કવિએ સાચે જ ગાયું છે:—

'રાઈ જેવા પરચ્છિદ્રો દુર્જનો બહુ દેખતાં,
બીલાં જેવાં આત્મછિદ્રો ક્યારેયે ના પેખતાં.'

કંચનબેનને કોઈના પણ કામની કદર નહિ. પાછું એવું પણ ખરું કે અણીને સમયે તે ખૂબ સરસ કામ કઢાવી લે અને એ વખતે તો વખાણ કરવામાંથી જ ઊંચાં ન આવે. આપણી કલ્પનામાંય ન આવે તે રીતે તે પોતાના બનાવી લે. આપણને, ક્યારે તે વિફરી ઊઠશે તે સમજાય જ નહિ. એક એમના સાગરિત એમણે રાખેલા. તેની પાસેથી બધી જ વાત મેળવી લેવાની. તે જેવી ફરિયાદ કરે તે ઉપર એમના વર્તનનો આધાર. એમની એ માનીતી વ્યક્તિ સિવાય બીજી કોઈ જ કામ નથી કરતી એમ લાગ્યા કરે.

એ કમળાને બસ આખો દિવસ કોઈની કુથલી કરવા બેસાડી હોય તો ઊભી થાય જ નહિ. પોતાને સોંપેલું કામ રઝળતું મૂકીને પણ, અરે તાત્કાલિક સોંપવાનું હોય તે પણ બીજાના ઉપર ઢોળીને, એટલે કે બીજાના દોષો બતાવી પોતે દૂર જ રહી જાય.

કંચનબેનના કમળા ઉપર ચારે હાથ. એટલે એ કહે તે બધું જ સત્ય માની લે. કેટલીય વાર અર્થનો અનર્થ કરી કંપનીમાં ચર્ચાનો વિષય બનાવી મૂકે. પછી તો આંખમાં ખૂંચેલી વ્યક્તિનું આવી જ બન્યું. હમેશાં તેની સાથે તકરાર ચાલ્યા કરે. છેવટે એ વ્યક્તિ જો દબાયેલી રહેવા ઇચ્છતી હોય તો જ ત્યાં રહી શકે નહિતર એનું ગજું નહિ.

પોતાની નબળાઈ દેખાઈ ન જાય અને બીજાં પોતાનું સ્થાન જમાવી ન બેસે તેનો આ મોટો તરીકો તેમણે હસ્તગત કર્યો હતો.

## સામાજિક વિકાસ

સર્જનો હમેશાં નાની વ્યક્તિઓ કેમ ઉપર આવે તે તરફ ખૂબ ધ્યાન આપતાં હોય છે. ઘણીવાર એમ લાગે છે કે જાણે એ કાળ જ પલટાઈ ગયો છે અને કોઈ સારું નીરખી જ નથી શકતાં. ઈર્ષાએ એવું તો ઘર જમાવ્યું છે કે ત્યાં બીજા કોઈને સ્થાન ક્યાંથી! પરંતુ અહીંયા જ આપણી મોટી ભૂલ છે. હજુપણ એવા સંપર્કમાં આવીએ છીએ ત્યારે ખરેખર આપણી જાતને આપણે ધન્ય માનીએ છીએ! હું એવી ઘણી વ્યક્તિઓના સંપર્કમાં આવી છું અને મને પણ ત્યારે ખ્યાલ આવ્યો કે નાનામાં નાના કામની પ્રશંસા કરનાર પડ્યાં છે ખરાં.

આ પ્રશંસા એ જ કરી શકે કે જેને કીર્તિનો લોભ નથી, ઈર્ષાનું પ્રબળત્વ જેના સ્વભાવને નથી રમાડી શકતું અને પોતાનું દિલ મોટું રાખી શકે છે. અને એ પ્રશંસા કેટલો મોટો લાભ વ્યકિતના જીવનમાં અર્પી જાય છે, કોઈક એક ખૂણે બેઠેલી લઘુગ્રંથિ નાશ પામે છે, કામમાં ઉત્સાહ પ્રેરે છે, જોમ ઉત્પન્ન થાય છે અને તે વ્યકિતને નવું કાર્ય કરવાનો રસ જાગૃત રહે છે.

ઘણીવાર એવું બને છે કે આપણા કામથી આપણી પોતાની જાતને સંતોષ થતો નથી. ક્યારેક આત્મવિશ્વાસ નથી ઉત્પન્ન થઈ શકતો. તેવે વખતે અને તેમ ન હોય તો પણ સજ્જનોની આ પ્રશંસા ખૂબ આવકારદાયક થઈ પડે છે. નાનામાં નાના કામની કદર કરવી એ વધુ કામ કરાવવાને ઉત્તેજન આપે છે, પ્રેરણા આપે છે અને તેમાંથી કંઈક નવું જ ઉત્પન્ન કરી શકવાની શકિત પણ પ્રેરે છે. જિંદગીની શરૂઆતનાં પગથિયાંમાં આવી વ્યકિતઓનો સહકાર આશીર્વાદરૂપ નીવડે છે.

સમાજની દરેક વ્યકિત ઈર્ષાને ભૂલી જઈ બીજાની કદર કરી જાણે તો આજે સમાજને નહિ મળતી કેટલીયે નવી વ્યકિતઓ તે મેળવી શકશે. સમાજનું કાર્ય વિકસિત થશે—આપણો સમાજ વિકાસને પંથે આગળ વધશે.

## બાળવિકાસનો પાયો

વિમળાબેનને એવી ટેવ કે તેમનો બે વરસનો કેતુ કંઈપણ કરતો હોય તો તરત તેને રોકી દે, ક્યારેક તો ધમકાવે પણ ખરાં અને ઘણીય વખત કેતુની રમતની વસ્તુઓ છીનવી પણ લે. કેતુના વિકાસમાં આ એક ખૂબ મોટો અવરોધ ઊભો થાય છે તેનો વિમળાબેનને ક્યારેય ખ્યાલ પણ નહોતો આવતો.

એક દિવસ કેતુને લઈને વિમળાબેન મારે ઘેર આવ્યાં. બાળસહજ તોફાની વૃત્તિ અને વિમળાબેનની રોકટોકને કારણે કેતુને મારે ઘેર જરા છૂટ જેવું લાગતું. વિમળાબેન ને હું વાતો કરતાં હતાં ત્યાં તો કેતુએ ટેબલ ઉપર ચડીને ટાંકણિયામાંથી ટાંકણી લીધી ને કાગળ દબાવવાનું કાચનું પેપરવેઈટ લીધું. મારું ધ્યાન કેતુની એ પ્રવૃત્તિ તરફ હતું. ટાંકણી લઈને તેણે તો ટેબલ ઉપર રાખીને કાચના પેપરવેઈટથી ઠોકવા માંડી.

વિમળાબેનની નજર અવાજ થતાંની સાથે કેતુ તરફ ગઈ અને ધુંવાપુંવા થતાં જોરથી કેતુને બૂમ પાડી ઊઠયા. કેતુના આ વિકાસની આવી રીતની રૂંધામણ મારાથી ન જોવાઈ. મેં ઊઠીને ઘરમાંથી એક નાની એવી લાકડાની હથોડી, એક ખીલી અને એક પોચા લાકડાનો ટુકડો લાવીને કેતુને આપ્યાં. અને બીજા રૂમમાં એક જગ્યાએ બેસાડીને તેને રમવા માટે સમજાવીને કહ્યું. કેતુએ અધૂરું રહેલું કામ જોઈતાં સાધનો મળવાથી પૂરું કર્યું. પણ વિમળાબેનને આ ન ગમ્યું.

વિમળાબેનને મેં સમજાવ્યાં ત્યારે દલીલ કરી કે, 'આપણે તે કે કંઈ સુથાર ઓછાં છીએ કે આપણા છોકરાને અત્યારથી ખીલીઓ ઠોકવાનું શીખવીએ?' મેં કહ્યું કે, 'એમાં સુથાર થઈ જવાની જરાય દહેશત રાખવાની જરૂર નથી. બાળકને એકાગ્રતા, નિશાન તાક-



વાની વૃત્તિ અને પ્રવૃત્તિપરાયણતા શીખવવા માટે આવી નાની નાની બાબતો ખૂબ મોટો ભાગ ભજવે છે. અને કેતુ દાંતનો દાકતર થઈને તેની આ એકાગ્રતાનો ઉપયોગ કેમ નહિ કરે? અથવા તો ઇજનેર થઈને પણ આવી એકાગ્રતાને કામયાબ બનાવે. બાળક જ્યારે જ્યારે કુદરત પ્રેરિત કાર્યોમાં પરોવાય ત્યારે આપણે તેમને રોકવું જોઈએ નહિ, પણ તેની જરૂરિયાતને વેગ મળે તેવી અનુકૂળતા કરી આપવી જોઈએ.'

વિમળાબેનને તે દિવસે તો બાળકોને બગાડવાની મારી આ શિખામણ ન રૂચી, પણ છએક મહિના પછી તેમનામાં થયેલા પરિવર્તને તે ખુશ થતાં થતાં મારી પાસે આવીને બોલ્યાં: 'બહેન તમારો ઉપકાર તો હું ભવોભવ નહિ ભૂલું. કેતુને હવે તમારી રીતે ઉછેરવાની મેં શરૂઆત કરી છે અને એને કારણે એના સ્વભાવમાં, રીતભાતમાં મોટું પરિવર્તન થતું દેખાયું છે. મને બાળઉછેર વિષે બીજી વધુ વાતો હવે કહેજો.' કહીને એ વખતે એ ગયાં ત્યારે એમનો અવર્ણનીય આનંદ અને સંતોષ મેં જોયો તેથી હુંય ખુશ થઈ.

## કથીરમાંથી કાંચન

રસીલા જ્યારે હોય ત્યારે કંઈ ને કંઈ બળાપા કાઢ્યા જ કરે. કોઈનું તે ન તો સારું જોઈ શકે કે ન કોઇનું સારું સાંખી શકે. એમ ને એમ એ એવી તો લેવાતી ચાલી કે તેનું કલુષિત મન શરીરને પણ નબળું બનાવતું ચાલ્યું. ધીમે ધીમે તે એવી તો નબળી બનતી ગઈ કે શારીરિક વિકૃતિઓ તેના શરીરને ઘેરી વળી. કેટલાંયની પ્રિય રસીલાને હવે તો કોઈ બોલાવવા પણ તૈયાર થતું નહોતું.

રસીલા ઘણી વખત આ પછી પસ્તાતી હતી અને કેટલીય વાર મારી પાસે આવીને હૈયાવરાળ ઠાલવતી. તેનું દુઃખ જોવા જઈએ તો કંઈ નહોતું અને છતાંય તે કોઈથી સુધારી શકાય તેમ પણ નહોતું. રસીલાની ખામી હું બતાવું તોય તે દૂર કરી શકે તેમ નહોતી. અને અંતે એક દિવસ રસીલાએ એવી તો આખરી પથારી પાથરી કે તે તેમાંથી બેઠી જ ન થઈ શકી.

મરણપથારીએ પડેલી રસીલા પ્રાયશ્ચિતથી એવી તો નહાવા લાગી કે જાણે તેનું મલિન મન કાંચન જેવું શુદ્ધ થવા લાગ્યું. ધીમે ધીમે એ કાંચને જ તેના દિલ સાથે સાથે દેહને પણ શુદ્ધ કર્યો. અને કથીરમાંથી કાંચન બનેલી રસીલા એક નવું જ જીવન પ્રાપ્ત કરી ચૂકી. જાણે પહેલાંની રસીલા હતી જ નહિ. આત્મશુદ્ધિ અનુભવેલી રસીલા સર્વપ્રિય બની જતા વાર ન લાગી.

★

'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

# સર્જનના રાહે



બાદલ છાયા :

[લે. સારંગ બારોટ, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબાઈ, ર. રૂ. ૩/૫૦.]

યુનિવર્સિટીની ઉપાધિ વિનાના ત્રણેક જાણીતા ગુજરાતી લેખકોમાં શ્રી. સારંગ બારોટ પણ એક છે. છેલ્લાં થોડાંક વર્ષોમાં સાહિત્ય ક્ષેત્રે ઠીકઠીક કૂચકદમ કરીને—ચાર નવલકથાઓ ને ચાર વાર્તાસંગ્રહો ગુજરાત સમક્ષ ધરીને—નોંધપાત્ર લેખકોમાંના એક તરીકે એમણે સ્થાન મેળવ્યું છે.

ઉત્તર ગુજરાતના ગ્રામજીવનની સમસ્યાઓ ઉપરથી દૃષ્ટિ ઊંચકીને એમણે કોઈ નવા વિષય—ને તે પણ હિપ્નોટિઝમના—ઉપર સ્થિર કરી છે. આ હિંદી નામધારી નવલકથા ગુપ્ત વિદ્યા ને હિપ્નોટિઝમના ક્ષેત્રમાં કાંઈક ઊંડી જતી હોવા છતાં એ જાસૂસી નવલકથા જેવી નથી. હિપ્નોટિઝમના વિષયનો વાચકને પરિચય કરાવવાનો હેતુ, કોઈ પણ પ્રકારની માનસિક ખેંચતાણ ઊભી કરવાવ્યા વિના, એ સરસ રીતે પાર પાડે છે. વાર્તા લખતાં પહેલાં આ વિષયને લગતા પશ્ચિમના જાણીતા વિદ્વાનો—એલેક્ઝાંડર કેનન અને જ્યૉર્જ રાઈટ વગેરે—નાં પુસ્તકો એ વાંચી ગયા છે ને મંત્રતંત્ર અને અગમ્ય વિદ્યાઓમાં રસ ધરાવતા એમના કેટલાક 'વિદ્વાન' મિત્રોની સાથે પણ વિગતો ચર્ચી છે, આથી નવલકથા વધુ આધારભૂત બની છે.

પેટનો ખાડો પૂરવા અર્થે જાતજાતના જે ધંધા હિંદમાં લોકો કરે છે એમાંનો એક હિપ્નોટિઝમનો પણ છે. નામે તથા વર્તને વિચિત્ર એવા પ્રોફેસર ઝંડી તથા તેમની સાથી મોહિની; પ્રીતમ નામના એક બેકાર ચિત્રકારને સાધે છે—એને હિપ્નોટાઈઝ કરી એક પૈસાદારનું ખૂન કરવા ને એની મિલકત ઓહિયાં કરવા. મોહિની પ્રીતમને વશ કરવાને બદલે પોતે જ એના પ્રેમમાં પડી જાય છે ને એને પ્રોફેસર ઝંડીની આ ભયંકર પકડમાંથી છોડાવવા પુરુષાર્થ કરે છે. એ કાર્યમાં એને પ્રીતમના મિત્ર નિરંજનનો સહકાર મળે છે ને કેટલીય મથામણને અંતે પ્રીતમ બચી જાય છે, પેલો પૈસાદાર શેઠ પણ બચી જાય છે ને પ્રોફેસર ઝંડી એની બીજી સાગરિત ખ્રિસ્તિ છોકરી સાથે નાસી જાય છે. વાર્તા સાવ સાદી છે; પરંતુ એનું ઘડતર કુશળ રીતે કહીને વાચકનું મન લેખક ઠેઠ સુધી પકડમાં રાખે છે. પ્રીતમ અને મોહિની વચ્ચેના રસિક વાર્તાલાપો લેખકના વિવાદશક્તિ પરના સુંદર કાબૂનો પરિચય કરાવે છે. હિપ્નોટિઝમની પદ્ધતિ વિષેની ઝીણી વિગતોનો ઉલ્લેખ પણ એ વિષયનો પૂરતો અભ્યાસ લેખકે કર્યાની પ્રતીતિ કરાવે છે.

વાર્તામાં થોડી અસંદિગ્ધતા પણ ડંખે એવી છે. મોહિની જેવી ચબરાક યુવતી પોતાના રમકડાસમા બની ગયેલા મદનલાલ શેઠને રૂબરૂ મળીને મીલ્ડ્રેડના પ્રપંચ વિષે વાત કેમ ન કરી શકી એ હકીકત નવાઈ ઉપજાવે એવી છે. વળી નિરંજન પોતે જ વારતહેવારે જુદી જુદી છોકરીઓ સાથે (પોતે પરિણીત હોવા છતાં) સિનેમા જોતો લેખકે પ્રારંભમાં ચીતર્યો છે. એ પાછળથી પોતાના મિત્ર પ્રીતમના એક છોકરી સાથેના વ્યવહાર વિષે આટલો ચિંતાતુર બને એ કેવું નવાઈભર્યું ? ટૂંકમાં નિરંજનનું પાત્ર રજૂ થાય છે એક સુખી ને રંગીલા યુવક તરીકે; પણ પાછળથી લેખક એનો ઉપયોગ પરિસ્થિતિ સમાલી લઈને બધું સીધું ઉતારનાર તરીકે કરે છે એ જરા વિચિત્ર નથી લાગતું ?

લેખકની શૈલી સુંદર હોવા છતાં એમણે વ્યાકરણના થોડા નિયમો જોઈ જવાની જરૂર છે. 'સ્વભાવના કારણે,' 'ટાઢના કારણે' વગેરેને બદલે 'સ્વભાવને લીધે,' 'ટાઢને લીધે' વગેરેનો ઉપયોગ કરે તો ? 'ના કારણે'નો પ્રયોગ ખોટી રીતે વારંવાર કર્યો



છે (પહેલાંની નવલકથાઓમાં પણ). અનુસ્વાર, જોડણી કે વિરામચિહ્નોની ભૂલો વગરનાં પાનાં દોહ્યલાં છે. ધારે તો આ ભૂલો લેખક જરૂર દૂર કરી શકે. હજુ વધુ કૌવતવાળું સાહિત્ય શ્રી બારોટ ગુજરાતને પીરસી શકશે એવી શ્રદ્ધા રાખવાને કારણ છે.

બહુરત્ના વસુંધરા :

[ લે. ઇશ્વરભાઈ પટેલ, પ્ર. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા. રૂ. ૨/- ]

વિશ્વભરની પ્રેરણાદાયક વ્યક્તિઓની તેજસ્વી જીવન રેખાઓ રજૂ કરતું આ પુસ્તક કિશોરો ને વૃદ્ધોમાં અવનવું ચેતન જગાવે છે. મહાન જીવન દુનિયામાં છાપે ચડેલા માણસો જ નથી જીવતા; નાનાં માનવી પણ જીવે છે એવી સરસ પ્રતીતિ આ પુસ્તક કરાવે છે ને આવું કાંઈક કરી જઈ જિંદગીની સુવાસ પાછળ મૂકતા જવાની પ્રેરણા આપે છે.

આમાં રજૂ થયેલાં જીવનચરિત્રો માત્ર એક-ક્ષેત્રીય નથી, જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં કાંઈક ને કાંઈક પુરુષાર્થ કરવાની વિશાળ તકો પડી છે, માત્ર સૂઝ ને દૃષ્ટિ હોય તો, એ હકીકત આ કથાઓ ચોટદાર રીતે છતી કરે છે. આપણા કિશોર વર્ગને આ પુસ્તક વધુ કાર્યવંત ને મહત્ત્વાકાંક્ષી બનાવશે એ વિષે શંકા નથી. વળી મૂળ અંગ્રેજી કથાઓની શૈલીને રસક્ષેપ કર્યા વિના ગુજરાતીમાં ઉતારવામાં અનુવાદક સફળ નીવડ્યા છે. મોટા ભાગના પ્રસંગો શ્રી. પટેલે Reader's Digest માંથી લીધા છે: પરંતુ ક્યાંય મૂળ લેખક કે સામયિકનું સૌજન્ય સ્વીકારવાની ઉદારતા એમણે દાખવી નથી એ એમને માટે ને પુસ્તકાલય સહાયક સહકારી મંડળી જેવી પ્રતિષ્ઠાવાન પ્રકાશક સંસ્થા માટે શોભાસ્પદ નથી.

હિંદની વસુંધરામાં જન્મતાં ને એમાં જ લીન થઈ જતાં બહુરત્નો આપણે શોધવા જવાં પડે એમ નથી. ખટપટિયા બનતા જતા આ જમાનામાં ઉદાર દૃષ્ટિ રાખીને આજુબાજુના માનવીનું સુગંધભર્યું જીવન જોવાની આપણા લેખકો ટેવ પાડે ને એની લહાણી સમાજને કરાવે તો બગડતાં જતાં મૂલ્યાંકનોને સુધારી લઈ શકાય. અમેરિકામાં 'રીડર્સ ડાઈજેસ્ટ' એવાં 'ન ભૂલી શકાય એવા પાત્રો' અમેરિકાના વિશાળ ભૂમિ પ્રદેશમાંથી શોધી શક્યું તો આપણે ન શોધી શકીએ? જીવન ચરિત્રો ને છાંએ ત્યાંથી કંઈક ઊંચા લઈ જાય એવા પાવન પ્રસંગો આલેખવામાં જ પ્રવીણ થવાનું ઈશ્વરભાઈ જેવા કોઈ લેખક નક્કી કરે તો ગુજરાતી સાહિત્ય ને સંસ્કારમાં કેવી ઝડપી વૃદ્ધિ થાય?

સુમંગલા :

[ લે. શિવકુમાર જોષી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ રૂ. ૧/૫૦ ]

૧૯૫૩ માં મુંબાઈ ગુજરાતી નાટ્ય લેખન હરીફાઈમાં બીજા ઈનામને પાત્ર ઠરેલું શિવકુમાર જોષીનું આ નાટક મનોરંજક અને રસમય છે. આખાય નાટકમાં પ્રધાન પાત્ર લીલાનું છે ને લેખક સૌથી વધુ સફળ થયા હોય તો તેનું પાત્ર ઉપસાવવામાં. વિધવા હોવા છતાં વૈધવ્યનું એને દુઃખ નથી કારણ કે એક મહાન આદર્શ માટે એનો પતિ મૃત્યુને વર્યો છે, પોતાના પિતાના બીજા લગ્ન માટે ઈર્ષાનો લેશમાત્ર ભાવ એના મનમાં નથી, ઓરમાન બહેન પ્રત્યે તીવ્ર હેત છે ને શંકા-આશંકાઓ ને પૂર્વગ્રહોને કારણે ખરાબે ચઢેલું ઘરનું નાવ એ પોતાના ચારિત્ર્યના પ્રભાવે સ્થિર રાખી પિતા પાસેથી ઘરની 'સુમંગલા'નું બિરુદ પ્રાપ્ત કરે છે. એની વિનોદવૃત્તિ વૈધવ્યને કારણે કરમાઈ નથી એ હકીકત પણ પ્રહસનરૂપ બનાવેલા ત્રીજા અંકમાં છતી થાય છે.

સદ્‌ગુણરાયનું પાત્રાલેખન કાંઈક અટપટું હોવા છતાં એમના મનમાં કાંઈક ગુનાવૃત્તિ ઘર કરી ગઈ છે ને ગૌતમના આગમન સમયે એ જે રીતે છતી થાય છે એ પ્રસંગ ઘડવામાં નાટકકારે ઠીકઠીક કુશળતા દાખવી છે. ગૌતમનું પોતાની ઓરમાન બહેન સલીલાને ભાણી માની બેસવું એ સાહજીક લાગવા ઉપરાંત સદ્‌ગુણરાયના મનની અવસ્થાને વધારનારું નીવડે છે.





આઠ વર્ષ સુધી વિલાયત રહેલો ગૌતમ ઘેર પાછો ફરે ત્યાં સુધી એને પોતાની સગી બહેનના વૈધવ્યના, પિતાના બીજા લગ્નના ને ઓરમાન બહેનના જન્મના સમાચાર ન મળે એ બેહૂદું લાગે છે. લડાઈ દરમિયાન હિંદ–ઈંગ્લાંડ વચ્ચે પત્રવ્યવહાર ઉપર એટલો અંધકારપટ ન હતો ને લડાઈ પછી પણ આઠ આઠ વર્ષે પત્ર લખવાની મળેલી તકનો ઉપયોગ સુશિક્ષિત સલીલા કે નાનો ભાઈ પ્રવીર ન કરે અને આઠ વર્ષ દરમિયાનમાં કુટુંબમાં થયેલા ફેરફાર વિષે ન જણાવે એ હકીકત સદ્‌ગુણરાયના કાંઈક સુધરેલા કુટુંબમાં અસ્વાભાવિક લાગે છે.

'સુમંગલાની પાત્રસૃષ્ટિ'માં પા. ૧૬ પર પ્રવીરની ને એની ઓરમાન બહેન સલીલાની ઉંમર અઢાર વર્ષની બતાવી છે ને સલીલાની માતા વિમળાની ઉંમર ૨૪ વર્ષની આલેખી છે; એટલે તાર્કિક દૃષ્ટિએ તો વિમળાએ ૭ વર્ષની ઉંમરે સલીલાને જન્મ આપ્યાનું સાબિત થાય! નાટકના પહેલા અંકમાં જ સદ્‌ભાગ્યે નાનકડી સલીલા તખ્તા પર આવતી હોવાથી નાટકકારે ઉંમર આલેખવામાં કાંઈક ગંભીર ભૂલ કરી હોવાની પ્રતીતિ વાચકને આપોઆપ થઈ જાય છે.

સૌથી દોઢડાહ્યું પાત્ર આખાય નાટકમાં કોઈનું હોય તો તે ડૉ. દિલીપનું. બત્રીસ વર્ષની ઠરેલ ગણાતી ઉંમરે કાંઈક ભણેલો ગણેલો ને પરદેશ આઠ વર્ષ વસેલો દાક્તર પ્રથમ મુલાકાતે જ એની જીભનો દોર આટલો છૂટો મૂકી દે એ કાંઈક ભારેખમ બનતા જતા નાટકનો રંગ બદલવા માટે નાટ્યકારને અનિવાર્ય લાગ્યું હશે? આખા અંકનો વાર્તાલાપ ચપળ છે, ખૂબ હળવો પણ છે; પરંતુ ધીમેધીમે ઉપસેલા ગૌતમના પાત્રને આ અંકમાં એવું ગૌણ બનાવી દીધું છે કે સ્વયંવર માટે આવેલી બટકબોલી રસિકા એવા જ બટકબોલા ડૉ. દિલીપને પસંદ કરવાને બદલે ગૌતમને કેમ પસંદ કરી ગઈ એની વાચકને જ નવાઈ લાગે.

નાટકમાં અંગ્રેજી શબ્દોની જોડણીની ભૂલો ક્યાંક ક્યાંક અર્થનો અનર્થ કરે એવી છે (દા. ત. પા. ૧૯) અને વિરામચિહ્નોની ભૂલો પણ ઓછી નથી. નાટક કરતાંય વધુ રસિક શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું 'પુરોવચન' ભોજન પહેલાં અપાતા ભૂખોત્તેજક (appetizer) જેવું છે.

બીજા અંકમાં સદ્‌ગુણરાયના હૃદયમાં પોતાની બીજી પત્ની વિમળા ને પુત્ર ગૌતમના સંબંધ વિષે સંશય ઉદ્‌ભવે એ પરિસ્થિતિ સર્જવામાં નાટકકારે કમાલ કરી છે; એવી જ રીતે ચોથા અંકમાં વાદળ વધુ ને વધુ ઘેરાવા દઈને એકદમ આકાશ સ્વચ્છ કરવામાં પણ નાટકકારે એટલી જ કુશળતા દાખવી છે. રસિકાએ પોતાની પસંદગી ગૌતમ પર ઉતારી છે એવી ડૉ. દિલીપની જાહેરાત સદ્‌ગુણરાયના મનમાં જન્મેલા વહેમને તત્કાળ દૂર કરવા માટે જરૂરી હોવા છતાં ધારી અસર જન્માવતી નથી. નાટકનો સુખાંત કરુણતાના ને ન સમજાય એવી બેચેનીના આછા સંસ્કાર મૂકી જાય છે.

**આત્મસિદ્ધિ શાસ્ત્ર:**

[મૂળ લેખક શ્રીમદ્ રાજચંદ્ર. સં. મુકુલભાઈ કલાર્થી. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૧/૫૦]

નાનપણથી જ ચમત્કારિક શક્તિઓ ધરાવતા શ્રી. રાજચંદ્રે 'આત્મસિદ્ધિ શાસ્ત્ર' રચીને આત્માને ઓળખવા માટે અને આત્મોન્નતિ કરવા માટે મુમુક્ષુ જીવે શું શું કરવું જોઈએ એનું સારું એવું વિવરણ કર્યું છે. વિવેક–અવિવેક, કર્મ–અકર્મ, સ્વાર્થ–નિઃસ્વાર્થ, કામ–નિષ્કામ અને વિદ્યા–અવિદ્યાની પરિભાષા ખૂબ જ સરળ શૈલીમાં સમજાવી હોવાથી મોક્ષપ્રાપ્તિ માટે ઝંખનારી માનવજાતિની ઘણી મૂંઝવણો આ પુસ્તક વાંચવાથી ટળી જશે.

મુકુલભાઈ કલાર્થીએ એવી મહાન ફિલસૂફીનું તારણ આ પુસ્તક સંપાદિત કરીને ગુજરાતી જનતાને આપ્યું છે. શૈલી ખૂબ જ સરળ છે અને ગંભીર દોહન સમજાવતી વખતે ઠેકઠેકાણે આવતાં દૃષ્ટાંતો પુસ્તકને રસમય બનાવવામાં ઘણી સહાય કરે છે.



## અબ્રાહમ લિંકન :

[ મૂળ લેખક એમિલ લડ્વિગ. અનુ૦ મગનભાઈ નાયક પ્ર. વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, મુંબઈ, ૨. રૂ. ૧/૫૦ ]

માત્ર ૧૪૮ પાનામાં લિંકન જેવા મહાન પુરુષનું જીવનચરિત્ર સમાવવું એ ઘણું જ કપરું કાર્ય છે; આમછતાં લડ્વિગ જેવા સિદ્ધહસ્ત લેખકને હાથે લખાયેલું, અમેરિકામાં ખૂબ લોકપ્રિય બનેલું ને વિવેચકોનો સારો આવકાર પામેલું પુસ્તક ગુજરાતીમાં ઉતારવા બદલ લેખક અભિનંદનને પાત્ર બને છે.

અબ્રાહમ લિંકનના બાળપણથી શરૂ થયેલું આ પુસ્તક એમના જીવનનાં વિવિધ પાસાંઓનું આલેખન કરે છે. કિશોરાવસ્થા ને યુવાવસ્થામાં વિકાસ માટે પસાર કરવી પડેલી વિવિધ સ્થિતિઓનું આમાં સચોટ ને યથાર્થ આલેખન છે. રાજદ્વારી ક્ષેત્રમાં પ્રવેશ્યા પછી પોતાની માતૃભૂમિને સ્પર્શતા અમુક પ્રશ્નો—રંગભેદ ને રાજ્યની એકતા—ને હલ કરવા માટે કરવા પડેલા મનોમંથનોનું આમાં તાદૃશ્ય આલેખન છે. સાથે સાથે અમેરિકાનાં સંસ્કૃતિ, ઇતિહાસ અને રીતરિવાજોના ઉલ્લેખ વાર્તારસમાં વધારો કરવા ઉપરાંત વાચકને ઘણું જ્ઞાન આપી જાય છે. પુસ્તકની શૈલી રસિક છે. અનુવાદ સરસ છે, માત્ર જોડણીની ભૂલો ક્યાંક ક્યાંક ખૂંચે એવી છે.

## ભક્તિસાગર :

[ સંગ્રાહક : શ્રી. ભભરામ ભગત, પ્ર. શ્રી. લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ. રૂ. ૨/– ]

અખા ભગત, નરસિંહ મહેતા, કબીર, સૂરદાસ, સાંઈ વલી, તિલકદાસ, ભોજા ભગત તથા અન્ય સંતોએ રચેલાં, ગાયેલાં ૧૮૧ પદોનો આ સંગ્રહ ગુજરાતી ભજન સાહિત્યમાં અનેરો ઉમેરો કરે છે. સંગ્રહમાંના મોટા ભાગનાં ભજનો હિંદીમાં છે પણ ગુજરાતી જનતામાં ખૂબ લોકપ્રિય છે અને ગુજરાતી જનતાએ એ બધાં પ્રેમપૂર્વક અપનાવેલાં છે.

ભભરામ ભગત પ્રખ્યાત ભજનિક છે અને રેડિયો સાંભળનારી જનતા એમનાથી સુપરિચિત છે. કુદરતી ઢબે કેળવાયેલા સાહજિક કંઠે ગાયેલાં અનેક ભજનો જીવનની તથા આત્મા પરમાત્માની ગહન ફિલસૂફી ખૂબ સરળ શૈલીમાં સમજાવી જાય તેવાં છે. મોટા ભાગનાં ભજનોના ઢાળ, તાલ વગેરે ભજનની શરૂઆતમાં આપ્યાં છે તેથી સંગીતના જાણકારને ખૂબ સરળતા પડશે.

## સાથિયા શૃંગાર :

[ ચિત્રકાર : ચંપકલાલ ગીલ્ટર. પ્ર. હરિહર પુસ્તકાલય, સૂરત. રૂા. ૧/– ]

ગુજરાતમાં કે મહારાષ્ટ્રમાં, બંગાળમાં કે મદ્રાસમાં— પ્રાંતે પ્રાંતે પર્વણીની ઉજવણી વેળાએ આંગણું લીંપી ગુંપીને, તેમાં જે અજબ કળાના રંગો પુરાય છે તે આપણી ભારતીય સંસ્કૃતિનું એક એવું અંગ છે કે જેમાં હરકોઈ પારંગત હોય જ. મુખ્યત્વે સ્ત્રીઓએ આ કળાને હસ્તગત કરી છે. કળાના એ રંગોની પણ એક વિશિષ્ટ પદ્ધતિ છે. દરરોજ સાથિયાથી શોભતું મહારાષ્ટ્રનું આંગણું કે ઘરનું પ્રવેશદ્વાર, દિવાળીના દિવસોમાં કે ઘેર કોઈ શુભ અવસર આવ્યો હોય ત્યારે ગુજરાતના ઘરનું આંગણું આપણામાં માંગલ્યની ભાવના જગવે છે અને એ રીતે આપણી સદ્ભાવનાને પણ પ્રેરે—પોષે છે.

આવા સાથિયા પૂરવા માટે ખૂબ જ સરળ થઈ પડે તેવી પદ્ધતિ આપણને આ બહુમૂલ્ય પુસ્તકમાંથી મળે છે. અનેક બિંદુઓને વ્યવસ્થિત રીતે જોડવાની જે રીત આ પુસ્તકમાં અખત્યાર કરી છે તે સીધી, સાદી, સરળ અને 'તરત ગળે ઊતરી જાય તેવી છે. આપણાં આંગણાંને સુશોભિત કરવામાં માર્ગદર્શન મળે તેવું સાથિયાનું આ પુસ્તક ખરેખર આવકાર્ય છે અને દરેક ગૃહિણીને વસાવવા જેવું છે.

## સહેલી સાથિયાપોથી :

[ ચિત્રકાર : નીનાબહેન મહેતા. પ્ર. હરિહર પુસ્તકાલય, સૂરત. રૂા. ૦/૨૫ ]

ઉપરના પુસ્તકની જાણે નાનકડી આવૃત્તિ જેવી આ

સાથિયાપોથી પ્રાથમિક તૈયારીરૂપે પણ યોગ્ય ગણાય. શીખતી વખતે શરૂમાં આ સહેલા સાથિયાથી ટેવ પાડ્યા પછી મોટા સાથિયા ઝડપથી આવડે તેવી સરળ સાથિયાની આ પુસ્તિકા શરૂઆત માટે ઉપયોગી ગણાય. ઘરની સજાવટ માટે હંમેશ કંઈ ને કંઈ વિચારવાની દરેક ગૃહિણીને ઉપયોગમાં આવે તેમ જ નાની બાળાઓને શરૂઆત માટે ઠીક માર્ગદર્શક બને તેવી આ સહેલી સાથિયાપોથી પ્રગટ કરીને પ્રકાશકે સારી પહેલ કરી કહેવાય.

### ન્હાનાલાલ કવિની જીવનદૃષ્ટિ :

[ લે. વિજયરાય ક. વૈદ્ય. પ્ર. મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિ, અમદાવાદ. પ્રાપ્તિસ્થાન : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂા. ૨/– ]

મહાકવિ શ્રી ન્હાનાલાલના અવસાન બાદ સ્મારક સમિતિ નીમાઈ અને તેણે એક સ્તુત્ય પગલું ભર્યું—કવિ–જયંતીની ઉજવણી વખતે દર વરસે કવિશ્રીના જીવન અને તેમના સાહિત્યનાં વિવિધ પાસાંઓને આવરી લેતું વિદ્વાનો પાસે વ્યાખ્યાન અપાવવાનું. તેનું પહેલું વ્યાખ્યાન આપણા જાણીતા વિવેચક શ્રી વિજયરાય વૈદ્યે આપેલું તે સ્મારક સમિતિ તરફથી ગ્રંથસ્વરૂપે પ્રગટ થયું છે. આ પુસ્તકમાં શ્રી વિજયરાયે કવિશ્રીના જીવનની દૃષ્ટિ જે રીતે ક્રમબદ્ધ અને અભ્યાસપૂર્વક નિહાળી છે તે ખરેખર અભ્યાસુઓને ખૂબ ઉપયોગી થઈ પડે તેમ છે. કવિશ્રીના જીવનનાં એવાં કેટલાંય પાસાં આ વિદ્વાન લેખકે ખૂબ સંશોધન પછી અને અભ્યાસપૂર્વક રજૂ કર્યાં છે, સંદર્ભ માટે પાદટીપો અને પરિશિષ્ટો મૂક્યાં છે જે ક્યારેક તો ખૂબ કીમતી થઈ પડે તેવાં છે.

કોઈ પણ વિદેહીનું સાચું સ્મારક દર વરસે તાજું રહે તેવી સ્મારક- સમિતિએ ઉપાડેલી આ પ્રવૃત્તિ આપણા દરેક વિદેહી સાક્ષરો માટે અનુકરણ કરવા જેવી છે. આપણે ત્યાં તો એવા વિદ્યાવ્યાસંગીઓ પણ આંગળીને વેઢે ગણાય તેટલા છે એટલે આ પ્રવૃત્તિને ચાલુ રાખવી એક રીતે તો વિમાસણમાં પણ મૂકી દે તેમ છે. છતાં શ્રદ્ધાળુ ગુજરાતમાં આવી પ્રવૃત્તિઓ ગુજરાતીઓની શ્રદ્ધા અને ધગશ વધારે તો ય ઘણું છે. કવિશ્રીની મહત્તામાં વધારો કરતી આવી પ્રવૃત્તિ ફક્ત વિદગ્ધભોગ્ય જ ન બને તેટલો તેનો જનતામાં ફેલાવો થાય એ બાબત સ્મા. સમિતિના સભ્યો હમેશાં સજાગ છે તે જાણીને આ પ્રવૃત્તિને બિરદાવવાનું મન થાય. ગુજરાતના સાહિત્યવૃત્તની ફકીરી લઈ બેઠેલા એક વિદ્વાન વિવેચકે આપણા મહાકવિને જે ન્યાય આપવા કોશિષ કરી છે તે ખરેખર આવકાર્ય અને પ્રશંસનીય છે. દરેક સાહિત્યપ્રેમીએ વસાવવા જેવું આ પુસ્તક છે તે વિશે તો લેશ પણ શંકા નથી.

### શાકભાજીની વાડી :

[ લે. માર્તંડ શિવશંકર પંડ્યા. પ્ર. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૨/૬૨ ]

વડોદરાના મહારાજા સયાજીરાવની શ્રી સયાજી ગ્રામવિકાસમાળામાં ગામડાંના પ્રશ્નોની છણાવટ કરતી પુસ્તિકાઓ પ્રગટ થાય છે તેમાંની આ એકવીસમી પુસ્તિકા છે. આ પુસ્તકના લેખક જાણીતા કૃષિવિદ્ છે એટલે આપણા કેળવાતા જતા આજના ખેડૂતને એક ઉપયોગી માર્ગદર્શન પણ મળી રહે તેટલી સમૃદ્ધ સામગ્રી આ પુસ્તક ધરાવે છે. કૃષિશાળાઓ અને કૃષિકોલેજોના વિદ્યાર્થીઓને પણ આ પુસ્તક એક સારી એવી જરૂરત પૂરી પાડે છે. ઘરઆંગણે પણ આપણે વાવી શકીએ તેવી સમજપૂર્વકની સાદી સીધી લખાવટથી સમૃદ્ધ બનેલું આ પુસ્તક દરેક ઘરમાં પણ વસાવવાનું મન થાય તેવું ઉપયોગી છે. આપણા શાકાહારી દેશને માટે તો આવાં પુસ્તકો ઠીક ઠીક માહિતી પણ પૂરી પાડે છે. શાક અને ભાજીનું તત્ત્વ જે આપણા શરીરને જરૂરી છે તે આ પુસ્તકના અભ્યાસથી આપણને સમજાય છે અને તેને અમલમાં પણ મૂકવા પ્રેરાઈએ છીએ. લેખક અને પ્રકાશક સંસ્થા આવા સુંદર પ્રકાશન માટે ધન્યવાદનાં અધિકારી બને છે.

*



# નૂતન વર્ષાભિનંદન



## 'ભારતી'ના ચિન્તનાત્મક ગ્રંથો

| | | |
|---|---|---|
| આપણી લોક સંસ્કૃતિ | (જયમલ્લ પરમાર) | ૬.૦૦ |
| આપણાં લોકનૃત્યો | ,, | ૧.૦૦ |
| લગ્નમંગલ | (ભૂપત વડોદરિયા) | ૩.૦૦ |
| સ્વભાવદર્શન | (હર્ષિદા પંડિત) | ૩.૦૦ |
| જીવનદીપ | (ઈશ્વર પેટલીકર) | ૩.૦૦ |
| મહાગુજરાતનાં નીર ક્ષીર | ,, | ૦.૭૫ |
| જિબ્રાનની જીવનવાણી | (ધૂમકેતુ) | ૩.૫૦ |
| ધૂપસળી | (ઈશ્વર પેટલીકર) | ૩.૫૦ |
| ગીતાહૃદય | (સાને ગુરુજી) | ૧.૫૦ |
| પરિવાર નિયોજન | (નિરામય) | ૨.૫૦ |
| દાંપત્યના પ્રશ્નો | ,, | ૨.૦૦ |
| એકાંતનું પાપ | ,, | ૨.૫૦ |
| આપણું બાંધવ રાષ્ટ્ર ચીન | | ૩.૦૦ |
| જય ઇન્ડોનેશિયા | | ૧.૫૦ |
| જો લડત આવે તો | | ૧.૦૦ |
| આપણો સાગરસૈનિક | (મહેન્દ્ર મેઘાણી) | ૩.૦૦ |
| લાલ કિલ્લાનો મુકદ્દમો | | ૧.૫૦ |
| શાહનવાઝની સંગાથે | | ૨.૦૦ |
| વક્તા કેમ થવાય ? | | ૨.૫૦ |
| કીર્તિદાને કમલના પત્રો | | ૩.૫૦ |
| પાંગરતા પ્રયોગો | | ૩.૫૦ |
| નર્મદ | (સ્વ. રા. વિ. પાઠક) | ૨.૫૦ |
| સાહિત્ય ને પ્રગતિ | | ૩.૦૦ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | | ૨.૫૦ |
| ગગનને ગોખે | જયમલ્લ પરમાર · નિ. વર્મા | ૩.૫૦ |
| આકાશપોથી | ,, | ૨.૦૦ |
| ચમનલાલ વૈષ્ણવના પત્રો | | ૨.૦૦ |
| તંદુરસ્ત રહો | ભૂ. મો. દવે : શં. મો. દવે | ૩.૭૫ |
| આરોગ્ય કેમ સાચવશો ? | ,, | ૩.૦૦ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર | ,, | ૨.૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | ૨.૫૦ |
| ક્ષય અને દમમાં નૈ. ઉપચાર | ,, | ૩.૦૦ |

## 'ભારતી'નાં

### બે ઉપયોગી ગુજરાતી માસિકો

સમાજ અને સંસ્કારનું
ઘરઘરનું માસિક

: તંત્રી : ઈશ્વરલાલ મો. દવે
: સંપાદક : જયન્ત પરમાર

દર મહિને ત્રિરંગી મુખચિત્ર અને વરસનું ૧૦૦૦ પાનાનું નક્કર વાંચન.

ગુજરાતી માસિકોમાં અગ્રપદ ધરાવતી અભ્યાસુ માસિક નોંધ.

વિશિષ્ટ દૃષ્ટિની વાચનસામગ્રી.

ઢગલાબંધ ગુજરાતી માસિકોમાં આગળ તરી આવતાં આંતર્બાહ્ય રૂપરંગ.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત **સાડાસાત** રૂપિયા : વિદેશમાં **દશ** રૂપિયા ( ન. ૧૫)

નિસર્ગોપચારનું એકમાત્ર
ગુજરાતી માસિક

### તંદુરસ્તી

: તંત્રીઓ :
**ડૉ. ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે**

જડ ઘાલી બેઠેલા રોગોનો દવા વગર સાચો ઉપાય બતાવે છે.

અનુભવસિદ્ધ પ્રયોગો દરેક અંકે રજૂ કરવામાં આવે છે.

મુંબઈની પ્રખ્યાત નિસર્ગોપચારથી રોગો મટાડતી સંસ્થા 'આરોગ્યધામ'ના નિષ્ણાત સંચાલકો એનું સંપાદન કરે છે.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત **સાડાપાંચ** રૂપિયા : વિદેશમાં **આઠ** રૂપિયા (શિ. બાર)

ગ્રાહક થવા અને બીજી વિગતો
માટે લખો:-

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ · પો. ઑ. નં. ૭૩ અમદાવાદ, ૧

# જ્ઞાનોદય માળા

દેશભરમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર જોરથી થઈ રહ્યો છે એવે વખતે નવરાશના સમયે જ્ઞાન સાથે ગમ્મત તથા બોધ આપે એવા રસિક વાચનની જરૂરિયાત ઊભી થઈ છે. એ જરૂરિયાત પૂરી પાડવા માટે નાનાંમોટાં સૌ કોઈ રસથી વાંચી શકે એ માટે અમે આ માળાની યોજના કરી છે.

મોટા ટાઈપમાં, દ્વિરંગી કવર સાથે આશરે ૩૨ પાનાનાં આ સચિત્ર પુસ્તકો છે. દરેકની કિંમત ૭ આના છે.

સુંદર બોક્સ બોર્ડના બોક્સ સાથે આખા સેટની કિંમત રૂા. ૬.

## સેટ-૧

| | પુસ્તકનું નામ | લેખક | | પુસ્તકનું નામ | લેખક |
|---|---|---|---|---|---|
| ૧. | ગોકુળમથુરાંની જાત્રા | સોમભાઈ પટેલ | ૯. | ગાંધીજીના ગુરુઓ | ચુનીલાલ મડિયા |
| ૨. | ધરમની થાપણ | ચુનીલાલ મડિયા | ૧૦. | ગાંધીજીનું વિદ્યાર્થીજીવન | સોમભાઈ પટેલ |
| ૩. | રામાયણની બાળકથા | સોમભાઈ પટેલ | ૧૧. | વેળાવેળાની છાંયડી | ચુનીલાલ મડિયા |
| ૪. | સુલતાન | ,, | ૧૨. | પરોણાગત | ગુણવંતરાય આચાર્ય |
| ૫. | સુંદર સોદાગર | ,, | ૧૩. | ભાઈબંધી | ,, |
| ૬. | લાલ જાકીટ | ,, | ૧૪. | પાષાણમુદ્રા | ચુનીલાલ મડિયા |
| ૭. | ઈનામનો વિજેતા (ચેકોવ) | ,, | ૧૫. | નૂતન ભારત ભાગ ૧ | જવાહરલાલ નેહરુ |
| ૮. | સોનાનું કેદખાનું | રમણલાલ સોની | ૧૬. | નૂતન ભારત ભાગ ૨ | ,, |

# સંસ્કૃત સાહિત્યમાળા

આપણા પ્રજાકીય સાંસ્કૃતિક જીવનના અણમોલ વારસા સમી સંસ્કૃતની લગભગ બધી જ જાણીતી કૃતિઓનો કથાસાર જનસુલભ થઈ શકે તેવી રીતે આ માળામાં આપ્યો છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | કાદમ્બરી | ૭. | નલોદય | ૧૩. | કિરાતાર્જુનીય | ૧૯. | શિશુપાલવધ |
| ૨. | ઉત્તરરામચરિત | ૮. | રઘુવંશ | ૧૪. | દશકુમારચરિત ભાગ ૧ | ૨૦. | બુદ્ધચરિત |
| ૩. | વેણીસંહાર | ૯. | નાગાનંદ | ૧૫. | દશકુમારચરિત ભાગ ૨ | ૨૧. | કુમારસંભવ |
| ૪. | શાકુન્તલ | ૧૦. | માલવિકાગ્નિમિત્ર | ૧૬. | મેઘદૂત | ૨૨. | મહાવીરચરિત |
| ૫. | મૃચ્છકટિક | ૧૧. | સ્વપ્નવાસવદત્તા | ૧૭. | વિક્રમોર્વશીય | ૨૩. | પંચરાત્ર |
| ૬. | મુદ્રારાક્ષસ | ૧૨. | હર્ષચરિત | ૧૮. | માલતીમાધવ | ૨૪. | રત્નાવલી |

દ્વિરંગી કવર * ૩૨ પાનાં * મોટા ટાઈપ * સુંદર છપાઈ

૨૪ પુસ્તકોના આખા સેટની કિંમત રૂા. ૯, પોસ્ટેજ ખર્ચ જુદું.

સુંદર દ્વિરંગી બોક્સ સાથે

**વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ (પ્રાઈવેટ) લિ.**

૩, રાઉન્ડ બિલ્ડીંગ કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

અંક ૯ : ડિસેંબર '૫૭
સળંગ અંક : ૩૩૩
સાહિત્ય પ્રેરતું સામયિક



'ઊર્મિ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨
સમાજમાં સંસ્કાર અને

## ક્રમ



પૂંઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર : જયદેવ-પદ્મા
ચિત્રકાર : શ્રી વિદ્યુતબહેન ઝવેરી

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

## નવરચના

દ૦ બા૦ કાલેલકર

### શ્રદ્ધા અને સફળતા

ઇંગ્લંડમાં મહાન ક્રાન્તિ કરનાર ક્રોમવેલથી તો કોઈ અજાણ્યું નથી. તે સદાચારી અને ઈશ્વરનો ભક્ત હતો અને સાથે સાથે વ્યવહારુ પણ તેવો જ હતો. લડાઈ થવાની હતી તે પહેલાં આખા લશ્કરના સિપાહીઓને તેણે આપેલો સંદેશો દરેકને માટે ખૂબ વિચારવા જેવો અને મશહુર પણ છે : 'કાલે લડવાનું છે એટલા માટે આજે તમે બધા ભગવાનની પ્રાર્થના ભલે કરો, તેની દુઆ માગીને હૃદયની શ્રદ્ધા પણ ભલે ઠીક ઠીક વધારો. પણ આવતી કાલની લડાઈ માટે તૈયાર રાખેલા દારૂગોળાને ભીંજાવા ન દેતા. શ્રદ્ધા રાખવી તે બરાબર છે પણ ભીંજાયેલા દારૂગોળાથી લડાઈમાં જીત તો નહિ જ મળે.'



તંત્રી: ઈશ્વરલાલ સો. દવે •• સંપાદક: જયન્ત પરમાર




## આંતરિક વ્યક્તિત્વ

આપણી આસપાસના વર્તમાન સંજોગોથી, નાની નાની હારજીતથી, નજદીકની જરૂરીઆતોથી, બીજાઓને હાથે થતાં ભૂલભરેલાં મૂલ્યાંકનોથી આપણે ઘવાઈ જઈએ છીએ. નહિ ઇચ્છવા જેવી નીતિ રીતિ વડે આગળ ધપીને ફાવી ગયેલી વ્યક્તિઓ સાથે વિનાકારણ આપણી જાતને સરખાવીએ છીએ અને નાનમ અનુભવીએ છીએ. કેટલીક વાર એમ લાગી આવે છે કે જાણે જીવનને નિષ્ફળ બનાવી આપણે એક કરુણતા નિપજાવી છે.

જીવનનાં ઘણાં પાસાં છે, વિવિધ ક્ષેત્રો છે. એમાંથી એકાદ બાજીમાં કે પ્રસંગમાં કે તબક્કામાં આપણે ન ફાવી શકીએ એથી નિરાશ થવાની કે નીચું જોવાની કશી જરૂર નથી. અગર જો આપણે નિરુપદ્રવી રહીને જીવનનો આનંદ લઈ શકતા હોઈએ તો આપણે વિશ્વાસ રાખવો જોઈએ કે ઘણું મેળવ્યું છે, ગુમાવ્યું હોય તોયે એનો અફસોસ કરવા જેવો નથી.

કેટલીકવાર ભૂલેભૂલે માણસ પોતાનું આંતરિક વ્યક્તિત્વ સાવ દબાવી રાખે છે. એનાં વિચાર અને પ્રવૃત્તિઓ એવા બીબામાં ઢળે છે કે જેની છાપ દુનિયામાં સ્વીકારાય છે, ચલણી બને છે. બહુ થોડા પુરુષો પોતાની આંતરિક પ્રતિભાને પૂરી છૂટથી વિકસાવી દે છે અને બાહ્ય પ્રતિભાને પછાડ આપે છે, મોટો સમુદાય તો એની આંતરિક પ્રતિભાનું પળેપળે ખૂન કરી રહ્યો છે અને એ જ જીવનની મોટી કરુણતા છે.

અગર જો મહત્ત્વની બાબતો તરફ જોવાની ઇચ્છા થાય, એનું આકર્ષણ વધે, એની વ્યગ્રતા પ્રગટે તો કશી ફિકર કરવાની જરૂર નથી કે આપણે યશના, લોકસંબંધોની જાળવણીના, કમાણીના સાધનના, દ્રવ્યના સંગ્રહના એમ કેટકેટલા ક્ષેત્રે નાસીપાસી અનુભવવી પડે. એવી કડવાશ વડે જીવનમાં મેળવવા જેવી બાબતો—કુદરતનો આનંદ, પારકાંની સેવા, જ્ઞાનનો પ્રકાશ, સદ્‌ગુણનો વિકાસ, ભાવનાની વિશુદ્ધિ, ઈશ્વર પ્રત્યેનો પ્રેમ, પરમ પુરુષાર્થની પ્રીછ, વિભૂતિઓની કદર—આવી બધી બાબતો તરફ દુર્લક્ષ કરી ધૂળમાં રગદોળી ના શકાય.

આપણે એવા જમાનામાં આવી પહોંચ્યા છીએ કે શંકાઓ કરી આપણે આપણા સ્વભાવો પણ બદલી નાખવા માગીએ છીએ અને બીજાઓની બેહુદી સરસાઈમાં આપણી પ્રતિભા ભૂલી જવા ને છૂંદી નાખવા ઇચ્છીએ છીએ. ગુનો કર્યા વિના અપરાધી બનીએ છીએ અને મનની અંદર દુઃખ કરી સજા પણ ભોગવી લઈએ છીએ. વાસ્તવમાં જ્યારે દોષિત સમુદાય હરખથી છલકાતો ફરે છે ત્યારે બહુ થોડા એવા વિભાગને જેણે આંતરિક વ્યક્તિત્વ ખીલવવાનો પ્રયાસ આદર્યો હોય તે મુંઝાય છે, વિમાસે છે, કરમાય છે. આ સજા વિનાકારણની છે, મૂઢતા છે, ખંખેરી નાખવાની છે.

હિંદુ ધર્મની ગ્લાનિ સૈકાઓ સુધી રહી તેથી કેટલાકને એના યથાર્થપણા વિષે સંશય થયો છે. આ સરકાર હિંદુ ધર્મને હમણાં રાજ્યાશ્રય નહિ આપી શકે એ ખુલ્લી હકીકત છે. પરંતુ, ઉચ્ચકક્ષાના રાજપુરુષોમાં હિંદુભાવનાનો સ્રોત વહી રહ્યો છે. અને એમની મીઠી નજર વડે હિંદુધર્મને હવે પોષણ મળવાનું છે. તે પછીયે હિંદુધર્મની ગ્લાનિ દૂર નહિ થાય એમ કોઈ કહી નહિ શકે.

### માનવીનો ધર્મ—આવતી કાલનો

ખ્રિસ્તી ધર્મની બહોળી પ્રસારણા આજે થઈ હોય તો એ એને મળેલા રાજ્યાશ્રયથી, એ રાજ્યોના વિજયોથી એ રાજ્ય અને એ વિજય ખ્રિસ્તી ધર્મ વડે મળ્યાં નથી કે નભ્યાં નથી. એ રાજ્યોની સ્થિરતા લાવી શકે એવું કોઈ બળ ખ્રિસ્તી ધર્મના વિચારમાં રહ્યું નથી. ખ્રિસ્તી ધર્મના મૂળમાં કરુણા છે, પાપની માફી છે: ઈશ્વર એવો બોજો ઉપાડી લેશે અને મુક્તિ આપશે એવું વચન છે. એ પાયા ઉપર ઊગેલો ખ્રિસ્તી ધર્મ એ જગતનો આવતી કાલનો ધર્મ નહિ બની શકે. બુદ્ધે જે ધર્મનો ઉપદેશ કર્યો તે આજ જુદી રીતે પ્રસરી રહ્યો છે. એ સજીવન થાય એવી કોઈ આશા રહી નથી. ઈસ્લામમાં ઊંડાણ જેવું, ચિંતન જેવું થોડું જ છે. એ મુખ્યત્વે અર્ધ જંગલીઓમાં પ્રસરી શકે એવો પછાતોનો ધર્મ છે, પછી રહ્યો હિંદુ ધર્મ. એ શું જગતની મોખરે દુનિયાને દોરનારો ધર્મ થઈ શકશે? એવી તાકાત એનામાં છે ખરી?

હિંદુઓએ ઘણું ચિંતન કર્યું છે. અને વ્યક્તિઓનો ધર્મ એટલો આગળ વધી ગયો છે કે સમુદાયને એની ગમ પડે નહિ. એ ધર્મમાં ઉદાસીનતાનું પ્રમાણ ઉત્તરોત્તર વધી રહ્યું છે. એ ધર્મમાં એકરૂપતા આવી નથી અને આવશે પણ નહિ. એ ધર્મમાં કર્મનો બોજો અનહદ વધારી મૂક્યો છે અને એનાથી માનવી ગુંગળાયો છે. અને એ ધર્મે અનેક પરાજયો વેઠી હતાશા અનુભવી છે, એના પગમાં તાકાત આવી નથી. મહત્ત્વાકાંક્ષા વિનાનું ભારત હિંદુ ધર્મને નવ-પલ્લવિત કેમ કરી શકે?

તો શું જગત આખાને પ્રેરણા આપે, સૂઝ આપે, શક્તિ આપે એવો ધર્મ નહિ નીપજે? શું જગત વિનાધર્મે પોતાનું નિયંત્રણ અને પોતાનો વિકાસ રાખી શકશે? શું માનવતાની કે શ્રમની પ્રતિષ્ઠામાં એટલું વિપુલ સામર્થ્ય છે ખરું કે આપણને સારા અને સ્થિર પંથે રાખી શકે? ધર્મ એ શું ધારણા કે ભ્રમણા તો નથી?

ના, આ ખ્યાલો ભલે વિપ્લવના મંથનમાંથી જન્મ્યા હોય. એમાં દ્વેષ છે, ખંડન છે. એ ખ્યાલો સક્રિય નથી. જે શ્રદ્ધા ધર્મ ઉપરથી ખસેડીને બીજે મૂકવાનો યત્ન થાય છે તે સ્થાન એવું દૃઢ નથી. ધર્મ કરતાંયે વધારે બળવાન ભૂમિકા એમાંથી સાંપડતી નથી. ધર્મે સ્થાપેલો દેવ એ માનવના કરતાં મહાન છે, શ્રમના કરતાં વધારે ન્યાયયુક્ત છે.

ત્યારે આવતી કાલનાં માનવીની નજર કઈ તરફ વળશે? શું આપણે નવા ધર્મની ઘોષણા કરી શકે એવા નવીન અવતારની સમીપમાં છીએ? એવું પણ નથી. અવતારો એમ વાર તહેવારે આવતા નથી. એમને અવતરવા માટે જે ભૂમિકા તૈયાર થવી જોઈએ તે હજી થઈ નથી.

પરંતુ ભારતના હિંદુધર્મનું સંશોધન થાય, એમાં થોડી આધુનિકતા ભળે, એમાંથી કેટલુંક તત્કાલીન મહાત્મ્ય કમી થાય, એની ઉદારતાવડે ભળી ગયેલું કેટલુંક વિરોધી-સામ્ય સરખું કરી લેવાય, એમાં ભળી ગયેલી સંદિગ્ધતાનું સમાધાન કરી શકાય તો એ ધર્મ જગતનો વિજયી ધર્મ બની શકે એવી એની પાસે ભૂમિકા છે.

ભારતવાસીઓનો પરમ પુરુષાર્થ એ દિશામાં રહ્યો છે એની કોણ ના કહી શકશે?

### નાની પ્રવૃત્તિઓ: લાગવગનો વપરાશ

જ્યારે મહાપ્રવાહો આપણી પાસે આવી રહે છે ત્યારે આપણું ધ્યાન એ તરફ એટલું ખેંચાઈ જાય છે કે નાનાં ઝરણાં તરફ નજર સરખી જતી નથી. આઝાદીનું આંદોલન એ એક એવો મહા પ્રવાહ હતો. એમાંથી પાર ઊતર્યા પછીયે ભીનાં થયેલાં વસ્ત્રો આપણે સૂકવી શક્યા નથી. એટલું જ નહિ, પણ એ પ્રવાહ ઓસરતો જાય છે એનું દુઃખ કરી લઈએ છીએ. નવાં તાજાં ઉત્સાહી ઝરણાં શોધતા નથી, શોધે તો એથી રાચતા નથી. મહાપ્રવાહની દબદબ વિના આપણને ચેન નથી પડતું. એવો સ્વાંગ રાખ-નારની પાછળ આપણે આપણાં વેગનો જોડવા તત્પર થઈએ છીએ.



પણ નાનાં ઝરણાં જેવી, વિવિધ અને ઘણાં ક્ષેત્રોને નવપલ્લવિત કરતી પ્રવૃત્તિઓ સુકાવા માંડે તો આપણું જાહેર જીવન શુષ્ક થઈ જાય, મહાપ્રવાહ તો ક્યાંય દૂર રહ્યો! એ પ્રવૃત્તિઓ પરાવલંબી ના બને, પ્રદર્શની વૃત્તિવાળી ના બને, થાકયાના ગાઉ જેવી ના બને તો એ સાર્થક થાય. નહિ તો એ પતંગિયાની જેમ રંગીન આત્માઓ સરજી વિલીન થઈ જશે.

આપણે જે નાની પ્રવૃત્તિઓ ચલાવીએ છીએ એ ગજા ઉપરાંતની તો નથી? પાંચની જરૂર હોય ત્યાં પચીસ વાપરતા હોઈશું તો? આપણે નિયમોના ગુલામ તો નથી બન્યા ને? એનાં ભંડોળો ઉપર સાપ થઈને બેઠા છીએ કે કાયમી નિરાંત કરવાની યોજના કરવા લાગ્યા છીએ? આપણે નવા નવા કાર્યકરો લાવી શકીએ છીએ કે નહિ? એ પ્રવૃત્તિમાં લોકોને રસ લગાડી રહીએ છીએ કે વિશ્વાસ ઊભો કરી શકીએ છીએ? શું આપણી ધગશ એ લાગવગનો વપરાશ છે કે પછી હેતુલક્ષી પ્રયાણ છે? આ નાની પ્રવૃત્તિઓ મહાપ્રવાહને જીવન અર્પે છે કે એમાંથી મેળવે છે?

આમ તપાસવા લાગીએ છીએ ત્યારે ઘડીક મન પાછું પડે છે.

### સંતાન-સંતોષ

ભણેલા અને સમજુ વર્ગમાં એક વાત પ્રચલિત થઈ ચૂકી છે કે ત્રીજુ બાળક અવતરે એટલે હદ આવી ગણાય. પુરુષ કે સ્ત્રી તે પછી દાક્તરને એનું હથિયાર વાપરવા કહે છે. મધ્યમ વર્ગનાં કેટલાયે કુટુંબોમાં આ પ્રથા અનિવાર્ય ઠરી છે. ત્યારે શ્રીમંત વર્ગનેય એ વાત ભાવી છે. કારણો ભલે જુદાં હોય પરંતુ કુટુંબની વસતિ ઉપર અંકુશ આવી ગયો છે. જે વાત બ્રહ્મચર્યનો આદર્શ સામે રાખવાથી બને એમ ન હતી તે હવે સુલભ થઈ છે. દાક્તરકાકાઓ ઘણાની ભીડ ભાંગે છે.

કેટલાંક ઉત્સાહી ભાઈ-બહેનો તો વળી એક કે બે બાળકોએ સંસારનો સંતોષ મેળવી લે છે, એમને ત્રીજા બાળકનો બોજો નથી ખપતો. આ વિચાર જેમ ફેલાતો જાય છે તેમ પુત્ર-પુત્રીનો ભેદ પણ ઘસાતો જાય છે. એ લોકો કહે છે કે 'બન્ને પુત્રીઓ છે તેથી શું થયું? ને કોણે કહ્યું કે ત્રીજું કે ચોથું બાળક છોકરો જ હશે!' અને એકવાર દાક્તરે વાઢકાપ કરી લીધી કે તે પછી છોકરીઓનું માન આપમેળે છોકરા જેવું સરખું થઈ રહે છે, સ્વભાવો સુધરે છે, તબિયતો સુધરે છે. ને સંસારની મીઠાશ પણ વધે છે.

દાક્તરોને નોતરીને કેટલાય ગામે નેત્રયજ્ઞ થાય છે તો કોઈ વળી દંતયજ્ઞ કરે છે. શરીરની બીજી વ્યાધિઓના ઈલાજ માટે નવી દિશા પણ દેખાશે. પતિ-પત્ની સંયુક્ત સંમતિથી ઇચ્છે તો પ્રજાને ઘણી જરૂર છે. અને એ યજ્ઞનું પુણ્ય કસાઈવાડેથી ગાયને છોડાવવા જેટલું તો જરૂર છે જ.

આ રીત અજમાવીને આપણે કૌટુંબિક રાહત અનુભવીએ ખરા, પણ એથી કંઈ દેશનો વસતિવધારો ઘટવાનો નથી. માખીઓની પેઠે વસ્તી વધારવાનું જોખમી કામ જ્યાં નિરંકુશપણે અને થાળીઓ વગાડીને થઈ રહ્યું છે તેની સામે આપણે હજી સળવળ્યા પણ નથી.

અજ્ઞાન, દરિદ્ર, વહેમી—એવી કરોડોની સંખ્યા દર વર્ષે દેશની ઈમારતના પાયા ખોદી રહી છે. એમનો પછાતપણાનો ભારે બોજ સમજુ વર્ગ ઊઠાવી રહ્યો છે. અને એમને સારા નાગરિક બનાવવા પ્રયત્ન કરી રહ્યો છે. પણ જેમણે પેઢી દર પેઢી મહેનત કરીને સંસ્કાર મેળવ્યા છે તે લોકો પોતાની સંખ્યા ઘટાડતા જાય છે અને જે પ્રજા બે ત્રણ પેઢી પાછળ રહી ગયેલી ગણાય તેની સંખ્યા ઘોડાપૂરની જેમ આગળ વધી રહી છે, ગળ્યાં મોં કરી કરી મલકાઈ રહી છે. પોતાનાં બાળકોને કેળવવાં એ કોઈપણ સમાજની પહેલી જવાબદારી છે. જે અનુકૂળ સ્થિતિ પોતાને મહેનતથી પ્રાપ્ત થઈ છે તેથી વધારે સારી સ્થિતિ પોતાની ઓલાદને મળે એ જોવા માટે તેઓ જ

આતુર હોય છે જેમણે આગળ પાછળનો વિચાર, કરવાની ટેવ પાડી છે. સારી ટેવો, સારા વિચારો સારું ભણતર, સભ્યતા અને ફરજના ખ્યાલો, સ્વાર્પણની ભાવના—એવું ઘણું બધું નવી પ્રજામાં સીંચવાનું કાર્ય એ જ લોકો કરી રહ્યા છે જેમને એમની ઝાંખી થયેલી છે અને એ કેવી કરુણતા છે કે આ દેશ જનતાને નામે દિશાશૂન્ય, નિઃસહાય, એદી, ગંદકીમાં સબડતી, સત્વહીન સંખ્યાને બેફામ વધવાની મોકળાશ આપી રહ્યા છે. અને જે ખાનદાનીમાં આવડતમાં નિષ્ઠામાં ઘડાઈ ચૂકેલા છે તેમને જ સંકોચી રહ્યા છે! આ કોનું નુકશાન છે!

### ના માને તેને ફરજિયાત

ખેર, કોઈનાય સંસારના સુખ ઝડપી લેવાની જરૂર નથી. જે માત્ર સંખ્યા છે તેમનેય સંસારના લહાવાની છૂટ ભલે રહે. ભલે એ પણ બાળકો જણીને હરખાય. પરન્તુ એમણે જે મરજિયાત કરવા લાગ્યા છીએ તે એમને ફરજિયાત લાગુ કરવામાં કશી હરકત નથી. જેમને નિર્વાહના પૂરાં સાધન નથી તેમને અણસમજમાંયે બહુ મોટો કુટુંબ બોજો કે દેશનો વસ્તીવધારો કરવાની છૂટ રહેવી ના જોઈએ. પછાત વર્ગને ખાસ હક્ક ને લાભ જોઈતા હોય તો એમને આવી મર્યાદા આપવી જોઈએ.

નવી સમાજરચનામાં સુખ દુઃખ વહેંચીને લેવાનાં છે. એક જણ ભૂલો સુધાર્યા કરે અને બીજી ભૂલો ખેવડ્યા કરે એ વિપરીત સ્થિતિમાં ભાગીદારી 'સંખ્યા'ના હાથમાં રહે એમ ચાલે તો આપણું તંત્ર કાર્યક્ષમ બને નહિ, આપણાં સાહસો આંધળિયાં કરે, જીવનનું ધોરણ ઊતરવા માંડે, ભાવિ ઝંખવાઈ જાય.

નિર્દય ગણાઈએ તો ભલે પણ જિંદગીભરના પાગલ રોગિષ્ટ અશક્ત હોય એમની પાસેથી નવી પ્રજામાં ઉમેરો કરવાનો હક છીનવી લેવો જોઈએ. જે પીઢ ગુનેગાર છે, દેશદ્રોહી છે, જે રઝળેલ છે, વારસા ઉપર જ ગુજારો રાખે છે. એમની પાસેથી શો નવો ફાલ મેળવવાનો હતો?

વિજ્ઞાને આપણા હાથમાં ચાવી મૂકી છે—સરળ ને ન્યાયી. એથી કોઈને સંતાપ થવાનો નથી. કોઈનાં સંસારસુખો ઝડપાઈ જવાનાં નથી. કુદરતી હક્કો ઉપર તરાપ મારવાની નથી.

અને આમ ના થઈ શકતું હોય તો વસ્તી વધારવાનું દુઃખ કરવું છાજતું નથી. જીવનધોરણ ઊંચું લાવવાની વાતોમાં મન પરોવવું લાજીમ નથી. અને યોજનાઓનાં મૂળિયાં ઊંડાં જવાને બદલે તડકો ખાય તો તેથી નિરાશ થવાની જરૂર નથી.

### ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ

ગુજરાતમાં ત્રણ વિદ્યાપીઠ થઈ અને કોલેજોની સંખ્યા પણ વધી. મેટ્રિકમાંથી મોટી સંખ્યા પસાર થાય તેના વધુ શિક્ષણ માટે જોગવાઈ થતી ચાલે છે. સંભવ છે કે આવતા પાંચેક વર્ષમાં આથીય વધારે સંખ્યામાં કોલેજો ચાલુ થઈ હશે અને વિદ્યાર્થીઓને વધુ સગવડો મળતી હશે.

પરંતુ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થીઓ હતાશ દશામાં આવે તે દુઃખદ છે. એમની ઘણી મહેનત બરબાદ જતી હોય એમ લાગે છે. કેટલાય વિષયોનું જ્ઞાન મેળવ્યા પછી એનો લાભ એ પોતે નથી લઈ શકતા, નથી બીજાને આપી શકતા. મગજની શક્તિઓ ખીલવવા માટે જેટલું આવશ્યક હોય તેની વાત બાજુ પર રાખી કઢંગા ને ગણતરીના ખપમાં લાગે એવા વિષયો આપણે કમી કરીએ તો સારું. એમ કરવાને બદલે આપણે ઉચ્ચ શિક્ષણમાં સરકારી દખલ લાવી મૂકીએ નહિ તો સારું. નિયંત્રણો દાખલ કરતા એમને વિલંબ નહિ લાગે.

પરીક્ષાઓમાં બહુ ઊંચા ગુણ મેળવનાર વિદ્યાર્થીઓ જિંદગીમાં આગળ પડતા રહે એમ નહિ કહી શકાય. પરીક્ષા હોવી જોઈએ, પણ એ આખરનો શબ્દ નથી. વિદ્યાર્થીનું વ્યક્તિત્વ પણ ધ્યાનમાં રહેવું જોઈએ. આજના અભ્યાસક્રમ વડે એ વ્યક્તિત્વ દબાય છે, ખીલતું નથી. ઘણા અહેવાલો બહાર પાડ્યા પછી સરકારે જે જાહેર કરવા જેવું છે તે એ કે ખાસ વિષયો જે શીખવવાનાં સાધનો એમની જ



પંડિત સુખલાલજી

# અખંડ મંગળ

આ ઑક્ટોબર માસની આખરમાં ગુજરાત લેખક મિલનનું છઠ્ઠું સંમેલન અમદાવાદમાં ભરાઈ ગયું. તેનું ઉદ્ઘાટન આપણા વિદ્વાન પ્રજ્ઞાચક્ષુ પંડિતજીએ કર્યું તે વખતનું માંગલિક પ્રવચન દરેકને માટે તેટલું જ ઉપયોગી છે એટલે અહીં ટૂંકાવીને મૂક્યું છે.........

વ્યાસે બધાં શાસ્ત્રોનો અર્થ સારે તેવું ભારત વિચારમાં અને કલ્પનામાં ગ્રંથિત કર્યું, ત્યારે આગળ તેના અધ્યયનની પરંપરા કેમ ચાલુ રહે એ વિષે ચિંતા થઈ. બ્રહ્માએ વ્યાસને કહ્યું કે ગણેશને સ્મરો. તે ઉપસ્થિત થઈ તમારું લેખનકાર્ય કરશે. સ્મરણ કરતાં- ત ગણપતિ ઉપસ્થિત થયા અને વ્યાસે તેમને કહ્યું કે મેં જે મહાભારત મનથી કલ્પ્યું છે તેને હું કહેતો જાઉં અને તમે લખો. ગણપતિએ હા તો પાડી, પણ શરત મૂકી કે લખતાં મારી લેખણ એક ક્ષણ માત્ર પણ ન થોભે તો જ હું લખું. વ્યાસે એ શરત કબૂલ કરતાં આદેશ કર્યો કે હું જે લખાવું તે લખો, પણ ક્યાંય વણસમજે ન લખવું. અને લેખનકાર્ય ચાલ્યું.

વ્યાસ કોણ હતા, કેવા હતા અને ક્યાં હતા; ગણેશ પણ કેવા, કોણ અને ક્યાં હતા તે આપણે તો શું આપણા પૂર્વજો પણ, ભાગ્યે જ જાણતા હશે અને છતાં આપણે લેખક બધાય એ વ્યાસ અને ગણપતિને બરાબર જાણીએ છીએ. જાણીએ છીએ એટલું જ નહિ પણ એ બંનેને આપણા અંતરગૃહમાં સંઘરીએ પણ છીએ. તો પ્રશ્ન થશે કે શું આપણા ઘરમાં વ્યાસ અને ગણેશ બને છે? તે ક્યારે, ક્યાંથી અને કેવી રીતે આવ્યા અને ઘરમાં વાસ કરી રહ્યા!

આનો ઉત્તર નીવડેલા લેખકોને આપવાનો તો હોય જ નહિ, પણ જેઓ ઊછરતા છે તેમને માટે ઉત્તર ઉપયોગી છે.

વ્યાસ એ લેખકમાં રહેલી પ્રતિભા છે—પ્રજ્ઞા છે—શાસ્ત્રીય પરિભાષા પ્રમાણે તે પશ્યન્તી છે, અને

---

પાસે હોઈ શકે તેવું શિક્ષણ પોતાને હવાલે રાખી, બાકીનું શિક્ષણ લોકોને સોંપી દેવું.

સંરક્ષક દળની તાલીમ આજે સરકારને હસ્તક રહી છે એમ હવામાન, જંગલો, મત્સ્ય, જહાજ, વિમાન, ભુસ્તર, અને એવા ખાસ વિષયો કાજે એ પોતાની શિક્ષણ સંસ્થાઓ રાખે તો એમાં પ્રગતિ સારી થાય. શોખની ખાતર કે પછી પરીક્ષામાંથી મુક્તિ સરળ કરવા કેટલાક વિષયો શીખવવામાં આવે છે તે ધીરે ધીરે બંધ થઈ જાય એ જ ઠીક છે.

### ગુજરાતની અસ્મિતા

કહે છે કે થોડીક બાંધછોડ કરીને મહાગુજરાત પરિષદ અને સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ ઉકેલ શોધી શકી છે. મુંબાઈ મહારાષ્ટ્રમાં ભળે એવી કબુલાત પછી ગુજરાતને ફાળે નવાં બાંધકામો માટે કેટલાંક નાણાં મુંબાઈ આપે અને ડાંગ ઉંબરગાંવનો પ્રદેશ ગુજરાતમાં ભળે એ નવા સમાધાનની ભૂમિકા છે.

છેવટે, ગુજરાતને મુંબાઈ જતું કરવું રહ્યું. એ સાથે રાખી શકાયું હોત તો સારું હતું, પણ ના રાખી શકાય તો એના અભાવે ગુજરાત પોતાની અસ્મિતા ખીલવવાનું મુલતવી રાખે એ વિચાર ક્ષુદ્રોનો છે, સમર્થોનો નથી.

નવા સમાધાનનો સહર્ષ સ્વીકાર કરી લઈ ગુજરાત પોતાની લાક્ષણિકતાઓ ખીલવવા તરફ વળે તો બીજાં દસ વર્ષમાં એ પોતાની અને ભારતની યશકલગી ઝગમગાવી મૂકશે એમાં શંકા નથી. એનામાં જે બુદ્ધિ છે તેને આવી તક મળ્યા સિવાય નવો ઝોક આપી શકાશે જ નહિ. અને કોઈ પણ ચીઆવવાં કારણોસર આ સમાધાન ઠોકરવામાં આવશે તો ગુજરાતની બુદ્ધિ અને પ્રતિભા બંને સંકોચાવાનાં, સમૃદ્ધિ કૃશ થવાની. આ એક જ તક રહી છે.



ગણપતિ એ મધ્યમા યા અન્તર્જલ્પ દ્વારા પ્રગટ થતી વૈખરી યા બહિર્જલ્પ છે. વ્યાસ એટલે સર્વશાસ્ત્રો, સર્વ શિલ્પો અને સર્વ કળાઓનું સ્વસંવેદ્ય મૂળ, કેન્દ્ર. અને ગણેશ એટલે એ કેન્દ્રમાંથી પ્રગટ થઈ અનુક્રમે પરસંવેદ્ય થઈ શકે અર્થાત્ વક્તા અને શ્રોતાને ગ્રાહ્ય થઈ શકે એવું એનું સ્થૂલ અને બાહ્ય પ્રકટીકરણ.

વ્યાસ અને ગણેશના સંવાદમાંથી આપણે લેખકોએ ઘણું શીખવાનું છે. વ્યાસ અર્થાત્ પ્રજ્ઞા જો થોડો પણ વિરામ લીધા સિવાય કે સ્વસ્થતાપૂર્વક ઊંડાણમાં ઊતર્યા સિવાય ગણપતિરૂપ પ્રકટીકરણ ચાલુ જ રાખે તો એ રચના ક્યારેક નબળી પડે જ અને એનું શાશ્વતિક મૂલ્ય ન રહે. તેથી પ્રજ્ઞા ગમે તેવી સબળ હોય, તો ય એણે પોતાની રચનામાં મૌલિકત્વ સાચવી રાખવા અને વચ્ચે વચ્ચે સ્વસ્થતા સિદ્ધ કરવા વિરામ લેવો જ જોઈએ. એ જ રીતે એવો વિરામ મળે તે માટે પ્રથમ રચાઈ પ્રગટ થયેલ વૈખરી કૃતિએ પણ બુદ્ધિ-ગ્રાહ્ય બનવા જેટલો ચાલના-પ્રતિચાલનાનો સમય લેવો જ જોઈએ. જો આમ ન થાય તો એ વૈખરી કૃતિ પણ ઘણી વાર નિરર્થક બની જાય.

ઉપર સૂચવેલ રીતે વિચારીએ તો પશ્યન્તીને પણ આવરણ સંભવે અને વૈખરીને પણ. જો બંને આવરણ નિવારી ઉત્તમ કૃતિ સર્જવી હોય અને તેને પરિપૂર્ણ કરવી હોય તો પરંપરા પ્રમાણે લેખકોએ મંગળ કરવું જોઈએ— समाप्तिकामो मंगलमाचरेत् ।

હું જાણું છું કે આજે કોઈ લેખક ભાગ્યે જ મંગળ કરે છે. સંભવ છે કે આને લીધે જ આજકાલની કૃતિઓ જોઈએ તેવી સત્ત્વસંપન્ન નીવડતી ન હોય અને મંગળ વિના પણ કોઈ કૃતિ ખરેખર સત્ત્વસંપન્ન રચાતી હોય તો એમ માનવું રહ્યું કે એનો રચયિતા ઋષિ છે યા એણે પૂર્વજન્મમાં મંગળ કર્યું છે.

જેઓ ખરેખર ઋષિ, તપસ્વી અને ધ્યાની હતા તેઓ તો પુરાકાળમાં ક્યારેય મંગળ ન રચતા. તેમની કૃતિઓ જ સ્વયં મંગળ બની રહેતી. તેથી જ તો વૈદિક ઋષિઓએ કે જૈન બૌદ્ધ તીર્થંકરોએ પોતપોતાની કૃતિઓના પ્રારંભમાં મંગળ રચ્યું નથી. જ્યારે આવું ઋષિત્વ અને તીર્થંકરત્વ ઓસર્યું અને ન રહ્યું ત્યારે જ ગ્રંથના પ્રારંભમાં મંગળ કરવાનો પ્રઘાત શરૂ થયો, કેમકે તેમને ઋષિ જેટલો આત્મવિશ્વાસ ન હતો. આવી મંગળપ્રથાને લીધે પણ આપણને ઉત્તમ પ્રકારનું વિપુલ સાહિત્ય નિર્વિઘ્ન મળ્યું છે. પરંતુ મંગળની નિર્વિઘ્ન-સમાપ્તિરૂપ ફલશ્રુતિ પરત્વે તાર્કિકો કાંઈ ચૂપ બેસી રહે તેવા ન હતા. તેથી એ વિષે જે ઊહાપોહ થયેલો મળે છે તે બહુ વિસ્તૃત અને બહુમુખી પણ છે. એની લાંબી ચર્ચાનું આ સ્થાન નથી, પણ જે નવયુગના લેખકોએ પોતામાં ઋષિત્વના વિશ્વાસથી મંગળ કરવું છોડી દીધું હોય અગર તો નાસ્તિકતાને લીધે એ છોડી દીધું હોય તેમની સમજ ખાતર મંગળ કરવા ન કરવાની ચર્ચા પ્રત્યે લેખકોનું ધ્યાન ખેંચવું રસપ્રદ થઈ પડશે.

એમ લાગે છે કે મૂળમાં મંગળ-કૃત્ય લૌકિક પ્રવૃત્તિ અને ધાર્મિક વિધિવિધાનોની આસપાસ શરૂ થયેલું. એનું પ્રેરક તત્ત્વ કુમાર-સંભવમાં પાર્વતી બટુકવેશધારી બ્રહ્મચારીને કહે છે તેમ વિપત્તિ નિવારવા અને સંપત્તિ મેળવવાની આશામાં હતું. આગળ જતાં મંગળના જે લૌકિક અને લોકોત્તર બે પ્રકારો વર્ણવાયેલા મળે છે તે એ જ આશાપાશ અને આશા-પાશમુક્તિનું પરિણામ છે. આશાને લીધે કરાયેલું મંગળ લૌકિક અને બીજું લોકોત્તર.

મંગળનો એક પર્યાય નાન્દી પણ છે. નાટ્યશાસ્ત્રમાં અને નાટકોમાં નાન્દીનો અવશ્યકર્તવ્યરૂપે વિધિ છે. એ 'નાન્દી' શબ્દ જ પ્રાકૃતમાં નન્દીરૂપે વ્યવહારાય છે. જૈન પરંપરાએ એ નન્દી શબ્દ અત્યંત આદરપૂર્વક સાચવી રાખ્યો છે. નાટ્યવિધિમાં પૂર્વરંગના એક ભાગ લેખે જે નાન્દીનો વિધિ છે તે સ્થૂળ અને ઉપકરણસાધ્ય હોઈ જૈન પરિભાષા પ્રમાણે દ્રવ્યનન્દી કહેવાય. જૈન પરંપરા જેને ભાવ-નન્દી યા પરમાર્થનન્દી કહે છે તે છે જ્ઞાન. ચેતનાની બધી જ



જ્ઞાનકક્ષાઓ ભાવનન્દી છે. એ જ્ઞાનકક્ષાઓના જૈન પરંપરાએ પાંચ ભેદ દર્શાવ્યા છે, પણ ખરી રીતે એ બે ભેદમાં સમાઈ જાય છે. જ્ઞાનકક્ષાનો એક પ્રકાર એ કે તેમાં ઇંદ્રિય, મન, ગ્રન્થ આદિ અન્ય નિમિત્તોદ્વારા પ્રાપ્ત થતાં બધાં જ જ્ઞાનો આવી જાય છે. આને પરોક્ષ યા પરાવલંબી જ્ઞાન કહેવાય. બીજો પ્રકાર એ છે કે જેમાં બાહ્ય કોઈ પણ નિમિત્ત વિના ચેતનામાં દર્શન ઉદ્ભવે. એને પ્રત્યક્ષ જ્ઞાન કહી શકાય. પ્રત્યક્ષ જ્ઞાન એ માત્ર આત્માવલંબી છે, જ્યારે પરોક્ષ જ્ઞાન પરાવલંબી છે. પ્રત્યક્ષ એ પારમાર્થિક છે, પરોક્ષ એ વ્યાવહારિક છે.

જૈન પરંપરાની નન્દીસ્વરૂપે જે જ્ઞાનચર્ચા છે તે એની આગવી ભાસે છે, પણ જો ભર્તૃહરિની એ વિષયની ચર્ચા સાથે સરખાવીએ તો એમ જણાયા વિના નહિ રહે કે એક જ વાત જુદી જુદી પરંપરાઓમાં જુદી જુદી રીતે સચવાઈ રહી છે.

ભર્તૃહરિ ભાષાનું સ્વરૂપ વર્ણવતાં પશ્યન્તી અને પરાથી વૈખરી સુધી વિચાર કરે છે. ભર્તૃહરિની પશ્યન્તી એ જ જૈન પરંપરાની પ્રત્યક્ષ જ્ઞાનકથા છે. પશ્યન્તી યા પારમાર્થિક પ્રત્યક્ષમાં વસ્તુનો જે ભાસ બીજરૂપે સૂક્ષ્મ હોય તે જ વૈખરીરૂપે યા પરોક્ષરૂપે આવિર્ભાવ પામ્યા પહેલાં મધ્યમા યા અન્તઃશ્રુતનું રૂપ ધારણ કરે છે. આ વખતે વિચાર અને ભાષા બન્ને એકમેકથી અભિન્ન અને એકમેકમાં ઓતપ્રોત હોય છે. એ અંતર્જલ્પ કાળમાં ભાષાનો રણકાર વિચારલહરીથી જુદો નથી પડી શકતો. એ જ સ્થિતિ सम्पृक्तौ वागर्थौ છે. જો વિચારમાંથી વાણી સરી જાય તો એ વિચાર વિચાર જ અર્થાત્ પ્રકાશક જ ન રહે. જ્યારે આ સ્થિતિમાંથી ભાષા એના અવિભાજ્ય અંગ જેવા વિચારનું વાહન બની વિવિધ કરણો અર્થાત્ પ્રયત્નો દ્વારા શ્રુતિગમ્ય અને ઇતર શ્રોતાઓમાં વિચારસંક્રાંતિનું સાધન બને છે ત્યારે તે વૈખરી યા બહિર્જલ્પ કહેવાય છે. પ્રસંગવશ એ પણ જાણી લેવું ઘટે કે વિચારના ઉદ્ભવ અને અભિવ્યક્તિનું સહજ એવું માધ્યમ તો માતૃભાષા જ હોઈ શકે.

ભર્તૃહરિનાં વાક્યપદીય અને દેવવાચકના નન્દીસૂત્ર બંનેના મૂળમાં વક્તવ્ય એ છે કે વચન યા વૈખરીનું મૂળ સ્વપ્રકાશ ચેતના છે. જે ઋષિએ પ્રવચન સાથે સ્વાધ્યાયને તપ કહ્યું તેણે માત્ર ગ્રન્થના સ્વાધીન અધ્યયનને સ્વાધ્યાય નથી કહ્યો, પણ તેથી આગળ જઈ એણે સ્વનો–પરાવાણી યા પ્રત્યક્ષ ચેતનાનો અધ્યાય યા આકલન કરવાનું સૂચવ્યું છે. જેટલે અંશે એવું આકલન વિશુદ્ધ અને એકાગ્ર તેટલે અંશે એમાંથી ઉદ્ભવતું પ્રવચન એ તપ, મંગળ યા નન્દી.

પ્રતિભા, પશ્યન્તી યા મૂળ ચેતના એ બધી વિદ્યાઓ, બધાં શિલ્પો અને બધી કળાઓનું પ્રભવસ્થાન છે એ ખરું, પણ એને સંસ્કારવાની અનિવાર્ય આવશ્યકતા રહે જ છે. એને સંસ્કારવામાં વિષયભેદે ઉપાયો જુદા જુદા અને વિવિધ છે, છતાં એનો સર્વસાધારણ એક મુખ્ય ઉપાય એ છે કે લેખકે અને કળાકારે સતત અંતર્મુખતા અને એકાગ્રતા વધારવા સાથે વાસનાઓના દબાણથી પણ મુક્ત રહેવા યત્નશીલ રહેવું. તો જ એ પ્રતિભા મંગળરૂપ બને.

લેખકો પોતે વ્યાસ તો છે જ. જ્યારે તેઓ વૈખરી દ્વારા ગણપતિ બને છે ત્યારે તેઓ પોતપોતાના વિષયને લગતા વાચકગણના ઈશ યા પતિ પણ બને છે, એટલે કે તેમને દોરવણી આપવાનું સૂત્ર હાથમાં લે છે. આ અર્થમાં લેખકોનું ગણપતિપદ બહુ જવાબદારીવાળું ગણાય.

મૂળ પ્રજ્ઞા—સ્વાધ્યાય અને એમાંથી ઉદ્ભવતું પ્રવચન એ બધું જ જ્યાં મંગળ હોય ત્યાં આદિ, મધ્ય કે અન્ત્ય મંગળની શાસ્ત્રીય પરંપરા એ માત્ર વ્યવહારરૂપ બની રહે છે. આ દૃષ્ટિએ કોઈ એકનું મંગળ પ્રવચન અને બીજાઓનું મંગળશ્રવણ એ ભેદ વાસ્તવિક નથી. વાસ્તવિક સત્ય તો એ છે કે આપણે બધા જ સ્વતઃસિદ્ધ અખંડ મંગળ છીએ.





જવાહરલાલ નેહરુ

# 'અનોખી' ભેટ

તાજેતરમાં જ લખનૌ ખાતે ભરાયેલા યુવક સંમેલનમાં પંડિતજીએ જે ઉદ્બોધક અને પ્રેરક ઉદ્ગારોથી યુવકોને સંબોધ્યાં તે પ્રવચનનો ટૂંકાવેલો અનુવાદ અહીં મૂક્યો છે. દરેકને પંડિતજીની વાણીનો આસ્વાદ એટલો જ મહત્ત્વનો થઈ પડે છે એ આશયે જ તો........

અત્યારે જે ભારત છે, એનો એમ જં સ્વીકાર કરીને હું દેશના નવયુવાનોને એનાં પરિવર્તન માટે કામ કરવાની અપીલ કરું છું. વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પ્રગતિ સાધવામાં આવે એટલું જ પૂરતું નથી; એ સાથે નૈતિક, આધ્યાત્મિક અને સાંસ્કૃતિક ક્ષેત્રમાં પણ પ્રગતિ થવી જોઈએ.

ભારતની નીતિની આધારશીલા સમાન પંચશીલ મુજબ સૌએ ધિક્કાર અને હિંસાનો ત્યાગ કરવો જોઈએ.

દેશનાં યુવક–યુવતીઓને હું આ ભારત જેવો છે તેવો જ ભેટ આપું છું. આ 'અનોખી' ભેટનો સ્વીકાર કરી તેના માટે તમે કાર્યશીલ થાવ અને અત્યાર સુધીની પેઢીએ જેવી રીતે દેશનો કારભાર કર્યો તેવી જ રીતે દેશનું ભાવિ ઘડવાનું ભગીરથ અને ભવ્ય કાર્ય ઉપાડી લો.

એ ખેદની વાત છે કે આપણા દેશમાં જ પંચશીલના સિદ્ધાંતોથી વિરુદ્ધ વર્તવાની વૃત્તિ જણાય છે. માત્ર ગાંધીજીના ઉપદેશને યાદ રાખવો એટલું જ પૂરતું નથી; તમારે તેનો અમલ પણ કરવાનો છે.

મમતા, ઉત્સાહ અને સર્જનાત્મક કાર્યથી દેશના યુવાનોએ એ બતાવી આપવું જોઈએ કે તેઓ એક મહાન શક્તિ છે. પણ જો તમે સહકારથી સાથે મળીને કામ કરો તો તે શક્તિનો ઘણો સારો ઉપયોગ કરી શકાય. પણ જો તમે ભાંગફોડમાં તે વાપરશો તો તે નકામી જશે. તોફાન કે અંધાધૂંધીમાં ક્રાંતિ નથી. ક્રાંતિ આપણે થોડે ઘણે અંશે આણી છે. પણ જો દેશમાં તમામ નાગરિકોને પૂરતો ખોરાક, કપડાં અને આશ્રય ન મળે ત્યાં સુધી તે પૂરી નહીં થાય. એ માટે તમારે તાલીમ લેવાની છે.

ભારતે તોફાનો અને અંધાધુંધીથી સ્વરાજ્ય મેળવ્યું નથી પણ એકતા અને આપણને દોરતા સિદ્ધાંતમાંથી મળેલ શક્તિને લીધે આપણને સ્વરાજ મળ્યું હતું. આપણે ભૂતકાળમાં એકતાના અભાવને લઈને સહન કર્યું છે. આપણે હવે ફાટફૂટ અને વેરનાં તત્ત્વો ફરી ન જાગે તે અંગે સાવધ રહેવાનું છે.

સતત સાવધતા જ સ્વાતંત્ર્યની કિંમત છે. આપણે બીજા દેશો પાસેથી ભારતના ઘડતર માટે લોન પેટે મદદ માગીએ છીએ. આપણે ભીખ કે દયાદાન માગતા નથી. પણ તમારે એ વાતનું ધ્યાન રાખવાનું છે કે આખરે તો તમારા પોતાના પ્રયત્નોથી જ દેશનું ઘડતર કરી શકાશે.



કિશનસિંહ ચાવડા

# પી. ઇ. એન.માં પંડિતજી

૬૯મા વર્ષમાં તાજેતરમાં જ પ્રવેશેલા આપણા એકમાત્ર લાડીલા મહાપુરુષ પંડિત જવાહરલાલ નેહરુ વિષે આપણા કલમનવેશે નિકટતાથી જે પરિચય સાધ્યો છે તેનો આ શબ્દદેહ દરેક વાચકોના દિલ દિમાગને સર કરી લે તેટલો નિકટનો બન્યો છે...

ઘણા સમય પછી શ્રી. જવાહરલાલજીને નિકટતાથી અને નિરાંતે મળવાનું થયું. પંડિતજી અમે ત્યારે એટલા બધા કામમાં અને એટલા બધા માણસોથી ઘેરાયેલા હોય છે કે કયારેક તો એકલતા અને આત્મીયતા માટે તેઓ બેચેન થઈ જાય છે. આ બેચેની પ્રગટ કરવાના એમની પાસેના બે માર્ગ બહુ જાણીતા છે. એક એમનો ગુસ્સો અને બીજો એમનું હાસ્ય. પણ હા, હાસ્યમાં એક અપવાદ છે. બાળકો સાથેનું એમનું હાસ્ય નિર્વિકાર અને નિર્વેર હોય છે એટલું જ નહીં, એ સંપર્કમાંથી એઓ બળ અને આનંદ પણ મેળવે છે.

ભારતીય પી. ઈ. એન. કેન્દ્રના આશ્રય હેઠળ મળેલી લેખકોની ચોથી પરિષદનું ઉદ્‌ઘાટન કરવા, ઑક્ટોબરની ૨૬મી તારીખે તેઓ વડોદરા આવ્યા હતા તે દિવસે એમની સાથે કંઈક નિકટના સહવાસનો લાભ મળ્યો હતો. એમના વ્યક્તિત્વની સુગંધ અને એમની વિભૂતિનું તેજ એ બન્ને સત્ત્વોનો પ્રભાવ કેટલો બધો અસરકારક છે એનો અનુભવ થયો. એમના અંતરનું ઐશ્વર્ય કેટલું અભિજાત છે તેનો પણ પરિચય થયો. અસ્તિત્વનાં આ બધાં કિરણો દ્વારા એ મહાપુરુષ જીવનનું કયું સ્વરૂપ ઘડવા મથે છે, જિંદગીના વિવિધ સૂરો છેડીને એમાંથી કયું સંગીત પ્રગટ કરવાનો પુરુષાર્થ કરી રહ્યા છે એનો સહેજ અણસારોય દેખા દઈ જાય છે.

શનિવારે સવારે દસ વાગે વિમાનમાં એઓ વડોદરા આવ્યા ત્યારે થોડાક થાકેલા હતા. દિલ્હીમાં શરદી થઈ હતી. તેમાંથી માંડ છૂટચા હતા. પરિષદના મંચ પર આવતાં પહેલાં એમને માટે અને ડૉ. રાધાકૃષ્ણન્ માટે સંતરાનો રસ અથવા ઠંડી કૉફી લેવાની અને જરૂર હોય તો હાથ મોઢું ધોઈને જરાક થાક ભૂલી જવાની વ્યવસ્થા હતી. પાછળથી એમને લાગ્યું કે આ વ્યવસ્થા સાર્થક થઈ. વ્યાસપીઠ પર આવતાં પહેલાં પંડિતજીએ કંઈક મોકળાશ અનુભવી. થોડીક અનૌપચારિક વાતોએ એમના મુખ પર સ્મિત ચમકાવી દીધું. આંખોમાં પળવાર અમી ઝબકી ગયું.

સંતરાના રસનો એક નાનો ગ્લાસ મેં એમની સામે ધર્યો. લેતાં પહેલાં એમણે પૂછ્યું: 'શું છે?' મેં કહ્યું, રંગ ઠગારો છે. પણ છે તો સંતરાનો રસ. હસીને એમણે ગ્લાસ લઈ લીધો. અને એ જ સ્મિત છલકાવીને કહ્યું: 'ઠગારા રંગનો વાંધો નથી, હરકત છે ઠગારા માણસની.'

'એ રીતે આપ સલામત છો અહીં,' મારાથી હસતાં હસતાં કહેવાઈ ગયું.

સાડાદસને ટકોરે તો પ્રમુખશ્રી ડૉ. રાધાકૃષ્ણન્

---

તમારે મહાન કાર્યો કરવાનાં છે. કોઈ પણ દેશ અને તેની પ્રજા 'ઉમદા કાર્યો'ને લઈને જ મહાન બન્યાં છે. પણ તમે ભૂતકાળમાંથી ઘડેલા પૂર્વગ્રહો, જ્ઞાતિવાદ, સંકુચિતવાદ અને ભાષાવાદ તમારાં આ મહાન કાર્યોની વચ્ચે લાવો છો અને પરિણામે દેશ કમજોર બને છે. હું ચાહું છું કે, તમે આ ફાટફૂટભરી વૃત્તિઓનો સામનો કરો; નહિ કે તેમની સામે ઝૂકી જાવ કે તેમની સાથે સમાધાન કરો. ગેરરસ્તે દોરવાયેલાઓને સાચે માર્ગે લાવી શકાય એટલા માટે આવી વૃત્તિઓ સામે ધીરજ અને સહિષ્ણુતાથી કામ લેવાનું છે.



સાથે એઓ મંચ પર આવી ગયા. પોતાને સ્થાને બેસતાં પહેલાં આખા મંડપની મેદની પર આંખ ફેરવી લીધી, નમસ્કાર કરી લીધા, સ્મિતની ભેટ આપી દીધી. લોકોના અંતરમાંથી સ્નેહને વધાવી લેવાની એમની રીતને નેહરુ–રસમ કહી શકાય એટલી એ આગવી છે.

સરસ્વતીવંદના પછી સ્વાગતમંડળના પ્રમુખ શ્રીમતી હંસાબહેનને એમણે ધ્યાનથી સાંભળ્યાં. વડોદરા યુનિવર્સિટીના કુલપતિ વડોદરાના મહારાજા ફત્તેસિંહરાવ ગાયકવાડ પંડિતજીને પરિષદનું ઉદ્‌ઘાટન કરવાની વિનંતી કરવા ઊભા થયા. એમણે બોલતાં નેહરુને પ્રથમ પંક્તિના સર્જકલેખક કહ્યા. તે વખતે મહારાજાના મુખ ભણી ઊંચું જોઈને ધીરથી બોલી ઊઠ્યા: ‘No, no, it is too much—ના, ના, ઘણી અતિશયોક્તિ છે,’ અને પોતાની ટેવ મુજબ સ્મિતની લીંટીની આડ તાણીને એ શબ્દો જાણે દૂર જ રાખ્યા.

ત્યાર પછી પંડિતજી મંગલ પ્રવચન કરવા ઊભા થયા. લોકોએ પોતાનો સ્નેહ પ્રગટ કરવા તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા. નેહરુ જ્યારે જ્યારે જનતાનો અને મેદનીનો નિર્વ્યાજ સ્નેહ માણે છે ત્યારે એઓ વધારે આત્મલક્ષી થઈ જાય છે. અને પોતાને વિષે જે વખાણની વાતો અથવા મહત્તાના ભાવો કહેવાયા હોય છે તેને વિષે તરત જ સાવધાન થઈ જાય છે.

એટલે મંગલ પ્રવચન કરતાં જ્યારે એમણે કહ્યું કે: મારે વિષે જે બધું કહેવાયું છે તે બધું સાચે જ માની લેવા જેવું નથી! અને આમ કહીને સ્મિતભર્યા વદનમાંથી એકદમ ગાંભીર્ય ધારણ કરીને એમણે વ્યાખ્યાન કરવા માંડ્યું. નેહરુ જ્યારે આવી વિનમ્રતા પ્રગટ કરે છે ત્યારે એમાંથી સન્નિષ્ઠાની સુગંધ પ્રગટ થાય છે. અને આ જ અંતરભેદ પંડિતજીને બીજા કહેવાતા મહાન માણસોથી જુદા પાડે છે.

પરિષદના ઉદ્‌ઘાટનનું કામ દોઢને બદલે બાર વાગ્યે જ પૂરું થઈ ગયું. ડૉ. રાધાકૃષ્ણન્ અને નેહરુ બન્નેનાં ભાષણો ટૂંકાં હતાં. એમણે વ્યાસપીઠ પર આવતાં પહેલાં જે ઓરડામાં થાક ઉતારવા સંતરાનો રસ લીધો હતો ત્યાં જ દ્વારકાપીઠના શંકરાચાર્યજીને અનૌપચારિક રીતે પ્રમુખ અને પંડિતજી બન્ને મળ્યા. આ વખતે વાતચીતનો દોર ડૉ. રાધાકૃષ્ણનના હાથમાં હતો. પંડિતજી મોટે ભાગે સાક્ષી હતા. કોઈ પણ વાર્તાલાપને વખતે નેહરુને મૂંગા જોવા એ પણ એક ચિત્ર છે. એમના મૌન વખતે મોટે ભાગે એ આરામ કરે છે. કયારેક પાછલી કોઈક મહત્ત્વની વાત વિષે પોતાની સાથે સમાગમ કરે છે. આ ધ્યાનની અવસ્થા પંડિતજીના મુખ પર જે વિવિધ ભાવોની મુદ્રા ઉઠાવે છે એ કોઈ પણ માનસશાસ્ત્રી માટે રસિક અભ્યાસનો વિષય થઈ શકે એમ છે.

જમવા જતાં પહેલાં પંડિતજીએ પ્રમુખ સાથે આ પરિષદ નિમિત્તે પ્રાચીન હસ્તપ્રતો અને પુસ્તકોનું જે પ્રદર્શન ભરાયું હતું તે જોયું. આ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન બપોરે ત્રણ વાગે ડૉ. જીવરાજ મહેતા કરવાના હતા, પણ કાર્યકર્તાઓનો આનંદ આ પ્રદર્શન પંડિતજી જોશે એમાં ઘણો હતો. પ્રદર્શનમાં એમણે વસ્તુઓ જોતાં થોડીક સ્વતંત્ર પળો મેળવી લીધી. ગમે તેવા સંયોજિત કાર્યક્રમમાંથી પણ પોતાને અલગ પાડીને થોડીક મુક્તિ મેળવી લેવી એ જાણે નેહરુના સ્વભાવની એક ખાસિયત છે. પ્રદર્શન યુનિવર્સિટીની નવી લાયબ્રેરીના મકાનમાં ભરાયું હતું. મકાનની વિશાળતા, વ્યવસ્થા અને સ્વચ્છતા જોતાં જોતાં, પ્રદર્શનની વસ્તુઓ તપાસતાં તપાસતાં જુદા પડી જઈને એમણે એક બાજુ ઊભા રહીને પાછું થોડુંક એકાંત મેળવી લીધું. એ એકાંતને તેઓ એવી રીતે અનુભવતા હતા કે એમાં ભંગાણ પાડવાની કોઈની હિંમત ચાલે નહિ. આ ચિત્ર એક છબીકારે ઝડપી લીધું. આ છબીએ એમને જાગૃત કર્યા ત્યારે પાસે જઈને મારાથી પૂછી શકાયું: ‘આપના એકાંતને સ્પર્શ કરવાનો ડર લાગ્યો. આવે વખતે આપ આપનામાં બહુ ઊંડા ઊતરી જાવ છો?’ એમણે કહ્યું: ‘દરેક વખતે નહીં, કયારેક ખરો. હમણાં તો હું

એ વિચાર કરતો હતો કે આ બધા જ્ઞાનનો આપણા વિદ્યાર્થીઓ ને અધ્યાપકો સદુપયોગ કરશે ખરા ?' અને કોઈ વધારે ન પૂછે એટલા માટે જ જાણે પાછા ચાલુ કાર્યક્રમમાં જોડાઈ ગયા. પંડિતજીને ઘણી વખત આમ એકાંત અને મુક્તિ માણતાં જોયા છે. એટલે એમ થાય છે કે યજમાનો અને પોલીસથી સદા ઘેરાયેલા અને ગોઠવાયેલા ચીલે ચાલતા આ માણસને ઘણી વખત પોતાની સ્વતંત્ર કેડીએ ચાલવાનો શોખ થાય છે. કેટલો જીવતો માણસ છે!

બપોરે જાહેર સભામાં જતાં પહેલાં પંડિતજી રોઝરી સ્કૂલમાં છોકરાંઓને મળવા ગયા. નેહરુ વડોદરા આવવાના છે એ વાતની ખબર પડતાંની સાથે રોઝરીના પ્રિન્સીપાલે પોતાની નિશાળના બે બાળકોને ઠેઠ દિલ્હી ખાસ મોકલી પંડિતજીને પોતાની નિશાળમાં આવવાનું નિમંત્રણ મોકલી એમની હા મેળવી હતી. એક રીતે એ સારું જ થયું કે જાહેર સભામાં જતાં પહેલાં નેહરુ છોકરાંને મળી શક્યા. કાર્યક્રમ દસ મિનિટનો હતો પરંતુ પંડિતજીએ પિસ્તાલીસ મિનિટ બાળકો સાથે ગાળીને એમનો કાર્યક્રમ જોયો. રોઝરીની વિદ્યાર્થી પાર્લામેન્ટની વ્યવસ્થા અને વ્યવહાર જોઈને નેહરુ સાચે જ રાજી થયા. આ ખુશીને અંતરમાં વસાવીને જ્યારે એ જાહેર સભામાં આવ્યા ત્યારે માનવ મહેરામણ ઉલટયો હતો. બપોરના ત્રણેક વાગ્યાથી માણસો એકત્ર થયાં હતાં. માથે ધીકતો તાપ, આકરો ઉકળાટ, અને શિસ્તબંધી બધું હોવા છતાં નેહરુ આવ્યા ત્યારે સ્નેહની વર્ષાના પ્રતીક જેવી તાળીઓ વરસી પડી. પંડિતજી જ્યારે જ્યારે અનહદ લોકસ્નેહ પામે છે ત્યારે એ લોકદુખ તરફ વધુ સંવેદનશીલ બની જાય છે. લોકોને તડકામાં તપતા જોઈને એમનું અંતઃકરણ ગદ્ગદ્ થઈ ગયું. સભાના સંયોજકો ઉપર એમનો પુણ્યપ્રકોપ ઊતર્યો. ભાષણની શરૂઆતમાં જ એમણે જનતાની ક્ષમા માગી. ક્ષમા માગતી વખતે એમનું દિલ દ્રવી ઊઠયું. એટલે ભાષણમાં સ્વસ્થ થતાં જરાક વાર લાગી. કેવું છે આ માણસનું દિલ? એના દિલના તાર જનતાના દિલ સાથે કેમ સંધાયેલા છે એના રહસ્યની પણ આવે વખતે જ ખબર પડે છે. લોકોની પાસે પોતાની આગવી લોકકસોટી છે, છઠ્ઠી ઇન્દ્રીય છે. એને ભાગ્યે જ કોઈ છેતરી શકે. વિરલ કોઈ એ કસોટીએ પાર ઊતરી શકે! નેહરુ આ દેશના આવા પરમ સુભાગી માણસ છે. લોકકસોટીએ ચઢીને પાર ઊતરેલા લોકપુરુષ છે.

સાંજે યુનિવર્સિટી તરફથી યોજાયેલા ઉપવન સમારંભમાં એકઠાં થયેલાં ભાઈબહેનોને એઓ ટેબલે ટેબલે ફરીને મળ્યા. અને પછી 'હોહોલિકા' જે શ્રી. ચંદ્રવદન મહેતાએ લોકભવાઈ સ્વરૂપમાં તૈયાર કર્યું હતું તે નાટકને મેદાનમાં ભજવાતું જોયું. જોઈને ખુશ થયા. એમનો આખા દિવસનો થાક ઊતરી ગયો. નાટકના કલાકાર ભાઈબહેનો સાથે ખુશીથી ફોટો પડાવ્યો. ઘણાંને શાબાશી આપી. અને સૌના દિલની શાબાશીનું ઇનામ લઈને વિદાય થયા. નેહરુથી લોકો પ્રભાવિત થાય છે એના કરતાં એમની ચારુતાથી વધારે પ્લાવિત થાય છે. અને નેહરુ પોતે લોકસ્નેહથી સદા નવપલ્લવિત બને છે. એટલે તો આજે એમના મુખ પર આવતાં વૃદ્ધત્વ ડરે છે, અને યૌવન શરમાય છે.

રાતે નવ વાગે યુનિવર્સિટીના કુલપતિ મહારાજા ફત્તેસિંહરાવ ગાયકવાડના લક્ષ્મીવિલાસ મહેલમાં એક સાદો અને શાંત ભોજન સમારંભ હતો. બધાં મળીને માંડ પંદરેક માણસો હશે. નેહરુ અને ડૉ. રાધાકૃષ્ણન્ બન્ને મહારાજાના મહેમાન પણ હતા. મહારાજાના ખાનગી દિવાનખાનામાં પ્રવેશ કરીને જોયું તો એક અપૂર્વ ચિત્ર સરજાઈ ગયું છે. એક સોફા ઉપર ડૉ. રાધાકૃષ્ણન્ અને કુલપતિનાં માતુશ્રી શાંતાદેવી બેઠાં છે. અને શાંતાદેવીના પગ પાસે જવાહરલાલજી બેઠા છે. જે મહારાજાઓનું આજે બધું ગયું છે અથવા જવા બેઠું છે એવા જાણે જૂના સમયની વૈભવમૂર્તિ પાસે આજના લોકપરાક્રમના પ્રસાદની પ્રતિમા બેઠી છે! અમારી સાથે મહારાજા ઊભા હતા. એમના મુખ પર જે અકથ્ય સાંત્વના હતી, શ્રદ્ધાથી રસાયેલી





ઓથની જે પ્રતીતિ હતી તેનું વર્ણન ના થઈ શકે. આ જવાહરલાલ નેહરુ કેવા જાદુગર છે! કેવા અદ્‌ભુત એ કીમિયાગાર છે! વાણીથી નહીં, દલીલ કે વચનોથી નહીં, આચારથી સામાના નિરાશ જીવનમાં આશાનો છોડ રોપી શકે છે! અને આ કાર્ય એમણે માત્ર કોઈ રડ્યાખડ્યા મહારાજા કે કરોડપતિ લખપતિ માટે નથી કર્યું, સમસ્ત પ્રજા માટે કર્યું છે. અંગત જીવનમાં, રાજકીય જીવનમાં, રાષ્ટ્રીય, ક્ષેત્રમાં આંતરરાષ્ટ્રીય સંઘર્ષમાં એમને ઝેર નથી પીવા પડતાં એમ નથી. પણ એઓ ગાંધીજીના શિષ્ય અને સાથી છે. સત્ય એનું શસ્ત્ર છે. પ્રેમ એની ઢાલ છે, નિર્વૈર વૃત્તિ એનું જીવન છે.

ભોજન પણ ફરતાં ફરતાં લેવાતું હતું. એટલે ઘણી મુક્તિ હતી. જમતાં જમતાં અને જમ્યા પછી નિકટનો સહવાસ મળ્યો. જમીને થોડી વારે ડૉ. રાધાકૃષ્ણન્ સૂવા ચાલ્યા ગયા. સવારે સાડાસાત વાગે વિમાનઘર જવાનું હતું. પંડિતજી અમારી આંખનો અણસારો સમજીને રોકાઈ ગયા. અને રોકાયા એમાં અવિસ્મરણીય આનંદ આવ્યો. તરતમાં જ જાપાનથી પાછા ફર્યા હતા. જાપાનની પ્રજાના પ્રેમ અને પુરુષાર્થથી પ્રભાવિત હતા. છતાં એમની દૃષ્ટિ અને દર્શનમાં કેટલી સ્વસ્થતા અને સમગ્રતા હતી એનો વાર્તાલાપ દરમિયાન અનુભવ થયો.

યુનિવર્સિટી અને વિદ્યાર્થીઓ વિષે પહેલાં વાત છેડાઈ. આપણી યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓ આજે જે જાતની જિંદગી પસાર કરે છે અને વિદ્યાર્થીપણાને નામે જે મીંડાનો સંચાર ઊભો કરતા જાય છે તેને વિષે પંડિતજીને ઊંડું દુઃખ થતું હતું. આપણા જ દેશમાં નહીં, આખા જગતમાં જિંદગીનું પોત પાતળું ને પાતળું થતું જાય છે. તેને વિષે એમના અંતરમાં વિષાદ અને ચિંતા હતાં. એમાં એમણે આપણા દેશના વિદ્યાર્થીઓના જીવન વિષે રંજ પ્રગટ કરતાં ઇંગ્લાંડનું એક ઉદાહરણ આપ્યું. 'ઇંગ્લાંડમાં હતો ત્યારે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ વિનાની કેટલીક યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓને કહેતાં સાંભળ્યા કે અમારે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની વિદ્યાપરંપરા નથી જોઈતી. એમાં શું વધારે બળ્યું છે? અમારું છે તે શું ખોટું છે! આ વિચારધારા જોઈને મને દુઃખ થયું. સારી વસ્તુ તરફ આવું અહંકારભર્યું વલણ એ વિકાસની નિશાની નથી. પામરતાનો પુરાવો છે. આપણે ત્યાં વિદ્યાપરાયણતાની પરંપરાઓ તરફ આપણી સહાનુભૂતિ નહીં પણ ચોક્કસ ક્ષેત્ર અને નિષ્ઠા હોવાં જોઈએ. આમ નહીં થાય તો આપણા જીવનનું પોત ઘટ નહીં થાય.'

અને તરત જ જાપાનની પ્રજા ઉપર ઊતરી પડ્યા. 'જાપાનમાં વસ્તીનો લગભગ ત્રીજો ભાગ એક અથવા બીજી રીતે વિદ્યાની ઉપાસના કરે છે. આપણે ત્યાં આવો સમય ક્યારે આવશે?' અને પંડિતજી ઉદાસ થઈને પાછા પોતાના અંતરમાં ઊતરી પડ્યા. જ્યારે એ દેશના પરાક્રમ વિષે બોલે છે ત્યારે પહેલો પુરુષ એક વચન નથી વાપરતા. પહેલો પુરુષ બહુવચન વાપરે છે. એટલે એ જનતાનો અંશ છે. અને અંશ પણ છે એવી ભાવના થાય છે.

❋

જ્યારે દશરથ રાજાએ પોતે આપેલાં વચન પાળવા રામચંદ્રને ચૌદ વરસના વનવાસની અને ગાદીત્યાગની આજ્ઞા કરી ત્યારે રામચંદ્રે તે માથે ચડાવી અને વનમાં જવાની તૈયારી કરી.

પોતાના વહાલા દીકરાને આમ જતો જોઈને દશરથ રાજા ખૂબ દુઃખી થયા. અને શિખામણ આપતાં કહ્યું: 'હું આજ્ઞા તો કરી ચૂક્યો છું, પણ હું તને સલાહ આપું છું કે તું મને ગાદી પરથી ઉઠાડી મૂકીને રાજા બની જા. આ મારી તને સલાહ છે. સલાહ શું, મારી આજ્ઞા પણ છે. એને અવગણતો નહિ.'

ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે 'પહેલી આજ્ઞા દશરથ રાજાએ વચન પાલનના ધર્મથી પ્રેરાઈને કરી હતી. તેનો સ્વીકાર કરવાની મારી ફરજ છે. આ બીજી આજ્ઞા મોહવશ થયેલા પિતા કરે છે. એવી આજ્ઞા પાળવાનો મારો ધર્મ નથી. હું વનમાં જ જઈશ.'



વિનોબા ભાવે

# સૂત્રરચના

શબ્દોના વિચારપૂર્વકના બનેલાં વાક્યોનો સૂત્ર તરીકે ઉપયોગ કરવા વિનોબાજી ખૂબ સુંદર રીતે ટેવાયેલા છે. તે સૂત્રો પોતે શી રીતે રચી કાઢે છે તે માયસોર ખાતે ભૂદાન કાર્યકરોના સંમેલન વખતના વ્યાખ્યાનમાં કહેલું તે અહીં મૂક્યું છે—આવા શબ્દોની માળા પરોવીને રચના કરતાં આવડે તે માટે.........

મેં છેક બચપણથી ગીતાને જીવનગ્રંથ માની છે. મેં અનેક ભાષાના અનેક ધર્મગ્રંથોનું અધ્યયન કર્યું છે. પણ એ સર્વ અધ્યયનને અંતે ગીતા જ મારા હૃદય પર રાજ્ય કરતી રહી છે. આવું શાથી છે તેનું હું કાંઈ કારણ આપી શકું તેમ નથી. શું ગીતા પાસે એવું કંઈક વિશેષ છે તેથી આમ થયું છે કે પછી મારો ને એનો સ્નેહસંબંધ જ કાંઈ એવો બંધાઈ ગયો છે, તે તો રામ જાણે! મારું કહેવું એવું નથી કે ગીતા જેવો જાદુ બીજા ગ્રંથોમાં છે જ નહીં. એવું તો હું કઈ રીતે કહી શકું? નિરનિરાળા મનુષ્યોને પોતપોતાની રુચિ–મતિ મુજબ નિરનિરાળી વસ્તુ પ્રિય થઈ પડે અને એ જ પૂર્ણ પણ ભાસે, એ સાવ સંભવિત છે. ગમે તેમ, ગીતા મારે માટે તો જાણે કે એક પરિપૂર્ણ ગ્રંથ જ થઈ પડ્યો છે. એ ગ્રંથને આધારે રચાયેલાં, પરંતુ ચિંતનને માટે તદ્દન સ્વતંત્ર એવાં આ 'સામ્યસૂત્ર' છે. જેમ પક્ષી એની પાંખો વડે ચોમેર ઊડાઊડ કરી શકે છે, તેમ આપણે આ સૂત્રોને આધારે ઘૂમી વળી શકીશું, ઉડ્ડયન કરી શકીશું.

મેં પક્ષીની ઉપમા આપી તેનું કારણ એ કે પક્ષી કવિઓનું એક વિશેષ ઉપમાન કાયમથી રહ્યું છે. વર્ડ્ઝવર્થે જ્ઞાની પુરુષનું વર્ણન કરતી એક કવિતા લખી છે. એની આંખ સામે એક સમાજસેવા–પરાયણ મનુષ્ય છે, જે જ્ઞાની છે, ભક્ત છે. એ કેવળ બૌદ્ધિક જ્ઞાની જ નથી, પરંતુ બૌદ્ધિક જ્ઞાનનું જેના જીવનમાં સાક્ષાત્ દર્શન થાય છે તેવો ભક્ત તે છે. કોણ છે એ? તો વર્ડ્ઝવર્થ કહે છે—Sky lark—ચંડોળ. કવિ લખે છે:

A type of the wise,
that soars but
never roams,
True to the kindred
point of heaven
and home..

એ એક જ્ઞાની પુરુષની મૂર્તિ છે. ચંડોળ વિહાર તો ઘણોયે કરે છે, પણ યથેચ્છ વિહરતાં વિહરતાંયે એની એક આંખ તો સતત સ્વર્ગ પર જ મંડાયેલી રહે છે અને બીજી મંડાયેલી રહે છે, સતત પોતાના માળા પર! એ જો કેવળ સ્વર્ગ પર જ નજર માંડત અને માળાને વિસારે પાડત તો તો એ 'ભટકે છે' એમ કહેવાત. અથવા જો એ ફક્ત ઘરમાં જ આંખો પરોવી રાખત અને સ્વર્ગ તરફ નાખી નજરે ન કરત, તો તો એ ઘરમાં જ પડી રહેત. પરંતુ એ તો માળો અને આસમાન બંને બાજુ ધ્યાન રાખે છે અને તેથી એનું ઊડવું 'વિહાર' કહેવાય છે. કઈ છે એવી વસ્તુ, જે એને ગમે ત્યાં ભટકવા દેતી નથી? ઘર! ત્યાં આકર્ષણ ભર્યાં પડ્યાં છે. ત્યાં બચ્ચાં છે!

નામદેવે લખ્યું છે:

उडाशी पक्षिणी गेली अंतराळा
चित्त चाळा जवळी ठेऊनिया ।

પક્ષિણી આસમાનમાં ઊડી રહી છે, પરંતુ એ એનું ચિત્ત બચ્ચાં પાસે મૂકીને ઊડે છે.

વર્ડ્ઝવર્થના ઉપમેયને નામદેવે બિલકુલ ઉલટાવી નાખ્યું છે, વર્ડ્ઝવર્થના પક્ષીને મન સ્વર્ગમાં પરમેશ્વર છે અને માળામાં પરિવાર છે. એક તરફ જનસમાજની સેવાનું આકર્ષણ છે અને બીજી બાજુ ઈશ્વર–દર્શનની તૃષ્ણા છે. સ્વર્ગ ઉપર છે, માટે ઊંચે ઊડવું છે; ઘર નીચે છે માટે નીચે ઊતરવું છે. આમ બંને તરફ એને loyal રહેવું છે—વફાદાર રહેવું છે, બંને પ્રત્યે નિષ્ઠા સેવવી છે. આ wise લોકોનું, બુદ્ધિમાન લોકોનું લક્ષણ છે. પરંતુ નામદેવે તો અહીં ઉપમા ઉલટાવીને કહી દીધું છે કે સ્વૈરવિહારમાં જેમ પક્ષી બચ્ચાંમાં ચિત્ત

પરોવેલું રાખે છે, તેમ.. तैसे माझे मन राहो का ईश्वरी હું સંસારરૂપી આસમાનમાં આમતેમ ઊડાઊડ કરતો રહીશ. પણ મારું ચિત્ત તો હે પ્રભુ, આપણા મૂળ ધામમાં, જ્યાં તમે બાલવત્ સૂતા છો ત્યાં જ ચોટેલું રહેશે.

વર્ડ્ઝવર્થનો ભગવાન આસમાનમાં છે અને સમાજ, સંસાર વગેરે બધું માળામાં સમાયેલું છે. અને નામદેવનો ભગવાન ઘરમાં પોઢ્યો છે. નામદેવની ઉપમામાં પક્ષી ચારે તરફ આસમાનમાં ઊડે છે તો ખરું પણ એનું ચિત્ત એક જ સ્થાનમાં, ભગવાનમાં, રમે છે.

આને માટે ઉત્તમ ઉદાહરણ પતંગનું છે. પતંગને બાંધેલા લાંબા દોરનો બીજો છેડો હાથમાં પકડાયેલો હોય છે. એક કેન્દ્રમાં એ કેન્દ્રિત રહેશે અને છતાં ચારે બાજુ વિહાર કરવા મુક્ત પણ રહેશે. હાથમાં પકડાયેલો દોર પતંગને કેન્દ્ર સાથે બાંધી રાખશે. સ્થિતપ્રજ્ઞ પુરુષની જીવનચર્યા એવી જ હોય છે. એક કેન્દ્રમાં એનું તમામ ધ્યાન કેન્દ્રિત હોય છે અને પછી ચારે તરફ ઘૂમતો હોય છે. મને નામદેવની ઉપમા વધુ ગમે છે.

ઋગ્વેદમાં પણ ઉપમા આવે છે:

> पृश्न्याः पतरं चितयन्तमक्षभिः
> पाथो न पायुं जनसी उभे अनु

મેઘમાળામાં વિહાર કરનારું પક્ષી—પતર એટલે પક્ષી, ફારસીમાં परिन्दा, એ બંને લોકો તરફ ધ્યાન રાખે છે, સ્વર્ગ અને પૃથ્વી બંને તરફ; કેમ કે પૃથ્વી પર પરિવાર છે અને સ્વર્ગમાં છે પરમાત્મા! એની વૃત્તિ કેવી રહે છે? તો કહે છે 'પુલના જેવી' પુલ બંને કાંઠાને વળગીને પડ્યો હોય છે. કેટલાક જ્ઞાની એવા હોય છે ખરા જે એક જ કાંઠે વસે છે, બિલકુલ અનાસક્ત, સંસારથી અસ્પૃષ્ટ, નિર્લેપ! પણ પુલનો તો એક પગ એક કાંઠે ખોડાયેલો હોવો જોઈએ અને બીજો પગ બીજી બાજુ ખોડાયેલો હોવો જોઈએ.

મારા કહેવાનું તાત્પર્ય એ છે કે લાંબા કાળથી મારા દિલમાં એવાં સૂત્રો રચવાનું ઘોળાતું હતું કે જેના વડે વિહાર તો ચારે તરફ થઈ શકે, છતાં એક જ કેન્દ્રને વળગી રહેવાય. જેમાં અમુક ગૂંથણી હોય, વ્યવસ્થા હોય, છતાં સ્વૈરવિહાર કરી શકાય એવી અનુકૂળતાવાળાં સૂત્રો રચવાની એક ઇચ્છા હતી. આને માટે જોઈતું એકાંત મને કોરાપુટમાં મળી ગયું. વિચારોનો પરિચય કરવામાં, સાફસૂફી કરવામાં બેએક મહિના નીકળી ગયા હશે. પણ આમ એ સૂત્રો લખાયાં તો થોડાક જ દિવસોમાં. એમાં જે શબ્દો વપરાયા છે તે અનેક શાસ્ત્રોમાંથી એકઠા થયેલા છે. કેટલાક વેદમાંથી, કેટલાક ભગવદ્ગીતામાંથી, કેટલાક બ્રહ્મસૂત્રોમાંથી, થોડા વળી વિવિધ સંતોના ગ્રંથોમાંથી, મનુસ્મૃતિમાંથી, ભાગવતમાંથી, એમ ઠેકઠેકાણેથી વીણી વીણીને શબ્દો લીધા છે. એમાં ભાગ્યે જ એવા થોડા શબ્દો હશે જે કોઈ ને કોઈ ગ્રંથમાંથી ચૂંટેલા ન હોય. હા, 'आत्मशक्तेर्मानात्। ततः शासनमुक्ति।' એવાં અમુક સૂત્રો છે ખરાં, જેમાં આપણી વિચારધારાના કેટલાક સાવ નવા શબ્દો પણ વપરાયેલા છે. અને એ તો લીધે જ છૂટકો હતો. પણ બાકીના બધા જ શબ્દો વિવિધ શાસ્ત્રોમાંથી ચૂંટેલા છે, તેથી એ સૂત્રો અંગે જેટલા ઊંડાણથી વિચાર કરશો એટલો ઊંડો અર્થ પામી શકશો.

★

એકવાર ફ્રાંસ અને સ્પેન વચ્ચે ભયંકર લડાઈ ચાલી રહી હતી. લડાઈ પૂરી થયા પછી એક ફ્રેંચવીર ઘાયલોને મદદ કરવા, તરસ્યાને પાણી પીવડાવવા ઘોડા ઉપર બેસીને રણમેદાન ઉપર ફરી રહ્યો હતો. એક સ્પેનિશ સૈનિકને પડેલો જોતાંની સાથે જ તેણે તેના જોડીદારને કહ્યું: 'ભાઈ આને પાણી પીવડાવ. કદાચ બચી જાય.' ઘાયલ સૈનિકે આ સાંભળતાં જ હાથ લંબાવીને પિસ્તોલ ઉપાડી અને ઝનૂનથી પેલા ફ્રેંચ અસવારના માથા તરફ તાકીને ગોળી છોડી. ગોળી અસવારના માથાની એટલી નજીકથી ગઈ કે તેનો ટોપો ઊડી ગયો. અસવાર બચી ગયો. છતાંય તેના જોડીદારને ફરીથી કહ્યું: 'આવ, આને પાણી જરૂર પીવડાવીએ. આ સાચો દુશ્મન છે! લડાઈના ધર્મને ભૂલ્યો નથી. આપણે તો ઘાયલોની સેવા કરવાનો ધર્મ લઈને નીકળ્યા છીએ. આપણે આપણો ધર્મ ન ચૂકીએ!'



ઈશ્વર પેટલીકર

# રે નસીબ !

પુત્ર અને પુત્રવધૂના પ્રેમને વહેંચવડાવનારું એક માત્ર સાધન માતા હોય છે ત્યારે તે પ્રેમ કેટલી પરાકાષ્ટાએ પહોંચે છે તે માતૃપ્રેમની આ દિલદ્રાવક કહાણીમાં આપણા વિખ્યાત વાર્તાકાર કહી જાય છે. અને તેનો કરુણ અંત તો કોઈપણની લાગણીના તારને ઝણઝણાવી મૂકે........

દિલીપે પિતાનું મો જોયું ન હતું. બાની મોટી ઉંમરે એ જન્મ્યો હતો. એની અને મોટા બે ભાઈઓ, એક બહેનની વચ્ચે ઉંમરનો મોટો તફાવત હતો એટલે એમની સાથે રમવાની તક પણ એને મળી ન હતી. આથી બા સાથે જોઈએ તે કરતાં વધુ માયા બંધાઈ હતી. ફળિયાનું બાળક રમવા ન મળે તો બા સાથીદારની ગરજ સારતી હતી. ખૂણામાં, કોઠીની ઓથે બા સંતાઈ જતી અને દિલીપ એને પકડી પાડ્યાનું ગૌરવ અને આનંદ અનુભવતો હતો. ગામડા ગામમાં અને ગરીબ વિધવા બા દીકરાને બીજાં તો શાં લાડ લડાવી શકે, પણ એકાદ પૈસાનાં બે પતાસાં લઈ આપતી, કે જમરૂખ, શેરડી કે કેળાં વેચાવા આવ્યાં હોય તો દીકરાના હાથમાં મૂકી હરખાતી. બીજાં છોકરાં મોટાં થઈ ગયાં હતાં અને દિલીપ પણ પાછલી ઉંમરનો હતો એટલે બાનો હેલ્લોવેલ્લો વાત્સલ્યભાવ ઉત્કટ રીતે એની ઉપર ઢોળાતો હતો. એ જોઈને બંને મોટા ભાઈઓને અને સાસરેથી બહેન આવતી ત્યારે એને સુદ્ધાં લાગતું કે બાએ આટલું બધું વહાલ તો આપણને કદી કર્યું નથી. સગાં ભાઈબહેનને જો અદેખાઈ આવે તો પારકી જણી વહુથી તો સહી જ શી રીતે શકાય ?

આમ તો મોટાભાઈની વહુ આવી ત્યારથી ઘરમાં કજિયો શરૂ હતો. બા બિચારાં ભલાં ભોળાં એટલે સાસુ તરીકેનું સ્થાન જાળવી શક્યાં ન હતાં. સત્તાની રૂએ નહિ પણ વડીલની રીતે. પરંતુ સાસુ–વહુ વચ્ચે કજિયાએ ઉગ્રરૂપ લીધું—વહુને દીકરો જન્મ્યો તે પછી. દિલીપ તે વખતે શેરીમાં રમે તેવો મોટો થઈ ગયો હતો એટલે વહુ ઇચ્છતી હતી કે સાસુ પોતાના દીકરાને તેડીને ફર્યા કરે. બા બિચારી તેડીને ફરતી પણ ખરી, રડવા પણ ન દેતી, પરંતુ એથી દિલીપ પ્રત્યેનું વાત્સલ્ય ઓછું તો શી રીતે થઈ જાય ? દીકરાને બોલાવીને ખાવા આપે, એને કોઈ ચીજવસ્તુ લઈ આપે એટલે વહુ રણચંડી બની જાય—હું શું તમારા છોકરા વચ્ચે વેરોઆંતરો રાખું છું કે તમે જાતે એને લઈ આપો છો ? એટલાથી ન પતતું તો એ રડીને એવાં મહેણાં મારતી કે બાથી તો શું, નાના દિલીપથી પણ સહ્યું ન જતું.

દિલીપ તે ઉંમરે વર–વહુનાં સબંધમાં ઝાઝું સમજતો નહોતો, પરંતુ વરના કહ્યામાં વહુએ રહેવું જોઈએ, ન રહે તો તેને મારીને પાંસરી કરવી જોઈએ, તેટલું જ્ઞાન તો હતું એને થતું કે મોટાભાઈ વહુને કેમ કંઈ કહેતા નથી ? બાને એ ગાળો દઈ જાય તે મોટાભાઈથી કેમ સહી શકાય ? આ ભાવ છાને ખૂણે દિલીપ રડતો રડતો બાને કહેતો ત્યારે બા મોટાભાઈનો કંઈ દોષ કાઢ્યા વિના એટલું જ કહેતી—બેટા ! તારા બાપા હોત તો મારે આ દા'ડો ના આવ્યો હોત. એ બિચારાએ જિંદગીમાં ક્યારેય સુખ ના જોયું, વૈતરાં કર્યાં, છોકરાં ઉછેર્યાં અને છોકરા કમાતા થાય ને ટાઢા લોહીનો રોટલો ખાવાનો વખત આવે તે પહેલાં એ ચાલતા થયા. પછી પારકા ઘરની વહુ મને ઠરીને રોટલો ઓછો ખાવા દે ?

દિલીપ બાની એ વાત ઉપરથી શેરીના બીજા ઘરમાં સાસુ–વહુના કજિયા જોતો ત્યારે એને થતું કે વહુ સાસુને પેટ પાણી પડવા ન જ દે. બાને સુખી કરવી હોય તો પરણ્યા વગર જ બાની સેવાચાકરી કરવી જોઈએ અને નિશાળમાં શ્રવણનો પાઠ જે દિવસે શિક્ષકે ભણાવ્યો તે વખતથી દિલીપ શ્રવણ બનવાનાં સ્વપ્ન સેવતો થઈ ગયો.

બે દીકરાને પિતા પરણાવતા ગયા હતા એટલે બીજા

ભાઈની વહુ સાસરે આવતાં બાની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ. મોટી વહુ જોડે ન બન્યું એટલે બીજી વહુ સાથે મેળ રાખી દુઃખ ઓછું કરવા બા એની ખુશામત કરતાં હતાં, એનાં વખાણ કરતાં હતાં. મોટી વહુની એમણે ક્યારેય કૂથલી કરી ન હતી, પરંતુ એકનાં વખાણ એટલે જ બીજાની કૂથલી, એમ માની મોટી વહુએ પણ દેરાણીને પોતાના પક્ષમાં તાણવા પ્રયત્ન કર્યો. ઘરમાં સ્થિતિ એવી હતી કે કાં તો જેઠાણી ભણી રહી શકાય, કાં સાસુ ભણી, દૂધ અને દહીંમાં પગ રાખવા જાય તો જેઠાણીને બિલકુલ રુચે તેમ ન હતું. જેઠાણીનો સૂર્ય તપતો હતો એટલે એનો પક્ષ છોડી સાસુના પક્ષમાં જવામાં કોઈ લાભ ન હતો અને બંને એક પક્ષે થઈ જતાં. બાની સ્થિતિ બમણી કફોડી બની ગઈ. જેઠાણી જેને હોય તેને બચાવ કરતાં કહેતી—હું જાણે ભૂંડી પડી, પણ દેરાણીય ભૂંડી ?

બંને ભાઈઓને આમ વહુઓથી દબાઈ ગયેલા જોઈ દિલીપને એમના પ્રત્યે એક જાતનો તિરસ્કાર જન્મ્યો. મા જેવી માને ઘડપણમાં દુઃખ દે અને સગા દીકરાઓ થઈને ભાઈઓ જોઈ રહે ? એને ઘણી વખત થતું કે ભાઈઓને મોઢામોઢ એ સંભળાવી દે. પણ બા એને રોકી રાખતી હતી. મારે લીધે તું દુશ્મન ના થઈશ. હજુ તારે ભણવાનું છે. ભાઈઓની ઓથ નહિ હોય તો તું રખડી જઈશ. એક વખત તું સુખેદુઃખે ભણી રહે પછી મારે શું દુઃખ રહેવાનું છે ?

*

દિલીપને પણ ભણવાની મહત્ત્વાકાંક્ષા જાગેલી હતી. દર વર્ષે એ પહેલે નંબરે પાસ થતો હતો. જે વર્ગમાં એ જાય તે શિક્ષક એના વખાણ કરતા હતા. દુઃખ વેઠીને એને શહેરમાં મોકલી આગળ ભણાવજો એમ દરેક શિક્ષક એના ભાઈઓને કહેતા હતા. ભણવાના લાભાલાભમાં સારી નોકરી મળે, નિરાંતે રહી શકાય અને ભાઈઓ ખેતીની કાળી મજૂરી કરે છે પણ ઘરખર્ચ નીકળતું નથી, એ ગરીબાઈમાંથી છૂટાય, એટલું સત્ય દિલીપે તારવ્યું હતું. પોતે કમાય તો બાને સુખી કરી શકે. આ જમાનામાં શ્રવણની પેઠે માબાપને જાત્રા કરાવવા કાવડ લઈને ફરવાની જરૂર ન હતી એ સત્ય પણ એને સમજાયું હતું. પૈસા હોય તો રેલવેમાં બેસી, એ બાને બધી જાત્રા કરાવી શકે તેમ હતું.

પ્રાથમિક શાળાના એ છેલ્લા ધોરણમાં આવ્યો ત્યારે મુખ્ય શિક્ષકે વિદ્યાર્થીઓને નિબંધ લખાવ્યો—તમે પૈસા કમાઓ તો પ્રથમ શામાં વાપરો ? સૌને જેમ સૂઝ્યું તેમ લખ્યું, પરંતુ એ અંગે દિલીપે તો પહેલેથી વિચાર કરી રાખ્યો હતો એટલે બાને પોતે કેવી રીતે જાત્રા કરાવશે તેનું કિશોરસુલભ સુંદર સ્વપ્ન એણે ચીતર્યું હતું. એ વાંચીને શિક્ષક તો ખુશ ખુશ થઈ ગયા. દિલીપ ભવિષ્યમાં મોટો લેખક થશે તેવા આશીર્વાદ પણ એમણે આપ્યા. આખી નિશાળને ભેગી કરીને દિલીપ પાસે જ એમણે નિબંધ વાંચી સંભળાવ્યો. એણે જેટલો ભાવનાભર્યો નિબંધ લખ્યો હતો, તેટલી જ લાગણીના અભિનય સાથે એણે વાંચી પણ બતાવ્યો. શિક્ષકોએ એને શાબાશી આપતાં તાળીઓ પાડી, એ જોઈ વિદ્યાર્થીઓએ પણ એને તાળીઓથી વધાવી લીધો.

પરંતુ એનો એ નિબંધ ભાભીને માટે કારી ઘા થઈ પડ્યો. પેટે પાટા બાંધી, શહેરનું ખર્ચ વેઠી ભણાવીએ અને ભાઈ કમાતા થાય એટલે અમને મદદ કરવાની વાત તો ક્યાં પણ બાને જાત્રા કરાવે ! તો પછી અમે એવા મૂરખ ઓછા છીએ કે બરડો તોડી દિયરને ભણાવીએ ? એની કમાણીની બાજરી અમારે ના ખાવાની હોય તો અમે અમારાં છોકરાંને જ નહિ ભણાવીએ ? છોને એ પણ એ ભાઈઓની જેમ સીમની કાળી મજૂરી કરે. ખબર પડે કે કેટલી વીસે સો થાય છે અને બાને જાત્રા કેમ કરાવાય છે !

બંને ભાઈઓને દિલીપને ભણાવવાનો ઉમંગ હતો. પરંતુ મોટી વહુએ એવો કજિયો માંડ્યો, દેરાણી



એની પાછળ ધસડાવા ટેવાઈ ગઈ હતી એટલે એણે પણ એમાં સૂર પૂરાવ્યો. અધૂરામાં પૂરું આ વરસે ખેતીનો પાક ચાર આની ઊતર્યો હતો, એટલે ખેડૂતને દેવાદાર બનવું પડ્યું હતું. મોટી વહુ એ મુદ્દો પકડીને બેસી ગઈ હતી; દેવું કરીને બાપે દીકરાઓ ન ભણાવ્યા, તો ભાઈઓએ ભણાવવા જોઈએ તેવું કયા શાસ્તરમાં લખ્યું છે? તમને બંને ભાઈઓને બાપે શું કામ દેવું કરીને ન ભણાવ્યા, તે આજે મોટે ઉપાડે નાના ભાઈને ભણાવવા નીકળ્યા છો? અમેય લઈને બેઠા છીએ, અમારેય છોકરાં છે, એમને બાવા બનાવવાની અમારી તૈયારી નથી. બોલતી હતી મોટી વહુ, પણ 'અમે' કહીને એ દેરાણીને પણ અંદર ધસડતી હતી.

કજિયાનું મોં કાળું માની બંને ભાઈઓ મોટા શિક્ષકને મળ્યા. ઘરના કજિયાની વાત કરી અને પૈસા નહોતા તે પણ વાત કરી. નાના ભાઈ જાણે તે દિલની વાત પણ કરી. દિલીપ ભણ્યા વિના રહી જાય તે ઘા ભાઈઓ કરતાં શિક્ષકને વધુ અસહ્ય બને તેમ હતો. એમણે કોઈ રીતે એને ભણાવવાની જવાબદારી લીધી. શાળાંત પરીક્ષામાં એ જિલ્લામાં પહેલો નંબર પાસ થયો હતો એટલે અમદાવાદની એ. જી. ચેરિટી બોર્ડિંગમાં મુખ્ય શિક્ષક એને દાખલ કરાવી શક્યા. ગરીબ વિદ્યાર્થી તરીકે એને શાળામાં પણ માફી મળી. હવે એને ખર્ચ રહ્યું ફક્ત કપડાંનું. એ એવું ભારે ન હતું કે ભાઈઓ છાનુંછપનું ન આપી શકે કે મુખ્ય શિક્ષક પોતાના પ્રિય વિદ્યાર્થી માટે એટલું સહન ન કરી શકે.

*

પરંતુ દિલીપ તો એવું ઇચ્છતો હતો કે કોઈનું ન લેવું પડે ત્યાં સુધી સારું અને લેવું જ પડે તો સાહેબનું લેવું અને કમાઈને તુરત એમને વાળી આપવું. ભાઈઓ જો આટલા બધા વહુઓથી દબાયેલા હોય તો એમનું છાનુંછપનું થઈને શું કામ એમને વહુઓના ચોર બનાવવા? આ વિચાર પાછળ ભાઈઓ પ્રત્યે તિરસ્કાર પણ હતો. પોતાની ગેરહાજરીમાં બાને શું વીતશે એ કલ્પના એની ઊંઘ ઊડાડી મૂકવા પૂરતી હતી. એને અહીં મહા સુખ હતું. ગામમાં કદી જોવા ન મળે તેવું આલીશાન બોર્ડિંગનું પાકું મકાન હતું. અનેક વિદ્યાર્થીઓની સોબત હતી. ઘેર તો લૂખો રોટલો અને ખીચડીનું ભોજન હતું અને અહીં દાળભાત રોટલી ને શાકનું જમણ હતું! પરંતુ બાનો વિચાર આવતાં એના મોંમાં બેઠેલો સ્વાદિષ્ટ કોળિયો રસહીન બની જતો હતો. પોતે બાને હજુ સુખી કરી શક્યો ન હતો અને પોતાની શેહમાં તણાઈ ભાભીઓ કજિયો કરતાં ડરતી પણ ન હતી, છતાં બાને હૈયું ઠાલવવાનો પોતે વિસામો હતો એ ઓથ પણ પોતાના શહેરમાં આવવાથી બાની જતી રહી હતી, તે વિયોગનું દુ:ખ દિલીપને ઓછું ન હતું. એનું ચાલ્યું હોત તો એ બાની સાથે રહેવાના એકમાત્ર સુખ ખાતર, માને ઓથ આપવાની ભાવનાને વશ થઈ, એ ભણવાનો, કમાવાનો લાભ છોડી, ઘેર ચાલ્યો ગયો હોત. અરે, એ ઘેરથી અહીં આવ્યો જ ન હોત અને બંને ભાઈઓની જેમ કાળી મજૂરી કરવાનું એણે પસંદ કર્યું હોત. પરંતુ બાનો જ અતિ આગ્રહ હતો કે તારે ભણવા જવું. એ પોતે તો ભણતરમાં કંઈ સમજતી ન હતી પણ શિક્ષકો દીકરાના વખાણ કરતાં થાકતા ન હતા અને એ તમારી કૂખ ઉજાળી મોટું નામ કાઢશે, એ શબ્દો જ માના હૈયાની તૃપ્તિ માટે પૂરતા હતા.

દિલીપે બાના આગ્રહને વશ થતા મન મનાવ્યું હતું કે પાંચસાત વર્ષ સુખદુખે કાઢી નાખવાં, પછી બાને કાયમ વધુ સુખી કરી શકાશે. પરંતુ બે વરસમાં જ એને સમજાઈ ગયું કે બાને એટલાં બધાં વરસ દુખી થવાની જરૂર નહિ રહે. પહેલાં બે વરસ એણે બોર્ડિંગનો હિસાબ રાખવાનું કામ સ્વીકાર્યું એટલે એનાં કપડાં, પરચુરણ ખર્ચ અને બાનાં કપડાં એ સારી રીતે કાઢી શક્યો હતો. ભાઈ-ભાભીઓ પ્રત્યે એનું હૈયું હરખાતું ન હતું, પરંતુ એમનાં બાળકો

તરફ એને એટલી જ માયા હતી. રજાઓમાં એ ઘેર જતો ત્યારે એમને માટે મીઠાઈ અને રમકડાં પણ લઈ જતો હતો. એ માનતો કે ભાભીઓ એથી ખુશી થશે. પરંતુ બાનાં કપડાં એ લઈ જતો એ જ ભાભીઓને દુઃખી થવા પૂરતું હતું—આંગળાથી નખ વેગળા તે વેગળા. ઘરડે ઘડપણ બાને જેવાં લૂગડાં હોય તેવાં ચાલે. થીગડું મારે તો પણ શી આબરુ જવાની હતી ? અને નાનાં છોકરાંની પહેરવા-ઓઢવાની ઉંમર ગણાય, શહેરમાં રંગબેરંગી ભાતભાતનાં કપડાં પણ સારાં મળે છે. પરંતુ ભત્રીજાને પૈસે-બે પૈસે મીઠાઈ રમકડાંથી રીઝવે છે અને બાને...પરિણામે વાતવાતમાં વહુઓ સાસુને મહેણું મારતી—તમારે તો ખબર લેનારો નાનો છોકરો છે ને, અમારી તમારે શી સાડાબાર છે !

*

બાની ઉંમર વધતી જતી હતી, સહનશીલતા ઘટતી જતી હતી, વાતવાતમાં એમનાથી રડી દેવાતું હતું અને રડીને હૈયું હલકું કરવાનું સ્થાન, દિલીપ દૂર પડ્યો હતો એટલે મનમાં ને મનમાં મૂંઝાતાં હતાં. એકાંતમાં રડી લેતાં પણ એને ઝીલનાર સામું હૈયું નહોતું. એટલે ભાર ઓછો થતો નહોતો. રજાઓમાં દિલીપ આવતો ત્યારે દિલની એ વાત એને કરી કર્યા એને દુઃખી કરવો. એને શહેરમાં કાયમ થયા કરે કે બા દુઃખી છે અને એનું ચિત્ત ભણવામાં ન રહે. એટલે એ પૂછતો તો પણ બા કહેતી કે વહુઓનો સ્વભાવ પહેલાં કરતાં સુધર્યો છે. તું ભણે છે એટલે બા સાથે બગાડીશું તો દિયર કમાશે ત્યારે આપણને મદદ નહિ કરે એ બીકે મારી સાથે કજિયો કરતી નથી. વહુઓ પણ દિલીપ રજાઓમાં આવતો ત્યારે બને ત્યાં સુધી કજિયો ટાળતી હતી. એ હવે ભણવાનો, કમાવાનો એ ભવિષ્યનું તેજ એમના ઉપર પડતું હોય તેમ એ આવે ત્યારે અને જાય ત્યારે કંસાર પણ કરતી હતી. ભાભીઓના એના પ્રત્યે સુધરેલા વર્તન ઉપરથી એ ભુલાવામાં પડ્યો અને બા પણ સુખી છે તેમ માની લીધું. પરંતુ બીજું વર્ષ પૂરું કરી એ છ મહિને આવ્યો ત્યારે બાનું લથડી ગયેલું શરીર જોતાં જ રડી પડ્યો. બાથી પણ એવું જ સામું રડી દેવાયું. મોટી વહુ આ વખતે સંયમ જાળવી શકી નહિ અને બોલી ઊઠી : ' અમારા ઘરમાં દુઃખ પડતું હોય તો રહો છો શું કરવા ? મા-દીકરાને આ સારી ટેવ પડી છે કે અમારું ખાવું અને અમને ભૂંડાં દેખાડવાં. સામસામાં રડીને અમને લોકોમાં ભૂંડાં દેખાડવાં હોય તો નીકળો અમારાં ઘરમાંથી બહાર.'

દિલીપને માટે ઘડો ભરાઈ ગયો હોય તેમ બાનો હાથ પકડી એ બોલ્યો : ' બા ચાલ, આ ઘરમાં તેં દુઃખ વેઠવામાં બાકી રાખ્યું નથી.'

બા શિયાવિયા થઈ ગઈ. પાછળ ઘસડાવાનો ઇનકાર કરતાં બોલી : ' ગાંડો થયો કે શું ? '

દિલીપ : ' ગાંડો નથી થયો, પણ આવું લાંબુ ચાલશે તો જરૂર ગાંડો થઈ જઈશ.'

મોટી વહુ : ' ભણ્યા એટલે બીવડાવતા હશો નહિ ? ઘસાયાં હોઈશું તો હજુ અમે ઘસાયાં છીએ. હજુ કમાઈનો પૈસો આવ્યો નથી ત્યાં આટલો દાબ મૂકો છો. તો કોણ જાણે પૈસા લાવશો ત્યારે તો ઘરમાંય નહિ રહેવા દ્યો, કોઈ અહીં રહીને ગાંડું થઈ જાય તેવો અપજશનો ટોપલો મારે શું કરવા લેવો પડે. તમે તમારા બાપના છોકરા હો તો જોજો આ ઘરમાં પગ મૂકતા !'

દિલીપ આ વખતે બાને માટે કપડાં ઉપરાંત થોડા રૂપિયા પણ લાવ્યો હતો. કોઈ વખત કોઈ ચીજ લેવી કરવી હોય તો પંદર-વીસ રૂપિયા બા પાસે હોય તો વહુઓની આંખો ચાર થાય તે એ સમજતો હતો. એટલે સાહેબને એ આપી જવા માગતો હતો કે બાને જોઈએ ત્યારે એમની પાસેથી એ લઈ શકે. એ રૂપિયા બા સાથે જુદા રહેવામાં એક મહિનામાં ખર્ચાઈ ગયા. પરંતુ એ મહિનામાં મા-દીકરાએ જે નિરાંત અનુભવી તે પણ એવી હતી કે દિલીપને થયું કે બાને પોતે જાત્રા કરાવતો કરાવશે પણ માનસિક જાત્રા તો કરાવી



દીધી. બાની આગળ એણે કુંવરબાઈનું મામેરું, શામળશાનો વિવાહ, નરસિંહ મહેતાની હૂંડી, નળાખ્યાન, હરિશ્ચંદ્ર આખ્યાન વગેરે પૌરાણિક કથાઓ વાંચી સંભળાવી. બીજાં બૈરાં પણ સાંભળવા બેસતાં. થોડાં વૃદ્ધો અને બાળકો પણ આવતાં. મહિનાની આખરે એ વિદાય થયો ત્યારે બા પ્રત્યેનું પોતે જિંદગીમાં કંઈક ઋણ અદા કર્યું તે ભાવ સાથે બાથી છૂટા પડતાં, છલકાતી આંખે, એણે વિદાય લીધી. એણે ન કલ્પેલી જવાબદારી એને અદા કરવાની થઈ. દર મહિને બાને દસ રૂપિયા મોકલવાનું કહીને એ વિદાય થયો હતો. પરંતુ એને બીક હતી કે પોતે એ શી રીતે પહોંચી શકશે. બોર્ડિંગના બે વરસના એના વસવાટથી એણે ગૃહપતિ અને મંત્રીને જીતી લીધા હતા. એ પોતાને કોઈ રીતે મદદ કરશે તેવી એને શ્રદ્ધા હતી છતાં ઘેરથી નીકળતાં પહેલાં એ સાહેબની વિદાય લેવા ગયો ત્યારે એમને કહેતો આવ્યો હતો કે કોઈ વખત મારે રકમ મોકલવાની વહેલીમોડી થાય તો તમે બાને પૈસા આપશો. બા માગે એવી નથી એટલે તમે સામે જઈને આપવાની તસ્દી લેશો. સાહેબ ઉપર જ એ રકમ મોકલવાનો હતો એટલે મોડું થયાની એમને ખબર પણ પડ્યા વગર ન રહે. શિક્ષકને તો પોતાનો દીકરો ભણતો હોય એટલો આનંદ હતો. એટલે એમણે એને ચિંતા ન કરવા દિલાસો આપ્યો હતો. છેલ્લા પ્રસંગમાંથી માતૃભક્તિ એણે જે રીતે બતાવી હતી તેથી શિક્ષક એના ઉપર મુગ્ધ થઈ ગયા હતા.

એ જ રીતે, એ પ્રસંગ જાણતા બોર્ડિંગના સેક્રેટરી એના ઉપર વારી ગયા. એમનો દીકરો અંગ્રેજી પહેલા ધોરણમાં હતો. તેનું ટ્યુશન દિલીપને આપ્યું. ધંધાદારી શિક્ષક કરતાં ભાવનાશાળી વિદ્યાર્થી પાસેથી પોતાનો દીકરો વધુ સંસ્કાર પામશે એનો હર્ષ પણ ટ્યુશન આપતાં સેક્રેટરીને ઓછો ન હતો. માને દર મહિને નિયમિત દસ રૂપિયાની રકમ મ. ઓ. થી મળતી જોઈ દિલીપનાં ગામલોક વખાણ કરવા લાગ્યા. સ્ત્રીઓ માંહેમાંહે વહુઓની ટીકા પણ કરવા લાગી—અક્કર્મીના પડિયા કાણાં તે આનું નામ. આવો સારો છોકરો કમાતો ત્યારે ભાઈઓને સુખી કરવામાં પાછું વાળીને ના જોત પણ એકલપેટી વહુઓ સાસુને રાખી શકી નહિ એટલે એ જ પાછળથી પસ્તાશે. હજુ ભણે છે, મૂછ પણ ફૂટી નથી ત્યાં આમ કમાવા લાગ્યો ત્યારે ભણી રહીને એ કેટલું કમાશે? મોટા માસ્તર પહેલેથી કહેતા હતા કે છોકરો રતન પાકશે તે ખરેખર સાચું પડ્યું.

બાને તો સ્વર્ગ નીચે ઊતર્યું હોય તેવું થયું. નહિ વહુઓની કચ કચ કે નહિ ફીસીઆરી, નહિ છોકરાઓનું ઓશિયાળું કે નહિ એમની બીક. સૌનો ભગવાન છે. સાસરેથી દીકરીને મળવા તેડાવવાનું મન થયું હોય તો પણ વહુઓની બીકે જીવ નહોતો ચાલતો, એ પણ નિરાંત થઈ હતી. મોટા માસ્તર પાસે કાગળ લખાવ્યો કે ત્રીજે દહાડે દીકરી આવીને ઊભી રહી. બહેન આવ્યાની વધામણી દિલીપને અમદાવાદ લખી જણાવી ત્યાં ત્રીજે દહાડે બહેન માટે એણે વધારાનો દસ રૂપિયાનો મ. ઓ. મોકલી દીધો, માને હરખનાં આંસુ આવી ગયાં. અને મનમાં પસ્તાવો પણ થયો કે મેં ભૂંડીએ દીકરાને લખીને ક્યાં દુઃખી કર્યો? શહેરમાં ઓછા પૈસાનાં ઝાડ છે કે ચૂંટીને મોકલી દે! લોકોને છોકરા ભણાવવા ખર્ચ કરવો પડે છે અને મારા દિલીપને બિચારાને મારે લીધે ભણતાં ભણતાં કમાવું પડે છે. ઘડી માને દુઃખ તો થયું પણ એ દસેય રૂપિયા દીકરીને ચીજવસ્તુઓ લઈ આપવામાં બાએ ખર્ચી નાખ્યા. પછી તો રજાઓમાં દિલીપ જ્યારે ઘેર આવવાનો હોય ત્યારે બહેનને લખી નાખતો અને તે પિયર આવી પહોંચતી. કાકા આવ્યા છે જાણતાં મીઠાઈ મળશે, રમકડાં મળશે, માની ભત્રીજાઓ દોડી આવવા તલસી રહેતા પણ વહુઓ એમને પકડી રાખતી અને ધમકાવી કાઢતી. પહેલી વખત તો દિલીપ ભાઈઓને ઘેર ન ગયો પણ બીજી વખત ભત્રીજા–ભત્રીજીઓને લાવેલી મીઠાઈ અને રમકડાં આપવા ગયો ત્યારે ભાભીઓએ શરમાતાં–લજાતાં ખબર પૂછી: 'આવી ગયા ભાઈ, શરીર તો

તો સારું છે ને !' અને ભાઈઓ સાથે તૂટેલો સંબંધ એણે ફરીથી જોડી દીધો ત્યારે તો ગામમાં એની વાહ વાહ થઈ—ભાઈ હોય તો આવો હોજો ! ભગવાને એને બુદ્ધિ આપી છે, નાની ઉંમરમાં આટલી સરસ્વતી આપી છે, પછી એનામાં ડહાપણુ ન હોય તો, એનામાં અને એના મોટા ભાઈઓમાં ફેર શો !

ગ્રેજ્યૂએટ થઈ જતાં દિલીપનું સ્વપ્ન હતું કે બાને પોતાની સાથે શહેરમાં રાખવી, થોડા પૈસા બચે એટલે સૌ પ્રથમ કાશીની જાત્રા કરાવવી. એની કોલેજમાં એ બી. એ. માં પ્રથમ આવ્યો અને ફેલો નીમાયો એ સાથે જ એણે બે રૂમનો નાનો સરખો સ્વતંત્ર ફ્લેટ ભાડે રાખ્યો. ટ્યુશન અને ફેલોશીપમાંથી એ ખર્ચ કાઢવા માગતો હતો અને સાથે સાથે એમ. એ. કરવા માગતો હતો. રજાઓમાં ઘેર જઈને એણે બાની સમક્ષ વધાઈ ખાતાં કહ્યું કે તારે હવે મારી સાથે રહેવા આવવાનું છે. મેં ઘર પણુ ભાડે રાખી લીધું છે. દિલીપે માન્યું હતું કે બાનું નિસ્તેજ મો ક્ષણિક તો હર્ષમાં ઝબકી જશે. પરંતુ એ નિસ્તેજપણામાં ઉમેરો કરતાં બાએ કહ્યું : 'તારું ઘર ન મંડાય ત્યાં સુધી ખાલી ઘરમાં મને આવવાનો શો અભરખો હોય ?'

દિલીપને કોઈએ ફટકો માર્યો હોય અને તમ્મર ચડે તેમ ઘડીભર વિચારની તમ્મર ચડી ગઈ. એમાંથી કળ વળતાં એ બોલ્યો : 'બા, બે વહુઓએ પણુ તારા લાડકોડ નથી પહોંચ્યા કે એવો ગાંડો અભરખો રાખે છે !'

બા : 'બેટા, તને ગાંડો અભરખો લાગે તે સમજું છું. પણુ માને તો દીકરાની લીલી વાડી જોઈ હરખ થાય. હું તો ખર્યું પાન ગણાઉં. હું તો આજ છું ને કાલે નથી. મારા સુખ માટે તારું ઘર ઉજ્જડ રહે, તેવું મા કદી ઝંખે ખરી ?'

બાની એ ભાવનાથી દિલીપ ભીંજાઈ ગયો અને એની આંખ ભીની થઈ ગઈ. એને લૂછી નાખતાં એ ગળગળા સાદે બોલ્યો : 'બા, આ વહુઓ તો હજુ સારી કે લડે ઝઘડે તો ય એક સંસ્કારની એટલે તને વેઠી લે. પરંતુ હું ભણેલી છોકરી પરણું અને તું તો સાવ ગામડિયણુ સાસુ વહુ વાતવાતમાં નાકનું ટેરવું ચડાવે અને તારી હાજરી એને ગમે જ નહિ.'

બા : 'એને નહિ ગમે તો હું નહિ આવું. આ ગામડાની વહુઓને ના ગમ્યું તો શહેરની સુધરેલી છોકરીને તો હું ના જ ગમું તે સમજું છું. તારું હેત મારા ઉપર છે એટલે બસ, વહૂનું હેત નહિ હોય તો મારે શું કામ છે ? મરતી વખતે વહુઓએ મને દુઃખ દીધું એ સાંભળવાનું નથી. બધા છોકરાઓની અને છોડીની લીલી વાડી જોતી જોતી આંખ મીંચીશ એથી મોટું ધન્ય ભાગ્ય મારે બીજું શું જોઈએ ? તેં ના સંભાર્યું હોત તો ય આ વખત હું તને કહેવાની હતી કે હવે તું ભણી રહ્યો. તું હવે પરણુ એટલે મારો જીવ ગતે જાય !'

*

દિલીપનું બાને શહેરમાં લઈ જવાનું સ્વપ્ન ફળ્યું નહિ. એ એકલો રજાઓ ખૂલતાં પાછો આવ્યો. બોર્ડિંગમાં વસતિ વચ્ચે રહેલો એટલે ઘર એને એકલાને ખાવા ધાતુ હતું. પોતે નહિ પરણે ત્યાં સુધી બા સાથે રહેવા નહિ આવે અને પરણશે તો આજની છોકરી ગામડિયણુ બાને સાથે નહિ રાખી શકે. આજ સુધી ભાઈઓ બાને નહોતા રાખતા એ દુઃખ તો પરાણે પણુ સહ્યું ગયું, પણુ પોતે જ ન રાખી શકે એ કેમ સહેવાય ? પોતે ગામડાની અભણુ છોકરી પરણે તો એ સહી શકે તેમ ઓછું હતું ? બંને ભાભીઓ ગામડાની અને અભણુ જ હતી ને ? અને બા કહે છે તેમ એને સારું હું મને પસંદ ન હોય તેવી અભણુ છોકરીને પરણું તેનો પણુ શો અર્થ હતો ? એમ. એ. થતાં સુધીનાં બે વરસ દિલીપે એ દ્વિધામાં ખેંચી કાઢયાં. એની સાથે પ્રીવિયસથી તે એમ. એ. સુધી ભણુતી મીનાક્ષી સાથે છેવટ એણે પરણુવાનું નક્કી કર્યું. છેલ્લાં બે વરસમાં એ બંને મળતાં ત્યારે એ ઇરાદાપૂર્વક બાની વાત કાઢતો હતો. બંને એકબીજા પ્રત્યે આકર્ષણુ અનુભવે છે તેનો ખ્યાલ



આવી ગયો હતો એટલે પોતાની માનસિક સ્થિતિનો એને પૂરેપૂરો ખ્યાલ આવે તે માટે ગમે તે વિષયની વાત ચાલતી હોય. છેવટ ફરી ફરીને એ બાના દષ્ટાંતથી એની સમાપ્તિ કરતો હતો.

મીનાક્ષીએ કટાક્ષ કરતાં કહ્યું હતું : ' દરેક વાતમાં બાને ન લાવો તો પણ હું નાની કીકલી નથી કે એ ન સમજી શકું. '

દિલીપ : ' કહે જોઉં, તું શું સમજી છે ? '

મીનાક્ષી મોં ઠાવકું રાખી બોલી : ' આપણે લગ્ન કરીએ તો વિધિ હિન્દુ નહિ પણ મુસલમાનની કરવાની છે તે. '

દિલીપ : ' મેં એવું ક્યારે કહ્યું છે ? '

મીનાક્ષી : ' પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ બીજું શું કહો છો ? મિયાંભાઈના લગ્નમાં જેમ વરને બધું કબૂલવું પડે છે—પાણીકી મટકી કબૂલ ? કબૂલ. લકડીકી ભારી કબૂલ ? કબૂલ. તેમ આ લગ્નમાં મારે કબૂલવાનું છે. બાને સાથે રાખવા પડશે, છે કબૂલ ? કબૂલ. એમની સેવા કરવી પડશે, કબૂલ ? એ જેવાં છે તેવાં સહી લેવાં પડશે, કબૂલ ? એમની પૂજા કરવી પડશે, કબૂલ ? '

દિલીપ છેલ્લા વાક્ય સાથે મુક્ત રીતે હસી પડયો. બોલ્યો : ' મીનાક્ષી તું એકલી નહિ, કોઈ પણ મજાક કરે એવી મારી સ્થિતિ છે. હું માતૃભક્ત જ નથી, માતૃઘેલો છું. એ ઘેલછા વેઠી લેવી કોઈ પણ સ્ત્રીને માટે અઘરી છે અને તેથી જ સાચું પૂછે તો મારા લગ્ન કરવાની હિંમત ચાલતી નથી.'

મીનાક્ષી : ' તમે જેમ માતૃઘેલા છો તેમ હું દિલીપઘેલી છું એટલે મારે માટે એ વેઠી લીધા વિના બીજો રસ્તો ક્યાં છે ? '

મારો દલપત પરણે છે તે શુભ સમાચાર જાણતાં બા અમદાવાદ આવી પહોંચ્યાં. દિલીપનું મૂળ નામ દલપત હતું તે પણ બા આવ્યાં ત્યારે જ મીનાક્ષીએ જાણ્યું. પહેલા ધોરણમાં એને નિશાળમાં દાખલ કર્યો ત્યારે શાળાના શિક્ષકે એવું જૂનવાણી નામ બદલી, મોટાભાઈની સંમતિથી એનું નામ દફતરમાં દિલીપ લખ્યું હતું. ગામલોક તો હજુ પણ એને દલપત કહીને સંબોધતા હતા. બાને પૂછો કે દલપતનું નવું નામ શું તો એને યાદ પણ ન આવે ! એ જ રીતે મીનાક્ષી કહીને વહુને બોલાવવી તે પણ અઘરું હતું. ઘેર તો એ મોટી વહુ, નાની વહુ, એમ જ બોલીને ચલાવતી હતી, પરંતુ મીનાક્ષીને નર્યું 'વહુ'નું સંબોધન કરે એ તેને ન ગમે. પરંતુ એણે જ સામે ચાલીને બાને કહ્યું : 'મને, મીનાક્ષીને બદલે મણિ કહીને બોલાવજો. તમને અઘરું નામ બોલતાં નહિ ફાવે અને મણિ ઝટ જીભે ચડી જશે. '

બાને તો એ ગમી ગયું પણ દિલીપને લાગ્યું કે મીનાક્ષી બાની ગમ્મત કરે છે. એણે ઠપકો આપ્યો એટલે તરત મીનાક્ષીએ કહ્યું : ' કાં દલપત, જૂના નામ સાથે તો જૂનું નામ મણિ જ સારું લાગે. દિલીપ જોડે મીનાક્ષી શોભે આપણે બહાર દિલીપ-મીનાક્ષી પણ ઘરમાં દલપત–મણિ ! ' અને સાચે જ એ ઘરમાં દિલીપને દલપત કહીને જ, બાની જેમ સંબોધતી. એનું સાટું વાળવા દિલીપ પણ એને મણિ કહીને બોલાવતો !

બા જૂનવાણી એટલે વર–વહુનું નામ એકબીજાં દે તે નહિ ગમતું હોય માની મીનાક્ષીએ પૂછ્યું : ' બા, અમે નામ દઈને બોલીવીએ છીએ, તે તમને ગમે છે ? '

બા : ' તમે બંને કલ્લોલ કરો છો એ જ મારે બસ છે. પછી તમે શું કર્યું અને શું ના કર્યું, એની શું કામ ચિંતા કરું ? '

દિલીપે માન્યું હતું કે મીનાક્ષી ફરજ તરીકે બાને નિભાવી લેશે અને બા પણ ભલી છે એટલે એને એટલાથી પૂરતો સંતોષ થઈ રહેશે. પરંતુ મીનાક્ષીએ બા સાથે પોતાની સગી મા જેમ વર્તવા માંડ્યું. એ પોતે શહેરમાં ઊછરી હતી. એનું કુટુંબ ત્રણ પેઢીથી શહેરમાં રહેતું હતું એટલે બાની ગ્રામબોલી, બાની ગ્રામદુનિયા અને તેના રિવાજ માન્યતા એને માટે

નવાં હતાં પણ દુઃખદ ન હતાં. બાની સાથે એ શહેર અને ગ્રામ સંસ્કારની આપ-લે કરતી હતી. લગ્ન વખતે માણુ વખતે દીકરી વળાવતાં, નવરાત્રીમાં, શરદ પૂર્ણિમા ઉપર, ગૌરીવ્રતમાં એમ જુદા જુદા વખતે ગામડામાં કેવાં ગીત ગવાય તે બા પાસેથી એ સાંભળતી હતી અને શહેરમાં કેવાં ગવાય છે તે એ સાથે સંભળાવતી હતી.

દિલીપે જિંદગીમાં પહેલી વખત બાને ગાતી સાંભળી, બાને આટલાં ગીત યાદ હશે. આવી હલકથી એ ગાતી હશે એવી તો એને કલ્પના પણ આવી ન હતી. દિલીપ એ સાંભળી બાને ઠપકો આપતો; 'બા તુંય આમ દેખાય છે ભોળી પણ ખાસ્સી પાકી છે. આજ સુધી તેં કોઈ વખત મારી સમક્ષ તો ગાયું જ નથી અને પારકી જણી મણિ આગળ આટલે વર્ષે હૈયું ખોલે છે!'

બા: 'બેટા, તું જન્મ્યો ત્યારે તો હું ખૂણા વાળતી હતી. આ ઉંમરે ગામડામાં ઓછું ગવાય છે? વળી તું આટલી ઉંમરનો એટલે એ ઉંમરે આવું સારું પણ ના દેખાય. મણિ કહે છે કે શહેરમાં એવી ખોડ ના ગણાય એટલે ઘરમાં ગાઉં છું. અને હજુ એ બધાં ગીત ભૂલી ના હોઉં તેમ યાદ આવે છે.

મીનાક્ષીએ દિલીપ ભણી તીરછી નજર કરી: બાને ઉદ્દેશી કહ્યું: 'એ તો વાતોએ ચડાવી ગીતમાં ભંગ પડાવશે. પેલું અધૂરું ગીત પૂરું કરો.' મીનાક્ષી ઘરમાં જ બા સાથે ભળતી હતી એવું નહોતું. બહાર જવાનું હોય, બાને સમજાય તેવો વિષય હોય તો એ વ્યાખ્યાનમાં પણ લઈ જતી. કોઈ સ્થળ જોવા પણ લઈ જતી. એને દેવદર્શનમાં શ્રદ્ધા ન હતી પણ વારતહેવારે યાદ કરીને બાને મંદિર–મહાદેવ અને હનુમાને કૅમ્પમાં લઈ જતી. દેવદર્શને આવવા તો બા તૈયાર થતી પણ ભણેલાંગણેલાં લોક ભેગાં થવાનાં હોય તેવા વ્યાખ્યાનમાં બા ના પાડતી: 'હું ગામડિયણ તારી સાથે આવું તો તું ના શોભે.'

મીનાક્ષી કહે: 'તમને સાથે લઈ જતાં હું શરમાઉં તો જ ખરી રીતે તો ન શોભું.'

મીનાક્ષી આગ્રહ કરીને બાને કૃષ્ણશંકર શાસ્ત્રીના વ્યાખ્યાનમાં લઈ ગઈ. કૃષ્ણશંકરની વાણી આબાલવૃદ્ધ અને ભણેલ–અભણ સહુને સ્પર્શી જતી હતી. બાએ પણ મીનાક્ષીને પાછા વળતાં બસમાં કહ્યું: 'મણિ, મહારાજની વાણીમાં સરસ્વતીનો વાસ છે. સરસ્વતી હાજરાહજુર ન હોય તો વાણી ફૂટે તેમ એ બોલી ન શકે. અને બોલે છે પણ કેવું મીઠું અને મારા જેવી ગામડિયણને પણ સમજાય તેવું ચોખ્ખું.'

અને બસમાંથી ઊતરી પોતાના ઘર ભણી આવતાં બાએ કહ્યું: 'સાચું કહું મણિ, શે'રના લોક આટલા સારા હશે તેવું તો મેં સ્વપ્નેય માન્યું ન હતું. ગામડાની વહુઓમાં ના સમાય તો શહેરની વહુમાં શી રીતે સમાઈશ એમ મેં તો ભય રાખ્યો હતો અને તું તો મારી સગી દીકરી પણ ના રાખે તેવા વહાલથી રાખે છે. દલપતે પૂર્વજન્મે પુણ્ય કર્યાં હશે તે તારા જેવી વહુ મળી અને મેં પણ કર્યાં હશે ત્યારે મારા જેવી ગામડિયણ સાસુને તારા જેવી ડાહી વહુ મળી.'

મીનાક્ષીએ ઘરમાં પ્રવેશતાં દિલીપને કહ્યું: 'સાંભળો, બા કહે છે તે, તમે પૂર્વજન્મે પુણ્યો કર્યાં હશે તે મારા જેવી વહુ તમને મળી.' દિલીપ સામો જવાબ આપતાં બોલ્યો: 'અને તને વગર પુણ્યે મારા જેવો વર મળ્યો છે, નહિ?'

મીનાક્ષી: 'એ તો બાને પૂછો ને.'

દિલીપ: 'બા, તું આ મણિને ખોટી ચડાવી ના મારતી. વહુને ચડાવીએ તો માથે છાણાં થાપે. વખાણી ખીચડી દાંતે વળગે.'

આ તો કહેવા ખાતર દિલીપે કહ્યું હતું એટલું જ, બાકી બાને જેટલું આશ્ચર્ય નહોતું થતું એથી વિશેષ એને થતું હતું—મીનાક્ષીને પરણ્યા પહેલાં પોતે કેટલો બીતો હતો? બાને સાથે રાખવા એ બંધાતી હતી પણ શહેરની છોકરી પછી હાડછેડ કર્યા વિના નહિ રહે અને બા બિચારી દુઃખી થઈ જશે. આ તો



એથી સાવ ઊલટું બન્યું હતું. જાણે આ તો એની બા હોય અને અમારા ભેગી રહેતી હોય તેવું કોઈ કોઈ વાર લાગતું હતું. બંને નોકરી કરતાં હતાં એટલે બા રસોઈ કરવામાં મદદ કરતી હતી. બાને શહેરની રીતરસમ આવડે ક્યાંથી ? બેસ્વાદ ચીજ બની જતી છતાં મીનાક્ષી જાણે એ સ્વાદિષ્ટ હોય તે રીતે આરોગતી અને નજર ત્રાંસી કરી ચેતવી દેતી કે જોજો ભૂલેચૂકે ખોડ કાઢી બેસતા નહિ !

દિલીપને થતું કે સ્વર્ગમાં પણ મારા જેટલો કોઈ સુખિયો દેવ હશે કે કેમ ?

હવે એની એક મનોકામના બાકી રહી હતી, નાનપણમાં શ્રવણનું સ્વપ્ન સેવીને બાને જાત્રા કરાવવાની કામના સેવી હતી, તે પૂરી થાય એટલે પોતે માતૃઋણમાંથી મુક્ત થશે. મીનાક્ષીને પરણીને પોતે પરમ સુખી થયો હતો એ તૃપ્તિથી, એ બાને જાત્રા કરાવવા અધીરો બન્યો હતો. મીનાક્ષી અને એણે નક્કી પણ કર્યું હતું કે વેકેશનમાં બાને લઈને કાશી–મથુરા–વૃંદાવન જઈ આવવું. એ પોતે પણ જીવનમાં પહેલો પ્રવાસ કરશે. મીનાક્ષી બધે ફરી આવી હતી એટલે એ ભોમિયાની ગરજ સારવાની હતી.

જાત્રાની વાત ચાલતાં બા તૃપ્તિનો ઓડકાર ખાતાં કહેતી—મારે બધી જાત્રાઓ પહોંચી ગઈ, ત્રણે છોકરા અને એક છોડી સૌ પોતપોતાનું ઘર લઈને બેઠાં, સૌની વાડી લીલી છે...'

હસીને વચ્ચે દિલીપ બોલતો : ' તારી જાત્રા અધૂરી રહે તો અમારી વાડી લીલી શી રીતે થાય ?'

બા : ' એવું અપશુકનિયાળ ના બોલ. તમે કોઈનું શું બગાડ્યું છે કે ભગવાન મણિની કૂખ ખાલી રાખે ? તારે ઘેર ઘોડિયું બંધાય અને હું હિંચોળું એટલે મારે કાશીની જાત્રા પહોંચી ગઈ.'

મીનાક્ષી ચટરફેટ કરતાં કહેતી : ' તમારે, બા જાત્રા પહોંચી ગઈ હોય, પણ તમારા દલપત દીકરાએ, તમને શ્રવણની માફક કાવડમાં બેસાડી જાત્રા કરાવવાનું પણ લીધું છે. મને પણ પરણતા પહેલાં વચન આપ્યું છે કે એક પલ્લામાં બાને બેસાડીશ અને બીજામાં તને બેસાડીશ, અને ખભે કાવડ લઈ બા–વહુને ચાર ધામની જાત્રા કરાવીશ, ત્યારે હું તમારા દીકરાને પરણી છું, તમારે જાત્રા ના કરવી હોય પણ હું કાવડમાં બેસવાનો લહાવો શાનો જતો કરું ?'

બા : ' ડાહી થઈને તારાથી પાપમાં પડાય એવું બોલાતું હશે ?'

*

મણિકર્ણિકા ઘાટે ગંગાસ્નાન કર્યાં પછી બાને લઈને દિલીપ કાશી વિશ્વનાથનાં દર્શન કરવા ગયો. આજે તહેવારને લીધે યાત્રીઓની ભીડનો પાર ન હતો. બાનો બંનેએ એક એક હાથ પકડવો તેમ નક્કી કરેલું, પણ ગંગાસ્નાન કરી મીનાક્ષી કપડાં બદલતી હતી અને સ્ત્રી ધર્મમાં આવી. એ પોતે તો માસિક ઋતુમાં અપવિત્રતા જેવું માનતી ન હતી, પરંતુ યાત્રાધામમાં જો એ પળાતું હોય તો એની ફરજ હતી કે એ સ્થિતિમાં દર્શન કરવા ન જવું. બાને લીધે એ ઘરે પણ પાળતી હતી અને રસોઈ કરતી ન હતી એટલે એ દર્શન કરવા આવે તેમાં બા સંમત ન થાય. દિલીપ બાને લઈને એકલો દર્શન કરવા ગયો. બનારસની એ સાંકડી ગલી, યાત્રીઓની, ઘંટીમાં દાણા દળાય તેવી ભીંસ અને મંદિરમાં પેસવાની એવી ધક્કામુક્કી કે બાનો હાથ ક્યારે છૂટી ગયો તે એને ખબર જ ન પડી અને જેવી ખબર પડી તેવી એણે બાને શોધવા દોડાદોડ કરી મૂકી. દોડવાની તો જગા જ ન હતી, પણ હાંફળા ફાંફળા ફાંફાં માર્યાં પણ બાનો પત્તો ન મળ્યો !

બા ખોવાઈ ! એ વિચાર માત્રે દિલીપ ભાન ભૂલી ગયો હોય તેમ પાગલની માફક બૂમો પાડવા લાગ્યો : બા, ઓ બા ! બા, ઓ બા ! એની એ બૂમો એ ગીર્દી અને કોલાહલમાં યાત્રીઓને કાને ભાગ્યે જ સંભળાતી હતી. મંદિરમાં એ જઈ આવ્યો પણ ત્યાં તો બા ન હતી એટલે એ પાછો ફરીને જેટલી

સ્ત્રીઓ, તેમાંય વૃદ્ધ સ્ત્રીઓને જોતો તેને બરાબર નીરખતો અને સાથે એને મોએ રટણ તો ચાલુ જ હતું : બા, ઓ બા ! પરંતુ એ ધક્કાનો ધકેલાતો એ ગલીની બહાર, જ્યાં દૂર મીનાક્ષી એમની રાહ જોતી ઊભી હતી ત્યાં આવી પહોંચ્યો અને મહાપરાણે રાખેલી ધીરજ ખૂટી જતાં એ નીચે ફસડાઈ પડ્યો અને મોંમાથી અવાજ નીકળી ગયો : 'બા ખોવાઈ!'

મીનાક્ષીને પણ એ જાણતાં આછી ધ્રુજારી આવી ગઈ, પણ સ્વસ્થતા જાળવતાં, દિલીપને બાવડેથી પકડી ઊભો કરતાં એ બોલી : 'તમેય શું હામ હારી જાઓ છો! બા ભૂલાં પડ્યાં હશે તો હમણાં જડશે. કોઈ છેવટ એમને પોલીસ સ્ટેશને પહોંચાડશે. એ તો ઘરડાં છે, એટલે એમને કોઈ ઉપાડી જાય એવો તો સંભવ જ નથી. ઘરડું માણસ તે કંઈ જડયા વગર રહેતું હશે?'

દિલીપ પણ એ સાંભળતાં ટટ્ટાર થયો, સ્વસ્થતા આવી. કંઈક શરમ પણ આવી કે પોતે કેવો મૂરખ કે મીનાક્ષીને જે પહેલી નજરે સૂઝયું તે પોતાને સમજાયું જ નહિ—બાને, ખયી પાનને, કોઈ લઈ જઈને શું કરે? સગા દીકરાઓને વેઠ કરવી ગમતી નથી. તો કોઈ શું કામ એને ઉપાડી જાય?

મંદિર અને ઘાટની આજુબાજુ તપાસ કરવા છતાં બાનો પત્તો ન પડ્યો એટલે મુખ્ય પોલીસ સ્ટેશને ખબર આપી. બાનું વર્ણન આપ્યું. પહેરવેશ જણાવ્યો. ગુજરાતી સિવાય બીજી ભાષા નથી આવડતી તે નોંધાવ્યું. મીનાક્ષીએ પોતાની બહેનપણી ઉપર તાર કરી પોતાના ઘરમાંથી બાનો ફોટોગ્રાફ મોકલવા જણાવ્યું. ત્રીજે દિવસે ફોટો આવી ગયો. ત્યાં સુધી બાનો પત્તો મળ્યો ન હતો તેથી મીનાક્ષીની ધીરજ પણ ખૂટતી જતી હતી. દિલીપ અંદરથી ભાંગી પડ્યો હતો, પરંતુ બાની સાથે સાથે એણે મીનાક્ષીનો પણ વિચાર કરવો જોઈએ. એ ફરજને વશ થઈ, એ પોતાનું દુઃખ બહાર વ્યક્ત કરતો ન હતો. બનારસના છાપામાં બાનો ફોટો છપાયો પણ કંઈ પત્તો લાગ્યો નહિ.

બાને ઉપાડી જવાનું કારણ ઓચિંતુ દિલીપને સૂઝી આવ્યું. એણે એવી વાત પણ વાંચી હતી અને છાપામાં સમાચાર પણ વાંચ્યા હતા તે યાદ આવ્યું. નાનાં છોકરાંને ભીખ માગવા ટોળકી ઉપાડી જાય છે, એની આંખ ફોડી ભીખ મંગાવે છે! બાનો એ જ ઉપયોગ કરવા એવી ટોળકી ઉપાડી ગઈ હોવી જોઈએ. ઘરડાં-લૂલાંને યાત્રીઓ સહેજે દાન કરે એટલે એનો ઉપયોગ કરનાર ટોળકીના માણસે જ મને બાથી છૂટો પાડ્યો હોવો જોઈએ. એમણે એને આંધળી તો નહિ કરી હોય તે વિચારમાત્રથી એનાથી ચીસ પડાઈ ગઈ. મીનાક્ષી પણ એ કલ્પનાનો વિરોધ ન કરી શકી. બંનેએ વેશ બદલીને ભીખ માગનારની ટોળીઓમાં શોધ આદરી. એમાં નિષ્ફળતા મળી એટલે પોલીસની મદદ માગી. પોલીસે ભિખારીઓના જે અડ્ડા હતા તેમાં છાપો માર્યો પણ બાનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો!

પંદર દિવસ બનારસમાં વહી ગયા; રજાઓ પૂરી થવા આવી પણ મીનાક્ષી કયે મોએ દિલીપને કહે કે આપણે જઈએ? દિલીપને વળી વળીને બાને બદલે મીનાક્ષી યાદ આવ્યા કરતી હતી. પોતે ન પરણેલો હોત તો આજે કેટલો સુખી હોત? બાની પાછળ એ ગંગામાં જ વિલીન થઈ જાત એટલે બાને ખોવાનું દુઃખ કાયમ સહેવું ન પડત. પોતે શ્રવણ થવા નીકળ્યો હતો અને શ્રવણનું ભાગ્ય લખાવીને આવ્યો ન હતો. શ્રવણે માબાપની તૃષા છીપાવવા જીવ ખોયો હતો, ત્યારે પોતે બાને ખોયા પછી જીવતો હતો! અને પરણેલો હતો એટલે પોતાને ખાતર નહિ તો મીનાક્ષી ખાતર પણ એણે જીવવું રહ્યું. શ્રવણ કુંવારો હતો એ વાત જ પોતે ભૂલી ગયો ને? ઘેર શું મોં લઈને પાછું ફરવું તે જેમ એના હૈયાની બળતરા હતી તેમ પોતે અહીં રહે અને મીનાક્ષીને એકલીને જવાનું પણ શી રીતે કહી શકે તે કોયડો હતો. રજાઓ ખૂટ્યા છતાં બીજા પંદર દિવસ બન્ને રોકાઈ રહ્યાં. મીનાક્ષી તો હામ હાર્યા વિના રોજ ભિખારી-



ઓની વણઝારમાં ભમતી અને ઘેર જવાનું નામ દેતી નહોતી. છેવટે મહિનાની શોધ પછી હારીથાકીને દિલીપે કહ્યું : 'મીનાક્ષી, આભ ફાટયું ત્યાં થીંગડું કયાં દઈશું ? વિધિને જ આપણા સુખની અદેખાઈ આવી અને એણે જાણીને જ, બાને ઝૂંટવી લીધી, પછી આપણો પ્રયત્ન શું કારગત નીવડવાનો હતો ?'

દિલીપ ઘેર આવ્યો પણ એના દિલમાંથી ખટકો દૂર થતો ન હતો. હે પ્રભુ ! તેં મારા કયા ભવના પાપની આ શિક્ષા કરી છે ? માબાપ દીકરો ખોવે, તે તો આજ સુધી બનતું આવ્યું છે, પણ દીકરો માવતર ખોવે, તે તો મારા કરમમાં જ તેં લખ્યું !

કોઈ પણ સ્ત્રીને ભીખ માગતી જુએ કે દિલીપ ફફડી જાય છે બા—તો નહિ હોય ? અવારનવાર બનારસ આંટો મારી આવે છે. ભીખારીઓના અખાડા ખૂંદી વળે છે પણ બા... આજે તો એ વાતને પંદર વર્ષ વહી ગયાં. બા એની તબિયત અને ઉંમર પ્રમાણે હયાત હોવાનો પણ સંભવ ન હતો છતાં ભીખ માગતી સ્ત્રીઓનો અવાજ દિલીપને એટલો જ બેચેન બનાવી મૂકે છે. આટલાં વર્ષે પણ દિલીપ બાને ભૂલી શક્યો નથી. રાત્રે જાગી જાય ત્યારે બા સાંભરી આવે છે અને તે ફરી ઊંઘી શકતો નથી. મીનાક્ષી જાગી ગઈ હોય તો પણ બોલવાની હિંમત કરતી નથી. પોતાના પ્રત્યે દિલીપને ઉત્કટ લાગણી ન હોત તો તો એ આપઘાત કર્યો વિના ન રહી શક્યો હોત તે પણ મીનાક્ષીની જાણ બહાર નથી.

દિલીપ-મીનાક્ષીની લીલી વાડીથી બાનો આત્મા જ્યાં હશે ત્યાં હરખાતો હશે પણ બાને પોતે ખોઈ એ દુઃખ સાથે દિલીપથી નિઃસાસો નખાઈ જાય છે અને કંઈ આશ્વાસન જડતું નથી ત્યારે બોલાઈ જાય છે : રે નસીબ !

★

પ્રો. હસિત બૂચ

## પરોઢ તારું માગશર

પરોઢ તારું માગશર, આવું નવ જાણ્યું !
પેલા ફોરમતા ફાગણનું,
નીતરતા શ્રાવણનું વ્હાણુંયે આવું નવ માણ્યું !
પરોઢ તારું૦

આજ લગી આંગળીય અડે નહીં એમ, મેં જ
વ્હાલ તારું વેગળું ટાળ્યું;
રીઢું રે કાળજડું મારું તેં કેમ એ જ
વાર્યું ન રહે એવું ગાળ્યું ?
પરોઢ તારું૦

સમ રે હું ખાઉં, મને ટાઢે આ મારગ જો
હીનાનું ઘેન હોય લાધ્યું !
પડકારે સૂરજને ઝીણો આ તારલિયો,
ત્યાંયે જો નેણ હોય સાધ્યું !
પરોઢ તારું૦

આજ લગી કેમ ઊના રોટલાએ સોડતું
પેલું મેં ખોરડું ન ભાળ્યું ?
દેવના દુલાર રૂંવે રૂંવે મેં, મ્હોરતું
રૂપ તારું ગીતમાં ન ઢાળ્યું ?
પરોઢ તારું૦

★



રામુ પંડિત

[૪]

લૉસ એંજલીસ, ૧૯–૧૧–૫૭

અમેરિકાના પ્રખ્યાત કવિ વ્હીટીયરની સ્મૃતિમાં સ્થપાયેલું વ્હીટીયર નામનું અત્યંત સંસ્કારી ગામ લૉસ એંજલીસથી ૨૦ માઈલ દૂર છે. અમેરિકાના ઉપપ્રમુખ રીચાર્ડ નીકસન એ ગામમાં જ ઉછરેલા ને ત્યાંની કૉલેજમાં જ ભણેલા. (એમના ભાઈ વ્હીટીયરના વિખ્યાત રેસ્ટોરાંના માલિક છે—'Nixon's Drive In' નામના આ રેસ્ટોરાંમાં અનેક પ્રવાસીઓ જમે છે. દેશના ઉપપ્રમુખ બનીને નીકસને તો એના ધંધાધારી ભાઈને ન્યાલ કરી નાખ્યો છે.) 'ઘરકી મુરઘી દાલ બરાબર' જેવું વલણ વ્હીટીયરમાં નીકસન પ્રત્યે છે; આમ છતાં વ્હીટીયર કૉલેજના પ્રમુખ ડૉ. પૉલ સ્મિથને હું મળ્યો ત્યારે રીચાર્ડ નીકસન પોતાના વિદ્યાર્થી હતા એથી માંડીને ગુરુ–શિષ્ય વચ્ચેના સંબંધની કેટલીય રસિક–અરસિક વાતો એમણે ગર્વપૂર્વક કરીને વ્હીટીયરમાં નીકસનના એકાદ પણ પ્રશંસકને મળ્યાનો સંતોષ મને મણાવેલો.

ફીલાડેલ્ફીયા જેમ પેન્સિલ્વેનિયા રાજ્યનું 'ક્વેકર સીટી' ગણાય છે એમ વ્હીટીયર કેલિફોર્નિયાનું ક્વેકર ટાઉન ગણાય છે. (Quaker સંપ્રદાય એ શાંતિમય અને અહિંસક ઉપાયો વડે જ વિશ્વના પ્રશ્નોના ઉકેલમાં માનતો એક ઉદારમતવાદી એક ખ્રિસ્તી સંપ્રદાય છે. ગાંધીજી પ્રત્યે એ અસીમ શ્રદ્ધાથી જુએ છે ને એમના સાહિત્ય તથા વિચારોનો પ્રચાર ખૂબ સબળ રીતે આ વર્ગ આજે અમેરિકામાં કરે છે. એમનાં દેવળોમાં માત્ર મૂક પ્રાર્થના થાય છે ને કોઈપણ સમસ્યાના ઉકેલ અંગે એ લોકો સહુ્યોને સર્વાનુમતે સ્વીકાર્ય નિર્ણયો ન લે છે. જ્યાં સુધી એવો સર્વસ્વીકૃત નિર્ણય જ લઈ શકાય ત્યાં સુધી એ રાહ જુએ છે. અણુ બૉંબના અખતરાઓ સામે સૌથી સબળ વિરોધ અમેરિકામાં કોઈ સંસ્થા કરતી હોય તો તે American Friends' Service Committee—ક્વેકર સંસ્થા.) આ શાંત ને સુંદર નગર અનેક માનવતાવાદી ને સાંસ્કારિક પ્રવૃત્તિઓનું ધામ છે. કેટલાંય વર્ષો સુધી આ ગામે મદીરાની દુકાન પણ નહીં પ્રવેશવા દીધેલી. બે વર્ષ પહેલાં જ અદાલતે ચડેલા મામલામાં મદીરાની દુકાનવાળો જીત્યો ને વિરોધના સૂર વચ્ચે ગામમાં દુકાન સ્થપાઈ.

એશિયા–આફ્રિકા ને યુરોપથી આવતા સેંકડો પરદેશી વિદ્યાર્થીઓને વ્હીટીયરના માયાળુ લોકો શનિ–રવિ દરમિયાન પોતાને ઘેર આમંત્રે છે ને અમેરિકાનું કુટુંબ જીવન નિહાળવાની તક આપે છે. અહીંના જીવન સાથે ગોઠવાવાની મુશ્કેલીઓ પ્રત્યે એ લોકો પૂરી હમદર્દી બતાવે છે ને અમેરિકાની સમસ્યાઓ વિષે નિખાલસ ચર્ચા કરે છે.

વ્હીટીયરનાં પ્રથમ દર્શન અમે ચાર વર્ષ પહેલાં લૉસ એંજલીસ આવ્યાં ત્યાર પછી તુરત એક મેઘલી રાતે અમારી યુનિવર્સિટીના પ્રૉફેસર ડૉ. રેનોલ્ડ્ઝ ને એમનાં પત્ની સાથે કરેલાં. બૉસ્ટન યુનિવર્સિટીના વિખ્યાત પ્રાધ્યાપક ડૉ. અમીય ચક્રવર્તી એ રાતે વ્હીટીયરના ક્વેકર ચર્ચમાં બોલવાના હતા. ડૉ. રેનોલ્ડ્ઝને થયું કે એક હિંદી વિદ્વાન બોલવાના છે એટલે અમને સાંભળવામાં રસ તો પડશે જ. આથી એમણે અમને ફોન કર્યો ને વરસતા વરસાદમાં અમને તેડી ગયા. લૉસ એંજલીસના ઔદ્યોગિક વિસ્તારોમાં વરસાદ ને ધુમ્મસ વચ્ચે ગાડી હાંકતાં અમે વ્હીટીયર પહોંચ્યાં ને ડૉ. ચક્રવર્તીનું વેધક પ્રવચન સાંભળ્યું. અમેરિકાની પરદેશ નીતિની એમણે ઠીક ઠીક ખબર લીધી ને હિંદની પરદેશ નીતિની પૂર્વભૂમિકા સમજાવી. ક્રીશુ-

હાથ લાગતાં એ માનવીની નિખાલસ પણ વિનયી વાણીથી હું સાચે જ મુગ્ધ થયો. પ્રવચનને અંતે અમે એમને ને એમના નમ્ર અમરિકી પત્નીને મળીને વરસતા વરસાદ ને ધુમ્મમસમાંથી માર્ગ કાઢતાં પાછાં લૉસ એંજલીસ પહોંચ્યાં ત્યારે કલ્પના પણ ન હતી કે વ્હીટીયર સાથે અમારે આટલી આત્મીયતા બંધાશે.

બીજા માટે ઘસાઈ છૂટીને દુનિયાને વધુ જીવવા લાયક બનાવતાં થોડાંક વ્હીટીયરનાં કુટુંબોએ અમારા ઉપર ઊંડી છાપ પાડી છે.



શ્રીમતી કેથેરીન કોક્સ અને સ્વ. શ્રી લેક્સ કોક્સ.

કેથેરીન કોક્સ વ્હીટીયરના સામાજિક જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. એમના પતિ લેક્સ કોક્સ મૂળ તો હતા ધંધાદારી માણસ, પણ ટેક્સસમાં હબસીઓને વેઠવી પડતી યાતનાઓથી એમનું દિલ ખૂબ ઘવાયેલું ને ત્યારથી એમણે, લઘુમતીના હક્કો માટે લડવાનો નિરધાર કરેલો. વ્હીટીયરમાં રહેવા આવ્યા પછી ત્યાંના ગોરા રહેવાસીઓ હબસી કે ચીની, જાપાની લોકોને વ્હીટીયરમાં ઘર ખરીદવા દેતા નથી એ હકીકત એમણે નોંધી. ધીમેધીમે એમણે એક બે મકાન ખરીદ્યાં ને ગોરાઓના વિરોધ વચ્ચે પણ એક હબસી શિક્ષકને ને ચીની ઇજિનેરને એ વેચ્યાં— ધાકધમકીઓને વશ થયા વગર. વ્હીટીયર કૉલેજમાં એશિયન ને આફ્રિકન વિદ્યાર્થીઓ માટે શિષ્યવૃત્તિઓ શરૂ કરાવી ને અનેક વિદ્યાર્થીઓને પોતાને ઘેર રાખી ભણાવ્યા. લઘુમતીના હકો માટે લડતી સંસ્થાઓમાં પોતે ઉદાર હાથે મદદ કરી ને ખૂબ ઉમદા પ્રતિષ્ઠા સંપાદન કરી. ૧૯૫૫માં કૅલિફોર્નિયાની ધારાસભાની ચૂંટણીમાં ઊભા રહેલા એક આર્મીનીયનના ચૂંટણીફાળા માટે રાખેલા ભોજન સમારંભમાં એક સાંજે એમની તબીયત લથડી ને સીધા હૉસ્પિટલમાં ખસેડવા પડ્યા. અડધી રાતે એમનો માનવતાવાદી આત્મા ખોળિયું છોડી ચાલ્યો ગયો; પણ ખોળિયું કબ્રસ્તાનમાં ન દાટતાં તબીબી વિદ્યાર્થીઓની ચિકિત્સા માટે દવાખાનાને સોંપી દેવામાં આવ્યું—મૃત્યુ પહેલાંની એમની સૂચના મુજબ. એ માનવીને શોકાંજલિ આપવા માટે વ્હીટીયર કૉલેજના મેદાનમાં મળેલી સભામાં અનેક ગોરા ને હબસી લોકો ઉમટી પડ્યા. 'આપત્તિ વહોરવાના શોખીન' એ માનવીની સ્મૃતિ આજે પણ લોકોને કોઈવાર ગળગળા બનાવી જાય છે. એમનાં પત્ની કેથેરીન પતિના અધૂરા કાર્યને એટલી જ નિષ્ઠાથી આગળ ધપાવી રહ્યાં છે. અનેક પરદેશી વિદ્યાર્થીઓને એ સીધી યા આડકતરી સહાય કરે છે ને અહીં ભણી ગયેલા અનેક પરદેશી વિદ્યાર્થીઓ સાથે પત્રવ્યવહાર દ્વારા સતત સંપર્કમાં રહે છે. વ્હીટીયરના સંસ્કારી વર્ગને એ આવી પ્રવૃત્તિમાં ખેંચે છે ને 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવ-

નાને સીંચે છે. એમનું હુંફાળું આતિથ્ય અમે અનેકવાર ચાખ્યું છે, એમના સૌજન્યથી અનેક અમેરિકન કુટુંબોના ઘરમાં જઈને અમેરિકાને અમે વધુ ઝીણવટથી જોઈ સમજી શક્યાં છીએ ને નિખાલસતાથી વિચારોની આપલે કરી શક્યાં છીએ. 'ભૌતિકવાદી' તરીકે પંકાયેલી આ સંસ્કૃતિ પણ મહામના ને ત્યાગી જીવો જન્માવી શકે છે, 'પુણ્યશાળી ભારતભૂમિ'નો એ ઇજારો નથી એ સત્ય અમને વધુ સ્પષ્ટરીતે સમજાય છે.

વ્હીટીયરની શૈક્ષણિક પ્રવૃત્તિઓમાં ખૂબ ઊંડો રસ ધરાવતા ત્યાંની એક ધંધાદારી સેવીંગ્ઝ એન્ડ લોન એસોસિયેશનના પ્રમુખ શ્રી. ડગ્લસ ફર્ગ્યુસન અત્યંત જાગૃત નાગરિક છે. રાજકીય દૃષ્ટિએ એ રીપબ્લીકન છે ને એમનાં પત્ની ડેમોક્રેટ, પરંતુ બંનેનાં સામાજિક મૂલ્યાંકનો સરખાં છે. એમનો કોલેજમાં ઈન્ટરમાં અભ્યાસ કરતો પુત્ર એડવર્ડ ને શાળામાં ભણતી બે પુત્રીઓ ક્રીસ્ટીન ને લીંડા ખૂબ ચબરાક ને માયાળુ છે. કુટુંબ સાહિત્ય ને કલાપ્રેમી હોવા ઉપરાંત આર્થિક રીતે સુખી છે. શ્રીમતી ફર્ગ્યુસન(નામ વીની)ને હિંદુ ફિલસૂફીમાં પણ ઊંડો રસ છે. વ્હીટીયરના એક શાંત વિસ્તારમાં એમનું સરસ મઝાનું ઘર છે, પાછળ નાનો સ્વીમીંગ પુલ ને બાગ છે; ફળફૂલ માટે એમણે એક નાનકડી વાડી પણ બનાવી છે ને આ બધાની દરકાર રાખવા માટે કોઈ નોકર કે માળી નથી. 'ડગ'(ડગ્લસનું ટૂંકું નામ)થી માંડીને સૌ નાનામોટાં ઘરની ને બાગની શોભા ને સ્વચ્છતા વિષે દરકાર રાખે છે. પ્રવૃત્તિથી એ ઘર હમેશાં ગુંજતું હોય છે; અનેક મહેમાનોને માટે આ યુગલ પાર્ટીઓ યોજે છે ને ઠીકઠીક ધમાલભરી જિંદગી જીવે છે.

રંગભેદની નીતિ સામે એમનો સજ્જડ વિરોધ છે. આ વિરોધ માત્ર શાબ્દિક નથી. આ ઉનાળાની રજાઓમાં બે આફ્રિકન વિદ્યાર્થીઓ—નાઈજીરીયાનો એનકેમ ઈફ્રાગ્વુ ને ઇથીઓપિયાની એક છોકરી એલિઝાબેથને એમણે પોતાને ઘેર રાખ્યાં છે; એમની આ નીતિ હવે તો બહુ ટીકાને પાત્ર નથી બનતી; પરંતુ



શ્રી ડગ્લસ ફર્ગ્યુસન અને શ્રીમતી વીની ફર્ગ્યુસન

આજથી પાંચ વર્ષ પહેલાં એમણે જ્યારે એક આફ્રિકન હબસી વિદ્યાર્થીને પોતાને ઘેર રાખેલો ત્યારે

કેટલાક રૂઢિચુસ્ત ગોરાઓએ ધાંધલ કરેલું. રોજ ટપાલમાં ન્નસાચિઠ્ઠીઓ આવતી, અડધી રાતે ટેલિફોનની ઘંટડી વાગતી ને કોઈ અજાણ્યો માનવી 'આ હબસી વિદ્યાર્થીને ઘેરથી કાઢી નહીં મૂકો તો ખૂન કરીશું, ઘર બાળી મૂકીશું' એવી ધમકી પણ આપતો. થોડા વખત માટે તો કુટુંબમાં એક પ્રકારની ભયની લાગણી પ્રવર્તી ગઈ, પરંતુ આ દમદાટીની પરંપરા વધતી ગઈ એમ કોઈ અજબ હિંમત આખાય કુટુંબમાં જન્મતી ગઈ. દાટી મારનાર કાંઈ કરી શકયા નહીં ને ફર્ગ્યુસન કુટુંબની આ પ્રવૃત્તિ વિકસતી ગઈ. એમના ઘણા મિત્રો આજે આફ્રિકન વિદ્યાર્થીઓને પોતાને ઘેર આમંત્રે છે, પોતાનાં બાળકોમાં રંગભેદના પૂર્વગ્રહો ન જન્મે એવું શિક્ષણ પણ આપે છે. એશિયન વિદ્યાર્થીઓ કરતાં આફ્રિકન વિદ્યાર્થીઓની સ્થિતિ આ સમાજમાં જરા કફોડી છે. ગોરા કુટુંબો એમને મુક્ત રીતે આવકારતાં નથી (જો કે આ જાતના પૂર્વગ્રહો કેલિફોર્નિયામાં સૌથી ઓછા છે) ને અહીંના હબસી લોકો પોતાના આફ્રિકન જાતભાઈઓને સમાન દરજ્જાના નથી ગણતા—આપણે ત્યાં ચમાર ભંગીને સમાન ન ગણે એમ. આથી રંગભેદની સામે લડતાં ઘણાં ગોરા કુટુંબો હબસી વિદ્યાર્થીઓની વધુ સંભાળ રાખવા પ્રેરાય એ સ્વાભાવિક છે.

ફર્ગ્યુસન્સની હિંદ પ્રત્યેની મમતા—ખાસ કરીને ગાંધીજીની ફિલસૂફી પ્રત્યેની એમની અખંડ શ્રદ્ધાને કારણે અમે એમની ખૂબ નજીક આવી શકયાં છીએ. વીની સાથે ગાળેલો એક કલાક જુદીજુદી સમસ્યાઓને નવા જ દૃષ્ટિકોણથી તપાસવાની પ્રેરણા આપે એવો હોય છે. વળી એ જ્યારે પણ કોઈ ભોજન સમારંભ ગોઠવે ત્યારે અમને અચૂક આમંત્રે છે. એમની મૈત્રીની મઝા માણવાની તક અમે પણ શકય હોય ત્યાંસુધી ગુમાવતાં નથી.

ગયા શનિ–રવિ ફર્ગ્યુસન્સને ઘેર મહેમાન બનવાનું આમંત્રણ ઘણા વખતથી મળેલું. લોસ એંજલીસની કાંઈક ધમાલિયા જિંદગીથી બે દિવસ માટે મુક્તિ મળશે એ વિચારે આહ્‌લાદતાં અમે ત્યાં પહોંચ્યાં. અમારે માટે ભરચક કાર્યક્રમ એમણે ઘડી રાખ્યો હતો.

શનિવારે સાંજે વ્હીટીયરથી ૫૦ માઈલ દૂર આવેલા પમોનાની પેડુઆ ઈન્સ્ટીટ્યૂટ નામની સ્પેનિશ સાંસ્કૃતિક સંસ્થાની મુલાકાતે અમે ઊપડયાં. આ સંસ્થા વસ્તીથી કયાંય દૂર પહાડોમાં સંતાયેલી છે. એનો ઉદ્દેશ મેકસીકન ને સ્પેનીશ સંસ્કૃતિનો અભ્યાસ કરવાનો ને એ દેશોનાં સંગીત, નૃત્યો ને નાટકોનો આસ્વાદ અમેરિકનોને કરાવવાનો છે...ટેકરી પર એક સ્પેનિશ બાંધણીનું રેસ્ટોરાં છે, સ્પેનિશ હાથકારીગરીની ચીજોની દુકાનો છે ને એક નાનકડું નાટયગૃહ છે. સંસ્થામાં કામ કરતાં મેકિસકનો સાંજે ૬ વાગે ભોજન પીરસે છે, થોડા નૃત્યકારો ને સંગીતજ્ઞો એમની કલાનો પરિચય ભોજન દરમિયાન કરાવે છે ને એ જ કાર્યકરો ભોજનનું કામ આટોપી નાટક રજૂ કરે છે. સ્પેનિશ નૃત્યોમાં શરીરનું હલનચલન સાચે જ થકવી નાખે એવું હોય છે. આંગળીઓમાં કાસ્ટીનેટ્સ ભરાવીને કટ–કટા–કટ અવાજ સાથે તાલબદ્ધ નૃત્ય કરતી મેકિસકન લલનાઓ (Senorita) સરસ રમઝટ બોલાવે છે. 'ગીટાર' એ મેકિસકનોનું પ્રિય વાદ્ય છે; આપણે ત્યાં ભરવાડો ગાય છે એવા જ રાગમાં મુક્તકંઠે ગવાતાં સ્પેનિશ લોકગીતો સાંભળવાની ને એમાં સૂર પૂરાવવાની અમને ખૂબ મઝા આવી.

ભોજન પણ સરસ હતું—મસાલાના શોખીન હિંદીઓને ભાવે એવું. મેકિસકનો ભાત ખૂબ ખાય છે—લીલાં કાઠિયાવાડી મરચાં ને ટામેટાંનો રસ નાખીને એમનો 'સોસ' આપણી તીખી ચટણીની યાદ અપાવે. એ લોકો મકાઈની રોટલી (ટોરટીલા) માં માખણ ચોપડીને સોસમાં બોળી મોંમાં મૂકે છે. એમની મીઠાઈ પણ આપણી નાનખટાઈ જે ઉત્તર પ્રદેશના પેંડાને મળતી આવે. રસોઈ બનાવતાં ન આવડતી હોય એવા ઘણા હિંદી વિદ્યાર્થીઓ અહીંનાં મેકિસકન રેસ્ટોરાંમાં ખાવા જાય છે—હિંદી ખોરાકને ઘણે અંશે મળતી આવતી વાનગીઓ ખાવા.

ભોજન પછી પણ રંજન કાર્યક્રમ (ફીએસ્ટા) ચાલુ રહ્યો. ને રેસ્ટોરાંની બારીમાંથી અમે સોનેરી સૂરજને ટેકરીઓ પાછળ અદૃશ્ય થતો ને કિરણોની ફેરબદલીથી કાંઈક મઝાનું નૈસર્ગિક દૃશ્ય ખડું કરતો નિહાળ્યો. 'ફીએસ્ટા' બંધ થયો ને અમે થિયેટર ભણી વળ્યાં. ૩૦૦ માણસ માય એવા નાના સ્પેનિશ બાંધણીવાળા નાટ્યગૃહમાં 'લોસ નોવીઓસ' નામનું ત્રિઅંકી નાટક સ્પેનિશ ભાષામાં રજૂ થયું. પ્રોગ્રામ બૂકમાં સદ્ભાગ્યે અંગ્રેજીમાં સાર આપેલા હતો એટલે નાટક સમજવામાં અમને મુશ્કેલી નડી નહીં.

મેક્સીકો શહેરમાં પરા વિસ્તારનો એક ખેડૂત ને એની પત્ની પોતાની પહેલી લગ્ન સંવત્સરી ઉજવવાની તૈયારી કરતાં હોય છે. પતિ હોઝે પોતાની પત્ની એન્ટોનીટાની પિતરાઈ બહેન બર્ટાના સૌંદર્ય પર મુગ્ધ હોવાથી એને પણ મિજબાનીમાં આમંત્રે છે. એન્ટોનીટા પતિનાં લક્ષણ પારખતી હોવાથી મનમાં શંકાશીલ બને છે ને બર્ટાને આમંત્રવા બદલ ગુસ્સે થાય છે. ઝઘડો જામે એ પહેલાં મહેમાનો આવવા માંડે છે ને પછી તો નાટક નાટકની જગાએ રહીને સંગીત-નૃત્યની એક મિજલસ જ જામે છે. આ દરમિયાન એન્ટોનીટા રસોડામાં જાય ત્યારે હોઝે બર્ટા સાથે ચેડાં કરે છે. એન્ટોનીટા એ જોઈ જાય છે ને પતિને ને બર્ટાને ઘર બહાર કાઢી મૂકે છે.

બીજા અંકમાં એન્ટોનીટા પોતાની ભૂલ બદલ પ્રાયશ્ચિત કરે છે, એકલવાયાપણાને લીધે એને ઘર ખાવા ધાય છે ને બહેનપણીની સૂચનાથી 'લાસ મેસ્કરીટાસ ફીએસ્ટા' (બુરખા નૃત્ય) ગોઠવે છે.

ત્રીજા અંકમાં બુરખા નૃત્ય ખાસ્સું લાંબું ચાલે છે ને નૃત્યને અંતે બધા બુરખા ખોલે છે તો એમાં બર્ટા તથા એનો પતિ પણ સામેલ હોય છે. પતિ એન્ટોનીટાની માફી માગે છે ને એકલવાયાપણાથી કંટાળી ગયેલી પત્ની વિના વિલંબે માફી આપે છે; પતિપત્ની વચ્ચે સમાધાન થઈ જતાં વળી પાછી નૃત્યની રમઝટ જામે છે ને નાટક પૂરું થાય છે. સ્પેનીશ દેશોમાં 'લાસ મેસ્કરીટાસ ફીએસ્ટા' ખૂબ પ્રચલિત છે, આવા 'ફીએસ્ટા'માં ભાગ લેવાનું આમંત્રણ મળે ત્યારે લોકો બુરખા પહેરીને જવા ને નૃત્યને અંતે એ ખોલવા બંધાયેલા છે.

નાટકને અંતે બહાર મેદાનમાં ખુલ્લા આકાશ નીચે એ જ કલાકારોએ ફરી સ્પેનીશ સંગીત ને નૃત્યની રમઝટ બોલાવી. પ્રેક્ષકોએ જે ગીતો ગાવાનાં કહ્યાં તે ગાયાં. અભિનેતાઓ ને નૃત્યકારોને રૂબરૂ મળવાની પણ તક મળી, પરંતુ એમાંના ઘણાખરા અંગ્રેજી ન સમજતા હોવાથી વિશેષ કાંઈ વાતો થઈ નહીં. અમેરિકામાં એઠાં સ્પેનિશ સંસ્કૃતિની મઝા માણવાની તક મળી એના આનંદમાં અમે પેડ્રુઆ હીલની ટેકરીઓ ઊતર્યાં ત્યારે રાતના ૧૨ વાગી ગયા હતા.

*

Living Stoneની વાન ગોઘ (Van Gogh) નામના ૩૭ વર્ષની યુવાન વયે જીવનલીલા સંકેલી લેનાર ડચ ચિત્રકારની જીવનકથા આલેખતી નવલકથા Lust for Lifeનું ચિત્ર અમેરિકામાં આ વર્ષે



'વિન્સેન્ટ વાન ગોઘ'—પોતે ચીતરેલું કાન કાપ્યા પછીનું પોતાનું ચિત્ર



દરમિયાન રજૂ થયા પછી વાન ગોઘની કળામાં રસ લેનારાઓની સંખ્યા વધી છે. આ પ્રસંગનો લાભ લઈ વાન ગોઘે ચીતરેલાં ચિત્રોનું પ્રદર્શન ફિલ્મ ઉત્પાદકોએ તૈયાર કર્યું છે ને એ ચિત્રો એમના મૂળ માલિકોને પાછાં સોંપાય એ પહેલાં અમેરિકામાં ઠેરઠેર કલા સંસ્થાઓ એનાં પ્રદર્શન યોજે છે. હાલમાં આ પ્રદર્શન લૉસ એંજલીસની મ્યુનિસિપલ આર્ટ ગેલેરીમાં ચાલુ છે. પ્રેક્ષકોની લાંબી કતારો એ જોવા માટે કલાકો સુધી ઊભી રહે છે. બે વાર ગીરદીથી નાસીપાસ થઈને પાછાં વળેલાં અમે ગઈકાલે ખાસ્સા બે કલાક ત્યાં ગાળી આવ્યાં.

વીન્સેન્ટ વાન ગોઘ ( Vincent Van Gogh ) સાડત્રીસ વર્ષની ઉંમરે સજ્જડ નિરાશાથી ઘેરાઈને જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે એના મુઠ્ઠીભર મિત્રો સિવાય કોઈને એના વિષે ખબર ન હતી. એના વિખ્યાત મિત્ર ગોગીન ( Gaugin ) સાથે એણે ચિત્રકલાના ક્ષેત્રમાં કેટલાય પ્રયોગો કરેલા; કલા પ્રત્યેનો બંનેનો દૃષ્ટિકોણ જુદો હોવાથી એ કેટલીયવાર ઝઘડેલા ને અંતે ગોગીને આત્મહત્યા કરેલી. અંગત જીવનમાં અત્યંત દુઃખી વાન ગોઘ કદી સુખનો રોટલો ન ખાઈ શક્યો ને છતાં એની લાગણીની તીવ્રતા એનાં ચિત્રોમાં જીવંતરૂપે વ્યક્ત થઈ. એ લેખક ન હતો; પરંતુ પોતાના હૃદયની વ્યથા એણે સુંદર પત્રોમાં વ્યક્ત કરી છે. એના મૃત્યુ પછી એનાં ચિત્રોની



ઓલીન્ડરના સુવાસિત ફૂલના કુંડા પાસે એમીલ ઝોલાનું 'જીવવાનો આનંદ' પુસ્તક રાખીને આ ચિત્રમાં વાન ગોઘે જે રંગ અને વૃક્ષ જેવી ઘટાની વિશાળતા દાખવી છે તેવું આ એક જ ચિત્ર તેની સમગ્ર ચિત્રકળાનો ખ્યાલ આપે છે.

પ્રતિષ્ઠા એટલી વધી છે કે કોઈ કોઈ ચિત્રો બહુમૂલ્યે વેચાયાં છે. (અહીંના પ્રદર્શનમાં મૂકાયેલાં ચિત્રો પણ પોલીસ ને જાસુસોની ચકોર આંખ નીચે ચોવીસે કલાક રહે છે); ભેખ ધારણ કરી તપસ્યા કરતા વિશ્વના અનેક કલાકારોની એ પ્રેરણામૂર્તિ બન્યો છે— જીવતાં નહીં તો મૃત્યુ પછી પણ પોતાની કલાની કદર થશે એ શ્રદ્ધાએ.

જે કલાકારનાં ચિત્રોની કોઈને ય પડી ન હતી. એ કદાચ ક્યાંક કચરાપેટીમાં પહોંચી ગયાં હોત. એના પ્રત્યે મમતા ને શ્રદ્ધાની લાગણીથી જોતો એનો ભાઈ પણ વાન ગોઘની પાછળ છ મહિનામાં જ મૃત્યુ પામ્યો, અજબનાં એ ચિત્રો અને અરમાનો ને વેદનાથી છલકતા એના અમૂલ્ય પત્રો સચવાઈ રહ્યા ને કલાના ક્ષેત્રમાં વિશ્વ વધુ સમૃદ્ધ બન્યું.

વાન ગોઘની શૈલીની ઊંડી અસર આધુનિક કલા ઉપર પડી છે; આધુનિક શૈલીનો એ પિતા ગણાય છે. નવાઈની વાત તો એ છે કે વાન ગોઘ કોઈ કલાશાળામાં તાલીમ પામ્યો ન હતો; માત્ર પ્રચંડ ઇચ્છાશક્તિ, તમન્ના ને આંતરિક પડકાર એની કલાશક્તિને વિકસાવી શક્યાં હતાં. ઇચ્છાશક્તિ વડે પણ માનવી મહાન કલાકાર બની શકે એની પ્રતીતિ વાન ગોઘે કરાવી. કલાકાર સ્ટુડિયોમાં બેસીને જ ચીતરી શકે એ વિચાર એને જુનવાણી લાગ્યો. ખભે ઘોડી ભરાવી હાથમાં ચિત્રફલક ને કેનવાસ લઈ એ નીકળી પડતો કુદરત જ્યાં સમૃદ્ધ રીતે વેરાયેલી હતી એવા હોલેંડના ખેતરોમાં. ટાઢ તડકો વેઠીને એ ચિત્રો ચીતરતો. એ વાસ્તવિકતાનો પૂજારી હતો અને તેથી જ એની શૈલી આજે આટલી લોકપ્રિય બની છે. એની આકૃતિઓ સાદી ને ભાવવાહી છે. પરંતુ રંગોનું મિશ્રણ કોઈવાર વધુ પડતું ભડકિયું લાગે છે.

૧૮૫૩માં જન્મી ૧૮૯૧માં જીવન આટોપી લેનાર વાન ગોઘની અસર આજે પણ જીવંત છે. એની કલાનો ચમકાર આજે પણ કલાકારો અનુભવે છે. એનાં ચિત્રો કાંઈક એવી વાણી ઉચ્ચારે છે જે સામાન્ય કલારસિકની લાગણીના તારને ઝણઝણાવે છે, આથી જ વાન ગોઘની કલા અમર રહેશે.

*

ત્રીસ દિવસ સુધી સંપૂર્ણ મૌન જાળવનારી એક ૯ વરસની છોકરીની વાત અમેરિકન છાપામાં કાલે પહેલે પાને પ્રસિદ્ધ થઈ છે. સુઝાન નામની આ છોકરીને ઘોડાનો બહુ શોખ. રોજ એના બાપને કહ્યા કરે કે મને ઘોડો આણી આપો. બાપ એવો કંટાળી ગયો કે એણે બોલકી દીકરીને કહ્યું કે તું ત્રીસ દિવસ મૌન જાળવે તો હું ઘોડો લાવી આપું. સુઝાને તો એ જ મિનિટે મૌન ધારણ કર્યું. આખો દિવસ બોલ બોલ કરતારી દીકરી બોલતી બંધ થઈ એટલે માબાપને અતડું લાગવા માંડ્યું. એને મૌન તોડવા ઘણું કહ્યું, ઘોડો લાવી આપવાની પણ ખાત્રી આપી; પરંતુ સુઝાનને એમ કે માબાપ મને ફોસલાવે છે; આથી એ તો નિર્ણયને વળગી રહી. પરમ દિવસે એના મૌનના ત્રીસ દિવસ પૂરા થયા ને કાયર થઈ ગયેલા બાપે સરસ મઝાનો કાળો ઘોડો એને ખરીદી આપ્યો. 'સુઝાન જેવી ભણવાનાં હોંશિયાર પણ અત્યંત વાચાળ છોકરી ત્રીસ દિવસ સુધી મૌન જાળવી શકે એ અમેરિકન નારીના આત્મસંયમની પરાકાષ્ઠા છે, એમ એના શિક્ષકે પત્રકારને મુલાકાત દરમિયાન કહ્યું.

*

સહરાનપુર તાલુકાનો એક ગ્રામયુવક પરણીને પોતાની બુરખાધારી બીબીને સાથે લઈને અલ્હાબાદ પેસેંજરમાં લસ્કર આવ્યો. ત્યાંથી તેને બીજી ગાડી પકડવાની હતી. પોતાની પત્નીને સામાન પાસે બેસાડીને તે પાસેની દુકાનેથી મીઠાઈ લઈ આવ્યો અને બીબી પાસે ધરી. બીબીએ બુરખાની અંદરથી જ હાથ લંબાવીને મીઠાઈ લઈ લીધી. બાજુમાં જ એક ગુંડો ક્યારનો એમના પર મીટ માંડીને બેઠો હતો. જ્યારે પેલો યુવક થોડીવાર માટે ત્યાંથી ગયો ત્યારે ગુંડાએ પેલાના જેવા જ કાળા બૂટ પહેર્યા અને બીબી પાસે જઇને તેને શેરડી આપી. અને બીબીએ બુરખામાંથી શેરડી લઈ પણ લીધી. ગુંડાએ કહ્યું—ચલો. અને બીબી બાપડી કાળા જોડા જોતી જોતી નચિન્ત અને શંકાહીન બનીને સાથે ચાલતી થઈ.

ગ્રામયુવક પાછો ફર્યો ત્યારે પત્નીય અલોપ અને સામાન પણ ગુમ!



રંભાબેન ગાંધી

# હેવ તેવી પૂજા

એકાંકીઓ, રેડિયો-નાટિકાઓ અને પ્રહસનોનાં લેખિકા તરીકે જાણીતાં લેખિકા શ્રી રંભાબેન ગાંધીનું અહીં રજૂ થતું એકાંકી હાસ્યરસની પરિસીમાએ પહોંચે છે. આ નાટિકા ભજવતાં પહેલાં લેખિકાની લેખિત સંમતિ મેળવવી જરૂરી છે........

પાત્રો :—

વસંતલાલ, સુભદ્રા, આશા, અશોક, ડૉકટર( મંગેશ ), આસીસ્ટંટ( જયન્ત ), શામજી અને નોકર.

[ સુંદર સજાવેલું દીવાનખાનું. ટેલીફોન છે...પડદો ખૂલે ત્યારે...આશા સૂતેલી દેખાય છે. અશોક આશા પાસે બેઠો છે, સુભદ્રા ખુરશી પર બેઠી છે ને વસંતલાલ ગુસ્સામાં ફરે છે. ]

વસંતલાલ ( છોકરાંઓને ) : તમે બંને તમારા મનમાં સમજી શું બેઠાં છો ? હું શું આંખ મીંચીને ફરું છું ? હું તમને બંનેને બરાબર જાણું છું, સમજ્યાં ?

સુભદ્રા : જવા દીયોને, શા સારુ...

વસંતલાલ : બહુ વરસ જવા દીધું. બહુ વરસ એ લોકોનો પક્ષ ખેંચ્યો, બહુ વરસ અંધારામાં રહ્યો પણ આજ મારી આંખ ઊઘડી ગઈ છે.

અશોક : પણ બાપુજી...

વસંતલાલ : કહ્યું ને કે મારે હવે એક અક્ષર પણ સાંભળવો નથી. આ બિચારીએ ( સુભદ્રા તરફ આંગળી ચીંધીને ) તમારા માટે એની જાત ઘસી નાખી. તોયે તમે એને અપયશ જ આપ્યો.

સુભદ્રા : હોય, મારાં નશીબ, બીજું શું ! નવી માના નશીબમાં જશ હોતો જ નથી...ગમે એટલું કરે તોયે.

[ નિસાસો નાખે છે ]

વસંતલાલ : તદ્દન ખરું છે...આ ઘરમાં આવી ત્યારથી તું કેટલું કરે છે પણ કોઈએ કદર ન કરી. બીજા તો શું મેં પણ ન કરી. તેનું ફળ આજ ભોગવું છું. આજે આ બે વેંતની છોકરી...

આશા : એં...એં...એં...ગેં...ગેં...ગેં...

વસંતલાલ : બની ગઈ ને મૂંગી...ગૂંગી. આ પાપનું ફળ ભોગવે છે માને પીડવાનું પાપ કર્યું તેનું.

અશોક : ખરું છે બાપુજી...બાની વાત ન માની તેનું જ આ ફળ છે.

સુભદ્રા : અશોક એમ દુઃખી ન થા. હશે...

વસંતલાલ : હશે શું ? જીદનું જ આ પરિણામ છે. પેલા જયન્ત સાથે પરણવું 'તું. એનામાં શી લાયકાત છે તે તો કહે ?

સુભદ્રા : તમે પણ પહેલાં તો એની સાથે જ પરણાવવા માગતા હતા.

વસંતલાલ : કહ્યું ને કે એ મારી ભૂલ હતી. હજાર વાર ભૂલ હતી. કયાં જયન્ત ને કયાં શામજી...કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી ? હવે તો સાજી થાય કે તે જ ઘડીએ શામજી સાથે પરણાવી દઉંને.

અશોક : ને શામજી છે પણ કેટલો સારો...જો...કે એક આંખ...

વસંતલાલ : જરા બાડી છે તેથી શું થઈ ગયું ? એ બાડો છે તેથી કંઈ બત્રીસલક્ષણો નથી. ને એને બે છોકરા છે, કે જરાક એનો પગ ખોડાય છે તેમાં એટલું બધું શું થઈ ગયું...તારી બાએ શોધ્યો છે તે બરાબર જ શોધ્યો છે. તારે એની સાથે જ પરણવું પડશે, સમજી ? ( આશાને )

અશોક : બાપુજી ! હવે તો એ પણ હા કહે છે.

સુભદ્રા : હવે તો હા કહે જ ને ! ગૂંગી થઈ ગઈ છે તે વાત સાંભળીને જયન્ત કેવો ખસી ગયો. એ તો ભલું થજો શામજીનું કે...

વસંતલાલ : એ હજી તૈયાર છે. એનું નામ જ ખાનદાની ને લાયકાત. બોલ ( આશાને ) હવે તો શામજીને પરણવા રાજી છું ને ? ( આશા ડોકું ધૂણાવીને હા કહે છે ) આમ પહેલેથી સમજી ગઈ હોત તો ?

આશા : ગેં...જેં...ગે...એં...એં...એં.

[ રડી પડે છે ]

સુભદ્રા : મારી દીકરી કેટલી મુંઝાતી હશે...તમે કંઈક તો કરો.

વસંતલાલ : હું શું કરું ! આવડો દીકરો બેઠો છે પણ છે એને કંઈ? ( અશોકને ) તને કેટલીવાર કહ્યું કે કોઈ સારા ડૉકટરને બોલાવ...પણ તારા ધ્યાનમાં ઊતરે છે જ ક્યાં ?

સુભદ્રા : પણ ડૉકટર તો આવે છે રોજ.

વસંતલાલ : એવા ડૉકટરથી શું થવાનું છે ? આમાં તો નિષ્ણાતની જરૂર છે. જો એ જલદી સારી નહીં થાય તો શામજી પણ ખસી જશે ને આપણે લટકી પડશું.

સુભદ્રા : અશોક ! કોઈ બીજા સારા ડૉકટરને બોલાવ ને ત્યારે.

અશોક : બા ! બીજા ડૉકટરને બોલાવ્યા છે. આજે એ આવવા જ જોઈએ.

વસંતલાલ : આજકાલ કરતાં કેટલા દા'ડા કાઢ્યા. મારું શરીર ચાલે નહિ. નહિ તો હું જ બંદોબસ્ત કરત.

અશોક : પણ બાપુજી, એ બહારગામ ગયા 'તા. આજે જ આવ્યા છે. આજે અહીં આવવા જ જોઈએ.

વસંતલાલ : એકવાર બોલતી કરી દે કે ગંગા નાહ્યા. તુરત શામજી સાથે પરણાવી દઉં ને માથાનો ભાર ઊતારીને નિરાંતે બેસી જાઉં.

નોકર : ( આવે છે ) બાઈ, શામજીભાઈનો નોકર આવ્યો છે ને એ પૂછાવે છે કે બેનની તબીયત કેમ છે ?

વસંતલાલ : જા...તું જ જા...એને કહે કે તબીયત તો હજુ એમની એમ જ છે. સારા ડૉકટરને બોલાવ્યા છે. બોલતી થતાં એની સાથે જ પરણાવીશું. ( જવા લાગે છે તેને રોકીને ) ના, ના. તું એમ કર.. મોઢે નહિ એક ચિઠ્ઠી જ લખી આપ...એમાં બધી ખબર લખ. ને લખ કે એ કાલે આવીને મને મળી જાય... લખી નાખ કે એની સાથેનો સંબંધ મને મંજૂર છે... જા...જા જલદી કર.

[સુભદ્રા જાય છે. એ દૂર જાય છે તે જોઈને. ખાત્રી કરીને પછી ]

આશા : હજી પેલા કેમ ન આવ્યા ?

અશોક : હમણાં આવી પહોંચશે. પણ બાપુજી ! તમે તો ભારે કરી છે.

વસંતલાલ : તારા બાપુને તું સમજે છે શું ? તારી બાને તો એમ જ લાગવું જોઈએ કે આપણે એની સાથે જ છીએ...આશા દીકરી ! મૂંગા મૂંગા મુંઝાતી તો નથી ને ?

[ હસે છે. ]

આશા : બાપુજી...ધીમે...ધીમે...બા સાંભળી જશે તો ?

વસંતલાલ : ઘડીકવારમાં બાજી ધૂળ મેળવી દે, હં ! નીકળી 'તી એના સગા, બોડા શામજી સાથે મારી રતન દીકરીને પરણાવવા. પણ અમેય ક્યાં ઓછા છીએ. એ તો જેવાની સાથે તેવા.

અશોક : બા આ જાણશે ત્યારે એમને ખરાબ તો લાગશે.

વસંતલાલ : શું થાય ! એ દીકરીનું ભૂંડું કરવા ગઈ તેથી આપણે આવું કરવું પડ્યું ને ? એ તો થાય તેવા થઈએ તો જ ગામ વચ્ચે રહીએ. એ તો દેવ તેવી પૂજા !

અશોક : બળે કામ ન લેવાય તો કળે લેવું પડે કેમ ?

વસંતલાલ : સીધી આંગળીએ ઘી ન નીકળે તો પછી વાંકી કર્યા સિવાય છૂટકો જ નહિ. અરે હજુ પણ પેલા બે જણા આવ્યા નહિ. અશોક ! તેં એમને બરાબર સમજાવી તો દીધું છે ને ?

અશોક : બરાબર, વીગતે વીગત.

વસંતલાલ : ને ગોરધનકાકાએ પણ બધી જ તૈયારી કરી રાખી છે. થોડા મિત્રો પણ ત્યાં હશે...તારે ને પેલાએ ત્યાં જવાનું. હું અહીં જ રહીશ—સમય



સારાં છનો—જરાએ ગફલત ન થવી જોઈએ. નહિ તો...કર્યું કરાવ્યું બધું જ ધૂળ મળી જશે,

અશોક : બધું જ બરાબર કરીશું.

વસંતલાલ : જયન્ત ને મંગેશ પકડાઈ તો નહીં જાય ને ?

અશોક : આટલાં વર્ષો કૉલેજમાં નાટકો કર્યાં છે તે શું અમસ્થાં ! જોજે તો ખરા—તમે પણ નહીં ઓળખી શકો.

વસંતલાલ : તો તો સારું, નહિ તો તારી મા ઝાડુ લઈને ફરી વળે એવી છે.

નોકર : ( આવે છે ) શેઠ, ડૉકટરશાબ આવ્યા છે.

વસંતલાલ : આવી ગયા...સારું સારું—તું જા જલદી અંદર મોકલ.

નોકર : જી. ( કહીને જાય છે. )

વસંતલાલ : આશા, જોજે કાંઈ ભૂલ ન થવા પામે...

[ મંગેશ ને જયન્ત આવે છે—મંગેશ ડૉકટર બનીને અને જયન્ત એનો આસીસ્ટંટ બનીને...બંનેએ બ્લૂ ચશ્મા પહેર્યાં છે, ડૉકટર કોઈને ધારીને જુએ છે ત્યારે ચશ્મા જરા નાક નીચે ઉતારે છે. કાળો લાંબો કોટ પહેર્યો છે, ડૉકટર કરતાં જાદુગર જેવો વધારે લાગે છે... હાથમાં બેગ છે ને સ્ટેથોસ્કોપ પણ છે. ]

વસંતલાલ : ( તેમને ઘડીવાર જોઈ રહે છે ) વાહ રે વાહ, મંગેશ...વાહ જયન્ત ! કમાલ કરી છે...કોઈની મગદૂર નથી કે ઓળખી શકે.

ડૉકટર : I beg your pardon sir. Who is મંગેશ !

વસંતલાલ : શા...બા...શ...જયન્ત ? ગભરાતો નથી ને ?

અશોક : પરણવું કંઈ સહેલું છે ? આશા ! જયન્ત ઓળખાયો કે નહિ ! ! !

આશા : ધી...મે...ધી...મે અશોકભાઈ... ધી...મે ( ચૂપ કરે છે ) બા આવતાં લાગે છે...

વસંતલાલ : તું જલદી સૂઈ જા. ( સૂઈ જાય છે )

જયન્ત : ગભરાતો નહિ...મંગેશ ! બધું સાંભળી લેજે...

ડૉકટર : જોજે તો ખરા—અહીં શું કરે છે તે... અરે એય આશા, જરા આભાર બાભાર તો માન.

અશોક : માનશે. બધું પતી જશે પછી...બા આવે છે—તૈયાર.

સુભદ્રા : ( પ્રવેશે છે ) ઓહ, ડૉકટર આવી ગયા ?

ડૉકટર : જી. બાનુ, હાજર છું. ( એક હાથ પેટ પર રાખીને નીચો વળે છે. )

અશોક : બા ! મૂંગા માટેના ખાસ સ્પેશ્યલ ડૉકટર છે......ભારે નિષ્ણાત છે–મૂંગાને બોલતાં કરવા જ ખાસ—હોનોલુલુથી હિન્દમાં હમણાં જ આવ્યા છે.

સુભદ્રા : હોનોલુલુથી ? હોનોલુલુ ક્યાં આવ્યું અશોક ?

ડૉકટર : મદામ ! હોનોલુલુ એ લુલુહોજીનું કેપીટલ છે–I mean રાજધાની છે ! ! !

સુભદ્રા : એ...મ ..આપને ગુજરાતી આવડે છે ?

અશોક : બા ! ડૉકટર સાહેબને તો વીસેક ભાષાઓ આવડે છે.

ડૉકટર : yes મદામ, ને મારા બાપદાદાઓ—મૂળ અહીંના...પછી પાછળથી હોનોલુલુ જઈને વસેલા !

સુભદ્રા : ઓહ તો તમે મૂળ તો અહીંના જ.

ડૉકટર : એક રીતે કહો તો અહીંના જ...ને બીજી રીતે કહો તો હોનોલુલુના...પણ બાનુ ! ગુજરાતી ભાષા સાથે મારો ગાઢ પરિચય ખરો જ...એક રીતે કહું તો ગુજરાતી મને સગી મા જેવી લાગે...ને હોનોલુલુની હીલીલી ભાષા...

સુભદ્રા : હીલીલી ભાષા તે વળી કઈ ?

ડૉકટર : તે ભાષા છે ત્યાંની બોલચાલની ખાસ ભાષા. હાં તો હું એમ કહેતો 'તો કે ગુજરાતી ભાષા મને સગી મા જેવી લાગે...ને હીલીલી મને નવી મા જેવી લાગે ( હસે છે. )

અશોક : ડૉકટર આ અમારાં નવાં બા છે, પણ સગી માથી વિશેષ છે.

ડૉકટર : I am sorry...( પેલા ચમકે છે. ) આપ

માયાળુ ને સગી મા જેવાં છો માટે નહિ... મદામ...મેં નવી મા માટે એવો મત જાહેર કર્યો માટે.

[ નમે છે. ]

વસંતલાલ : ડૉક્ટર ! તમે મારી દીકરીને સારી કરી દીધો તો હું મોં માંગ્યું ઈનામ આપીશ.

ડૉક્ટર : એ તો હવે સારાં થયાં જ સમજો. મેં કંઈક મૂંગાંને બોલતાં કર્યાં છે ને કંઈક બોલતાંને મૂંગાં પણ કર્યાં છે.

[ હી હી હસે છે ]

સુભદ્રા : ( જરા દૂર જઈને ) અશોક આ તે ડૉક્ટર છે કે કોઈ...

અશોક : હા, બા હા, એક નિષ્ણાત ડૉક્ટર છે...

[ જોરથી જ બોલે છે. ]

ડૉક્ટર : ( સાંભળી જાય છે ) જી હાં બાનુ ! આ તો મારો ખાસ special subject છે I mean ખાસ વિષય છે.

અશોક : ઉપરાંત જશરેખા પણ ભારે છે. જ્યાં જ્યાં કેઈસ હાથમાં લીધા છે તે બધા જ સુધાર્યા છે.

સુભદ્રા : ( જયન્તને બતાવીને ) આ તમારી સાથે છે એ કોણ છે ?

ડૉક્ટર : ( ગભરાઈ ને ) એ...એ કોણ છે તે પૂછો છો ? મદામ, એ મારો આસીસ્ટંટ છે...I mean મદદગાર છે.

સુભદ્રા : એનું નામ શું છે ?

ડૉક્ટર : એનું નામ...You mean ના–મ–( ટૂંકું છે ) મદામ એનું નામ રાજસ છે...

સુભદ્રા : રા...જસ !

ડૉક્ટર : જી હાં મદામ, રાજસ ચપ્પાનું નામ આના પરથી જ પડ્યું. ( હી–હી–હસે છે ) જી–હાં બાનુ.

સુભદ્રા : ( સહેજ દૂર થઈને અશોકને ) આ તો મને જયન્ત જેવો જ લાગે છે.

અશોક : શું બા તમે પણ—ક્યાં જયન્ત...ને ક્યાં આ બાહોશ આસીસ્ટંટ.

વસંતલાલ : ( વાત બદલવા ) ડૉક્ટર ! આપની ખ્યાતિ તો બહુ વર્ષોથી સાંભળતો આવ્યો છું, પણ મળવાનું સદ્‌ભાગ્ય તો આજે જ પ્રાપ્ત થયું.

ડૉક્ટર : naturally, મોટા માણસોને મળવાનું ભાગ્યે જ બને છે. કારણ કે મોટા માણસો મોટા કામમાં પડ્યા હોય છે. મહાન ઝુંઝરનાદ કહી ગયા છે કે—

સુભદ્રા : એ વળી ઝુંઝરનાદ કોણ છે ?

ડૉક્ટર : આપે હજી સુધી એમનું નામ પણ સાંભળ્યું નથી ? I am sorry for you બાનુ, ખરેખર તમારા માટે દીલગીરી થાય છે. એ એક મહાન તત્ત્વજ્ઞાની હતા. ને હોનોલુલુના એક નાનકડા હીજરતી ગામમાં રહેતા હતા. છતાંય એમની કીર્તિ તો ચોતરફ પ્રસરેલી હતી. એમણે કેટલાં તો તત્ત્વજ્ઞાન ઉપર પુસ્તકો લખ્યાં છે.

સુભદ્રા : એ...મ.

ડૉક્ટર : ( નમીને ) જી, હાં, બાનુ...ને એમનાં એક પુસ્તકનાં ૧૨ મા પ્રકરણમાં ૧૩ મી લીટીમાં લખ્યું છે કે—

અશોક : ( પાછળથી ડૉક્ટરને ધક્કો મારીને રોકે છે ) હવે તારો બસમકવાદ છોડ ને !

વસંતલાલ : ( હુશિયારીથી ) ડૉક્ટરસાબ...આપનું જ્ઞાન અગાધ છે તે જાણ્યું. પણ આપ જો હવે મારી પુત્રીને તપાસવાની કૃપા કરો તો સારું.

ડૉક્ટર : ભલે...એમ કરીએ...દરદીને હાજર કરો...હું એને જરૂર બોલતી કરી દઈશ...કારણ કે મહાન બર્બરબાબા કહી ગયા છે કે બોલવું સહેલું છે પણ ચૂપ રહેવું અઘરું છે. ને ઝુંજરનાદ કહી ગયા છે કે...કાન બે છે માટે સાંભળો વધારે ને જીભ એક છે માટે બોલો ઓછું...

અશોક : ( ધક્કો મારીને ) તું જ ઓછમોછું બોલને ( સુભદ્રા સાંભળે છે તેથી ચમકીને ) ડૉક્ટરસાબ ! હવે મારી બેનને તપાસો તો સારું.



ડૉક્ટર : કરો હાજર દરદીને, હું તૈયાર છું.

[ બાંય ચડાવે છે. ]

સુભદ્રા : આ બાંય શા સારુ ચડાવે છે ? કુસ્તી નથી કરવી, દરદીને તપાસવી છે.

ડૉક્ટર : ( સાંભળી જાય છે ) જી, બાનુ ! આપ બરાબર કહો છો. પણ આવાં મહાન દરદો સાથે લડવું એ એક કુસ્તી જ છે ને...( હી...હી...હી... ) કેમ બરાબર છે ને ! તો હાજર કરો દરદીને...

વસંતલાલ : આ સૂતી તે મારી દીકરી જ દરદી છે.

ડૉક્ટર : I see ( ચશ્મા જરા નીચે ઉતારીને ધારીને જુએ છે ) આ...મ તો તન્દુરસ્ત દેખાય છે.

અશોક : શરીર તો મજાનું છે...ફક્ત જીભ જ અચાનક અટકી ગઈ છે.

ડૉક્ટર : સમજ્યો...એમનું નામ શું છે ?

સુભદ્રા : આશા...પણ તમારે દરદીના નામ સાથે શો સંબંધ છે ?

ડૉક્ટર : બાનુ ! આપ ત્યાં જ ભૂલો છો...નામ સાથે અમારે ગાઢ સંબધ છે...કારણ કે નામ પડે છે અમૂક રાશિ પર, એ રાશિને સંબંધ છે ગ્રહો સાથે, ગ્રહોને સંબંધ છે શરીર સાથે, શરીરને મન સાથે, મનને ડૉક્ટર સાથે, ડૉક્ટરને દરદી સાથે; દરદીને દવા સાથે, દવાને ધન સાથે...એ મ આ સંબંધો કડીબદ્ધ ચાલ્યા જ કરે છે...ચાલ્યા જ કરે છે...

સુભદ્રા : ( અશોકને ધીમેથી ) આ તે કોઈ ડૉક્ટર છે કે ચક્રમ...

ડૉક્ટર : દરદીને અમે આમ અનેક દષ્ટિએ તપાસીએ છીએ માનસિક, બૌદ્ધિક, શારીરિક, તામસિક, રાજસિક...

અશોક : ( ધક્કો મારીને ) શું ભાસમાગરો વાસ-માટે છે !...

વસંતલાલ : ( ચેતી જઈ ને ) ડૉક્ટરસાબ ! મારી દીકરી સારી તો થઈ જશે ને ?

ડૉક્ટર : ( સમજી જઈ ને ) એ બાબતમાં મહાન ધુમ્મરનાદ કહી ગયા છે કે હે ડૉક્ટરો, પ્રયત્ન કરવો તમારે હાથ છે. પણ ફળ દેવું ઈશ્વરને હાથ છે.

સુભદ્રા : આવું તો ગીતામાં છે. આ વળી ધૂમ્મર-નાદ ક્યાંથી ફૂટી નીકળ્યો ?

ડૉક્ટર : ( ચેતી જઈ ને ) બાનુ ! અહીં અર્થાત Indiaમાં અર્થાત ભારતમાં...જે વાત વ્યાસે ગીતામાં લખી છે તે જ વાત તે જ રીતે હોનોલુલુમાં ધુમ્મરનાદે લખી છે. ( હી...હી...હી ) મોટા માણસો કેટલું એક સરખું વિચારે છે તે આપ આના પરથી જોઈ શકશો.

અશોક : હવે આપ દરદીને તપાસો તો સારું.

વસંતલાલ : આપ મારી દીકરીને બચાવી લીયો...હું એના વિના નહી જીવી શકું.

ડૉક્ટર : મરવાની કોઈએ ઉતાવળ કરવાની જરૂર નથી...ને જો મરવું જ હોય તો...ડૉક્ટરની દવાથી જ મરવું. એમાં બન્નેને ફાયદો છે...મરનાર જલદી મરી શકે છે. ને ડૉક્ટર સહેલાઈથી જીવી શકે છે. ( બોલાવે છે ) આસીસ્ટંટ...

[ તપાસવા ઊઠે છે ]

જયન્ત : જી. સાહેબ.

ડૉક્ટર : ચાલો જોઈ. દરદીની બરાબર સામે આવી જાઓ જોઈ.

જયન્ત : જી...( આવે છે. બે પ્રેમીઓની આંખો સહેજ મળે છે. )

ડૉક્ટર : હં ! બરાબર ત્યાં જ ઊભા રહો. ( નાડ લઈને થોડીવારે...) તમને આ રોગ ક્યારથી થયો ગુલબંકાવલી ?

સુભદ્રા : આ ગુલબંકાવલી વળી ક્યાંથી કાઢ્યું ! ( ચીડાઈને ) એનું નામ તો આશા છે આ...શા.

ડૉક્ટર : માફ કરજો બાનુ ભૂલ થઈ...હમણાં હું ગુલબંકાવલીની વાર્તા વાંચું છું તેથી એ નામ યાદ રહી ગયું...હં ! તો આવું ક્યારથી થયું, આશાદેવી ?

આશા : ગેં...ગેં...ગેં...મેં...મેં...મેં...એં... એં એં...

ડૉક્ટર : આ શું બોલે છે. આ ગેં...ગેં...ગેં...મેં મેં...મેં...એં...એં...એં...કોઈ Indian રીધમ છે કે શું !

અશોક : ડૉક્ટર આ રીધમ નથી...મૂંગાંની ભાષા છે. મારી બેન મૂંગી થઈ ગઈ છે. મૂં...ગી...

[ સહેજ ચીડાઈને ]

ડૉક્ટર : સમજ્યો...તમારી બેનને કોઈક જાતનો માનસિક આઘાત લાગ્યો હોવો જોઈએ.

સુભદ્રા : આઘાત વળી શેનો લાગતો 'તો ?

ડૉક્ટર : લાગે, બાનુ, લાગે...એક જ દાખલો આપું. ધારો કે એમને અમુક જ જગ્યાએ પરણવું હોય ને તમે ના કહો...( પેલી ચમકે છે ) ચમકવાની કશી જ જરૂર નથી બાનુ ! આપે ના કહી છે તેમ મારું કહેવું નથી. આ તો ધારો કે એમ હોય તો આઘાત બાઘાત લાગવા સંભવ છે. ( નાડી જુએ છે ) હાં. તો આ નાડી જોઈને હું કહી શકું છું કે—

વસંતલાલ<br>સુભદ્રા } : કે...

ડૉક્ટર : તમારી દીકરી મૂંગી છે...

સુભદ્રા : ( નિરાશ થઈને ) પણ એ તો અમે જ તમને કહ્યું.

ડૉક્ટર : તમે કહો તેથી શું થયું ! તેથી શું મારે માની લેવું ? નહીં જ...હું તો જાતે જ નાડી જોઈને નિદાન કરવામાં માનું છું.

અશોક : બા ! એ વાત ખરી છે હં ! હવે ખરું નિદાન થયું કહેવાય કે આશા મૂંગી છે જ. ખરું ને બાપુજી !

વસંતલાલ : ખરું ખરું...પણ ડૉક્ટર આમ અચાનક મૂંગા થઈ જવાનું કારણ ?

ડૉક્ટર : કારણમાં મુખ્ય કારણ રોગીની જીભ...અર્થાત જે સાધનથી એ બોલી શકતાં હતાં તે સાધન અર્થાત ...તેમની...જીભ ઝલાઈ ગઈ છે.

સુભદ્રા : એ તો બધું સમજ્યાં પણ એમ થવાનું કારણ ?

[ ચીડાઈને ]

ડૉક્ટર : બાનુ ! એના માટે બે મત છે. ઝુંઝરનાદનો એક મત છે ને મેઘનાદનો બીજો મત છે. પણ હાં. એક વાતમાં સૌ સમ્મત છે ખરાં.

વસંતલાલ<br>સુભદ્રા<br>અશોક } : કઈ વાતમાં ? ( આતુરતાપૂર્વક )

ડૉક્ટર : કે મૂંગાપણાનું મૂળ કારણ જીભ જ છે. ( નિરાશ થઈ જાય છે સાંભળીને ) ને હાં આ બાબતમાં કવિ કાળિદાસે કહ્યું છે કે—

સુભદ્રા : જીભને ને કાળિદાસને શો સંબંધ ? એ કંઈ ડૉક્ટર નો'તા, કવિ હતા.

અશોક : ( પાછળથી ડૉક્ટરને ધક્કો મારીને ) હવે ભલો થઈને. બાસમાક્રમાં ને—

ડૉક્ટર : ( સંભાળી લઈને ) બાનુ ! આપે કવિ કાળિદાસનું જીવનચરિત્ર વાંચ્યું લાગતું નથી. એ પહેલાં મૂંગા હતા...તેથી એ વિષયમાં નિષ્ણાત હતા.

અશોક : ( વાત વાળી દેવા ) હાં, હાં ને તેથી જરૂર એમણે કંઈક એ વિષે કહ્યું હશે બા ! ડૉક્ટરસાહેબ ... નાડી જોઈને તમને શું લાગે છે ?

ડૉક્ટર : આસીસ્ટંટ !

જયન્ત : જી.

ડૉક્ટર : આ નાડી હવે તમે જુઓ જોઈ ( આપે છે )

સુભદ્રા : ( અશોકને ) આને જોઉં છું ને મને જયન્ત યાદ આવે છે. એકદમ જયન્ત જેવા જ લાગે છે.

અશોક : શું બા તમે પણ...આ તો રાજેસ છે રાજેસ...ડૉક્ટરનો આસીસ્ટંટ,

ડૉક્ટર : ધબકારા કેવા ચાલે છે ?

[ આસીસ્ટંટને પૂછે છે ]



જયન્ત : બ્લડપ્રેશર બરાબર છે. પણ હાર્ટની સ્થિતિ નાજુક કહેવાય.

[ નાડી મૂકી દે છે. ]

સુભદ્રા : ( અશોકને ધીમેથી ) અવાજ પણ જયન્ત જેવો જ છે.

ડૉક્ટર : બાનુ ! તમારી દીકરીની જીભ બંધ થઈ જવાનું કારણ એ છે કે જીભના તાળવામાં કફ ભરાઈ ગયો છે ?

અશોક : કફ ભરાઈ ગયો છે ?

ડૉક્ટર : હા. ને તેને લઈને જીભ પર તા...ડ ચડ્યો છે.

સુભદ્રા : જીભ પર તાડ ચડ્યો છે ? આ તો નવું સાંભળ્યું.

ડૉક્ટર : જી બાનુ ! નવી જ latest થીયરી છે. જીભની મેમ્બ્રેઈનમાં એરટોફેલ–ઇસફગુલ ડેન્ટોમેલનો ભરાવો થઈ જવાથી જીભનું મૂળ જાડું થઈ જાય... તેના કારણે એ ઉપરના ભાગમાં ભટકાયા કરે તેને કારણે મગજની નસોમાં સોજો આવી જાય...ને તેને કારણે શ્વાસ રુંધાય. ને તેને કારણે...

સુભદ્રા : ડૉક્ટરસાબ... સાંભળીને મારો શ્વાસ રુંધાવા લાગ્યો.

[ કંટાળીને ]

વસંતલાલ : ડૉક્ટર, આપ સાદી રીતે સમજાવી દીયો તો સારું.

ડૉક્ટર : ભલે પ્રયત્ન કરી જોઉં...બાનુ ! આપને કેટલી ભાષાઓ આવડે છે ?

સુભદ્રા : ગુજરાતી સિવાય એક પણ નહિ...

ડૉક્ટર : જી...તો હું રોગને કેમ સમજાવી શકું... આ રોગને...બંગાળીમાં જાણે કે આબારખાઓ કહે છે.

અશોક : આ...બા...ર...ખા...ઓ ?

ડૉક્ટર : ( ચેતી જાય છે. પણ સુભદ્રા સમજતી નથી તેથી શાંતિ અનુભવે છે. ) ને પર્શિયનમાં એને ઉલમુલ્કે જીલમુલ્કે–પરીસ્તાન ઉસ્તાદ્દયાન શાબીસ્તાન રેગિસ્તાન કહે છે.

સુભદ્રા : આટલું મોટું આ રોગનું નામ છે ?

ડૉક્ટર : જી હાં, બાનુ ? જેટલો ગંભીર રોગ તેટલું જ મોટું નામ હોવું જોઈએ ને ? આ રોગમાં મોઢામાંથી ગરમ હવા નીકળીને ઉપર જાય, ત્યાંથી વરાળ થઈને તે નીચે આવે—શ્વાસ દ્વારા, તે ડાબી બાજુએ લીવરમાં જઈને જમણી બાજુએ હૃદયમાં જાય ને...

સુભદ્રા : ડૉક્ટર હૃદય તો ડાબી બાજુએ હોય છે...

અશોક : ( ધક્કો મારે છે ) શું બા...સ મારે છે.

ડૉક્ટર : (ચેતી જઈને ) બાનુ, આપની વાત ખરી છે, પણ તે વાત જૂની છે. હિંદનું નવું બંધારણ ઘડાયું ત્યારે સાથે સાથે જ ભગવાને આપણા શરીરનું પણ નવું બંધારણ ઘડ્યું છે એમાં હૃદય ડાબી બાજુએ નહીં, પણ જમણી બાજુએ રાખ્યું છે ને લીવર ડાબી બાજુએ...You see પોઝીશન ફેરવી નાખી છે.

[ હી-હી-હી હસે છે. ]

અશોક : બા ! ડૉક્ટર ખરેખર બાહોશ છે, નહિ ? છેલ્લામાં છેલ્લી શોધની પણ માહિતી છે ખરું ?

વસંતલાલ : આપ આનો ઉપાય શો બતાવો છો ?

ડૉક્ટર : ઉપાય બતાવું તે પહેલાં મારે દરદી સાથે વાત કરવી છે. આપ જો અંદર જાઓ તો કૃપા.

વસંતલાલ : ખુશીથી...ખુશીથી...ચાલ અંદર.

સુભદ્રા : પણ એ મૂંગી છે. એની સાથે શી વાત કરશો ?

[ જવા રાજી નથી ]

અશોક : બા, હું છું ને જવાબ આપનાર...તમે તમારે નિરાંતે જાઓ અંદર...( બન્ને જાય છે પછી ખૂબ ગુસ્સામાં ) મં...ગે...શ... શું તેં ક્યારનું બાફવા માંડ્યું છે ?

ડૉક્ટર : તને પસંદ ન પડે તો લે આ પેટી...આ ડગલો...ને આ દાઢી...

[ કાઢવા જાય છે. ]

આશા : ( ગભરાઈને ) એમ ન કરો મંગેશભાઈ.

ડૉક્ટર : તો પછી આપણી રીતે કામ લેવા દે.

અશોક : શું લેવા દે—ઝુંઝરનાદ એમ કહે છે ને

ઘુંઘરનાદ તેમ કહે છે—પર્શીયન ભાષામાં આમ કહે છે ને બંગાળીમાં આબારખાઓ કહે છે. ચક્રમ... આબારખાઓ તો મીઠાઈનું નામ છે...ફાવે એમ બોલ્યે જ જાય છે.

જયન્ત : બાકી હતું તે heart ને જમણી બાજુ લઈ આવ્યો !

અશોક : કહું છું નહીં, એ બધું જ બગાડી મારવાનો છે.

જયન્ત : તારી બા તો મારી સામું જ જોયા કરે છે.

અશોક : મને કેટલી વાર કહ્યું કે આ જયન્ત જ છે. ને આ ચક્રમ એની વાત લંબાવ્યા જ કરે છે.

ડૉક્ટર : ન ફાવતું હોય ને તો લે આ પેટી, આ ડગલો ને આ દાઢી.

આશા : ભાઈશાબ ! મધદરિયે નાવ ડૂબાવો માં...ભલા થઈને પૂરું કરો !

ડૉક્ટર : હું એ તો કરું છું ગુલબંકાવલી.

[ હસે છે ]

આશા : આવું નામ ક્યાંથી શોધી કાઢયું ?

જયન્ત : એના સડેલા ભેજામાંથી. કોણ જાણે આપણને મદદ કરવાનો છે કે બાજી બગાડી નાખવાનો છે.

ડૉક્ટર : એલા એય મજનુ ! પરણવું છે તારે. મારે નહીં. જો...સીધો નહીં ચાલે ને—તો આ રહી તારી દાઢી...

જયન્ત : દમ મારીને જ કામ લે છે.

આશા : પણ હવે મારે આ ગેં-ગેં-ગેં બેં-બેં-બેં મેં-મેં-મેં ક્યાં સુધી કરવાનું છે ?

ડૉક્ટર : હું કહું તેમ કરશો તો આજ સાંજના સાડાપાંચ સુધી જ, નહિ તો આખી જિંદગી સુધી. ( હસે છે ) કેમ જયન્ત ! શું વિચાર છે દોસ્ત !

જયન્ત : તદ્દન Heartless છે !

અશોક : તારી વાત જવા દે—હું કહું છું તે સાંભળી લે—સાડા છ વાગ્યે મુહરત છે. તમારે અહીંથી સાડાપાંચે નીકળી જવાનું છે ને સવાપાંચ તો થયા છે.

આશા : પણ શી રીતે નીકળી શકીશું !

ડૉક્ટર : એ બધું આ નિષ્ણાત પર છોડી દીયો...

[ હસે છે ]

અશોક : શું છોડી દે—ધૂ...ળ મને તો ભય છે કે બધું જ કર્યું કારવ્યું તું ધૂળ મેળવી દેવાનો છું.

ડૉક્ટર : એમ લાગતું હોય ને તો લે આ તારી પેટી, આ દાઢી...

[ કાઢી નાખે છે ]

અશોક : ( સુભદ્રા આવવાનો અવાજ સંભળાય છે તેથી ગભરાઈને ) પહેરી લે પહેરી લે—બા આવતાં લાગે છે...( પહેરાતી નથી ) જલદી કર...આશા ! તું સૂઈ જા...જયન્ત ! તું એની નાડી હાથમાં લે... કહું છું જલદી પહેરી લે.

ડૉક્ટર : પણ નથી પહેરાતી...

અશોક : કહું છું નહીં તું બધું જ બગાડવાનો છું. જો, પેલી બારી પાસે જ—પીઠ કરીને ઊભો રહે ને પહેરી લે.

[ ધકેલે છે ]

સુભદ્રા : (પ્રવેશે છે ને જયન્તને આશાની પાસે બેઠેલો જોઈને ) એ...ય આમ આટલો નજીક શું બેઠો છું ...જરાક આઘો બેસ ને...

અશોક : બા-બા ! આ શું કરો છો—ડૉક્ટરનું આમ અપમાન કરાય ?

વસંતલાલ : ( આવે છે ) શું છે અશોક ?

અશોક : આ નજીક બેઠા છે તે બા ચીડાય છે.

વસંતલાલ : એમાં ચીડાય છે શા માટે...નાડી જોવા તો બેસવું જ પડે ને—બેસો બેસો આસીસ્ટંટ...I mean મી. રાજેસ.

સુભદ્રા : ( ચીડાઈને ) મુઓ નાડી નહીં પણ આશાને જ ટીકી ટીકીને જુએ છે. મને મુઓ જયન્ત જેવો જ લાગે છે...પણ ડૉક્ટર કેમ ત્યાં ઊભા છે? જોઉં તો ખરી.

અશોક : ( તેને રોકીને ) ના—ના—બા ! ન જશો—



જયન્ત : ધબકારા બરાબર છે. પણ હાર્ટની સ્થિતિ નાજુક કહેવાય.

[ નાડી મૂકી દે છે. ]

સુભદ્રા : ( અશોકને ધીમેથી ) અવાજ પણ જયન્ત જેવો જ છે.

ડૉક્ટર : બાનુ ! તમારી દીકરીની જીભ બંધ થઈ જવાનું કારણ એ છે કે જીભના તાળવામાં કફ ભરાઈ ગયો છે ?

અશોક : કફ ભરાઈ ગયો છે ?

ડૉક્ટર : હા. ને તેને લઈને જીભ પર તા...ડ ચડ્યો છે.

સુભદ્રા : જીભ પર તાડ ચડ્યો છે ? આ તો નવું સાંભળ્યું.

ડૉક્ટર : જી બાનુ ! નવી જ latest થીયરી છે. જીભની મેમ્બ્રેઇનમાં એરટોફેલ–ઇસફગુલ ડેન્ટોમેલનો ભરાવો થઈ જવાથી જીભનું મૂળ જાડું થઈ જાય... તેના કારણે એ ઉપરના ભાગમાં ભટકાયા કરે તેને કારણે મગજની નસોમાં સોજો આવી જાય...ને તેને કારણે શ્વાસ રુંધાય. ને તેને કારણે...

સુભદ્રા : ડૉક્ટરસાબ... સાંભળીને મારો શ્વાસ રુંધાવા લાગ્યો.

[ કંટાળીને ]

વસંતલાલ : ડૉક્ટર, આપ સાદી રીતે સમજાવી દીયો તો સારું.

ડૉક્ટર : ભલે પ્રયત્ન કરી જોઉં...બાનુ ! આપને ભાષાઓ આવડે છે ?

સુભદ્રા : ગુજરાતી સિવાય એક પણ નહિ...

ડૉક્ટર : જી...તો હું રોગને કેમ સમજાવી શકું... આ રોગને...બંગાળીમાં જાણે કે આબારખાબો કહે છે.

અશોક : આ...બા...ર...ખા...બો ?

ડૉક્ટર : ( ચેતી જાય છે. પણ સુભદ્રા સમજતી નથી તેથી શાંતિ અનુભવે છે. ) ને પર્શિયનમાં એને ઉલસુલ્કે જીલસુલ્કે–પરીસ્તાન ઉસ્તાદયાન શાબીસ્તાન રેગિસ્તાન કહે છે.

સુભદ્રા : આટલું મોટું આ રોગનું નામ છે ?

ડૉક્ટર : જી હા, બાનુ ? જેટલો ગંભીર રોગ તેટલું જ મોટું નામ હોવું જોઈએ ને ? આ રોગમાં મોઢામાંથી ગરમ હવા નીકળીને ઉપર જાય, ત્યાંથી વરાળ થઈને તે નીચે આવે—શ્વાસ દ્વારા, તે ડાબી બાજુએ લીવરમાં જઈને જમણી બાજુએ હૃદયમાં જાય ને...

સુભદ્રા : ડૉક્ટર હૃદય તો ડાબી બાજુએ હોય છે...

અશોક : ( ધક્કો મારે છે ) શું બા...સ મારે છે.

ડૉક્ટર : (ચેતી જઈને ) બાનુ, આપની વાત ખરી છે, પણ તે વાત જૂની છે. હિંદનું નવું બંધારણ ઘડાયું ત્યારે સાથે સાથે જ ભગવાને આપણા શરીરનું પણ નવું બંધારણ ઘડ્યું છે એમાં હૃદય ડાબી બાજુએ નહીં, પણ જમણી બાજુએ રાખ્યું છે ને લીવર ડાબી બાજુએ...You see પોઝીશન ફેરવી નાખી છે.

[ હી-હી-હી હસે છે. ]

અશોક : બા ! ડૉક્ટર ખરેખર બાહોશ છે, નહિ ? છેલ્લામાં છેલ્લી શોધની પણ માહિતી છે ખરું ?

વસંતલાલ : આપ આનો ઉપાય શો બતાવો છો ?

ડૉક્ટર : ઉપાય બતાવું તે પહેલાં મારે દરદી સાથે વાત કરવી છે. આપ જો અંદર જાઓ તો કૃપા.

વસંતલાલ : ખુશીથી...ખુશીથી...ચાલ અંદર.

સુભદ્રા : પણ એ મૂંગી છે. એની સાથે શી વાત કરશો ?

[ જવા રાજી નથી ]

અશોક : બા, હું છું ને જવાબ આપનાર...તમે તમારે નિરાંતે જાઓ અંદર...( બન્ને જાય છે પછી ખૂબ ગુસ્સામાં ) મં...ગે...શ... શું તેં ક્યારનું બાફવા માંડ્યું છે ?

ડૉક્ટર : તને પસંદ ન પડે તો લે આ પેટી...આ ડગલો...ને આ દાઢી...

[ કાઢવા જાય છે. ]

આશા : ( ગભરાઈને ) એમ ન કરો મંગેશભાઈ.

ડૉક્ટર : તો પછી આપણી રીતે કામ લેવા દે.

અશોક : શું લેવા દે—ઝુંઝરનાદ એમ કહે છે ને

વસંતલાલ : મારી આશા સાજી થઈ જાય તો, ડૉક્ટર! તમને હું મોમાગ્યાં નાણાં આપીશ.

ડૉક્ટર : તે તો તમારે આપવાં જ પડશે. મહાન ધુંઆધીએ કહ્યું છે કે ડૉક્ટરને તો બંને હાથમાં લાડવો છે, દરદી જીવે તોયે અને માંદગી લંબાય તોયે.. નુકશાન છે દરદીને જ—અર્થાત One man's food is another man's poison. દરદીને રોગો જેટલા અંશે દુઃખ આપે તેટલા અંશે જ ડૉક્ટરને ધનનું સુખ આપે.

[ હી...હી...હસે છે ]

વસંતલાલ : ડૉક્ટરો રોગ પારખીને દવા કરે એટલે ધન તો લે જ ને!

ડૉક્ટર : રોગ પારખીને દવા કરે કે...વગર પારખે કરે... એમને ફાયદો જ છે. ધારો કે એક મોચી જોડા સીવે. પણ ચામડું કાપવામાં એના કાપમાં જરા જેટલી પણ ભૂલ થાય તો ગ્રાહક જોડા ન લે ...મોચીની મહેનત નકામી જાય, પૈસા ન મળે, ને ઉપરથી ચામડાના પૈસા પણ જાય. જ્યારે ડૉક્ટરની વાત જુદી છે...એ માણસને ગમે ત્યાં કાપી નાખે પછી સરખો કપાયો કે નહિ, કપાવાને કારણે દરદ દરદીનું વધ્યું કે ઘટ્યું એની સાથે એને કંઈ જ લેવાદેવા નહિ. એને તો એના પૈસા મળી જ જાય ...પછી દરદી જીવે કે મરે...(આ વાત કરે છે તે દરમ્યાન કંટાળીને સુભદ્રા ઊઠી ગઈ છે...ને બારી પાસે જઈને પેલાઓની વાટ જુએ છે) બાનુને મારી વાતમાં રસ ન પડ્યો!

સુભદ્રા : ( દૂરથી ) હજી સુધી એ લોકો કેમ ન આવ્યાં?

વસંતલાલ : આવશે આવશે, ચિન્તા શું કરે છે?

[ફોન આવે છે. વસંતલાલ લે છે.]

એલાઉ...એલાઉ...( ડૉક્ટરને કહે છે ફોન પર હાથ મૂકીને ) મા...ચી...શામજીનો ફોન છે.. કોણ તમે? શું કહ્યું? ના...ના...ભાઈ આ ખોટો નંબર છે... ( મૂકી દે છે ) એને કંઈક ખબર પડી ગઈ લાગે છે.

ડૉક્ટર : પણ હવે કંઈ જ વાંધો નહિ આવે...

વસંતલાલ : ( કાંડા-ઘડિયાળ જોઈને ) ત્યાં કામકાજ પતી ગયું હોવું જોઈએ. ( પાછો ફોન આવે છે ) એ જ હોવો જોઈએ...( ફોન લે છે ) અ...લાઉ... કોનું કામ છે ભાઈ તમારે? કહ્યું ને કે એ નામનો અહીં કોઈ માણસ નથી ..ખોટો નંબર છે (મૂકી દે છે) આ હવે છોડવાનો નથી.

સુભદ્રા : ( દૂરથી જ પૂછે છે ) કોનો ફોન હતો?

વસંતલાલ : અરે કોઈનો ખોટો ફોન આવે છે. (ધીમેથી) આ શામજી પાછો ફોન કરશે...ને જો સુભદ્રા લેશે તો પંચાત થશે.

ડૉક્ટર : ( સહેજ વિચાર કરીને ) યુક્તિ સૂઝી છે. તમે કોઈ ને ફોન કરો...ફોન એન્ગેઈજ્ડ જ રાખો તો!

વસંતલાલ : તારું ભેજું ભારે ચાલે છે હં!

સુભદ્રા : ( નજીક આવીને ) હજી એ લોકો કેમ ન આવ્યા? મને તો ખૂબ જ ચિન્તા થાય છે.

વસંતલાલ : હમણાં આવશે...હવે ચિન્તા કરવા જેવું શું છે? કેમ ખરું ને, ડૉક્ટર?

[ હસે છે ]

ડૉક્ટર : જરાયે નહીં ને...હવે તો બધું જ...બરાબર પાર ઊતર્યું સમજો ને!

સુભદ્રા : ( એ એનો અર્થ સમજતી નથી ) પાર ઊતરશે ને...આશા બોલતી તો થઈ જશે ને?

ડૉક્ટર : સોએ સો ટકા...બાનુ. મૂળ વાત Tension ઘટાડવાની હતી...આઘાત ઓછો કરવાની વાત હતી ....બંધન છોડવાની વાત હતી. તે આપણે કર્યું.

સુભદ્રા : પણ એને વળી આઘાત કે બંધન કે....

ડૉક્ટર : એવું ન પણ હોય ને હોય પણ ખરું. બાનુ! આવા કેઈસો મૂળ સાઈકોલોજીકલ હોય છે. એનાં એ મૂળ કારણો દૂર થાય કે કેઈસ આપોઆપ સુધર્યો જ સમજો ને!

સુભદ્રા : તો આ હિસાબે એને રોગ કંઈ નહોતો જ?



એ કઈ દવા આપવી ને શું treatment કરવી તેનો વિચાર કરે છે...( પાસે જઈને ધીરેથી ) હવે પહેરી લીધી કે નહીં ? ( તૈયાર જોઈને ) બા ! ડૉકટરસાહેબે વિચાર કરી લીધો છે.

[ હી હી હસે છે ]

ડૉકટર : બાનુ ! ઉપાય મળી ગયો છે.

સુભદ્રા : શો ઉપાય છે ડૉકટરસાહેબ ?

ડૉકટર : પહેલો ઉપાય છે દરદીને ખુશ રાખવાનો— બીજો ઉપાય છે—જીભને કસરત કરાવવાનો—ત્રીજો ઉપાય છે દરદીને Relax કરવાનો—આસીસ્ટંટ— ( બોલાવે છે ).

જયન્ત : જી.

ડૉકટર : જુઓ તમે એમ કરો, આ દરદી સાથે જરાક વાત કરો...

જયન્ત : જી...( બેસવા જાય છે ).

ડૉકટર : નહિ નહિ નહિ—અહીં બેસીને નહિ—આ વાતાવરણમાં તો નહિ જ...એમ કરો તમે એમને બગીચામાં લઈ જાઓ.

સુભદ્રા : બગીચામાં લઈ જવાની શી જરૂર છે ?

વસંતલાલ : જરૂર હશે તો જ કહેતા હશે ને ડૉકટર.

ડૉકટર : આસીસ્ટંટ ! દરદી આનંદમાં આવે એવી વાતો કરજો.

સુભદ્રા : ( જતાં જોઈને ) અશોક ! તું સાથે જા— મને તો આ મુઓ જયન્ત જેવો જ લાગે છે.

અશોક : ભલે હું જાઉં છું ! ડૉકટર એમ કરીએ તો–મારી બેનને મોટરમાં ફેરવી આવીએ તો...

ડૉકટર : તે તો સૌથી સારું–Very good idea– બાનુ ! બહારથી આવતાં જ તમારી પુત્રી બોલવા લાગશે.

વસંતલાલ : એ...મ તો તો બહુ સારું ! અશોક ! જા જા આપણી ગાડી જ લઈ જા...

સુભદ્રા : પણ જલદી પાછો આવજે—નકામી શરદી લાગી જશે.

અશોક : બાપુજી ! તમારી પેલી લાલ શાલ આપો ને— એ ઠી...ક કામ આવશે–( બાપને ઇશારો કરે છે– બાપ સમજી જાય છે.)

વસંતલાલ : હા—હા એ બરાબર છે—જા—તું લાવી આપ તો. ( સુભદ્રા લેવા જાય છે. ) કામ સારી રીતે પતાવી દેજો. આશા ! જયન્ત ! બન્ને ખુશી રહો— ( બન્ને પગે લાગે છે. ) પ્રભુ તમને સદાયે સુખી રાખે...( સુભદ્રા શાલ લઈને આવે છે. )

લીયો આ શાલ—આશાને ઓઢાડજે...

[ જાય છે ત્રણે જણાં ]

સુભદ્રા : અશોક ! તું આશાની પાસે જ રહેજે... આઘોપાછો ન થતો.

અશોક : ( દૂરથી ) બા ! જરાયે ચિન્તા કરશો નહીં.

વસંતલાલ : ડૉકટરસાહેબ ! મારી દીકરી બોલતી તો થશે ને ?

ડૉકટર : હવે એમાં જરાયે શક નથી ને બાનુ ! શું ચિન્તામાં છો ?

સુભદ્રા : કંઈ નહિ...ડૉકટર આ તમારો, આસીસટન્ટ રાજેશ બીલકુલ જયન્ત જેવો જ લાગે છે.

ડૉકટર : જયન્ત ! એ જયન્ત કોણ છે બાનુ !

સુભદ્રા : છે એક નાલાયક ઉઠાવગીર. મારી દીકરી જોડે પરણવા માગતો હતો. પણ મેં એનો પગ જ ઘરમાંથી કાઢયો...

ડૉકટર : બહુ સારું કર્યું. આવા રોગને તો મૂળમાંથી જ દાબવા સારુ ઋષિ વાલ્મિકીએ કહ્યું છે કે– Prevention is better than cure.

સુભદ્રા : ઋષિ વાલ્મિકીએ...તો શું એ અંગ્રેજી જાણતા હતા ?

ડૉકટર : ( ચેતી જઈને ) નહિ બાનુ. એમણે તો... જાણે કે મૂળ વાત સંસ્કૃતમાં લખેલી...ને પછી એનું ભાષાંતર ગર્ભાચાર્યે અંગ્રેજીમાં કર્યું...

સુભદ્રા : સમજી...

વસંતલાલ : મારી આશા સાચી થઈ જાય તો, ડૉકટર! તમને હું મેંમાગ્યા નાણાં આપીશ.

ડૉકટર : તે તો તમારે આપવાં જ પડશે. મહાન બુધ્ધિમાને કહ્યું છે કે ડૉકટરને તો બંને હાથમાં લાડવો છે. દરદી જીવે તોયે અને માંદગી લંબાય તોયે.. નુકશાન છે દરદીને જ—અર્થાત One man's food is another man's poison. દરદીને રોગો જેટલા અંશે દુઃખ આપે તેટલા અંશે જ ડૉકટરને ધનનું સુખ આપે.

[ હી...હી...હસે છે ]

વસંતલાલ : ડૉકટરો રોગ પારખીને દવા કરે એટલે ધન તો લે જ ને!

ડૉકટર : રોગ પારખીને દવા કરે કે...વગર પારખે કરે... એમને ફાયદો જ છે. ધારો કે એક મોચી જોડા સીવે. પણ ચામડું કાપવામાં એના કાપમાં જરા જેટલી પણ ભૂલ થાય તો ગ્રાહક જોડા ન લે ...મોચીની મહેનત નકામી જાય, પૈસા ન મળે, ને ઉપરથી ચામડાના પૈસા પણ જાય. જ્યારે ડૉકટરની વાત જુદી છે...એ માણસને ગમે ત્યાં કાપી નાખે પછી સરખો કપાયો કે નહિ, કપાવાને કારણે દરદ દરદીનું વધ્યું કે ઘટ્યું એની સાથે એને કંઈ જ લેવાદેવા નહિ. એને તો એના પૈસા મળી જ જાય ...પછી દરદી જીવે કે મરે...(આ વાત કરે છે તે દરમ્યાન કંટાળીને સુભદ્રા ઊઠી ગઈ છે...ને બારી પાસે જઈને પેલાઓની વાટ જુએ છે ) બાનુને મારી વાતમાં રસ ન પડયો!

સુભદ્રા : ( દૂરથી ) હજી સુધી એ લોકો કેમ ન આવ્યાં?

વસંતલાલ : આવશે આવશે, ચિન્તા શું કરે છે?

[ફોન આવે છે. વસંતલાલ લે છે.]

એલાઉ...એલાઉ...( ડૉકટરને કહે છે ફોન પર હાથ મૂકીને ) મા...ર્યા...શામજીનો ફોન છે.. કોણ તમે? શું કહ્યું? ના...ના...ભાઈ આ ખોટો નંબર છે... ( મૂકી દે છે ) એને કંઈક ખબર પડી ગઈ લાગે છે.

ડૉકટર : પણ હવે કંઈ જ વાંધો નહિ આવે...

વસંતલાલ : ( કાંડા—ઘડિયાળ જોઈને ) ત્યાં કામકાજ પતી ગયું હોવું જોઈએ. ( પાછો ફોન આવે છે ) એ જ હોવો જોઈએ...( ફોન લે છે ) અ...લાઉ... કોનું કામ છે ભાઈ તમારે? કહ્યું ને કે એ નામનો અહીં કોઈ માણસ નથી ..ખોટો નંબર છે (મૂકી દે છે) આ હવે છોડવાનો નથી.

સુભદ્રા : ( દૂરથી જ પૂછે છે ) કોનો ફોન હતો?

વસંતલાલ : અરે કોઈનો ખોટો ફોન આવે છે. (ધીમેથી) આ શામજી પાછો ફોન કરશે...ને જો સુભદ્રા લેશે તો પંચાત થશે.

ડૉકટર : (સહેજ વિચાર કરીને ) યુક્તિ સૂઝી છે. તમે કોઈ ને ફોન કરો...ફોન એન્ગેઈજ્ડ જ રાખો તો!

વસંતલાલ : તારું ભેજું ભારે ચાલે છે હં!

સુભદ્રા : ( નજીક આવીને ) હજી એ લોકો કેમ ન આવ્યા? મને તો ખૂબ જ ચિન્તા થાય છે.

વસંતલાલ : હમણાં આવશે...હવે ચિન્તા કરવા જેવું શું છે? કેમ ખરું ને, ડૉકટર?

[હસે છે]

ડૉકટર : જરાયે નહીં ને...હવે તો બધું જ...બરાબર પાર ઊતર્યું સમજો ને!

સુભદ્રા : ( એ એનો અર્થ સમજતી નથી ) પાર ઊતરશે ને...આશા બોલતી તો થઈ જશે ને?

ડૉકટર : સોએ સો ટકા...બાનુ. મૂળ વાત Tension ઘટાડવાની હતી...આઘાત ઓછો કરવાની વાત હતી ....બંધન છોડવાની વાત હતી. તે આપણે કર્યું.

સુભદ્રા : પણ એને વળી આઘાત કે બંધન કે....

ડૉકટર : એવું ન પણ હોય ને હોય પણ ખરું. બાનુ! આવા કેઈસો મૂળ સાઈકોલોજીકલ હોય છે. એનાં એ મૂળ કારણો દૂર થાય કે કેઈસ આપોઆપ સુધર્યો જ સમજો ને!

સુભદ્રા : તો આ હિસાબે એને રોગ કંઈ નહોતો જ?



ડૉક્ટર : એમ તો કહેવાય...પચાસ ટકા રોગ Perfect diagnosisથી દૂર થવાનો...પચાસ ટકા માટે આપણે હવે હવે દવાદારૂ કરીશું.

વસંતલાલ : (વાત ફેરવવા) તો ડૉક્ટર, શામજીને ફોન કરી દઉં ને? એ બિચારાની ચિન્તા તો દૂર થાય ને?

ડૉક્ટર : જરૂર, જરૂર કરો ફોન.

વસંતલાલ : (ફોન કરે છે) કોણ શામજી! હા..... હા....હું વસંતલાલ..... કેમ ભાઈ હજી સુધી ઑફિસમાં છો? ભલામાણસ કેટલું કામ કરવું છે હં..... હેં....ખરું ખરું....હવે તો આશાનો ભાર પણ ઉપાડવાનો છે ને....(હસે છે) બહાર ગઈ છે. શું! ના....ના....ડૉક્ટરના કહેવાથી જ ગઈ છે. હા....હા. હમણાં આવી પહોંચશે.

સુભદ્રા : લાવો મને ફોન આપો. હું જરા વાત કરું.

વસંતલાલ : લે સુભદ્રા સાથે વાત કર....એ તારી સાથે વાત કરવા માગે છે...શું કહ્યું? ત્યાં બીજું કોઈ બેઠું છે! પછી વાત કરીશ!

સુભદ્રા : પણ જરા વાત તો કરવા દીયો.

વસંતલાલ : એ કહે છે હમણાં નહિ. પછી એ જ તને ફોન કરશે...(ફોનમાં પાછી વાત કરે છે) સાંજે આવીશ ને? હા ભાઈ હા...હવે તમારા સિવાય બીજો વિચાર કરવાનો હોય ખરો! એ જયન્તનું તો નામ પણ આ ઘરમાં હવે ન જોઈએ.

[આ જ વખતે બહારથી શામજીની જોરથી આવતી બૂમો સંભળાય છે.]

શામજી : (બહારથી) આઘો ખસ વચમાંથી જવા દે મને અંદર. બબ્બે વાર ફોન કર્યો...પણ Wrong નંબર કહીને મૂકી દે છે.

સુભદ્રા : આ કોનો અવાજ છે? શામજીનો જ અવાજ છે.

વસંતલાલ : (ગભરાઈને) કોનો? શામજીનો!

શામજી : જવા દે અંદર, કહું છું. (દૂરથી)

સુભદ્રા : જરૂર આ શામજી જ છે...તો...તો તમે ફોનમાં વાત કોની સાથે કરો છો?

વસંતલાલ : હું ફો...નમાં વા...ત...શામજી સાથે તો......

શામજી : (આવે છે ક્રોધમાં) હં! ફોન આમ એનગેઇજ્ડ રાખ્યો છે પછી મળે જ ક્યાંથી?

સુભદ્રા : શામજી! તું અત્યારે? પણ આ તો તારી સાથે વાત કરે છે.

શામજી : મારી સાથે વાત કરે છે કે તમને બનાવે છે? બબ્બે વાર ફોન કર્યો. Wrong નંબર કહીને મૂકી દીધો.

સુભદ્રા : ઓહ...તો એ તારો ફોન હતો?

શામજી : હા...મારો જ.

સુભદ્રા : આ બધું શું છે?

[ક્રોધમાં વસંતલાલ ફોન મૂકી દે છે.]

શામજી : બનાવટ. બધી જ બનાવટ ને છેતરપીંડી. આ (ડૉક્ટરને બતાવીને) સામે ઊભો એ કોણ છે?

સુભદ્રા : એ ડૉક્ટર છે. મૂંગા માટેના ખાસ નિષ્ણાત છે.

શામજી : એ...મ ખાસ નિષ્ણાત ડૉક્ટર છે?

[એની પાસે જઈને]

ડૉક્ટર : જરૂર જરૂર, ડૉક્ટર જ છું.

સુભદ્રા : હા. હોનોલુલુથી હિંદમાં હમણાં ખાસ આવ્યા છે.

શામજી : હોનોલુલુથી હિંદમાં ખાસ આવ્યા છે? આ નિષ્ણાત ડૉક્ટર એ...મ.

[એની પાસે જઈને દાઢી ખેંચી કાઢે છે]

ડૉક્ટર : ઓહ ઓહ...તમે આ શું કરો છો?

શામજી : જોઈ લીધો આ હોનોલુલુના ડૉક્ટરને!

સુભદ્રા : (નવાઈ પામીને) આ શું? આ તો મંગેશ. ઓહ! આ બધું શું છે? હું પૂછું છું કે

આ બધું શું છે ?

[ વસંતલાલને ]

વસંતલાલ : ખાસ કંઈ જ નથી, ફક્ત દેવ તેવી પૂજા છે. ( ડૉક્ટર પાસે જઈને ) મં...ગે...શ ગભરાવાની જરાયે જરૂર નથી. ( ઘડિયાળ બતાવીને ) બધું જ પતી ગયું હશે.

સુભદ્રા : આટલી બનાવટ...ઓહ. તો તો પેલો આસીસટંન્ટ મુઓ જયન્ત જ હશે. મને તો લાગતું જ હતું.

વસંતલાલ : માનવું પડશે કે અટકળ કંઈ ખોટી નથી !

શામજી : આટલી બનાવટ ?

વસંતલાલ : શા માટે આટલો ગુસ્સે થાય છે ? તારા માટે પણ મેં એક છોકરી શોધી કાઢી છે. જરા ખોડી, જરા બાઠી ને વિધવા...શું સમજ્યો !

[ હસે છે ]

શામજી : આ મારું અપમાન છે.

સુભદ્રા : આટલી બનાવટ...એકવાર એને ઘરમાં તો આવવા દે.

અશોક : ( આશા જયન્ત–પરણ્યાં છે તે કપડામાં હારતોરા સાથે ) હાજર છીએ, બા !

[ ત્રણે પ્રવેશે છે. ]

સુભદ્રા : આ...આ...હું શું જોઉં છું ?

[ ચક્કર આવે છે ]

વસંતલાલ : આશા જયન્ત સાથે પરણી ગઈ. ને તારો આ ખોડો શામજી સેમીફાઈનલ સુધી આવીને લટકી ગયો તે !

[ હસે છે. ]

શામજી : મારું આટલું અપમાન...હું પણ તમને હવે જોઈ લઈશ.

[ ક્રોધમાં ચાલ્યો જાય છે ]

સુભદ્રા : શામજી...શામજી.

વસંતલાલ : ગયો એ, હવે નહિ આવે...હવે તો આમને આશીર્વાદ આપો. બેટા આશા, જયન્ત, તમારી, બાને પગે લાગો.

આશા : ( બંને પગે લાગે છે ) બા ! મને માફ કરો.

સુભદ્રા : ઓહ...તો તું મૂંગી પણ નથી. આટલી બનાવટ ?

[ સોફા ઉપર પડે છે, હાથ લટકે છે. એની નીચે પેલા બંનેને બેસાડીને વસંતલાલ પોતાનો હાથ ને સુભદ્રાનો હાથ મેળવીને આશીર્વાદ આપે છે. ]

વસંતલાલ : પ્રભુ તમને સુખી રાખે.

આશા : ( ગભરાઈને ) બા ! બા ! બાપુજી ! બાને શું થઈ ગયું !

ડૉક્ટર : તમારા માતાજીને આઘાત લાગ્યો છે... ગભરાશો નહિ. હમણાં સારું થઈ જશે...આ બાબતમાં મહાન ઝુમ્મરનાદે કહ્યું છે કે...

[ એ બોલે છે—વસંતલાલ ને ડૉક્ટર ને અશોક હસે છે—ને પડદો પડે છે. ]

☆

કલકત્તાના હાવરા પુલ ઉપરથી હુગલી નદીમાં કૂદીને એક યુવતીએ આપઘાતનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. તેનું નામ બિજોલી ઘોષ. અને તેની ઉંમર ૧૬ વર્ષની. નદીમાં પડી તો ખરી, પણ મા પોતાની પુત્રીને રોકે તે પહેલાં જ પહેરેગીરે એને રોતીકકળતી બહાર કાઢી લીધી. પહેરેગીરે પોતાનો ધર્મ બજાવ્યો પણ ગરીબ જીવનથી કંટાળેલી બાળા તો ફરી જેલમાં પકડાઈ ગઈ !

આપઘાત કરવાના આરોપસર છોકરીને કેદ કરવામાં આવી. તેણે પોતાનો ગુનો કબૂલ કર્યો અને ન્યાયાધીશ સામે પોતાના આ ઘાતકી કૃત્યનો ખુલાસો આમ કર્યો :—

' મારા પિતા મારા લગ્ન માટે બે હજાર રૂપિયાનો દાયજો આપી શકે તેમ નહોતા તેથી ખૂબ હેરાન થઈ રહ્યા હતા. તેમની હેરાનગતિ દૂર કરવા મને આ એક જ રસ્તો જડયો !'



જવાહરલાલ નેહરુ

# આચરણનાં સૂત્રો

પંડિત નેહરુએ તાજેતરમાં જ કેટલાંક સૂત્રોને રાષ્ટ્ર માટે તૈયાર કર્યાં છે. સમજદાર અને વિવેકી વિચારક આ સૂત્રોને ખરેખર આચરણમાં મૂકે અને તેનો પ્રચાર થાય તે દરેક નાગરિકે જોવું રહ્યું. પંડિતજીની ૬૯મી જયંતીએ શ્રી નાથાલાલ દત્તાણીએ તૈયાર કરેલાં તે અહીં મૂક્યાં છે......

રાજનૈતિક વિચારો ભલે જુદા જુદા હોય, પણ દેશની રક્ષા અને ભલાને માટે બધા સાથે મળીને બધાના હિતનું કામ પૂરું કરવામાં એક બીજાને સહાય કરીશું.

*

દેશની એકતા અને ભલાને વધારે મહત્વનાં ગણી, નાતજાત, ધર્મ, ભાષા અને પ્રાંતપ્રાંતના ભેદભાવથી પર રહી દેશને એક જ માનીશું.

*

હિંસાથી ઘૃણા પેદા થાય છે, જેનાં પરિણામો વિનાશકારી આવે છે. એટલે સર્વ પ્રકારની હિંસાનો ત્યાગ કરીશું.

*

ધર્મ, વ્યક્તિને ઉન્નત બનાવવા અને બીજા પ્રત્યે સહિષ્ણુ બનાવવા માટે છે. સંકુચિત વિચારો અને અસહિષ્ણુતાને લઈને બીજાની દૃષ્ટિમાં આપણા ધર્મને માટે આદર પેદા નથી થતો. અમે અમારા જ નહિ, પણ બીજાના ધર્મનો પણ આદર કરીશું.

*

વર્તનમાં સમાનતાનો ખ્યાલ રાખીને ઊંચ-નીચ, છૂતઅછૂતના ખ્યાલોથી દૂર રહીશું.

*

સ્વાર્થને બદલે સર્વના હિતનો ખ્યાલ રાખીને સારા નાગરિક બનીશું.

*

સ્ત્રીઓ સાથે આદર અને સમાનતાથી વર્તીશું. એમને પરદામાં અથવા અલગ ન રાખતાં રાષ્ટ્રીય કાર્યોમાં સહભાગી બનાવીશું.

*

બાળકો સાથે ધાકધમકીથી નહિ, પણ પ્રેમથી વર્તીશું.

*

દારૂ અને બીજી કેફી ચીજોના સેવનથી દૂર રહીશું.

*

લાંચ લેવી અને આપવી એ લેનાર અને આપનાર બન્નેનાં હિતમાં નથી. આથી લાંચ-રુશવતને નાબૂદ કરવાના પ્રયાસો કરીશું.

*

ઘર, મહોલ્લો, ગામ કે શહેર સ્વચ્છ રાખીશું.

*

ગ્રામોદ્યોગ અને ગૃહઉદ્યોગને ઉત્તેજન આપીશું અને શક્ય હશે ત્યાંસુધી ખાદીનો જ ઉપયોગ કરીશું.

*

શારીરિક શ્રમનાં કાર્યોનો આદર કરીશું અને નિર્માણના કોઈ પણ કાર્યને માટે શ્રમ કરીશું.

*

પંચવર્ષીય યોજના અને વિકાસ યોજનાનાં જે કામો આપણા દેશમાં થઈ રહ્યાં છે તે સમજીશું અને એમાં પૂરો સહકાર આપીશું.

★

સી. એલ. ઘીવાળા

# સંપત્તિનું વિભાજન

આપણા જાણીતા અર્થશાસ્ત્રી અહીં રાષ્ટ્રિય સંપત્તિનું જે તુલનાત્મક આલોચન કરે છે તે અર્થકારણના વિદ્યાર્થીઓને અને રાષ્ટ્ર વિષે ઠરીને વિચાર કરનાર માટે એક અભ્યાસ બની જશે. આપણી આર્થિક સમસ્યાઓનો ઉકેલ સંપત્તિની યોગ્ય વહેંચણી વિના આવે જ નહિ.. ......

આપણા દેશના પછાત અને અવિકસિત અર્થતન્ત્રને સંગીન, સદ્ધર અને સમૃદ્ધ બનાવવા આયોજિત આર્થિક વિકાસનો કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો છે. પ્રથમ પંચવર્ષીય યોજના દ્વારા આપણે સારી એવી સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. દ્વિતીય પંચવર્ષીય યોજનાને દોઢ વર્ષનો ગાળો પૂરો થયો છે ને આ સમય દરમ્યાન ઠીક ઠીક મુશ્કેલીઓ ખડી થઈ છે. યોજનાના વિકાસનો હવે પછીનો માર્ગ પણ ભારે મુશીબતોમાંથી કાઢવાનો રહેશે તેમ આજે સ્પષ્ટ જણાય છે. દેશની પ્રાથમિક જરૂરિયાતોની દષ્ટિએ જોઈએ તો નક્કી કરાયેલા લક્ષ્યાંકો અત્યંત આવશ્યક ગણી શકાય તેવાં છે, પણ નાણાકીય વ્યવસ્થાતંત્રની કસોટીએ આ લક્ષ્યાંકોને કસતાં એમ ચોક્કસપણે સમજાય છે કે તેને પહોંચી વળવા માટે સરકાર અને પ્રજાએ ભારે જહેમત ઉઠાવવી પડશે. આપણે લોકશાહી પદ્ધતિએ આગળ વધવાનું સ્વેચ્છાએ સ્વીકાર્યું છે, વ્યક્તિ–વિકાસને મધ્યબિન્દુમાં રાખીને મધ્યસ્થ આયોજનને આપણે અમલી બનાવ્યું છે.

રાષ્ટ્રીય આવકમાં ૨૫ ટકાનો વધારો અને તેને પરિણામે જીવન ધોરણની નીચી સપાટીમાં સુધારો, પાયાના અને ભારે ઉદ્યોગો દ્વારા ઔદ્યોગિક ઉત્પાદનમાં વધારો, રોજગારીની તકોમાં વધારો અને સંપત્તિ તથા આવકની અસમાનતામાં ઘટાડો, આ મુખ્યત્વે કરીને બીજી યોજનાના ઉદ્દેશો છે. ભવિષ્યમાં આર્થિક સત્તાનું વિકેન્દ્રિકરણ વધુ પ્રમાણસર થવું જોઈએ, એવો પણ યોજનાનો હેતુ છે.

સમાજવાદી સમાજરચનાનો આદર્શ દેશ સમક્ષ ખડો કરવામાં આવ્યો છે. તેને પહોંચવા માટેની સીડીનું બીજી પંચવર્ષીય યોજના, એ પહેલું પગથીયું છે. કોઈ પણ સમાજરચનાની વિચારધારામાં વ્યક્તિ અને વ્યક્તિના સંબંધો અને સમાજ કે રાજ્યના સંબંધો ખાસ ધ્યાન માગી લે છે. આપણા હેતુની સિદ્ધિ અર્થે ફક્ત ઉત્પાદન વધતું રહે તેટલું જ જરૂરી નથી, પણ ઉત્પાદન દ્વારા જે રાષ્ટ્રીય સંપત્તિની વૃદ્ધિ થતી રહે તેનું ન્યાયી ને યોગ્ય વિતરણ થાય તે પણ એક મહત્ત્વની બાબત બની રહે છે. વર્ષોથી જે વર્ગો આર્થિક કે સામાજિક દષ્ટિએ પછાત છે, દલિત છે, શોષિત છે તેમને હંમેશ માટે તે જ સ્થિતિમાં રહેવાનું હોય તો નવરચનાના પ્રયાસોમાં તેઓ સહભાગી બની ન શકે એ સ્પષ્ટ છે. આજે રાજ્યની આ વર્ગો પ્રત્યે ખાસ જવાબદારી છે એમ સર્વત્ર સ્વીકારાયું છે. આ કારણથી જ દેશના રાજ્ય બંધારણમાં અને આર્થિક આયોજનના કાર્યક્રમમાં, ખાનગી નફાને સ્થાને સામાજિક ન્યાયને મૂળભૂત સ્થાન આપવામાં આવ્યું છે.

આયોજિત વિકાસની સફળતા માટે, એક બાજુ નાના અને મોટા, ભારે ને પાયાના ઉદ્યોગોનું ઉત્પાદન હરહંમેશ વધતું રહેવું જોઈએ ને તેને લીધે રોજગારીના ક્ષેત્રોનો વિસ્તાર થવો જોઈએ ને તેનું પ્રમાણ વધવું જોઈએ. અને બીજી બાજુ, એકત્રિત થતી રાષ્ટ્રીય સંપત્તિનું વિતરણ એવી રીતે થવું જોઈએ કે જેને પરિણામે આર્થિક વિકાસનાં લાભદાયક પરિણામો દરેક વર્ગને ફાળે આવે. ઐતિહાસિક કારણોને લઈને આપણો ઔદ્યોગિક વિકાસ થઈ શક્યો નહોતો, આર્થિક વિકાસ કરવાનું કાર્ય આપણી સત્તાની બહાર હતું. કારણ આપણે પરતંત્ર હતા, તેથી સંપત્તિની આવકની દષ્ટિએ પરિસ્થિતિમાં ભારે વિષમતા આવી પડી છે ને તેનાં મૂળ ઊંડાં ઊતરતાં જાય છે. રાજકીય આઝાદી પછી આર્થિક વિકાસનાં ચક્રો ગતિમાન થતાં જો આ અસમાનતા ઘટે નહિ તો આયોજનનું કશું મહત્વ લોકશાસનમાં રહેતું નથી.



સમાજવાદી સમાજરચનાના ધ્યેય તરફ આગળ વધવાનો અર્થ જ એ કે અસમાનતાનાં નવાં કે જૂનાં અંતરો ઓછાં થવાં જોઈએ, અને નહિ કે વધવાં જોઈએ.

આમ ભારતના આર્થિક વિકાસની તસવીર આપણે ખેંચીએ તો રાષ્ટ્રીય સંપત્તિનું વિભાજન એ સમાજવાદી સમાજરચના તરફ જતા રાજમાર્ગનું એક મહત્ત્વનું સીમાચિહ્ન બની રહે છે. તેની અસર ઉત્પાદનના વિતરણ, રોકાણ, વપરાશ, એમ બધી આર્થિક પ્રવૃત્તિ ઉપર થાય છે. લોકશાહીના અમલમાં ને સમાજવાદી સમાજરચના સ્થાપવાના પ્રયાસોમાં આપણને કેટલી સફળતા મળે છે તે ઉપર આપણું રાજકીય ને આર્થિક ભવિષ્ય આધાર રાખે છે.

પ્રથમ યોજનાની શરૂઆતમાં આપણી રાષ્ટ્રિય આવક જે ૯,૧૧૦ કરોડ રૂપિયા હતી તે વધીને યોજનાને અંતે ૧૦,૮૦૦ કરોડ રૂપિયા થઈ. આ સમય દરમ્યાન આપણી વપરાશના ધોરણમાં ૯ ટકાનો, વ્યક્તિગત સરાસરી આવકમાં ૧૧ ટકાનો ને રાષ્ટ્રીય આવકમાં ૧૮ ટકાનો વધારો નોંધાયો. એમ માનવામાં આવે છે કે દ્વિતીય યોજનાને અન્તે એટલે ૧૯૬૦–૬૧માં, આપણી રાષ્ટ્રિય આવક રૂ. ૧૩,૪૮૦ કરોડ હશે તથા રાષ્ટ્રિય આવકમાં વધારો લગભગ ૨૫ ટકાનો હશે, એમ કરતાં કરતાં પાંચમી યોજનાને અન્તે એટલે કે ૧૯૭૬ની આસપાસ યોજનાની શરૂઆત કરતાં વ્યક્તિગત સરાસરી આવક બમણી થશે, એવો અંદાજ છે. આમ છતાં, અમેરિકા, ઈંગ્લેંડ કે બીજા કોઈ પણ ઔદ્યોગિક જગતના આગળ પડતા દેશોની સરખામણીમાં જીવનધોરણમાં થયેલો સુધારો અલ્પ જ ગણી શકાય. આપણા દેશની વસતિના વધારાનું પ્રમાણ, પછાત અર્થતન્ત્ર, સાધનોની મર્યાદા અને વિકાસકાર્યમાં નડનારી મુશ્કેલીઓનું આ પ્રતિબિંબ છે. કેટલીક વાર આપણે સાંભળીએ છીએ કે હાલમાં જે સંપત્તિ છે તે બધી છીનવી લઈને તેની સમાન વહેંચણી કરી નાખીએ તો પ્રશ્ન ઉકલી જાય. આ પ્રમાણે કરવામાં આવે તો તેનાં પરિણામો દેશના સાચા હિતની વિરુદ્ધ જ જાય. રાષ્ટ્રિય સંપત્તિના વિભાજનને રાષ્ટ્રીય ઉત્પાદન સાથે સીધો સંબંધ છે. બન્નેમાંથી એકેનું મહત્ત્વ ઓછું ગણી ન શકાય, બન્નેમાંથી એકેની પણ અવગણના કરવામાં આવે તેની વિષમ અસર તરત જ બીજા ઉપર પડે. આપણે આર્થિક ક્ષેત્રે અનેક રીતે પછાત છીએ. આપણા દેશમાં ખેતી ઉપરનું દબાણ વધુ પડતું છે. ખેતીની પેદાશ ઓછી છે, ખેતીને હજી એક વ્યવસ્થિત ઉદ્યોગ તરીકે આપણે વિકસાવી નથી, માત્ર તેને એક આજીવિકાના સાધન પૂરતી ગણી છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાં પણ બીજા આગળ વધેલા દેશોને મુકાબલે આપણે પછાત છીએ જ. અગાઉ વપરાશની ચીજ વસ્તુઓ જ આપણે ઉત્પન્ન કરતા હતા ને ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધ પછી જ આપણે ઔદ્યોગિક વિકાસની દિશામાં પ્રગતિ સાધવા માંડયા છીએ. પ્રથમ યોજનામાં પણ ઉદ્યોગો ઉપર આપણે વધુ ધ્યાન આપી શકયા ન હતા ને વાસ્તવિક રીતે જોઈએ તો બીજી યોજનામાં જ ઔદ્યોગિકરણમાં વૈવિધ્ય લાવવાના ને તેની ગતિ વધારવાના સભાન પ્રયાસો આપણે હાથ ધર્યા છે. લોખંડ અને પોલાદ, ઈજનેરી અને રસાયણિક ચીજો, નાજુક સંચાઓ અને ભારે યંત્રો, એમ ઉદ્યોગોના ક્ષેત્રમાં અનેક વિવિધતા આપણે લાવવાની છે. હવે ફક્ત કાગળ, સીમેન્ટ, કાપડ એવી વપરાશની ચીજો બનાવવા ઉપરાંત આપણે મોટાં મોટાં કારખાનાંઓ ને મીલો માટે જોઈતી જરૂરી સંચા કારીગીરી બનાવવા મથીએ છીએ.

પ્રથમ યોજનાની શરૂઆતથી આજ સુધીમાં આપણું ઉત્પાદન દોઢગણું થયું છે. આ વધારો એકધારો નોંધાતો રહે તે માટે સરકાર, જાહેર ક્ષેત્ર, ખાનગી ક્ષેત્ર, કામદાર વર્ગ અને જાહેર પ્રજાની અરસપરસની સમજણ અને સહકાર ખાસ જરૂરી થઈ પડે છે. ઉત્પાદન વધારવાની સાથે મૂડીની વૃદ્ધિ ને બચતની રોકાણના પ્રશ્નો પણ સંકળાયેલા છે, ને અનુકૂળ વાતાવરણ ને સગવડો વચ્ચે ઉત્પાદનની સપાટી

વધતી જ રહે તે દેખીતું છે. આમ અર્થતન્ત્રના વિભાગોમાં ઉત્પાદનનું પ્રમાણ વધતું રહે તો જ તે મુજબ સંપતિનું કદ વધતાં વિભાજન વ્યવસ્થા મુજબ વ્યક્તિદીઠ ફાળો અથવા આવકમાં વધારો થાય.

આપણે હમણાં જોયું તેમ સમૃદ્ધિમાં વધારો થાય તો જ યોગ્ય વિતરણ દ્વારા જીવનધોરણમાં ક્રમશઃ સુધારો થઈ શકે. જો હાલમાં છે તેટલી જ સંપત્તિની વહેંચણી કરવાની હોય, તો તે ગમે તેટલી ન્યાયી ને સમાન રીતે કરવામાં આવે તો પણ પરિણામે તે વહેંચણી સમૃદ્ધિની નહિ, પણ ગરીબીની જ રહેશે, એ નિઃશંક છે. આપણા વડા પ્રધાન શ્રી નેહરુએ સૂચક રીતે કહ્યું છે કે સંપતિમાં વધારો કર્યા સિવાય સમાજવાદ હોઈ શકે નહિ. સમાજવાદની ચર્ચાને અત્રે અવકાશ નથી. પણ કેટલાક જડ સિદ્ધાંતવાદીઓ માને છે કે રાષ્ટ્રિયકરણની નીતિનો અમલ એટલે જ સમાજવાદની સ્થાપના. કેટલાક વળી એમ પણ માને છે કે જાહેર ક્ષેત્ર ખૂબ ફૂલે ને ફાલે એમાં જ સમાજવાદનું હાર્દ સમાયું છે. વળી એમ માન્યતા પ્રવર્તે છે કે મધ્યસ્થ આયોજન ને તુમારશાહીનું કડક ચોકઠું એટલે જ સમાજવાદની શરૂઆત. આ બધી માન્યતાઓ ભ્રામક છે.

તકોની સમાનતા, સામાજિક ન્યાય, વ્યક્તિસ્વાતંત્ર્ય, અને ભ્રાતૃભાવ એ ચાર પાયા પર સમાજવાદની ભવ્ય ઈમારત ચણી શકાય. સમાજવાદ એ ગરીબી, શોષણ અને અન્યાય સામે એક પડકાર છે. નૈતિક ધોરણે જબ્બર વિરોધ નોંધાવનારી પદ્ધતિ છે. વહીવટી શાસ્ત્ર ને અર્થશાસ્ત્રના પ્રવાહો ધસમસતા વહે જાય છે. આર્થિક ક્ષેત્રે ધરમૂળના ફેરફારો થતા ગયા છે. રાજ્યના કાર્યક્ષેત્ર ને સત્તામાં તથા જવાબદારીમાં પણ ફેરફારો થતા ગયા છે. રાજ્યના શસ્ત્રાલયમાં આજે તો અનેક નાણાકીય ને આર્થિક શસ્ત્રો છે ને તે તીક્ષ્ણ હથિયારોની સહાયથી રાજ્ય આર્થિક તંત્રને જે રીતે ચલાવવા માગે તે રીતે ચલાવી શકે છે. પહેલાં રાષ્ટ્રિય સંપતિ ઉપર અથવા ઉત્પાદનનાં સાધનો ઉપર જ્યારે રાજ્યની સંપૂર્ણ માલિકી હોવી જ જોઈએ એમ જોરશોરથી પ્રચાર થતો ત્યારે લોકશાહી પદ્ધતિનો, કલ્યાણકારી રાજ્યની કલ્પનાનો ને રાજ્યના અર્થતન્ત્રને કાબુમાં રાખનારી શક્તિનો આજ જેટલો વિકાસ થનો ન હતો.

આપણા દેશમાં નિરંકુશ મૂડીવાદની કોઈ વાતો કરે તો તેને ગાંડપણ જ કહી શકાય. પણ સાથે સાથે રાષ્ટ્રિયકરણના અમલને ઝનૂની રીતે વળગી રહીને એમ પ્રતિપાદન કરવું કે રાષ્ટ્રની દરેક આર્થિક પ્રવૃત્તિનું કે ઉત્પાદનના સાધનોનું રાષ્ટ્રિયકરણ થવું ઘટે એ પણ એટલી જ બેહૂદી વાત છે. ઈંગ્લેન્ડ જેવા દેશે મોટા પાયા પર રાષ્ટ્રિયકરણની નીતિ, લોકશાહીની સાથે સાથે, અમલમાં મૂકી જોઈ છે ને તેમનો અનુભવ છે કે તેથી જટિલ વહીવટી તંત્ર ઊભાં થાય છે. કેન્દ્રમાં આર્થિક સત્તા અમર્યાદિત બને છે, ને આ બધાં તત્ત્વો હમેશાં લોકશાહી તરફી હોતાં નથી. આર્થિક વિકાસ તથા અસમાનતા ઘટાડવાના પ્રયાસોનો જવાબ રાષ્ટ્રિયકરણ મારફતે જ આપી શકાય એમ માનનારાઓને શ્રી જવાહરલાલ નેહરુએ સ્પષ્ટ જણાવ્યું છે કે 'આ માર્ગ ખોટો છે. જે ધ્યેય સંપૂર્ણ અંકુશથી સધાતું હોય તે માટે રાજ્યનું ભંડોળ ખર્ચાવું ન જોઈએ. વળતર આપીને કે આપ્યા વિના, રાજ્ય રાષ્ટ્રિયકરણની નીતિનો આશ્રય લે ને તેથી સમાજવાદની સ્થાપના થશે તેમ કોઈ માને તો તે માન્યતા ખોટી છે.'

આમ છતાં, ભારત જેવા પછાત દેશ માટે ઝડપી ને વૈવિધ્યપૂર્ણ ઔદ્યોગિકરણના હિતમાં કરોડો રૂપિયાનું ભંડોળ આવશ્યક છે. તેવા વિકાસ કાર્યક્રમ માટે રાજ્યે રક્ષણાત્મક ઉદ્યોગોમાં, પાયાના ઉદ્યોગોમાં ને જાહેરક્ષેત્ર મારફતે જ શક્ય હોય તેવા ઉદ્યોગોમાં સક્રિય રસ લેવો એ બાબતમાં મતભેદ રહેતો નથી. ભારતના આજના ખાનગી ક્ષેત્રની મર્યાદાઓ જાણીતી છે. ખાનગી ક્ષેત્ર અને જાહેર ક્ષેત્રને પૂરતી સગવડો આપીને તેમને પોતાની દોરવણી નીચે કે અંકુશ નીચે રાખીને રાજ્ય ઔદ્યોગિક ક્ષેત્રે સારી પ્રગતિ કરાવી શકે છે.



કેવળ કાયદો ને વ્યવસ્થા જાળવનાર રાજ્યની કલ્પનાથી આજનું વિશાળ કલ્યાણકારી રાજ્ય જુદું છે. આર્થિક ને નાણાકીય નીતિથી રાજ્ય ધારી ને સચોટ અસર ઉપજાવી શકે છે. યોજનાનું સ્વરૂપ નક્કી કરવું, તેનાં લક્ષ્યાંકો નક્કી કરવાં, રોકાણનું પ્રમાણ નક્કી કરવું, નાણાકીય સાધનો એકત્રિત કરવાં, કઈ કઈ નીતિનો આશ્રય લેવો, ખેતીની કે ઉદ્યોગોની માલિકી અને તેના ઉત્પાદન અંગે કયા ધારાઓ ઘડવા, સહકારી ધોરણે કેવી પ્રવૃત્તિઓ ચલાવવી, સીધા ને આડકતરા કરવેરાનું ધોરણ શું રાખવું; લોકોપયોગી કાર્યોમાં કેટલો ખર્ચ કરવો એમ અનેક પ્રશ્નોને લગતી નીતિ રાજ્ય ઘડે છે ને તેને સંપત્તિના વિભાજન સાથે ગાઢ સંબંધ છે.

વ્યક્તિગત આવકવેરો, કંપનીઓ પરનો આવકવેરો, ને બીજા વેરાઓ, વારસાવેરો, સંપત્તિવેરો, ખર્ચવેરો, ખેતીવાડીની આવક પર વેરો—એમ અનેક વેરાઓનો રાજ્ય આશ્રય લઈ શકે છે. આ બધાથી રાજ્યને જરૂરી આવક તો મળે છે જ, પણ સાથે સાથે ચાલુ કે ભવિષ્યની અસમાનતાનાં શિખરો ઘસાતાં ને કપાતાં જાય છે, તે સાંકડા ને ઊંચા બનવાને બદલે વિસ્તૃત ને સપ્રમાણ બને છે ને વધુમાં વધુ આવક તથા ઓછામાં ઓછી આવક એ બે વચ્ચેનું અંતર ધીમે ધીમે પણ મક્કમ પગલે ઘટતું જાય છે. કરવેરા તપાસ પંચે પણ હિમાયત કરી છે કે મિલકત ઉપર કરાવેરા નાખીને તેનો કડકમાં કડક અમલ કરીને અસમાનતા ઘટાડવાના પ્રયાસોને જોરદાર બનાવી શકાય. પણ આ બધા કરવેરાની સૂચનાથી બચતને નુકસાન ન થાય એ ખાસ ભૂલવું ન જોઈએ. 'સાપ મરે નહિ ને લાકડી ભાંગે નહિ' તેમ કરવેરા દ્વારા વધુ આવક મેળવવી, અસમાનતા ઘટાડવી, ને છતાં બચત ને રોકાણને નિરુત્સાહ ન થવા દેવું એ રાજ્યસત્તાનો એક મોટો કોયડો છે. શિક્ષણ, સુખાકારી, તબીબી મદદ, વિકાસ કેન્દ્રો એમ કલ્યાણકારી રાજ્યની અનેક પ્રવૃત્તિઓ દ્વારા પણ લાંબે ગાળે અસમાનતા ઘટી શકે તેવા પ્રયાસો થઈ રહ્યા છે.*

*આકાશવાણીના સૌજન્યથી

★

લાભશંકર રાવળ

## અજંપો !

સુખના સાગરમંથનમાંથી
ઉરને મળ્યો અજંપો.
સૂર વહાવી તો દીધાં પણ
તાર તાર પર નર્તન જાગ્યાં
કંપન ઉપર કંપો
ઉરને મળ્યો અજંપો.
આંખે માપ્યું આભલિયું ને
નજરે સીમા બાંધી
વૈશાખી વમળોમાં જાગી
ઘોર અષાઢી આંધી

ગુલાબ લઈ ને બેઠો છું પણ
લેવા ગ્યો 'તો ચંપો !
ઉરને મળ્યો અજંપો.
હર્ષ શોકની લહેરો આવી
જાય પલાળી કાંઠા
ભલાં છૂંદણાં પણ સોયુંના
અણિયાળાં છે ચાઠાં
સુખદુઃખને કોઈ કહો હવે તો—
'સુખે દુઃખે પણ સંપો !'
ઉરને મળ્યો અજંપો.

★

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# બળાં

આપણાં જળચરોની લેખમાળાને વધુ વિસ્તારવાનો આ લેખ એક પૂરક વિષય થઈ પડે છે. જળની અંદર રહેવાવાળાં જેટલાં જ સમુદ્રકાંઠે વસનારાં પંખીઓમાં આપણને કુદરતી જ રસ પેદા થાય. અહીં એવા જ એક રોજીંદા પંખીનો આપણને આપણા પક્ષીવિશારદ પરિચય કરાવે છે........

બળાંનું કદ લગભગ ચાર ફૂટ પણ એ તો એને પગથી માથા સુધી માપીએ ત્યારે. પણ જો એના દેહને જુદો તારવીએ તો તેનું કદ રાજહંસ જેવડું જ છે. આ દેહની નીચે લાંબા પગ અને ઉપર લાંબી પાતળી ગરદન આવેલી હોય છે. બળાં હમેશાં સમુહમાં જ જોવામાં આવે છે. એટલે તેને સમુહચારી નામ આપ્યું છે. પણ જો એક જ નામથી બોલાવવું હોય તો બળો કહેવું જોઈએ. બળાંનો સમુહ આપણા સમુદ્રકાંઠાનો ગુલાબી બગીચો છે. અને આખો સમુહ ઊડે છે ત્યારે તેના ગુલાબી રંગથી વાતાવરણ ભરાઈ જાય છે. જ્યારે તે ઊડે છે ત્યારે પોતાની પાતળી લાંબી ડોક આગળ અને લાંબા પગો પાછળ આવે એ રીતે ઊડે છે. ઊડતાં બળાંની ચાંચ જોતાં આપણને તે તેની ગરદન કરતાં કાંઈક વધારે ભારે જણાય છે. અને પાંખો ટૂંકી અને નાજુક વરતાય છે. પણ તેઓ પોતાની પાંખને વીંઝે છે ઉતાવળી ગતિથી. સમુદ્રકાંઠા ઉપરાંત તેઓ મોટા તળાવ નદી કે તેના મુખ આગળ પણ વસે છે. સમુદ્રની સપાટી ઉપર જ્યારે તેઓ ઊડે છે ત્યારે તો આપણને એમ જ લાગે કે હમણાં જ તે મોજાંને અડકી જશે. આથી જ્યારે તેઓ મુસાફરીમાં નીકળતાં હશે ત્યારે પણ એ જ માફક ઊડતાં હશે એમ માનવાને સબળ કારણ છે. ઊડે છે ત્યારે બનતાં સુધી તો એક કતારમાં ઊડતાં જણાય છે છતાં સમુહમાં ઊડતાં નથી એવું નથી. પોતાના દેહને હવામાં સરતો કરવા માટે પાંખોના વીંઝવા સાથે તે પાણીની સપાટી ઉપર પોતાના પગ મારે છે. જેથી ઘણી વખત તેઓ પાણી ઉપર દોડતાં હોય એવો ભાસ થાય છે. એ જ માફક જ્યારે કાંઠે ઊતરે છે ત્યારે પોતાને મુશ્કેલી જણાતી હોય એમ ઊતરીને થોડું દોડે છે. જ્યારે બળાંનો સમૂહ પેટ ભરીને બેઠો હોય ત્યારે પોતાની ગરદનને પીઠ ઉપર વાંકી વાળીને મૂકી દઈ આરામ કરે છે. પણ તેમાંથી બે ચારની સંખ્યા તો જરૂર સતેજ રહી ચોકી કરતાં જોવામાં આવે છે.

બળાંનો આવવાનો સમય સામાન્ય રીતે ઓકટોબર માસ છે પણ તેઓમાં બીજાં યાયાવર પંખીઓ જેટલી ચોક્કસતા જણાતી નથી. અને પછી આખો શિયાળો, ઉનાળો અને ચોમાસા સુધી અમુક સંખ્યામાં આ પંખીઓ જોવામાં આવે છે. બળાંની ચરવાની જગ્યા સમુદ્રના ગારા અથવા રેબડમાં અને આછાં પાણીમાં. જેમાંથી તેઓ પોતાની લાંબી ગરદનને રેબડમાં ઊંધી રાખી જાણે એક સરખી રીતે કવાયત કરતાં હોય એ રીતે ઉપર જાય અને નીચે આવે છે. છતાં તેઓ છૂટાં છવાયાં ચરતાં પણ ઘણી વખત જોવામાં આવે છે. આખું ટોળું ચરતું હોય ત્યારે તેઓ 'ઘોન્ક ઘોન્ક' કે 'ગેક ગેક' જેવો અવાજ કરતાં ઘણે દૂર સુધી સાંભળવામાં આવે છે. જ્યાં ચારો સારો મળતો હોય ત્યાં તો તેનો સમૂહ ચરતાં ચરતાં ફર્યાં જ કરે છે.

બળાંની ચાંચ પ્રકૃતિએ તદ્દન જુદા પ્રકારની બનાવી છે. લગભગ કુલ તમામ પંખી પોતાની ચાંચ સીધી રાખી ચરે છે કે જીવાત પકડે છે. પણ આ બળાં પોતાની ઉપલી ચાંચને રેબડ ઉપર ફેરવે છે. પોતાની પાતળી ગરદન અર્ધચન્દ્રાકારમાં ફેરવે છે. તેની ચાંચમાં એવા પ્રકારની ચાળણી જેવી રચના હોય છે કે જેથી તેની ચાંચમાંથી પાણી અને સાથે માટી નીકળી જાય છે. અને પોતાને જોઈતી લીલ, અને ઝીણી જીવાત રોકાઈ જાય છે. બળાંનો ચરવાનો સમય સમુદ્રની ભરતી તથા ઓટ ઉપર આધાર રાખે છે છતાં જો રેબડમાં અને આછા પાણીમાં જીવાતનો વધારો જણાય તો તે ગમે તે વખતે શોધી પેટ ભરી



લેવા ચૂકતાં નથી. ટોળામાંથી ચરતાં ચરતાં કોઈ બળું વહેમાઈ જાય તો આખો સમુહ પોતાની ગરદન લાંબી ટટ્ટાર રાખી ઊભો રહી જાય છે અને ક્યારેક તો ઊડવા માટે પાંખો પણ વીંઝવા લાગે છે. આથી એમ સમજાય છે કે ઊડવાની વેળા આવે તો વખત ન જાય, બળાંના પગ જાળવાળા છે અથવા તો અડધા જાળવાળા રહે છે એટલે તેને તરવામાં જરાય મુશ્કેલી પડતી નથી અને તરે છે ત્યારે ગરદનને એટલી સરસ રીતે વાળી રાખે છે કે તે બહુ ભવ્ય પંખી દેખાય છે.

આપણે આપણા રેબડીયા દરિયાકાંઠે ફરવા ગયા હોઈએ તો આ લાંબી ગરદન અને લાંબા પગવાળું સફેદ ગુલાબી રંગનું સુંદર પણ વિચિત્ર ઘાટની વાંકી ચાંચવાળું પંખી તરત જ વરતાઈ આવે છે. એનો દેહ પ્રમાણમાં નાનો અને ટૂંકી પૂંછડી એ પણ તેને વરતવાની એક નિશાની છે. જ્યારે આ બળાં બચ્ચાં ઉછેરવાની ઋતુ ઉપર આવે છે ત્યારે બહુ સુંદર ગુલાબી રંગ અને રાતી પાંખના વાઘા સજે છે અને તે સિવાયતે સમયે તે વધારે ધોળાં અને ગુલાબી ઝાંયવાળાં માલુમ પડે છે. તેની આંખોનો રંગ આછો લીંબુના જેવો પીળો અથવા ચળકતો પીળો હોય છે અને આંખ ફરતી ચામડીનો રંગ ગુલાબી હોય છે. ચાંચનો રંગ ગુલાબી પણ અણી અથવા છેડો કાળા રંગનો રહે છે. પગ અને આંગળાં ચળકતા ગુલાબી રંગનાં હોય છે. અને જ્યારે ઊડે છે ત્યારે પાંખની શાંનાં પરનો રંગ કાળો દેખાય છે. પુખ્ત ઉંમર ન થઈ હોય એવાં બળાંની પીઠ ઉપરનો રંગ રાખોડી કથ્થાઈ અને તેમાં લીટીઓનું ચિત્રામણ હોય છે. અને પેટાળ ધોળું હોય છે. ચાંચનો રંગ કથ્થાઈ કાળો અને પગ સલેટીયા અથવા ઝાંખા કથ્થાઈ હોય છે. આવાં એક સરખા રંગના પંખીનો સમૂહ બનતાં સુધી જુદો જોવામાં આવે છે.

બળાંના નરને જો આપણે સમૂહમાં જોઈએ તો માદા કરતાં કદમાં સહેજ મોટો વરતાય છે. બળાં પોતાનાં બચ્ચાં દક્ષિણ યુરોપ, ઈરાનનો અખાત, અફઘાનિસ્તાન અને આપણા કચ્છના રણમાં પચ્છમ અને અને ખાદીર બેટની વચ્ચે ઉછેરતાં જોવામાં આવ્યાં છે. આખા ભારતમાં તેના સમૂહને બચ્ચાં ઉછેરતાં બહાર લાવવાનું માન કચ્છના સ્વ. મહારાવ શ્રી ખેંગાર બાવાને ફાળે જાય છે. ભારતમાં બળાં શિયાળામાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે અને આપણા સૌરાષ્ટ્રનાં લગભગ તમામ સમુદ્રકાંઠે મોટા સમૂહમાં વસે છે. જેમાં ઘણી વખત આ બળાં બીજાં હવે પછી આવતાં નાનાં બળાંના સમૂહમાં પણ જોવામાં આવે છે.

બળાંના માળા જુલાઈથી માંડીને નવેમ્બર માસ સુધી જોવામાં આવે છે. અને કોઈક વખત માર્ચ–એપ્રિલ માસમાં પણ બચ્ચાંનો ઉછેર કરતાં સાંભળવામાં આવ્યાં છે. તેનો આ બધો આધાર તેઓને માળા બાંધવાની જગ્યા ઉપર રહેતા પાણી અને ચારા ઉપર વધારે રહે છે. તેઓ હજારોની સંખ્યામાં અમુક ચોક્કસ જગ્યા ઉપર રણમાં ભેગાં થાય છે કે જે વખતે પાણી લગભગ ઘુંટીણુંથી પણ ઓછું હોય છે. આ પાણીમાંથી તેઓ પોતાની ચાંચમાં રેતી ભરી તેનો એક દોઢ ફૂટ ઊંચો ઢગ બનાવે છે. આ ઢગ વચ્ચે અલગ રાખે છે જેમાં એક અથવા બે લાંબા સફેદ રંગના ઈંડાં મૂકે છે. પછી આખો સમૂહ એક સાથે સેવણ ઉપર બેસી જાય છે અને ચોક્કસ સમયે તેમાંથી બચ્ચાં બહાર આવે છે. થોડો વખત માબાપ પોતાનાં બચ્ચાંની સંભાળ રાખે છે. અને જ્યારે બચ્ચાં માળા ઉપરથી નીચે ઊતરી ફરવા લાગે છે ત્યારે માબાપ થોડા નર બળાંને એ તમામ બચ્ચાંની સંભાળની જવાબદારી નાખી આખો સમૂહ ત્યાંથી ભાગી નીકળે છે. આમ થોડા દિવસ બચ્ચાં ફરવા લાગી ગયા પછી પેલા ચોકીદાર નરો એક દિવસ અમુક ચોક્કસ પ્રકારના અવાજ સાથે ઊડે છે અને પેલાં બચ્ચાં તેની પાછળ દોડે છે. આ વખતે પેલા નરો બહુ ઊંચે ઊડતા નથી પણ અવાજ દીધા કરે



કરે છે. જેટલાં ચાટીને રોકાતાં જાય તેનો તો પછી ઈશ્વર જેવો ધણી. વળી કેટલાંક શિકારી પક્ષીઓના મારમાં આવી જાય છે અને જેટલાં દરિયાકાંઠે પહોંચે તે બધાં બચી જાય છે. આવી રીતે રણમાં તેઓ દરિયાકાંઠાની મુસાફરી કરતાં સાંભળવામાં આવ્યું છે.

બળાં અથવા હંજને અંગ્રેજીમાં The flamingo અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે phoenicopterus, ruber antiquorum કહેવામાં આવે છે.

## નાનાં બળાં

આગળ જોઈ ગયા તે બળાં કરતાં કદમાં બરાબર નાનાં જણાતાં આ બળાં પણ આપણા દરિયાકાંઠે જોવા મળે છે. તેઓ મીઠા પાણીના સરોવર ઉપર ભાગ્યે જ જોવામાં આવે છે. આ નાનાં બળાંનો રંગ મોટાં બળાંના કરતાં વધારે તેજ ગુલાબી માલૂમ પડે છે. અને ચમકદાર રાતો પાંખનો રંગ આંખને આંજી નાખે છે. પણ આવો રંગ લગ્ન મહાલવા માટે સજે છે. પણ સામાન્ય ઋતુમાં તો સાદા આછા સફેદ ગુલાબી રંગમાં જોવા મળે છે. ચાંચ વધારે રાતી દેખાય છે. આમાં પણ નાની ઉમ્મરનાં બળાં તેનાં સમાં આગળ જોઈ ગયા તેના બચ્ચાંને મળતાં આવે છે. આ બળાંની ગરદન જરા જાડી માલૂમ પડે છે. ક્યારેક તેઓની સંખ્યા વધારે હોતી નથી પણ શિયાળામાં તેની મોટી સંખ્યા આવી પહોંચે છે. તેમાં ઘણી વખત તો સાવ નાનાં ઊડી ન શકે એવાં બચ્ચાં પણ હોય છે. આવાં બચ્ચાં મને ચાંચ બેટ ઉપર જોવાનો પ્રસંગ આવેલો અને તેને પકડવા મેં દોટ પણ મૂકેલી પણ એમ તો એ ઊડનાં હતાં. આ બળાં ઊડતાં ઊડતાં 'ક્વેક ક્વેક' અવાજ કરે છે. છતાં તેઓ પણ મોટાં બળાંને મળતા અવાજ જરૂર કરી શકે છે. એને પણ પાંખ કાળા રંગની હોય છે અને સરખી ઉમ્મરનાં બળાંનો સમૂહ જુદો ચરતો જોવામાં આવે છે. નર માદા કરતાં કદમાં જરા મોટો હોય છે.

આ બળાંની વસ્તી આફ્રિકાથી માંડીને ભારત સુધી છે. તેઓ પોતાનાં બચ્ચાં આફ્રિકામાં ઉછેરે છે, બાકી ભારતમાં તમામ જગ્યાએ તેઓ પહોંચે છે. આથી કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતના કાંઠા તેઓથી વંચિત નથી એટલે આપણે ત્યાં તેઓ બહુ સામાન્ય યાયાવર છે. ખોરાક તેઓ આગળ જોઈ ગયા તે મોટાં બળાંની માફક મેળવી લે છે પણ મીઠાના અગર ઉપર તેઓ જરૂર આવવાનાં.

અંગ્રેજીમાં આ બળાં અથવા નાના હંજને The lesser flamingo અને phoenicopterus minor એ એનું વિજ્ઞાનિક નામ છે.



એક ડોસો હમેશાં મંદિરે જઈને ઘણીવાર સુધી ભગવાનના ચરણ પાસે ઊભો રહી તેમને પ્રાર્થના કર્યા કરતો, 'હે ભગવાન, મને તારા ચરણોમાં લઈ લે.' મંદિર આખું ખાલી થઈ જાય તો પણ તે ખસતો નહિ અને રોજની ટેવ હોવાને કારણે આંખમાંથી આંસુ પણ ટપોટપ ટપકવા માંડતાં હતાં. એ માનતો હતો કે મોટા મોટા સંત-મહંત કરતાં પણ એની ભક્તિ વધારે દૃઢ હતી, તેને રોજ આ પ્રમાણે મંદિરમાં આવીને ભક્તિ કરતો જોઈને આ બગલાભગતની સાન ઠેકાણે લાવવાનો પૂજારીએ નિશ્ચય કર્યો. એક દિવસ નિયમ પ્રમાણે તે ડોસો ભગવાનને પ્રાર્થના કરી રહ્યો હતો; આંખમાંથી આંસુની ધારા વહી જતી હતી, તે વખતે મૂર્તિની પાછળ સંતાયેલા પૂજારીએ ગંભીર અને વિચિત્ર અવાજથી કહ્યું : 'વત્સ, તારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. આવ મારા ચરણોમાં, હું તને મારામાં સમાવી દઈશ.' પેલો ડોસો તો આ વચનોથી ખરેખર ભડક્યો કે ભગવાન મને અબ ઘડી એમનામાં સમાવી દેશે કે શું ? વખતે ભગવાન એને ઉપાડી લેશે એ ભયથી એ ડોસો મંદિરમાં કદી ફરક્યો નહિ. એટલું જ નહિ પણ ઘરમાં પણ એકલા રહેવાનું છોડી દઈને આજુબાજુ પોતાના માણસો રાખી તેમના રક્ષણ નીચે રહેવાનું રાખ્યું. વખતે એકલો જોઈને ભગવાન તેને ઉઠાવી જાય તો ?



નરેશ મંત્રી

# ચાર મોત

દારૂ માણસને કેવા ખેદાન મેદાન કરી મૂકે છે એની એક બોધાત્મક સુંદર લોકકથા 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં મૂકી છે. દારૂની બદી વિશ્વવ્યાપી છે એટલે ક્યાંય પણ તેની ખાનાખરાબીથી કોઈ અજાણ નહિ જ હોય. આ વાર્તા બોધકથા સાથે સાથે લોકકથા હોવાથી સર્વકાળે સરખી લાગવા પણ સંભવ છે...

એક નગરમાં વિદ્વાન તથા શાસ્ત્રાભ્યાસી બ્રાહ્મણ રહેતો હતો. તેને હાથે એક વખત એવો ગુનો થઈ ગયો, જેની સજા દેહાંતદંડ હતી.

રાજાને થયું કે, બ્રાહ્મણનો શિરચ્છેદ કરવો એ ઠીક નહિ. ઘણા વિચાર પછી તેણે બ્રાહ્મણને રાત્રે પોતાના મહેલના એક ઓરડામાં પૂર્યો. તે ઓરડાને ચારે બાજુ થઈને પાંચ બારણાં હતાં. તેમાંનાં ચાર બારણામાં થઈને બીજા ચાર બંધ ઓરડાઓમાં જવાય તેમ હતું. તે ઓરડાઓના આગળા બ્રાહ્મણના ઓરડા તરફ જ હતા. એટલે બ્રાહ્મણ ઇચ્છે તો તે આગળા ઉઘાડીને તે ઓરડાઓમાં જઈ શકે; પરંતુ તે ઓરડાઓમાંથી બ્રાહ્મણવાળા ઓરડામાં કોઈ ન આવી શકે. પાંચમું બારણું બહાર નીકળવા માટેનું હતું. તેને તો બહારની તરફથી બંધ કરેલું હતું.

પેલા ચાર ઓરડાઓમાંથી એકમાં હળાહળ ઝેરનો પ્યાલો મૂકેલો હતો. બીજામાં માંસની વાનીઓ રાંધીને મૂકેલી હતી. ત્રીજામાં એક સુંદર વેશ્યા હતી. અને ચોથામાં મદ્યનો ભરેલો કૂજો તથા પ્યાલા હતા.

રાજાએ બ્રાહ્મણને વચલા ઓરડામાં પૂરીને કહ્યું, 'આની બાજુના ચાર ઓરડાઓમાં ચાર ઘાતક ચીજો મૂકેલી છે; તેમાંથી સવાર પહેલાં ગમે તે એક વડે તમારે મનપસંદ મોત સ્વીકારવાનું છે.'

રાજાએ એવો વિચાર કર્યો હતો કે, ઝેરથી તો શરીર નાશ પામે જ; પરંતુ બીજી ત્રણ ચીજોથી શરીર નાશ ન પામે તોપણ તેનું બ્રાહ્મણપણું તો નાશ પામે જ. અને બ્રાહ્મણનું બ્રાહ્મણપણું નષ્ટ થાય તો તે તેના મૃત્યુ બરાબર જ છે.

રાજા વગેરે ચાલ્યા ગયા પછી બ્રાહ્મણે પેલા ચાર ઓરડાઓનાં બારણાં તરફ નજર કરી. તે દરેક ઓરડામાં કઈ વસ્તુ છે તેનો નિર્દેશ તે દરેકના બારણા ઉપર હતો.

બ્રાહ્મણે પ્રથમ ઝેરવાળા ઓરડાના બારણા તરફ જોઈને વિચાર કર્યો કે, એ રીતે મરવાથી તો ભવિષ્યમાં જીવતા રહી પ્રાયશ્ચિત કરવાની પણ તક નહિ રહે.

બીજા ઓરડામાં માંસની વાનીઓ હતી. એવું નિષિદ્ધ અન્ન ખાવું, એ પણ કાયમને માટે જાત અભડાવવા જેવું હતું. ઉપરાંત એક રાતમાં ભૂખથી કંઈ મરી જવાય તેમ પણ નહોતું.

ત્રીજા ઓરડામાં વેશ્યા હતી. તેની સાથે સહવાસ કરવો એ પણ કાયમને માટે ભ્રષ્ટ થવા જેવું કહેવાય. તેના કરતાં તો મરવું જ સારું!

ચોથા ઓરડામાં મદ્ય હતું. તે પણ નિષિદ્ધ તો કહેવાય. પરંતુ ચારમાંથી ગમે તે એક વસ્તુ ફરજિયાત સ્વીકારવાની હોય, તો એ







વસ્તુ જ સ્વીકારવી. ગમે તેમ તો ય તે ફળોનો રસ જ છે; અને નશો ચડે તોપણ બીજે દહાડે તો ઊતરી જાય; એટલે પછી જેવા હતા તેવા જ થઈ જવાય!

એવો વિચાર કરી બ્રાહ્મણે મદ્યનો ઓરડો ઉઘાડ્યો અને તેમાં મૂકેલો કૂજો પીને ખાલી કરવા માંડ્યો. પ્રથમ તો તેને બકારી આવવા લાગી; પરંતુ પછી ધીમે ધીમે નશાની અસર થવા લાગતાં તે આખો કૂજો ગટગટાવી ગયો. રાત વધતી ગઈ તેમ તેને નશો ચડવા માંડ્યો. તેના મનમાંથી બધા પ્રકારનો ખેદ નીકળી ગયો, અને તેને આનંદની મસ્તી લાગવા માંડી. થોડી વારમાં તેને કકડીને ભૂખ લાગી. પરંતુ બીજું કાંઈ ખાવાનું તો મળે તેમ ન હતું. એટલે તરત પોતાને હાથે માંસની વાનીઓવાળો ઓરડો ઉઘાડી, તે લહેરથી બધું માંસ આરોગી ગયો.

મદ્ય અને માંસ ભેગાં થયાં એટલે તેની કામવાસના પણ ધીમે ધીમે જાગ્રત થઈ. એટલે તેણે વેશ્યાવાળો ઓરડો પણ ઉઘાડ્યો.

સવાર થવા આવ્યું ત્યારે તે જાગ્યો. તેણે જોયું તો પોતે વેશ્યાના પલંગમાં પોઢેલો હતો. તેનો નશો હવે ઊતરી ગયો હતો. તેને રાતની બધી વાત યાદ આવી. તે તરત ફૂદકો મારી પોતાના ઓરડામાં આવતો રહ્યો.

પોતે દારૂના નશામાં આવી, બધી નિષિદ્ધ ચીજોનું સેવન કર્યું હતું તે જોઈ તેને થયું કે, આટલું કર્યા પછી જીવતા રહેવું, તેને બદલે ઝેર ખાઈને મરી જવું એ જ બહેતર છે. તરત તેણે ઝેરવાળો ઓરડો ઉઘાડ્યો અને હળાહળ ઝેર પી લીધું.

સવારે આવી રાજા અને તેનાં માણસોએ જ્યારે તેનો ઓરડો ઉઘાડ્યો, ત્યારે માલૂમ પડ્યું કે, બ્રાહ્મણે મદ્યનો સ્વીકાર કરી વિચાર-ભ્રષ્ટ થઈ, એકને બદલે ચારે મોત સ્વીકારી લીધાં હતાં!

☆

૧. બાળકને જાતિ, રાષ્ટ્ર અને ધર્મના ભેદોથી પર માની તેની રક્ષા કરવી જોઈએ.

૨. બાળકની સંભાળ કુટુંબના એક અંગ તરીકે સન્માનપૂર્વક થવી જોઈએ.

૩. બાળકને તેના ભૌતિક, નૈતિક અને આધ્યાત્મિક વિકાસ માટે જરૂરી સુવિધાઓ આપવી જોઇએ.

૪. જે બાળક ભૂખ્યાં છે, તેમને ખોરાક આપવો જોઈએ. જે બાળક બિમાર છે, તેમની સુશ્રૂષા થવી જોઈએ. જે બાળક શારીરિક અથવા માનસિક ઉણપવાળું હોય, તેને સહાય કરવી જોઈએ, જે બાળક પરિસ્થિતિને કારણે અભ્યાસવંચિત રહેતાં હોય, તેમને શિક્ષણ પૂરું પાડવું જોઈએ. જે બાળક અનાથ અને અસહાય હોય તેને આશ્રય અને સહાય આપવાં જોઈએ.

૫. સંકટ સમયે બાળકને સહાયતા માટેનો સર્વ પ્રથમ અધિકારી માનવો જોઇએ.

૬. બાળક એ બધા જ લાભોનો અધિકારી છે, કે જેનો સામાજિક કલ્યાણ અને સમાજરક્ષાની યોજનામાં સમાવેશ થતો હોય અને તેને એવી કેળવણી મળવી જોઈએ કે ઉચિત સમયે તે પોતાની આજીવિકા કમાવાને યોગ્ય બની રહે. બાળકને શોષણથી સુરક્ષિત રાખવો જોઇએ.

૭. બાળકનો ઉછેર એવી જાગૃતિપૂર્વક થવો જોઇએ કે તેની શક્તિ તે માનવજાતિના કલ્યાણ માટે અર્પણ કરી શકે.

['બાળકોના અધિકારોની જીનીવા ઘોષણા'માંથી]



ડૉ. લીલા શાહ

# બાળક અને માબાપ

બાળમાનસનાં અચ્છા અભ્યાસુ અને વિદેશ જઈને તેનો ઊંડો અભ્યાસ કરી તેમાં પારંગત બનેલાં આ લેખનાં લેખિકા અહીં એક સર્વ જગ્યાએ દેખાતી સમસ્યા ચર્ચે છે—બાળકોમાં રસ લેનાર દરેક વડીલ અને શિક્ષકને તેમાંથી 'ઠીક ઠીક જાણવાનું મળે તેવી સરળ રીતે......

વીસમી સદીને ઘણી વખત 'બાળકોના યુગ' તરીકે વર્ણવવામાં આવે છે; કારણ કે આ જમાનામાં બાળકના સર્વાંગી વિકાસ માટે માબાપ, શિક્ષક, સમાજ અને સરકાર ઉત્સુક છે. બાળકને દેશનું ધન ગણવામાં આવે છે અને એ ભાવિ નાગરિકને સુસજ્જ તૈયાર કરવા માટે અનેક પ્રયત્નો સુશિક્ષિત માબાપ અને સારી શાળાઓ કરતી હોય છે. આધુનિક કેળવણીનું દૃષ્ટિબિંદુ પણ બદલાયું છે, બાળકને કેન્દ્રમાં રાખીને તેનો કાર્યક્રમ ઘડવામાં આવે છે. માબાપ અને શિક્ષક બાળકને સમજવા પ્રયત્ન કરે છે. તેની દરેક વર્તણુંકને વખોડી કાઢવામાં નથી આવતી. પણ તે એ પ્રમાણે કેમ વર્તે છે તેની પાછળનાં કારણો શોધવા માટે કોશિષો કરવામાં આવે છે, ને તેમને યોગ્ય માર્ગદર્શન આપવા માટે માનસશાસ્ત્રીઓ અને તેમનાં લખાણોની અને સંશોધનની મદદ લેવામાં આવે છે.

માનસશાસ્ત્રીઓના મત મુજબ બાળકની સુખાકારી અર્થે એનું બાળપણ ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે; બાળપણમાં બાળક ઘણું શીખે છે. એની વર્તણુંકો ઘડાય છે અને ભાવિ જિંદગીનો પાયો રચાય છે. બાળક ચાલતાં બોલતાં અને એની આજુબાજુની દુનિયાની પિછાણ કરતાં શીખે છે. વળી બાળકની મોટપણાની મોટાભાગની વર્તણુંકોનાં મૂળ પણ બાળપણમાં જ નંખાય છે. બાળકના વ્યક્તિત્વનાં સારા-નરસા ગુણો પણ બાળપણના અનુભવો અનુસાર જ હોય છે એમ મનોવિજ્ઞાનીઓનું મંતવ્ય હોય છે. બાળક હસમુખું કે શરમીંદુ, તોફાની કે શાંત, માયાળુ કે અતડું, આનંદી કે કજિયાખોર, પ્રમાણિક કે નિષ્ઠુર એ બધાંનો આધાર બાળકને બાળપણમાં કઈ જાતની કેળવણી મળી છે ને મુશ્કેલી કે સફળતાનો સામનો કરતાં બાળકને કેવી રીતે શીખવવામાં આવ્યું છે, તેના પર હોય છે. વ્યક્તિની આખી જિંદગીનો આધાર બાળપણ પર કેટલો બધો છે તે આ બતાવી આપે છે.

હવે તો એવી માન્યતા પણ પ્રચલિત છે કે બાળકનો વિકાસ અને વર્તણુંકનો આધાર એના જન્મથી શરૂ નથી થતો પણ ઉદરમાં એ બીજરૂપે હોય છે ત્યારથી શરૂ થાય છે; એટલે બાળકને સમજવા માટે માતા ગર્ભવતી થાય ત્યારથી તેનો વારસો અને સંજોગોની વાત લક્ષમાં રાખવી જોઈએ; બાળકો જન્મ સમયે પણ વ્યક્તિઓની જેમ જુદાં જુદાં હોય છે. પણ અમુક બાળકો તેમની વર્તણુંકોમાં બીજાં બધાં સામાન્ય બાળક કરતાં જુદાં તરી આવતાં હોય છે તેનું કારણ શું ?

દા. ત. એક શાળામાં બાળકોને ઘેર બસમાં લઈ જવાનાં હતાં. પણ બસનું મશીન બગડવાથી બાળકોને ઘેર પહોંચતાં એક કલાક મોડું થયું. બાળકોને એક કલાક શાળામાં વધુ રોકાવું પડ્યું એટલે શાળાના શિક્ષકોએ અને વ્યવસ્થાપકોએ બાળકોને નાસ્તો આપ્યો અને રમતની હરીફાઈ યોજી જેથી બાળકોને બસની રાહ જોતાં કંટાળો ના ઉપજે. અને એટલાં બાળકોનાં માબાપને ટેલિફોન દ્વારા સંદેશો પણ પાઠવ્યો. એક કલાક પછી બસ તૈયાર થઈ ને બાળકો ઘેર જવા ઉત્સુક બન્યાં. બધાં બાળકો ઘેર પહોંચ્યાં ત્યારે તેમની માને મળીને ખુશ થયાં ને તેમણે શાળામાં શું કર્યું તેની વિગત માતાને આપી, પણ કાલિંદીએ તેમ ના કર્યું. તે ઘેર પહોંચી કે તરત જ તેની માતાને જોતાં મોટેથી રડી પડી અને માતાને ગળે વળગી પડી ને ડૂસકાં ખાઈને રડવા લાગી. માતાએ છાતી સરસી ચાંપીને તેને શાંતવન અર્પવા પ્રયત્ન કર્યો. તેને સાંજનું વાળુ કરીને સુવાડી દીધી.





કાલિંદી સવારે ઊઠી ત્યારે પણ રડતી આંખે ઊઠી—જાણે આખી રાત તેણે રડવામાં જ ના કાઢી હોય !

જ્યારે બીજાં બાળકોએ એક કલાક ઘેર મોડું પહોંચવાનું સ્વીકારી લીધું ત્યારે કાલિંદીએ એમ ન કરતાં રુદન કેમ કર્યું ? શિક્ષકોએ તો તેમનાથી બનતું કર્યું. એનાં ઘેર એનાં મોડા પહોંચવાનો સંદેશો કહેવડાવ્યો, એ ભૂખી થઈ હશે એમ માનીને નાસ્તો આપ્યો. એને કંટાળો ના ઊપજે માટે રમતની હરીફાઈ યોજી. ભૂતકાળમાં કદાચ આવા પ્રસંગે બાળકો માટે કાંઈ જ કર્યું ના હોત ને બસ સમી થતાં છોકરાઓને મોકલી આપ્યાં હોત પણ આધુનિક શાળાના સુશિક્ષિત શિક્ષકોએ તો સંજોગોને પહોંચી વળવા બનતા પ્રયત્નો કર્યા છતાં કાલિંદીને સાંત્વન ન આપી શક્યા ! શું કારણો હોઈ શકે ? આમ તો કાલિંદી શાંત ને સરળ સ્વભાની જણાતી હતી. એક કલાક ઘેર મોડું પહોંચવામાં એને આટલું બધું શા માટે લાગી આવ્યું ? તેને તેની માતા ખૂબ પંપાળતી નહોતી ને ? આખો વખત એ નજદીક તો સમાતી નહોતી ને કે પછી બીજા કોઈની પાસે કાલિંદીને વધુ વખત રાખતી હતી ? કાલિંદી એનાં નાના ભાઈની અદેખાઈ તો નહોતી કરતી ને ? નાનો ભાઈ નાનો હોવાથી શાળાએ જતો નથી ને માતા પાસે વધુ વખત રહે છે તેથી કાલિંદીને ભય રહે છે કે એની મા એને ચાહતી નથી કે કાલિંદી એની માને હવે જોઈતી નથી ! ઉપરથી શાંત અને સરળ દેખાતી કાલિંદીના મનમાં શેનો ગભરાટ છે તેની ચિંતા પચાસ વર્ષ પહેલાં તેનાં માબાપે કે શિક્ષકે ન કરી હોત ! એમણે કાલિંદી પ્રત્યે કદાચ સહાનુભૂતિભર્યું વલણ પણ ન દાખવ્યું હોત ! કાલિંદીને રોજ રોજ નિશાળે ધકેલવામાં આવી હોત અને શાળામાં જો તે સારા નંબરે પાસ થતી હોત તો માબાપને તેને માટે કાંઈ ચિંતા કરવાનું ના રહેત, પણ આધુનિક જમાનામાં બાળક શાળામાં એકલું સારો અભ્યાસ કરે એટલું જ બસ નથી. તેની વર્તણુંક બીજા સાથે કેવી રહે છે ને તે શાળાના અભ્યાસ ઉપરાંત ઈતર પ્રવૃત્તિમાં કેવો રસ કેળવે છે તે પણ માબાપ અને શિક્ષક જુએ છે.

*

હરીશ શ્રીદેવીના વર્ગમાં રખડેલ છોકરા તરીકે ગણાય છે. એ હમેશાં નજીવા કારણનું બહાનું લાવીને શાળામાં મોડો પડે છે. એની શારીરિક તંદુરસ્તી તો સારી જણાય છે, કપડાં પણ સ્વચ્છ અને સાદાં પહેરીને આવે છે; એનાં માબાપ અને મોટો ભાઈ મીલમાં નોકરી કરે છે. શ્રીદેવી વર્ગમાં શિસ્ત સારી રીતે જાળવી શકે છે એમ શાળાના સંચાલકો માને છે. વર્ગમાં વિદ્યાર્થીઓ પણ સ્નેહાળ અને મળતાવડા છે. પણ શ્રીદેવીને હરીશનો પ્રશ્ન મૂંઝવતો હોય છે. હરીશ વર્ગમાં મોડો આવે છે ને બહાર રખડે છે એટલું જ નથી, એ ઘણીવાર જૂઠું પણ બોલે છે ને કોકવાર ચોરી કરતાં પણ પકડાય છે. હરીશ આળસુ અને બેદરકાર પણ જણાય છે. હરીશ અને એના વર્ગના વિદ્યાર્થીઓને આગલે વર્ષે, વર્ગના શિક્ષક માંદગીને લીધે ગેરહાજર રહેતા હતા એટલે સહન કરવું પડ્યું હતું. વર્ગમાં જોઈએ એટલી શિસ્ત નહોતી જળવાતી, પણ વર્ગમાં બીજા વિદ્યાર્થીઓ શ્રીદેવીના હાથ નીચે સંજોગોને સારી રીતે અનુકૂળ થઈ ગયાં પણ હરીશનો પ્રશ્ન રહ્યો. હરીશને પટાવવામાં આવે કે તેના પર દબાણ લાવવામાં આવે તો તે વર્ગનું કામકાજ સારી રીતે કરે, તે તેજસ્વી નથી પણ સાધારણ બુદ્ધિવાળો વિદ્યાર્થી તો છે જ. તેની પાસે કામ લેવા માટે તેને આખો વખત પંપાળવો તે તેના હિતમાં છે ખરું ? શ્રીદેવી માનસશાસ્ત્રની મદદથી હરીશ માટે કોઈ કાર્યક્રમ નક્કી કરી શકે ખરી ? પચાસ વર્ષ પહેલાં કદાચ હરીશનાં શિક્ષિકાબહેને એની રખડપટ્ટી માટે મારી હોત ને તેમ છતાં જો એ ના સુધર્યો હોત તો એને બીજી શિક્ષા કરવામાં આવી હોત અને એને નઠારા ખરાબ છોકરાનું બિરુદ મળ્યું હોત !

આજે મનોવિજ્ઞાનનું જ્ઞાન શીખવે છે કે કોક વખત



છોકરાં 'ખરાબ' થાય છે ખરાં. પણ આખો વખત તે ખરાબ હોતાં નથી; અમુક વખતે બાળકો પોતાનું ધાર્યું કરવા માગે છે. લાગણીવશ, સ્વાર્થી, મારકણાં અને લડકણાં કજિયાખોર બને છે. આમ બધે જ બને છે, દુનિયાના કોઈપણ ભાગમાં છોકરાં અમુક વખતે આ રીતે વર્તતાં હોય છે; જો કે સમૂહમાં જ્યારે રહેવાનું થાય ત્યારે આ જાતની વર્તણુંક સારી નથી દેખાતી.

આજનું મનોવિજ્ઞાનનું જ્ઞાન બાળકો આમ શા માટે વર્તે છે તે વિષે સમજણ આપે છે; નાનાં બાળકો સ્વતંત્ર થવા ઇચ્છે છે, તેઓને 'મોટાં' થવું છે, તેઓને પોતાની રીત પ્રમાણે વર્તવાની અતિ ઉત્કટ ઇચ્છા થાય છે. આ આંતરિક ઇચ્છા એટલી બધી પ્રબળ હોય છે કે કોક વખત તેઓ મોટા માણસો અને કાયદા કાનૂન સામે બળવો જગાવે છે અને તેની સામે ઝૂંબેશ ઊઠાવે છે. આપણને એમ થાય છે કે બાળકો આ રીતે ના વર્તે તો સારું. પણ તેઓને એમ કર્યાં વિના જાણે ચાલતું જ નથી.

બાળકોને સ્વતંત્રતા જોઈએ છે, પ્રેમ જોઈએ છે અને તેમનાં ભાઈબંધોનો સાથ જોઈએ છે. તેમને કંઈ કહી નાખવાનું મન થાય છે, ચાલવાનું ને વધુ શીખવાનું પણ મન થાય છે. એમની વર્તણુંકનાં આ કારણભૂત મૂળ હોય છે દરેક બાળકને આવી પ્રબળ આંતરિક ઇચ્છાઓ હોય છે ને તે ઇચ્છાઓ સારાં-નરસાં કર્તવ્યો તેમની પાસે કરાવડાવે છે. કોક વખત બાળકને જાણે કોઈને મારવાની કે કોઈને ઈજા કરવાની ઇચ્છા થઈ આવે છે.

બાળક કોઈને મારે છે કે જોહુકમી કરે છે ત્યારે માબાપ ગુસ્સે થાય છે. બાળક નાનાં બાળકો પર હુમલો કરે છે. માબાપની ગેરહાજરીનો લાભ લઈને તે નાનાં બાળકોને પજવે છે; માબાપને નાનાં બાળકો પ્રત્યે સહાનુભૂતિ ઊપજે છે ને મોટા બાળક પ્રત્યે અણગમો આવે છે. પણ માબાપે ધ્યાનમાં રાખવું જોઈએ કે મારનાર બાળક દુઃખી છે; એ કોઈ જાતની બીક કે ગભરાટ અનુભવે છે, એના મનમાં ઊંડે ઊંડે કોઈ ચિંતા છે ને તેથી તેને પણ માબાપની સહાનુભૂતિ અને મદદની જરૂર છે, આ વાત ઘણી વખત માબાપ અને શિક્ષકના ખ્યાલમાં નથી રહેતી. તેઓને મન તોફાન, ધાંધલ અને નાનાં છોકરાંઓને સતાવનાર બાળક હમેશાં 'ખરાબ' જ હોય છે. તેમને મન સતાવનાર બાળકની વર્તણુંક સુધારવી એ રમત વાત છે. તેમને બીજાંઓ પાસેથી સૂચનો પણ ઘણાં મળે છે; 'શા માટે તમે એ બાળકને મોટાં બાળકો સાંથે નથી મૂકી દેતાં! તેઓ તેને સીધું કરશે' 'તમે એની જોડે કડકાઈથી કામ લો. તમે જ ઢીલાં-પોચાં છો તે એની વર્તણુંક સહન કરી લો છો.' બાળકને તેઓ એકદમ સુધારી દેવા માગે છે. પણ માબાપે સમજવું જોઈએ કે બાળકની આવી જાતની વર્તણુંકને એકદમ સુધારી શકાતી નથી. બાળક 'સેતાની' એકદમ નથી બની જતું. એનાં જીવનમાં કોઈ એવી ઘટના વારંવાર બની ગઈ છે કે તેનો પ્રત્યાઘાત આ વર્તણુંકમાં પડેલો દેખાય છે; એના ઉછેરમાં કોઈ જગ્યાએ ખામી આવી ગઈ છે, જે એની વર્તણુંકને માટે જવાબદાર છે. બાળકને 'સેતાન' બનતાં વખત લાગ્યો છે તેમ તેને 'સારો' થતાં પણ સમય જોઈએ એ સ્વાભાવિક છે. એક રાતમાં એને સુધારી ન શકાય.

માબાપને ઘણી વખત એમ થાય છે કે બાળક સમજતું કેમ નહિ હોય કે નાના બાળકને મારવું એ સારું નથી? બાળક આ ઘણીવાર સમજતું પણ હોય છે. લાંબા સમયથી જો તે તોફાની હશે તો તેને તેનાં તોફાન માટે ઘણીવાર જાતજાતની શિક્ષા કરવામાં આવી હશે અને એને ઊંડે ઊંડે લાગણી પણ થતી હશે કે જો તે ફરીવાર તોફાન કરશે તો તેને સહન કરવું પડશે. ને છતાંયે તે તેનું તોફાન રોકી શકતું ના પણ હોય! જાણે એને તોફાન કર્યાં વિના શાંતિ જ ના વળતી હોય! એનાં મૂળ ખૂબ ઊંડાં ગયાં હોય તો તેને બાળક નિવારી શકતું નથી, પણ મારીને એક જાતની હળવાશની લાગણી અનુભવે છે. તે એટલું જ કરી શકે છે. કોક વખત શાંત અને સરળ બાળક એકદમ વર્ગમાં તોફાન કરતું જણાય છે—ગયા

વર્ષ સુધી વર્ગમાં તેની વિરુદ્ધ કાંઈ ફરિયાદ ન હોય, પણ નવા વર્ષમાં તેનું તોફાન જાગ્યું હોય. આ એની વર્તણુંક સારી ન ગણાય, છતાં એને સમજવી તો જોઈએ જ. એની સારી વર્તણુંક એકદમ કેમ બદલાઈ ગઈ! એને એવું તે કઈ જાતનું આંતરિક દબાણ આવ્યું કે એ પોતાની સારી વર્તણુંક ખોઈ બેઠું ને બધાની નજરમાં એની ગેરવર્તણુંક માટે આવી ગયું! એ દબાણ શું તે એકદમ તો ન જ કહી શકાય. કદાચ એના ઘરમાં નાના ભાઈ કે બહેનની પધરામણી થઈ હોય. માબાપ અંદર અંદર ઝઘડતાં હોય. ભાઈબહેનો વચ્ચેની કાંઈ અથડામણ જામી હોય. એને કશાકની બીક લાગતી હોય, મા માંદી પડી હોય, ગમે તે કારણ હોય; બાળકના મનમાં કોઈ જાતની બીક પેસી ગઈ છે ને તે તેને બધાને મારવા પ્રેરતી હોય છે. આવાં બાળકો સમજવાં ને મદદ કરવા માટે માબાપે અને શિક્ષકોએ બને ત્યાં સુધી નીચેની વસ્તુઓ ના કરવી જોઈએ. એકાદ રાતમાં જ બાળક સુધરી જાય એવી અપેક્ષા ના રાખવી. બાળકની પ્રત્યે સહાનુભૂતિભર્યું વલણ માબાપ, શિક્ષક, સગાંસંબંધીઓ, ભાઈબંધો બધાં તરફથી દાખવવામાં આવે તો તે ધીરે ધીરે સુધારાના પંથે વળશે.

બાળક પોતે પોતાની વર્તણુંક માટે કારણ જાણતું હોય છે એમ માનવું તે પણ ભૂલભરેલું છે; ઘણાં માબાપો બાળકને 'તું આમ શું કામ કરે છે?' 'તેં એને કેમ માર્યું?' એમ વારંવાર પૂછતાં હોય છે તે પણ યોગ્ય નથી. બાળકને કંઈ કારણની ખબર હોતી નથી ને માબાપ વારંવાર પૂછીને એને વધુ ગભરાવી મૂકે છે. ઘણી વખત માબાપ એમ માને છે કે, બાળક જાણી જોઈને માબાપને મારવાનું કારણ કહેતું નથી એટલે માબાપ બાળક પર ગુસ્સે થાય છે. માબાપનો ગુસ્સો બાળકને વધુ બેચેન બનાવે છે. બાળકની બેચેની માબાપે એના પર ગુસ્સે થઈને વધારવી ન જોઈએ. એમ કરવાથી બળતણમાં ઘી હોમાય છે પણ યાદ રાખવું જોઈએ કે કોઈ કારણસર બાળક આમ વર્તે છે ને તેને માબાપના પ્રેમની અને મદદની જરૂર છે. માબાપે બાળક જોડે મક્કમતાથી વર્તવું જોઈએ, પણ તેની સામે તેની વર્તણુંક માટે આખો વખત વઢવું પણ ના જોઈએ; બાળક પ્રત્યે સહાનુભૂતિ તો દાખવવી જ જોઈએ : 'અમને ખબર છે કે તને મારવાનું મન થાય છે, પણ બીજાં બાળકોને તું મારી શકે નહિ. તું મારે છે તેથી તેમની લાગણી દુભાય છે, અમે પણ, તારી લાગણી કોઈ દુભવે એ ઇચ્છતાં નથી.' આવું ભાવભર્યું માબાપનું વલણ બાળકની વર્તણુંક પર ઘણી અસર કરી જાય છે. એક તો માબાપ પોતે જ શાંત બને છે અને એમનો પોતાનો ઉશ્કેરાટ બંધ થવાથી તેઓ બાળક પર ગુસ્સે થતાં નથી અને એના પ્રત્યે પ્રેમથી જુએ છે. માબાપની સહાનુભૂતિ બાળકના મન પર ઊંડી અસર કરી જાય છે, એના મનનો અકળાટ આથી ઓછો થાય છે.*

*તાજેતરમાં પ્રગટ થયેલા પુસ્તક 'બાળમાનસ'માંથી



પ્રવાત

## રંગ, રૂપ અને હું

**રૂપ સાથે રંગછોળો ઊડતી, ત્યારે બનીને મત્ત હું ભૂલી ગયો**
**એ લૂંટવાની, આજ જ્યારે લૂંટવા તલસું છતાં એ નાંવતી;**
**રંગ ને એ રૂપની વચ્ચે દબાઈને રહું : મ્હાણી શકું ના એકને !**
**જે મ્હાલનારો બેયમાં—રંગ ને એ રૂપમાં—એ બેય મ્હાણે છે મને !**





સુન્દરમ્

# ઈશાનિયો દેશ

શ્રી પન્નાલાલ પટેલની નવી નવલકથા 'ભાંગ્યાનાં ભેરુ' પ્રગટ થાય છે ત્યારે તેની અભ્યાસુ પ્રસ્તાવના આપણા જાણીતા કવિશ્રી સુન્દરમ્ લખે છે તે આખી અહીં રજૂ થઈ છે. શ્રી પન્નાલાલના સર્જન વિષે અભ્યાસુઓને રસ પડે તેવી વિગતોથી સભર આ લેખ બનેલ છે.........

પન્નાલાલની વાર્તાને હવે કોઈ પ્રસ્તાવનાની જરૂર નથી. અને જરૂર હોય તોપણ તે મારે લખવી એ અસ્થાને જેવી વસ્તુ છે. મારું સ્થાન તો એમની લેખનપ્રવૃત્તિના નેપથ્યમાં રહેલું છે. એ નેપથ્યમાં બેસી અમે બંનેએ એમની વાર્તાઓને વિષે અનેક રીતની ગડમથલ કરી છે. હવે પન્નાલાલ ઇચ્છે છે કે હું પ્રસ્તાવના પણ લખું. પણ એ પછી એમની વાર્તામાં આવે છે તેમ ભૂવા ને જાગરિયા એકના એક એના જેવું ન થઈ જાય તો સારું! ભલે, એમને પ્રસન્ન થયેલી કોઈ સદ્‌માતાનું સ્મરણ કરી આગળ વધીએ.

*

સાહિત્ય, સાહિત્યનું સર્જન, સાહિત્યનો સર્જક, સર્જકની ચિત્તસૃષ્ટિ, સર્જન પાછળના મનોવ્યાપારો એ હમેશાં આપણા રસ અને કુતૂહલનો વિષય રહ્યા છે. અને આજના જમાનામાં તો આપણે સર્જકના ઠેઠ ભીતરમાં પહોંચી તેના અંતરતમ રહસ્યને સમજવા માટે ઘણી ઘણી કોશિશ કરી રહ્યા છીએ. લેખકો કેમ લખે છે, લેખકની પ્રેરણા કઈ, પ્રેરકબળો કયાં, કોની કોની—કયા સાહિત્યકારની, કયા વાદની, કઈ પ્રવૃત્તિની લેખક પર અસર રહી છે એ બધું જાણવા શોધવાની આ પ્રવૃત્તિ અમુક રીતે ફલદાયક પણ છે. પણ એમાંથી જો આપણે કાર્યકારણની કોઈ પકડ મેળવી લઈ વધારે સાહિત્યકારો કે વધુ ઉત્તમ સાહિત્ય-સર્જન મેળવવા ઇચ્છતા હોઈએ તો તેમાં આપણને બહુ સફળતા મળવાનો સંભવ નથી. કારણ કે સર્જન માત્ર—પછી તે સાહિત્યનું હો કે જીવનનું હો, એ કાર્યકારણનો પ્રદેશ નથી. બુદ્ધિને દેખાતી અને સમજાતી કાર્યકારણની રીતિથી ભિન્ન રીતે જ કોઈ બુદ્ધિ-અતીત પ્રદેશનાં તત્ત્વોમાંથી જીવન સર્જાય છે, અને સાહિત્ય અને કળાનું પણ એમ જ છે.

પન્નાલાલ તે આવી કાર્યકારણની આપણી જાણીતી ભૂમિકાને બાજુએ ધકેલી દઈને, સાહિત્ય માટેની કશી પૂર્વતાલીમ વિના પ્રગટી ઊઠેલા લેખક છે. એક રીતે કહીએ તો પન્નાલાલ એ આપણા આજના સાહિત્ય જગતનો એક ચમત્કાર છે. અને એ એવો ચમત્કાર છે કે એ આપણને એ ચમત્કારોના મૂળ તરફ, પન્નાલાલના પોતાના શબ્દોમાં કહેતાં, જે 'અગમના અલકમલક'માંથી આ બધું તેમનામાં ઊતરી આવ્યું છે તે અલકમલક તરફ ખેંચી જાય છે. પણ એ અગમના મલકમાં આપણે અહીં જઈશું નહિ. એ જવું સહેલું પણ નથી. અને વળી આપણે આપણી મેળે માથાકૂટ કરતા એમાં પહોંચીએ એના કરતાં એ અગમને અહીં નીચે ઊતરી આવવું વધારે સહેલું છે, એ કામ તો એ આદિ કાળથી કરતું આવ્યું છે, 'ઊજડ આભલે અમી'ના મેહ એ હમેશાં ઉતારતું રહ્યું છે. એટલે પન્નાલાલ જેવા લેખકને જોતાં એમ થાય છે કે સાહિત્ય જગતમાં પડતા કાળદુકાળથી આપણે જ્યારે હતાશ બની આક્રંદ કરતા હોઈશું તેવે વખતે એ અગમ એનાં અમીનાં વાદળાં લઈને આવશે તો ખરું જ.

પણ આ અમીનું અવતરણ તે કોઈ એકધારી સીધી-સટ ગતિ નથી. 'હો જા બચ્ચા શીરાપુરી' કહેતાં થઈ જનારો ખેલ નથી, પણ આખોયે દરિયો ડહોળવાને અંતે, ભીષણ સમુદ્રમંથનને અંતે અને હાલાહલના પ્રાકટ્ય પછી પ્રગટનાર વસ્તુ છે. એ વાત પન્નાલાલે આ અમીના સ્પર્શવાળી છતાં ઘોર હાલાહલોથી ભરેલી વાર્તામાં કહી છે.

'માનવીની ભવાઈ' અને એના અનુસંધાનમાં આગળ વધતી આ વાર્તા 'ભાંગ્યાનાં ભેરુ' એ બંને મહા ભયંકર, 'ભેંકાર' વાતો છે. એમાં એક બાજુ માનવહૃદયમાંથી ઝમતું તો કુદરતના અકળ કરુણા પ્રદેશમાંથી કદી ધોધમાર ઊતરી આવતું અમૃત છે



તો તેની સામે એ જ માનવહૃદયની અંદર અંદર રહેલી ઘોર પિશાચલીલા છે, તથા કુદરતમાંથી મોતના વરસાદ વરસાવતી કાળદુકાળની આસમાની પણ છે. અને આમ એ બંનેના, કુદરત અને માનવના અન્યોન્ય ઉપર ઝીંકાતા પ્રહારોમાંથી જીવનનો ઘાટ રચાય છે.

આ ઘાટની ઘટના કેવી તો અટપટી છે, ઊલટામાંથી સૂલટું અને સૂલટાનું ઊલટું નિપજાવનારી છે, બહારથી પકડવા જાવ, બુદ્ધિથી ગોઠવવા જાઓ તો કદી ન ગોઠવાય તેવી છે. તમે મૂંગા મૂંગા તમારા ઘડવૈયાના પ્રહારો ઝીલતા રહો, એ જિવાડે તો જીવો, એ મારે તો મરો, એ આગળ ધકેલે તો આગળ વધતા રહો, એના આપેલા કડવા ઘૂંટ અને ઝેરના કટોરા કાળજું કાઠું કરીને પી જાઓ અને જુઓ કે આ બધાયને અંતે એક કેવી તો સૃષ્ટિ રચાય છે એ આ વાર્તા બતાવે છે.

'માનવીની ભવાઈ' વાંચ્યા પછી થાય છે કે હવે તો આ બિચારાં દુકાળમાંથી જે કોઈ થોડાઘણાં જીવતાં રહી ગયાં છે તેમને માટે સુખનો વારો આવશે. પણ વતનમાં પાછાં ફરેલાં એ માનવોને માટે આપત્તિઓનો એક બીજો કાળ, પહેલા કરતાંયે વધારે કારમો, રાહ જોતો બેઠેલો છે. અને એ કરતાંયે વધારે મોટો કાળ, જે દુકાળ પહેલાંયે હતો અને દુકાળની વિપતો પૂરી થયા પછી પણ છે અને ઊલટો વધારે ઘોર બને છે એ માનવના ભીતરમાં રહેલો કાળ એ તો એ બાપડાંને ક્યાંય સુખ પડવા દેતો નથી. એ બેવડા કાળના અનેક અટપટા આટાપાટાઓમાં વધતી વધતી વાર્તા પૂરી થાય છે. કાળુના જન્મ થતાંની સાથે જ જાગી ઊઠતો સંઘર્ષ અનેક રૂપે આગળ વધતો જ રહે છે, કાળુના અવતારને ખેદાનમેદાન કરવા નીકળી પડેલો નાનો પોતાની પ્રતિજ્ઞા પૂરી પણ પાડે છે, પણ નાનાનાં એ બધાં પાસાં પણ કાળુના જીવનનો એક અવનવો ઉતાર અને મોહક ઘાટ ઘડી આપે છે. આમ વાર્તામાં અમંગલ અને અનિષ્ટ, વિપત્તિ અને વિનાશ પણ જીવનનાં કેવાં સર્જક બનતાં રહે છે, ભૂંડાને પૂરેપૂરો ભૂંડાનો ભાગ ભજવવા દઈને પણ જીવનમાં રહેલી ગૂઢ સરસાઈ કેવી રીતે વિજયવંત બને છે, એ વિજયની આ વાર્તા છે. એની ભૂમિકા તદ્દન સામાન્ય માણસના જીવનની છે તોયે જીવનનાં અતલ ઊંડાણો તો કેવાં સર્વત્ર સભરાભર ભરેલાં છે, જીવનની બીપણુતાઓ અને મંગલતાઓ માત્ર કુરુક્ષેત્રમાં જ નહિ, પણ એક ચાર ફળીના ગામડામાં પણ કેવી તો પ્રચંડપણે ક્રિયમાણ બનતી રહે છે એ દર્શન આ વાર્તા આપી જાય છે.

અને આ દર્શન વાર્તાકારે આપણને બોધની રીતે નહિ, પણ વાર્તાની રીતે, જીવનના પ્રવાહને એના અનેક વળાંકોમાં વહેતો બતાવીને કરાવી છે. જીવનમાં પ્રગટ થતી આ દરેક રીતની સારી અને કુત્સિત ગતિની તેમણે એક પૂરી સમજપૂર્વક નોંધ લીધી છે, માણસની ખરાબ વૃત્તિને પણ એમણે સારીના જેટલી જ વફાદારીપૂર્વક આલેખી છે. આ તો ખરાબ છે એટલે ગમે તેમ કરીને એને ઠેકાણે પાડી દો એમ નહિ, પણ એ ખરાબની પાછળ પણ જો કોઈ સત્ય રહ્યું હોય તો તે સત્યને સાકાર થવા દેવા માટે એ ખરાબ તત્ત્વને એમણે પૂરેપૂરી છૂટી લગામે વહેવા દીધું છે. નાનાની કોઈ અજબગજબની વેરવૃત્તિને તેમણે વિજય સુધી પહોંચાડી છે અને એને અંતે એ વાત બતાવી છે કે એનો એ વિજય જ શુભના વિજયનું સાધન બન્યો છે. આથીયે વિશેષ સમજની ઊંડાઈ તો તેમણે ભીલોને વર્ણવીને બતાવી છે. ભૂખે મરતાં ભીલો આમ તો બધાની દયાને ઉત્તેજે, પણ એ જ્યારે ઊજળા લોકોનાં ઢોર લૂંટી જાય છે ત્યારે એ ઢોર વાળવા નીકળેલો કાળુ ઢોરોને મારી ખાવા મથતા એ દુર્બળ માણસોના પ્રતિ આર્ત બની પોતાની તરવાર તેમને સાધન રૂપ બનવાને ફેંકી આપે છે, એમાં ભીલોની જ નહિ પણ સાથેસાથ કપાવા જતાં ઢોરોની પણ દયા એને પ્રેરે છે. અને એથીયે આગળ વધી, એ ભીલો જ્યારે એનું ગામ અને ઘર લૂંટી દૂર દૂર જતાં આનંદકલ્લોલ કરે છે ત્યારે પણ એનું અંતર



રાથી જ રહે છે. આ ઊંડી સહાનુભૂતિ, પ્રાણીમાત્રનું સર્જન કરનાર તટસ્થ હૃદયમાં જ પ્રગટે તેવી તટસ્થ ઊર્ધ્વ અને છતાં સર્વના મર્મમાં પ્રવેશતી એક કરુણામય આત્મદૃષ્ટિ એ આ વાર્તાનું એક મુખ્ય સર્જક બળ છે.

પણ આ વાર્તામાં આટલું જ છે એમ કહેવું બસ નહિ થાય. એમાં આવતી જીવનની અનેકવિધ ગતિનો ગોફ એવો તો ગૂંથાયો છે કે એના બધાં તાંતણા છૂટા પાડવા જતાં પાર ન આવે અને છૂટા પાડી શકાય તો પણ એ ગોફનો જે રસ છે તે એ તાંતણાને છૂટા પાડવા કરતાં એ ગોફમાં જે રીતે આ માનવતાના તંતુઓ ગૂંથાય છે, ગૂંચવાય છે ને ઊકલે છે તે પ્રત્યક્ષ જોવામાં જેટલો આવે તેટલો નહિ જ આવે. એટલે વાચકને આ વાર્તા સોંપી દઈને અટકી જાઉં એ જ ઇષ્ટ છે.

*

એક 'શ્રમજીવી' પન્નાલાલમાં વાર્તાકાર જાગતાં આપણને જે અનેક રસદાયી વાર્તાઓ મળી છે એ મોટો લાભ તો આપણા સાહિત્યને ચોપડે જમા થઈ જ ગયો છે. એમણે 'સુખદુઃખનાં સાથી' લખ્યું ત્યારથી જ એમનામાં રહેલી આ બેવડી સમૃદ્ધિ—શુદ્ધ વાર્તા અને જીવનના રસની પકડ—એ બે વસ્તુએ પોતાનું પોત વ્યકત કરેલું છે અથવા એમ કહો કે જીવનની એમને જેટલી સાચી પકડ હતી તેટલામાંથી તો તેઓ સાચી વાર્તા સરજી શકયા જ છે. કેમકે એમને હાથે—અનેકોને હાથે એ નથી બન્યું ?—અસફળ સર્જનો થયાં નથી એમ નથી. પણ એ અસફળ સર્જનો—જેમાં ખાસ કરીને હું 'યૌવન' અને 'સુરભિ' જેવી તેમની સિનેમા જીવનની કારકિર્દીમાં લખાયેલી નવલો મૂકું—પણ એકંદરે તો એમને ઉપકારક જ નીવડયાં છે. એને અંતે એમને પોતાનો સ્વભાવ અને સ્વ-ધર્મ હાંસલ થયો છે એમ હું માનું છું. એમણે મુંબઈ તરફ પૂંઠ કરીને વતનની વાટ લીધી એ રીતે જ એમની વાર્તા પણ એમને માટે આ બહુ સજાતીય નહિ એવા શહેરમાં જિવાતા કોઈ ઊંડા પાયા વિનાના જીવન તરફથી પૂંઠ ફેરવી જઈને જે જીવનમાં મૂળ અને ડાળાંપાંદડાં પોતે રજેરજ પિછાને છે એવા જીવન તરફ વળી છે. અને આપણે જોઈએ છીએ કે લેખકને પોતાનો સ્વધર્મ મળી ગયો છે, અને સ્વકર્મ પણ.

એ સ્વધર્મમાંથી ગતિ કરતાં તેમની વાર્તામાં વાર્તાનું બળ આવ્યું છે અને સાથે સાથે તેમની વાર્તાશકિતએ, હરેક સાચા સર્જકનો હોય છે એમ એક લાક્ષણિક અને અનન્ય એવો આવિર્ભાવ પણ સાધ્યો છે. આપણી અનેક રીતે વિકસેલી નવલ અને નવલિકાની સૃષ્ટિમાં સાહિત્યકીય કથાનકના ગુણો ઘણા છે, પણ આપણી પાસે જે પરાપૂર્વથી વાર્તાની કળા ચાલી આવે છે તે જાણે કે ઓસરતી જાય છે. એ વાર્તાતત્ત્વ, પન્નાલાલ આ સાહિત્યકીય પરંપરામાં પલોટાયા નથી એટલે જ જાણે કે એમનામાં સહજ રીતે ફૂટી નીકળ્યું છે. પન્નાલાલની જે સફળ કૃતિઓ છે તેમને સાચી વાર્તાઓ કહી શકાય તેમ છે. 'મળેલા જીવ'માં કહેવાતી 'વખત અને સમા'ની વાર્તા કે 'માનવીની ભવાઈ'માં આવતી 'બાવાની લંગોટી'ની વાર્તા એની પાછળ જે વાર્તાકથનની શકિત છે તે જ જાણે કે વિશાળ રૂપે એમની મોટી વાર્તાઓ ને નવલોમાં પ્રગટ થઈ છે. અને આપણે એટલું તો કહી જ શકીએ છીએ કે આ શુદ્ધ વાર્તાઓ છે. કાંઈ નહિ તો વાર્તાને ખાતર પણ વાંચવા જેવી ચીજો છે.

ઉપરાંત એ વાર્તાઓ તે આપણા સાહિત્ય જગતમાં ગુજરાતના એક લાક્ષણિક જીવનનો એક અપૂર્વ એવો આવિષ્કાર પણ છે. મેઘાણીએ જેવી રીતે આપણને ડુંગરો અને સાવજોની ભૂમિ સૌરાષ્ટ્રનો, એની બળકટ બાની અને ભાતીગળ જીવનછટાનો—સંતની અને સતીની, બહારવટિયા અને બંકાઓની કથાઓનો મધમધાટ આપ્યો છે એવી રીતે પન્નાલાલે ગુજરાતનો આ ઉત્તર પૂર્વનો સીમા પ્રદેશ—એ ઈશાનિયા ડુંગરોની ધરતીનો ધમકારો આપણે ત્યાં ઉતારી આપ્યો છે. પન્નાલાલને એમના સ્વ-ધર્મની ભાળ લાગી ગઈ છે એમ હું જે કહું છું તે આ અર્થમાં છે. પન્નાલાલ

ટૂંકી ટૂંકી વાર્તાઓ લખતા ત્યારે શહેરના કે ગામડાના જીવનના હરેક ખૂણામાંથી તેઓ વસ્તુ વીણી લાવતા. પણ તેમની વાર્તાશક્તિ જ્યાં પગભર બની અને એથી આગળ વધીને પંખાળી બની ત્યાર પછી એણે એક જ પ્રદેશ ઉપર અને તે પોતાના જ પ્રદેશ ઉપર સ્થિરપણે વિચરવા માંડ્યું. અને એમાં જ તે પોતાના પૂર બહારમાં, પોતાની નૈસર્ગિક અનન્યતામાં ખીલવા લાગી. અને આ રીતે લખાયેલી એ ભૂમિની વાર્તાઓ 'વળામણાં', 'મળેલા જીવ', 'માનવીની ભવાઈ', 'ના છૂટકે' અને હવે આ 'ભાગ્યાના ભેરુ' એ પાંચ કથાઓ,—અને એમાં 'પાછલે બારણે' પણ ઉમેરવી જોઈએ. આ એક અજબની વાર્તા કેમ ભુલાઈ ગઈ છે તે મને સમજાતું નથી—આપણી લાક્ષણિક પૂંજી છે, મોંઘામૂલી 'ભવાઈ' છે એમ આપણે અવશ્ય કહી શકીએ. આમાંની પહેલી બે નાનકડાં ઊર્મિકાવ્ય જેવી છે, 'મળેલા જીવ' આટલી બધી લોકપ્રિય છે, બળવાન છે, છતાં એની ગતિ તે એક મોટા ઊર્મિકાવ્ય જેવી જ છે. પણ આ પછીની ત્રણ મોટી કથાઓમાં 'ઊર્મિકાવ્ય'નો સૂર મોટો થતો જાય છે. એમાંની અમુક ટોચો તો મહાકાવ્યની ગતિએ પહોંચે છે. અને વાર્તારસનો એક મજાનો ઘેઘૂર વડલો બનીને ઊભી રહે છે.

આ કથાઓમાં આપણને જે ભૂમિનું અને એનાં મનેખનું જે દર્શન જોવા મળે છે એ ગુજરાતે આજ લગી કદી નહિ જોયેલા, નહિ જાણેલા પ્રદેશનો પહેલી વારનો મોહક પરિચય બની રહે છે. એ ઇશાનિયો દેશ, એના મગરિયા ડુંગરો ને ચોરા ડુંગરીઓ, એના જાંબુડિયા ધરા અને કલકલતી નદીઓ, એનાં મકાઈનાં ખેતરો ને ભેંકાર જંગલો, અને એનાં ભાતભાતનાં મનેખ, લાલપીળા છોગા પહેરતા જુવાન મોટિયારો, તો માત્ર કાપડું ને ચણિયો કે ફુલાળી ઘાઘરીઓ ને બુટ્ટાદાર ગવનો પહેરતી યુવતીઓ, છીંકણીઓ સૂંઘતાં બૈરાં કે હોકા ગગડાવતા આદમીઓ, એના વાણિયા અને કણબી, એના ભીલ અને ગોવાળ, એમનાં ગાયોનાં ધણ ને ભેંસોનાં હાલરાં, એમનાં ચોપાડો અને ગુંજારોવાળાં ઘરો, તો સાંઠિયોની ભીંતો અને થાપડે છાયેલાં ઓરડાંઓ કે પછી ખેતરના કૂવા ને ઝાકળિયાં, એમના મેળા અને ચગડોળો તો લગનનાં ગીતો કે માતાની ગરબીઓ, એના બહારવટિયા અને ધાડો, હડુમ કરતી ગાજી ઊઠતી બંદૂકો ને વીંઝાતી તલવારો, એનાં ભૈડકાં અને કંસાર, અને આમ જન્મથી માંડી મરણ સુધીની, ખેતરમાં ને ઘરમાં, ફળીમાં ને સીમમાં, ડુંગરનાં પડખામાં ને જંગલોની ગોદમાં જીવતી, જાગતી અને ઊંઘતી, ઉલ્લાસતી અને વિલાપતી, મોતીછડા વીર અને ભૂતપ્રેતને આરાધતી, માલ્લાં પુરાવતી તો કૂકડાં બકરાં વધેરતી, તો અંતરમાં ઊંડે ઊતરી સાચા અંતર્યામીનું દર્શન કરતી કે જમીનમાંથી ઊગી ઊઠતાં ધાનમાં ભગવાનને હાજરાહજૂર ભાળતી એવી એક સભર સૃષ્ટિ,—પન્નાલાલે જાણે કે એ ઇશાન ખૂણાનો મોટો મેળો ગુજરાતી આલમમાં ખડો કરી દીધો છે.

અને તે એ લોકોની બાનીમાં ને એમની શૈલી અને લઢણમાં જ. પન્નાલાલ આમ ચોપડીઓ અને સાહિત્ય ભણ્યા નથી તો ય એમની વાણી સાહિત્યોચિત બધા સુસંસ્કારવાળી છે અને સ્વસ્થ વેધકતાવાળી પણ છે. પરંતુ એમની વાર્તાની જે અસલ બાની છે, કથનની જે રીત છે તે આપણી પ્રવાહપતિત સાહિત્યકીય રીતિની નહિ પણ એ લોકોની વાચામાંથી પ્રગટતી એક અનોખી—ગુજરાતના પ્રાંતપ્રાંતની જે વિશિષ્ટ વાક્છટાઓ છે તેવી જ, કોઈથી પણ ઊણી ન ઊતરે એવી, બલકે એની રીતે કેટલીક વાર તો મેદાન મારી જાય એવી છટાવાળી, શબ્દના અને વાક્યના ખાસ વળાંક અને બળવાળી, ખાસ અર્થશક્તિ અને વેધકતાવાળી બાનીની રીતની છે. 'માનવીની ભવાઈ' અને 'ભાગ્યાનાં ભેરુ'માં આ બાની એના પૂર બહારમાં ખીલે છે, એનાં પાત્રોના મુખમાંથી એ વાણી જે શબ્દશક્તિ બતાવે છે તેની આગળ વિદ્વત્તાની વાણી ફીકી લાગે છે જાણે. અને પન્નાલાલની શૈલી પણ જ્યારે આ રીતે વહે છે ત્યારે તે વધારે કાર્યસાધક. બંનેય કથાઓ આ પ્રદેશનાં મનેખ જે રીતે



ઊભડક જ બેઠાં બેઠાં વાતો કરતાં હોય છે, તેમ ઊભડક વાણીમાં જ વહ્યે જાય છે. ખુરસીમાં બેસીને લખતાં કે દીવાનખાનામાં વાત કરતાં માણસોની નહિ પણ ઘોડીએ પલાણીને દોડતાં, કે હાથમાં હોકો રહી જાય ને ચીપિયામાં અંગારો પકડી વાત કરતાં પાત્રોની આ વાણી છે, અને ગુજરાતમાં આ વાણી આવી રીતે આટલા સઘન સભર રૂપે ઊતરી આવે છે એ પણ આ કથાઓનો ખાસ ફાળો છે.

*

પન્નાલાલની આ વાર્તાઓને કે તેમના સર્જનને હજી મર્યાદા નથી એમ તો નહિ જ કહું. પણ એની વાત હમણાં નહિ કરું. મારે એ અંગે જે કહેવાનું છે તે તો હું એમને જ ખાનગીમાં કહેતો રહ્યો છું. અને પન્નાલાલ પોતે પણ એ નથી જાણતા એમ નથી. એમનેય 'સાહિત્ય' સર્જવાના શોખ જ્યારે જાગે છે, જાણે એ કોડ પુરાવાના બાકી હોય તેમ, ત્યારે એમની વાત કથળે પણ છે. એમને પોતાની વાર્તાને ભાતભાતના રંગે—વાદો અને વિવાદોથી રસવાનો મોહ જાગે છે ત્યારે પણ વાર્તા પછી સાચા રંગવાળી નહિ પણ ચથેડેલા પાવડરવાળી બને છે. પણ એથીયે વધારે મુસીબત તો નવા સર્જનની આરાધનામાં દરેકને નડે છે તેમ એમને પણ નડે છે. અને 'કાબે અર્જુન લૂંટિયો'ની માફક આ મોટી નવલોના લેખકને એક નાનકડી વાર્તામાં પણ હારી જતો મેં જોયો છે.

પરંતુ આવું તો હમેશાં બનવાનું. કારણ સર્જન એ જો માણસની સ્વાધીન વાત હોત તો તો ગમે ત્યારે માણસ પોતાની એ શક્તિનો સંચો ચલાવી ખરખર ખરખર કાંતા જ કરત. પણ દરેક સાચો કલાકાર અનુભવે છે અને પન્નાલાલે અનુભવ્યું છે તેમ આ તો કોઈ અગમની સેર જ તેનામાં ઊતરતી હોય છે. કલાકારનું પાત્ર જેટલું વિનમ્ર તેટલું જ તે વિશાળ ને સમર્થ બનવાનું. એ અગમની ઊતરતી કરુણાને તેનું સમર્પણ જેટલું વિશેષ તેટલી તેને પેલી અગમની કરુણા વધારે લાધવાની.

પન્નાલાલની શક્તિનું જે મૂળ છે તે આ કરુણા છે. એમના જીવનપ્રવાહને, અને એમના સાહિત્યસર્જનને હું ઠીક ઠીક જાણતો રહ્યો છું. એક નવલકથા બની શકે તેવી જીવનકથા પણ તેમણે મારી આગળ મોકળા મને કહી છે. આમ તેમની સંસ્કારભૂમિને હું ઠીક ઠીક પિછાનું છું, પણ જ્યારે શ્રી દર્શકનું 'માનવીની ભવાઈ'માં થયેલું સૂચન જોયું કે પન્નાલાલ તેમના અનન્ય પાત્ર 'દેવતાઈ' રાજુનું બી રવીન્દ્રનાથ અને શરદબાબુની સાહિત્યભૂમિમાંથી લઈ આવ્યા છે. ત્યારે મારી જાણ બહાર એ આ બીની ચોરી કરી લાવ્યા હોય તો કેમ એની ખાતરી કરવા મેં એમની પાસે એમના સાહિત્ય સેવનનો હિસાબ માગ્યો. એમણે એ લખી મોકલ્યો, અને એમાં ભાઈશ્રી દર્શકે ગણાવેલી પાત્રસૃષ્ટિ કે એ સાહિત્યકારોના મહાગ્રંથોની કોઈ જ રકમ જમા ન નીકળી. અને છેવટે એમણે લખ્યું: 'તમે જ કો'ને હવે? મારા જેવા શ્રમજીવી માનવીમાં આ સર્જક તત્ત્વ, ભાષા અને કલ્પના, પ્રસંગો ને પાત્રો, તો કળા અને વસ્તુસંકલના વગેરે લઈને વણમાગ્યું ને વણપ્રીછ્યું એકાએક કરુણા કર્તુકને કેમ આવ્યું ને કોણે મોકલ્યું?!'

પન્નાલાલની જે રાજવણ રાજુ, જગદંબા અને ચંડીનાં તત્ત્વો વ્યક્ત કરતી એક દેવતાઈ રૂપે પ્રગટી છે તે આ કરુણા કરનાર તત્ત્વનો સીધો અવતાર છે એમ કહીશું. રાજુમાં પ્રેમતત્ત્વ કરતાંયે માનવી માત્રને ચાહતું જે એક કારુણ્યનું તત્ત્વ છે, જે એને એના સુંદર શરીરની ભૂખમાંથી પણ ઊડાવી લે છે, જે એને દુર્બળ અને દરિદ્ર પતિનો પણ સંસાર મંડાવે છે, જે એને હૃદયની લાગણીઓને એક અજબ બળથી અંદર ઉતારી લઈ તેમાંથી એક નવી શક્તિ મેળવી આપે છે, જે કાળુને પણ કાળરાક્ષસ બનતો બચાવી લે છે એ તત્ત્વ, પન્નાલાલ સાહિત્ય વાંચીને કે પછી જીવનનો અભ્યાસ કરીને પણ પામી શકે તેમ નથી. એ તો એ સર્જનની ક્ષણે, સ્વતઃ આપોઆપ એની પોતાની ઉપરની ભોમમાંથી, અગમના એ અલકમલકમાં રહેતા

કરુણામયના કૃપાપ્રસારમાંથી, આ રાજુમાં અને એવી બીજી અનેક રાજુઓમાં નીચે ઊતરી આવે છે. વાસ્તવિક જીવનમાં અને સાહિત્યમાં પ્રગટતા જીવનમાં પણ રાજુઓ આમ હમેશાં ઊતરતી આવી છે અને માનવ એ અગમ તરફ પોતાનાં બારણાં વાસી નહિ દેશે ત્યાં લગી હમેશાં ઊતરતી રહેશે.

હું ઉપર કહી ગયો કે આ ભેંકાર વાર્તા છે, પણ એ જેટલી ભેંકાર છે તેટલી જ સુંદર પણ છે. આમાં કેટલાં બધાં માણસો મરે છે, કેવાં તો વેર ઝેર અને બળાપાના અગ્નિમાં સિઝાય છે તો માણસો કેવી રીતે જીવી જાય છે, વેર ઝેરનાં વખ કેવી રીતે પી જાય છે એ પણ આવે છે. એમાં માનવના હૃદયની કુરૂપતા છે તો એ હૃદયની સુરૂપતા પણ છે. એમાં દ્વેષ અને કપટનો લાવા છે તો પ્રણય અને વાત્સલ્યના નિર્મળ અને ઊંડા ઝરા પણ છે. એમાં મમતા અને મોહનાં વમળ છે તો એ મમતામાંથી નીકળી જતો તપસ્વીનો સંયમ છે, એમાં શરીર ને જોબનનાં આકર્ષણ છે તો એ આકર્ષણથી ઉપર નીકળી જતો આંતર ગહન સ્નેહ પણ છે. અને આ બધું વર્ણવતી, હર પરિસ્થિતિમાં સરખી સરસતા અને ચિત્રાત્મકતાથી કામ કરતી લેખકની મૌલિક બાની છે. એમાં આવતી આડી નહિ પણ ઊભી ઊભેલી ભૂંગળ જુઓ, ચંચળ આંખોમાંથી જ રજેરજ દેખાઈ આવતી નવી વણઝારણ જુઓ, પાંચ હાથ તડો હેતનો ભરેલો રતનો વણઝારો જુઓ; આમાં આવતાં વેગભર ધસતાં ભમરીઓનાં ટોળાં જેવાં ભીલોનાં ધાડાં જુઓ, કે ખેતરમાં વાવેલાં બી વીણી ખાવા વળગેલી એ જ કંગાળ ભીલોની કતાર જુઓ; આમાંની મંગળાની કારમી રીડ સાંભળો કે ભલીના વિલાપ ને પડકાર ભાળો, કે કાળુનાં અનેક રીતનાં—કરુણાનાં અને વિધિના ઘાનાં રુદન જુઓ કે સત અસતનાં પારખાં લેતા કનકા ભીલની મંત્રબળવાળી ગજબની વાણી જુઓ,—એમ હર સ્થળે વાર્તાકારે સુંદરતા પાથરી છે. એને સુંદરતા નહિ પણ એથીયે કંઈ બીજું નામ આપવું પડશે. એ છે ચિત્રલેખાની ચિત્રણ શક્તિ, પૃથ્વી પર પ્રગટેલા હરેક પદાર્થને એક સરખી તટસ્થતાથી અને સરસતાથી આલેખતી શક્તિ. અને એમ વિલાપ અને ગીત, કંકુ અને લોહીની એકસરખી છોળ ઊછાળતી આ વાર્તા અંતે એક શાંત શામક રસમાં વિરમે છે. કાળુને તેની જીવનભરની ઝંખના પૂરી થાય છે, તો એ જ પ્રસંગે વેરના અવતાર જેવો નાનો પણ નવા સારા અવતારે જન્મવા જગતમાંથી વિદાય લઈ છે. અને કાળુના લગનના ગીતની સાથે જ નાનાનું શ્રાદ્ધ જોડાઈ જાય છે. વિધાતાએ જગત એવું બનાવ્યું છે કે એ હજી પણ એક રંગ અણીશુદ્ધ વહેવા દેતો નથી.

પરંતુ આવી આ ભેંકાર, સુંદર અને બળવાન વાર્તા અઘરી પણ છે. શહેરમાં જ જન્મેલા ને જીવતા 'મનેખ'ને એ એકદમ ન પણ સમજાય. પણ એટલે તો એમણે એ ખાસ વાંચવા જેવી છે, પણ એમને વાંચવા માટે આપણા શબ્દકોશે કેટલાયે નવા શબ્દો પણ આમાંથી પોતામાં દાખલ કરવા પડશે. અને એ રીતે ગુજરાતી ભાષાની સમૃદ્ધિમાં પણ આ ઈશાનિયા દેશની વાણી એક મનોહર ઉમેરો કરી જશે.

આપણે ઇચ્છીશું કે પન્નાલાલની સજીવન કલમમાંથી આપણને આવી અને આ કરતાં પણ વધુ રસદાયી, જીવનનાં વધુ ઊંડાણોમાં જતી, પેલા 'અગમ'ની સાથે વધારે હાયતાળી દઈ આવતી વાર્તાઓ મળે, અને આ હજી અધૂરી જેવી લાગતી વાર્તા જો આગળ વધીને પૂરી થાય, જીવનમાં સુખી ન દીઠેલો કાળુ વધુ સુખી થાય અને એની પછીની પરતાપ અને મંગળની પેઢી નવા જીવનના સંગ્રામો નવી રીતે ખેડે અને જીતે તો તો 'ખેટ્ટાવાળી' જ થઈ જાય !*



**ભાંગ્યાના ભેરુ.** લેખક : શ્રી પન્નાલાલ પટેલ. પાનાં ૪૫૪. સાડાછ રૂપિયા રજિ. ટ. ખ. સવા રૂપિયો. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ., ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રીજ, પો. બો. નં. ૭૩, અમદાવાદ, ૧.



'સુમંગલા' સંચાલે.

# ગૃહ  મંગલ

સમાજ એટલે સ્ત્રી અને પુરુષ. એકલી સ્ત્રીથી સમાજ રચી શકાય નહિ કે એકલો પુરુષ સમાજ સરજી શકે નહિ. સમાજનાં બે પાસાં સમતોલ કરવા માટે બન્નેની એટલી જ જરૂર છે. આપણી અજ્ઞાનતાને કારણે આજ સુધી આપણું નારી જગત કોઈ ને કોઈ કારણસર બિલકુલ પછાત રહ્યું. તેની કોઈ શક્તિને વિકસવાની તક ન મળી કે ન તો એ તકને કોઈએ પ્રોત્સાહન આપ્યું. નારી જાગૃતિની વિશ્વવ્યાપી જે હવા ચાલી તેમાં ભારતીય નારી પણ આવી ગઈ અને એ જાગૃતાવસ્થા આજે તો સમગ્ર રાષ્ટ્રને સ્પર્શી ગઈ છે.

સમાજમાં જે નારીનું સ્થાન ક્યાંય ન હતું તે હવે કંઈક ચોક્કસ દૃષ્ટિવાળું અને માનનીય બન્યું છે. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता એ આપણી સંસ્કૃતિનું સૂત્ર અત્યાર સુધી ઉપયોગમાં લેવાતું પણ એ તો કોઈ દેવીઓની પ્રતિષ્ઠા વખતે કે આપણા ભૂતકાળમાંની કોઈ ગૌરવપાત્ર નારીની કથાવાર્તામાં. સીતા, દ્રૌપદી, મેનકા, શકુન્તલા, કુન્તી, અનસૂયા—ભારતની એ આદિ નારીઓની વારીથી ચાલ્યું આવતું ગુલામી ખત આધુનિક નારી સુધી ચાલુ જ રહ્યું અને આજેય આપણી શિક્ષિત નારીમાં પણ તેનો અંશ રહ્યા જ કર્યો છે જે આપણા અનેક સામાજિક કાર્યોમાં અંતરાયરૂપ બન્યે જાય છે. સ્ત્રી અને પુરુષના સહકારથી જે કાર્ય દીસી આવે છે તેની જ ખામી વરતાય છે.

પુરુષને હલકો પાડીને કે સ્ત્રીને એકલા બચાવો કરીને ઉપર લઈ જવાનો ઈરાદો જ આપણા સામાજિક કાર્યનો મોટો અવરોધ ગણાય. સ્ત્રી અને પુરુષનું સમાજમાં જે સમાન સ્થાન છે તેને દીપાવવા, બહેલાવવા અને સાબિત કરવા જે યોગ્ય સહકાર, પુરુષાર્થ અને સાધનોની જરૂર છે તે બાજુ પર રાખીને ફક્ત વાતો કરવાથી કે વિચારો દર્શાવવાથી કોઈ પણ સમાજહિતનું કામ થઈ ન જ શકે. આપણી ઉન્નતિનો આધાર, જે કોઈ શીખવવા શક્તિશાળી થાય છે તે બધું આપણે શીખીને તેને લાયક બનીએ તેના પર રહેલો છે. આપણી સામાજિક ઉન્નતિનો તો જ સાચી દિશાનો ઝોક દેખાય. અને એ સાચી દિશાના ઝોકની તો આપણે પૂરેપૂરી જરૂર છે. કોઈ પણ કામ માટે આ જ જરૂરી છે. સમાજમાં રહીને, સમાજને સાચી રીતે વફાદાર બનીને દેખાડવા કરતાં કંઈક ઊંડી ઊંડી ધગશથી આપણે સામાજિક પ્રવૃત્તિ આદરીએ તેમાં જ સમસ્ત સમાજનું હિત છે.

## બુદ્ધિકક્ષાનું સાચું માપ

ઈલા નાનપણથી ખૂબ તોફાની હતી. અનાથ છતાં સત્તાધીશ સ્વભાવવાળી. કોઈપણ છોકરી ઉપર રૂવાબ કરવાનો હોય તો તેનો પહેલો નંબર. કોઈ એની વિરૂદ્ધ જાય, એની ચાડી ખાઈ આવે અને એને ખબર પડી તો પછી એના બાર જ વાગી જાય. એના શરીરમાં જોર પણ સારું એવું—સશક્ત શરીર. એની બુદ્ધિ પણ તેજ હતી પણ અભ્યાસ તરફ જોઈએ તેટલું ધ્યાન આપતી નહિ. વર્ગમાં આવે ન આવે, કોઈ કોઈવાર તો ચાલુ વર્ગે તપાસ કરતાં બહાર ઝાડ ઉપર આરામ કરતી હોય. બીજી એક બે છોકરીઓને તેની સાથે ખેંચી જાય. શિક્ષાની તેની ઉપર કોઈ જ અસર ન થાય.

આવી ઈલાને ગમેતેમ કરીને આગળ લાવવી હતી; તેની સાથે ખૂબ સમજાવી સમજાવીને કામ લેતાં અભ્યાસ તો બરોબર કરવા લાગી પણ એનું તોફાન ગયું નહિ. બીજો એનો શોખ કુદરતની સાથે ખેલવાનો અને તેમાંથી તે લખલૂટ આનંદ લૂંટતી. ચિત્રકળા તરફ તેનો હાથ વાળ્યો અને તેનો રસ જાગૃત થયો. ચિત્ત કામમાં અને તે પણ પોતાના મનગમતા કામમાં પરોવેલું રહ્યું એટલે સહેજે તોફાનની માત્રા નીચી ગઈ. ચિત્રની બન્ને પરીક્ષાઓ પસાર કરી. અને આ બાજુ શાળાંત સુધી પહોંચી ગઈ. વર્ગમાં પોતે કંઈક છે અને એનામાં બીજા રસ લઈ રહ્યાં છે તે જ ખૂબ મહત્ત્વનું થઈ પડ્યું. ઈલાને પહેલાં તો એમ જ હતું કે 'અમારા જેવાં અનાથ બાળકોની બીજાને શું પડી હોય! અમારું કોણ છે અહીંયા જે અમને વાત્સલ્ય બતાવે!' મા નથી એ એને ખૂબ સાલતું.

પણ આજે ઈલા કહે છે કે મારાં શિક્ષકોએ જો મારામાં રસ ધરાવ્યો ન હોત તો આજે હું કેવી નિષ્ઠુર અને ઘાતકી હોત તેની કલ્પના પણ મને કમકમાવે છે!

ઈલા આજે સીનિયર ટ્રેઈન્ડ થવાની તૈયારીમાં પડી છે. હોસ્ટેલમાં અને શાળામાં પોતે અગ્રસ્થાન જમાવ્યું છે. નિયમિતતા અને સ્વચ્છતાપૂર્વક હોસ્ટેલના નિયમો જાળવે છે અને ઉત્સાહપૂર્વક બધા જ કાર્યક્રમમાં ભાગ લે છે અને બીજા પાસે પણ એટલી જ કડકાઈથી નિયમો પળાવે છે.

આજે ઈલા એ તોફાની ઈલા નથી રહી પણ એક શાંત અને સૌમ્ય ઈલા પોતાની બુદ્ધિકક્ષાનું સાચું માપ બતાવી રહી છે.

## મનની માન્યતા!

આખાય દિવસમાં જો શક્કરવાર ન વળ્યો હોય તો તેનાં કારણો શોધવામાં પહેલું કારણ આજે સવારે કોનું મોં જોયું હતું? બિલાડી તો આડી નહોતી ઊતરી ને? વગેરે પ્રશ્નોથી મનને ગૂંચવી નાખવામાં આવે છે. અરે, ક્યારેક ક્યારેક આવે વખતે ખુદ પોતે જ એવા વહેમમાં પડી જાય છે કે આજે સવારે ફલાણાનું કે ફલાણીનું મોં જોયું એટલે જ એક પછી એક બધાં કામમાં નકાર મળ્યો. કોણ જાણે કેમ પણ ....નું મોં જુએ છે તે બધાંનો દિવસ બગડે છે, ખાવાય પૂરું પામતા નથી.



આવી થઈ પડેલી માન્યતાને પોષી વહેમને વધુ જાગૃત અવસ્થામાં ખેંચી જઈએ છીએ અને એ રીતે આપણા મનને થોડું સાંત્વન આપીએ છીએ. હકીકતમાં કોઈનું પણ મોઢું જોવું અને અમુક મદાર પણ બાંધી લેવો તે યોગ્ય નથી જ. માનવી બધાં જ સરખાં છે પરંતુ જેમ પાંચે આંગળીઓ જુદી છે તેમ વ્યક્તિ વ્યક્તિમાં ફેર પડે છે; સ્વભાવગત ફેરફાર જોવામાં આવે છે.

કેવી વ્યક્તિઓ આનો ભોગ થઈ પડે છે !— સાધારણ રીતે તે કંજૂસ, ચીંગુસ વધુ હોય, જેના હાથમાંથી પૈસો જલદી છૂટતો ન હોય, નિરાશા જેના મોં ઉપર છવાયેલી રહેતી હોય વગેરે.

અમારા એક સંબંધી ભાઈ છે તે સ્વભાવે ખૂબ જ આનંદી, ઉમંગી પણ ખરા. ગમે તેવા કામમાંથી કંટાળેલી ત્યાં જઉં તો થાક ઉતારીને જ આવું.

એક વખત એવું બન્યું કે હું ત્યાં ગઈ તો.... ભાઈ બિલકુલ મુડમાં નહિ. મારે થોડું તેમનું કામ હતું પણ તેમને વાત કરવાના મુડમાં નહિ જોયા એટલે હું વિચારમાં પડી ગઈ. આડી અવળી વાતો કાઢીને મૂળ વાતનું કારણ શોધવા મારો પ્રયાસ ચાલુ હતો પણ ન તો તેમણે મને કહ્યું કે ન હું નીરખી શકી. એમણે તો બીજીવાર મળીશું ત્યારે તે અંગે વિચારવાનું કહી બીજા કામ અંગે બહાર જવાની તૈયારી બતાવી.

મેં ઘરમાં અંદર જઈને પૂછપરછ કરવા પ્રયત્ન કર્યો. તો જણાયું કે સવારમાં ઊઠતાં એમણે કોઈ એવી વ્યક્તિનું મોં જોયું હતું જેથી નિરાશ તો થયેલા જ. અને કામે ગયા તો ત્યાંથી પણ નિષ્ફળતા પ્રાપ્ત કરીને આવ્યા. એમનાં પત્નીએ કહ્યું કે એક તો એમને એ વહેમ છે જ અને તેમાં નિષ્ફળતા મળે એટલે એ વહેમ વધુ દૃઢ થતો જાય છે.

ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે આવા આનંદી માણસને પણ 'મુડ' હોય છે, વહેમ —અમુક માન્યતા તેના મગજમાં દૃઢ થઈ ગયેલી હોય છે. અને તેથી જ મનમાં પેસી ગયેલો દૃઢ ભાવ પોતાની ઉપર ખૂબ ભયંકર અસર જમાવી બેસે છે. એનો તરત જ મને ખ્યાલ આવ્યો.

હું એક વખત મારાં સંબંધીને ત્યાં ગઈ હતી. રાત્રે અમે આવી જ એક ચર્ચા ઉપર ઊતરી પડેલાં. તેમના કહેવા પ્રમાણે એક ભાઈ હતા જેમનું મોઢું જો સવારના પહોરમાં જોવા પામ્યાં હોઈએ તો ખાવા જ ન પામીએ. એવી એક માન્યતા દૃઢ થઈ ગયેલી હતી. ચાલીના ઘણા માણસોને તેવો અનુભવ થયો હતો. અને પછી ચીલે ચાલી વાતની માફક એ વાત ફેલાઈ એટલે દરેક વ્યક્તિ જો એ મોઢું જોવાઈ જાય તો પહેલી નિરાશ થઈ એક ગ્રજ બાંધી લે કે પોતાને આજે સફળતા નહિ મળે.

મને આખી રાત એ જ ભાઈના વિચારો આવ્યા. સ્વપ્નામાં પણ એવું જ કંઈક બધું દેખાયા કર્યું. અને સવારે ઊઠીને બહાર નીકળી તો એ જ ભાઈ દાતણ કરતા કરતા સામે જ દેખાયા. મને થયું કે હાશ, હવે

મને ખાત્રી થશે કે આવી હકીકતોમાં સત્ય કેટલું કામ કરે છે. એ દિવસે મારે ઠીક ઠીક કામો હતાં.

સાંજે ઘેર આવીને મારી એ મિત્રને મેં ટેલીફોનથી જણાવ્યું કે મારું બધું જ કામ ખૂબ જ સારી રીતે પાર પડ્યું છે. ન ધારેલું કામ પણ સહજ રીતે પતાવી શકી એટલે આજનો આનંદ તો મને ખૂબ છે. તમને બધાંને જે ભ્રમ પેસી ગયો છે તે હવે કાઢી નાખજો. મનમાં એક હકીકત પેસી જાય પછી તેને કાઢવી ખૂબ મુશ્કેલ થઈ પડે છે. અને પછી તો મન મનનું કામ કર્યા કરે છે. જેવું ઇચ્છીએ તેવું પામીએ એ પણ મનની માન્યતા જ છે.

## સમજુની સમજ

સમજુ ત્રણ ચાર ગુજરાતી ભણેલી. નાનપણ-માં જ એનાં લગ્ન થઈ ગયેલાં. વખત જતાં બે બાળકની માતા બની. તેને તો તેનાં બાળકો ભલાં અને ભલું તેનું ઘરકામ; આખો દિવસ એમાંથી ઊંચી જ ન આવે. પણ ક્યારેક ક્યારેક સમજુ કોઈક કામ બરોબર ન થયું હોય અથવા એવાં બીજાં બહાનાં તળે તેના પતિના હાથનો સ્વાદ ચાખી લેતી. આ ઘરરખ્ખુ ગૃહિણી માર સહન કરતી અને સાથે સાથે જીભ પણ ચલાવતી. સહન ન થાય અને બીજો કોઈ સહારો ન હોય ત્યારે જીભ એ જ સહારો હોય છે. અને એમ બડબડતી કંઈક આશ્વાસન લઈ પાછી કામે વળગતી.

દિવસો પસાર થતા ગયા અને બાળકો પણ મોટાં થયાં. હવે બન્ને બાળકોને ભણાવવાનો પ્રશ્ન પણ ઊભો થયો એટલે આર્થિક પ્રશ્ન જરા સતાવવા માંડ્યો. આમાંથી ધીમે ધીમે પતિનો મીજાજ આસમાને પહોંચવા માંડ્યો, મારઝૂડ વધી ગઈ. સમજુ ખૂબ ત્રાસી ગઈ; મનમાં ને મનમાં પોતાનું દુઃખ સમાવવા લાગી. પણ પાડોશીઓથી તે આવી વાત છાની કેમ રહી શકે ! એક દિવસ તેના પતિએ ઝોડની માફક વળગીને જે હાથમાં આવ્યું તેનાથી મારવા માંડી. કોઈક હરિના લાલે પોલીસમાં ખબર આપી. પોલીસ આવી પહોંચી અને બહેનને લઈ ગઈ. સમજુ 'હાશ જાણે છૂટી આ નરકાગારમાંથી' બોલી સામાજિક સંસ્થાને આશ્રયે ગઈ.

આજે સમજુ એક કાર્યકર તરીકે તૈયાર થઈ ગઈ છે. ચાર ચોપડી ભણેલી હતી એટલે એને ફાયનલ માટે જલદી તૈયાર કરી શકાઈ. અને કહેવું પડશે કે પોતાની મહેનત પણ ખૂબ. આર્થિક પ્રશ્ન ઉકેલવા પોતે કમર કસીને જેટલું જલદી બની શકે તેટલું જલદી તૈયાર થવા પ્રયત્ન કરતી. તેને તેનો મૂળ પ્રશ્ન—આર્થિક—ઉકેલવો હતો. એ ઉકલી જાય એટલે એનાં બાળકોનું ભાવિ પછી તેના હાથમાં હતું. કેટલું સુંદર રીતે તેણે કામ બતાવ્યું ? સાથે સાથે શીવણનો ગવર્મેન્ટનો ડીપ્લોમા મેળવી લીધો. સીનિયર ટ્રેઈન્ડ થઈ તે પોતાનાં બાળકો સાથે રહેશે. અને શિક્ષિકા તરીકે કોઈ એક ગામડામાં જઈને રહેવા રાજી છે.





'રાહુજ'

# ગ્રંથના ગ્રાહિ

## વિચાર માધુરી ભાગ ૨ :

[લે. આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવ, પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. કિં. રૂ. ૨/—]

ગુજરાતના પ્રાતઃસ્મરણીય વિદ્વાન સ્વ. આનંદશંકર ધ્રુવનું લખાણ કે વકતવ્ય વિચારપૂર્ણ ને અર્થઘન જ હોવાનું. વેપારી ગુજરાતે ભૂલભૂલમાં પણ જે તેજસ્વી વિદ્વાનો ઉત્પન્ન કર્યાં છે એમાં શ્રી. આનંદશંકર ધ્રુવ પહેલી હરોળના છે. વિદ્વાન પ્રાધ્યાપક ને તેજસ્વી તંત્રી તરીકે એમણે ગુજરાતને અર્પેલી સેવા ચિરસ્મરણીય રહેશે.

ગુજરાત વિદ્યાસભાએ આચાર્યશ્રીના અનેક લેખો, ગ્રંથાવલોકનો, વ્યક્તિ પ્રસંગો વગેરેના સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું હાથમાં લીધું છે. 'દિગ્દર્શન' અને 'વિચાર માધુરી ભા. ૧' પછીનું આ ત્રીજું પુસ્તક પહેલાં બે જેટલું જ મનનીય છે. માત્ર ગુજરાતની અસ્મિતામાં ન અટવાતાં સમગ્ર હિંદના પ્રશ્નોનું ઊંડું ચિંતન આ પુસ્તકમાં મળે છે. પોતે વિદ્વાન હોવાથી બીજાની વિદ્વતાની મુક્ત તારીફ પણ એ કરી શકે છે. એવાં તો મસ્ત ખુશબોભર્યાં એમનાં લખાણ છે કે એ વાંચીને માનવી કાંઈક વધુ નમ્ર બન્યાનો અનુભવ કરે.

આજે વીસ વર્ષ પછી એમના ઘણા વિચારો આપણને જુનવાણી ને એમનું વ્યક્તિત્વ રૂઢિપ્રિય લાગે. બ્રિટિશ રાજ્ય પ્રત્યેની એમની ભક્તિ પણ કોઈ રાષ્ટ્રવાદીને ડંખે; પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે એમના દરેક વિચાર પાછળ ઊંડું ચિંતન છે. તંત્રી તરીકે એમણે દરેક વિષયમાં ઉત્સાહ બતાવ્યો છે. રાજકારણ, અર્થકારણ, શિક્ષણપ્રથા, ધર્મ, સાહિત્ય, ફિલસૂફી, નીતિશાસ્ત્ર, બાળઉછેર વગેરે અનેક વિષયો ઉપર એમણે પોતાનાં મંતવ્યો ચર્ચ્યાં છે ને વાચક વર્ગની રસભાવનાને ઢંઢોળવા યત્ન કર્યો છે. વિશાળ દૃષ્ટિવાળા ને બહુગ્રાહી તંત્રીઓનો આજના ગુજરાતમાં કેટલો અભાવ છે એનું ભાન 'વિચાર માધુરી' વાંચ્યા પછી વધુ ને વધુ સતાવે છે.

ગુજરાતી ભાષા ને સાહિત્યમાં પણ કેવા ઝડપી ફેરફારો થઈ રહ્યા છે? માત્ર ૨૦–૨૫ વર્ષ પહેલાંનાં આ લખાણોની શૈલી પણ સહેજ જૂની નથી લાગતી! આ શૈલીને અનુસરનાર કોઈ લેખક આજે કદાચ પ્રતિષ્ઠા ન પામી શકે, આમ છતાં આચાર્યશ્રીની ભાષામાં જે સ્પષ્ટોક્તિ ને ઊંડા અર્થવાળું શબ્દબાહુલ્ય છે એ એમના લખાણને ઘણું તેજસ્વી બનાવે છે. જોડણીના ક્ષેત્રમાં એમણે સ્વૈરવિહાર કર્યો છે કારણ કે ગાંધીજીની પ્રસ્તાવના ('હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી') –વાળો શબ્દકોશ એ વખતે બહાર પડ્યો ન હતો. એ યુગમાં જોડણી કેવી થતી એનો ખ્યાલ આપવા માટે જ વિદ્યાસભાએ જૂની જોડણી યથાવત્ રહેવા દીધી હશે?

આવા તેજસ્વી ગ્રંથનું સંપાદન કોઈ એકાદ વ્યક્તિને સોંપવામાં આવ્યું હોત તો! મુદ્રણદોષો એટલા બધા રહી ગયા છે કે ગુજરાત વિદ્યાસભાની પ્રતિષ્ઠાને ધોખો પહોંચે. જો એક જ વ્યક્તિને માથે જવાબદારી નાખવામાં આવી હોય તો કાર્ય વધુ કાળજીપૂર્વક પાર પાડી શકાય.

શિષ્ટ સાહિત્ય પણ સસ્તી કિંમતે પૂરું પાડવાના વિદ્યાસભાના ઉત્સાહને અભિનંદીએ તો પણ પુસ્તકના આવા સાવ સાદા સ્વરૂપને વળગી રહેવાનો આગ્રહ જતો કરવાનું વિદ્યાસભાને ન વીનવી શકાય? કરકસર કરીને પણ મુખપૃષ્ઠ પર કાંઈક આંખને ગમે એવી વિવિધતા તો રજૂ કરી જ શકાય.

## સબસે ઊંચી પ્રેમ સગાઈ :

[લે. રમણલાલ પાઠક, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, લિ. વડોદરા. કિં. રૂ. ૪/—]



સાહિત્યિક ક્ષેત્રે એક અનુવાદથી વિશેષ કશું જમા પાસામાં ન હોવા છતાં શ્રી રમણલાલ પાઠકનો આ પ્રથમ મૌલિક વાર્તાસંગ્રહ ફક્કડ હથોટી ધરાવનાર કોઈ વાર્તા-લેખક તરીકેની ઊંડી છાપ પાડી જાય છે. ભવિષ્યમાં જાણે બીજાં પુસ્તકો લખવાની તક જ ન મળવાની હોય અને સગાસ્નેહીઓનું ચડેલું ઋણ વહેલામાં વહેલી તકે ઉતારવાની તીવ્ર ઇચ્છા જાગી હોય એમ વાર્તાકારે આખો સંગ્રહ એક મિત્રને અર્પણ કરી એમાંની દરેક વાર્તા જુદી જુદી વ્યક્તિઓને અર્પણ કરી છે, પરિણામે આખો ગ્રંથ અર્પણ પામનારને ગુલાબદાસ બ્રોકરના 'આવકાર' ને અનુક્રમનાં છૂટાંછવાયાં પાનાં સિવાય કશું પ્રાપ્ત કરવાનું રહેતું નથી. ગમે તેમ પણ વાર્તાકારે નવા ચીલા તો પાડ્યા ને ?

સંગ્રહની પંદર વાર્તાઓ ૧૯૫૩ થી ૧૯૫૫ ના ત્રણ વર્ષના ગાળામાં લખાઈ છે ને 'નાક રાખ્યું' ને 'નાક કાપ્યું' એ બે રસિક વાર્તાઓ મૂળ એક જ પ્રસંગ ને પાત્રોને લાગતી વળગતી હોવા છતાં વચ્ચે બીજી પાંચ વાર્તાઓ મૂકી દઈ ને એક બીજાનો ગતાનુગત સંબંધ ભૂલાવી દેવાનો મિથ્યા પ્રયાસ લેખકે કર્યો છે. લેખકની સર્જનશૈલી એટલી સ્વાભાવિક છે, વાર્તા ને એ એક બીજામાં એવાં ગુલતાન બની જાય છે કે ક્યાંય પણ લેખક, કુંભાર ઘડાને ઘાટ આપવા માટીના લપેડા ઈધર ઉધર મારે કે દૂર કરે એવો, સભાન યત્ન કરતા દેખાતા નથી. ધંધામાં નવા હોવા છતાં જાણે કે લપેડા માર્યા વગર ઘડવાની એમને કુદરતી ફાવટ આવી ગઈ છે.

વાર્તાકારની જીવન પ્રત્યેની ચોક્કસ દૃષ્ટિ પાત્રો દ્વારા બહાર આવે છે અને એ પાત્રો પણ કેવાં સરસ, પ્રામાણિક ને માનવતાભર્યાં ? ખલ કે જડસુ પાત્રોની ખલતા કે જડસુપણું વ્યક્ત કરવાની રીત પણ કેવી સચોટ ! વસંતરામ પંડ્યા, વસંત માસ્તર, ગોવાળિયો ઘેલો, રેવાશંકર, આશાબેન વગેરે પાત્રો વિષે લેખકને એક શબ્દ પણ કહેવો પડતો નથી, પાત્રો જ પોતાની જાતને છતી કરે છે.

ગામઠી ને શહેરી ભાષા ઉપર સરસ હથોટી, તેજસ્વી રજુઆત શૈલી ને કવિત્વમય ભાષા, વાર્તામાં સ્વાભાવિકતા ને મધુરતા આણે છે. 'માનું હૈયું' સંગ્રહની સર્વશ્રેષ્ઠ વાર્તા છે, મૂલ્યાંકનો બદલતા જતા ગ્રામીણ સમાજની એક વિધવા ને એના દીકરાની આ કહાની એની સરળતાને કારણે ચોટદાર નીવડે છે. સંતાનભૂખ્યાં કમળાબેનની માતૃત્વ ઝંખનાનું નિરૂપણ ખૂબ સ્વાભાવિક ને સહાનુભૂતિપ્રેરક છે, 'ગંગાબહેન'નું જૂનવાણી નામ વાર્તા વિષે સૂગ ચડાવે એવું હોવા છતાં એમની સૌજન્યભરી રીતભાત એમના વિષેની બધી કપોલ કલ્પનાઓને ભસ્મીભૂત કરી નાખે છે.

શ્રી પાઠકની અમુક વાર્તાઓમાં થોડું પ્રચાર તત્વ ઉપસી આવે છે ને 'આવકાર'લેખક શ્રી બ્રોકરનો એમને એમાંથી વારવાનો પ્રયત્ન સંપૂર્ણતઃ સફળ થયો નથી. સંભવ છે કે સંસ્થાની પ્રકાશન નીતિ ને આ પ્રકારના પ્રચાર તત્ત્વને કાંઈક પૂર્વાપર સંબંધ હોય.

ગાળી ગાળીને મૂકેલી સંગ્રહની પંદર વાર્તાઓમાં પણ બે ત્રણ કાચી ઉતારાઈ લાગે છે. 'ભેટ' વાર્તાનું ઘડતર આહ્લાદક છે, પૈસાદાર પતિની પત્ની આશા, રાધા પ્રત્યે ઠેઠ સુધી અનુરાગ બતાવીને છેવટે એને 'સાલાં, શેર્યાં તે શેર્યાં જ—ભીખારાં કહીંનાં' કહી છેલ્લે પાટલે બેસી જાય એ ખૂબ અસ્વાભાવિક લાગે છે. એટલું જ રાધાની આપેલી ભેટ આશા પાસેથી પાછી લઈ આવવાનું વલણ અનુચિત લાગે છે. એ ભેટના બચેલા પૈસામાંથી આણેલાં પતિ માટેનાં ખાદીનાં કપડાં ખાદીની મૂળ ભાવનાને જ ઘાતક નીવડે છે ને પતિના મોં પર એ કપડાં જોઈ જન્મતું સ્મિત વાચકને પચાવવું અઘરું પડે છે.

'શીલા' વાર્તા ધડ ને માથા વિનાની છે, કોઈ બજારુ સામયિકમાં જ શોભે એવી આ વાર્તા સંગ્રહમાં ન મૂકી હોત તો ચાલત. 'સબસે ઊંચી પ્રેમ સગાઈ'ની ભાવના આ વાર્તામાં આકાર પામવી તો ઊંધી, ઉલટો અર્થ વગરનો ખટરાગ ઊભો કરે છે.

'નાથાના દીકરા'માં શરૂઆત ને અંત વચ્ચે



સુયોજન નથી. ગોવાળથી શરૂ થતી વાર્તાની પ્રધાન ભૂમિકા ધીમે ધીમે નાથિયાના હાથમાં સરી જાય છે; વળી વાર્તા વર્તમાનકાળમાં શરૂ થઈ એવા ભૂતકાળમાં સરી પડે છે કે જેમાં ગોપાળ નાથિયાના હાથે મૃત્યુ પામ્યો હોય છે. વાર્તામાં કાળભાન સાચવી શકાયું હોત તો સારું હતું.

'મારી પહેલી રાત' નામની આત્મકથાત્મક વાર્તામાં ત્રીજું જ વાક્ય—'ગામલોકો મારું રૂપ અને મારો દેહ જોઈને મશ્કરી કરતાં'—કશા પૂર્વાપર સંબંધને અભાવે યુવતી કદરૂપી હશે એવો ભ્રમ ઉત્પન્ન કરે છે. વસ્તુતઃ તે ખૂબ રૂપાળી છે અને ગામલોકોની ટીકાનું મૂળ કારણ ઊંડું છે એ સ્પષ્ટતા વાર્તાના અંતભાગમાં જ થાય છે. જો કે વાર્તા અત્યંત રસિક ને સંદેશવાહક છે એ સ્પષ્ટ કરવું ઘટે.

લેખકનો આ પ્રથમ વાર્તાસંગ્રહ એમના ભાવિ વિષે ખૂબ આશા પ્રગટાવે એવો છે. જીવનની વાસ્તવિકતા રાખવા માટે ગુજરાતી વાચકને ઘણીવાર મરાઠી ને હિંદી સાહિત્યની વાર્તાઓના અનુવાદ વાંચીને સંતોષ માણવો પડે છે એવી પરિસ્થિતિમાં ગુજરાતી સાહિત્યને બહાર આણવાની શકિત જે થોડા ગુજરાતી વાર્તાકારોમાં છે એમાં શ્રી. પાઠક આ પ્રથમ વાર્તાસંગ્રહ દ્વારા જ, મહત્વનું સ્થાન જમાવી લે છે. શ્રી પાઠકની શકિતઓ વધુ પાંગરે ને આવી વધુ કૃતિઓ ગુજરાતને મળતી રહે એવી ભાવના વાચકમાં જન્માવવા જેટલી પ્રેમ સગાઈ તો આ સંગ્રહ બાંધે જ છે.

### સર્વોદય અને ભૂદાનયજ્ઞ :

[ લે. બબલભાઈ મહેતા, યજ્ઞપ્રકાશન, વડોદરા કિં. રૂ. ૦/૧૨. ]

શ્રી બબલભાઈએ શ્રી વિનોબાજીના જીવનસંદેશને 'ગાગરમાં સાગર'ની કળાએ ૩૦ પાનાંની આ નાનકડી પુસ્તિકામાં અદ્ભુત રીતે ભરી લીધો છે. લેખક ભૂદાનની ભાવનાને પ્રકટ કરતા એકેએક સિદ્ધાંતને જુદાં જુદાં પ્રકરણો દ્વારા, ખૂબ જ ટૂંકાણમાં છતાં કશુંય ભૂલ્યા વિના, ખૂબ સરસ રીતે રજૂ કરે છે. પુસ્તિકા સરળ શૈલી અને આપણા અભણ ભૂદાન-કાર્યકરોને પણ સમજવામાં અઘરી ના પડે એવી ભાષામાં લખાઈ છે.

મોટાં ફિલસૂફીભર્યાં પુસ્તકો કરતાં આવી નાની પુસ્તિકાઓને ઉત્તેજન મળે તો આપણા ગ્રામીણ સમાજમાં પણ ભૂદાનની ભાવના ઓછી મહેનતે ટૂંક સમયમાં પ્રસરાવી શકાય એમ માનવું ખોટું નથી. આવું સરળ પુસ્તક ગુજરાતીમાં લખવા બદલ બબલભાઈને અભિનંદન ઘટે છે.

### ભગવાન બુદ્ધ :

[ લે. ધૂમકેતુ, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. રૂ. ૧/— ]

પ્રજાકીય ચારિત્ર શક્તિને વિકસાવવાના શુભ હેતુથી શરૂ કરેલી આ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક 'ભગવાન બુદ્ધ' શિશુ સાહિત્યમાં ઉમેરો કરે છે. પ્રયત્ન સુંદર હોવા છતાં લેખકની શૈલી કુદરતી નથી લાગતી; બાળકો સમજી શકે એવી ભાષા લખવાનો 'પ્રયત્ન' એમાં વર્તાઈ આવે છે. જોડણીની ભૂલો નહીંવત છે; પુસ્તકમાં પ્રસંગાનુલક્ષી ચિત્રો પણ મૂક્યાં હોત તો એની રસિકતામાં ઉમેરો થાત.

### વેર અને બદલો :

[ સં. ગોપાળદાસ જીવાભાઈ પટેલ, પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ કિં. રૂ. ૦/૪૪ ]

૨૫૦૦મી બુદ્ધ જયંતી નિમિત્તે લખાયેલી આ બૌદ્ધ-કથાઓ રસિક હોવા ઉપરાંત નીતિપ્રચારક છે. 'સાધનોની સૂચિતા'ના ભારેખમ સૂત્રને એ સાદીરીતે સમજાવે છે. જગત આજે વેરઝેરથી ખદબદે છે ત્યારે કદાચ આવી દૃષ્ટાંતકથાઓ જ ઊગતી પેઢીને ઉગારી શકશે. આ પુસ્તિકાનો પ્રચાર જેટલો વધુ થાય એટલું સારું.

### शील और सदाचार :

[ મુકુલભાઈ કલાર્થી, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ કિં. રૂ. ૦/૩૧ ]







મૂળ ગુજરાતી પુસ્તકનો આ હિંદી અનુવાદ છે. વિશ્વના મહાન સદાચારી પુરુષોના જીવનમાંથી સુંદર દૃષ્ટાંતો વીણીને લેખકે કિશોર વર્ગને ખૂબ પ્રેરક સાહિત્ય પૂરું પાડ્યું છે. એની વિશિષ્ટતા: દરેક ધર્મના અનુયાયીઓના જીવનમાં સદાચારવૃત્તિ હોય છે, કોઈ એક ધર્મનો સદાચારી માનવા નિપજાવવાનો ઇજારો નથી, એ હકીકત એ સાબિત કરે છે. 'દયાનતદારીકી શક્તિ'વાળો પ્રસંગ સ્વ. અંબાલાલ સાકરલાલ દેસાઈના જીવન સાથે સંકળાયેલો ગણાય છે, એ જ પ્રસંગ સાથે લેખકે શ્રી હીરાલાલ સેતલવાડનું નામ કઈ રીતે જોડ્યું એ સ્પષ્ટ સમજાતું નથી. જો કે ગમે તેના જીવનમાં એ બન્યો હોય એનું નૈતિક મૂલ્ય ઘણું ઊંચું છે એ નિઃશંક છે. આવી વધુ વાતો પીરસીને આવતી પેઢીને દેશની જવાબદારી ઉઠાવવાની શક્તિ પ્રેરે એવી ચારિત્ર્યશીલ બનાવવાનો પ્રયત્ન લેખક ચાલુ રાખે તો સારું; માબાપ ને રાજકીય નેતાઓ એ કાર્ય કરવાની શક્તિ ખોતાં જાય છે એ પરિસ્થિતિમાં તો ખાસ.

### દિલની વાત :

[ લે. પન્નાલાલ પટેલ. પ્ર. ચેતના પ્રકાશન ગૃહ, વડોદરા. કિં. રૂ. ૩/૫૦ ]

શ્રી પન્નાલાલ પટેલની પંદર નવી વાર્તાઓનો આ સંગ્રહ પ્રગટ થાય છે તે જ ગુજરાતી સાહિત્યમાં ઠીક એવો ઉમેરો કહી શકાય. આપણા પ્રથમ પંક્તિના વાર્તાકારો વાર્તાઓ લખે છે બહુ ઓછી, અને જેટલી લખે છે તે પણ ખૂબ લાંબે ગાળે સંગ્રહમાં આવે છે. એટલે તે બધી અવારનવાર છૂટાં છવાયાં માસિકોમાં કે ખાસ અંકોમાં પ્રગટ થઈ હોય છતાં સંગ્રહરૂપે પ્રગટ થાય ત્યારે તે સંગ્રહને વસાવવાની જે ઇચ્છા જન્મે છે તે દરેકને માટે જાણીતી વાત છે. આ સંગ્રહની બધી જ વાર્તાઓ અગાઉ પ્રગટ થઈ ગયેલી છે અને સામયિકો દ્વારા અનેક વાચકોએ તે વાંચી પણ હશે. છતાં આપણા એક કસબી વાર્તાકારની વાર્તાઓનો નવો સંગ્રહ પ્રગટ થાય છે એ જ વાચકોને તો પૂરતું છે.

શ્રી પન્નાલાલ પટેલની વાર્તાઓમાં જેટલી તાદૃશતા ગ્રામ્યજીવનની વાસ્તવિકતા સાથે દેખાય છે તેટલી શહેરી જીવનની વાર્તાઓમાં નથી આવતી એ સાથે સહમત થવા છતાં તેમની કેટલીક શહેરી જીવનની વાર્તાઓ આબાદ રીતે ગૂંથાઈને આવે છે ત્યારે ઠીક ઠીક સંતોષ વાચકોને મળે છે. આ સંગ્રહની વાર્તાઓમાંથી મોટા ભાગની વાર્તાઓ શહેરી જીવનને સ્પર્શે છે એટલે તેની મૂલ્યવત્તામાં કંઈ ઘટાડો થતો નથી. પણ એક કુશળ કસબીની વાર્તાકળામાં જે દિલનો રણકો ઊઠવો જોઈએ તે આ બધી વાર્તાઓમાંથી ઊઠે છે. શ્રી પન્નાલાલની જામેલી હથોટીવાળી આ વાર્તાઓ ફરી ફરી વાંચવી ગમે તેવી સરળ, સચોટ અને ડાવકી છે એટલે વાર્તાપ્રિય વાચક તો આ સંગ્રહ વસાવવા પ્રેરાશે જ.

### ગ્રામસંસ્કાર વાર્તાવલિ :

[ લે. ધૂમકેતુ. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. છ ભાગના રૂ. ૨/— ]

અલી ડોચમીન, જુમો ભિસ્તી, ગોવિંદનું ખેતર, ભૈયાદાદા, તારણહાર અને સ્વાધીનતાની દેવી એ છ નામધારી આ માળાની છયે પુસ્તિકાઓની વાર્તાઓ શ્રી ધૂમકેતુના 'તણખા'નાં ચારેય મંડળોમાંથી વીણીને તેને અભિનવ રૂપ આપીને ઓછું ભણેલાને સમજાય તેવી ભાષામાં મૂકીને દરેક પુસ્તિકામાં ત્રણથી ચાર વાર્તાઓ મૂકી છે. આ બધી વાર્તાઓ 'તણખા'-માંથી લઈ ને અહીં મૂકી છે એટલે એ ચારેય મંડળોનું મહત્ત્વ ઘટવાને બદલે વધે છે અને આ ચારેય પુસ્તિકાઓનું મૂલ્ય તો ખરેખર વધે જ છે. બધી વાર્તાઓ મઠારાઈ ને અહીં જે સીધી સાદી બાનીમાં મૂકવામાં આવી છે તે તણખાના વાચક વર્ગ કરતાં જુદી જ કક્ષાના વાચકને ધ્યાનમાં રાખીને સરળ કરી છે તેથી જ લેખકને ખૂબ મોટા ધન્યવાદ મળી જાય છે. તેમાંય આપણા એ પીઢ સાક્ષરની જે લોકભોગ્ય શૈલી છે તેની અસર આ વાર્તાઓમાં પૂરેપૂરી પડેલી છે એટલે લોકસંસ્કાર અને લોકઘડતરમાં તેનો ખૂબ મહત્ત્વનો અને મોટો ફાળો આવે છે તે વિષે આપણા કેળવણીકારો જરૂર સંમત થશે જ.









લ પરમારકૃત નવું પુસ્તક ‘આપણાં લોકનૃત્યો’માં પ્રગટ થયેલા રેખાંકનો—ચિત્રકાર: શ્રી પ્રદ્યુમ્ન તન્ના
લોકનૃત્યો—મૂલ્ય રૂ. ૧/૫૦. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ., ગાંધીરોડ, અમદાવાદ, ૧.

# ભાંગ્યાનાં ભેરુ



પન્નાલાલ પટેલ

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ. ફર્નાન્ડીઝ બ્રીજ
ગાંધીરોડ પો.બૉ.નં. ૭૩










સળંગ અંક
૩૩૪
જાન્યુઆરી : ૧૯૫૮

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે
સંપાદક : જયન્ત પરમાર

આપને પુસ્તક ગમતું હશે.
આપ પુસ્તકોના શોખીન હશો.
આપને ત્યાં પુસ્તકો આવતાં પણ હશે.
આપનાં પુસ્તકોનાં કબાટો છલકાઈ જતાં હશે.
આપના ટેબલ પર દર વખતે એકાદ નવું પુસ્તક પડ્યું જ હશે.
એ પુસ્તક મેળવવા માટે આપ કોઈના ઉપર એની જવાબદારી પણ સોંપતા હશો.

એ નવું પુસ્તક ક્યાંથી આવ્યું?
લાયબ્રેરીમાંથી?
ખરીદ કરીને?

લાયબ્રેરીમાંથી આવ્યું હોય તો ય તેનું પ્રકાશન કોણે કર્યું?
વેચાતું આવ્યું હોય તો કઈ સંસ્થામાંથી?

આવા પ્રશ્નો ક્યારેય આપને ઊઠે છે ખરા?

નથી જ ઊઠતા ને?
આવા પ્રશ્નો શા માટે ઊઠવા જોઇએ?
યુરોપ અમેરિકા, અરે, ભારત સિવાયના કોઈ પ્રજાજન આવા પ્રશ્નોથી વંચિત નથી.

ત્યારે આપણે જ આમ કેમ?
શું આપણે વાંચતાં નથી? વિચારતાં નથી? સારાં પુસ્તકો મેળવતાંય નથી?

પાઈ ખરચવા પાંચ વાર વિચારતા ગુજરાતીની આ સ્થિતિ કરી કોણે?

આવા અનેક પ્રશ્નોને હલ કરવાનો ખોટો દાવો અમે કરતા નથી.
અને છતાંય અમારી મુલાકાત માટે અમે નમ્ર આમંત્રણ આપીએ છીએ.

કોઇપણ જાતનું ગુજરાતી પુસ્તક મેળવવા અમારી સાથે સંપર્ક સાધો:

# ‘ભારતી’નાં બાળકો-કિશોરો-પ્રૌઢો માટેનાં પુસ્તકો

| પુસ્તક | કિંમત |
|---|---|
| **શ્રી ધૂમકેતુકૃત** | |
| જ્ઞાનદીપ | ૧.૦૦ |
| જ્ઞાનકુંજ | ૧.૦૦ |
| જ્ઞાનગોષ્ઠિ | ૧.૦૦ |
| બોધકથાઓ ૧–૨ | ૨.૦૦ |
| ચારિત્રકથાઓ | ૧.૦૦ |
| સંસ્કારકથાઓ | ૧.૦૦ |
| **સ્વ. ઝવેરચંદ મેઘાણીકૃત** | |
| સંત દેવીદાસ | ૧.૨૫ |
| ચપટી ધૂળ | ૧.૦૦ |
| **શ્રી ઈશ્વર પેટલીકરકૃત** | |
| ગ્રામ સમાજમાળા | ૨.૦૦ |
| રાષ્ટ્રના સેનાનીઓ | ૧.૦૦ |
| રામનામના વેવારિયા | ૧.૦૦ |
| ઘરદીવડા | ૧.૦૦ |
| સાધુ તો ચલતા ભલા | ૧.૨૫ |
| દુઃખનાં પોટલાં | ૧.૫૦ |
| **શ્રી ચુનીલાલ વ. શાહકૃત** | |
| અણોજો | ૦.૭૫ |
| ભોળો ખેડૂત | ૧.૦૦ |
| ધરતીને ખોળે | ૦.૮૦ |
| સોનાની કટારી | ૧.૦૦ |
| **શ્રી જયમલ્લ પરમારકૃત** | |
| આપણાં લોકનૃત્યો | ૧.૦૦ |
| શેખચલ્લી ગ્રંથમાળા | ૪.૫૦ |
| કાઠિયાવાડની વાતો | ૧.૨૫ |
| ગૌડ બંગાળની વાતો | ૨.૫૦ |
| પંજાબની વાતો | ૧.૨૫ |
| બુંદેલખંડની વાતો | ૧.૨૫ |
| રાજસ્થાનની વાતો | ૧.૨૫ |
| ચૌબોલા રાણી | ૧.૨૫ |
| સોના પદમણી | ૧.૨૫ |
| દોલત પરી | ૧.૨૫ |

| પુસ્તક | કિંમત |
|---|---|
| વગડામાં વસનારાં | ૦.૮૨ |
| આંગણાંનાં શણગાર | ૦.૮૨ |
| રૂપરૂપના અંબાર | ૦.૮૨ |
| કંઠે સોહામણાં | ૦.૮૨ |
| પ્રેમી પંખીડાં | ૦.૮૨ |
| શેખચલ્લી | ૧.૨૫ |
| **શ્રી જીવરામ જોષીકૃત** | |
| બોધમાળા | ૪.૦૦ |
| સુબોધમાળા | ૩.૭૫ |
| મિયાંફુસકી | ૬.૦૦ |
| રસકલ્લોલ | ૧.૦૦ |
| દોઢડાહ્યો | ૧.૨૫ |
| ફેરુ વિમાની | ૧.૫૦ |
| બે ચતુર | ૧.૦૦ |
| ચતુર બીરબલ | ૧.૨૫ |
| **શ્રી વિનોદિની નીલકંઠકૃત** | |
| મેંદીની મંજરી | ૧.૫૦ |
| **શ્રી પન્નાલાલ પટેલકૃત** | |
| મેઘો ગામેતી | ૧.૨૫ |
| બે ભાઈબંધ | ૧.૦૦ |
| **સ્વ. રા. વિ. પાઠકકૃત** | |
| દ્વિરેફનું વાર્તામધુ | ૧.૦૦ |
| **શ્રી રા. ના. પાઠકકૃત** | |
| આપણી ધર્મકથાઓ | ૫.૫૦ |
| **શ્રી ચુનીલાલ મડિયાકૃત** | |
| આંબાનારોપ | ૧.૦૦ |
| ઘીનો દીવો | ૧.૦૦ |
| **શ્રી ગુલાબદાસ બ્રોકરકૃત** | |
| હરિનો મારગ | ૧.૦૦ |
| **શ્રી પીતાંબર પટેલકૃત** | |
| નૂતન ભારતનાં તીરથ | ૩.૦૦ |
| કેસૂડાંનાં ફૂલ | ૧.૨૫ |
| ગુલદાન | ૧.૦૦ |

| પુસ્તક | કિંમત |
|---|---|
| **શ્રી મનુભાઈ જોધાણીકૃત** | |
| બાપની આબરૂ | ૧.૦૦ |
| પીળું પાનું | ૧.૦૦ |
| **શ્રી શિવુભાઈ ત્રિવેદીકૃત** | |
| જંગલનું વેર | ૧.૫૦ |
| **શ્રી રમણિક અરાલવાલાકૃત** | |
| સાચી જાતરા | ૧.૨૫ |
| **શ્રી ઈશ્વરભાઈ પટેલકૃત** | |
| શીગી–શીગી | ૧.૦૦ |
| સાગરવીર | ૦.૫૦ |
| **શ્રી સુન્દરમકૃત** | |
| રંગરંગ વાદળિયાં | ૧.૫૦ |
| **શ્રી મકરન્દ દવેકૃત** | |
| ઝબુક વીજળી ઝબુક | ૧.૨૫ |
| **સ્વ. સાને ગુરુજીકૃત** | |
| કરુણાદેવી | ૧.૦૦ |
| **શ્રીકાન્ત ત્રિવેદીકૃત** | |
| નેહરુચાચા | ૧.૫૦ |
| વિનોબાજી | ૧.૨૫ |
| જાદુઈ ટાપુ | ૧.૨૫ |
| સાગરના સાહસિકો | ૧.૫૦ |
| અજબ દેશ | ૨.૫૦ |
| **પ્રકીર્ણ** | |
| મહારાજ ને મહાત્મા | ૧.૨૫ |
| સ્ટાલિન | ૦.૭૫ |
| શંકરાચાર્ય | ૦.૭૫ |
| ચીનનાં બાળકો | ૦.૩૭ |
| ગુંજારવ | ૦.૩૭ |
| ગદ્દલ અને બાદલ | ૦.૬૨ |
| આપણી કહેવતો | ૦.૩૭ |
| સામાન્ય જ્ઞાન નામાવલિ | ૦.૩૭ |
| ગાંધીજી ને બાળકો | ૦.૬૨ |
| ખાનખાનાન | ૦.૫૦ |

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ**

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

# 'ભારતી'ની નવી સુંદર નવલકથાઓ

**શ્રી પન્નાલાલ પટેલકૃત**

| | |
|---|---|
| ભાંગ્યાનાં ભેરુ | ૬.૫૦ |
| ના છૂટકે | ૮.૭૫ |
| ફકીરો | ૨.૫૦ |
| માનવીની ભવાઈ | ૬.૦૦ |
| મળેલા જીવ | ૪.૭૫ |
| ભીરુ સાથી | ૫.૦૦ |
| વળામણાં | ૨.૫૦ |
| સુરભિ | ૪.૫૦ |
| પાછલે બારણે | ૨.૫૦ |
| યૌવન | ૭.૦૦ |

**શ્રી ચુનીલાલ વ. શાહકૃત**

| | |
|---|---|
| ધર્મભગિની | ૫.૨૫ |
| હૈયાની થાપણ | ૩.૦૦ |
| અવંતીનાથ | ૫.૫૦ |
| સિંધ, તારાં શૌર્યનાં સંભારણાં | ૪.૦૦ |
| વિષચક્ર | ૫.૫૦ |
| રૂપમતી | ૫.૫૦ |
| વિલોચના | ૫.૫૦ |
| ભોળો ખેડૂત | ૧.૦૦ |

**શ્રી ઈશ્વર પેટલીકરકૃત**

| | |
|---|---|
| લખ્યા લેખ | ૪.૦૦ |
| પંખીનો મેળો અને પાતાળ કૂવો | ૫.૫૦ |
| કલ્પવૃક્ષ | ૬.૦૦ |
| મારી હૈયાસગડી | ૫.૦૦ |
| ધરતીનો અવતાર | ૨.૫૦ |
| કળિયુગ | ૬.૦૦ |
| મખલાળ | ૩.૫૦ |
| આશાપંખી | ૭.૫૦ |
| ભવસાગર | ૪.૦૦ |
| જનમટીપ | ૩.૫૦ |
| તરણા ઓથે ડુંગર | ૪.૦૦ |
| કાજળ કોટડી | ૩.૫૦ |
| દુઃખનાં પોટલાં | ૧.૫૦ |

**સ્વ. સાને ગુરુજીકૃત**

| | |
|---|---|
| આસ્તિક | ૩.૦૦ |
| શ્યામની મા | ૪.૫૦ |
| રામનાં રખોપાં | ૪.૦૦ |
| પુનર્જન્મ | ૩.૦૦ |
| સોન્યામારુતિ ? | ૩.૨૫ |
| ક્રાન્તિ | ૫.૫૦ |
| મેના | ૩.૦૦ |
| કરુણાદેવી | ૧.૦૦ |

**શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત**

| | |
|---|---|
| આમ્રમંજરી | ૩.૭૫ |
| વનની વાટે | ૪.૫૦ |
| દિલાવરી | ૨.૨૫ |

**શ્રી ગુણવંતરાય આચાર્ય કૃત**

| | |
|---|---|
| મંગલસૂત્ર | ૫.૫૦ |

**બાબુભાઈ વૈદ્યકૃત**

| | |
|---|---|
| નંદબાબુ | ૩.૭૫ |
| ઉપમા | ૫.૦૦ |

**શ્રી જયમલ્લ પરમારકૃત**

| | |
|---|---|
| અણખૂટ ધારા | ૪.૫૦ |

**શ્રી રા. ના. પાઠકકૃત**

| | |
|---|---|
| જગતનો તાત | ૫.૨૫ |

**શ્રી 'વિશ્વમિત્ર'કૃત**

| | |
|---|---|
| મંગલયાત્રા | ૪.૨૫ |
| કોનો વિજય ? | ૪.૫૦ |

**શ્રી રમણીક પટેલકૃત**

| | |
|---|---|
| આંધીનાં એંધાણ | ૩.૦૦ |

**શ્રી ભૂપત વડોદરિયાકૃત**

| | |
|---|---|
| અધૂરાં તપ | ૪.૫૦ |

**શ્રી ભગવતીકુમાર શર્માકૃત**

| | |
|---|---|
| આરતી અને અંગારા | ૪.૫૦ |

**શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટકૃત**

| | |
|---|---|
| ડૉક્ટર નરેન્દ્ર | ૩.૦૦ |

**શ્રી ચંદુલાલ જે. વ્યાસકૃત**

| | |
|---|---|
| રાત્રિનું રહસ્ય | ૩.૦૦ |

**શ્રી પ્રબોધ સન્યાલકૃત**

| | |
|---|---|
| યમુના | ૧.૭૫ |

**શિયારામશરણ ગુપ્તકૃત**

| | |
|---|---|
| ગોદ | ૧.૫૦ |

**પારાશર્યકૃત**

| | |
|---|---|
| ઊર્મિલા | ૩.૫૦ |

**પુષ્કર ચંદરવાકરકૃત**

| | |
|---|---|
| નંદવાયેલાં હૈયાં | ૩.૦૦ |

**અંગ્રેજીમાંથી અનુવાદિત**

| | |
|---|---|
| અહંકાર | ૩.૫૦ |
| હીરોશીમા | ૧.૭૫ |
| જીવનનું ઝેર | ૨.૫૦ |
| પશુરાજ્ય | ૧.૭૫ |
| સ્ટાલિનગ્રાડ | ૧.૦૦ |
| કાંટાની વાડ | ૩.૦૦ |
| અજેય દેશ | ૨.૫૦ |
| ઘરને માર્ગે | ૪.૦૦ |

## ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બો. નં. ૭૩ : અમદાવાદ, ૧

# લાયબ્રેરીના શણગારરૂપ નવી નવલકથાઓ

**કવિવર ટાગોરનાં નવાં પુસ્તકો**

ચોખેરવાલિ ૫—૦
વરમાળા ૪—૦
ગિરિબાળા ૪—૦
વરકન્યા ૪—૦
હાસ્ય કૌતુક ૪—૦
બે બહેનો ૨—૦
ગુપ્ત ધન ૪—૦
મહામાયા ૪—૦
હેમન્તી ૪—૦
સુભા (માધવી) ૨—૪

**સળંગ સામાજિક નવલકથાઓ**

અભિશાપ ૪—૦
પતિમંદિર ૩—૦
ચરિત્રહીન ૬—૧૨
મિલન ૩—૮
વારસદાર ૩—૮
શેષપ્રશ્ન ૫—૮

**જગમશહુર સાહસિક નવલકથાઓ**

રોબીનસન ક્રૂઝો ૨—૮
ગુલીવરની મુસાફરી ૨—૮
રોબીનહુડનાં પરાક્રમો ૨—૮
કિશોર મહાભારત ૧—૪
ટારઝન (વનમાનવ) ૨—૮
ટારઝન (શાહે જંગલ) ૨—૮
માર્કો પોલો ૧—૮

**પરદુઃખભંજન વિક્રમ રાજાની મનોહર વાર્તાઓ**

સિંહાસન બત્રીસી ૨—૮
વિક્રમ ચરિત્ર ૨—૮
નવલખો હાર ૨—૮
જાદુઈ વાતો ૨—૮
વૈતાલ પચ્ચીસી ૨—૮

**અરેબિયન નાઈટસની વાર્તાનાં સચિત્ર પુસ્તકો**

બગદાદનો બાદશાહ ૩—૦
બે ઘડીની બાદશાહી ૨—૮
પાતાળની પદ્મણી ૨—૮
ભેદી રાજકુમાર ૩—૮
સુલેમાની શેતરંજી ૩—૦
રાજાને ગમી તે રાણી ૩—૦
સેતાની ચરખો ૩—૦
હાતીમતાઈનાં પરાક્રમો ૨—૦
સવા લાખનો હીરો ૩—૦

**ગૃહઉપયોગી પુસ્તકો**

પ્રેયસી ૧—૨ ૭—૮
રાસરજની ૩—૮
સાથિયા મંગળભા. ૧—૬ ૩—૮
સહેલી સાથિયાપોથી ૦—૪
સાથિયા શૃંગાર ૧—૦
સાથિયા સાથીભાગ. ૧-૨ ૧—૪
ઈઝી હારમોનીયમટીચર ૩—૧૨
આધુનિક પાકશાસ્ત્ર ૨—૮

**પ્રૌઢ શિક્ષણ માટે**

સંત ચરિત્ર ગ્રંથમાળા
૬ પુસ્તકો ૩—૦
નવઘડતર ગ્રંથમાળા
૨૦ પુસ્તકો ૧૦—૦

**બાળ સાહિત્યના પુસ્તકો :—**
દરેકની કિંમત આઠ આના
સેટ ૧લો ૧૦ પુસ્તકો

પટેલ પટલાણી
દશ વાણિયા
હબુચંદ અને ગબુચંદ
જાદુઈ ચક્કી
બાઘો ને ઉસ્તાદ
હસમુખી માયા
બે ડોશીઓ
હવાઈ ડગલો
ડુભાષ ને સુભાષ
પટપટપૂછનાં પરાક્રમો

**: સેટ ૨ જો : દશ પુસ્તકો :**

છબીલી બિલ્લી
બગડો ને તગડો
લાલો ને વાલો
શેલડિયો સિપાઈ
પૂનમીયો ભગત
બૂચલો ગધેડો
ધુવડ પંડિત
રાજ પંડિત
છોટો ને મોટો
વીરની માતા

**: સેટ ૩ જો : દશ પુસ્તકો :**

ગલબો શિયાળ
પપૂડાની પુછડી
વલવો વાઘ
ગલબાની હુરરે
ગા, તંબુરા ગા
વાઘમામાની પાલખી
સાવઈ જાદુગર
જુગારી રાજા (ચંદુ)
ગોદડીયો બાવો
મિયાંનુ ટટ્ટુ

**: સેટ ૪ થો : દશ પુસ્તકો :**

લાડુની જાત્રા
ભામટા બાપા
બાબો બકરો
ભાચરિયાલાલ
બડેકાનની બહાદુરી
મગલો મગર
પારકી ગાડી પારકો બળદ
નાકકટ્ટો રાજા
મુછો પટેલ
બડેમિયાં

**શ્રી હરિહર પુસ્તકાલય ટાવર રોડ—સુરત**

અંક : ૧૦ જાન્યુ. '૫૮
સળંગ અંક : ૩૩૪
સાહિત્ય પ્રેરતું સામયિક




'ઊર્મિ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨
સમાજમાં સંસ્કાર અને

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

ખલિલ જિબ્રાન

## પુનરુત્થાન

ઘણાં વરસો પહેલાં એક માણસનો ક્રોસ ઉપર વધ કરવામાં આવ્યો હતો, કારણકે એ ખૂબ પ્રેમાળ અને સારા સ્વભાવનો હતો.

અને નવાઈ તો એ વાતની છે કે કાલે તે જ મને ત્રણ વાર મળ્યો.

પહેલી વાર મળ્યો ત્યારે તે એક સિપાઈને વિનવી રહ્યો હતો કે 'આ વેશ્યાને ભલા થઈને કેદખાનામાં ન લઈ જાવ.' બીજી વાર તે એક બહિષ્કૃત માણસ સાથે બેસીને રસપાન કરી રહ્યો હતો; અને ત્રીજી વાર જોયું ત્યારે દેવળમાં કંપનીઓના શૅર વેચનારાને તે મુક્કા મારી રહ્યો હતો.



તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર

# સમયના ઓર-તોર

'રાજહંસ'

### પ્રાર્થના—માનવીનું ઉત્તમ કાવ્ય

સાધુઓની પરિષદ અને મહાયજ્ઞ જેવા બે ધાર્મિક પ્રસંગો આવી ગયા ત્યારે દેવોની પ્રાર્થના તરફ વિચાર ઢળે એ સ્વાભાવિક છે. આપણે શી પ્રાર્થનાઓ કરીએ છીએ? જે હજારો વર્ષ પહેલાં થઈ તે જ કે બીજી? કેમ એમાં આધુનિકતા આવતી નથી? પ્રાર્થનાના ચાર વિભાગ પાડીએ તો એની ચર્ચા સરળ બનશે. પહેલા વિભાગમાં ઇશ્વરના સ્વરૂપ વિષે વિચાર કરી શકાય. એ કેવો સર્વશક્તિમાન છે, કેવો દયાળુ છે, કેવો અંતર્યામી છે, કેવો સચરાચર છે એમ વિવિધરૂપે ઇશ્વરને આપણે ઓળખી શકીએ. બીજા વિભાગમાં આપણે કૃતજ્ઞ થઈએ. દિનરાત એ આપણી કાળજી લે છે. હવા તેજ અન્ન પાણી હેત આનંદ વગેરે એ છુટ્ટે હાથે આપતો રહે છે. માણસ તરીકે જન્મ આપ્યો, દેહ પોષ્યો, પ્રતિપળે અકસ્માતથી રક્ષા કરી જીવન લંબાવ્યું—એવી એવી એની કૃપા માટે આભાર માનીએ. ત્રીજા વિભાગમાં અંતરના અવાજની વિરુદ્ધ જવા બદલ આપણે એની માફી માગીએ. યોજનાપૂર્વક અને અજાણતાં જે ભૂલો કરીએ તે બદલ દિલગીર થઈએ. આ પછી જે ચોથો વિભાગ આવે તે ઘણો મહત્ત્વનો. માણસે ઇશ્વર પાસે કૈં ને કૈં માગ્યું છે. દેશેદેશમાં અને જાતિવિજાતિ સહુએ એની પાસે ઇચ્છા કરી છે. આ ઇચ્છાઓ કહો કે પ્રાર્થનાઓ કહો—એમાં માનવજાતના સહુ શુભાશયો સમાયા છે.

નવાઈની વાત છે કે માણસની પ્રાસંગિક તકલીફો કાજે લોકમાન્ય પ્રાર્થનામાં કોઈ સ્થાન નથી કે અંગત મુશીબતો ઉમેરી શકાય એવી એમાં જોગવાઈ નથી. લાગે છે કે પોતાના સ્વાર્થ કાજે જે પ્રાર્થના થઈ તે કોઈએ સંભારી રાખી નહિ, ત્યાં જ છૂટી ગઈ. એકંદરે, માણસે જે કાંઈ પોતા માટે માગ્યું છે—આરોગ્ય, બળ, બુદ્ધિ, નિષ્ઠા, નમ્રતા, એ એના સાત્ત્વિક વિકાસમાં મદદ મળે તે માટે માગ્યું છે. ભોગ ભોગવવા કાજે અખંડ યૌવન મળે એવી પ્રાર્થનાની કલ્પના કેવી બેહુદી લાગે છે!

ઋતુઓ અનુકૂળ બને, નદીઓનાં નીર મધુર વહે, પશુઓ ને પંખીઓ ને વનસ્પતિ સારાં રહે, સહુ સુખી રહે એમ ઇચ્છ્યું છે. આપણે વરસાદ ને ધાન્યની આશા કરી છે. સમુદ્રો માઝામાં રહે, પર્વતો અડગ રહે અને વાયુ મધુર વહે એવી માગણી કરી છે. ત્યારે તો વર્ષોથી પ્રાર્થનાઓનું સ્વરૂપ સ્થિર રહ્યું છે. સર્વ દેશે અને વિવિધ ધર્મે રહી માણસે જે પરમહિતની વાંછના કરી છે એમાં હૃદયની ઉદારતા ભરી છે મૂળભૂત કલ્યાણની ઊંડી સમજ એમાં દેખાય છે.

નવી પ્રાર્થનાઓ રચાય તો? રજાઓ વધારે મળજો, પગારમાં વધારા થજો, બોનસ ભૂલશો નહિ, જે ગાડીમાં મુસાફરી કરવાની હોય તે ખાલી હજો, હુકમના પત્તાં દરેક દાવે મળતાં રહેજો, પાઘડી વિનાનું મકાન મળજો—આવી કેટલી બાબતોનો સમાવેશ કરવો પડે જેની યાદીનો પાર ના આવે. આવી પ્રાર્થના વડે માણસ કેવો લાગે!

જગતની ઉત્તમ પ્રાર્થનાઓનું સાહિત્ય કેવું અદ્ભુત છે? એમાં કેવી સનાતન સમજ રહેલી છે? દેવોને રીઝવવાની રીતો જુદી જુદી રહી પણ પ્રાર્થનાનો ચોથો વિભાગ આવ્યો ત્યાં લગભગ એકમતી આવી

રહી છે. એ માનવીનું ગૌરવવાળું શિખર છે. ત્યાં થઈને એ ગૂઢ ને અગોચરમાં પગલાં માંડે છે. વિરાટની ઝાંખી કરવાની આ એની બારી છે.

ઈશ્વર કોઈ એકનો હોઈ શકે નહિ. એ બીજાનો પણ હોવાનો જ. એ સહુનો સરખો સ્વામી છે. એ ભૂમિકા બાંધ્યા પછી માણુસ એની આગળ પોતાના એકલાના સ્વાર્થ કેમ લઈ જઈ શકે! અને વ્યક્તિઓએ મનના એકાંતમાં કરેલી પ્રાર્થનાઓમાંથી આથી લોકસમસ્તની ભાવનાઓ જ છલકાઈ છે.

### પ્રતિનિધિની સ્વતંત્રતા

ભારતની પરદેશનીતિ જેમ કોઈ જુથને ટેકો આપતી નથી અને દરેક બાબત ઉપર સ્વતંત્રરીતે વર્તે છે તેમ દેશની અંદરનાં જુથોથી અળગા રહી સ્વતંત્રરીતે પ્રતિનિધિઓ ચૂંટતાં લોકો શીખી લે તો એથી રૂડું શું! પરદેશના પ્રશ્નોમાં આપણે નથી જોયું બળ કે નથી જોઈ સત્તા. આપણે એવી શાખ ઊભી કરી છે કે કોઈનીયે શેહમાં તણુાયા વિના આપણે નિર્ણયો કરી શકીએ છીએ. સંજોગોનો કયાસ કાઢી શકીએ છીએ અને સિદ્ધાંતોને અમલી બનાવવા પૂરા પ્રયાસો આદરી શકીએ છીએ. લાભ કે હાનિની ચિંતા કરતા નથી. દુનિયાના રાજકારણુમાં આ નવો ચીલો છે, માનભર્યો પણુ છે.

એ ચીલો આપણે દેશના આંતરિક રાજકારણુ માટે ધોરી માર્ગ ના બનાવી શકીએ શું? આપણા પ્રતિનિધિઓ ચૂંટતી વખતે એમના પક્ષનાં તિલક ભૂસી નંખાવીએ તો? જે લાયક જાહેર પુરુષ આપણી નજરમાં વસે તેને ટેકો આપતી વખતે આપણે મુક્ત કરી દઈએ કે તમને કોઈ પક્ષનું બંધન વળગેલું નથી, તમે છૂટા છો, તમારા અંદરના અવાજને ઠીક લાગે એ મુજબ નિર્ણયો કરજો તો એ પ્રતિનિધિને પોતાનું હીર કસવાનો કેવો ઉમંગ રહે! એને પક્ષના આગેવાનો તરફ જોઈ દોરવાવું તો ના પડે. એનેય ભાન રહે કે વાજબી શું છે તેનો વિચાર એણે પોતે કરવાનો છે. માત્ર પક્ષના સમૂહ અવાજનો ઘોષ બુલંદ કરવાનો નથી.

પક્ષોની એ મોટી ફરિયાદ છે કે નવા કાર્યકરો મળતા નથી. બીજી ફરિયાદ છે કે મોટા પક્ષના વિપુલ પ્રચાર આગળ નાના પક્ષો ને વ્યક્તિઓ લાઈલાજ બની જાય છે. ચૂંટણીના છેલ્લા દિવસોમાં જે વંટોળ આવે છે તેમાં બધી મુરાદો ધસડાઈ જાય છે. નાના માણુસો કે ઉપદ્રવી જીવો પક્ષનું પીઠબળ લઈ પ્રજા ઉપર એવા તો સવાર થઈ જાય છે કે જોતજોતામાં તેઓ મહાન દેખાવા લાગે છે, મોટું શું તેનાં મૂલ્યો માર ખાઈ બેસે છે.

કાર્યકરો કેમ નથી મળતા એ બાબતની તપાસ તો થઈ, પણુ રંગીન ચશ્મા પહેરીને થઈ એટલે ફાવતી બાબતો જ નોંધાઈ. અણુગમતી વાતો જાહેરમાં કેમ મૂકાય! પક્ષનું છત્ર જ એવું છે કે એની નીચે પણુછામાં નવું ઊગે નહિ. એમાં જવાબદારી ઊગે છે તો મોડી ઊગે છે. એમાં વફાદારીઓ વહેંચાય છે, રહેંસાય છે. શિસ્ત વડે પક્ષની દિવાલો મજબૂત કરવા જતાં પેલા પ્રતિનિધિઓ સ્વતંત્ર વિચારને રઝળતો મૂકી દે છે.

બધા પક્ષો ન્યાતજાતના ભેદ મીટાવવા ઠરાવો કરે છે અને નિયમો ઘડે છે. પણુ એ પોતે જ ન્યાતો બાંધે છે અને એમાં તડવીઓનાં પંચો ઊભાં કરે છે એ કેમ ભૂલી જવાય? એ નવી ન્યાતોમાંથી કોઈ બ્રાહ્મણુ ગણાવે કે કોઈ ક્ષત્રિય સ્વભાવ રાખે એ જુદી વાત છે. એકંદરે તો ન્યાતોનાં દુષણો આ રાજકીય પક્ષો દ્વારા જીવંત રહે છે એ હકીકત છે.

કોઈ પણુ ન્યાતની એ પ્રથા છે કે નિર્ણયો કરતી વખતે કુલડીમાં ગોળ ભાંગવો, આગેવાનોએ આપસમાં વહેંચી ખાવું, જુથબળથી સિદ્ધાંતોના વિકાસને અવગણવો, ખોટાં હોય તેમનેય ચાલતાં ગણવાં કે કુલીન ઠરાવવાં, આ દુષણો પક્ષો રચી રાજકારણુમાં આપણે પેસાડ્યાં છે. અને આ પક્ષો ન્યાતોથી અકળાવાનો દેખાવ ભલે કરે, એમને હકીકતમાં તો ન્યાતોનો ટેકો વારંવાર લેવો જ હોય છે.

### રાજકીય ન્યાતો ના જોઈએ

રાજકીય પક્ષોની ન્યાતોમાં પણુ તડ પડેલાં હોય છે.



જે કોઈ ચલણી તરમાં રહ્યો તે કુલીન. જે શહેરોની, ઉદ્યોગોની, સમૃદ્ધિની યોજનાઓની વાત કરે તે કુલીન. અને જે ગામડાંની, હાથઉદ્યોગની, પદયાત્રાની, નમ્રતાની વાત શીખે તેનું કુળ ઊતરી જવાનું. એ દયાનો અધિકારી થવાનો, ને કુલીનને થવાની સલામ. આમ નવાં ઊંચા કુળોમાં પહોંચી જનારને પછી નીચે ઊતરવાનું આવડતું નથી. એ પોતાને આપોઆપ મોટો ગણે છે અને બીજાના તરફ કરુણા વડે જોતાં શીખે છે.

રાજકીય કુળ સાથે સામાજિક કુળનો હજુ બહુ મેળ ખાતો નથી. સામાજિક કક્ષાની ન્યાતોના મૂળમાં કૈંક એવી વસ્તુ છે કે એના પાયામાં લુણો લાગ્યો હોવા છતાં એ રાજકીય મરોડને મચક આપતી નથી. એણે મરતાં મરતાંયે ગઢ ટકાવી રાખ્યો છે. પણ રાજકીય ન્યાતોને કાયમ થવું હશે તો એ સામાજિક ન્યાતોને વગેસગે કરી પોતાનામાં ઓગળવી લેશે.

જો નવી ન્યાતો પોતાનામાં સરખાપણું લાવી શકતી ના હોય, એમનેય જો પોતાના સંબંધોનાં જાળાં ફેલાવીને ઊંચા દેખાવું હોય, એમનેય જો ગેરલાયક મૂરતિયાઓને પદવી રૂપી રૂડી કન્યાઓ લાવી આપવી હોય તો એ ન્યાતોનો મહિમા ગાવાની શી જરૂર? ભલેને એવાં તંત્ર ખુલ્લાં પડે અને લોકો ચેતીને પોતાની નિર્ણયશક્તિ ઉપર આધાર રાખનારને પ્રતિનિધિ બનાવે.

સુધરાઈ કે ધારાસભા—જ્યાં પક્ષો વડે કારોબાર ચાલતો હોય ત્યાં સ્વતંત્ર રહીને વ્યક્તિ કેટલું કામ કરી શકે, એની દહેશત જંગી બનાવીને આપણી સામે મૂકવામાં આવે છે. ગામનું તળાવ કે શેરીનું ફાનસ—કૈંક કામ કરાવવું હશે તો જુથ જોઈશે જ—એવા ખ્યાલ પ્રચલિત છે, ને એની ધમકીઓ પણ અપાય છે. એનો અર્થ તો એમ જ થયો ને કે પક્ષના નિર્ણયમાં ન્યાય કરતાં સંઘનું પીઠબળ વધારવાની નજર ઉપર રહે છે. એ સ્થિતિ બદલવી જોઈએ.

અને શું સ્વતંત્ર રહીને માનવી પોતાનો અવાજ રજૂ ના કરી શકે! એ અવાજ વગદારોને સાંભળવો ના પડે? શું પ્રતિનિધિઓની સભાને કેળવવાની જરૂર નથી હોતી? એમાં આપણે અવિશ્વાસ કરતા થઈએ તો પરદેશનીતિમાં કેમ ધીરજ રાખી શકીએ?

રાજકીય પક્ષો આપમેળે કદી વિસર્જન થતા નથી, દબાણને જ વશ થાય. એ ક્રાંતિનો માર્ગ. પણ તે સિવાય સામાન્ય પ્રજાજન પાસે સહેલો ઈલાજ હાથવગો છે, ને તે એક જ—કોઈ પણ રાજકીય ન્યાતવાળાને પ્રતિનિધિ તરીકે કબૂલ કરતાં પહેલાં પક્ષ છોડાવવો.

## ગુજરાતનું જુદું એકમ

દ્વિભાષી તોડીને એનાં બે કે ત્રણ રાજ્યો નહિ થવા દેવા પરંતુ નવા પ્રદેશને ઉમેરીને એક પશ્ચિમી પ્રદેશ ઊભો કરવાની વાતો પ્રચલિત થઈ છે. કેમ જાણે એથી લોકોમાં ઉત્સાહનો ઉભરો આવવાનો હોય, કેમ જાણે ભાષાકીય ધોરણે થયેલાં રાજ્યોથી જે મોટું જોખમ હોય તે ગુજરાતમાંથી જ જાગવાનું હોય, એમ પરિષદ–સમિતિની વાટાઘાટો ઉપર ઠંડુ પાણી રેડવા ઉતાવળ થઈ રહી છે.

દેશનું બંધારણ ઘડાયું ત્યારે જુદાં જુદાં રાજ્યો રચી એ રસ્તે વહીવટી સરળતા જાળવવા, પ્રાદેશિક લાક્ષણિકતાની વિવિધતા ટકાવી રાખવા અને નવા કાર્યકરોને બહોળા પ્રમાણમાં તાલીમ આપી પીઢ આગેવાનો બનાવવાનો ખ્યાલ રહ્યો હતો. હવે મધ્યવર્તી અંકુશની તરફ રાજકીય વહેણ જવા માંડ્યું છે શું? જે પ્રદેશનો પૂરો વિશ્વાસ કરી ભાષાકીય ધોરણે સરળ રીતે એકમ બનાવી શકાય તેવા ગુજરાતને અટવાવું પડે અને જ્યાં દેશની એકતાને કોઈ દિવસ આગળ જતાં જોખમ છે એમને સીધો પરવાનો મળે એ કેવી વિચિત્રતા!

એવું જ વિચિત્ર છે કે ગુજરાતના અલગ રાજ્યના પક્ષકારો ધીરે ધીરે સ્થાન ગુમાવતા રહ્યા છે. ગુજરાતનું સ્વપ્નું એમણે ચમકદાર રીતે ઉઠાવ્યું નથી, ગૌરવ તો શું આપે! છૂટા પડીને ગુજરાત કેવું

[ અનુસંધાન ૬૬ મે પાને ]





ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્

# વ્યક્તિ અને ઈશ્વર

આ નવેંબરમાં દિલ્હીમાં ભરાયેલ સર્વ ધર્મ સંમેલનનાં પ્રમુખસ્થાનેથી વિશ્વમાન્ય વિચારક અને આપણા ઉપરાષ્ટ્રપતિએ જે પ્રવચન કર્યું તેનો ટૂંકાવેલો અનુવાદ અહીં મૂકેલ છે. ઈશ્વર અને વ્યક્તિ વચ્ચેના સંબંધની સ્પષ્ટતા જે સહજતાથી અહીં કરી છે તે દરેકને માન્ય થઈ પડે તેવી છે...

આજની દુનિયા ઉપર વિજ્ઞાનનો અમાપ પ્રભાવ છે અને વિજ્ઞાન સાથે અથડામણમાં આવતા ધર્મો હતપ્રભાવ—નિસ્તેજ લાગે છે. જે ધર્મ વિજ્ઞાનની શોધોને સ્વીકારવાને તૈયાર નથી તે ધર્મ આજના સમયમાં ટકી શકે તેમ નથી. કોઈ પણ હિસાબે વિજ્ઞાનના નિર્ણયો સાથે ધાર્મિક માન્યતાઓ અસંગત તો હોવી ન જ જોઈએ, અને આપણે એવો આધ્યાત્મિક સર્જનાત્મક ધર્મ જરૂર વિકસાવી શકીએ તેમ છીએ કે જે વિજ્ઞાનનાં મન્તવ્યો સાથે બિલકુલ વિરોધી ન હોય, ઉલટું સર્વ પ્રકારે સુસંગત હોય.

આજની દુનિયા વિજ્ઞાનના ક્ષેત્રમાં સધાયલી ભવ્ય પ્રગતિના યુગમાંથી પસાર થઈ રહી છે. કુદરતના ગૂઢ રહસ્યોમાં પ્રવેશ કરવાનું અને 'આપણા પૂર્વજોને પ્રકૃતિના ગૂઢતમ તત્ત્વોની જે ચાવીઓ મળી નહોતી તે ચાવીઓ મેળવવાનું આપણા માટે શક્ય બન્યું છે. પણ માનવીની બુદ્ધિ હજુ ભેદભાવ અને ઊંડા રાગદ્વેષથી ભરેલી છે. તેની આ પ્રકારની સાધના એ કાંઈ આપણા વિકાસનું કોઈ અંતીમ સીમાચિહ્ન નથી. જો આપણે આપણા વ્યક્તિત્વને સર્વાંગ સુન્દર અને સુગ્રંથિત બનાવવું હોય અને પરસ્પર પૂરક એવી પૂર્ણતાની સીમાએ પહોંચાડવું હોય તો આપણી બુદ્ધિથી ઉપર રહેલી ચેતનાનો આપણામાં ઉદય થવો જોઈએ. આત્મસાક્ષાત્કારનો આવિર્ભાવ થવો જોઈએ. આપણને સર્વવ્યાપી ચૈતન્ય તત્ત્વનો અનુભવ થવો જોઈએ, તેનું સંવેદન રહેવું જોઈએ. વ્યક્તિને અદ્યતન બૌદ્ધિક ભૂમિકાના સ્તર ઉપરથી આત્મતત્ત્વના દર્શન તરફ લઈ જવી અને સર્વ ભૂતમાત્ર વિષે મૈત્રીનો અનુભવ કરાવવો એ ધર્મનો ખરો હેતુ છે. ધર્મ મુખ્યત્વે કરીને વ્યક્તિના વ્યક્તિત્વનું આમૂલ પરિવર્તન છે; બૌદ્ધિક મનની ઉપર રહેલ આત્મતત્ત્વની જાગૃતિ છે. અન્તર્મુખ બનવું અને પ્રકાશને પ્રાપ્ત કરવો એ જ ધર્મનો સાર છે. સર્વ ધર્મોએ એક જ બાબત ઉપર મુખ્ય ભાર મૂક્યો છે: બૌદ્ધિકતામાંથી આધ્યાત્મિકતા તરફ માનવજાતની પ્રગતિ થવાની જરૂર. જો આપણે બુદ્ધિમાંથી આત્મતત્ત્વ તરફ આગળ વધવું હોય તો આપણે બીજાઓની ધાર્મિક માન્યતાઓ વિષે સહિષ્ણુતા, કદરદાની અને આદર દાખવતી રીતભાત કેળવવી પડશે. જ્યાં સુધી માનવી સાચો વિશ્વમાનવ ન બને, જ્યાં સુધી તે સર્વત્ર એક જ ચૈતન્યને અનુભવતો ન થાય ત્યાં સુધી તે ખરી મુક્તિને પામ્યો નથી. જ્યાં સુધી માણસના દિલમાં લોભ હોય, તૃષ્ણા હોય, મારા તારાનો ભેદ હોય, અહંકાર હોય, અભિમાન હોય અને અન્યથી પોતાને તે ઊંચો માનતો હોય ત્યાં સુધી તેને ખરો ધાર્મિક માનવી કહી ન જ શકાય. વિશ્વવ્યાપી પ્રેમ એ જ ધર્મની



સાચી કસોટી છે.

આજે દેશમાં જે ઝઘડાઓ ચાલી રહ્યા છે અને જેથી પરરાષ્ટ્રોમાં આપણો દેશ બેઈજ્જત બની રહ્યો છે તે વ્યક્તિગત સંસ્થાગત અથવા તો સમૂહગત સ્વાર્થના જ આવિષ્કારો છે. જ્યાં સુધી આપણે એમ સ્વીકારવાને તૈયાર ન હોઈએ કે ચાલુ આત્મ-નિરીક્ષણ અને પાશવી વાસનાઓ ઉપર ચાલુ વિજય એ જ ધર્મનો સાર છે ત્યાં સુધી આપણી જાતને એક ધાર્મિક સમુદાય તરીકે ઓળખાવવાનું શક્ય નથી. તમને અન્ય ધર્મો પ્રત્યે અને અન્ય માનવીઓ પ્રત્યે આદરપરાયણ બનાવે, અને એવું તમને ભાન કરાવે—તમારામાં એવું સંવેદન પેદા કરે કે આ દુનિયા ઉપર ઈશ્વરનો પક્ષપાત ધરાવતી એવી કોઈ ખાસ જાતિ નથી, એવી કોઈ ખાસ પ્રજા નથી, એવી કોઈ ખાસ વ્યક્તિઓ નથી, ઈશ્વરનું ખાસ કોઈ પ્યારું નથી, પણ દરેકે દરેક વ્યકિત ઈશ્વરને પ્યારી છે અને દરેકે દરેક વ્યક્તિમાં ઈશ્વરમય બનવાની એક સરખી શક્યતા રહેલી છે.

★

દેવજી રા. મોઢા

## રાજા ! તારો દરબાર

ખોલ રે ખોલ દુવાર,
મારે તારો દેખવો છે દરબાર !

કૈંક જુગોથી હું કરું ઝંખના
રે ઘૂમવા તારે દુવાર;
કૈંક જનમથી મથું પીવા
તારાં રૂપ હું, નંદકુમાર!
તારાં સ્વરૂપ અપરંપાર :
ખોલ રે૦

લખ જોજનની ખેપ ખેડીને
ખમીને કષ્ટ અપાર,
આજ તારે દ્વાર આવી ઊભો
ધરી હૈયો મનુ-અવતાર;
અહીંથી દેતો નહીં જાકાર :
ખોલ રે૦

વૈભવની અહીં છોળ ઊડે
મારું અંતર તોયે ઉદાસ;
અહીં મને જરી ગોઠતું ના,
ચાહું આવવા તારી પાસ !
મારો સુણ રે સુણ પુકાર :
ખોલ રે૦

સારમાં સાર તું એક લાગે,
મને બાકી બધું જ અસાર;
એક જ આશ બજતી રહી
મારો જીવન-તંબૂર-તાર :
કે મારો કરશે તુંહિ સ્વીકાર.
ખોલ રે૦

તપી રહ્યાં તહીં તેજ-સિંહાસન ?
વિવિધ નૃત્ય પ્રકાર ?
ફૂલની ફોરમ ફેલતી ત્યાં શું
રેલતી સૂરની ધાર ?
તહીંથી દુઃખથી બધાં હદપાર ?
ખોલ રે૦

સહુ જીવોતણી ઝંખનાનો ગણ્યો
અંતિમ જેને પાર,
એવો બધો તે કેવો હશે, કથા
રાજા ! તારો દરબાર ?
મારે જોવો જોશે એક વાર !

ખોલ રે ખોલ દુવાર,
તારો, મારે વસાવવો દરબાર !

★

વિનોબા ભાવે

# ગાંધીજી—એક વિચાર

ચાલુ માસની આખરે ગાંધીજીના અવસાનને પૂરાં દશ વર્ષ થશે. ગાંધીજી ગયા પણ તેમની વિચારસરણી અને તેમના કાર્યની જે ફોરમ રહી છે તે દરેકને પ્રેરક અને ઉત્સાહક નીવડે છે. તેમની વિચારસરણીને વિનોબાજી વધુ સ્પષ્ટ કરે છે......

હૃદય-પરિવર્તન અને સમસ્ત વિશ્વ માટેના પ્રેમની વાત કરતાં તો આપણાં મોં ભરાય છે, પણ પરિવર્તન કરવા માટે પહેલું હૃદય તો સાવ હાથવગું જ છે! આપણી અંદર જ ક્યાં નથી? પણ પ્રથમ હૃદય આટલું હાથવગું હોવા છતાં આપણને એમાં કશું જ ફેરવવા જેવું લાગતું નથી. જે આપણાથી દૂર હોય તેને જ ફેરવવાની જરૂર લાગે છે. આ કારણે જ આપણામાં નબળાઈ આવી જાય છે. અને અહિંસાના નવ-વિચાર પર આપણને જે શ્રદ્ધા બેઠી હોય છે તે જરીપુરાણા વિચાર સાથે સેળભેળ થઈ જાય છે. અને એ નબળાઈને કારણે હિંસા સાથે તડજોડ કરવા તત્પર થઈ જઈએ છીએ.

હું આપ સહુની સમક્ષ કોઈ ચર્ચાસ્પદ વિષય ઊપાડવા માગતો નથી. મારે તો આપણા વિચારો ઉકલે એવી એક વાત મૂકવી છે. પણ જ્યારે મેં ગોળીબારનો નિષેધ કર્યો હતો ત્યારે કેટલાક જણે વળતું કહ્યું કે ભાઈ, વિશેષ પરિસ્થિતિમાં તો ગાંધીજીએ પણ સંમતિ આપેલી છે. હવે, હું શું નથી જાણતો કે કેવી પરિસ્થિતિમાં શું થયું છે! તેઓ જાણે છે ને હું નથી જાણતો એવું છે શું? પણ આપણે સમજવું જોઈએ કે ગાંધીજી એક વિચાર છે, વ્યક્તિ નથી. આ જો આપણે નથી સમજતા તો આપણે ગાંધીજીને ઘણો અન્યાય કરીએ છીએ. એમની પાસેથી આપણને એક વિચાર મળી ગયો છે એમ સમજીને આપણે હવે આટલું સ્વતંત્ર ચિંતન કરવાનું છે. એમના વિચારને જો આપણે એમના શબ્દોથી અને એમનાં કાર્યોથી સીમિત કરી નાખીશું તો આપણે એમને અન્યાય કરી બેસીશું. તેઓ તો સ્પષ્ટ કહી ગયા છે કે મારાં પાછલા શબ્દો કરતાં મારા આગળના શબ્દોને પ્રમાણ ન માનો; પણ બે વચ્ચે વિરોધ પડતો હોય તો પાછલા શબ્દોને પડતા મૂકો. એથી આગળ એમ પણ કહી દીધું કે મારા શબ્દોની સાથે મારાં કાર્યોનો વિરોધ જણાય તો મારા કહેલાને પ્રમાણ સમજજો, કરેલાને ગૌણ માનજો. કાર્યોને નકામાં માનજો એમ પણ કહ્યું. એમણે એમ પણ કહ્યું કે હું મારા ભાવને મારા શબ્દોમાં પૂરેપૂરા વ્યક્ત નથી કરી શકતો. એટલે તમે મારો ભાવ પકડી લો અને શબ્દોને ગૌણ સમજો. હવે આથી વધારે કહેવાનું શું બાકી રહ્યું? આમ એમણે ત્રિવિધ મંત્ર આપી દીધો. ગુજરાતમાં જેને 'વેદિયા' કહે છે તેવા 'વેદિયા' એટલે કે શબ્દના ઉપાસક આપણે બની જઈશું તો આપણે એમને અન્યાય કરીશું.

વેદમાં 'પ્રક્રિયા' આવે છે. વેદનો અર્થ કરવાની રીતને પ્રક્રિયા કહે છે. એ પ્રક્રિયામાં એક સ્થળે કહ્યું છે કે अनंता वै वेदाः । વેદ ચાર નથી. ઋગ્વેદ વગેરે ચાર જે વેદ મનાય છે તેમાંના શબ્દો પૂરતો જ વેદ સીમિત નથી. એમાંથી ભાવ ગ્રહણ કરીને પછી આગળ વધો. વેદાભ્યાસને માટે અનંત ક્ષેત્ર ખુલ્લું પડ્યું છે.

ગાંધીજીએ આપણને વિચાર આપ્યો છે. એ વિચારોને ગાંધીજીના શબ્દો અને કાર્યો વડે આપણાથી મર્યાદિત ન કરાય. તો આપણી સામે એવો સવાલ ઊભો કરવામાં આવે છે કે શું તમે ગાંધીજીથી આગળ વધી ગયા? તો આપણામાં અત્યંત નમ્રતાથી એમ કહેવાની શક્તિ, હોવી જોઈએ કે ગાંધીજીના જમાનાથી આપણે આગળ છીએ. આમાં ગાંધીજી કરતાં વધી જવાનો સવાલ જ નથી અને એમ કરવાની જરૂર પણ નથી. વધ્યા કે ઘટ્યા તે તો ભગવાન તોલશે. એ આપણા હાથની વાત નથી. આપણે એમનાથી વધવાની જરૂર નથી. પણ આપણો જમાનો એમના



## રામુ પંડિત



### [ ૫ ]

લૉસ ઍંજલીસ, ૬-૧૨-૫૭

લૉસ ઍંજલીસથી ૭૦ માઈલ દક્ષિણે દરિયા કિનારે આવેલા લગુના બીચનો ગયે મહિને જોયેલો વાર્ષિક કલા-સમારંભ ( Festival of Arts) હજુ સ્મૃતિપટ પરથી ખસતો નથી. લગુના બીચ પેસિફિક દરિયા કિનારે આવેલા પહાડો ઉપર વસેલું સુંદર નગર છે; હાઈવે ૧૦૧ પર સંધ્યાકાળે પસાર થઈએ તો પશ્ચિમે આથમતા સૂરજનાં રતુમડાં કિરણોથી દરિયાના હિંડોળે ચડેલાં પાણીમાં ચાલતી મસ્તી ને લગુના બીચનાં રંગ–બેરંગી ગૃહોમાંથી ઝબૂકતો વીજળી–પ્રકાશ દિલ એવું હરી લે છે કે નજર ક્યાં સ્થિર કરવી એ ચિંતામાં મતિ મૂંઝાઈ જાય. નૈસર્ગિક સૌંદર્યના ધામ સમા આ નાનકડા નગરે અનેક કલા-રસિકોને અહીં સ્થાયી થવાની પ્રેરણા આપી છે. આથી લગુના બીચ અમેરિકામાં કલાધામ તરીકે પ્રતિષ્ઠા પામ્યું છે. ચિત્રકારો, ફોટોગ્રાફીના શોખીનો ને છીપલાંમાંથી અવનવી ચીજો બનાવનારાઓનો તો અહીં તોટો નથી. નગરના કલારસિકોની શક્તિને યોગ્ય વહન ને પ્રોત્સાહન આપવા માટે આ ગામે ૧૯૩૨ માં આ કલા-સમારંભના શ્રીગણેશ નાના પાયા પર કર્યા ને ધીમે ધીમે સમારંભની પ્રતિષ્ઠા એટલી વધી ગઈ કે આજે ટેકરીઓ વચ્ચે છૂપાયેલા એક ખાસ મેદાનમાં એ ઉનાળામાં યોજાય છે ને બરાબર એક મહિના સુધી કૅલિફૉર્નિયાની સરકાર-પ્રેમી પ્રજાને ત્યાં આકર્ષે છે.

કલા-સમારંભની આ વર્ષની વિશિષ્ટતા એ હતી કે એમાં વિશ્વના વિખ્યાત ચિત્રોની આખી રંગભૂમિ રોકી લે એવી સરસ આબેહૂબ નકલો રજૂ કરવામાં આવી હતી. પાર્શ્વ સંગીત ને પ્રકાશની સુંદર મેળવણી, અત્યંત રસિક શૈલીમાં થતી છટાદાર આલોચના રજુઆતની વિવિધતાને કારણે આ સાયં કાર્યક્રમ ખૂબ લોકપ્રિય બન્યો ને આખાય મહિનાની ટિકિટો પહેલા અઠવાડિયામાં વેચાઈ ગઈ. કૅલિફૉર્નિયાનાં અનેક ખુલ્લાં થિયેટરો(Open Air Theatres)ની માફક આ ‘ અરવીન બોલ ’ પણ બે ટેકરી વચ્ચે બંધાયેલું છે; ફાલસા રંગના મખમલના પડદાવાળી રંગભૂમિની રચના પણ સાવ સાદી છે. બે બાજુ મોટા ગોખલા પાડી એમાં છત પરથી ત્રણ છીછરાં છીંકાં, એકની નીચે બીજું, બીજાની નીચે ત્રીજું એમ લટકાવ્યાં છે ને છીંકામાં લીલા મઝાના છોડ વાવ્યા છે. રંગભૂમિના એક ખૂણામાંથી છીંકાં પર પડતી Spot light સરસ છાયા પાડે છે ને આખુંય દૃશ્ય એવું તો રોચક લાગે છે કે આપણને આવું ન સૂઝવા બદલ પસ્તાવો થાય.

આ કલા-સમારંભમાં દરેક કલાકાર પોતાની નાનકડી હાટડી માંડે છે ને સમારંભના કલાકો દરમિયાન પણ પોતાની સર્જનાત્મક પ્રવૃત્તિ ચાલુ રાખે છે; પ્રેક્ષકને કાંઈ જિજ્ઞાસા ઉદ્‌ભવે તો એ કલાકારને પૂછીને સંતોષી શકે. બાળકોની કલાના એક ખાસ વિભાગમાં લગુના બીચનાં બાળકોએ ચીતરેલાં ૫૦૦ જેટલાં ચિત્રોનું

---

જમાનાથી આગળ છે. આપણી સામે નવાં દર્શન ( ક્ષિતિજ ) ખડાં થયાં છે. આપણે એ સમજવું ઘટે. આટલું ન સમજીએ તો જે કામ કરવાની જવાબદારી ભારતના તમારા–મારા જેવા ગાંધી–વિચારમાં માનનારાઓ પર આવી પડી છે એને આપણે નભાવી નહીં શકીએ.



પ્રદર્શન યોજ્યું છે. એમને પણ ખાસ ઈનામો આપવામાં આવ્યાં છે. કુદરતી સમૃદ્ધિ અહીં પૂરતી વેરાયેલી હોવાથી નૈસર્ગિક ચિત્રો ખૂબ જીવંત લાગતાં હતાં. છીપલાંના ઘરેણાં, ચામડાની અવનવી ચીજો, કાચની ચીજો, હાથવણાટની સાડીઓ, લાકડાનું સુંદર કોતરકામ વગેરે પણ અહીં જોવા મળ્યું. એક નાનકડું ગામ સંપ અને ખેલદિલીથી કોઈ રાષ્ટ્રીય કલાસમારંભની બરાબરી કરી શકે એવું સરસ પ્રદર્શન યોજી શકે એ એની બલિહારી જ ગણાય ને?

રંજન કાર્યક્રમ દરમિયાન રજૂ થયેલાં અઠ્ઠાવીસ ચિત્રો ને શિલ્પના નમૂના ગયા વર્ષના પ્રેક્ષકોની સૂચનાથી રજૂ થતાં હતાં. કાર્યક્રમ દરમિયાન દરેક પ્રેક્ષકને એક છાપેલું ચોપાનિયું આપવામાં આવેલું. એમાં આવતા વર્ષનાં ચિત્રો વિષે સૂચના કરવા માટે જગા રાખવામાં આવેલી. સમારંભ વિષે કે ચિત્રો વિષે ટીકા કે પ્રશંસા પણ એમાં કરવાની છૂટ હતી. અમેરિકનોની વિશિષ્ટતા એ છે કે એ લોકો નાનકડા પ્રયત્નને પણ હમેશાં પ્રશંસે છે, કોઈ પણ વસ્તુમાં ખામી કે ભૂલ શોધવી ને એને આગળ ધર્યાં કરવી એ આપણો મહાન રાષ્ટ્રીય દુર્ગુણ છે. પ્રોત્સાહનના બળે સામાન્ય અમેરિકન પણ આગળ વધે છે. જ્યારે આપણાં અનેક શક્તિશાળી યુવક–યુવતીઓ ટીકાથી નાસીપાસ થઈને સ્થિર (Stagnant) થઈ જાય છે. આ વલણ કદી બદલાશે ખરું?

ચિત્રકલાના ક્ષેત્રમાં હિંદનું સ્થાન વિશ્વમાં વિશિષ્ટ છે. આમ છતાં હિંદી ચિત્રકલાનો પ્રચાર આ દેશમાં ખૂબ ઓછો છે. ઘણા અમેરિકનો તો એમ જ માને છે કે એશિયાના દેશોમાં જાપાન સિવાય કોઈ દેશ પાસે પોતાની વિશિષ્ટ ચિત્રકલા નથી. જાપાનની ચિત્રકલા વિષે હું પણ મગરૂર છું, પરંતુ હિંદ પાસે પણ પોતાની આગવી ચિત્રશૈલી છે એ હકીકત મારાથી ભુલાઈ શકાતી નથી. ઘણાં કલારસિક અમેરિકન મિત્રોને અમે હિંદી ચિત્રોનાં આલબમ ભેટ આપ્યાં છે ને દરેકે હિંદ પાસે આવી સુંદર ચિત્રકલા હોવા વિષેના પોતાના અજ્ઞાન વિષે શરમ અનુભવી છે. યુનેસ્કો તરફથી અજંતાનાં ચિત્રોનું એક મોંઘું દાટ આલબમ બહાર પડ્યું છે એથી વિશેષ હિંદી કલાનો પ્રચાર અમેરિકામાં કશો જ નથી. આધુનિક હિંદી કલા વિષે કે નંદલાલ બોઝ ને અવનીન્દ્રનાથ ટાગોર વિષે અહીં કોઈ કશું જાણતું નથી. સંગીતના ક્ષેત્રમાં યહુદી મેન્યુહીન નામના વિખ્યાત વાયોલીનવાદકના પ્રયત્નથી સિતારવાદક રવિશંકર ને સરોદવાદક અલી અકબરખાન જેવા વિખ્યાત હિંદી સંગીતકારો અહીં આવી હિંદી સંગીતનો આસ્વાદ મણાવી ગયા, ઉદયશંકર ને રામ ગોપાલ હિંદી નૃત્યકલાનો પરિચય કરાવી ગયા, પરંતુ હિંદી ચિત્રકલા હજુ ઓરમાઈ રહી છે. આપણા પુસ્તક–વિક્રેતાઓ પરદેશની સંસ્થાઓને નવાં ચિત્ર આલબમો વેચવા માટે મોકલતા રહે ને આપણું એલચીખાતું હિંદી ચિત્રકલાનું એક પ્રતિનિધિ પ્રદર્શન (અમેરિકન એલચી ખાતાએ Family of men નું હિંદમાં ગોઠવ્યું તેમ) અમેરિકાનાં જુદાં જુદાં સંગ્રહાલયોમાં મોકલતું રહે તો હિંદના સાંસ્કૃતિક વારસાનો પરિચય કલારસિકોને કરાવી શકાય ને ભવિષ્યમાં એમાંથી થોડા ડૉલર પણ કમાઈ શકાય.

લગુના બીચનો કલાસંઘ માત્ર આ વાર્ષિક કલાસમારંભ યોજીને સંતોષ માણતો નથી, એણે એક Art Gallery સ્થાપી છે; એમાં આખાય વર્ષ દરમિયાન સુંદર પ્રદર્શનો યોજાય છે, કલા વિષે વિવેચનો ને વ્યાખ્યાનો થાય છે ને ઊગતા કલાકારોને તાલીમ પણ અપાય છે. ગામની વસ્તી માટે પૂરતા એવા એક નાનકડા Play-house માં અવારનવાર નાટકો પણ ભજવાય છે. આથી કલા પ્રવૃત્તિથી આ ગામ આખું વર્ષ ધબકતું રહે છે. એના મગરૂર રહેવાસીઓ ને મુલાકાતીઓ એ પ્રવૃત્તિને આર્થિક રીતે પ્રોત્સાહન આપતા રહે છે ને અનેક કલાકારો એમાંથી રોજી રળી પોતાની પીંછીને વધુ ઉત્સાહપૂર્વક રંગમાં રગદોળતા રહે છે.

ચાંદનીના પ્રકાશમાં મસ્તીએ ચડેલાં પેસિફિકનાં ધવલ મોજાં નિહાળતાં અમે રાત્રે ૧૨ વાગે હાઈવે



૧૦૧ નો રસ્તો કાપતાં ગાડી ઘરભણી હાંકી ગયાં ત્યારે ય લગ્નના બીચના કલાસમારંભની સરવાણીઓ મનમાં કૂદાકૂદ કરતી હતી, આજે ય કૂદાકૂદ કરે છે.

*

જાહેરખબરના આ યુગમાં સામાન્ય માનવી વસ્તુ પસંદગી અંગે મૂંઝવાઈ જાય છે. છાપામાં, રેડિયો પર, ટેલિવિઝન પર, રસ્તાઓ પર, સિનેમામાં ને આકાશમાં પણ 'દુનિયામાં સર્વશ્રેષ્ઠ અમારો આ માલ વાપરો'ની જાહેરખબરો અહીં એટલી વ્યાપક છે કે કઈ છાપવાળી વસ્તુ ખરીદવી ને કઈ નહીં એ વિષે માનવી ચિંતામાં અડધો થઈ જાય. અમેરિકાની જાહેરખબરપદ્ધતિ ઘણીવાર ક્રૂર ને અતિશયોક્તિભરી લાગવા સંભવ છે. વપરાયેલી મોટર-કાર વેચનાર કોઈ દુકાનવાળો 'Biggest used car dealer in the world'નું મોટું પાટિયું મારે છે—લૉસ એંજલીસની ભાગોળ છોડીને બાકીની દુનિયા જોઈ ન હોય તો પણ. આવું જ રેસ્ટોરાંવાળા, થિયેટરોવાળા કરે છે. 'Best in the world' સૂત્રનું માનસશસ્ત્ર પણ સમજવા જેવું છે. ટેલિવિઝન જોનારાં ઘણાં બાળકો ને કિશોર–કિશોરીઓના મનમાં આ સૂત્ર એવું ઘર ઘાલી બેસે છે કે વાત વાતમાં કોઈ રેસ્ટોરાંમાં ખાધેલી 'એપલ પાઈ' કે પીધેલો 'મીલ્ક શેક' એમને 'Best in the world' લાગે છે.

જાહેરખબરના આ અતિ આક્રમણથી સામાન્ય માનવીને બચાવવાનું ને વસ્તુના ટકાઉપણા વિષે એને સાચી વૈજ્ઞાનિક માહિતી આપવાનું કામ Consumer's Research Society નામની એક સંસ્થા કરે છે. બજારમાં મળતી દરેક વપરાશની ચીજને એ સંસ્થા પોતાની પ્રયોગશાળામાં ચકાસે છે ને એની વિશિષ્ટતાઓ તથા નબળાઈઓ દર મહિને એના મુખપત્ર 'Consumers' Research Bulletin'માં પ્રસિદ્ધ કરે છે. એની પ્રામાણિકતાની પ્રતિષ્ઠા અમેરિકામાં ખૂબ ઊંચી છે ને અનેક લોકો વસ્તુ બજારમાં લેવા જતાં પહેલાં આ બુલેટિનમાં એની ગુણવત્તા જાણી લે છે કે જેથી જાહેરખબરવાળાઓના પોકળ પ્રચારથી દોરવાઈ ને એ કાંઈ હલકી વસ્તુઓ ખરીદી ન બેસે. તાજેતરમાં જ એમના સંશોધનને અંતે એમણે એક જાણીતી કંપનીની ત્રણગણી મોંઘી ચીજને એક અત્યંત સામાન્ય કંપનીની સસ્તી ચીજ કરતાં પાંચગણી વધુ તકલાદી જાહેર કરી 'માલ એવા પૈસા'ના સગવડિયા સૂત્રને ખોટું ઠેરવ્યું. આ સંસ્થા ઉપરાંત 'Good Housekeeping' ને 'Parents' જેવાં સામયિકો પણ પોતપોતાના ક્ષેત્રમાં સમાઈ જતી વપરાશની ચીજોના ટકાઉપણા વિષે સંશોધન કરે છે ને ઊંચી જાતના વ્યાજબી ભાવે વેચાતા માલ પર પોતાનું 'સીલ' લગાવે છે. આવાં તારણો ખરીદનારની તકલીફ ઘણી ઓછી કરે છે ને પ્રચંડ સામર્થ્યવાળા ઉત્પાદકોની સાચી ખોટી જાહેરખબરો સામે આછુંપાતળું પણ રક્ષણ આપે છે. આપણે ત્યાં આવું ક્યારે શક્ય બનશે ?

*

શનિવારે રાત્રે કેલિફોર્નિયાના આફ્રિકન વિદ્યાર્થી સંઘે છઠ્ઠો African Harvest Festival અમારી યુનિવર્સિટીના વિશાળ નાટ્યઘરમાં ઉજવ્યો. 'ઉતુ આબી આવો' (સુસ્વાગતમ્) અને 'ઇહુનાયા' (વિશ્વભરમાં પ્રેમ ને શાંતિ)ના ગીતોથી કાર્યક્રમ શરૂ થયો ને લગભગ ૧૦૦ મિનિટમાં સમગ્ર આફ્રિકાનાં લોકગીતો, નૃત્યો, ઢોલક હાલરડાં વગેરેનો ફક્કડ પરિચય ૬૦ જેટલા ઉત્સાહી યુવાનોએ કરાવી દીધો. આફ્રિકા પછાત હોવા છતાં એની આગવી સંસ્કૃતિ છે. એ હકીકત આફ્રિકાથી વધુ પરિચિત થનારના ધ્યાનમાં આવ્યા વિના રહેતી નથી. એટલું ખરું કે એમના સંગીતમાં થનગનાટ ને હલનચલન વધુ પડતાં—થકવી નાખે એવાં છે; આમ છતાં આધુનિક પાશ્ચાત્ય સંગીત ઉપર આફ્રિકન સંગીતની અસર જરૂર છે. આફ્રિકનોનું હાસ્ય સંસ્કારી ગણાતા સમાજમાં કદાચ જંગલી લાગે; આમ છતાં જીવનમાંથી મુક્ત મને આનંદ પામવાની શક્તિ આ પ્રજામાં જેટલી છે એટલી કદાચ સુધરેલા ગણાતા દેશોમાં નહીં હોય.





આફ્રિકન વિદ્યાર્થિની અહીં એકે ન હોવાથી અમેરિકન હબસી છોકરીઓનો સહકાર આફ્રિકન વિદ્યાર્થીઓને ખૂબ આશીર્વાદરૂપ નીવડ્યો. છોકરીઓના પોષાકમાં થોડું હોલીવુડનું તત્ત્વ ઘૂસી ગયું એ અવગણીએ તો એમનાં નૃત્યો સાચે જ સરસ હતાં. 'બોબો વોરો ફેરો સેટીડે' (સૌને ગમે છે શનિની રાત) એ અહીં લોકપ્રિય બનેલું આફ્રિકન ગીત આખા નાટ્યઘરે ઉત્સાહપૂર્વક ગાયું ને બરાબર રમઝટ બોલાવીને સૌ છૂટાં પડ્યાં.

આવા કાર્યક્રમો રજૂ કરવા પાછળ આફ્રિકન વિદ્યાર્થી સંઘના બે હેતુ છે. એક તો આફ્રિકા માત્ર જંગલી માનવોનો પ્રદેશ નથી, એને પણ પોતાની આગવી સંસ્કૃતિ છે એ અમેરિકનોને બતાવવાનો ને બીજો અહીં ભણતા આફ્રિકન વિદ્યાર્થીઓ માટે કાંઈક શિષ્યવૃત્તિઓ મેળવવાનો. આવા કાર્યક્રમમાંથી થતી આવક એ લોકો વિદ્યાર્થીઓમાં વાપરે છે; આથી કાર્યક્રમ જોનારને પણ એક પ્રકારનો સંગ્રહ કર્યાનો સંતોષ થાય છે. જુદાજુદા રાષ્ટ્રોના વિદ્યાર્થી સંઘો તો અહીં છે; પરંતુ પોતાની સંસ્કૃતિનો પરિચય અમેરિકનોને કરાવવાની ધગશવાળા વિદ્યાર્થી સંઘો ઓછા છે.

આપણા હિંદી વિદ્યાર્થીઓનો સંઘ યુનિવર્સિટીમાં ઠીકઠીક કાર્યક્રમો આપતો આવ્યો છે, ૧૯૫૫ માં Festival of Light યોજી સંઘે હિંદી સંગીત ને નૃત્યોનો સુંદર પરિચય કલારસિક અમેરિકનોને કરાવેલો ને એમાં થયેલી આવક બિહારમાં આવેલા પૂર અંગે વડા પ્રધાનના રાહત ફાળામાં મોકલી આપેલી. ગયે વર્ષે કેલિફોર્નિયામાં પૂર આવવાથી હજારો માણસો ઘરબાર વિનાનાં થયેલાં. Spring Festival of India યોજી આપણા હિંદી વિદ્યાર્થી સંઘે લગભગ ૫૦૦ ડૉલરની રકમ California Red cross Society ને ભેટ આપેલી. બીજા રાષ્ટ્રોના વિદ્યાર્થીઓ ફંડફાળાનો ઉપયોગ પોતાના લાભાર્થે કરે છે એની સરખામણીમાં હિંદી વિદ્યાર્થી સંઘ ફાળાનો ઉપયોગ કોઈ જાહેર કાર્ય માટે કરે છે. એ હકીકત અહીં યુનિવર્સિટીમાં પ્રશંસનીય બની છે. જો કે હિંદી વિદ્યાર્થીઓ વધુ ઠરેલ ને દેશાભિમાની છે એવું કહેવાનો આશય નથી.

ઘણાખરા હિંદીઓ અહીં એમની ભૌગોલિક અસ્મિતા સાથે બાંધી લાવે છે. બંગાળીઓ બંગાળી જૂથ રચે છે, પંજાબીઓ પંજાબી ને ગુજરાતીઓ ગુજરાતી. કોઈપણ કાર્યક્રમ યોજવામાં આ ભાષાકીય જૂથરચના કાંઈક વિઘ્નરૂપ નીવડે છે. પર્યટન યોજાય તો પણ વિદ્યાર્થીઓ પોતપોતાના ભાષાકીય જૂથમાં જ ફરવાના ને પોતાની પ્રાંતીય ભાષા જ બોલવાના. આંતર ભારતીની કાંઈક ઉદાત્ત ભાવનાવાળો કોઈ પંજાબી બંગાળી જૂથમાં જાય કે કોઈ બંગાળી ગુજરાતી જૂથમાં જાય તો ભાષાકીય મુશ્કેલીને કારણે છોભીલો પડી જવાનો. જૂથના સભ્યોમાંના બહુ ઓછા પોતાની પ્રાંતીય ભાષા બોલવાની બંધ કરી હિંદી કે અંગ્રેજીમાં વાતો કરવાના. ઊડીને આંખે વળગે એવી કાંઈક અંશે કડવી પણ સાવ સાચી હકીકત ગુજરાતી વિદ્યાર્થીઓ વિષે એ કે બીજા બધા પ્રાંતોના વિદ્યાર્થીઓ કરતાં એમની અંગ્રેજી ભાષા બોલવાની (લખવાની નહીં) શક્તિ નબળી છે; હિંદી ભાષા માત્ર દ્રાવિડભાષીઓ કરતાં આપણા વિદ્યાર્થીઓ સારી બોલે છે; પરંતુ સંતોષકારક તો નહિ જ. (ઉપરનું તારણ આધાર વિનાનું નથી. હિંદ જઈ આવેલા અમેરિકન પ્રાધ્યાપકો ને અહીં આવેલા હિંદી પ્રાધ્યાપકો સાથેની વાતચીત પરથી બંધાયેલું છે.) ગયા રવિવારે જ આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સંઘ તરફથી અહીંથી ૩૫ માઈલ દૂર આવેલા Mount wilson ઉપર પર્યટન યોજવામાં આવ્યું હતું. હિંદી વિદ્યાર્થીઓ—મુખ્યત્વે ગુજરાતી—એમાં સારી સંખ્યામાં હતા; પરંતુ પર્યટનમાં આખોય દિવસ એમણે, એકબીજાની સાથે જ વીતાવ્યો; ભોજન પણ સાથે જ કર્યું. સંઘના સ્થાપક ને સલાહકાર ડૉ. ગાર્ઈડ ને એમનાં પત્નીએ નમ્રતાપૂર્વક પણ કાંઈક કટાક્ષમાં મને પૂછ્યું કે બીજા કોઈ દેશનો વિદ્યાર્થી હિંદીઓને પોતાની બૌદ્ધિક કક્ષાનો નથી દેખાતો ?



અમેરિકા આજે એવી ઇર્ષાભરી સ્થિતિમાં છે કે અહીં આવનાર વિદ્યાર્થી માત્ર અમેરિકન સંસ્કૃતિ વિષે નહીં પણ બીજા અનેક દેશોની સંસ્કૃતિ વિષે જાણીને જાય જ, પરંતુ એ માટે એણે પુરુષાર્થ કરવો પડે. આપણા હિંદી વિદ્યાર્થીઓ કાંઈક સ્વમાની છે. સામો માણસ ન બોલાવે ત્યાં સુધી ન બોલવાની બ્રિટિશ રૂઢિ આપણી સંસ્કૃતિમાં ઘર ઘાલી ગઈ છે. પરિણામે મહમદ પર્વત પાસે જતો નથી ને પર્વત મહમદ તરફ ખસતો નથી. પરિસ્થિતિ 'જૈસે થે' જેવી રહે છે, ને બીજા દેશના વિદ્યાર્થીઓ પોતાને અપનાવતા નથી એવી ફરિયાદ કરી પોતાના જ જૂથને વળગી રહેવામાં હિંદીઓ કૃતકૃત્યતા અનુભવે છે. આ પરિસ્થિતિ ટાળી શકાય તો સારું.

*

મુંબાઈનાં એક વખતનાં સ્ત્રી શરીફ ને હિંદનાં પ્રથમ સ્ત્રી બૅરિસ્ટર શ્રીમતી મીઠાં લામ તાજેતરમાં લોસ એંજલીસ આવી ગયાં. એમને સત્કારવા માટે અમે અમારાં મિત્ર દંપતી જેમ્સ ને ફ્લોરેન્સ રસેલનો સુંદર ઘરમાં હિંદી–અમેરિકી મિત્રોની પાર્ટી રાખી હતી. સૌજન્યભર્યાં આ પારસી બાનુને લોસ એંજલીસમાં ખૂબ સારો આવકાર મળ્યો. એન નૉર્મન નામની પત્રકાર બાઈએ તો મીઠાં લામ વિષે સુંદર લેખ પણ લોસ એંજલીસ ટાઈમ્સમાં પ્રસિદ્ધ કર્યો. પાર્ટીમાં એમને બોલવાનો આગ્રહ કરતાં જણાવ્યું કે 'હિંદ અને અમેરિકા વચ્ચે એટલું બધું વિચાર સામ્ય છે કે રાજકીય મતભેદોને આગળ કરી બંને વચ્ચેનું અંતર વધારવાનો પ્રયત્ન લોકો શા માટે કરે છે એ મને સમજાતું નથી.' હિંદમાં શ્રીમતી લામનો અમેરિકા પ્રવાસ અહીંની સ્ત્રી–સંસ્થાઓએ આંતરરાષ્ટ્રીય સમજુતી વધારવાના ઉદ્દેશથી યોજ્યો હતો. 'Meals for Millions' નામની સંસ્થામાં એ પોતાની શક્તિ ને સમય હાલ ખર્ચે છે, કુટુંબનિયોજન અને અખિલ હિંદ મહિલા પરિષદમાં પણ એ ઊંડો રસ લે છે.

★

'પંકજ'

## કોણ નથી રે માછીમાર ?

આ જીવનમાં કોણ નથી રે માછીમાર ?  
ઉપરની અચ્છી આળ કરી :  
કોણ ન મારે મૂંગો માર ?  
આ જીવનમાં....

કોઈ જગસાગરની  
કોઈ મનસાગરની :  
કોઈ તાતા તોફાની  
તો કોઈ તરફડતી–  
નિશદિન મીનનો કરે શિકાર :  
ઉપરની અચ્છી આળ કરી :  
કોણ ન મારે મૂંગો માર ?

કોઈ જાળ કામણની  
કોઈ કાંટાળી દોરી :  
ભ્રમણામાં ભરમાવીને  
તન મનને લે કોરી–  
આ માછલડી ને માછીનો વહેવાર :  
ઉપરની અચ્છી આળ કરી :  
કોણ ન મારે મૂંગો માર ?

માછલીઓ સપનાંને  
ચચંલ જલ ટટળાવે છે :  
દરદ પર દવ લગાવીને  
જખ્મોને પપલાવે છે–  
અન્તરને આજે ઓથ વિના ઓથાર :  
ઉપરની અચ્છી આળ કરી :  
કોણ ન મારે મૂંગો માર ?

★

ઈશ્વર પેટલીકર

# સાથીની પસંદગી

લગ્ન એ બે વ્યક્તિનો પ્રશ્ન છે એટલેથી પતી જાય છે તેવું નથી. જીવન-સાથીની એ પસંદગીની દરેકની જુદી જુદી રીત હોય છે. અહીં આપણા સામાજિક કાર્યકર અને જાણીતા નવલકાર એક એવો પ્રશ્ન સરળરીતે છણે છે કે જેમાં દરેકને સરખો રસ પડે......

વિવાહ માટે યુવકને કન્યા જોવાનો પ્રસંગ ઊભો થાય છે ત્યારે એને પ્રથમ સવાલ થાય છે કે, મને ગમે તેવી એ રૂપાળી હશે? હું એને શું પૂછીશ?

કન્યાને એનાથી ઊલટો જ વિચાર ઊઠે છે: હું એને ગમીશ? મને એ શું પૂછશે? એને પ્રથમ એ વિચાર તો નથી આવતો કે મને એ ગમશે? હું એને શું પૂછીશ? જાણે યુવક પરીક્ષક હોય અને કન્યા વિદ્યાર્થી હોય તેવી સ્થિતિ છે. જો કે હવે તો કોઈ કોઈ વિદ્યાર્થી પણ પરીક્ષકને નપાસ કરે છે. પરંતુ સામાન્ય સ્થિતિ ઉપર રજૂ કરી તે છે.

કન્યા જોવાનો રિવાજ જે સમાજમાં કન્યાપક્ષ તરફથી વરનું માગું કરવામાં આવે છે તેમાં શરૂ થયો હશે. એવા પણ સમાજ છે કે જેમાં વર તરફથી કન્યાનું માગું કરવામાં આવે છે. તેમાં ઘરને જોવાનો રિવાજ હોય તો નવાઈ નહિ. કન્યાપક્ષ માગું કરે છે એનો અર્થ એટલો તો થાય જ કે એણે વર અંગે તપાસ કરી લીધી છે અને તેને એ પસંદ પડ્યો છે એટલે માગું નાખે છે. પરંતુ એવી જ રીતે વરપક્ષને કન્યા પસંદ છે કે નહિ તે જોઈ લેવાની રહે અને તેથી કન્યા જોવાનો રિવાજ શરૂ થયો હશે.

બાળલગ્નો હતાં ત્યારે વર ને કન્યા પોતે જુએ તે કક્ષાનાં ન હતાં એટલે વડીલોને એ ખાતરી કરવાની રહેતી. વડીલો પણ બાળકની બુદ્ધિને, સંસ્કારને શી રીતે જાણી શકે એટલે એના કુટુંબ-કુળને આધારે પસંદ કરતા. તે જ રીતે કન્યાના રૂપને પણ ખાસ મહત્ત્વ આપતા નહિ. ફક્ત કંઈક શારીરિક ખોડ ન હોય એટલે કન્યા પાસ થતી. અને એવી ખોડ જોવા માટે ઘરના વડીલને બદલે કુટુંબનો ગોર કે વાળંદ જોવા જાય તો પણ ચાલે. પણ આ રીતે કન્યાની પસંદગી ગોર કે વાળંદ કરી આવતા. એથી આગળ વધી વરની માને એ જવાબદારી સોંપવામાં આવી. મા પોતાના નિકટના સ્વજનને લઈને કન્યા જોઈ આવતી અને લગ્ન થતું. આજે પણ આ રીતે જ્યાં બાળલગ્નો છે ત્યાં વિવાહ થાય છે.

પરંતુ જે સમાજમાં બાળલગ્નો નાબૂદ થયાં છે, યુવકો કેળવણી લેતા થયા છે, તેમાં પ્રથમ પસંદગી મા-બાપ કરે છે, પરંતુ એમાં છેવટની સંમતિ યુવક કે યુવતીની લેવાની વિધિ ઉમેરાઈ છે. આ વિધિની શરૂઆત થઈ ત્યારે યુવક પોતાના બે ત્રણ મિત્રો લઈને કન્યા જોવા જતો. કન્યાપક્ષ પણ કન્યા લઈને કોઈ ત્રાહિતને ઘેર આવતો. બેઠક ખંડમાં પુરુષો બેઠા હોય, ત્યાં કન્યા ચાના પ્યાલા અને નાસ્તો લઈને આવતી અને તે મૂકીને ચાલી જતી. યુવક એ રીતે કન્યાનું મોં જોઈ લેતો. એને એ મોં ગમે છે કે નહિ તે નક્કી કરી લેતો. 'કન્યા જોવી' એ શબ્દ પ્રયોગ એ રીતે સાર્થક થતો. પછી સવાલો પૂછવાની સ્થિતિ આવી. યુવકની સાથે કન્યાપક્ષના વડીલો પણ બેઠા હોય એટલે એ સવાલ પૂછતા—'શું ભણો છો? શું ભણ્યાં છો? કેટલાં વરસ થયાં? રસોઈ કરતાં આવડે છે?' કન્યા બેચાર શબ્દોમાં એનો જવાબ આપતી અને યુવક એનો અવાજ સાંભળી લેતો—એ તોતડી તો નથી ને?

પછી એ વિધિ આગળ વધી. યુવક પોતે કન્યાની પરીક્ષા લેતો હોય તેમ સવાલો પૂછવા લાગ્યો. એકાંતમાં બંનેને મળવાની સગવડ આપવાનું જરૂરી લાગ્યું. એક વકીલ સાથે પરિચયમાં આવવાનું બન્યું ત્યારે એમણે એમના લગ્ન પહેલાં થયેલ ઈન્ટરવ્યુની વાત કરી. કન્યાને ઘેર જ એ મળવા ગયા હતા. એકલા જ ગયા હતા. કૉલેજમાં તે વખતે ભણતા



હતા. માબાપને તો દીકરો વિવાહ ગોઠવે છે તેની ખબર ન હતી. એક સ્નેહીએ ગોઠવ્યું હતું. કન્યા પસંદ પડ્યા પછી માબાપની સંમતિ લેવાનું રાખ્યું હતું. બપોરે બાર વાગે બંનેનો ઇન્ટરવ્યુ થયો તે ઠેઠ સાંજના છ વાગ્યા સુધી ચાલ્યો ! તે વખતે અસહકારનું વાતાવરણ એટલે સેવા કરવાની ધૂન, સાદાઈની ધૂન, પોતાનાં એ બધાં સ્વપ્ન કન્યા આગળ મૂક્યાં અને કન્યાએ પણ પોતાને એ બધું ગમે છે અને પોતે પણ સેવાના ક્ષેત્રમાં પડશે તેમ જણાવ્યું. કન્યા શાળામાં જતી ન હતી, એટલે એણે કર્વે મેટ્રિકનો અભ્યાસ ઘેર કરે છે તેમ જણાવ્યું. ઉંમર પૂછી તે પણ ખોટી કહી. આમ છ કલાકના ઇન્ટરવ્યુમાં યુવકનું માનસ સમજી જઈને એને શું ગમશે તે ધ્યાનમાં રાખી જવાબ આપ્યા કર્યા. લગ્ન પછી ખબર પડી કે એ મેટ્રિકનો અભ્યાસ પણ કરતી ન હતી, સાદાઈ અને સેવાનો પણ રસ નહોતો ! જો કે યુવકનો પણ ભણી રહ્યા પછી રસ રહ્યો ન હતો.

એ સ્નેહી વાત કરતા હતા ત્યારે એ લગ્નને ૧૮ વર્ષ થઈ ગયાં હતાં. પોતે કેવા છેતરાયા અને પોતે કેવા છેતર્યા, એમ પતિ–પત્નીને એ જૂનાં સ્મરણો યાદ કરતાં આનંદ થતો હતો. બંને એકબીજાને એટલાં ચાહે છે કે એમનો અતિરેક મિત્રમંડળમાં ટીકાપાત્ર થાય છે, નવા વરઘોડિયા હોય તેમ આટલે વરસે ગાંડાં કાઢે છે.

એક ડૉકટર યુવક વિલાયતથી ભણીને તાજા આવેલા. સારી ડિગ્રી અને કમાવાના એ નક્કી. એટલે કન્યા-પિતાઓ એમની પાછળ ફરે. અંગ્રેજી જીવનપદ્ધતિના એ ભક્ત થઈ ગયા હતા. એટલે એમને કન્યા અંગ્રેજીમાં છૂટથી બોલી શકે, પુરુષોમાં ભળી શકે અને બહારના ક્ષેત્રમાં કામ કરી શકે, તેવો આગ્રહ હતો. એમણે કન્યાના ઇન્ટરવ્યુ વખતે રીતસરનો અંગ્રેજીમાં પ્રશ્નપત્ર કાઢેલો આપ્યો અને તેના જવાબ અંગ્રેજીમાં લખવાના હતા. એમનો પહેલો પ્રશ્ન હતો : મારી માસિક આવક ૫૦ પૌંડ હોય તો તમે ઘરનું બજેટ કેવી રીતનું બનાવશો. અને માસિક ૫૦૦ પૌંડની હોય તો કેવું બનાવશો.

એ યુવકે કન્યાને પણ સામું કહ્યું કે એ જો પ્રશ્નપત્ર આપશે તો પોતે એના લેખિત જવાબ આપવા તૈયાર છે. કન્યા જવાબ આપી શકે તે રીતે ઉછરેલી હતી એટલે એણે અંગ્રેજીમાં લખી આપ્યા અને યુવકની પરીક્ષામાં પાસ થઈ. આજે એ લગ્નને દસ વર્ષ થયાં. એ બંનેને હું ઓળખું છું. અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે જીવે છે. આપણે એ પદ્ધતિથી ટેવાયેલા નથી એટલે કોઈ વખત એમનું વર્તન અવિવેકી લાગે, પરંતુ અંગ્રેજી પદ્ધતિમાં એ અવિવેક ગણાતો નથી, આપણા વ્યવહારમાં એ અવિવેક ગણાય એટલું જ. પરંતુ બધાંને એ રાજી રાખીને જીવવા માગતા નથી, પોતાની રીતે જીવવા માગે છે. એ બહેનને પણ એ જીવનરીત અનુકૂળ છે. લગ્નજીવનથી બંને સુખી છે.

એક ભાઈ કન્યામાં રૂપ અને ભણતર શોધતા હતા. ત્રણેક વર્ષ કન્યાઓ જોવામાં નીકળી ગયાં પણ ભણતર હોય ત્યારે રૂપ ન હોય અને રૂપ હોય ત્યારે ભણતર ન હોય. છેવટ સમાધાન ઉપર આવવાનું થયું. ત્યારે એમણે રૂપને જતું કર્યું અને ભણતરને પ્રાધાન્ય આપ્યું.

એ જ રીતે બીજા ભાઈએ એ બંનેની શોધમાં બારસાં દસ વર્ષ કાઢી નાખ્યાં ! પરંતુ બંનેનો એમની દૃષ્ટિ પ્રમાણેનો યોગ ન થયો તે ન જ થયો ! છેવટ સમાધાન ઉપર આવીને એમણે ભણતર જતું કર્યું અને રૂપને પ્રાધાન્ય આપ્યું.

આમ એકે રૂપ જતું કર્યું છતાં એ સુખી છે, બીજાએ ભણતર જતું કર્યું તો પણ એ સુખી છે.

હવે તો કોઈ કોઈ કિસ્સામાં યુવક કરતાં એના પિતાની પસંદગીમાં કન્યાને પ્રથમ પાસ થવું પડે છે. આમેય, પ્રથમ માબાપે હા પાડ્યા પછી યુવકને કન્યા જોવાનું આવે છે. પરંતુ કન્યા સાથેના ઇન્ટરવ્યુનો વિધિ યુવક ઉપર છોડવામાં આવતો

હોય છે. પરંતુ એવા પણ પિતા મેં જોયા છે કે જે પ્રથમ કન્યાનો ઈન્ટરવ્યુ લે અને એમની કસોટીમાં પાસ થાય તો પુત્રને ભલામણ કરે.

એવા એક ઈન્ટરવ્યુમાં પિતાએ કન્યાને સવાલ પૂછ્યો—તમને સંગીત આવડે છે? નૃત્ય જાણો છો? માંસાહારી ખોરાક ખાઈ શકો?

કન્યાપક્ષને બીજા પ્રશ્નો તો ઠીક પણ માંસાહારી ખોરાકનો પ્રશ્ન વિચિત્ર લાગ્યો. મેં વાત જાણી એટલે એ મુરબ્બીને પૂછ્યું: 'આવો સવાલ તે પુછાતો હશે? તમે જો માંસાહારી હો અને પૂછો તો સમજ્યા, પણ તમે તદ્દન શાકાહારી હોવા છતાં આવું પૂછવાનું પ્રયોજન શું?'

મુરબ્બી: 'આજે જ્યારે આપણું જીવન વિશાળ સમાજમાં વિસ્તરી રહ્યું છે ત્યારે ભલે આપણે શાકાહારી હોઈએ, પણ માંસાહારી તરફ સૂગ ન હોવી જોઈએ. માંસાહારી સાથે એક ટેબલ ઉપર બેસી જમવાનો પ્રસંગ આવે તો એમાં શાંતમ્ પાપમ્ ન લાગવું જોઈએ. કન્યા એ બાબતમાં કેવા વિચારો ધરાવે છે તે જાણવા જ મેં સવાલ પૂછ્યો હતો.

એ ઈન્ટરવ્યુ પછી એ વિવાહ ન થયો તે કહેવાની જરૂર નથી.

એ જ રીતે બીજા એક પિતાએ કન્યાનો ઈન્ટરવ્યુ લીધો અને કન્યા પાસ કરી. ડબલ ગ્રેજ્યુએટ થયેલા પુત્રને તે કન્યા પછી જોવા કહ્યું. એણે કહ્યું, તમે પાસ કરી પછી મારે જોવાની કંઈ જરૂર નથી. તમારી પરીક્ષામાં મને વિશ્વાસ છે. અને સંતોષ પણ છે. કન્યાપક્ષને લખી દીધું કે યુવકને કન્યા જોવાની ઇચ્છા નથી. પરંતુ કન્યાને યુવક જોવાની ઇચ્છા હોય તો લખજો. કન્યા કૉલેજના છેલ્લા વર્ષે, સિનિયર આર્ટ્સમાં ભણતી હતી, છતાં એણે માબાપની પસંદગી ઉપર વિશ્વાસ મૂકી જોવાની ઇચ્છા ન બતાવી. બે વરસ ઉપર આ લગ્ન કન્યાવરના ઈન્ટરવ્યુ વગર થઈ ગયું. અને એનો જ નાનો ભાઈ હમણાં કન્યા જોવા આવ્યો હતો, માબાપે ઇન્ટરવ્યુ લીધા પછી પણ. એનો અર્થ એવો નહિ કે એને માબાપ ઉપર વિશ્વાસ નથી, પરંતુ એની પ્રકૃતિ એવી કે એને જોયા વિના સંતોષ ન થાય. મોટા ભાઈની પ્રકૃતિ જેવી જ એની હોવી જોઈએ તેમ પણ ન કહી શકાય. બંને પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે બરાબર છે.

આમ, કન્યા જોવામાં માણસ પોતાની પ્રકૃતિ પ્રમાણે દૃષ્ટિ રાખે છે અને પ્રશ્નો પૂછે છે. વિવાહ પહેલાં થતી મુલાકાતો કે પરિચયનાં લગ્નોને ખરી રીતે કોઈ પ્રેમલગ્ન કહેતું નથી. રૂઢિની રીતે જ આ લગ્નો થાય છે, ફક્ત તેમાં વરકન્યાને પસંદગી કરવાની તક નવી ઉમેરાઈ છે એટલું જ. માબાપ દ્વારા જ એમનું માગું આવે છે અને માબાપ સંમતિ આપે તો જ યુવકને મુલાકાત લેવા જવાનું હોય છે.

પતિપત્ની બંને જીવનમાં એક માર્ગનાં પ્રવાસી હોય તો ઉત્તમ એમ મનાય છે. બંનેને એ માર્ગમાં અરસપરસનો ટેકો, સથવારો મળે, તે રીતે એ ઉત્તમ ગણાય છે. પરંતુ જીવનમાં એક માર્ગે જનારને ટેકાને બદલે આડખીલી પણ નડે છે. બંને વચ્ચે કાર્યપદ્ધતિમાં મતભેદ હોય અને પૂરતા સહિષ્ણુ ન હોય, તો એનું પરિણામ સારું આવે છે તેમ ન કહી શકાય. એના કરતાં સથવારો ન હોત તો પોતે વધારે માર્ગ કાપત એમ પણ લાગે છે. જગતમાં જે લોકોએ જીવનમાં લાંબો માર્ગ કાપ્યો છે તેમાં પત્ની સાથે જ હતી તેવું બન્યું નથી. પત્નીનો માર્ગ જુદો હતો અને પુરુષનો જુદો હતો એટલે પત્નીની આડખીલી ન હતી એમ જોવા મળે છે.

એટલે જીવનના પ્રશ્નો ગણિતના દાખલાની પેઠે ક્રમિક ગણતાં ઉકલી જાય તેવા સહેલા નથી. ગણિતમાં દાખલો આવે કે, હલકી અને ભારે, આનું અમુક પ્રમાણમાં મિશ્રણ કર્યું અને અમુક ભાવે લાવી અમુક ભાવે વેચી તો કેટલો નફો થયો? આંકડા



મૂકીને પટ દઈને કહી શકાય કે આટલો નફો. પરંતુ જીવનમાં આની દુકાન કરી એ વેચવા બેસીએ અને ન વેચાય તો ખોટ પણ જાય!

ઉપર જે કિસ્સાઓ નોંધ્યા, ૬ કલાક સુધી જીવનના પ્રશ્નોની કન્યા સાથે ચર્ચા કરી યુવકને પસંદગી કરવાની હોય છે. અને કન્યાને પાસ થવાનું હોય છે. પરીક્ષકના માનસને સમજી જવાબ આપે તો પાસ થઈ જવાય, જે રીતે કન્યા પાસ થઈ ગઈ. પરંતુ તે પછી જીવનના પ્રશ્નો યુવકના જ બદલાઈ ગયા એટલે કન્યાને એ કસોટીમાં મુકાવું ને પડ્યું અને બંને એક ભૂમિકા ઉપર સુખી છે.

પરંતુ જીવનના પ્રશ્નો અને મંતવ્યોમાં અંતર પડી જાય તો કરુણતા ઊભી ન થાય તેમ પણ નહિ. અને એ તો લગ્ન પહેલાં એક ભૂમિકા હોય, પાછળથી ભૂમિકા બદલાઈ જવાનો પણ સંભવ છે. ટૉલ્સ્ટૉયનું મોટી ઉંમરે લગ્ન થયું હતું. એને પરણનાર છોકરી આગળ એણે પોતાનું પૂર્વજીવન ખુલ્લું કરી દીધું હતું. પોતાની ડાયરીમાં ચારિત્ર્યમાં સ્ખલન નોંધ્યાં હતાં તે વંચાવ્યાં હતાં. છતાં બંનેનું લગ્ન વર્ષો સુધી સુખમાં વહ્યું પરંતુ પાછલી ઉંમરે ટૉલ્સ્ટૉયની જીવનદૃષ્ટિ જ આખી બદલાઈ ગઈ ત્યારે એ ભૂમિકા ઉપર પત્ની જઈ શકી નહિ. અને જે ઘર કલ્લોલતું હતું તે એવું કંકાસજનક થઈ પડ્યું કે છાનામાના ટૉલ્સ્ટૉયે ઘર છોડી દીધું. અધવચ્ચે રસ્તામાં કરુણ મોત થયું!

એથી સામે છેડેનો દાખલો કસ્તુરબા–બાપુનો છે. બાપુની દૃષ્ટિ બદલાતી ગઈ તેમ આર્ય સ્ત્રીની શ્રદ્ધાથી (નિસહાયતા પણ શરૂઆતમાં જોવામાં આવે છે) કસ્તુરબા આગળ ને આગળ ડગ ભરતાં રહ્યાં અને બાપુના ખોળામાં આંખ મીંચી વિદાય થયાં. એટલે પ્રશ્નો બદલાય તો એ પ્રમાણે એકને બીજામાં સમાઈ જવાનો સ્વભાવ હોય તો લગ્ન સુખી પણ નીવડે.

અંતમાં, લગ્ન, પછી એ રૂઢિનું, પ્રેમનું કે પસંદગીનું હોય, અપૂર્ણમાંથી પૂર્ણ થવાનું પગલું છે, તો પૂર્ણને માટે સહન કરવાની વેદી પણ છે. લગ્નને જે વેદી માને છે તે યજ્ઞ તરીકે સહન કરે છે. અને જે લગ્નને બેડી માને છે તે નિસાસા નાખીને સહન કરે છે. લગ્નમાં સહન જ ન કરવું પડે તેવું સ્વપ્ન સિદ્ધ થતું નથી ત્યારે એને દુઃખ થાય છે. લગ્નમાં કેવળ પુરૂષને જ સહન કરવાનું છે એમ પણ નહિ, સ્ત્રીને પણ સહન કરવાનું છે. પરંતુ લગ્નમાં કેવળ સહન કરવાનું હોત તો કોઈ પરણત નહિ. લગ્નમાં ગુલાબની સુગંધ પણ છે અને કાંટા પણ છે. કાંટાની બીકે ગુલાબ જતું કરે તેવો માનવી અબુધ નથી.



અમેરિકાના થોડા મહાનુભવો જ્યારે ગાંધીજીને મળવા આવ્યા ત્યારે ગાંધીજીને પૂછ્યું કે ભારતમાં અનાજની તંગીને લીધે મોટો દુકાળ પડ્યો છે. લોકોનાં દુઃખ જોયા જતાં નથી. પણ જાપાનમાંય આવું જ સંકટ છે. એક સાથે બન્નેને અમે જો મદદ ન કરી શકીએ તો બેમાંથી કોને એકને મદદ કરીએ? ગાંધીજીએ પળભર વિચાર કરીને જવાબ દીધો: 'તમારે જાપાનને મદદ કરવી જ જોઈએ. ભારતને મદદ કરવી એ તો પરોપકારનો દુરૂપયોગ કરવા બરાબર છે. જાપાનને મદદ કરવાની તમારી નૈતિક ફરજ છે, કારણ કે એથી તમારા એક મહાન અપરાધનું પ્રાયશ્ચિત થશે. હીરોશીમા અને નાગાસાકી જેવાં શહેરો પર અણુબૉંબ ફેંકીને એક સમૃદ્ધ મુલકનો અને પરોશીનો તમે ભારે મોટો અપરાધ કર્યો છે. એ પાપને ધોવાની તમારી ફરજ પહેલી છે, પરોપકારની વાતનો તો તે પછી વિચાર કરાય.



શિવકુમાર જોષી

# ચતુષ્કોણ

બે દંપતીના પ્રેમપત્રોથી રસિકતા રેલાવતી આ પત્રવાર્તામાં જે ઊંડું મનોવિશ્લેષણ ડોકિયાં કરે છે તે તો છેક વાર્તાનો અંત આવે છે ત્યારે દેખાય છે ત્યાં સુધી તો વાચક પોતે જ આ પત્રોનાં લખનારની જેમ એક પછી એક પત્રો વાંચ્યે જ જાય છે, બસ વાંચ્યે જ જાય છે. વાર્તાકારની એ જ સાચી સફળતા કહેવાય ને?......

અલ્લાહબાદ
તા. ૯–૧૨–૫૬

ભાઈશ્રી શીતાંશુ,

બે વર્ષ પહેલાં કુંભના મેળા ઉપર તમે અહીં આવેલા અને અમારું આતિથ્ય સ્વીકારી આભારી કર્યાં હતાં તે યાદ છે ને?

યાદ ન હોય તો પણ યાદ દેવરાવું એવો મારો સ્વભાવ છે, અને આજે તો—આજની ઘડીએ તો એવો સ્વભાવ ન હોય તો પણ, તદ્દન સામાન્ય ઓળખાણ હોય તો પણ તમારે ગળે પડવાનો મારે અવસર આવ્યો છે.

આટલી લાંબી પ્રસ્તાવનાથી કંટાળો તે પહેલાં જણાવી દઉં કે મારા પોતાના અંગત કામ માટે હું એકલી કલકત્તા આવું છું. કેતનને ઑફિસમાંથી રજા મળે તેમ નથી ઉપરાંત ચિરંતનને પણ શાળા, ચાલુ હોવાથી તેની સભાળ, માની ગેરહાજરીમાં બાપે લેવી રહી એટલે... સમજ્યા ને? એટલે હું એકલી આવું છું.

તમારે ત્યાં ઉતરવાની સગવડ અગવડનો મેં વિચાર કર્યો નથી. અજાણ્યા આવડા મોટા શહેરમાં બીજે કર્યાંય જવાય એવી વ્યવસ્થાનો વિચાર કરવાનો વખત નથી. તમને અગવડ પડે તેમ હોય તો કોઈ સસ્તી હોટલમાં સગવડ કરી રાખશો તો પણ ચાલશે. માત્ર ૧૫મીની સવારે અલ્લાહબાદ મેઈલ પહોંચતો હોય તે વખતે સ્ટેશને લેવા જરૂર આવશો.

કેતને તમને સ્નેહવંદન લખાવ્યા છે અને નાનો ચિરંતન તમને ભૂલ્યો નથી. તે દિવસે આનંદભુવનના બગીચામાં તમે પાડી આપેલો ફોટો એન્લાર્જ કરાવીને રેડિયો ઉપર લટકાવ્યો છે તે જોઈને વારંવાર તમને યાદ કરે છે.

કુશળ હશો.

લિ.
સ્મિતાના સ્નેહવંદન.

*

કલકત્તા
તા. ૧૦–૧૨–૫૬

શ્રીમતી સ્મિતાબેન,

૯મીનો પત્ર મળ્યો, વાંચી આનંદ થયો.

બેધડક ચાલ્યાં આવો. નાનું નાનું તોયે મારું ઘર તમને જરૂર સમાવી શકશે, બેફીકર રહેશો. પંદરમીએ સાડા અગીઆર વાગે તમને આવકારવા હાવડા ઉપર હાજર રહીશ.

શ્રી કેતનભાઈને સ્નેહવંદન, ચિ. ચિરંતનને સ્નેહાશિષ. તમારા પ્રસન્નદામ્પત્યની વાત યાદ કરું છું ત્યારે તેની સૌરભ હજી પણ મારા મન–અંતરને ભરી દે છે. આવી પહોંચો ત્યારે—

સ્નેહાધીન
શીતાંશુ.

*

કલકત્તા
તા. ૧૦–૧૨–૫૬

વહાલી ઊર્મિ,

તને ગયે હજી અઠવાડિયું થયું નથી. તારી ગેરહાજરીમાં ઘર ખાવા ધાતું હતું, અને બીજું શું શું થતું હતું તેની વાતો તને લખવાનો કંઈ અર્થ નથી. કારણકે એ બધું તું વાહિયાત વેવલાશ ગણી બેસવાની.

ખેર, આજે બીજી એક વિચિત્ર વાત લખવા બેઠો છું.

તારી ઇચ્છા વિરુદ્ધ બેએક વર્ષ પહેલાં હું એકલો



અલ્લાહાબાદનો કુંભમેળો જોવા ગયો ત્યારે પેલા શ્રી કેતન મહેતાને ત્યાં ઊતરવાનું બન્યું હતું તે યાદ છે ને? એમનાં પત્ની સ્મિતાબેનનો પત્ર છે, એમના અંગત કામ માટે કલકત્તા આવે છે. એકલાં જ આવે છે અને આપણે ત્યાં ઊતરવાનો વિચાર જણાવ્યો છે. તું અહીં છે એમ ધારીને એ અહીં આપણે ત્યાં ઊતરવા માગતાં હશે એમ માનું છું. હું પણ એમને ત્યાં એટલી મહેમાનગીરી ચાખી આવ્યો છું કે તારી ગેરહાજરીને કારણે એમને આપણે ત્યાં ઊતરવાની ના લખું તો ઉચિત ન લાગે. ભલે આવે. પણ તને વાંધો હોય તો તુરત તારથી ખબર આપજે—હસવું આવ્યું ને? હા, પણ તને પૂછાવી રાખ્યું સારું, પાછળથી તું ઝઘડો કરે તો મને પોસાય તેમ નથી.

રસોઈ માટે તેં રામુને 'ટ્રેઈન' કર્યો છે તે પ્રમાણે સવારસાંજ ભાણામાં ભાખરી ઠોકે છે અને શાશ્વત દૂધી બટાકાનું શાક પાથરે છે. સ્મિતાબેનને એ ભોજનસામગ્રી નહિ ફાવે તો રસોડાનો હવાલો ભલે જાતે સંભાળી લે. નહિતર છેવટે બાજુના 'અન્નપૂર્ણા ભંડાર'માંથી રસગુલ્લા કે સીંગોરા લાવી આપીશ. ટૂંકામાં આગતાસ્વાગતામાં બાકી નહિ રાખું. નહિતરે તારે શું? તને તો એમનો પરિચય પણ નથી અને એમની મ્હેમાનગીરીનો આસ્વાદ તો મેં એકલાએ જ માણ્યો છે ને?

તારા બાપાજીને હવે સારું હશે. સાથેસાથ પગે વળી પાછો વા થયો છે કે ઘરડે ઘડપણે ઊર્મિલા બેટી યાદ આવ્યાં એટલે જમાઈને રખડાવીને લાડ લડાવવા મોંઘી દીકરીને પાસે બોલાવી લીધાં છે? ગમે તેમ પણ એ વડીલને મારા સાદર વંદન કહેજે.

તબીઅત વો તારી સારી હશે જ, તેની ખાત્રી છતાં પૂછાવું છું કે પ્રિયે કેમ છો! કુશળ તો છો ને?

તારા શીતાંશુનું
શીળું શીળું વહાલ.
[દૂર રહેને. દૂર રાખે પછી
એવું જ વહાલ મળે ને?]

*

મુંબઈ
તા. ૧૨-૧૨-૫૬

પ્રિય શીતાંશુ,

ટેવ પડી ગઈ છે એટલે 'પ્રિય' લખાઈ ગયું છે, નાહકનો માની ન બેસીશ.

આ એરમેઈલની સર્વિસ તો ખૂબ કાબિયાબ નીવડી, તારો ૧૦મીનો 'પ્રેમપત્ર'—એને પ્રેમપત્ર કહેવો જ રહ્યો—ગઈકાલે સાંજે ફોર્ટમાંથી પાછી ફરી ત્યારે દીવાનખાનામાં વચલા ટેબલ ઉપર પડ્યો હતો. વાંચતાંવાર 'Received yours tenth, make the most of smita's sweet company' એમ તાર કરવાનું મન થયું હતું, પણ આમે આ પત્ર તને બીજે દિવસે પહોંચવાનો છે પછી નાહકના મારા બાપુના ઘરના તારના પૈસા શા માટે બગાડું? બે આનાનું પરબીડિયું પણ વાપરતી નથી. ભૂરા સુગંધીદાર પરબીડિયામાં પ્રેમપત્રો બીડવાના દિવસો હવે આપણા વહી ગયા એટલે એને બદલે આ છ પૈસાનું હવાઈ ફરફરીયું બીડું છું. એટલુંયે તારા નસીબમાં ક્યાંથી?

તમારા માનીતાં મહેમાન શ્રીમતી સ્મિતા મહેતાના સ્વાગત અને મહેમાનગીરીમાંથી પરવારો ત્યારે પત્ર લખજો. અહીં કોઈને ખાસ તાલાવેલી નથી.

બિચારા બાપુની પણ મશ્કરી?! એમની આવી તબીઅતમાં એમની એકની એક દીકરીને યાદ ન કરે?

કેટલીવાર કહ્યું કે રસોઈ થોડી શીખી લે નહિતર રસોઈયો રાખ કે પછી કોઈ ક્લબમાં જમવાનું રાખ, પણ આળસુ અને ચિંગૂસ એક નંબરનો છે તો ખાજે રામુના હાથના ભાખરા અને દૂધી-બટાકાનું શાક. એમ ઓશિયાળાવેડા કરશો એટલે હું મુંબઈ છોડીને નાઈટપ્લેનમાં તમારી સગવડો સાચવવા આવી પહોંચીશ એમ રખે માની લેતા મહેરબાન. મને તો લાગે છે કે, મને નીકળે હજી આટલા અમથા દિવસ થયા ને ભાઈસાહેબનું મન ચટપટી ઊઠ્યું હશે એટલે આ શ્રીમતી સ્મિતાના આગમનની વાત ચોક્કસ ઉપ-

જાવી કાઢી હશે. તને હું ન ઓળખું તો ને ?

કાચું કોરું ખાઈને તબીઅત ખરાબ ન કરીશ. પેટમાં ચૂંક આવે તો પેલી મીઠી ગોળીઓ ગોદરેજના કબાટના નીચલા ખાને ડાબા ખૂણામાં મૂકી છે તે લઈ લેજે. એને પાછી પીપરમીટ સમજીને ઉપરા ઉપરી વાગોળીશ નહિ.

હા, હું મઝામાં છું અને મઝામાં રહેવામાં માનું છું. આજે આટલેથી.

તારી રીસાળ ઊર્મિનું
'ઊર્મિહીન' વહાલ—લેતો જા.

*

કલકત્તા
તા. ૧૫-૧૨-૫૬
બપોરના બે

પ્રિય કેતન,

અરે રે આ તે કેવી આફત! એકાદ આફત નહિ પણ આફતોની પરંપરા.

વાત એમ બની કે અલ્લાહબાદ મેઈલ હાવડા પહોંચ્યો ત્યારે ઘડિયાળમાં બાર ને પાંચ થઈ હતી. ગાડી પ્લેટફોર્મ પર પહોંચી, એક પછી એક મુસાફરો પોતપોતાનો સામાન લઈને ઊતરી પણ ગયા, હું પણ કમ્પાર્ટમેન્ટમાંથી ઊતરીને પ્લેટફોર્મ ઉપર ઊભી રહી પણ શીતાંશુભાઈનો પત્તો જ ન મળે. બે પાંચ દસ મિનિટ થઈ, લગભગ પ્લેટફોર્મ ખાલી થઈ ગયું છતાં શીતાંશુ દેખાયા નહિ. તેં તાર નહિ કર્યો હોય, કર્યો હશે તો મળ્યો નહિ હોય, ઑફિસમાંથી શીતાંશુને સ્ટેશને આવવાની ફુરસદ નહિ હોય, અથવા ભૂલી ગયા હશે... હજાર જાતના વિચારો આવીને ગયા પણ શીતાંશુ દેખાયા નહિ.

આવા અજાણ્યા શહેરમાં હવે કોને ત્યાં જઉં ? તેં સો વાર યાદ કરાવેલું શીતાંશુની ઑફિસનું સરનામું પણ કેમે કર્યું યાદ ન આવે. મને તો પરસેવો પરસેવો થઈ ગયો. મજૂર સામાન પાસે ઊભો ઊભો મારી વિમાસણ સમજી ગયો અને મને સલાહ આપી કે વેઈટીંગરૂમમાં થોડીવાર આરામ કરો અને પછી જ્યાં જવું હોય ત્યાં જજો... અને બીજું કેટલુંયે.

ત્યાં દૂરથી દોડતા દોડતા શીતાંશુભાઈ આવી પહોંચ્યા અને ભરેશ્વાસે દિલગીરી વ્યક્ત કરતાં મોડા પડવાનું કોણ જાણે શુંયે કારણ ઝડપથી બબડી ગયા. એમને જોતાં વાર મેં તો એમનો હાથ પકડી લીધો, સહેજ મોડા પડ્યા હોત તો જાણે હું ભોંય તૂટી ન પડત, એવી હું થઈ ગઈ હતી.

માંડ આ આફતમાંથી બચી ત્યારે ટેક્સીમાં બેઠા પછી એમને ઘેર પહોંચતાં રસ્તામાં ખબર પડી કે શીતાંશુભાઈ હમણાં અહીં ઘેર એકલા જ છે. એમનાં પત્ની ઊર્મિલાબેન સાતેક દિવસ થયા મુંબઈ ગયા છે. હવે ? હું તો વિમાસણમાં પડી છું. એ સ્ટેશને લેવા આવ્યા અને એમને ઘેર જવા નીકળી ને રસ્તામાં આવી ખબર પડતાં બીજે ક્યાંક હોટલ વીશીમાં જવાની વાત મૂકું તો એમને કેવું લાગે ? આવા મઝાના હસમુખા સ્નેહાળ સજ્જન એનો કેવો અર્થ કરે ? અને છતાંયે મારી મુંઝવણનો કાંઈ અંત નથી. ગમે તેમ તોયે એકલદોકલ સ્ત્રી અને એકલો પુરુષ, સાત સજ્જન જણાય તો પણ ભીતરની કોણ જાણે છે ? એમ થાય છે કે પાછી સાંજની ગાડીએ અલ્લાહબાદ ચાલી આવું, પણ આ કામ જે માથે પડ્યું છે તે પતાવ્યા સિવાય નીકળાય પણ કેમ ?

વધુ કાલે લખીશ, અત્યારે તો ભગવાનને ભરોસે છું.

લિ.
તારી જ તારી સ્મિતા.

*

કલકત્તા
તા. ૧૫-૧૨-૫૬

પ્રિયે,

આજ તો ઊર્મિ, એવા મજાના 'મુડ'માં છું કે તને માત્ર 'પ્રિયે' સંબોધન લખવાનું જ મન છે.

તારો ૧૩મીનો પત્ર વેળાસર મળ્યો હતો. એનો જવાબ વહેલો આપત પણ ઑફિસના કામનો બોજો



એકદમ વધી ગયો—પત્રોત્તર મોડો આપવા પાછળ મારી પાસેનું માત્ર આ એક જ બહાનું તને ગળે ઊતરે એમ હોવાથી એ જ રજૂ કરું છું—અને જવાબ લખવો લંબાઈ ગયો.

શ્રીમતી સ્મિતા કેતન મહેતા આજે અલ્લાહબાદ મેઈલમાં આવી પહોંચ્યાં છે. અરે ઊર્મિ, એક વારે 'ટ્રેજડી' થઈ ગઈ. અલ્લાહબાદનો અહીં પહોંચવાનો ટાઈમ પેલા ઈન્કવાયરીવાળાએ બાર ને પાંચનો આપ્યો. ઑફિસનું કામ વહેતું મૂકીને ડલાઉસીથી ટેકસી પકડી પોણાબારે હું હાવડા જવા નીકળ્યો. અને સ્ટ્રાન્ડ રોડ ઉપર જોઉં તો ગજબનો 'ટ્રાફીક જામ' થઈ ગયેલો. હાવડા બ્રીજ ઉપર બધું જ સ્થગિત થઈ ગયેલું. એક પણ વાહન હાલે ચાલે તો ને!

પંદર વીસ મિનિટ રાહ જોઈ પણ ટેકસી આગળ ચાલે તેમ ન લાગ્યું. એટલે એને છોડીને પગે ચાલીને—લગભગ દોડીને હાવરા પહોંચ્યો. ઘડિયાળમાં જોઉં તો સવાબાર! અલ્લાહબાદ મેઈલને પહોંચે દસ મિનિટ થઈ ગયેલી અને સાત નંબરનું પ્લેટફૉર્મ પણ સાવ ખાલીખમ. ત્યાં દૂર મજૂરની બાજુમાં એક યુવતીને ઊભેલી જોઈ ને હું સો મીટરની રેઈસમાં દોડતો હોઉં તેમ એમના તરફ ધસી ગયો.

અને સ્મિતાબેને શું કર્યું ખબર છે ઊર્મિ? જાણે દરિયામાં ડૂબતાં હોય ને ત્યાં કોઈ લાઈફ સેવિંગ બોટ આવી પહોંચે ને જેમ ડૂબનાર વ્યક્તિ ઝાંળું નાખે તેમ એમણે મારો હાથ પકડી લીધો... હા, બાઝી ન પડ્યાં એ વાત સાચી હતી પણ એમના મુખ ઉપર જે ભાવ અંકાયો હતો તે ઉપરથી તો સહેજ વધુ અંતરંગ યુવતી હોત તો મને તે ક્ષણે બાઝી પડીને જ ડૂબતાં બચી જવાયું એમ પુરવાર કરી બતાવત.

તને ચિઢવવા માટે આ લખું છું એમ માને તો મને વાંધો નથી. બાકી સ્મિતા ચબરાક અને આધુનિક પહેરવેશમાં શોભી ઊઠતી દેખાવડી યુવતી છે અને એનું વય—તારાથી ચાર વર્ષે નાની છે, એટલે કે ચોવીસ વર્ષનું છે.

પણ તું તો જાણે છે ને કે પેલા ગીત દ્વારા હું તને રહી રહીને સંભળાવતો તેમ

ન યે ચાંદ હોગા ન તારે રહેંગે,
મગર હમ હમેશાં તુમારે રહેંગે—

એટલે કે તારા બિમાર બાપુની સુશ્રૂષા છોડીને મારો સંભાળ લેવા કે સ્મિતાબેન ઉપર નજર રાખવા માટે તારે અહીં દોડી આવવાની જરૂર નથી.

એમના બોલવા ઉપરથી લાગે છે કે નહિ નહિ તો અહીં આઠ દસ દિવસના એમના ધામા છે. એમને માટે કલકત્તા દેખાડવાનો કાર્યક્રમ આજે સાંજે જમતી વેળા ગોઠવવા વિચાર છે. એની રૂપરેખા મેં મનમાં ગોઠવી રાખી છે.

એમાં જોવા જેવાં સ્થળોએ જવા ઉપરાંત મેટ્રો લાઈટ હાઉસમાં અંગ્રેજી પિકચર, બાસુશ્રી અને ભારતીમાં બંગાળી પિકચર, એકાદ બંગાળી નાટક, એએક ફેશનેબલ રેસ્ટોરાંની મુલાકાત વગેરે આવી જાય તો ના નહિ.

શું થાય? આવી મઝાની મોસમમાં તું તારા બાપુને ખોળે ચઢીને બેસે તો મારે તો મારા દિવસ કાંઈક આનંદ પ્રમોદમાં ગાળવા જ ને?

પ્રિયે તારી તબીઅત? આ પત્ર વાંચ્યા પછી પણ તારી તબીઅત સારી રહે એમ ઈચ્છતો—

તારો જ તારો શીતાંશુ.

*

કલકત્તા
તા. ૧૫ મી લખું કે ૧૬ મી?
[રાતના અત્યારે બાર વાગ્યા છે, અને મારા પણ]
તા. ૧૫/૧૬–૧૨–૫૬

વહાલા કેતન,

તને 'પ્રિય'ને બદલે 'વહાલા' સંબોધન ક્યારે કરું છું તે યાદ છે ને? જ્યારે તારા માટે ખૂબ વહાલ છૂટે ત્યારે અથવા તો તું ખૂબ યાદ આવે ત્યારે.

અત્યારે એવી કશીયે ગણુત્રી સિવાય આ સંબોધન લખાઈ ગયું છે.

હજી બપોરે જ તને એક પત્ર લખીને પોસ્ટ કર્યો હતો ત્યાં આ મધરાતે થાકી પાકી સૂવાને બદલે તને પત્ર લખવા બેઠી છું તેથી નવાઈ લાગશે. મુસાફરીનો થાક છતાં સૂવાનું મારાથી બન્યું નથી. સૂઈ હું શકતી નથી.

કારણુ ?

કારણુ કે આ ઓરડાની બહાર અવારનવાર મને કોઈનાં પગલાં પસાર થતાં સંભળાય છે. રાતનું વાળુ પતાવીને સારી સલુકાઈભરી વાતો કરીને થાકી ગઈ છું એમ કારણુ બતાવી મને બતાવેલા આ ઓરડામાં સૂવા ચાલી આવી. બત્તી બુઝાવી પલંગ ઉપર પડી. મોટો બે જણુ આળોટી શકે તેવો પલંગ હોવા છતાં મને જાણે એ નાનો પડતો હોય તેમ હું પાસું ઘસતાં ઘસતાં થાકીને એની એક બાજુને બે હાથે જકડીને સૂતી હતી. રેશમી રજાઈની હુંફ છતાં પેલાં પગલાં સંભળાતાં ને હું પાંદડાની જેમ ફફડી ઊઠતી.

એક વાર બારણું આસ્તેથી ઉઘાડીને બહાર નજર નાખી તો બાજુના ઓરડામાં પણ બત્તી સળગતી હતી. શીતાંશુ હજી સૂતો ન હતો—હવે શીતાંશુભાઈ કે બીજા માનવાચક શબ્દો એને માટે વાપરવાનું મન નથી થતું. એ શું કરે છે તે મારાથી દેખાયું નહિ, પણ રાતના અગીઆર સાડા અગીઆર થઈ ગયા છતાં સૂવાનું એને કેમ નહિ સૂઝતું હોય તે સમજાતું નથી.

અને તને ખબર છે ? રાતનું વાળુ પતાવી અમે બેઠાં હતાં ત્યારે એણે એનાં ફોટો આલ્બમ મારી પાસે ખડકર્યાં. મારા મનમાં કે એમના અને એમની પત્નીના ફોટોગ્રાફ્સ હશે કે 'Family albums' હશે, પણ એને તો આપણા પૌરાણિક અને મધ્યયુગના શિલ્પ સ્થાપત્યનો બહુ શોખ—એવી જ વાતોના એ બણુગાં ફૂંક્યા કરતો હતો, મારા ઉપર કોણુ જાણે શી છાપ પાડવા મથતો હશે—એટલે એવી એવી તરેહ તરેહની મૂર્તિઓના ફોટા મને બતાવ્યા. ભુવનેશ્વર અને કોનારક, પુરી અને મહાબળીપુરમ્ અને છેવટે ખજુરાહોનાં ચિત્રો બતાવીને તો એ માણસે હદ કરી નાખી. પોતાની પત્નીને એવું બધું બતાવ્યું હોય, સમજાવ્યું હોય તો જાણે સમજ્યાં.

મારે પણ, એને ત્યાં મહેમાન તરીકે આવી ભરાઈ છું એટલે એની 'કલા'ના પાર વિનાનાં વખાણુ કરવા પડ્યાં.

આ જો ને...વળી પાછાં બહાર પગલાં સંભળાય છે જાણે કોઈ આ તરફ જ આવે છે...પત્ર અધૂરો મૂકીને બત્તી બંધ કરીને સૂઈ જઉં છું. વધુ કાલે બપોરે લખીશ.

લિ.

તારી જ તારી—અત્યારે
ગભરાટની મારી તરફડતી
સ્મિતા.

*

કલકત્તા
તા. ૧૫-૧૨-૫૧
રાતના અગીઆર પીસ્તાલીસ

વહાલી ઊર્મિ,

સાચે સાચ વહાલ ઊભરાયું છે અને તે કોઈ પણ રીતે દલવાઈ જવા ઇચ્છે છે એટલે તને નથી ગમતું છતાં 'વહાલી' સંબોધન લખું છું.

બપોરે ઑફિસેથી એક પત્ર લખીને તને રવાના કર્યો છતાં અત્યારે આટલી રાતે શું લખવા બેઠો એમ તને જાણુવાની ઈંતેજારી થાય, એ સમજાય એવું છે. વાત એમ છે, વહાલી ઊર્મિ, આજની સાંજ ખૂબ આનંદમાં ગઈ, અરે, સાંજ જ શા માટે ? સ્મિતા હમણાં જ સાડા દસ વાગે થાકી ગયાનું કારણુ બતાવીને આપણા શયનખંડમાં સૂવા ચાલી ગઈ ત્યાં સુધીનો સમય ખૂબ જ આનંદમાં વીત્યો. એ આનંદમાં ભાગ પડાવવા તું આજે મારી પાસે નથી. છતાં પરસ્પર આપણે વચનથી બંધાયાં છીએ કે આપણે



તો સુખેદુઃખે ભાગમાં જ રહીશું, એ બંધનને આધારે મારા સુખમાં તને ભાગ આપવા આ પત્ર લખી રહ્યો છું.

બારસો ને ચોવીસ માઈલને અંતરે, અત્યારે તું કદાચ તારા બાપુની સુશ્રૂષા કરીને થાકી પાકી ઘસઘસાટ સૂતી હોઈશ તે ઘડીએ, સાંજથી શું શું બન્યું એ માંડીને લખવાની મને ઇચ્છા થઈ છે. છતાં બધું લખી ન પણ શકું, એટલે કે—

વાત જાણે એમ બની કે સાંજે સાડા છ વાગે ઑફિસેથી પાછો ફર્યો ને ટેવ પ્રમાણે કૉલબેલ દાબ્યો તો રામુને બદલે સ્મિતા જ સામે આવીને ઊભી રહી, જેમ તું રોજ બારણું ખોલીને ઊભી રહેતી તેમ જ. એણે વાળ સારી રીતે—એટલે કે કલાત્મક રીતે ઓળ્યા હતા. ત્યાં મુંબઈમાં હમણાં હમણાંથી અજન્તા ઈલોરાની સ્ટાઈલે ફિલ્મતારિકાઓ ઊંચા અંબોડા માથાને ગમે તે ખૂણે ચોંટાડે છે તેવી જ રીતનો એ અંબોડો હતો પણ કોણ જાણે સ્મિતાના નમણા પ્રોફાઈલ સાથે તે અજબ બંધ બેસતો હતો. તને કેટલીયે વાર કહ્યું કે વાળ સજાવવાની આ રીત તારે એક વાર અજમાવી જોવા જેવી છે પણ મારી વાત તું કોઈ દિવસ માને છે?

અને એણે ઊંધો છેડો નાખીને ઓરિસ્સાની પાલવમાં પૂતળીઓ વણેલી લીલી પીળી સુતરાઉ સાડી પહેરેલી. અને ખુલ્લા ગળાનું ઘેરા પીળા રેશમનું લાંબી બાંયનું બ્લાઉઝ પહેરેલું. કાપડ આમ સાદું. છતાં રંગ અને પહેરવાની ઢબને કારણે પહેરનાર વ્યક્તિ ભભકદાર લાગે જ. તને એકે ભડકદાર રંગ ગમતા નથી તે પાછળ તારી કંઈક મોટી ઉંમર પણ જવાબદાર હશે છતાં સ્મિતાને માટે જાણે એ જ અનુરૂપ પહેરવેશ જણાયો.

જમતી વખતે ઘણાં ગપ્પાં માર્યાં. એ વાત વાતમાં માત્ર કેતન અને ચિરંતનનાં જ વખાણ કર્યા કરે અને ઘર તમારે આમ ગોઠવવું જોઈએ તેમ ગોઠવવું જોઈએ એમ સૂચનો ઉમેર્યા કરે. સામે મને ઘણું મન થયું કે હું તારા વખાણ ઝીંકે રાખું પણ એ કેવું અવિવેકભર્યું લાગે? એટલે પછી બે ચાર વિરહની વાતો એમને કહી, સ્ત્રીના સાન્નિધ્ય વિના અને સ્ત્રીના સાન્નિધ્યમાં પુરુષ કેવો હોય તેની થોડી પ્રવચનાત્મક વાતો હું બોલી ગયો.

અને ખરી મઝા તો હવે આવે છે. એના વાળની સ્ટાઈલ મને ગમેલી એટલે આપણા જૂના શિલ્પ સ્થાપત્યમાં ઠેર ઠેર અપ્સરાઓ અને દિવ્યાંગનાઓ કે રાજકુમારીઓના પહેરવેશ અંગેનો મારો તળપદો અભ્યાસ, એનું પ્રદર્શન કરવા ખાતર અને મારી કલાભાવનાની ઊંચી કક્ષાની છાપ પાડવા ખાતર મેં મારાં પેલાં આલ્બમોનો ઢગલો એની સામે કર્યો. આ હા, એણે મારી કલાની સમજના અને 'એસ્થેટિક સેન્સનાં' શું ભારોભાર વખાણ કર્યાં છે! તારે મન તો 'ઘરનો જોગી જોગટો'; તેં ક્યારેય મારી કદર આવી રીતે કરી નથી એનો મને હમેશાં રંજ રહ્યો છે. એ ફરિયાદ કરવા માટે જ આ પત્ર આટલી રાત્રે લખવા બેઠો છું. સાચું લખું તો આવી કલાની સમજવાળી પત્ની મેળવવા માટે કેતનને મુબારકબાદી આપવાનું મન થાય છે. મને લાગે છે કે મારા આ સાત આઠ દિવસ સાચેસાચ આનંદમાં જશે. બાર વાગી ગયા છે, સૂઈ જવું છે, પણ આજે મારે બેઠકવાળા ઓરડાના પેલા તારા માનીતા દિવાન ઉપર સૂવાનું છે. આપણા માનીતા પલંગ ઉપર આજે શ્રીમતી સ્મિતા સૂતાં હશે. અને એ કારણે મારી એક ટ્રેજડી પણ થઈ છે. ઓઢવાનું બધું એ ઓરડામાં છે અને આટલી ઠંડીમાં ઓઢ્યા વિના સૂવું કઈ રીતે એ વિમાસણમાં પડ્યો છું. પણ તારી સાક્ષીએ હવે ઊભો થઈને માત્ર મારું ઓઢવાનું માગી લેવા માટે સૂતેલી સ્મિતાને મારે જગાડવી પડશે. તું શું પસંદ કરીશ? ટાઢથી થરથરતાં આવી ઠંડીમાં દિવાન ઉપર ટૂંટીયું વાળીને પડેલો તારો વિવેકી શીતાંશુ કે દિવાન ઉપર મોજથી લંબાવીને સૂવા ખાતર અને સૂતાં સૂતાં પોતાની પરમપ્રેયસી ઊર્મિલાની મધુમય કલ્પના કરતાં કરતાં ઘસઘસાટ





ઊંઘવા ખાતર, આપણા ગોદરેજના કબાટના ઉપલા ખાને ઘડીબંધ પડેલી પશ્મિનાની શાલ મને મળે તે માટે મહેમાન યુવતી સ્મિતાને અડધી રાતે ઊંઘમાંથી જગાડનાર અવિવેકી શીતાંશુ ?

આવજે વહાલી ઊર્મિ, બસ આજ રાત્રે આટલેથી અટકું છું.

ખૂબ મોજપૂર્વક
તારા વહાલાં શીતાંશુનું
વહાલ.

*

કલકત્તા
તા. ૧૬-૧૨-૫૬
રાતના ૧-૨૪

તા. ક.

વહાલા, મારા ખૂબ વહાલા કેતન,

સૂતાં પહેલાં લખેલું કે હવે પછી તને કાલે બપોરે લખીશ, પણ એ બપોર પડશે તે પહેલાં તો કોણ જાણે શું શું મારા ઉપર વીતશે ?

આગળનું ઉપરનું લખાણ પતાવીને ઝટપટ સૂવા ગઈ અને રજાઈ ઓઢીને ગુટમુટ પડી હતી ત્યાં બારણાં ઉપર ધીરે ધીરે ટકોરા પડ્યા. બારણા ઉપર ધીરા ટકોરા પડતા હતા ને મારા હૈયા ઉપર ઘણના ઘા ઝીંકાતા હતા. આવાયે શું 'સજ્જન' હતા હશે ! યુવાન મિત્રપત્ની પોતાને ત્યાં મહેમાન તરીકે આવી છે, આટલી મોડી રાતે એના સૂવાના ઓરડાને બારણે ટકોરા મારવા એ શું સભ્યતા છે ?

ટકોરા છતાં હું હાલી ચાલી નહિ, એટલે, કંઈક વિનંતિના સૂરે—જાણે કે રીસાયેલી પ્રિયતમાને મનાવતો ન હોય તેવા સૂરે—અને કંઈક ક્ષમાયાચનાના હોંશિયારીથી ભેળવીને બહારથી લવારા કરવા માંડ્યા, 'સ્મિતાબેન અવિવેક ક્ષમા કરશો...' 'તમને જરા તકલીફ આપું છું...' 'ઉતાવળમાં અને ઉતાવળમાં ઓઢવાનું લેવાનું રહી ગયું છે...' 'સહેજ વાર બારણું ખોલો'... 'માફ કરજો હો તમે થાકયાં પાકયાં સૂતાં હશો ! અને ડીસ્ટર્બ કરું છું પણ મારો શરદીનો કોઠો છે, ઠંડી ખૂબ છે એટલે...' અરે જા હવે મવાલી, તમારી પુરુષોની જાતને હું ન ઓળખતી હોઉં તો ને ! મારા મનમાં તો આવું કંઈ સંભળાવવાનું મન થઈ આવ્યું. પણ મૌન રાખીને ખૂબ ઘસઘસાટ સૂતી છું એ અભિનય ચાલુ રાખ્યો ને હારી થાકીને અભિસારે નીકળેલો તમારો 'મિત્ર (?)' શીતાંશુ ભગ્નહૃદયે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

કેમે કરી મને ઊંઘ નથી આવતી. બાજુના ઓરડામાંથી રહી રહીને શીતાંશુની ખાંસી સંભળાય છે. પણ મને ખાત્રી છે કે ખોટી ખોટી, મારી સહાનુભૂતિ મેળવવા પૂરતી જ એ ખાંસી ખાય છે. એટલા માટે કાંઈ હું આટલી રાતે બારણું ખોલીને એને આ ઓરડામાં પેસવા દઈશ ? આવી પરિસ્થિતિમાં ટકી રહેવાનું બળ મને તારા સ્મરણમાંથી મળે છે એટલે જ અત્યારે તને યાદ કરવા બેઠી હતી.

આંખો હવે ઘેરાય છે એટલે આટલે પહોંચીને આ બે વિભાગમાં વહેંચાયેલો પત્ર પૂરો કરું છું, વધુ હવે પછી. તું નચિંત રહેજે પણ રોજ મને પત્ર લખતો રહેજે અને હિમ્મત આપતો રહેજે.

ચિ. ચિરંતનને એની મમ્મીની મીઠી મીઠી બચ્ચી અને મારા ખૂબ ખૂબ વહાલા હૃદયેશ્વર કેતનને એની સ્મિતાનું માઝમરાતનું ધાબું...

(સમજી ગયો ને ?—એ વિચારે કેટલું
બળ આવે છે તે તો હું જ જાણું છું).

*

અલ્હાબાદ
તા. ૧૭-૧૨-૫૬

પ્રિય સ્મિતા,

તારો પત્ર મળ્યો ને મને હસવું આવ્યું. તું નાહકની જીવ બાળે છે. શીતાંશુને ઓળખવામાં તું ભૂલ કરે છે, ઉપરાંત ઊર્મિલા અને શીતાંશુના પ્રેમના કોટના કાંગરા તો શું પણ એકાદ કાંકરો પણ ખેરવવાની



બીજી કોઈ યુવતીની—કે સ્ત્રીની તાકાત નથી એમ એ અહીં આવ્યો ત્યારે નો'તો કહેતો ? મનમાંથી એવો ખ્યાલ કાઢી નાખજે. અને ખૂબ મોકળે મને એનું આતિથ્ય સ્વીકારજે.

ચિ. ચિરંતન ખૂબ મોજમાં છે, એની ફીકર ન કરીશ. તારું કામ પતે ત્યાં સુધી નિરાંતે કલકત્તા રહેજે.

તું યાદ તો આવે જ ને ? પણ કોઈવાર વિરહની વેદના પણ મીઠી લાગે છે.

આજ સહેજ ઉતાવળમાં છું. વધુ તારો પત્ર આવેથી.

લિ.

તારો કેતન

*

મુંબઈ

તા. ૧૭–૧૨–૫૬

મિસ્ટર શીતાંશુ,

એમ વાત છે ત્યારે ! સ્મિતાદેવીના સ્મિતમાં તમે તમારી જાતને સાંગોપાંગ ડુબાડીને કૃતકૃત્ય થાવ છો, એમ ને ? ખજુરાહોની અને બીજી પથ્થરની અપ્સરાઓ અને દેવાંગનાનાં શિલ્પ રાત પડે એક જુવાન સ્ત્રીને બતાવો એનો અર્થ શો થાય એનો તો વિચાર કરવો હતો મહેરબાન ! તમારું કાળજું ઠેકાણે છે એમ એકવાર માની લઈએ પણ સામાવાળીને શું લેમેલ થતી હશે તે સમજવાની બુદ્ધિ આપણામાં છે ?

ફરીથી આવો છબરડો ન કરે એટલા પૂરતો તારા પત્રનો જવાબ આપ્યો છે બાકી સ્મિતાની મહેમાનગીરી અંગે તારા વિવરણમાં મને આટલો સરખોયે રસ નથી.

અરે ઓ મૂરખના જામ ! અડધી રાત વીતે કોઈ પરયુવતીના શયનખંડનું બારણું ઠોકાતું હશે ? ઓઢવાનું ભૂલી ગયો હતો તો રામુને ઊઠાડી, સઘડી સળગાવરાવી બેઠકના ઓરડામાં મુકાવવી હતી કે પછી પેલા ભોંય પાથરેલા ઈરાનીઅન ગાલીચાની એવડમાં સૂઈ જવું હતું. તારામાં તે ક્યારે બુદ્ધિ આવશે !

હં, પણ, તે પછી સ્મિતાએ બારણું ઊઘાડેલું ? પછી કબાટમાંથી શાલ જડી હતી ?

પૂ. બાપુને હવે સારું છે. પણ તને એમની બાબતમાં અત્યારે શો રસ ? એટલે આગળ નથી લખતી.

લિ.

ઊર્મિલાની રંગરોગાન વિનાની યાદ.

*

કલકત્તા

તા. ૨૦–૧૨–૫૬

પ્રિય કેતન,

તારી વાત સાવ કાઢી નાખવા જેવી ન પણ હોય. તારો ૧૭મીનો પત્ર મળ્યો તે પહેલાં જ શીતાંશુ સાથેનો પરિચય જુદા સ્વરૂપે મને સમજાવા માંડ્યો હતો.

તે રાતની વાત મેં તને લખી છે, તેના અનુસંધાનમાં ઘણું ઘણું બની ગયું જેની વિગત હું તને પત્રમાં તો શું લખું ? પણ મારા જ વાંકે તે આખી રાત શીતાંશુ ટૂંટીયું વાળીને ટાઢમાં થરથરતા સૂઈ રહ્યા. અને તે જ રાતથી એમને સખત શરદી થઈ ગઈ છે. તને પત્ર લખતાં મોડું થયું કારણ કે—હા પણ એવું કારણ તે શું લખવું ?

તે સાંજે ઓફિસેથી આવ્યા ત્યારે એમના શરીરમાં તાવ હતો. પહેલાં તો મેં માન્યું જ નહિ; મારી સહાનુભૂતિ મેળવવાનો એ નુસખો હશે એમ ધારી લીધું; પણ એમનું દયામણું મુખ જોતાં મારું મન પીગળી ગયું. અને ઊર્મિલાબેનની ગેરહાજરી એમને ન વર્તાય તે રીતે છેલ્લા ત્રણ દિવસથી એમની સુશ્રૂષામાં લાગી ગઈ હતી.

શીતાંશુ ખરેખર મઝાના માણસ છે, મારી વાત માનીને બે દિવસથી ઓફિસે જતા નથી, મેં પણ હમણાં અહીંનું મારું કામ અભરાઈએ ચઢાવ્યું છે; આમ એમનું સ્વાસ્થ્ય હવે ઠીક છે અને આજે કંઈક વધુ સ્વસ્થ લાગે છે પણ મારો આગ્રહ સ્વીકારીને બે દિવસ પછી ઓફિસે જવાનું શરૂ

કરશે. એ પછી જ હું પણ મારું અધૂરું કામ પતાવવા બહાર નીકળીશ.

એમને વિષે જે કાંઈ લખી ચૂકી છું એ માટે હું ખરેખર શરમીંદી બની ગઈ છું. લગભગ મોડી રાત સુધી એમની સાથે ગપસપ મારતી બેસી રહું છું. મને તો એ એટલા બધા સલામત માણસ લાગ્યા કે ખુલ્લા બારણે ધસધસાટ સૂઈ રહું તો પણ મારો વાળ વાંકો થાય એમ નથી. એમની સજ્જનતાની કસોટી કરવા આજે રાતે એ પ્રમાણે જ ઊઘાડે બારણે સૂવાની છું અને હસતાં હસતાં મેં એમને એમ કહી પણ દીધું છે. એવી મઝા આવશે—નહિ ?

હું માનતી હતી તે કરતાં આ શહેર વધારે રળીયામણું છે, એમાંયે ડિસેંબરમાં તો શું મોસમ જામે છે !

આજે બે ઘડી માટે એમની કાંઈ ફાઈલ બાઈલ લઈને એ બેઠા જણાય છે એટલા વખતમાં તને આ પત્ર ઘસડી કાઢ્યો. આ ત્રણ દિવસ તો મને એમનાથી એક ક્ષણ જાણે અળગી થવા દીધી નથી; એવા સાવ બાળક જેવા છે ! ઊર્મિલાએતે આટલાં લાડ બડાવીને એમને ફીકલા બનાવી દેવાની જરૂર ન હતી. અરે સાવ કેવી કેવી માગણી કરે—એવું બધું તે શું તને લખું.

એ આ બાજુ જ આવતા જણાય છે. ચાલ ત્યારે ટા ટા. ચિ. ચિરંતનને મમ્મીની બકકી અને એના પપ્પાને... મોટા ડીચો.

(ચિઢાયો ને ?)

*

કલકત્તા
૨૦-૧૨-૫૬

પ્રિય હૃદયેશ્વરી,

અત્યાર સુધી માનતો હતો કે મારા હૃદયની એક માત્ર ઈશ્વરી અધિષ્ઠાત્રી ઉરપ્રદેશમાં આણ વર્તાવનારી, તે ઉપર એકચક્રે રાજ્ય કરનારી તું જ છે પણ છેલ્લા બે ત્રણ દિવસમાં એ સિંહાસન થોડું થોડું ડગુમગુ થયું–I mean કદાચ ડગુમગુ થઈ જાય એમ લાગેલું. પણ મારા હૈયા ઉપરનું સિંહાસન ડગુમગુ ભલે થાય, મારા હૈયાની ભોમ બાકી સાબુત છે હો. વાત એમ છે 'Dear' ઊર્મિ—આ પત્રમાં બે ચાર પાંચ જગ્યાએ 'Dear' 'વહાલી' 'પ્રેયસી' જેવાં સંબોધનો વાપરું તો અકળાઈશ નહિ, મારા હૈયાની ભોમને સાબુત રાખવા એ સંબોધનોની અવાર-નવાર જરૂર પડે એવું બની ગયું, બની રહ્યું છે.

'મિસ્ટર શીતાંશુ' ઉપર લખાયેલો તારો પત્ર મળ્યો પછી મનોમન ખૂબ સારો, વિવેકી લાગું તે રીતે વર્તવાનો મેં નિશ્ચય કર્યો હતો. પણ એ વિવેકીપણાએ એ ઠાવકાઈએ તો ઉલટો ખંગ વાળી દીધો.

વાત એમ છે વહાલી ઊર્મિ, એટલે કે પ્રશ્ન એ છે કે...ખરેખર એક વ્યક્તિ સામી જાતિની બે વ્યક્તિ માટે સ્નેહભાવના રાખી શકે ખરી ? છેલ્લા ત્રણ દિવસથી આ પ્રશ્ન મને પજવે છે. મારા મનમાં શંકા ઊઠી છે. અને તું સ્ત્રી છે એટલે સ્ત્રીનું દિલ વધુ સરળતાથી, સહજતાથી સમજી શકે. આ પ્રશ્નની ચર્ચા અહીં પત્રમાં નથી કરતો પણ વહેલા મોડા જ્યારે આપણે મળીશું ત્યારે દાખલા દલીલો અને બનાવો ટાંકીને મારું મંતવ્ય હું પુરવાર કરી બતાવીશ. એ બધો મસાલો સ્મિતાના સાન્નિધ્યમાંથી મેં એકઠો કરવા માંડ્યો છે.

તે રાતે પછી એણે બારણું ન જ ખોલ્યું. આખી રાત ટુંટીયું વાળીને બેઠક ખંડમાં સૂઈ રહ્યો અને સવારથી તો શરદીનું સામ્રાજ્ય સ્થપાઈ ગયેલું. ખાંસી વધી ગઈ અને સાંજે ઓફિસેથી તાવ લઈને જ ઘેર આવ્યો.

પણ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરતી હોય તેમ સ્મિતાએ છેલ્લા ત્રણ દિવસમાં તારી ગેરહાજરી ન લાગે તેટલી મમતાથી મારી ચાકરી કરી છે. માંદો પડું છું ત્યારે દવા ન પીવા માટે, મોસંબીનો રસ ન લેવા માટે તારી પાસે જેટલાં લાડ કરું છું તે બધું પડેલી ટેવને આધારે સ્મિતાની પાસે પણ થઈ ગયું.



પણ સ્મિતપૂર્વક મારી બધી જ કુટેવો એણે બરદાસ્ત કરી...એટલે તો મને લાગે છે કે...

બાકી હતું તે હવે પછી વધુ બે દિવસ આરામ લેવો જ પડશે એવો હક્કપૂર્વક આગ્રહ કરીને મને ઑફિસે નથી જવા દેવાની. તેં કોઈ દિવસ એવો હક્ક દાવો કરેલો? 'પુરુષ જેવો પુરુષ બાયલાની જેમ સહેજ અમથો તાવ આવે કે માથું દુઃખે તેથી ઘરને ખૂણે બેસી રહે એ તો મને ન ગમે', એમ ધૂરકીને મને ઑફિસે ધક્કેલી આપતી તે યાદ આવે છે ત્યારે તો સ્મિતાના વર્તાવ સાથે તારા એ વર્તાવની સરખામણી થઈ જ જાય છે.

અરે વહાલુડી ઊર્મિ, આજે રાતના મારી કસોટી થવાની છે. સ્મિતા ખુલ્લાં બારણાં રાખીને જ સૂવાની છે, મારી સજ્જનતાની સામે એણે આહ્વાન ફેંક્યું છે—પણ બધું હસતાં હસતાં હોં. Don't take it seriously. પાછી મારે શું કરવું શું ન કરવું તેની મને શિખામણ આપવા બેસી ન જઈશ. મારું હૈયું તો સાબુત છે અને સલામત પણ છે. આ તો માત્ર મને વહેમ છે કે કદાચ સ્મિતા —ના ના પણ આપણે એની ચર્ચા રૂબરૂ જ કરીશું.

આટલું લખતાં વળી સહેજ થાક લાગ્યો. બે દિવસનો વધુ આરામ અને સ્મિતાની કાળજીભરી માવજત પછી વધુ તંદુરસ્ત બનીને ઑફિસે જવાનું શરૂ કરું તો નવાઈ નહિ.

મારી માંદગીને કારણે એનું બિચારીનું અલ્લાહબાદ પાછા જવાનું પણ બે ચાર દિવસ માટે લંબાઈ ગયું. આજ આટલેથી. મુ. બાપુને મારા સાદર સવિવેક વંદન, અને મારી હૃદયેશ્વરી ઊર્મિલાને

શીતાંશુના ઉછળતા પ્રેમઘેલા ઉરતું વહાલ.

*

× Allahbad 21....

Smita care Shitanshu Mohanlal 37 Ballygunge place. Calctnta. Catch first available train. Chirantan seriously ill—Ketan.

*

× Bombay 21....

Shintsnshu Mohanlal, 37, Ballygunge place, Calcutta. Extremely worried about your health, starting tonight plane—Urmila.

*

'નિશાકર'

## સત્ય

બધા ચોકા, લજ્જા, પરિભવમહીં બંધ કરશો
છતાં એ ઓચિંતું અનનુચિત માર્ગે પ્રકટશે;
ગળું ઘૂંટી એનું યદપિ વરસો ચેન કરશો,
દબાયેલા મૌને અધિકતર જોરે પ્રસરશે;
કરાડે છેદેલાં તરુવરતણાં મૂળ સબળાં.
વળી જેવાં ચોંટે અધિક બળ શોભા સજવતાં,

મદાંધે, પાખંડે, અઘ્ય નજરે, જુલ્મ, જડતા,
વહેમે, અજ્ઞાને પરવશ બની સત્ય કચડી
ચડાવ્યું ક્રોસે, ને વિષ વિષમ પાયું, ફગવિયું.
ચિતામાં, ગોળીથી દફન કરિયું, તોય ચવળી,
તવાતાં ગાળેરું અતિ વિમલ ઉદ્દાત્ત બનતાં.
સ્મશાને, ઘોરેથી થનગન થતું ચેતન વહે,

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# સરોવર સોહાવતાં જળચરો

આપણાં જળચરો વિષેની આ લેખમાળા ખૂબ જ પ્રિય થઈ પડી છે. આ વખતે હંસ અને બદકની કેટલીક એવી જાતોનું વર્ણન છે જે આપણે કયારેય નજરે પણ ન જોઈ શકીએ. પ્રાણીઓ અને પંખીઓના ગુજરાતના એકમાત્ર અભ્યાસુ આ લેખક છે...

## દેવહંસ

દેવહંસનું કદ આપણા ખેરાના કદને મળતું આવે છે પણ દેવહંસની રીતભાત અને તરવાની શાહી રીતની દમામવાળી કળા તેમાં તેનો ધોળો રંગ અને ગરદનની મરોડ આપણને આકર્ષ્યાં વગર રહે નહિ. તેના પગ કાળાશપડતા હોય છે અને ચાંચ તેજ રંગની પણ મૂળમાં પીળી—જે પીળાશ આંખની અણી સુધી પહોંચે છે. અને આપણે જે દેવહંસની વાત કરીએ છીએ તેની ચાંચ બીજા દેવહંસો કરતા પખ્તી જણાય છે. નરમાદામાં તફાવત જણાતો નથી. બીજી જાતના ચાર પાંચ દેવહંસો થાય છે તેમાં સૌથી વધારે સામાન્ય તે મ્યુટ અથવા મૂંગા દેવહંસ છે. જે પ્રાણી–સંગ્રહસ્થાનમાં જરૂર જોવા મળે છે.

આ દેવહંસની જોડી સૌથી પહેલાં કચ્છના હમીરસર તળાવમાં દેખાઈ હતી. તેમાંથી હાલના કચ્છના મહારાવ શ્રી મદનસિંહજી સાહેબે એકને જીવતો હાથ કર્યો હતો.

દેવહંસનું પ્રજનન પૂર્વ સાઈબીરીયામાં થાય છે અને શિયાળો ગાળવા ચીનની મુલાકાત લે છે. ભારતમાં તે ઘણો દુર્લભ છે. માત્ર અગાઉ ત્રણ જ એવીક દેવહંસની નોંધ અત્યાર સુધીમાં લેવાઈ છે.

આથી આપણને તે આપણા સરોવરોમાં ભાગ્યે જ જોવા મળે પણ મળે તો ભાગ્યશાળી ગણાઈએ. અંગ્રેજીમાં દેવહંસને The Alphe raky's swan અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Cygnus Columbianus jankowskii (alpheraky) વાપરવામાં આવે છે.

## ગાજહંસ

આપણે ઘણી વખત ગામમાં કે મુંબઈની મારકેટમાં ગાજ જોઈએ છીએ તેના જેવડા જ કદના આ ગાજહંસનો રંગ ઉપર કથ્થાઈ મિશ્રીત રાખોડી, પાંખ કથ્થાઈ, નીચેની પીઠ અને કદ રાખોડી પણ ઉપરનાં પૂંછડી ઢાંકતાં પીંછાં ધોળા રંગનાં, આંખ કથ્થાઈ, માથું ગરદન અને છાતી કથ્થાઈ રાખોડી, પેટાળ ધોળું પણ અંદર કાળા ડાઘાનું ચિત્રામણવાળું, પૂંછડી કથ્થાઈ તેના બહાર આવતાં પીંછાની જોડી કથ્થાઈ અને છેડે સફેદ ચાંચ ગુલાબી પણ તેનો વાંકો છેડો ધોળો અને ચાંચ ફરતી સફેદ પીંછાંની કિનારી દેખાય છે. પગ અને આંગળાં ગુલાબી અથવા કોઈ વખત જાંબુડીયા રંગનાં જોવા મળે છે. નરમાદા તફાવત વગરનાં હોય છે.

આ ગાજહંસો એક વખત સૌરાષ્ટ્રમાં બહુ ચોક્કસપણે શિયાળામાં આવતા પણ હવે તો તે બિલકુલ દુર્લભ થઈ પડયા છે છતાં કોઈ ભૂલો પડી ગયેલો પંખી વરતાઈ આવે છે. છેલ્લાં બે દાયકામાં માત્ર એક વખત તે વાંકાનેરમાં મરાયાનો દાખલો સાંપડે છે. જે નર માલુમ પડયો હતો. ગાજહંસો શિયાળામાં ઉત્તર ભારતમાં મોટા ટોળામાં આવી પડે છે. જ્યાં તેઓ મોટાં સરોવરો અને ખારા ગીલા ઉપર વસે છે. સ્વભાવે બહુ બીકણુ હોવાથી આપણાથી બહુ દૂર હોય ત્યાં જ ઊડી નીકળે છે.

કચ્છમાં આ જાતના ગાજહંસ આવતા એને લઈ રણ ઉપર થઈ સૌરાષ્ટ્રમાં પણ તેઓ દેખા દેતા પણ છેલ્લાં વર્ષોમાં તેનાં દર્શન દુર્લભ થઈ ગયાં છે.

પ્રજનન માટે તે ઉત્તર યુરોપ અને એશિયામાં જાય છે. અને શિયાળો ગાળવા ભારતમાં આવી પહોંચે છે. ગાજહંસનો આહાર લીલું ઘાસ, દાણા, બીયાં અને પાણીની વનસ્પતિ છે.

અંગ્રેજીમાં ગાજહંસને The Eastern grey-lag goose કહેવાય છે જ્યારે Anser anser rubrirostris (Swinhoe) એ રીતે વિજ્ઞાનિક નામ છે.

### રાજહંસ

ઉપર જોઈ ગયા તે ગાજહંસ જેવડા જ કદનો આ રાજહંસ જે તેના ઓડ ઉપર આવેલા બે કાળા રંગના પટ્ટાથી માલૂમ પડે છે. માથું તથા ગરદન સફેદ રંગનાં અને બાકીનો દેહ કથ્થાઈ રંગની ઝાંયવાળો રાખોડી હોય છે. આંખો ઘેરી કથ્થાઈ અથવા કાળી, ચાંચ નારંગી પીળી પણ છેડો કાળા રંગનો અને પગો પીળા રંગના હોય છે.

આ રાજહંસ પણ સૌરાષ્ટ્રમાં તો દુર્લભ જ ગણાય છે. તેઓનું પ્રજનન સ્થાન તીબેટ, કાશ્મીર, અને લડાક છે અને શિયાળો ગાળવા ભારતમાં મોટી સંખ્યામાં આવી પહોંચે છે. અને દક્ષિણમાં ઠેઠ મૈસુર સુધી જાય છે પણ ગુજરાત અને કચ્છમાં તે ભાગ્યે જ મળે છે.

આપણે જે અનાજ ખાઈએ તે આ રાજહંસ ખાય. ઉપરાંત પાણીની જીવાત વધારામાં લે છે. કેટલીક વખત ચોખા અને ચણાના ખેતર ઉપર આવી સારું નુકસાન કર્યાના દાખલા છે.

આપણામાં જે કવિઓએ રાજહંસ તરીકે જેનું વર્ણન આપ્યું છે તે આ રાજહંસ. માનસરોવર અને રાક્ષસ્થળના ભેજવાળા પ્રદેશમાં તેઓ મોટા સમુહમાં બચ્ચાં ઉછેરે છે. નરમાદાના રંગમાં તફાવત નથી.

અંગ્રેજીમાં રાજહંસને The Bar-headed goose કહેવાય છે જ્યારે Anser indicus (latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### શ્વેતભાલ ગાજહંસ

શ્વેતભાલ ગાજ બીજા ગાજો કરતાં કદમાં જરા નાનો વરતાય છે. અને ગાજહંસની સરખામણીમાં તે ઘેરો કથ્થાઈ રંગનો વરતાય છે. વળી સફેદ રંગનું ભાલ ઉપર ટીલું જણાય છે. એથી તેને જુદો તારવવામાં જરાય મુશ્કેલી પડતી નથી. નીચલી છાતી ઉપર કાળા લીટાનો મોટો ડાઘો પડે છે પગ નારંગી પીળા રંગના હોય છે તેમાં પણ નરમાદા સરખાં છે.

કચ્છમાં આ શ્વેતભાલ ગાજ મરાયાના દાખલા જડે છે. ઉત્તર ભારતમાં પણ તે મોટા પ્રમાણમાં જોવા મળતા નથી બલકે ભાગ્યે જ જોવા મળે છે. આપણી હદ બહાર તેઓ યુરોપથી પશ્ચિમ સાઈબીરીયા સુધી જોવા મળે છે.

અંગ્રેજીમાં તેને The white-fronted goose કહે છે જ્યારે anser albifrons તે તેનું વિજ્ઞાનિક નામ છે.

ઉપર જણાવેલ તમામ પંખીઓ આપણાં સરોવરો ઉપર કોઈ વખત જોવામાં આવ્યાં નથી અને મારા જોવામાં પણ કોઈ વખત આવ્યાં નથી. માત્ર એક ગાજહંસનો મરેલો નમુનો મારા જોવામાં આવ્યો છે. એટલે આ પંખીઓની ઓળખાણ પાડવામાં એટલું જ તત્ત્વ રહેલું છે કે કોઈ વખત જણાઈ આવે તો તરત જ વરતી શકાય.

### મોટી સીસોટી બદક

મોટી સીસોટી બદકનું કદ આપણી ગામઠી પાળેલી બદક જેવડું હોય છે. એક બીજી સીસોટી બદક જે આપણે ત્યાં હમેશાં રહે છે તેનાથી આ મોટી સીસોટી બદક કદમાં મોટી અને પૂંછડીને ઉપરથી ઢાંકતાં પીંછાં ધોળા રંગનાં હોય છે અને જો તેને નજીકથી જોઈએ તો આગલી ગરદનમાં કાળી લીટીઓનું ચીતરામણ નજરે ચડે છે. નરમાદામાં તફાવત હોતો નથી અને ખાસીયતમાં તે નાની સીસોટી બદકને ઘણી રીતે મળતી આવે છે. પણ તેના જેટલી મોટી સંખ્યામાં તે એકઠી થતી નથી.

ભારતના ઉત્તર અને મધ્ય ભાગમાં જ્યાં મોટાં વિશાળ પાણી છે ત્યાં તેનો વાસ હંમેશનો છે. ગુજરાતમાં તો આ બદક દેખાઈ નથી છતાં કચ્છના પાલીનં કરેલા પંખીઓની નોંધમાં તેનો સમાવેશ કર્યો છે. ભારત બહાર પણ મોટી સીસોટી બદક ઘણા દેશમાં થાય છે તેમાં દક્ષિણ અમેરિકા, આફ્રિકા, બર્મા અને સિલોન આવે છે.

બાકીની તમામ ખાસીયત હવે પછી આપણે સીસોટી બદક જોઈશું તેને મળતી આવે છે.

અંગ્રેજીમાં મોટી સીસોટી બદકને The large-whistling teal કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Dendrocygan bicolor ( vieillot ) કહેવાય છે.

### ચોટીલી લુહાર બદક

ઉપર જોઈ ગયા તેના જેટલા જ કદની આ ચોટીલી લુહાર મુરઘાબીનો નર તેના ઘેરા ચળકતા કથ્થાઈ લીલા અને જાંબુડીયા રંગના માથા ઉપરથી તરત વરતાઈ આવે છે. તેને કાળો કાંઠલો અને છાતી ઉપર રાખોડી ધોળા બીજ આકારની ભાત પડે છે. પાંખમાં ઘેરા ચળકતા લીલા રંગનો ડાઘ પડે છે જેની કોર ધોળી હોય છે. જ્યારે માદા લાલાશ પડતી કથ્થાઈ હોય છે. અને પગ અને ચાંચ કાળા રંગનાં હોય છે. આવું એક પંખી કચ્છના મહારાવશ્રીએ ઈ. સ. ૧૯૩૨ ના ફેબ્રુઆરી માસમાં માર્યું હતું.

આ ચોટીલી લુહાર બદકનું પ્રજનન પૂર્વ એશિયામાં થાય છે. અને શિયાળો ગાળવા ભારત, ચીન અને જાપાન સુધી આવે છે. ઉત્તર ભારતમાં પણ આ બદક બહુ દુર્લભ પંખી ગણાય છે.

આ બદકને અથવા મુરઘાલીને અંગ્રેજીમાં The bronze capped teal ના નામથી ઓળખાય છે અને વિજ્ઞાનમાં તેનું નામ. Anas falcata (georgi) છે.

### બઈકાલની મુરઘાલી

નાની મુરઘાલીના જેટલા જ કદની આ બઈકાલની મુરઘાલીનો નર તેના તલકાં, દાઢી, ગળું, ઉપરની ગરદન અને જે ઊભી લીટીઓ આંખ આગળથી થઈ ગળા સુધી પહોંચે છે તે ઉપરથી ઓળખાય છે. એક પહોળી પટ્ટી આંખ પાછળથી નીકળી ઓડ સુધી આવે છે. જેનો રંગ ચળકતો લીલો છે. જેમાંથી પાછી બે કાળી લીટી નીકળી ઓડથી ગરદન સુધી લંબાય છે. અને ચહેરો આછો પીળા રંગનો રહે છે. એક ધોળી પટ્ટી ઉપલી ચાંચ આગળથી નીકળી આંખ ઉપર થઈને પાછળ તાલકાં સુધી આવે છે. પાંખમાં કથ્થાઈ લીલો ચળકતો ડાઘ રહે છે. પછી ધોળા અને કાળા લીટા હોય છે. છાતીની બાજુમાં ઊભા ધોળા લીટા શોભી રહે છે. માદાનો રંગ કથ્થાઈ અને લીટીઓવાળો હોય છે. દાઢી, ગળું, અને નીચેના બીજા ભાગો પીળા ધોળા હોય છે. બન્નેના પગ કાળા અથવા સલેટીયા રહે છે.

આ બદક માત્ર એક જ વખત અમદાવાદમાં ૧૮૯૮ના ડિસેમ્બર માસમાં બર્ટન સાહેબે મારી હતી.

સાઈબીરીયાથી ઉત્તર ચીન સુધી તે બચ્ચાંનો ઉછેર કરે છે. અને શિયાળો ગાળવા ભારત, ચીન અને જાપાનની મુલાકાત લે છે. ભારતમાં તે ઘણી દુર્લભ બદક ગણાય.

અંગ્રેજીમાં બઈકાલની બદકને The Clucking અથવા Baikal teal કહેવામાં આવે છે. જ્યારે Anas formosa (Georgi) એ રીતે વિજ્ઞાનમાં ઓળખાય છે.

જેમ આપણે આગળ ગાજ અને દેવહંસ વિશે જાણ્યું તેમ આ બધી મુરઘાલી અથવા બદકો કદાચ કોઈ જોવામાં ભાગ્યે જ આવે. એ તો એના અહીં આવવાના સમય ઉપરથી જોઈ શકાય છે છતાં કોઈ તે જોવા ભાગ્યશાળી થયું હોય તો ઓળખી શકે એ વિચારે તેનો આમાં સમાવેશ કર્યો છે.



મારા જીવન દરમ્યાન હું બે વિભૂતિઓનો સૌથી વધુ ઋણી રહીશ—મહાત્મા ગાંધી અને ગુરુદેવ ટાગોર. અમારી પેઢીમાં ઘણી વિભૂતિઓ જન્મી છે અને ગાંધીજી તથા ગુરુદેવ ટાગોર તેમાં સૌથી વધુ વિશિષ્ટ છે. આ બેય વિભૂતિઓનાં ચરણ આગળ બેસવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું છે, હું જે કાંઈ સદ્‌ગુણો ધરાવું છું તેનું બધું જ શ્રેય તેમને જ છે.

—જવાહરલાલ નેહરુ [ વિશ્વભારતીના પદવીદાન વખતે ]

ગુલાબદાસ બ્રોકર

# મધુર મુખવાસ

આપણા જાણીતા વાર્તાકાર એક અચ્છા અભ્યાસુ અને અવલોકનકાર પણ છે તે તો કેટલાય વખતથી આપણે જાણીએ છીએ. અહીં રજૂ થતો એક અવલોકનાત્મક લેખ અભ્યાસુઓને એટલો જ ગમી જાય તેવો છે, દરેકને માટે વાચનક્ષમ તો બને જ.........

આજે હિંદુસ્તાનની દરેકે દરેક ભાષામાં ટૂંકી વાર્તાનો કલાપ્રકાર મહત્ત્વનું અને માનભર્યું સ્થાન ભોગવે છે. પોતાની ભાષામાં સાહિત્યનાં બીજાં સ્વરૂપોની ગમે તે સ્થિતિ હોય છતાં પણ દરેકે દરેક ભાષાના સાહિત્યરસિકો માને છે જ કે ટૂંકી વાર્તાનું સ્વરૂપ તો તેમની ભાષામાં સારી રીતે વિકાસ પામેલું છે. વળી કલાના આ નાનકડા સ્વરૂપનું આકર્ષણ અને તેની દેખીતી સરળતાને અંગે, તેનું પ્રલોભન પણ એવું છે કે દરેક ભાષાનો લેખક એ લખવા પ્રેરાય, વાચક એ વાંચવા પ્રેરાય. આપણી ગૂજરાતી ભાષામાં તો એ સ્વરૂપમાં ખરેખર સારું કહી શકાય એવું કામ થયું પણ છે, એટલે હિંદુસ્તાનની બીજી ભાષાઓમાં પણ એ દિશામાં કેવું કેવું કામ થયું છે એ જાણવા આપણને કુતૂહલ થાય એ સ્વાભાવિક છે. ભાઈ શાંતિ આંકડિયાકર, તેમના અભ્યાસના ચીવટભર્યાં પ્રયત્નને પરિણામે, આપણા એ કુતૂહલને થોડો ઘણો પણ સંતોષ મળે એવું આ પુસ્તકરૂપી ફળ આપણી સામે ધરે છે એ ટૂંકી વાર્તાના સાહિત્યના રસિકો માટે આનંદનો વિષય છે.

પુસ્તકમાં કુલ સોળ વાર્તાઓ છે. આપણા બંધારણમાં સમાવિષ્ટ ચૌદેચૌદ ભાષા ઉપરાંત આમાં અંગ્રેજી અને મૈથિલી વાર્તાઓને પણ સ્થાન આપવામાં આવ્યું છે. અને એ યોગ્ય જ થયું છે. કેમકે આપણા ઘણા પ્રતિભાશાળી વાર્તાકારો મૂળ અંગ્રેજીમાં જ પોતાનાં લખાણ કરે છે, અને તે દ્વારા તેમણે હિંદમાં અને હિંદ બહાર કીર્તિ પ્રાપ્ત કરેલી છે. તેમનામાંના એકને તો આવા સંગ્રહમાં સ્થાન મળવું જ જોઈએ. મૈથિલીને હજી આપણા બંધારણે સ્વીકારી નથી. છતાં હિંદુસ્તાનની તે એક મહત્ત્વની ભાષા છે, અને એને આવા સંગ્રહમાં સ્થાન મળે એ ઉચિત જ છે. શ્રી. આંકડિયાકર હજી એક ભાષાની વાર્તા આ સંગ્રહમાં ઉમેરી શક્યા હોત. સિંધી. તે ભાષા આપણા બંધારણમાં હજી સ્થાન મેળવી શકી નથી પણ હવે એ સ્થાન એ મેળવવામાં જ છે. અને કદાચ ટૂંક સમયમાં જ એ સ્થાન એને પ્રાપ્ત થઈ જશે: એવી આશા એ ભાષાના સાહિત્યસેવકો સેવી રહ્યા છે. આપણા વાચકો જો આ પુસ્તકને બીજી આવૃત્તિએ પહોંચાડી શકે, તો નવી આવૃત્તિ વખતે સિંધી ભાષાની એક વાર્તાને પણ આમાં સમાવિષ્ટ કરી લેવાનું સૂચન હું અનુવાદક પ્રકાશક બંનેનું કરું છું.

આ સોળેસોળ વાર્તા વાંચી જતાં એક લાગણી સ્પષ્ટ સ્વરૂપમાં અનુભવાય છે. આવડા મોટા દેશમાં પથરાયેલા આપણે બધા, જુદી જુદી ભાષાઓ બોલતા હોવા છતાં, કેટલા બધા એક છીએ! આ બધીયે સૃષ્ટિમાં ક્યાંય કશું એવું નથી લાગતું જે આપણું પોતાનું ન હોય, જે આપણા પોતાના જ જીવનના એક અંશ જેવું ન હોય! અભિવ્યક્તિ ક્યાંક કંઈક જુદા પ્રકારની હોય, ભાર ક્યાંક કોઈક જુદી જગાએ અપાયો હોય, નાની મોટી વિગતો ક્યાંક કોઈ કોઈ અંશમાં આપણા હંમેશના અનુભવના ક્ષેત્ર કરતા જરા જુદી તરી આવતી હોય—આ, આટલું જ, આટલી ગૌણ બાબતોમાં, અનુભવવાનું હોય તો, જુદાપણું અનુભવાય; બાકી તો આ વાર્તાઓમાં સમાયેલી સૃષ્ટિ આપણી પોતાની જ સૃષ્ટિ છે, અને આપણા પોતાના વાર્તાકારોની જ વાર્તાઓ જાણે આપણે વાંચી રહ્યા છીએ એવો ભાવ, પુસ્તકની વાર્તાઓ વાંચતાં વાંચતાં વારંવાર અનુભવ્યા સિવાય આપણે રહી શકતા નથી. અને એ ભાવ આપણને નવી શોધખોળનો નહીં, પણ આપણે જે જાણતા અને માનતા આવ્યા છીએ એ હકીકત કેટલી બધી સાચી છે એ જાતની પુનઃપ્રતીતિનો, અત્યંત સાત્ત્વિક આનંદ પૂરો પાડે છે.

વર્ણનો, પ્રસંગો, વાક્છટા, આડવાતો, પોતપોતાની રીતે ગમે તેટલા સુંદર કે આકર્ષક હોય તે છતાં, ટૂંકી વાર્તાના દેહને બંધનરૂપ જ થઈ પડે છે, પુષ્ટિકર્તા નહીં. ઘણાયે વાર્તાકારો એ વાત ભૂલી જાય છે, અને પરિણામે તેમની કલાને શોષવું પડે છે. ઊડિયા વાર્તા 'અંતનો આરંભ'માં પણ આ જાતની શિથિલતા પ્રવર્તતી દેખાય છે, અને એથી રસભંગ થાય છે એમ મને લાગ્યું છે. વાર્તાનું વસ્તુ પાંખું છે, પણ એને બહેલાવવાનો પ્રયત્ન મોટો થયો છે, એટલે એ વાર્તાને સહન કરવું પડે છે એ નિશ્ચિત છે.

પણ અહીં આપણે એકેએક વાર્તા લઈને તેનું પૃથક્કરણ કરવા બેઠા નથી, આ સંગ્રહનો પરિચય જ માત્ર કરવા બેઠા છીએ, એટલે એ પ્રવૃત્તિ અહીં અટકાવીએ, અને એ સંગ્રહમાં આવેલી જુદી જુદી વાર્તાઓમાં વિષય વસ્તુ પાત્ર પ્રસંગ અને કથનરીતિનું વૈવિધ્ય કેટલું આવેલું છે તે તરફ નજર દોડાવીએ.

એ વૈવિધ્ય ઊડીને આંખે વળગે એટલું બધું છે. 'લાલ હીરા' જેવી પરીકથા આમાં છે ને 'સારું ઠેકાણું' જેવી ચમત્કારયુક્ત કથા પણ છે. આમાં પ્રેમની કથા છે, લાગની કથા છે, અને માનવમનની પોતાને પણ ન સમજાય એવી આંટીઘૂંટીની કથા પણ છે, પતિવ્રતાની પ્રેમાળ વાતો પણ 'મારાં દાદી' અને 'વૃદ્ધાની શીળી છાયા'માં ગૂંથાઈ ગઈ છે, તો માનવજાતની હૃદયહીન બદમાશીની વાત પણ 'તાવીજ' કે 'દવા'માં સંકળાઈ ગઈ છે. તે નાની આયેશાથી માંડીને બુઢ્ઢાં દાદીમા સુધી, ને શાહ સાહેબથી માંડીને જમનાની બકરી સુધી આમાંની પાત્રસૃષ્ટિ પણ વિસ્તરેલી છે. કથનની રીતિ પણ 'દશકુમાર ચરિત'ની વાર્તાથી માંડીને છેક અત્યારની ખુશવંતસિંહની સાદી સીધી છતાં કલાનાં બધાંયે તત્ત્વોથી પૂરેપૂરી સભાન એવી આડંબરહીન લાગતી રીતિ સુધી ફેલાયેલી છે—જો કે આ કથનરીતિની બાબતમાં સંસ્મરણોમાં વિશેષ વૈવિધ્યને અવકાશ હતો એમ કહેવું હોય તો કહી શકાય.

એટલે આમ અનેક રીતે આ સંગ્રહમાં વૈવિધ્ય છે, અને આખા હિંદુસ્તાનના, વાર્તા ક્ષેત્રના મોવડીઓની વાતોને એકી સાથે એક સંગ્રહમાં બેસાડી તેમની કલાસામગ્રી ગુજરાતની જનતા સમક્ષ રજૂ કરવાનું ઔચિત્ય પણ છે. એ બધું કરવા માટે સમય શ્રમ અને શક્તિ ત્રણેનો સારા પ્રમાણમાં વિનિયોગ કરવો જોઈએ. ભાઈ શાંતિ આંકડિયાકરે એ વિનિયોગ કર્યો છે એ ઓછા આનંદની વાત નથી.

છતાં એક વાત કહું? હિંદુસ્તાનની જુદી જુદી ભાષામાં વાત કરતા પ્રસિદ્ધ વાર્તાકારોનાં નામની અછત આમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. દાખલા તરીકે, ઉર્દૂમાં કિશનચંદર, ઇસ્મત ચુગતાઈ કે રાજેન્દ્રસિંહ બેદીનું નામ આપણે વારંવાર સાંભળીએ છીએ. તેમાંના કોઈની આમાં વાર્તા નથી. હિંદીના પ્રેમચંદ તો ખૂબ પ્રસિદ્ધ, પણ જૈનેન્દ્ર યશપાલ કે અજ્ઞેયની પણ વાર્તા આમાં નથી. મરાઠીમાં ખાંડેકર ફડકે નહીં. પણ અત્યારના ગાડગીલ ગોખલે ભાવેમાંથી કોઈકની વાર્તાની આમાં અપેક્ષા રહે. પણ તેમાંના એકે આમાં નથી. એ જ પ્રમાણે બંગાળી તામિલ તેલુગૂ કે પંજાબીનું પણ ગણાય.

એ તો સ્પષ્ટ છે કે દરેક ભાષામાંથી આમાં એક જ લેખકની વાર્તા આવી શકે. એટલે આ બધાં નામોમાંથી આવત તોયે એક એક જ આવત પણ એમની ગેરહાજરી એની અસર ઉપજાવ્યા વિના રહેતી નથી અને એટલે અંશે આ સંગ્રહના પ્રતિનિધિપણાને પણ જરાતરા ઊણપ પહોંચાડે છે; એટલું ન કહીએ તો અપ્રમાણિક ગણાઈએ. પણ છતાં આશ્વાસન તો એ વાતનું રહે છે જ કે આ બધાં લખાણો દ્વારા આપણે હિંદુસ્તાનની દરેકે દરેક ભાષાના ટૂંકી વાર્તાના સાહિત્યના પરિચયમાં મુકાઈએ છીએ. અને એટલે આપણો રસ જાગૃત થતાં આ બધાં, ને એવા જ બીજા, સમર્થ લેખક લેખિકાઓનો પરિચય સાધવા આપણે માટે દ્વાર ખુલ્લાં થાય છે. પોતે જાતે આટલો મોટો શ્રમ લઈને આપણા બધાં માટે એ દ્વાર ખુલ્લાં કરવા પ્રયત્ન કર્યો છે એ માટે આપણે ભાઈ શાંતિ આંકડિયાકરને અભિનંદન આપીએ, અને ઇચ્છીએ કે આ કાર્યથી પ્રેરાઈ



તેઓ આપણને આ દરેક ભાષાના સમર્થ લેખકોની સુંદર વાર્તાઓના સંગ્રહો ગુજરાતીમાં ઉતારી આપશે. આ તો મુખવાસ માત્ર છે, જમણ હવે પછી પીરસાશે. એ જમણ પીરસનાર સદ્‌ભાગી વ્યક્તિ શ્રી. શાંતિ આંકડિયાકર જ હોય એમ આપણે બધાં ઇચ્છીએ.

['ભારતીય વાર્તાઓ'( સં. શાંતિ આંકડિયાકર )ની પ્રસ્તાવના.]



પ્રો. હસિત બૂચ

## પોષની રાત આ

પોષની રાત આ!
ઉજળી શીતળી પોષની રાત આ.

કોઈ જાણે
મદીલી અને ઘેલડી
રૂપની રેલ શી પ્રણયિની, અપ્સરા.

રોમ રોમે મને
આજ એ સતત ચાહી રહી સ્પર્શવા!
ઊનની હુંફ અંગાંગ પર પામતો,
પંથ રેતાળ પર,
ભીડતો અદબ હું પીઠને વાળતો,
ઝડપથી જૈ રહ્યો.
રમ્ય એ સ્પર્શના ડંખને ટાળવા,
અફલ મથતો રહ્યો!
પણ કદી,
રંગરમણા રસે ચતુર રમણીતણી.
નિષ્ફળી શું ગઈ?
ખોલતો આંખ તો પાંપણે ચૂમતી,
ઢાળતો પોપચાં, ત્યાંય એ ઝૂમતી;
ધૃષ્ટ રે,
હોઠ પર ચુમ્બનો, સતત રે' વર્ષતી.
કોણ જાણે કશી રીત?
પણ માંદ્યના
કુસુમના દલદલે તરલ એ નર્તતી.



'સુધાંશુ'

## સોણલું

મળ્યું છે સોણલું રે ઉન્નત ભોમનું:
રૂપરસ ધ્રુવ,
વિલાસ અધ્રુવ જી!
આભલાં અખિલે રેલે રંગજાહ્નવી,
મ્હોર્યું ઉર–અલકાએ સુધાદ્રુમ જી!
મળ્યું છે સોણલું રે ઉન્નત ભોમનું. ૧

અખૂટ જહાંની જહાંગીરી જોગવી
અનંત એ સુમનસન્ધ્યા સુહાવી જી!
બિછવી હિમભૂમિ,
તખતે તારા ભરી
નૂરમદ નૂરજહાં પધરાવી જી!
મળ્યું છે સોણલું રે ઉન્નત ભોમનું. ૨

અગાધ કેસૂ ને કલેવર કુસુમનાં
મંગલની હોજ–હીના નવાજું જી!
સુંદરને શિરે હો સૌરભના શિરમોર,
કરુણાની તાજગી રવાજું[૧] જી!
મળ્યું છે સોણલું રે ઉન્નત ભોમનું. ૩

૧: રવાજ એ દેશી સંગીતવાદ્ય છે,
એના ઉપરથી ક્રિયાપદ રવાજું:



'મીનપિયાસી'

## આ શી હવા?

ઓહો! અહા!
આ શી હવા?
શાને અહો!
રે શાન્ત આ એકાન્તમાં,
આવી મને એ ચૂમવા?
આ શી હવા?

ખળખળ ઝરે સ્વર્ગંગશી,
આલિંગતી અંગાંગને,
બારીથકી બહેકી ઊઠી,
બહેલાવતી ઉર–તંત્રને,
મહેકાવતી મન–ભંગને,
ને રોમ રોમે જોમ આપી,
ઘટ મહીં ગઈ ઘૂમવા
આ શી હવા?

સૂતો હતો નીંદર મહીં,
ને નૈન જ્યાં ખૂલ્યાં નહીં,
ત્યાં તો ધીરે આવી સરી,
જાણે અહો! ઇંદિર–પરી,
આછા સુકોમલ સ્પર્શથી,
મુજને જગાડયો હર્ષથી,
ક્યાં લઈ જવા?
આ શી હવા?

ભારે મીઠી માદક હતી,
શાથી હશે એ મહેકતી?
મુજને પડી ના કૈં ખબર,
માણ્યા કરી મેં તો લહર.
ને મન ઊડયું કરવા સફર,
ક્યાં મહાલવા?
આ શી હવા?

*

રતિલાલ-અનિલ

## તાજમહાલની તસવીર જોતાં

તાજ! તાજ!!
ચિત્રને છબીરૂપે
પત્રમાં છપાઈને
વારવાર આવતું.

આજ કાં ફરી ફરી?
પ્રશ્ન ઊઠતો હૃદે.
છે નિહાળવા સમું
રૂચિર ને ઘણું સરસ
છતાંય તે ફરી ફરી.

પ્રિય હોય તે કદી
નથી, નથી જૂનું થતું,
થતું જૂનું જ તેમ તે
વધુ વધુ જ સાંભરે!

પ્રિયની છબી સદા
નિહાળવી ગમે અને
પ્રિય નામને રટે
સદાય મન.

થાક હોય એહનો?
નહીં, નહીં, કદી નહીં—
અધિક ચેતના મળે!

રૂપ આયના કને
નિત્ય નિત્ય આવતું
જેમ જેમ તે જુએ
દર્શ ઝંખના વધે.

રૂપને નિહાળવા તું
આયનો બની રહે.
એકવાર પાન હોય ઝેરનું
પાન તો અમીતણાં ફરી ફરી!

★



પુરાતન ભૂંચ

# આદર્શ વૈષ્ણવ ગાંધીજી

આ માસની આખરે ગાંધીજીની દશમી પુણ્યતિથિ આવે છે. વૈષ્ણવની સાચી વ્યાખ્યા જે મહાન પુરુષને લાગુ પાડી શકાય તેવા આદર્શ વૈષ્ણવ તરીકે ગાંધીજીને વર્ણવીને તેમના એક અંતવાસીએ અહીં અંજલિ આપી છે......

આદર્શ વૈષ્ણવ કોને કહેવાય ? એનો જવાબ ભક્તકવિ નરસિંહ મહેતાએ બહુ જ સરળ છતાં, સચોટ એવા તેઓના એક પ્રસિદ્ધ ભજનમાં આપ્યો છે કે,

> વૈષ્ણવજન તો તેને કહીએ
> જે પીડ પરાઈ જાણે રે
> પરદુઃખે ઉપકાર કરે તોયે
> મન અભિમાન ન આણે રે...

ગાંધીજીએ પોતાના જાહેરજીવનના આરંભમાં જ પારકાની પીડા જાણી હતી. દક્ષિણ આફ્રિકાના એક સ્ટેશન ઉપર કડકડતી ઠંડીમાં તેઓ કાળા આદમી હોવાને કારણે ગાડીમાંથી પ્લેટફોર્મ ઉપર ઉતારી મૂકવામાં આવ્યા ત્યારે તેઓના અંતરમાં અવાજ જાગ્યો કે મારા દેશવાસીઓ કાળા રંગના હોવાને કારણે જ તેઓની ઉપર ગોરાઓ અમાનુષી જુલમ કરે ને અપમાન કરે એ શી રીતે સહન થાય ? ગાંધીજીના આત્માએ પારકાની પીડા જાણીને બંડ પોકાર્યું. એને પરિણામે તેઓએ બ્રિટીશ સરકાર જેવી એક પ્રચંડ તાકાતવાળી સલ્તનતને હચમચાવી મૂકી. ગાંધીજી પાસે કોઈ તોપ કે બંદૂકની તાકાત ન હતી, એમના મનમાં ધિક્કાર કે વહેમ પણ ન હતો, એમનું હૃદય પ્રેમથી ભરપૂર હતું તેથી જ એક ગોરાએ ગાંધીજીને લાત મારીને ફૂટપાયરી ઉપરથી નીચે ધકેલી દીધા ત્યારે પણ તેઓનો આત્મા પોકારી ઊઠ્યો કે મારા દેશબાંધવોને આ અપમાનમાંથી ઉગારી લેવાનો મારો ધર્મ છે.

અને ગાંધીજીએ આવાં અપમાનમાંથી ને ગુલામીમાંથી પ્રજાને ઉગારી લેવાના વૈષ્ણવ ધર્મનું પાલન કરવા માટે સૌથી પહેલાં પણ શું રટણ કર્યું ?

> સકળ લોકમાં સહુને વંદે
> નિંદા ન કરે કેની રે...

ગાંધીજીએ સૌની પ્રત્યે આદરભાવ કેળવ્યો. જેઓ આપણું માન રાખે તેની પ્રત્યે આપણે પણ માન રાખીએ એ તો સામાન્ય એવો વિવેકનો નિયમ થયો પણ આદર્શ વૈષ્ણવના ધર્મપાલન માટે ગાંધીજીએ કહ્યું કે જેઓ આપણને પોતાના દુશ્મનો માને તેઓની પ્રત્યે પણ આપણે સદ્ભાવ રાખવો જોઈએ.

આપણા દેશને એક બંદીખાના જેવું રાખનાર પરદેશી રાજકર્તાઓ સામે ગાંધીજીએ સત્યાગ્રહની શાન્તિમય લડત ચલાવી. તેમાંયે અંગ્રેજોનું અપમાન થાય એવાં વેણ કદી ન ઉચ્ચાર્યાં, તેઓની નિંદા ન કરી, પણ એક તેજસ્વી ને આદર્શ વૈષ્ણવ તરીકે એ જુલમગાર પરદેશીઓને તેઓએ કહ્યું કે 'બ્રિટીશ સિંહની કેશવાળી પકડીને તેને હચમચાવી મૂકવાની અહિંસક તાકાત મારા ભારત દેશના માનવીઓમાં છે એટલું ગોરાઓ યાદ રાખે...' આવા અર્થવાળા લેખ લખીને પોતાના છાપામાં છાપવા માટે એક અંગ્રેજ ન્યાયાધીશે બ્રિટીશ કાયદાને આધીન રહીને જ્યારે ગાંધીજીને છ વર્ષના કારાવાસની સજા કરી ત્યારે એ અંગ્રેજ અમલદારે પોતાના ન્યાયાસન ઉપર બેસીને જ એમ કહેલું કે 'ગાંધીજી જેવા એક શાન્ત પુરુષને મારે સજા તો કરવી પડે છે પણ સરકાર જો તેઓની સજામાં ઘટાડો કરીને તેમને વહેલા જેલમુક્ત કરશે તો હું સહુથી વધારે રાજી થઈશ.'

ગાંધીજીને સજા કરનાર ન્યાયાધીશના હૃદયમાં પણ સદ્ભાવ જગાડી શકવાની તાકાત ગાંધીજીએ કેવી રીતે કેળવી હશે ? એવો વિચાર આવતાં જ જાણે ગાંધીજીનો શાન્ત, સ્વસ્થ અવાજ બોલી રહેલો સંભળાય છે કેઃ—

> વાચ, કાછ, મન નિશ્ચલ રાખે
> ધનધન જનની તેની રે......





પુતળીબાઈના એ મહાન પુત્રે પોતાની વાચાને કાબુમાં રાખવાની કળા સિદ્ધ કરી હતી. પોતાના કાર્યમાં પણ પોતે રાગદ્વેષથી પર રહીને નિશ્ચલ મનથી પરોવાયેલા રહેતા હતા. પુતળીબાઈએ પાળેલાં અનેક વ્રતો જાણે કે સ્વાભાવિકતાથી જ આ મહાન પુત્રના અણું અણુંમાં વણાઈ ગયેલાં હતાં ને તેથી તેઓ અજાતશત્રુ બની ગયા હતા. ને તેઓના વિરોધીઓ પણ પોકારી ઊઠતા હતા કે ધન્ય છે એની જનેતાને.

આખી દુનિયાને મોઢેથી ધન્યતા પ્રાપ્ત કરનાર ગાંધીજીના જીવનમાં એવું તે શું હતું? આદર્શ વૈષ્ણવજનનાં લક્ષણો બતાવતાં ભક્ત નરસૈંયો કહે છેઃ–

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે
જીહ્વા થકી અસત્ય ન બોલે
પરધન નવ ઝાલે હાથ રે......

માણસ માત્રના જીવનમાં દૃષ્ટિની સમતુલા રહેતી નથી અને એથી તૃષ્ણાને અંત નથી હોતો. સમદૃષ્ટિ એટલે સહુની પ્રત્યે સમભાવ રાખવામાં ગાંધીજીએ પોતાના કઠોર સંયમી છતાં, સરળ નિર્મળ હૃદયમાં સહુને માટે એવો પ્રેમ ભરી રાખેલો હતો કે તેમને મન કોઈ ઊંચું ન હતું. સમાજમાં જેને ધુત્કારવામાં આવતા એવા અછૂત ગણાતાં ભાઈબેનોને તેમણે હરિજનનું વહાલસોયું નામ આપ્યું અને આખા હિંદુસમાજમાને પ્રતિજ્ઞા લેવરાવી કે અમે હરિજનો પ્રત્યે સમદૃષ્ટિ રાખીશું. ગાંધીજીએ પોતે તો તૃષ્ણા ત્યાગેલી હતી પણ અંગ્રેજ સરકારની સામે શાન્ત સત્યાગ્રહ કરવા માટે જે સેવકોને તેઓએ તાલીમ આપી તેઓને સમજાવી દીધું કે અંગ્રેજોની પાસેથી આપણે સત્તા હાથ કરીને સત્તાની તૃષ્ણા પોષવી નથી. આપણે તો સત્તાનો ઉપયોગ પ્રજા માટે કરવાનો છે. બ્રિટિશ સરકાર જેવી પ્રચંડ હિંસક શક્તિવાળી સરકારનો મુકાબલો કરવા નીકળેલા સેવકોની સેના પાસે તેઓએ કોઈ કવાયત ન કરાવી, પણ આદર્શ વૈષ્ણવજનનાં વ્રતોનું પાલન કરાવતાં સમજાવ્યું કે આપણે પરસ્ત્રીને માતા સમાન ગણીને તેને પૂજવી, બ્રહ્મચર્યનું વ્રત પોતે પાળીને સૌને એ રાહ બતાવ્યો. આ વ્રતના પાલનમાંથી પરમ શાંત છતાં પ્રચંડ આધ્યાત્મિક બળ પ્રગટ થયું તેનું કારણ, ગાંધીજીની સત્યનિષ્ઠા.

ગાંધીજીએ પોતાની આત્મકથાને સત્યના પ્રયોગો કહ્યા છે એટલે કે જીવનભર પોતે સત્યને ઈશ્વર રૂપ માનીને તેનું પાલન કર્યું છે. આપણે પણ ઈશ્વરનાં ગુણગાન ગાઈએ છીએ. તેનું પૂજન કરીએ છીએ, પરંતુ એ કોઈ ચર્ચા કે માત્ર પૂજાનો વિષય ન હતો, પણ જીવનમાં સાક્ષાત્કાર કરવા માટેનું એક પરમતત્ત્વ હતું. તેઓએ સત્યરૂપી પરમેશ્વરની ઉપાસના કરવા માટે ભારતના કરોડો ગરીબોમાં પ્રભુનાં દર્શન કરીને કચ્છ પહેર્યો. અને એ ગરીબોને દરિદ્રનારાયણના અવતાર ગણીને તેઓની સેવામાં જ સત્યનો સાક્ષાત્કાર માન્યો. તેઓની સત્યપૂજા એવી કઠોર હતી કે કસ્તુરબા પાસે આશ્રમમાં એકવાર પરધન જોયું ત્યારે એને ક્ષતિ ગણીને દેશભરમાં એની જાહેરાત કરીને દિલગીરી જાહેર કરી.

ગાંધીજીએ સન ૧૯૧૯ માં સાબરમતીના તટ ઉપર એક આશ્રમની સ્થાપના કરી. તેનું નામ રાખ્યું સત્યાગ્રહ આશ્રમ. એ આશ્રમમાં દેશભરમાંથી સેવકો આવ્યા અને દેશને પરદેશીઓની ગુલામીમાંથી મુક્ત કરવાની પ્રેરણા ગાંધીજી પાસેથી મેળવી. આશ્રમની પ્રાર્થનાભૂમિ ઉપર હજુયે ગીતાના બીજા અધ્યાયના શ્લોકો અને ભજનના ભણકારા વાગી રહેલા સંભળાય છે કે—

મોહ, માયા, વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેનાં મનમાં રે.
રામનામ શું તાળી રે લાગી,
સકળ તીરથ તેના તનમાં રે.

ગાંધીજીએ એ ચીજ માટે ખૂબ આગ્રહ રાખ્યો. એક પ્રાર્થના ને બીજો રેંટિયો. વૈષ્ણવજન મોહમાયામાંથી મુક્ત રહેવા માટે સદાય પ્રાર્થના કરે એ તો સમજાય છે પણ ગાંધીજી તો એવા વૈષ્ણવ હતા કે દેશના



કરોડો લોકોને પ્રાર્થનાનું મહત્ત્વ સમજાવ્યું અને સહુને એક અમર ધૂનનો વારસો આપી ગયા :

રઘુપતિ રાઘવ રાજારામ
પતીતપાવન સીતારામ.
ઈશ્વર અલ્લાહ તેરે નામ
સબકો સંમતિ દે ભગવાન.

આજે દેશના કરોડો લોકો રામનામની સાથે ગાંધીજીને યાદ કરે છે, અને એ પુણ્ય યાદ કેટલાયના હૃદયમાં કરુણા અને પવિત્રતાની ભાવના જાગૃત કરે છે.

ગાંધીજીએ રેંટીઓ ચલાવવાની વાત કરી ત્યારે સહુએ તેઓને હસી કાઢયા. પણ ગાંધીજીને તો વીસમી સદીના વિજ્ઞાન યુગમાં વૈષ્ણવધર્મનું પાલન કરવું હતું તેથી તેઓએ કહ્યું કે જે ભક્તિ કરીએ તે દ્વારા કરોડો ગરીબ લોકોની ભૂખ ભાંગવી જ જોઈએ. ભગવાનની એ જ ભક્તિ સાચી, જેમાં ગરીબોનું ને સહુનું કલ્યાણ થાય. આમ કહીને તેઓએ રામનું નામ સૂતરના તાંતણા સાથે જોડીને કહ્યું કે સૂતરને તાંતણે સ્વરાજ છે.

ગાંધીજીના રેંટીઆ ઉપર એક દિવસ જેઓ હસતા હતા, તેઓએ જોઈ લીધું કે બ્રિટીશ સરકાર જેવી બળવાન સરકારને પણ એ નાનકડા રેંટીઆના કાચા સૂતરના તાંતણાએ પ્રેમથી બાંધી લીધી. તેનું કારણ એ સૂતરના તાર સાથે ભળેલો ગાંધીજીનો ત્યાગ અને વૈરાગ્ય હતો. તેઓના હૃદયમાં નિત્ય રામનામનો જાપ ચાલતો હતો, અને સાથે ભજનનું રટણ પણ થતું હતું કે :

વણલોભી ને કપટરહિત જે
કામ, ક્રોધ, નિવાર્યાં રે
ભણે નરસૈયો તેનું દરશન કરતાં
કુળ એકોતેર તાર્યાં રે......

ગાંધીજીએ સન '૨૧ માં અંગ્રેજી રાજ સામે અસહકાર પોકાર્યો, સન '૩૦ માં દાંડીની યાત્રાએ નીકળ્યા, સન '૪૨ માં અંગ્રેજોને કહ્યુ કે ' ચલે જાઓ '. આ બધાય આંદોલન પાછળ તેઓને કોઈજ અંગત લોભ ન હતો અને કોઈજ છળકપટ કરવાની વૃત્તિ ન હતી. રેંટીઆને અહિંસાનું પ્રતીક બનાવીને ગાંધીજીએ સત્યાગ્રહના પાઠ પ્રજાને ભણાવ્યા. બારડોલી સત્યાગ્રહ વખતે ચોરી–ચોરાનો પ્રસંગ બની ગયો. તેમાં પ્રજાએ ઉશ્કેરાઈને તોફાનો કર્યાં. ત્યારબાદ પણ કોમી ઉશ્કેરણીઓ વખતે પ્રજાએ હિંસા કરી. એ વખતે ગાંધીજીએ સહુને એક જ ચેતવણી આપી કે જો પ્રજા કોઈ પણ કારણે હિંસાને માર્ગે ચડી જશે તો સ્વરાજ હતું ન હતું થઈ જશે. હિંસા વડે હિંદની ગરીબ પ્રજાનું કોઈ દિવસ કલ્યાણ થવાનું નથી. એમ કહીને તેઓ સહુને સમજાવતા કે અહિંસાની મર્યાદામાં રહીને જ આપણે સ્વરાજને સાચવીને શોભાવી શકવાના છીએ. તેઓ એમ પણ કહેતા કે હિંદમાં હિંસાનો આશરો લેવાશે તો આખી દુનિયા માટે એ એક ભયંકર ભય સમાન હશે.

ગાંધીજીના આખાય જીવન દરમિયાન હિંસા અને અહિંસા વચ્ચે અનેક સંઘર્ષો ચાલ્યા હતા. તે વખતે તેઓ પ્રજાને કહેતા કે આપણા જીવનના તેમજ દેશના કોઈ પણ સવાલનો ઉકેલ શાન્તિથી શોધવાનું બળ આપણા સહુના હૃદયમાં ભરેલું છે. ઈશ્વરથી ડરીને ચાલનાર કોઈ પણ વ્યક્તિ પોતાના અંતરમાંથી એ અહિંસક શક્તિ પ્રગટ કરીને નાના તેમજ મોટા ઝઘડાઓનું નિરાકરણ જરૂર લાવી શકે. ગાંધીજીની આપેલી આ શ્રદ્ધા આપણે ખોઈ બેઠા તો નથી ને ?—એવો પ્રશ્ન આજે ઘણાના મનમાં ખડો થઈ રહેલો છે. દેશને આર્થિક ગુલામીમાંથી મુક્ત કરવા માટે ગાંધીજી પાસેથી પ્રેરણા પામેલા બે મહાન સેવકો વિનોબાજી તથા જવાહરલાલજી પુરુષાર્થ કરી રહેલા છે. ગાંધીજીને જ પગલે ચાલીને વિનોબાજી દેશભરમાં પગપાળા ફરીને યજ્ઞ—એટલે કે ત્યાગપૂર્વક જીવન જીવવાની વાત શીખવે છે અને જવાહરલાલજી દેશ-પરદેશમાં પંચશીલ એટલે કે પરસ્પરના વિચારોનો મેળ ન બેસતો હોય તો પણ ઉદારતા અને સંયમથી એકબીજાએ હળીમળીને જીવતા શીખવું જોઈએ, એવો આદેશ આપી રહેલા છે. ગાંધીજીએ એક આદર્શ વૈષ્ણવ તરીકે આધુનિક યુગને અનુરૂપ જે પ્રકારનું જીવન જીવવાનો ઉપદેશ આપેલો તે ભૂદાન

યજ્ઞ અને પંચશીલમાં સમાઈ જાય છે એ હકીકત હજુ કેટલાયે વિચારશીલ ભાઈબહેનોને પણ નવી લાગે છે:

સાબરમતી નદીના તટ ઉપર આશ્રમ, દાંડીની યાત્રા સમયે પગપાળા પ્રવાસ કરેલો એ ગામડાંઓ, દેશનાં અનેક સ્થળો કે જ્યાં બેસીને ગાંધીજીએ લાખો લોકોને રામધૂન સાથે સત્ય ને અહિંસાનો આદેશ આપેલો એ બધાંય હયાત છે. છતાં, આત્મા વગરના ખોળિયા જેવી એ બધાંની હાલત થઈ છે. આખા હિંદુસ્તાનને ખૂણે ખૂણેથી એક પ્રકારની અસહાયતા અને આક્રંદનો જાણે કે પડઘો પડી રહેતો સંભળાય છે. કુટુંબના વડાનું અવસાન થતાં જેવી રીતે કુટુંબના નાનાં મોટાં બધાંય સ્વર્ગસ્થ વડીલની યાદને તાજી કરીને જીવનના ઢસરડા કર્યે જાય એવું જ કંઈક હિંદુસ્તાનની પ્રજાનું થઈ રહેલું લાગે છે. ગાંધીજીના હૃદયના ધબકારામાં આખા દેશની પ્રજાની નાડીના ધબકારા એકરૂપ થયેલા હતા. દેશની નાડ અને પીડા જાણનાર વડીલની ગેરહાજરીમાં, ગરીબથી માંડીને તવંગર સહુ કોઈ, એક જ વાત પૂછી રહેલા હોય એમ જણાય છે કે, ' બાપુ, તમે ખરે વખતે અમને એકલા મૂકીને તે ક્યાં ચાલી ગયા ? '

દેશના જીવનમાં ગાંધીજી એવા ઓતપ્રોત બની ગયા હતા કે તેઓની હયાતી નથી એ વાત કેમેય કરીને દેશને ગળે હજુયે ઊતરતી નથી. દશ વરસ એ હિંદુસ્તાન જેવડા મોટા દેશ માટે તો એક મહિના જેટલી જ અવધિ ગણી શકાય. એટલે, હજુ હમણાં જ અમારી સાથે બેસીને પ્રેમથી અમને દોરવણી આપનાર હવે સદાને માટે ચાલ્યા ગયા છે, એ વાત કેમેય કરીને માનવામાં આવતી નથી. બીજી તરફથી નાનાં તોફાની બાળકોની માફક કેટલાક લોકો ગાંધીજીને ભૂલી જઈને પણ પોતાનું દુઃખ વીસરી જવાની કોશિષ કરે છે. પણ ગાંધીજીના ઘડેલા હિંદુસ્તાનમાં આજે જે કંઈ બની રહેલું છે એથી નિરાશ કે હતાશ થવાનું કંઈજ કારણ નથી. સંત જ્ઞાનેશ્વર અને ભક્ત નરસિંહ મહેતા જેવા આદર્શ વૈષ્ણવજનને તે સમયના સમાજે કસોટીએ ચઢાવેલા હતા. તેવું જ ગાંધીજીનું થયું એમાં કાંઈ નવું નથી બની ગયું. સોક્રેટીસ અને ઇશુખ્રિસ્ત પણ આદર્શ વૈષ્ણવજન હતા. તેઓના સમયના સમાજે પણ એ બંને સંતોનું બલિદાન લીધું હતું.

ગાંધીજીની પુણ્યતિથિએ જેઓને માત્ર યાદ કરવાથી કામ સરવાનું નથી. સમય વધારે વિકટ આવ્યો છે. થોડા વખત પહેલાં જ સાબરમતી આશ્રમમાં આવેલા ગાંધીજીના એક અમેરિકન મિત્ર શ્રી રિચર્ડ ગ્રેગની સાથે વાતચીત કરી હતી ત્યારે તેઓએ કહ્યું હતું કે જેઓને ગાંધીજીની પાસેથી જ પ્રજાસેવાના સીધા પાઠ મળ્યા છે તેઓએ કોઈ પણ ભોગે ગાંધીજીનો શાન્તિ અને અહિંસાનો સંદેશો સાચવીને દેશ તથા દુનિયાની પ્રજાઓને પહોંચાડવાની જવાબદારી પૂરી કરવાની છે.

આખી દુનિયાના દેશોની પ્રજાઓ આજે આપણા દેશ પાસે શાન્તિ અને અહિંસાનો સંદેશો સાંભળીને એ માર્ગે ચાલવા માટેની આવડત શીખી લેવા ઇંતેજાર છે. સંભવ છે કે ગાંધીજીએ બતાવેલા માર્ગે ચાલનાર મૂઠીભર સેવકોની આકરામાં આકરી કસોટી હજુયે થાય. કારણ કે આખી દુનિયામાં અત્યારે અશાન્તિ, અવિશ્વાસ, અને વેરની વૃત્તિ ફેલાઈ રહી છે. પણ, ચારેય તરફના અંધકાર વચ્ચે પણ આપણે વિવેકબુદ્ધિ સતેજ રાખવાની જરૂર છે. પૂરેપૂરી ધીરજ અને સમભાવથી સાચા વૈષ્ણવ ધર્મનું પાલન કરવાનો પાઠ ગાંધીજી શીખવી ગયા છે તેને નિષ્ઠાથી અનુસરીશું તો અંતે સહુના કલ્યાણનો માર્ગ સૂઝી જશે. હા, એક શરત છે ખરી કે આ તો હરિનો મારગ છે એટલે સહુએ યાદ રાખવાનું છે કે:

' હરિનો મારગ છે શૂરાનો
નહિ કાયરનું કામ જો ને...'

આકાશવાણીના સૌજન્યથી

★



મૅક્સિમ ગૉર્કી

# એક રાત

રશિયાના એક મહાન સાહિત્યકાર તરીકે ગૉર્કીની વિશ્વખ્યાતિ જાણીતી છે. આ વાર્તામાં એવું જ એક ગરીબીનું હૃદયદ્રાવક ચિત્ર છે કે જેનું સુખની સેજમાં મહાલતાં કોઈ સર્જન ન કરી શકે. જીવનની ભરી ભરી વિષમતાઓમાંથી સાંપડેલી આ વાર્તા શ્રી 'ઊર્મિલે' ગુજરાતીમાં ખાસ ઊર્મિ માટે ઉતારી છે........

ઊતરતા ઑક્ટોબરની એ એક રાત હતી. એ રાતે હું ખૂબ જ કફોડી સ્થિતિમાં મુકાઈ ગયો હતો. એક એવા શહેરમાં જઈ ચડ્યો હતો કે જ્યાં કોઈ પણ ઓળખીતું ન હતું તેમ મારા ખિસ્સામાં પણ તે વખતે પૈસોયે ન હતો. એ રાત ક્યાં અને કેમ ગુજારવી એજ મહદ્ પ્રશ્ન થઈ પડ્યો હતો. એ પહેલાંના કેટલાક દિવસો એક પછી એક કપડાં વેચીને મેં ગુજાર્યાં હતા. અંતે શહેરની બાજુના વેરત નામથી ઓળખાતા બંદરે ગયો. એ એક એવું બંદર છે કે જ્યાં સીઝનમાં તો પરિશ્રમી જીવનનો કોલાહલ ખળભળી ઊઠે છે તેમ અનેક સ્ટીમરો ત્યાં ઘૂઘવે છે; પણ અત્યારે ઑક્ટોબરના છેલ્લા દિવસોમાં એ બિલકુલ નિર્જન અને સુમસામ હતું. ભીની રેતીમાં પગ ઘસડતો હું ચાલ્યો. એ સ્થળનાં અવાવરુ મકાનોને ધ્યાનપૂર્વક જોતો જોતો હું જઈ રહ્યો હતો અને વિચારી રહ્યો હતો કે પેટભર ખાવાનું મળી જાય તો...

આપણી પ્રવર્તમાન સંસ્કૃતિથી આપણા મસ્તિષ્કની ભૂખ સંતોષાય છે, પણ પેટની તો નહીં જ. પેટની જ્વાળા શાંત કરવાને માટે સડકો પર ઘૂમતી વખતે તમારી આસપાસની ઊંચી ઊંચી હવેલીઓને જોઈને મનોમન તમે એની શિલ્પકળાથી જરૂર પ્રભાવિત થવાના. બહારથી ભવ્ય જણાતાં એ મકાનોના અંતરંગ માટે પણ તમારા મનમાં ઊંચા ઊંચા ભાવો જરૂર ઊઠવાના. સડક પર સ્વચ્છ અને સુંદર પોશાકમાં સજ્જ થયેલા માનવીઓ તમે જોઈ શકશો—એ બધા સંસ્કારી અને નમ્ર પ્રતીત થશે; પણ એ બધાય તમારી પાસેથી એવી ચાલાકીપૂર્વક સરી જશે કે તમારા દયનીય અસ્તિત્વની એમને જાણે ખબર જ નથી. જો કે તમે તો સમજી જશો જ કે તેઓ તમારા દયનીય જીવનની તો નોંધ લેવા પણ ઇચ્છતા નથી. ગમે તેમ હોય, પેટ ભરીને જમી શકનારના કરતા બુભૂક્ષિતનું મન અધિક પુષ્ટ યા સ્વસ્થ હોય છે અને એથી જ એવા પ્રસંગે તમે બુભૂક્ષિતોના લાભાર્થે એક ચાતુરીભર્યું સત્ય પણ આ હકીકતમાંથી નીપજાવી શકશો.

સાંજ પડતી હતી. વરસાદ થોડો થોડો પડતો હતો અને ઓતરાદો પવન ક્રમશઃ વેગમાં ફુંકાતો હતો. બંદર પરનાં લાકડાંથી બનાવાયલાં મકાનો તથા દુકાનોમાં સુસવાટાભેર અને હોટલોના રંગરોગાનવાળા બારી–કાચોને જાણે વીંધતો ન હોય એમ એ પવન વાતો હતો. નદીનાં મોજાંઓ ઊછળી ઊછળીને સશબ્દ કિનારે અથડાતાં હતાં. ખૂબ ઊછળતાં મોજાંઓ એક પછી એક જાણે દોડમાં ન ઊતર્યાં હોય એમ એક બીજાના ખભે ચડતાં ઊતરતાં ઘૂઘળા દૂર દૂરમાં વિલીન થતાં હતાં. શરૂ થઈને ક્રમશઃ ઉગ્ર બનતાં શિયાળાની જાણે ખબર ન પડી ગઈ હોય એમ નદી જાણે નાસી છૂટતી હતી. ઉત્તરના પવનો બરફના વરસાદથી પોતાને જકડી ન લે એ હિસાબે જ નદીની એ દોડ વેગીલી બની હતી. આકાશ કાળું મેશ અને ગંભીર હતું. વરસાદનાં ફોરાં સતત પડી રહ્યાં હતાં. પ્રકૃતિની એ નીરવતામાં મારું ધ્યાન કાંઠે ઊભેલા એક વિરૂપ જીર્ણ શીર્ણ વૃક્ષ અને તેના મૂળે બંધાયેલી ઊંધી પડેલી હોડી તરફ આકર્ષિત થયું.

એ નાની સાંકડી હોડી, પવનથી નીચે ઝૂકી પડતાં રહી જતું એ વૃક્ષ—મારી આસપાસની સમસ્ત પ્રકૃતિ જાણે જડ, ઠીંગરાયેલ અને નીરવ હતી. આકાશનાં એ અનર્ગળ અશ્રુઓ અને પ્રકૃતિનું એ કરુણ રૂપ! જાણે બધું મરી પરવાર્યું છે. એ નિર્જન અને ભયપ્રદ પ્રકૃતિની વચ્ચે માત્ર હું જ જીવિત છું અને મારે માટે પણ હિમજડ મૃત્યુ જાણે રાહ જોઈ ઊભું છે. એ ઠંડી ભીની રેતી પર મેં ચાલ્યા જ કર્યું. મારા દાંત ભૂખ અને ટાઢનું જાણે સ્વાગત કરતા હોય

એમ કડકડતા હતા. ખાલી પડેલા ભંડારિયાઓ પાસે કંઈક ખાવાનું હશે એવી આશાએ એ તરફ હું નિહાળી નિહાળીને જોતો હતો ત્યાં એકાએક મારી નજર એક સ્ત્રીવેશમાં સજ્જ, જે જમીન પર ઝૂકેલી હતી એવી માનવાકૃતિ પર પડી. એનાં પાણીથી લદબદ વસ્ત્રો એના નમેલા ખભા સાથે ચોંટી ગયાં હતાં. એની પાસે જઈને એ શું કરી રહી છે એ મેં જોયું. પોતાનાં હાથો વડે એ રેતીમાં ખાડો ખોદી રહી હતી. એક ભંડારિયા નીચે એ કશુંક ખોદીને કાઢવા પ્રયત્ન કરતી હતી.

'શા માટે તું આમ ખોદી રહી છે?' મેં પૂછ્યું અને એની લગોલગ જઈને હુંયે જમીન પર ઘૂંટણિયે પડ્યો.

એ બીકની મારી ઝીણી પણ તીણી ચીસ પાડી ઊઠી અને સફાળી ઊભી થઈ ગઈ. ભય અને આશંકાથી ભરી ભરી પોતાની ભૂખરી આંખોથી મારા સામું તાકી રહેલી એ મારી સમવયસ્ક બાળા સુંદર મુખારવિંદવાળી પણ કમનસીબે ત્રણ નીલા ડાઘાઓથી અલંકૃત હતી. જો કે એ ડાઘા અર્થાત છુંદણાંઓ છાપવામાં માપની ઉત્કૃષ્ટ દષ્ટિનો ઉપયોગ તો થયો જ હતો: બે છુંદણાં બન્ને આંખોની નીચે હતાં અને ત્રીજું...સહેજ મોટું બન્ને આંખોને જોડતા નાકના ઉપલા પ્રદેશ પર હતું.

એનો ભય ધીરેધીરે ઓછો થઈ જતાં પછી તે બોલી: 'તમારે પણ કંઈ ખાવાની ઇચ્છા હોય એમ હું ધારું છું. તો તમેય અહીં ખોદવા માંડો. મારા હાથો સહેજ દુખ્યા પણ છે. ત્યાં...પણે ખોદો.' એણે પેલા ભંડારિયાઓની દિશામાં ડોક લંબાવી સૂચન કર્યું: 'ત્યાં રોટલી હોવી જોઈએ. ત્યાં હજુ સુધી ધંધો ચાલુ છે.'

મેં પણ ખોદવા માંડ્યું. એવું કામ કરતાં ઉચિત–અનુચિત પરત્વે મારું ધ્યાન હતું એવું હું કહી શકું એમ નથી. ડાહ્યા માણસોના મંતવ્યાનુસાર સારાસારનો વિવેક મનુષ્યે જીવનની હરેક પળે ભૂલવો નહીં જોઈએ. પણ મારે કબૂલ કરવું જોઈએ કે ત્યાં ખોદવામાં હું એવો તલ્લીન બની ગયો હતો કે એ બખોલના પેટાળમાં શું હશે એ જાણવાની ઉત્સુકતા સિવાય આજુબાજુનું બધુંય હું ભૂલી ગયો હતો. સાંજ ઘેરાતી ગઈ. ધોળું હિમ ધુમ્મસ વધારે પ્રગાઢ બનતું ગયું. ઊછળતાં મોજાંનો અવાજ વધુ ઘેરો બનતો ચાલ્યો. વરસ દનાં ફેરાંનો અવાજ પણ વધવા માંડ્યો દૂર શહેરમાંના રાત્રિના રખાઓનો અવાજ પણ સંભળાવા લાગ્યો.

'એનું તળીયું છે કે નહીં?' મૃદુ સ્વરે મારી સાથીદારણે પૂછ્યું. હું સમજી શક્યો નહીં કે એ શા વિષયમાં પૂછે છે. હું શાંત જ રહ્યો.

'હું પૂછું છું કે બખોલને તળિયું છે કે નહીં! જો હશે તો એને તોડવું પડશે. આપણે પરિશ્રમ કરીએ છીએ પણ જો પથ્થરનું તળિયું હાથ આવશે તો પછી થઈ રહ્યું. એના કરતાં તાળું તોડી નાખો, કાટ ખાધેલું જ છે.'

સ્ત્રીઓના મગજમાં અક્કલભર્યા વિચારો ખાસ નથી આવતા પણ, તમે જુઓ છો તેમ, કોઈકવાર આવે પણ છે જ.

તાળું શોધી કાઢી મેં એને ઝટકાથી તોડી નાખ્યું. મારી સાથીદારણ કૂદીને ઊઘડેલા એ દ્વારમાંથી સાપણ સરકે એમ અંદર સરી ગઈ. અંદરથી એનો આનંદિત અવાજ આવ્યો: 'બહાદૂર પુરુષ! મઝાનો માણસ.'

આજે કોઈ સ્ત્રીકંઠમાંથી ફેંકાયેલો પ્રશંસાનો એક ટુકડો મારે મન કોઈ પુરુષ દ્વારા કરાયેલ પ્રશસ્તિથી કંઈક અધિક મહત્વપૂર્ણ છે; પણ એ સમયે હું પ્રશંસા માટે ઉત્સુક ન હતો, એના પ્રશંસાભર્યા શબ્દો તરફ ધ્યાન ન આપતાં મેં તો ચિંતાયુક્ત પણ આશાભર્યા સ્વરે પૂછ્યું: 'અંદરથી કશું હાથ લાગ્યું?' અંદર એણે એકધારા અવાજે ગણવા માંડ્યું: 'શીશાની પેટી, જાડી રુંવાટીઓ, ઢાંકણ, સળિયા...' આમાનું કશું જ ખવાય એવું ન હતું. મારી બધીયે



આશાઓ કપૂરની જેમ ઊડી ગઈ. ત્યાં તો તે એકાએક આવેશમાં બોલી ઊઠી : 'ઓ હો ! છે, છે. અહીં છે.'

'શું છે ?'

'રોટી ! થોડી ભીંજાયેલી છે. પણ ચાલે એમ છે. લો, જુઓ.'

એક રોટી મારા પગ આગળ આવીને પડી, અને પછી તે પોતે અર્થાત મારી પ્રરાક્રમી સાથીદારણ. એટલામાં તો મેં રોટીનો એક ટુકડો મોંમાં મૂકી પણ દીધો હતો. ધીરે ધીરે મેં ચાવવા માંડ્યું.

'લાવ, મને પણ થોડું આપ...આપણે હવે અહીં રોકાવું ઠીક નથી...ક્યાં જઈશું ?' ચારે બાજુ શોધકવૃત્તિથી જોયું.

ચારે બાજુ એના એ અંધકાર, વરસાદ અને ભયપ્રદ અવાજો.

.ળી તે બોલી : 'જો, પણે ઊંધી પડેલી નૌકા છે. પણે ત્યાં દોડી જઈએ.'

'ચાલ, ત્યારે.'

અને અમે ઊપડ્યાં. ચોરીના માલનું અસ્તિત્વ શીઘ્ર નષ્ટ કરી દેવાને માટે રોટીના ટુકડાઓ ઝડપથી ઓહિયાં કરતાં અમે ઊપડ્યાં. વરસાદ વધુ ને વધુ તોફાની થતો ચાલ્યો. ક્યાંકથી તીવ્ર સિસોટી સંભળાઈ. એથી હૈયાં કંપી ઊઠયાં છતાંયે ભૂખ્યા એવા મેં ખાધે જ રાખ્યું અને મારી સાથીદારણ પણ એ બાબતમાં મને બરોબર અનુસરી રહી.

'તારું નામ શું છે ?' મેં પૂછ્યું.

'નટાશા.'

હું એના સામું જોઈ રહ્યો. મારું મન અસ્વસ્થ બનવા માંડ્યું. ઘેરી રહેલું ધુમ્મસ તો જાણે મારા તરફ ઠંડી ક્રૂરતાથી ગૂઢ રીતે હસી ન રહ્યું હોય એમ વર્તાયું.

હોડીના લાકડાંને વરસાદ સતતપણે વીંધતો રહ્યો. અને એનો ધીમો ઝણુ અવાજ મારા મનમાં વેદનાના ભાવો જગાડતો રહ્યો. સુસવાટાભર્યો પવન અને કિનારા સાથે જોરથી અફળાતાં નદીનાં મોજાં જાણે કંટાળાભરી, ન છૂટકે કહેવી પડતી હોય એવી, નીરસ કથા કહેવી પડતી હોય એમ એકધારો નૈરાશ્યભર્યો સૂર કાઢી રહ્યાં હતાં. વર્ષાનો અવાજ તો જાણે હાંફતી ધરતીનો અવાજ હતો. ઉષ્ણ અને પ્રકાશિત ગ્રીષ્મમાંથી ઠંડા ધુમ્મસભર્યા ભેજવાળા આ ઑક્ટોબર માસમાં થતા ચિરંતન સંક્રમણોથી ધરતી જાણે શ્રમિત અને ઘાયલ હતી...ખૂબ જ કરુણ ગીત ગવાતું હું અનુભવી રહ્યો.

નૌકાને ટેકે બિલકુલ કઢંગી હાલતમાં અમે બેઠાં હતાં. એ જગ્યા સાંકડી હતી, ભેજવાળી અને ગંદી હતી. તળિયાની ચીરાડમાંથી વરસાદનાં ઠંડાં ફોરાં આવતાં હતાં. પવનનું એકાદું ઝોકું એમાંથી નીકળી આવી તીરની જેમ વાગતું. ઠંડીમાં ધ્રૂજતાં અમે બે મૂંગાં મૂંગાં બેઠાં હતાં. નટાશા હોડીને અઢેલી, ટૂંટિયું વાળી ગાંસડીના આકારે બેઠી હતી. હાથો વડે ઘૂંટણોને આવરી લઈ, ઉપર ચિબૂક ટેકવીને એ સ્થિર દૃષ્ટિથી નદીના પ્રવાહને નિહાળતી હતી. મને વારંવાર થયું કે એની સાથે હું કૈંક બોલું પણ શરૂઆત કઈ રીતે કરવી એ સૂઝતું નહોતું.

એણે જ બોલવું શરૂ કર્યું : 'જીવન એ ખરેખર દુર્ભાગી ચીજ છે.'

એ બિચારી ભલી ભોળી છોકરીએ પોતાની સમજ અનુસાર, બહુ જ સોચી-વિચારીને આ જે વાત કરી એનો હું વિરોધ ન કરી શક્યો. હું શાંત જ રહ્યો. એ પણ નિશ્ચેષ્ટ બની બેસી રહી.

પણ પાછું એ જ બોલી : 'આપણે આમ ધુરકિયાં કરીએ પણ...એથી શું ?'

એ આમ બોલી એમાં અશાંતિ, ખેદ યા, ફરીઆદ પ્રતીત થતા ન હતાં. પરંતુ એટલું તો સ્પષ્ટ હતું કે અતીતનું સ્મરણ કરીને અને પોતાના દુઃખમય જીવનની સમસ્ત કરુણ સમસ્યાઓનો ખ્યાલ કરીને એ બિચારી એ જ નિષ્કર્ષ પર આવી પહોંચી છે કે પોતાના જીવનને ઉપહાસથી બચાવવાને માટે તે કેવળ ધુરકિયાંને જ યોગ્ય હતી.

નટાશાની આ વાત મારા માટે બહુ જ દુઃખદાયી હતી. મને લાગ્યું કે જો હું હજીયે મૂંગો રહીશ તો જરૂર મારાથી રડી પડાશે, અને એક સ્ત્રીની સમક્ષ, જે સ્વયં કષ્ટોથી આવૃત્ત હતી છતાં રડતી નહોતી ત્યારે તો એમ રડવું એ મને શરમજનક પણ લાગ્યું. મેં બોલવાનો નિશ્ચય કર્યો.

'તારી આવી દશા કોણે કરી ?' મેં પૂછ્યું. એ ક્ષણે મને આ પ્રશ્ન જ સૌથી અધિક ઉપયુક્ત જણાયો.

'પાસ્કાએ' એણે કહ્યું.

'પાસ્કા કોણ ?'

'મારો પ્રેમી. એ રોટીવાળો હતો.'

'શું એ તને મારતો હતો ?'

'જ્યારે જ્યારે એ શરાબ પીતો ત્યારે ત્યારે મારતો ...ઘણીવાર.'

અને એકદમ મારા તરફ વળીને એ પાસ્કાના અને પોતાના પરસ્પર સંબંધો વિષયમાં વાતો કરવા લાગી. પાસ્કાને લાલ મૂછો હતી અને 'બાન્જો' વગાડવામાં સિદ્ધહસ્ત હતો. એ એને વારંવાર મળવા આવતો. ગુલાબી સ્વભાવનો અને સ્વચ્છ સુંદર વસ્ત્રોમાં સજ્જ એ નવજુવાન એને ખૂબ ગમતો. એ એના પ્રેમમાં પડી. અને ધીરે ધીરે એની કરજદાર પણ બની બેઠી. પછી તો એ પોતાની પાસેથી પૈસા પડાવી લેતો. એ પૈસા નટાશાને મિત્રો પાસેથી મળતા. પૈસા પ્રાપ્ત થતાં પાસ્કા ખૂબ શરાબ ઢીંચતો અને પછી એને મારતો. નટાશા જો કે એ બાબતે બહુ પરવા ન રાખતી પણ જ્યારે એની આંખો સમક્ષ જ પાસ્કાએ બીજી છોકરીઓ પાછળ ભમવા માંડ્યું ત્યારે તો એનાથી એ ના જ સહેવાયું.

'તું જ કહે, શું એ મારું અપમાન નહોતું ? એ બધીઓ કરતાં હું સહેજેય ઊતરતી નહોતી. ગઈ કાલે મારી શેઠાણીની રજા લઈ હું એને મળવા ગઈ ત્યારે જઈને જોયું તો એ દીમ્કાની સોડમાં ભરાઈને બેઠો હતો. મેં એને કહ્યું : 'બદમાસ ! લુચ્ચા ! તું આવો......' પણ ત્યાં તો એણે મને મારવા જ માંડ્યું. લાતો મારી તેમ મારા વાળ પકડીને ઘસડી. મારાં બધાં વસ્ત્રો એ દુષ્ટે ફાડીને બગાડી નાખ્યાં. ઓહ ! ભગવાન ! હવે મારું શું થશે ?'

પવન વધારે ઠંડો અને ભયંકર વાઈ રહ્યો હતો. મારા દાંતો ઠંડીને લીધે કકડી રહ્યા હતા. ઠંડીથી બચવા તે બિચારી મારી સોડમાં ખૂબ જ નજીક આવીને લપાઈ. એટલી નજીક કે અંધારામાં પણ એની આંખની ચમક હું જોઈ શકયો:

'તમે પુરુષો દુષ્ટો છો, શયતાનો છો, મારું ચાલે તો તમને બધાયને સળગતા ભઠ્ઠામાં સળગાવી મૂકું. તમારા તો રાઈ રાઈ જેટલા ટુકડા કરી નાખ્યા હોય તોપણ પાપ ના લાગે. તમારામાંથી એકાદ મરે તો જરાયે દયા ના ખાઉં અને જઈને એના મોંમાં થૂંકું. તમારી નીચતાનો તો પાર નથી. અમે સ્ત્રીઓ તમને સંપૂર્ણપણે સમર્પિત બની રહીએ છીએ જ્યારે તમે ભટકતા બદમાસો અમને તમારા પગ નીચે જ કચડી નાખો છો.'

આ રીતે એણે પુરુષોને કેટલીયે ગાળો દીધી; પણ એવું બધું જે રીતે કહેવાય એ રીતે એણે નહોતું કહ્યું. ખૂબ જ શાંત અવાજે એ બોલી હતી. એની એ ગાળોમાં નહોતો ક્રોધ યા નહોતી ઘૃણા. મેં વાંચેલાં ઘણાંય વાચાળ અને સચોટ નિરાશાવાદી પુસ્તકો અને અપૂર્વ ગણાયેલાં વ્યાખ્યાનોએ નહોતી કરી એટલી અસર—ગાઢ અસર એના ગાળોભર્યા વક્તવ્યે મારા ઉપર નીપજાવી અને એનું કારણ એ હતું કે મૃત્યુનાં સજીવ અને સુરેખ ચિત્રણ કરતાં આંખો સમક્ષ મરતા મનુષ્યની વેદના વધારે ઉગ્ર—દુઃખદાયી તેમ વધારે વાસ્તવિક હોય છે.

હું ખૂબ જ દુઃખી હતો. નિરવ પ્રકૃતિ તથા વ્યથિત સાથીદારણના શબ્દોએ દુઃખને જાણે હું સાક્ષાત અનુભવી રહ્યો. તીવ્ર બની રહેલી ઠંડી તો મારા સર્વાંગને કંપાવી રહી હતી. એ સમયે સહસા બે નાના કોમળ હાથોનો મારા શરીરને સ્પર્શ થયો. એક હાથ ગળાની આજુબાજુ અને બીજો મોં



ઉપર. અને સાથે મધુર, સહાનુભૂતિસભર્યા અવાજે પ્રશ્ન થયો: 'આમ કેમ થઈ ગયો છે? તને શું થાય છે?'

હું એ માનવા તૈયાર હતો કે આ પ્રશ્ન મને કોઈ બીજું પૂછી રહ્યું હતું, નટાશા તો નહીં જ. નટાશાએ તો એ પહેલાં જ સ્પષ્ટ કર્યું હતું કે દુનિયામાં બધાયે પુરુષો જુઠ્ઠા અને દગાબાજ છે. એમનું તો સત્યાનાશ જવું જોઈએ. પરંતુ પૂછનારી તો નટાશા જ હતી. એણે તો પ્રશ્નોની જાણે ઝડી વર્ષાવી: 'બોલને, તને શું થાય છે? આટલો બધો ઠંડો કેમ? હિમથી ઠીંગરાઈ ગયો છું? તું તો ભાઈ ખરો માણસ છું. ઘુવડ જેવો ચૂપચાપ બેસી રહ્યો. મને કહેતાં શું થયું કે તું ઠંડીથી પીડાય છે? ચાલ, સૂઈ જા અહીં...અને હું......હા હું તારી ચોંટીને સૂઈશ...હાં, બરાબર, હવે ઠીક લાગે છે ને? મને જોરથી જકડી લે. ખૂબ જોરથી જકડી, હવે તારા શરીરમાં ગરમાવો આવશે. હં, હં, શાબાશ, જોરાવર તો અસ્સા છે......અને પછી આપણે અડોઅડ ચત્તાપાટ સૂઈ રહીશું. રાત વીતી જશે એ ખબર પણ નહીં પડે...અસ્સા, તેં પણ શરાબ પીધો છે કે શું? ખેર, કંઈ વાંધો નહીં.'

નટાશાએ મારું દુઃખ દૂર કરી દીધું. એણે મને પ્રેરણા આપી. હું પ્રોત્સાહિત બની રહ્યો.

ઓહ! આ જરા જેટલી વાત પણ કેટલી વ્યંગ અને અર્થથી સભર છે. જરા વિચારી જુઓ. અથવા હું એક સમર્થ ક્રિયાશીલ વ્યક્તિ છું. મેળવવા જેવી મહત્તા મેં પ્રાપ્ત કરી લીધી છે. પણ એ ક્ષણે તો એક દરિદ્ર છોકરીનો જ હું ભીખારી હતો. એવી છોકરી કે જેના જીવનમાં કોઈ વિસામો નથી, કોઈ મૂલ્ય નથી. પરંતુ જ્યાંસુધી એણે મને મદદ ના કરી ત્યાંસુધી એને સહાયતા પ્રદાન કરવાનો તો મને ખ્યાલ પણ નહોતો આવ્યો.

હું ઇચ્છતો હતો કે એ બધું હૃદયને રડાવનારું સ્વપ્ન હોય. પણ ના એ તો સાચું હતું. વરસાદ ઝીંકાઈ રહ્યો હતો. પવન સપાટા મારી રહ્યો હતો. જીવને થતી વ્યથાનો પાર ન હતો અને એ વખતે જ એ નારી મારા શરીરને બાથ ભરીને સૂતી હતી. ઉગ્રાવેગથી ચોંટેલાં અમે ઠંડીથી ધ્રૂજતાં હોઈએ કેમે છૂટવા ઇચ્છતાં નહોતાં. ભયંકર પીડા ઉપજાવતી પ્રકૃતિ અને નટાશાનો સંગ સ્વપ્ન ન હતું. એને સ્વપ્ન માનવું મારા માટે અસંભવ છે એ તો સંપૂર્ણપણે સાચી હકીકત હતી.

એ દરમ્યાન નટાશા શાંત બની રહી ન હતી. ક્રિયાશીલ હતી તેમ વાતો કરતી જ રહી હતી. ઘડીક આ વાત તો ઘડીક પેલી વાત. એની એ વાતો એવી લાગણીભરી હતી કે જે માત્ર સ્ત્રીઓ જ કરી શકે. એના એ બધા શબ્દોએ તો જાણે મારામાં અગ્નિજ્યોત પેટાવી. બહારના વરસાદની જેમ મારી આંખોમાં પણ જાણે હૈયું જ પીગળીને ઊભરાઈ રહ્યું. મારા મનનો સારો મેલ, સમસ્ત દુઃખ જાણે ધોવાઈ ગયું. હા, નટાશાએ મને ગજબ શાન્ત્વના પ્રદાન કરી.

'બસ, બસ, બહુ થયું હવે ભગવાન તને સુખી રાખે......તારું જીવન સુખી અને શાંતિથી સભર બનાવે...ચિંતાથી હવે મુક્ત બની જા...કાલે તારું જીવન સુધરી જશે...તારે યોગ્ય જગ્યા તને પાછી મળી જશે.'

નટાશા આમ ને આમ બોલે ગઈ અને મને ચુંબનો પર ચુંબનો કરતી રહી. ઓહ! એ અપાર ગરમાગરમ ચુંબનો! બદલાની આશા વિનાનાં, નિર્બીજ એવાં એ ચુંબનો! નટાશા એ પહેલીજ સ્ત્રી હતી કે જેણે મને આમ પ્યાર કર્યો હતો. ઓહ એ મૂલ્યવાન પ્યાર..

'ચાલ, હવે સ્વસ્થ બની જા...કાલે હું તારા માટે સુયોગ્ય જગ્યા શોધી કાઢીશ.' પોતાના પ્રશાંત સ્વરે એણે કહ્યું. હજી પહો ફાટતાં સુધી અમે એમ પડ્યાં રહ્યાં...પ્રભાત થતાં એ સ્થળ છોડી અમે શહેરમાં ઊપડ્યાં પછી મૈત્રીભરી વિદાય લઈ અમે છૂટાં પડ્યાં.

ઈશ્વરભાઈ પટેલ

# આખરે એ નાઠો જ

જર્મનીનું આક્રમણ અતિ કારમું થયેલું એવી ૧૯૩૯ની લડાઈના એક જર્મન સૈનિક અને વિમાનીની આ વીર ગાથા અંગ્રેજી ઉપરથી તૈયાર કરીને આપણને ઈશ્વરભાઈ અહીં કહે છે. આવી સાહસકથાઓ આપણા વિદ્યાર્થીઓ અને કિશોરોને ખૂબ પ્રેરક નીવડે છે......

૧૯૪૦ ની એ વાત. બીજું વિશ્વયુદ્ધ પૂર જોસમાં હતું. હિટલરનો સૂર્ય મધ્યાકાશે હતો. ફ્રાન્સથી માંડી નોર્વે સુધીના નાના મોટા સૌ દેશો હિટલરના વીજળીક આક્રમણનાં ભોગ થઈ પડ્યાં હતાં. બ્રિટિશ ખાડીમાંથી પાછા ભાગતાં મિત્રસૈન્યોને ભોંય ભારે પડી ગઈ હતી. જર્મન વિમાનોનાં ધાડેધાડાં બ્રિટન પર આગવર્ષા કરતાં હતાં.

આવે સમયે બ્રિટનના કોકફોસ્ટર્સ નામના મથકે આવેલા, હવાઈ પ્રશ્નાવલિ કેન્દ્રની લાંબી ઓસરીઓમાં, ભારે શસ્ત્રધારી સૈનિકોથી ઘેરાયેલો એક જર્મન વિમાની, પસાર થઈ રહ્યો હતો. આખરે એને એક મજાની લાકડાની પેનલોવાળી ઓરડીમાં પેશ કરવામાં આવ્યો. આ ઓરડીમાં આવેલા એક મોટા મેહોગનીના ટેબલ પર મૂકેલું એક લેમ્પ એક પ્રકાશ વર્તુળ ફેંકી રહ્યું હતું. એને બાદ કરતાં સર્વત્ર અંધકાર પ્રવર્તતો હતો. આ ટેબલને અઢેલીને વાંકડિયા મૂછ આંકડા, ને ભરાવદાર ભ્રમરવાળો, શાહી વિમાની દળનો એક અફસર બેઠો હતો. એનો ચહેરો ચપટો ને કરચલીદાર હતો. સરળ છતાં પોતાની આગવી લઢણવાળી જર્મન ભાષામાં એણે પેલા આગંતુકને ઉદ્દેશી કહ્યું, 'વોનવીરા, બેસો. મારું નામ સ્કવોડ્રન લીડર હોકસ.'

એડીઓ ખખડાવી કડકાઈથી નમન કરતાં એ જર્મન કેદીએ જોયું તો પેલા અફસરની બાજુએ ચાંદીના મુઠ્ઠાવાળી એક લાકડી પડી હતી. એ નજરે પડતાં જ એના મગજમાં એક સ્મૃતિ–ઝબકારો થયો અને જર્મન વર્તમાનપત્રોમાં વારંવાર ચમકતા એક કાર્ટૂનની વાત તાજી થઈ. એ જ આ ભારે ગંધવાળો બ્રિટિશ અફસર.

ક્રૂર અટ્ટહાસ્ય ને બેઠી મશ્કરીભર્યો અવાજે પેલા અફસરે આગળ ચલાવ્યું : 'વોન, તેર બ્રિટિશ વિમાન તોડવાં ને અધાં ડઝનને જમીન પર જ ભોંયભેગાં કરવાં એ કંઈ નાનીસૂની સિદ્ધિ ન લેખાય! પ્રથમ યુદ્ધના એક મામૂલી વીર તરીકે આ દ્વિતીય, વિશ્વયુદ્ધના એક ભડવીરને મળતાં મારું હૃદય ખરેખર ગલગલિયાં અનુભવે છે.

પેલાની બોલછાના ચાળા પાડતાં પાડતાં વોને કટાક્ષનો ઉત્તર કટાક્ષથી વાળતાં ચલાવ્યું, 'શાહી વિમાની દળનો ભારે મઝાનો ઇતિહાસ હું વાંચી ગયો છું પણ આપની પરાક્રમગાથા ત્યાં ક્યાંય આંખે ચઢી નહોતી! આપને મળતાં આમ તો મારા છક્કા છૂટે છે પણ આપ ખચિત માનજો કે મારી પાસેથી આપને કશીય માહિતી પ્રાપ્ત થશે નહીં.'

એકાદ ક્ષણ અટકી અપાર ઉદ્ધતાઈથી એણે ઉમેર્યું, 'અરે, પણ હું આ શું મૂર્ખતા આચરી રહ્યો છું! મને ભાનેય ન રહ્યું કે મારું વિમાન આપ મહાશયે જ તોડી પાડેલું!'

વિમાની વડો ગિગ્ગી બંધ કરી બેઠો. એ બંને વચ્ચેની લાંબી શાંતિનો ભંગ હવાઈ હુમલાની ચેતવણી આપતી અને એક પછી એક ગાજતી સાઈરનોએ કર્યો. વોનના

---

પણ પછી અમે કદી મળ્યાં નથી. પછીના છ મહિના સુધી મેં મારી એ ભલી નટાશા, મારી એ રાતની સાથીદારણની ખૂણે ખૂણે ભાળ કાઢી હતી પણ મને એ ના મળી તે ના જ મળી. જો એ મરી ગઈ હોય—મરવું એના માટે સારું હતું—તો એનો આત્મા પ્રખર શાંતિ પામો અને જો એ કદાચ જીવતી હોય તો પણ હું કહીશ કે એના આત્માને શાંતિ પ્રાપ્ત થાય અને એના પતનથી એ સદા અનભિજ્ઞ બની રહે.

*



હોઠ મરક મરક હસી રહ્યા. જર્મન બૉમ્બર ધાડાંની એ સૂચક હતી. ૧૯૪૦ ની સપ્ટેમ્બર સાતનો એ દિવસ. બ્રિટન પરના ગંજાવર હવાઈ હુમલાના એ દિવસો.

એકાએક હૉક્સ એની ખુરસીમાંથી ખસ્યો, લાકડી હાથમાં લીધી, બત્તી બુઝાવી દીધી ને બારી તરફ ડોકાયો. હવાઈ હુમલાની ચેતવણીનો કાનતોડ અવાજ હોવા છતાં, એ અંધારામાંય વૉનને સમજ પડી ગઈ કે પેલા અમલદાર બિરાદર તૈમૂરની નાતના છે. એના પગ ભારે ખોડંગાતા હતા ને એક બૂટ તો ચીચવાડા જ પાડતો હતો. વૉનને ખ્યાલ આવ્યો કે એની ઊલટ તપાસ કરનાર કૃત્રિમ પગ પહેરે છે. એટલે એ બોલ્યો, 'માન્યવર મેજર, માફ કરજો, મને ખ્યાલ સુદ્ધાંય નહીં...'

એના બોલવા તરફ બિલકુલ ધ્યાન આપ્યા સિવાય પેલો અમલદાર તો અંધારપટના પડદા તાણી લઈ લંડન પર ઊતરેલી એ રાત્રિના ઓળા પાર દૃષ્ટિપાત કરી રહ્યો હતો.

થોડા જ વખતમાં ચેતવણીના અવાજ ડૂબી ગયા એટલે પડદા ખેંચી હૉક્સ ટેબલે આવ્યો. બત્તીનું બટન દાબી, એનો શેડ એવો ગોઠવ્યો કે પેલાની આંખમાં જ તેજધારા પડે.

પછી નિરપેક્ષપણે બોલતાં બોલતાં એણે ચલાવ્યું, 'અરે, વૉન, કહે તો ખરો કે હવે તારી ત્રણ નંબરની ટુકડીનો કયો મિત્ર તારા પાળેલા સિંહના બચ્ચા 'સિમ્બા'ની ભાળ લેશે? સાન્ની, ખરું ને?'

વૉનનું મોઢું પોલું થઈ ગયું. તેની ધરપકડ પછીના આ બે દિવસમાં એણે માત્ર એનું નામ, નંબર ને હોદ્દો જ જણાવ્યાં હતાં જ્યારે આ બ્રિટિશ અમલદાર એના પાલતુ પ્રાણીથી માંડી એના મિત્રના ટીખળી નામ સુધી બધી વિગતો જાણતો હતો. અને એ માત્ર હાંકતો નહોતો. એની જરેજર વિગત સાચી હતી. એટલી હદ સુધી કે એ પોતે પોતાને અમીર કહેવડાવતો પણ અમીરાત પરનો એનો દાવો કેટલો લૂલો હતો તે પણ એની જાણ બહાર નહોતું!

પછીના બે કલાક હૉક્સે એનો વાણી હુમલો ચાલુ રાખ્યો. એનો કટાક્ષયુક્ત અવાજ વૉનના અભિમાનના ચૂરેચૂરા કરતો એ ઓરડીમાં પડઘા પાડી રહ્યો, 'તારી જાહેરાતિયા આવડત માટે મારે તને અભિનંદન આપવા ઘટે.'

મુલાકાત પૂરી થઈ છતાં વૉન આ વાગ્વર્ષાથી જરાય ઢીલો નહોતો પડ્યો. હૉક્સે ઘંટડી બજાવી, કેદીને લઈ જવા રક્ષકને બોલાવ્યો ત્યાં અદમ્ય જુસ્સાથી વૉન લલકારી ઊઠ્યો, 'અરે મોટા સાહેબ, છ માસમાં હું ભાગી ન જાઉં તો દસ સિગારેટના બદલામાં તમને શેમ્પેનની એક શીશી પાવી...બોલો છે શરત કબૂલ?'

હૉક્સ શાંત રહ્યો એ જ ઠીક થયું નહીં તો એ શરત હારી ગયો હોત.

પાંચ વરસ પહેલાં જર્મન બૉમ્બર દળની સ્થાપના થઈ ત્યારથી છવીસ વરસનો, આપમતીલો, મહત્ત્વાકાંક્ષી અને થનગનતો ફ્રાન્ઝ વૉન વીરા એમાં જોડાયો હતો. એને તરત સમજાઈ ગયું કે સૌ લોકો આપણી વાતો કરતા થઈ જાય તેવું કરીએ એટલે બેડો પાર. અને લોક પર છાપ પાડવા માટે જરૂર હતી આક્રમણખોરી, આંધળિયું સાહસ ને વાડમાંય માથું મારી માર્ગ કરવાની હિંમત. એટલે જ્યારે એ તાલીમ દંદ કરતા ત્યારે નિષેધ કરેલાં એવાં ઉડ્ડયનો એ અજમાવતો. કદીક રેલ કે રસ્તાના પુલ નીચેથી એ વિમાન લઈ સરકી જતો તો ક્યારેક પોતાની સ્ત્રી મિત્રના ઘર પર છાપરા લગી પહોંચી જઈ વિમાનને ઊંચુ-નીચું, આડું અવળું ઉડાડતો. બીજા વિમાનીઓ પોતાના પાલક પશુ તરીકે કૂતરો કે કુક્કર પાળતા ત્યારે વૉન સિંહનું બચ્ચું પાળતો. આ બધું અધૂરું હોય તેમ એણે બૅરન(ઉમરાવ)ની ઉપાધિ પોતાના નામ આગળ લગાવવા માંડી અને હિટલરનાં દળમાં પણ એની કિંમત અંકાવા લાગી.

યુદ્ધ શરૂ થયું એટલે દરેકને માટે 'યુદ્ધ વીર' બનવું

અગત્યનું હતું અને વૉને સાથેસાથ આઠ વિમાન તોડી પાડ્યાં. આ કંઈ નાનીસૂની સિદ્ધિ ન લેખાય. પણ જે ઝડપે પોલેન્ડનાં, નૉર્વેજીયન, ડચ અને બેલ્જીયન હવાઈ દળ સફાચટ થઈ ગયાં ને ફ્રેન્ચદળનો કચ્ચરઘાણ નીકળી ગયો એ જોતાં શાહી વિમાની દળ પણ થોડા અઠવાડિયામાં સાફ થઈ જશે એવી ગણત્રીએ દરેક જર્મન વિમાની, મોડું ન થાય તે પહેલાં માનચાંદ માટે બહાવરા બન્યા હતા. એટલે વૉને જ્યારે તોપ લગાવી કે એ એકલો ઊડતો હતો ત્યાં દુશ્મન દળનો કાફલો ભેટી ગયો ને એનાં નવ વિમાન પોતે તોડી પાડ્યાં ત્યારે એનો નંબર સૌ પ્રથમ પહોંચ્યો. સત્તાવાળાઓએ એનો આંકડો નવથી પાંચે લાવી એને 'નાઈટક્રોસ'ની નવાજેશ કરી પણ એ એને સ્વીકારે તે પહેલાં ઇંગ્લેંડ પરના એના દસમા વિમાની હુમલામાં એ ભોંયભેગો થયો !

વૉન, આમ અતિશય બડાશખોર હોવા છતાં ઘણો સાવચેત હતો. તે સમયે અતિ શ્રદ્ધાન્વિત નાઝી વડાઓ, ભાગ્યે જ કશી સાવચેતી સૂચના પોતાના દળને આપતા એટલે કેદ પકડાતા જર્મન વિમાનીઓ બ્રિટિશ માહિતીખાતાને માટે આશીર્વાદરૂપ નીવડતા. આ અસાવચેત વિમાનીઓ પોતાની સાથે કેટલાય છૂપા દસ્તાવેજો, નકશા, દળ સંખ્યા, યાંત્રિક વિગતો, રોજનીશીઓ, ફાટેલી બસ કે સિનેમાની ટિકિટો લઈ જતા જે પરથી બ્રિટિશ અફસરો જર્મન વિમાની દળનાં સ્થાન, સંખ્યા વગેરે કેટલીય વિગતો તારવી કાઢતા. વૉન વીરાએ તો પડતાં પડતાં જ પોતાની પાસેની બધી સામગ્રી આગમાં હોમી દીધી.

એને પ્રથમ પ્રશ્નાવલિ પૂછનાર અફસર તો સાવ બેવકૂફ લાગેલો. એ માણસે એની સાથે એવા વિવેકથી વાત કરી અને એવા વિષયો વિષે-કે એને એમ લાગ્યું કે આ માણસ વખત શું કરવા બગાડતો હશે ? પણ પાછળથી એને સમજાયું કે પોતાને ખ્યાલ ન આવે તેવી રીતે એની પાસેથી વિગતો કઢાવવાની બ્રિટિશ અફસરની એ ઉસ્તાદી હતી. એટલે એણે મન સાથે ગાંઠ વાળી હતી કે કોઈ પણ સંયોગોમાં કોઈ પણ લાલચ કે પ્રલોભનને વશ થઈ કશીય બાતમી આપવી નહિ. એટલે હોકસની તળે ઉપર કરનારી પ્રશ્નઝડીમાંથી એ સહીસલામત બહાર નીકળ્યો. છતાંય શાહી બાતમીખાતાએ એનો કેડો છોડ્યો નહિ.

પછીના દિવસોમાં રાત્રિ અને દિવસ વારંવાર અડધા ડઝન જુદા જુદા બ્રિટિશ અફસરોએ એકી સાથે અને છૂટક છૂટક તેના પર પ્રશ્નમારો ચલાવ્યો અને તેને વાતમાં ભેરવવા હજારો યુક્તિઓ લડાવી. એને લાલચો આપી ખુશામત કરી, એને ગુસ્સે કર્યો, અરે ! એને લંડન શહેરના વેસ્ટ એન્ડ વિભાગમાં નાગરિકના પોશાકમાં લઈ જઈ ખાણી પીણી અને મસ્તી બધાની લાલચ અજમાવી જોઈ. છતાં કંઈ કારગત નીવડ્યું નહિ એટલે એને દિવસો સુધી એકાન્ત કોટડીમાં પૂરી રાખ્યો અને પછી એના દોસ્ત એવા એક મિત્રને ઓરડીમાં આણ્યો. પેલો નવો મિત્ર તો આવ્યો તેવો જ મિલનના ઉલ્લાસમાં વાતે વળગ્યો. પણ વૉને ઓરડીની ચારે બાજુએ પોતાની ચકોર નજર ફેરવી બહુ સાવચેતીપૂર્વક મૌન સેવવાનું ઉચિત ધાર્યું. પણ પેલો જંપ્યો જ નહિ એટલે એને એક અંધારિયા ખૂણામાં ખેંચી એના ખભે સવાર થઈ દિવાલમાં ઊંચે આવેલી બારીમાં તાર બતાવી કાનમાં કહ્યું, 'આ જોતો નથી આપણી વાતો પકડવાનું યંત્ર.' ત્રીજે દિવસે બારીમાંથી બહાર ડોકાઈ મોટા સ્પષ્ટ અવાજે એ બોલવા લાગ્યો, 'એઈ બ્રિટિશ માહિતી અફસરો, મારી બારી નીચે સંતાડેલું એક બીજું માઈક્રોફોન હું શોધું છું. સંભળાય છે ને ? મારું નામ 'વૉન વીરા.'

તે જ સવારે 'વૉન વીરા'ને એ ઓરડીમાંથી ખસેડી લેવામાં આવ્યો અને એને આઈરીશ સમુદ્રથી વીસ માઈલ દૂર આવેલી એક યુદ્ધ કેદી છાવણીમાં મોકલી આપવામાં આવ્યો. એની જેલનું મકાન ૪૦ ઓરડાનું અતિ સુરક્ષિત એવું પથ્થરનું મકાન હતું. અને આમાં પુરાયેલ એક જર્મન યુબોટ કપ્તાને ઘણા પ્રયત્ન કરવા છતાં, ભીતરની કાંટા તારની વાડથી



આગળ એ જઈ શક્યો નહોતો. વૉને તો આવતાંની સાથે જ નાસી છૂટવાના ઈલાજોની શોધ શરૂ કરી હતી. એનાં મોટા ભાગના સાથીદારો તો નિરાંતે જેલવાસ ભોગવતા કારણ કે એમની ગણતરી એવી હતી કે ક્રિસ્ટમસ પહેલા ઈંગ્લેન્ડ શરણાગત સ્વીકારશે. વૉને આજ દિન સુધીમાં બ્રિટિશ બુદ્ધિની જે ગહનતા અને ઊંડાણનાં દર્શન કર્યાં હતાં તે પરથી એ ઈંગ્લેંડ જલદી હારે એ માનવા કે સ્વીકારવા તૈયાર નહોતો. એની છટકબારીની યોજનાઓ એના સાથીદારો, વિના ગાંભીર્ય કે હલકે મને, સાંભળતા તો ય એ પોતાની શોધ પાછળ લાગ્યો જ રહ્યો. આખરે એને ઉકેલ જડ્યો.

દર ત્રીજે દિવસે ૨૪ કેદીઓને કસરત માટે રસ્તા પર લઈ જવામાં આવતા અને થોડી કૂચ કરાવી એક વળાંક આગળ દસ મિનિટ આરામ આપી પાછા તગેડી લાવતા. આગળ પાછળ ચાર ચાર રક્ષકો હોવા ઉપરાંત આજુબાજુ બે જણ રહેતા જેમાંનો એક ઘોડેસવાર હતો. એની યોજના એવી હતી કે દક્ષિણને રસ્તે વિરામસ્થાન આગળ જો એના સાથીદારો આ રક્ષકોનું ધ્યાન બીજે દોરે અને થોડુંક ઓઠીંગણ કરી આપે તો એ પાસેની પથ્થરની દિવાલ કૂદી જઈ લપાતો છુપાતો થોડે દૂરની ગાઢ ઝાડીમાં અદૃશ્ય થઈ જાય અને કિનારે પહોંચી, એકાદ તટસ્થ દેશના વહાણમાં સ્વદેશ ભેગો થઈ જાય. સૌ કબૂલ થયા અને આજુબાજુના વિસ્તારનો કાચો નકશો અને ભારે કપડાં એને મેળવી આપ્યાં. પૈસા માટે એ ક્યાંકથી ત્રણ શિલિંગ લઈ આવ્યો હતો. અને ખોરાક માટે પોતાનું રોજીંદુ ચોકલેટનું રાશન સાચવી રાખ્યું હતું. એ દિવસ પછી એની યોજના અમલમાં મુકાઈ.

તે દિવસે એમની ટુકડીના જર્મન નાયકે વડા અમલદારને વિનંતિ કરી કે કસરતનો સમય ૧૦ાા ને બદલે બેનો રાખવો. જેથી આ કેદીઓના શૈક્ષણિક વર્ગમાં વિક્ષેપ ન પડે. એનો મૂળ હેતુ તો વૉનને ભાગી જવાનો સમય રાત્રિ નજદીક લઈ જવાનો હતો.

અનુમતિ મળતાં ટુકડી બે વાગે જેવી કિલ્લા બહાર નીકળી તેવી એક જર્મન કેદીએ દક્ષિણ તરફ વળવાની સૂચના આપી દીધી કારણ કે ઉત્તર કરતાં દક્ષિણનો રસ્તો વૉન માટે વધુ સહીસલામત હતો. પેલો ઘોડેસવાર એમ સમજ્યો કે દક્ષિણ તરફ વળવાની સૂચના પાછળવાળા અફસરે આપી અને પાછળવાળો સમજ્યો કે ઘોડેસવાર નાયકે આ સૂચના આપી. આરામસ્થાને ટુકડી પહોંચી એટલે સિપાઈઓ હંમેશ મુજબ રસ્તાની એક બાજુએ ઊભા ત્યારે કેદીઓ પેલી દિવાલ લગોલગ એક બીજાને અડીને ઊભા. સદ્ભાગ્યે એક ફળ વેચનારો ત્યાં આવી પહોંચ્યો અને સિપાઈઓ એની પાસેથી જમરૂખ ખરીદવા રોકાયા એટલામાં કેદીઓને લાગ મળી ગયો. બધા યોજના પ્રમાણે ગોઠવાઈ ગયા એટલે સૌથી ઊંચાની પાછળ ઊભા રહી એ દિવાલ ઉપર પહોંચી ગયો. સંકેત મુજબ એક જણની કોણી ઊંચી થઈ એટલે એ સમજી ગયો કે રક્ષકોનું ધ્યાન ખેંચાયું નથી. એટલે બીજી બાજુ આસ્તેથી ગબડીને પાછળના ખેતરમાં પહોંચી ગયો.

કેદીઓ પુનઃ ગોઠવાઈ જઈ સાર્જન્ટના હુકમ મુજબ કૂચ શરૂ કરતા હતા ત્યાં જ વૉનને ભાગતો જોઈ શકતી બે બહેનોએ દૂરથી હાથ ઊંચા કરી, બૂમો પાડવા માંડી. અતિશય ત્વરિત બુદ્ધિ વાપરી સૈનિકોમાંના એકે પણ સામેથી એવી જ હિલચાલ શરૂ કરી એટલે સાર્જન્ટનું ધ્યાન દોરવાયું નહીં.

ત્રણસો વાર ગયા પછી સૈનિકોએ ગીત શરૂ કર્યું એટલે વૉન સમજ્યો કે હજુ એની ગેરહાજરી વરતાઈ નથી. હવે સૈનિકો વળાંક વળ્યા હતા એટલે કોઈ એને દેખી શકે તેમ નહોતું એટલે ખાસ્સા ઊભા થઈ એ દિવાલ ઠેકી ગયો અને પેલી બે બીધેલી બાઈઓ તરફ આનંદથી હાથ હલાવી, રસ્તો ઓળંગી, સામેની ગાઢ ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો.

દરમિયાન જર્મન સૈનિકોએ જોરશોરથી ગાવા માંડ્યું એટલે સાર્જન્ટ જરા ગભરાયો. ગાણું બંધ કરવા એ ગર્જ્યો, પેલો અમલદાર ગર્જ્યો પણ કશી અસર







થઈ નહીં એટલે કશુંક અણધાર્યું બનવાના શકથી એણે આખી ટુકડીની બાજુએ થોડા દોડાવી કેદીઓને ગણવા યત્ન કરવા માંડ્યો પણ વૉને સૂઝાડેલી એક યુક્તિ મુજબ, પેલા ગઠ એવા સૈનિકોએ એવું આઘું પાછું થવા માંડ્યું કે એની ગણત્રીમાં ભલીવાર આવ્યો નહીં. છેવટે થાકીને એમને મોખરે ઊભા રહી એણે રિવોલ્વરનો ઘોડો તણ્યો ત્યારે બધા અટક્યા! અને ગણત્રી કરી તો ચોવીસને બદલે થયા ત્રેવીસ! કંઈક ભૂલ તો નહીં થઈ હોય તેમ માની પેલા અફસરોએ વારાફરતી, આગળથી પાછળ એમ અનેક વખત ગણી જોયું એટલે છેવટે માનવું પડ્યું કે એમાનો એક નાઠો છે.

પરિણામે એ વિસ્તારમાં જે ધમાલ ધમાલ મચી રહી તે તો હજુયે લોકો ભૂલ્યા નથી. લૉરીથી માંડી બ્રેનગનની ગાડીઓ સુધીનાં સર્વ પ્રકારનાં વાહનોએ દોડાદોડ શરૂ કરી તો બીજી બાજુ હોમગાર્ડોથી માંડી પોલીસ સુધીના સૌ શોધમાં મંડી ગયા. છતાં પરિણામ ન આવ્યું એટલે શિકારી કૂતરા છોડવામાં આવ્યા પણ એટલામાં ભારે વરસાદ પડ્યો ને એ ય કશું કરી શક્યા નહીં. છેવટે થાકીને રીતસરના લશ્કરની ટુકડીઓને છૂટી મૂકવામાં આવી ને આખા જંગલને આજુબાજુના વિસ્તારને ફંફોસવામાં આવ્યો.

ત્રણ દિવસ ને ત્રણ રાત્રિ સુધી વૉનની ગંધ જરાય હાથ લાગી નહીં. વધુ ને વધુ લશ્કર ને પોલીસ કુમકે આવી પહોંચ્યાં અને હજારોની સંખ્યામાં આ દળ, આખા વિસ્તારને ખૂંદી વળ્યાં છતાં એ જર્મન અદશ્ય જ રહ્યો એટલે એમ વહેમ ગયો કે ગમે તો એને કોઈએ આશ્રય આપ્યો છે યા એ ખતમ થઈ ગયો છે.

એમાંથી એકેય બન્યું નહોતું. આ સરોવર વિસ્તારમાં ઘેટાંનો ચારો ભરવા માટે કોઢ જેવી પથ્થરની ઓરડીઓ બનાવેલી હોય છે. આવી એક ઓરડી, થોડા હોમગાર્ડ્ઝ ચોથે દિવસે રાત્રે અગીઆર વાગે તપાસી રહ્યા હતા ત્યારે એનું તાળું તોડેલું માલૂમ પડ્યું. સાઈકલની બત્તીના પ્રકાશે એ અંધારિયા કોટડીમાં એમણે નજર ફેરવી તો પેલો ભાગેડુ હાથ આવ્યો! એનો ચહેરો પડેલો હતો, કપડાં ચીંથરેહાલ હતાં અને બૂટ તૂટીફૂટી ગયા હતા.

એક હોમગાર્ડે એના તરફ બંદૂક તાકી ત્યારે બીજાએ એના કાંડે દોરડી બાંધી અને એનો બીજો છેડો પોતાના હાથે ગાંઠી દીધો. પણ પેલા એને દોરી જાય તે પહેલાં તો અતિ ચપળતાથી વૉને એકને એવો ધક્કો માર્યો કે એ ગબડી ગયો ને સાથે જ લાતથી બત્તી બૂઝવી દીધી. છલંગ મારી બીજો એને પકડે તે પહેલાં તો વૉને એક ઝાટકો લગાવી દોરી તોડી નાખી ને રાત્રિના અંધકારમાં અલોપ થઈ ગયો. ફરી પાછો બે દિવસ એ અદશ્ય થઈ ગયો. એની શોધખોળ અતિ ભારે અને ઝીણવટભરી કરવામાં આવી ત્યારે ત્રીજે દિવસે બપોરના અઢી વાગ્યે એક ૧૨૦૦ ફૂટ ઊંચી ટેકરી પર એને લપાતો છુપાતો એક ભરવાડ નીચેથી જોઈ ગયો. એણે દોડી જઈ પાસેની પોલીસ ચોકીને ખબર આપી એટલે એક મોટી પોલીસ ટુકડીએ એ ટેકરીની તળેટીને એક પાકો ઘેરો ઘાલ્યો. અને હાથોહાથ પકડી ટેકરી પર ખસતાં ખસતાં એ લોકોએ એને હાથ કર્યો, તેવી જ એને બેડીઓ પહેરાવી દીધી. આ વખતે એનાથી છટકાયું નહીં.

[આવતા અંકે પૂરું થશે]

★

ગાંધીજીને ૧૯૩૮ માં કોઈ કે કહેલું, 'આપ આપના વિચારો કોઈ એક ગ્રંથમાં ટૂંકામાં અમને આપી દો!'

ત્યારે ગાંધીજીએ કહેલું, 'મેં આજ સુધી લખ્યું તે જ ભૂલ કરી! અરે ભાઈ, હું જે કાંઈ કહું તે સાંભળતા જાવ અને કરું તે જોતા જાવ! ને સાર તારવતા જાવ. નહીં તો એક વખત એવો આવશે જ્યારે તમે મારા રેંટિયાને મારી ભેગો બાળી મૂકશો અને જો મારી પાછળ રાખશો તો તેથીય ભૂંડું કરશો. મારા રેંટિયાનાં લાકડાં ને મારા ચોપડાનાં થોથાં એકમેક પર ફેંકી ફેંકીને મારશો ને તેય મારે નામે મારશો! મારા શબ્દો પણ એકમેકને તાકી તાકીને મારશો.'

—દાદા ધર્માધિકારી



પુરુષોત્તમ સંઘવી

# જાદુગર લેફાયટી

જગતના જાદુગરો અને તેમની કૌશલકળા વિષેની રસપ્રદ માહિતી આપનાર તરીકે આ લેખના લેખક શ્રી પુરુષોત્તમ સંઘવીનો 'પુ-શુ-તાન'ના ઉપનામથી એક લેખ અગાઉ ઊર્મિના વાચકોએ વાંચેલો. તેવો જ રસપ્રદ આ બીજો લેખ છે અને આવા લેખો હજુ પણ વાચકોને મળશે જ......

રંગમંચ ઉપર સ્નાનઘર? હા, જાણે સાચું જ જોઈ લ્યો! શું પડદાઓની તાદૃશ્ય રચના કરી છે! શું એકે એક ચીજની અણિશુદ્ધ ગોઠવણનો ખ્યાલ કર્યો છે! દૃશ્યને જીવંત કરનાર કયો કલાકાર અહીં શાનો ખેલ બતાવવાનો હશે? આમ પ્રેક્ષકોને સ્ફુરતા પ્રશ્નોને જાણે એક જ હાથેથી ખસેડી દેતો ન હોય તેમ કોઈ પ્રતિભાવંત જાદુગર ધીમે પગલે રંગમંચ ઉપર આવીને સ્નાનઘરનો પડદો હાથેથી ખસેડે છે, અને સાચે જ પ્રેક્ષકોના પ્રશ્નો પડદા સાથે સંકેલાઈ જાય છે, અંદર સ્નાન કરી રહેલી એક યુવાન સુંદર બાળાને જોઈને તમાશબીનો બધું જ ભૂલી જાય છે.

પડદો ખૂલતાં બાળા સંકોચાય છે. ક્ષોભ અનુભવે છે. એના જવાબમાં જાદુગર એક મોટો ટુવાલ એના માથા ઉપર ફેંકે છે. પ્રેક્ષકોની આંખો પૂછે છે 'હવે શું થશે?' પણ થોડીક ક્ષણો એમ જ પસાર થઈ જાય છે. બાળાના માથા ઉપરનો ટુવાલ જેમનો તેમજ પડ્યો છે. વાતાવરણ શાંત છે. કોઈ બોલતું નથી, હલતું ચલતું નથી, શ્વાસ પણ લે છે કે કેમ? ખબર પડતી નથી. પ્રેક્ષકોની પાંપણો અને રંગમંચ ઉપરનું દૃશ્ય જાણે એકબીજાનાં આધારે થીજી ગયાં છે.

એવામાં રંગમંચ ઉપર જાદુગર હળવે પગલે સ્નાનઘરમાં બાળા પાસે જાય છે. અને અચાનક એક જ ઝાપટે ટુવાલને ઊંચકીને ઝાટકી નાખે છે. પણ આ શું? શો ચમત્કાર થયો? બાળા ક્યાં ગઈ? પ્રેક્ષકો ચમકી ઊઠે છે. અને થીજેલી આંખો ઉપર આંગળી ચોળે છે. જોયેલું માન્યામાં નથી આવતું. દિમાગ બહેર મારી જાય છે. અક્કલ કામ કરતી નથી. કોણ સ્નાન કરતું હતું અને ક્યાં ગયું? એક ક્ષણ તો કેવળ સ્તબ્ધતા પ્રસરી રહે છે. પણ બીજી જ ક્ષણે હૉલ તાળીઓથી ગડગડી ઊઠે છે. તાળીઓ વાગે છે, વાગ્યા જ કરે છે.

લોકો જ્યારથી સમજવા લાગ્યા ત્યારથી જાદુ જગતમાંથી અદૃશ્ય થયું અને એક કળાના રૂપમાં જવા લાગ્યું એ ખરું પણ પેલી બાળા અદૃશ્ય કેમ થઈ અને ક્યાં ગઈ એ કોઈ કળી શક્યું નથી, સમજી શક્યું નથી. ટુવાલ સ્પષ્ટ દેખાતો હતો. અરે! બાળાનું માથું સુદ્ધાં બરાબર જોઈ શકાતું હતું. ઊંચા પાયાવાળા ટબની નીચેથી કોઈ પસાર થતું નથી તેની સાક્ષી પગથાળની દીપમાળ સતત પૂર્યો કરે છે. તે સિવાય સરકી જવાની બીજી કોઈ શક્યતા દેખાતી નથી. ત્યારે સ્નાન કરતી બાળા ગઈ ક્યાં? 'ખેલ તો ઘણાય જોયા છે પણ આવો ક્યાંય જોયો નથી.' તમાશબીનો એકબીજામાં બોલી રહ્યાં છે.

આવી અદ્દ્ભુત માયાવી દૃશ્યરચનાનો કસબી કોણ હશે એ જાદુગર? કોણે આવી કલામય ઇંદ્રજાળનું સર્જન કર્યું હશે?

કૌશલકળાના ઇતિહાસની દિલચસ્પ ભૂમિ ઉપર કદી ન ભૂંસાય એવાં ઊંડા પગલાં મૂકી જનાર જાદુ કલાનાં એ મહાન ઇલ્મકારનું નામ હતું લેફાયટી.

લેફાયટીની આગવી વિશિષ્ટતાનું મંડાણ, કળામય ભવ્ય દૃશ્યરચના અને દિલ હલાવી દે તેવા સંગીત ઉપર થયું હતું. રજુઆત અને દેખાડઆવડત પણ જાણે એનાં પોતાનાં જ હતાં. એ રંગમંચ ઉપર પ્રયોગો કરતો અને એમાં ચાલાકી નથી એવું બતાવવા કેટલાક ખેલ તમાશબીનોથી ચારે તરફ ઘેરાએલા સર્કસના ખુલ્લા કુંડાળામાં પણ કરતો. એના રંગમંચના પ્રયોગોમાં 'સ્નાનઘરમાં સુંદરી' એની સર્વશ્રેષ્ટ કૃતિ હતી. 'નોહાની નૌકા' નામના

પ્રયોગમાં પણ ન ભૂલાય તેવું માયાવી દૃશ્ય એ ઊભું કરતો. રંગમંચ ઉપર નૌકાને ખાલી બતાવવામાં આવતી અને પછી એમાંથી બતક, કબૂતર અને સસલાના રાફડા ફાટી નીકળતા. બીજાં પણ પશુ પક્ષીઓ નીકળતાં અને રંગમંચ ઉપર દોડાદોડ ઊડાઊડ કરી મૂકતાં. રંગમંચની બન્ને પડખમાં દોડી જતી બદકોને અંદરથી જાદુગરનાં મદદનીશો હાંકી કાઢતાં અને આશ્ચર્યજનક રીતે એની સંખ્યા વધતી જતી. એક યા બીજી રીતે જાદુગરને મદદ કરવા રંગમંચ ઉપર અવારનવાર મદદનીશો આવતા અને પડખમાં ચાલ્યા જતા. પણ કોઈ સમજી શકતું નહિ કે આવડી વિરાટ જીવંત સામગ્રી ક્યાંથી આવે છે! અંદરથી નીકળતો એક મોટો જંગબારી કાકા-કૌઆ કીકીયારી સાથે પ્રેક્ષકઘરની પ્રદક્ષિણા કરીને પુનઃ જાદુગરનાં ખભા ઉપર આવી બેસી જતો. પ્રેક્ષકો એક જુએ અને બીજું ચૂકે. શું ચૂકે એની ખબર ન પડે અને જોયેલાનું જ્ઞાન મંત્રમુગ્ધ કરી દે. રંગમંચ ઉપર પશુ પક્ષીઓની દોડધામ થતી હોય અને પ્રેક્ષકઘરમાં તમાશબીનોએ ગોકીરો કરી મૂક્યો હોય. આખો હોલ ગાજી ઊઠે એવું હોય લેફાયટીનું 'નોહાની નૌકા'નું અદ્‌ભુત માયાવી પ્રયોગ દૃશ્ય.

લેફાયટી પોતાના પોષાકને અનુરૂપ રંગ પશ્ચાદ્‌ભૂમિ અને વાતાવરણને પણ આપતો. એનું એક સર્કસનું દૃશ્ય પણ ઘણું જ આશ્ચર્યજનક હતું.

મીસરના ઝૂલતા પોષાકમાં એ પ્રેક્ષકો સમક્ષ આવે છે. ધીરગંભીર પગલે એ સર્કસના વર્તુળની મધ્યમાં પહોંચે છે. હાથમાં એક મોટું પોલું ફીંડલું છે. આરપાર ફીંડલું સોંસરુ ખાલી છે એ બતાવવા જાદુગર એ ઊંચકીને ચારે તરફ ફેરવે છે. પછી પોતાની સન્મુખ ભોંય ઉપર મૂકે છે. એની દેખાડ આવડત પણ અદ્‌ભુત છે. પણ અરે! આ શું? જ્યાં ફીંડલું ઊંચક્યું ત્યાં એક નાનો બાળક! પોતે માનવ છે એ બતાવવા બાળક પણ કેવો બુદ્ધિપૂર્વક જાદુગરથી દૂર જાય છે! સર્કસનો આખો તંબુ



તાળીઓથી ભરાઈ જાય છે. પણ મહાન લેફાયટીનો પ્રયોગ તો હજુ માત્ર અર્ધો જ થયો છે. શાંતિ ફરી સ્થિર થાય કે તરત જાદુગર એ જ ક્રિયાનું પુનરાવર્તન કરે છે અને દેખીતી જાદુઈ રીતે બીજો બાળક દૃષ્ટિગોચર થાય છે. આ વખતની પ્રેક્ષકોની તાળીઓ તો કાનને બહેરાવી દે છે.

દૃશ્યમાન અને અદૃશ્ય કરવાની આવી ચાલાકીઓ આ મહાન કલાકાર રંગમંચ ઉપર તો દેખાડતો જ પણ જ્યારે પ્રેક્ષકોથી ઘેરાયેલા સર્કસમાં કરતો ત્યારે ચાલાકીની કોઈને ગંધ સુદ્ધાં આવી શકતી નહિ. એ સાચું જાદુ જ બની રહેતું.

અતિ સરળ ચાલાકીઓ પ્રતિભાવંત બુલંદ રજુઆત અને અદ્‌ભુત દેખાડ આવડતથી આ કલાકાર અભેદ્ય બનાવી દેતો. અને જોનારા મંત્રમુગ્ધ થઈ જતાં.

આ મહાન જાદુગરનું મૃત્યુ ભયંકર છતાં દૃષ્ટાંતરૂપ હતું. સને ૧૯૧૧ ના મેની ૯મી તારીખે ઇડનબર્ગના એમ્પાયર થીયેટરમાં આગ લાગવાથી મૃત્યુ પર્યંત એ સળગી ગયો હતો, પ્રયોગોનું રહસ્ય ગુપ્ત રાખવાની એની હંમેશની ઇચ્છા મુજબ આવી દીધેલાં રંગમંચના



અવરજવરનાં દ્વાર જ એનાં મૃત્યુનું સીધું કારણ બન્યાં હતાં. આગ સળગી ઊઠી ત્યારે એણે આ દ્વાર ધકેલી જોયાં. પોતાની ભૂલ સમજાઈ પણ ઘણું મોડું થઈ ગયું હતું. એ ફરી રંગમંચ ઓળંગે તે પહેલાં ધુમાડાએ એને ગુંગળાવી અને શિખાઓએ ભરખી લાધો હતો.

લેફ્રાયટીનો જન્મ ૧૮૭૨ માં જર્મનીના મુનચેન શહેરમાં થયો હતો અને એનું મૂળ નામ હતું સીગમન્ડ ન્યુમર્જર. એ એક મહાન જાદુગર હતો. પણ એથીયે મોટો કલાકાર હતો. સામાન્ય રીતે જાહેરમાં આવતા કલાકારોને સહજમાં થઈ જાય છે તેમ એને પણ એક ઉપનામ સાથે મહોબ્બત થઈ ગઈ હતી. જીવનભર અર્ધ્ય ચડાવીને એણે એને રોશન કર્યું.

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**સિંહાસન બત્રીસી** (ચિત્રવાર્તા પહેલી): રૂ—/૭૫. **બિંબી** (બિલાડીની ચિત્રવાર્તા): રૂ. ૧/— **પિંપી** (દીપડાની ચિત્રવાર્તા): રૂ. ૧/— **માટીની મૂર્તિઓ**: રામવૃક્ષ બેનીપુરી. અનુ. જયંત બક્ષી. પાનાં ૧૨૭. રૂ. ૨/—. **સરસ્વતીચંદ્ર** (કથાસાર): સોમાભાઈ પટેલ. પાનાં ૧૨૮. રૂ. ૧/૫૦. **બાણભટ્ટની આત્મકથા**: હજારીપ્રસાદ દ્વિવેદી. અનુ. નવરંગ ધોળકિયા. પાનાં ૩૭૧. રૂ. ૫/૫૦—છયેના પ્રકાશક: વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. **સ્નેહ–દીપિકા**: વિમલાતાઈ. પાનાં ૫૬. રૂ.—/૩૧. યજ્ઞ પ્રકાશન સમિતિ, વડોદરા. **પશ્ચિમની શિક્ષણ પદ્ધતિઓ**: મધુકર કર્ણિક. પાનાં ૨૯૨. રૂ. ૪/૫૦. **પેટે ચાલનારાં પ્રાણીઓ** (ભાગ ૧–૨–૩): વસંત જોધાણી. પાનાં ૭૮+૮૨+૭૯. દરેકનો રૂ. ૧/— **પંખીડાં**: જુગતરામ દવે. પાનાં ૯૬. રૂ. —/૫૦—ત્રણેયના પ્રકાશક: બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ, ૧. **ઉદ્દયન**: લે. પ્ર. ઉમેશ કવિ. પાનાં ૧૦૪. રૂ. ૧/૫૦. ૨૬૮૨ કૃષ્ણનગર, ભાવનગર, **હિંદુ જીવનદર્શન**: રાધાકૃષ્ણન્ અનુ. ચંદ્રશંકર પ્રા. શુકલ. પાનાં ૧૧૬. રૂ.—/૭૫. **સર્વોદય**: ગાંધીજી. પાનાં ૪૦. રૂ.—/૧૯. **ગીતાધર્મ**: દ. બા. કાલેલકર. પાનાં ૧૬૪ રૂ. ૧/૨૫. —ત્રણેના પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **શેખ સાદીની બોધકથાઓ**: સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૫૬. રૂ.—/૫૦. **ગામડાંની સ્વચ્છતા**: શિવાભાઈ ગો. પટેલ. પાનાં ૫૬. રૂ.—/૭૫. —બન્નેના પ્રકાશક: ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **સૌંદર્ય પૂજા**: (ખંડ ૧–૨) શયદા. પાનાં ૨૭૮+૨૫૮. રૂ ૭/૫૦. **ડહાપણની વાતો**: મોંઘીબહેન બધેકા. પાનાં ૮૯. રૂ. ૧/— —બન્નેના પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **બુદ્ધ ભગવાનની બાળ વાતો** (ભાગ બીજો): રમણલાલ નાનાલાલ શાહ, પાનાં ૧૨૪. રૂ. ૧/૨૫. બાલજીવન કાર્યાલય, વડોદરા. **ગાંધીજીની દ. આફ્રિકાની લડત (૩)**: ચંદુભાઈ ભગુભાઈ દલાલ. પાનાં ૨૪૦. રૂ. ૧/૨૫. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, ૧. **શ્રદ્ધા**: દેવજી રા. મેઢા. પાનાં ૧૨૭. રૂ ૨/— બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. **પાંચજન્ય**: પૂજાલાલ. પાનાં ૭૬. રૂ. ૧/૫૦. પ્રગતિ સાહિત્ય મંદિર, સૂરત. **કાર્યવહી '૫૩–૫૪**: રામપ્રસાદ પ્રે. બક્ષી. પાનાં ૨૯૫. ચાર રૂપિયા. ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ: **ષટ્ચક્રો અને કુંડલિનીની શક્તિ**: લે. પ્ર. પ્રો. અવધૂત. પાનાં ૯૫. રૂ. ૨/—ગોરેગાંવ. **શ્રીફળ**: નંદલાલ મો. ઠક્કર. પાનાં ૨૨૮. રૂ. ૪/૭૫. **પ્રેમપટોળું**: ફાલ્ગુની મુખોપાધ્યાય. અનુ. ટોપણ દયાળજી ઘેલાણી. પાનાં ૧૩૮. રૂ. ૩/— બન્નેના પ્રકાશક: એન. એમ. ઠક્કરની કં, મુંબઈ, ૨.

★

લેવીસ કેરોલ

# હસાવનારો રડ્યો

'એલિસ ઈન વન્ડરલેન્ડ' નામની મશહૂર ચોપડીથી દુનિયાભરમાં જાણીતા થયેલા બાળકોના લેખકની આ વાર્તા ગુજરાતીમાં રૂપાંતરિત કરીને અહીં મૂકી છે. 'લેવીસ કેરોલ'ના તખલ્લુસથી લખતા એ મશહૂર લેખકનું મૂળ નામ ચાર્લ્સ ડોજસન હતું એ બહુ ઓછાને ખબર હશે......

પ્રખ્યાત સરકસમાં વિદૂષક તરીકે તે કામ કરતો હતો. પ્રેક્ષકો તેના પર ખૂબ ખુશ રહેતા. બાળકો તો તેની યાદ માત્રથી જ હસી હસીને બેવડ વળી જતાં. એ સરકસમાં દાખલ થતાં જ બાળકોથી માંડીને ઘરડેરાંઓ સુધીનાં બધાં પ્રેક્ષકો હસીને તાળીઓ પાડી એનું સ્વાગત કરતાં. લોકોને હસાવવાની પોતાની આ આવડત ઉપર એ વિદૂષક ગર્વ લે એ સ્વાભાવિક છે. એ પોતાના સાથીઓને હમેશાં કહેતો કે 'આ દુનિયામાં એકેય બાળક એવું નથી કે જેને હું હસાવી ન શકું. ગમે તેવું દુઃખી બાળક હોય, પણ મારો ખેલ જોઈને તેનું મોં હસતું થઈ જ જવું જોઈએ.' પણ ભગવાનની આ દુનિયા ગજબની છે. ગમે તેવો હોશિયાર માણસ હોય, પણ જરા સરખું અભિમાન આવી જાય એટલે એના ગર્વનું ખંડન થવાનું જ.

એ ગામમાં એક ધનવાન વેપારી હતો. એને એકેય સંતાન નહોતું. તો ય તે ક્યારેય ઉદાસ થતો નહિ. ગામનાં બધાં બાળકોને પોતાનું બાળક માનતો અને એવું વહાલ પણ કરતો. એક દિવસ આ વેપારીએ ખાસ બાળકો માટે જ પોતાને ઘરઆંગણે સરકસનો ખેલ રાખ્યો. સરકસના બધા ખેલ હસાવે તેવા જ હોય તેવો તેનો ખાસ આગ્રહ હતો. બાળકોને પેટ પકડીને હસતાં જોવામાં એને ખૂબ મજા પડતી.

ગામનાં બધાં છોકરાં સાંજે એને ઘેર આવી પહોંચ્યાં. તેમને માટે આ એક મહેફીલ જ હતી. કારણકે તેમનો માનીતો વિદૂષક આજે ખાસ ખેલ કરવાનો હતો.

ખેલ ચાલુ થયો. જેવો વિદૂષક તેના જોડીદારો સાથે દાખલ થયો કે નાના નાના હાથોથી તાળીઓ વગાડીને બાળકોએ એ બધાનું સ્વાગત કર્યું. ખેલ શરૂ થતાંની સાથે જ હાસ્યના ફુવારા ઊડવા લાગ્યા. એવાં તો બધાં હસ્યાં કે બધાંનાં પેટ દુખવા આવ્યાં.

આ હસતા ચહેરાઓમાં એક એવો ચહેરો નીકળ્યો કે જે કાંટાની માફક વિદૂષકના દિલમાં ભોંકાઈ ગયો. એ દસ બાર વરસની એક બાળકી હતી. વિદૂષકનો ખેલ જોઈને જ્યારે બધાં છોકરાંઓ ખિલખિલાટ હસતાં હતાં ત્યારે આ બાળકીના મોં ઉપર ઉદાસીનતાની છાપ વધુ ને વધુ ઘેરી બનતી જતી હતી. તેની સૂજેલી આંખો ઉપરથી એમ લાગતું હતું કે જાણે એ સતત રડતી જ રહેતી હોય નહિ!

વિદૂષકને ભારે નવાઈ લાગી. નવા નવા હાસ્યરસિક પ્રયોગો તે કરવા લાગ્યો. છતાંય પેલી બાળકી ઉપર કશી અસર ન જ થઈ. ઉદાસીનતાનું વાદળ જરા પણ દૂર ન થયું. સૂજેલી આંખોમાં જરાય ચમક ન આવી. વિદૂષકના અભિમાનને સખત આંચકો લાગ્યો. શું પોતાના શબ્દો એને પાછા ખેંચવા પડશે? પણ એટલી ઝડપથી હારી જવા તે તૈયાર નહોતો. એ બાળકીને હસાવવા માટે તેણે પોતાની બધી ચાલાકી અને કલ્પનાશક્તિનો



ઉપયોગ કરીને અવનવા ખેલ શરૂ કર્યા. હર પળે તે કંઈક નવી કરામત દેખાડવા લાગ્યો. આવી રીતે એકી સાથે આટલા બધા ખેલ બાળકોને જોવાના આ પહેલાં ક્યારેય મળ્યા નહોતા. હસી હસીને એ તો બેવડ વળી ગયાં. પેલા વેપારીની મોટી ફાંદ તો હસી હસીને વધુ ફૂલી ગઈ અને પાકેલા તરબૂચની જેમ એ ક્યાંય ફાટી ન જાય એ બીકથી બન્ને હાથે પકડીને એ બેઠો હતો.

પણ છેવટ સુધી પેલી છોકરી તો ન જ હસી! વિદૂષક હાર્યો. ખેલ બંધ કરીને એ પેલી છોકરી પાસે ગયો.

'વહાલી બચ્ચી, તારું નામ શું છે?' તેણે પૂછ્યું.

છોકરી એને જોઈ જ રહી. તેની બાજુમાં બેઠેલા તેના ભાઈએ વિદૂષકને તેની રામકહાણી સંભળાવી. આઠ દિવસ પહેલાં રસ્તામાં રમતાં રમતાં એક ગાડી સાથે અથડાવાથી તેના પગને સખત ઈજા પહોંચી હતી. હજુય એનો પગ પ્લાસ્ટરમાં હતો. તે દિવસે પીડાને લીધે તે એટલી બધી રડેલી અને તે પછી કોઈએ તેને હસતી જોઈ જ નહોતી! આજેય તે આ ખેલ જોવા આવવા તૈયાર નહોતી.

આટલા નાના જીવ ઉપર ગુજરેલા સીતમની આ શોકપૂર્ણ કહાણી સાંભળીને વિદૂષકને બહુ દુઃખ થયું. સહાનુભૂતિ અને વહાલનો ઉભરો તેના દિલમાં ઉભરાઈ આવ્યો. આવેગમાં ગીતાનો નાનકડો હાથ પોતાના હાથમાં લઈને એ આજીજીભર્યા સ્વરમાં કહેવા લાગ્યો, 'ગીતા, મારી વહાલી દીકરી, એક વાર તો હસ, ફક્ત એક વાર, મારી ખાતર ફક્ત એક જ વાર?' ગીતાના ભાંગેલા પગ અને ઉદાસ ચહેરા તરફ એ વિવશતાથી જોઈ રહ્યો. આજે તેની કળા નકામી પૂરવાર થઈ હતી. એક નાનકડા જીવનું દુઃખ દૂર કરવા તે અસમર્થ બન્યો હતો. શું આ દુનિયામાં હસવું કે મજાક કરવી એ બધું નકામું છે? શું દુઃખ દર્દ જ આ દુનિયામાં સાચું છે? અંદરના ઝરણથી કૂવો જેમ ધીમે ધીમે ભરાઈ જાય છે, તેમ એનું દિલ દુઃખથી ભરાઈ ગયું. તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી.

બધાંને હસાવનારો વિદૂષક પોતે રડવા લાગ્યો. વિચિત્ર વેષ પહેરેલા અને બધાને હસાવનારા વિદૂષકને રડતો જોઈને ગીતા એક પળ તો આશ્ચર્યમુગ્ધ બનીને જોઈ જ રહી. બીજી જ ઘડીએ એ જોરજોરથી તાળીઓ પાડવા લાગી અને ઉશ્કેરાઈને બોલવા લાગી: 'વિદૂષક રોવે છે, વિદૂષક રોવે છે,' અને જોરજોરથી હસવા પણ લાગી. વિદૂષક રોવે છે! તેને માટે તો દુનિયાનો એ સૌથી મોટો ચમત્કાર અને સૌથી મોટી મજાક પણ હતી. એ મજાકની રીતે ગીતાની ઉદાસીનતાનાં વાદળ વીખેરી નાખ્યાં.

આખરે વિદૂષક જીત્યો. એનો વિદૂષકી ખેલ જે જાદુ ન કરી શક્યો તે તેનાં આંસુએ કરી બતાવ્યો.

ગીતાને હસતી જોઈને વિદૂષકનાં દુઃખનાં આંસુ આનંદનાં આંસુમાં પલટાઈ ગયાં. વહાલથી એણે ગળે વળગાડી. બધાં છોકરાં મંત્રમુગ્ધ બનીને એ દેખાવ જોઈ રહ્યાં.



છોટાલાલ માનસિંગ કામદાર

# બે ગુપ્તચરોની વાત

શ્રી. વી. વી. એસ. આયર લંડનના ઈન્ડિયા હાઉસમાં હતા ત્યારે તેણે સ્કોટલંડ યાર્ડ (ઇંગ્લંડની છૂપીપોલીસ)ને કેવી રીતે બનાવ્યા હતા તે મદ્રાસના ભૂતપૂર્વ પ્રધાન ડૉ. ટી. એસ. એસ. રાજનના લેખના આ અનુવાદમાં રજૂ થાય છે......

૧૯૦૫ની વસંત ઋતુમાં એક દિવસે સાંજે એક અજાણી વ્યક્તિ પોતાના સરસામાન સહિત, અમારા 'હાઉસ'માં આવી પહોંચી. તેની પાસે અમારા પર ઓળખાણની ચિઠ્ઠી પણ નહોતી. તે મહારાષ્ટ્રવાસી હતો. તેણે થોડો સમય મરાઠીમાં વિનાયક સાવરકર સાથે વાતચીત કરી અને સાવરકરની ભલામણથી તેની અમારા સાથે રહેવાની ગોઠવણ થઈ.

અમારા, ત્રીસ વર્ષની ઉંમરના મહારાષ્ટ્રી મિત્ર હુંશિયાર દેખાતા નહોતા, પરંતુ તેને પાંચ છ ભાષા બોલતાં આવડતું હતું. તેણે અમને જણાવ્યું કે 'હું મુંબઈની હાઈ કોર્ટમાં ભાષાંતર કરનારો છું અને દંતવિદ્યાનો અભ્યાસ કરવા માટે એક વર્ષની રજા લઈને લંડન આવ્યો છું. બીજે જ દિવસે તે દંત-વિદ્યાના અભ્યાસ માટે લંડનની હોસ્પિટલમાં દાખલ થઈ ગયા.

થોડા દિવસો સુધી અમે સવારે સાથે જમતા અને પછી હોસ્પિટલમાં સાથે કામ પર જતા. સમય જતાં તેણે સવારમાં ઘેરથી સાથે નીકળવાનું છોડી દીધું. તેને બદલે તે મોડે સુધી સૂઈ રહેતા. રાત્રે પણ તે મોડા આવતા હતા. એટલું જ નહિ પરંતુ જ્યારે જ્યારે જ્યારે તે બહાર જતા ત્યારે અમારી બાઈ નોકરને પોતાની સાથે લઈ જતા.

પરિણામે અમારી બાઈ નોકર કામ કરવામાં આળસુ થઈ ગઈ. ભોજન વખતસર તૈયાર થતું નહોતું અને ઘરની વ્યવસ્થા પણ કથળી ગઈ. આખરે અમારે તેને નોકરીમાંથી છૂટી કરવી પડી.

પણ અમે જે કંઈ કર્યું તેની અમારા મિત્ર કીર્તિકરને કંઈ પડી નહોતી. તે જ પાડોશમાં પાસેના બ્લોકમાં તેણે નોકર બાઈને માટે જુદી જગ્યા શોધી કાઢી અને તેણે ત્યાં પોતાના ખર્ચે તેને રાખવા માંડી.

પરંતુ પોતે 'ઈન્ડિયા હાઉસ' છોડ્યું નહિ. તે અમારા 'સ્વતંત્ર ભારત મંડળ'ના સભ્ય થયા અને તેની સભામાં નિયમિત હાજરી આપવા લાગ્યા. તે ચર્ચામાં પણ ભાગ લેતા હતા. મંડળનું લવાજમ આપવા ઉપરાંત તે માસિક એક પાઉન્ડનું દાન આપતા હતા તેથી તેને 'ઈન્ડિયા હાઉસ' છોડી જવાનું કહેવું અમારા માટે લગભગ અસંભવિત હતું. થોડા માસ પછી લંડનની હોસ્પિટલમાં તપાસ કરતાં મને જણાયું કે પહેલા અઠવાડિયાની હાજરી પછી કીર્તિકરે ત્યાં જવાનું છોડી દીધું હતું.

કુદરતી રીતે જ આને અંગે મને તેના પર વહેમ આવ્યો. મેં કડક શબ્દોમાં મારો વહેમ શ્રી. વી. વી. એસ. આયરને જણાવ્યો, 'આ કીર્તિકર કોઈ અપ્રમાણિક વ્યક્તિ લાગે છે. મને ખાત્રી છે કે તે અહીં અભ્યાસ માટે આવેલ નથી. સ્કોટલંડ યાર્ડના ગુપ્તચરો આપણી બારીક તપાસ રાખે છે. તેઓ તેના પર જરા પણ ધ્યાન આપતા નથી. કંઈ પણ કામ શિવાય તેને અહીં આવવાનું કશું કારણ નથી. આપણે તેની તપાસ રાખીએ તો સારું.' આયરને પણ કીર્તિકર પર મારી માફક વહેમ હતો તેમ જણાયું.

એક રાત્રે કીર્તિકર તેની કન્યામિત્ર સાથે નાટયશાળામાં ગયો હતો. તે રાત્રે આયરે તેની ઓરડી ઉઘાડી ને તેના સામાનની તપાસ કરી. તપાસમાં સ્કોટલંડ યાર્ડ માટે તૈયાર કરેલા અમારા મંડળની સાપ્તાહિક પ્રવૃત્તિનો રિપોર્ટ મળી આવ્યો.

'અમારે હવે કીર્તિકરનું શું કરવું?' અમે વિનાયક સાવરકર સાથે ચર્ચા કરી એવો નિર્ણય કર્યો કે તેને ત્યાંથી જતા રહેવાનું કહેવું નહિ. આયર તેના રિપોર્ટ જોઈ જઈને પાસ કરે. ત્યાર પછી તે પોલીસને રિપોર્ટ મોકલે અને આ રીતે તેનું કામ ચાલુ રાખે તેવી અમારી ઇચ્છા હતી.



પરંતુ કીર્તિકર અમારી યોજનાને સંમતિ આપશે કે કેમ તેની અમને ખાત્રી નહોતી. જો અમે તેને ઈન્ડિયા હાઉસમાંથી કાઢી મૂકીએ તો તેની નોકરી પૂરી થાય અને તેને મુંબઈ જવાની ફરજ પડે—કોઈ વધારે શક્તિશાળી ગુપ્તચર તેનું સ્થાન લે, અને તેને શોધી કાઢતાં દિવસો વીતી જાય. આવા વિચારોને અંગે અમે એવા નિર્ણય પર આવ્યા કે કીર્તિકરને ઈન્ડિયા હાઉસમાંથી કાઢી મૂકવા નહિ.

તે રાત્રે નાટક જોઈને કીર્તિકર આવ્યા પછી તરત જ આયરે પોતાની રિવોલ્વરમાં કારતુસ ભરીને પોતાના ખીસામાં મૂકી. તે, કીર્તિકરની ઓરડીમાં જઈને, તે રાતના નાટકમાં પોતાને રસ હોય તેમ વાત કરવા લાગ્યા. પછી તેણે લંડનના તેના કાર્ય વિષે પૃચ્છા કરી અને તેના પર, પોલીસ જાસુસ હોવાનો આરોપ મૂક્યો. કીર્તિકરે તે સામે વાંધો ઊઠાવ્યો, પરંતુ આયર વાતને ત્યાં પડતી મૂકે તેમ નહોતું. અર્ધો કલાક સુધી આરોપો અને પ્રત્યુત્તરો ચાલ્યા. આખરે આયરે ઓરડાનું દ્વાર અંદરથી બંધ કર્યું.

મને આશ્ચર્ય થયું કે 'આ બધાનો અંત શું આવશે?'

આયરે ખીસામાંથી રિવોલ્વર કાઢીને કીર્તિકરને પૂછ્યું, 'આને ઓળખો છો ને?' કીર્તિકરે હા પાડી.

'એમ ન માનતા કે તે ભરેલી નથી. તેમાં છ કારતુસ ભર્યાં છે. હું ઉપરા ઉપરી છ ભડાકા કરી શકું છું. જો તમે સાચું નહિ બોલો તો હું અહીં જ તમને ફૂંકી દઈશ—આ મારો નિર્ણય છે. પણ જો તમે સાચું બોલશો તો હું તમને જરાપણ ઈજા કરીશ નહિ.' પરંતુ કીર્તિકરે તો પોતે નિર્દોષ હોવાનું કહેવાનું જારી રાખ્યું.

પછી આયરે કીર્તિકરની ઓરડીમાંથી લીધેલ રિપોર્ટ તેને બતાવ્યો અને કહ્યું કે 'હું જાણું છું કે આ તમારા હસ્તાક્ષરો છે. મેં તમારી ટ્રંકમાંથી આ લીધેલ છે. જો તમારા હસ્તાક્ષરો પણ તમે નાકબૂલ કરતા હો તો મારા હાથે તમારું મૃત્યુ સમજી લેજો.'

આથી કીર્તિકર ડરી ગયા અને આયરના પગે પડી પોતાની જિંદગી બચાવી લેવાની વિનતિ કરી. આયરે તરત જ સોદો નક્કી કર્યો અને એમ નક્કી થયું કે બે શરતોએ કીર્તિકર અમારી સાથે રહી શકે. એક તો એ કે આયર જોઈ ગયા પછી જ તે પોતાના અઠવાડિક રિપોર્ટ પોલીસને મોકલી શકે. બીજી શરત એ હતી કે તેણે દર મહિને અમારા મંડળને બે પાઉન્ડ આપવા. આ શરતો તે કબૂલ ન કરે તો તેની નોકરી સલામત નથી. તેમ જણાતાં તેણે બન્ને શરતો કબૂલ કરી. તે જ્યાં સુધી અમારી સાથે રહ્યા ત્યાં સુધી તે શરતો તેણે પાળી.

કીર્તિકરના બનાવ પછી થોડા મહિના બાદ વીસ વર્ષનો એક યુવક પોતાનો સામાન લઈને અમારી પાસે આવ્યો. તે શરીરે દૂબળો હતો. પરંતુ તેના ચહેરા પર હુશિયારી દેખાતી હતી. તેણે અમને જણાવ્યું કે 'હું ત્રિપ્લીકેનનો વતની છું. મારું નામ તિરુમલચારી છે અને હિંદથી આવતાં, ત્રીજા વર્ગના ખોરાકને અંગે હું દૂબળો થઈ ગયો છું. મારી પહેલી મુશ્કેલી ભરણ પોષણનાં સાધનો મેળવવાની છે. મદ્રાસથી પ્રગટ થતાં સાપ્તાહિક 'ઈન્ડિયા'ના કટારોમાં વી. વી. એસ. આયરના 'સ્વતંત્ર ભારત મંડળ' ના ખબર વાંચતા મારાથી બની શકે તેટલી મદદ કરવા હું અત્રે આવ્યો છું.

પેરિસમાં રહેતા શ્રીમંત શ્યામજી કૃષ્ણવર્માએ હિંદની સ્વતંત્રતા માટે કામ કરનારાઓ માટે એક ફંડ ભેગું કર્યું છે તે અફવા તિરુમલચારીએ સાચી માની હતી અને તે કારણથી તે હિંદ છોડી લંડન આવ્યો હતો. તેને ગમે તે પ્રકારનું કામ આપે તે કરવા તેણે નિશ્ચય કર્યો હતો. તેણે પોતાને મદદ કરવાની અમને વિનતિ કરી. અમે તેને અંદર દાખલ કર્યો. તે રસોઈ કરતો, બજારમાંથી ખરીદી કરતો અને અમારી માફક, વખત મળે ત્યારે મંડળના સભ્યોને તેમના કામમાં મદદ





કરતો. ઇન્ડિયા હાઉસના અમે સાત સભ્યોએ તેનું ખર્ચ વહેંચી લેવાનું નક્કી કર્યું. પરંતુ અમને તિરુમલચારી વિષે ઊંડે ઊંડે શંકા હતી. કીર્તિકરના બનાવે અમને જાગૃત કર્યા હતા. તિરુમલચારી પોલીસનો જાસુસ છે કે કેમ તે જાણવા માટે અમારા એક સભ્ય તેના પર દેખરેખ રાખતા હતા.

બે મહિનાની તપાસ પછી અમને જણાવ્યું કે તિરૂમલચારી ચારિત્ર્યશીલ દેશભક્ત હતો. તેને જે કામ સોંપવામાં આવે છે તે ઉત્સાહપૂર્વક નિપુણતાથી કરતો હતો. પણ અમારે કેટલા સમય સુધી તેનું ભરણપોષણ કરવું? આયરના મનમાં આ પ્રશ્ન થોડા સમયથી ઘોળાયા કરતો હતો અને તેણે તિરુમલચારીની દેશભક્તિ તથા હુંશિયારીને અનુરૂપ કામ શોધી કાઢ્યું.

અમે જાણતા હતા કે ઇન્ડિયા હાઉસની અમારી પ્રવૃત્તિમાં સ્કૉટલંડયાર્ડને ખૂબ રસ હતો. કીર્તિકરને તેઓ તે કામ માટે જે પૈસા આપતા હતા તે તેની સાબિતીરૂપ હતું. અમારી પ્રવૃત્તિઓ સંબંધીના કીર્તિકરના રિપોર્ટને તેઓ ચકાસી જોશે તે પણ અમે જાણતા હતા. આયરને વિચાર આવ્યો કે ઇન્ડિયા હાઉસમાંથી જ કોઈ સ્કૉટલંડયાર્ડ માટે કીર્તિકરે તૈયાર કરેલ રિપોર્ટો ચકાસી જોવાની માગણી કરે તો તેને સારી રકમ મળે. તેથી આયરના કહેવાથી તિરુમલચારી સ્કૉટલંડયાર્ડના વડાને મળ્યા. તેને પોલીસ જાસુસ તરીકે રાખી લેવામાં આવ્યા. તિરુમલચારી માટેનો પાંચ પાઉન્ડ લઈને આ કાર્ય કરવાની માગણી કરી હતી. શરત એ હતી કે છ મહિના પછી આ રકમ બેવડાવી જોઈએ.

ઇન્ડિયા હાઉસની પ્રવૃત્તિઓનો પૂરેપૂરો વિગતવાર રિપોર્ટ પોલીસને આપવાનું તેણે વચન આપ્યું હતું. તે નિશ્ચિંત સ્થળે અઠવાડિયામાં એક વખત પોલીસના વડાને મળતા અને મૌખિક ખબર ઉપરાંત ઇન્ડિયા હાઉસમાંથી મળી શકે તેટલા પત્રો, હસ્તપત્રો અને પત્રિકાઓ આપતા. આ રીતે તિરુમલચારીનું કામ ચાલ્યું.

આયર, તિરુમલચારીના રિપોર્ટો જોઈ જતા અને તે હુંશિયાર જાસુસ ગણાય તે માટે વિધવિધ પ્રકારે તેને મદદ કરવા ઉપરાંત જરૂર જોઈતા હસ્તપત્રો તેને પૂરા પાડતા હતા. જાસુસ તિરુમલચારી તેને મળતા પૈસામાંથી જરૂરજોગા પૈસા રાખી લઈ બાકીના પૈસાનું ઇન્ડિયા હાઉસને દાન કરી દેતા. અમારા જાસુસ મારફત અમે જેટલું જાણવા દેતા તેટલું જ પોલીસો અમારા વિષે જાણી શકતા હતા. ખરેખર, તેમના જાસુસો અમારા નોકર હતા. કેટલાક મહિનાઓ સુધી ઇન્ડિયા હાઉસ આ વિચિત્ર ઇતિહાસ રચી રહ્યું હતું.

★

ભારત સ્વતંત્ર થવાના મંગળ પ્રસંગે એશિયાના બધા દેશોનું એક સંમેલન પંડિત નેહરૂએ દિલ્હીમાં બોલાવ્યું. એ દિવસોમાં ગાંધીજી બંગાળમાં પોતાનું કામ કરી રહ્યા હતા. પંડિતજીના આગ્રહને લીધે ગાંધીજીએ એ સંમેલનમાં હાજરી આપી.

સંમેલનને આશીર્વાદ આપતાં ગાંધીજીએ કહ્યું, એશિયાના દેશોનું સંમેલન એ સારી વાત છે. ઠીક અવસર પર એ બોલાવ્યું છે. દુનિયાના બધા સારા લોકોનું સંગઠન કરવાથી સંકુચિત થાય એવો તેનો અર્થ ન થવો જોઈએ, એશિયાના દેશો પોતાની ઉન્નતિ માટે અને એકમેકના સહકાર માટે જરૂર ભેગા થઈ શકે છે. પણ યુરોપીયન અને પશ્ચિમી દેશોની સાથે લડવાનો, મારામારી કરવાનો અથવા તેને હરાવવાનો ઉદ્દેશ આપણો ન હોય. દુનિયાની દરેક જાતિઓનું, વંશનું અને દેશોનું આપણે ભલું ઇચ્છીએ છીએ. બધાની ઉન્નતિ ઇચ્છીએ છીએ. કોઈની સામે આપણને દ્વેષ નથી. આપણું સંગઠન બધાના કલ્યાણ માટે જ હશે.



બે ગુપ્તચરોની વાતો : ૬૫

[ 'સમયનાં ક્ષીર-નીર'—૧૨ મા પાનાથી ચાલુ ]

ફૂલે-ફાલે તે પ્રજા આગળ સ્પષ્ટ કરવાની જરૂર છે. જ્યારે કાર્યકર્તાઓ નવા હોય ત્યારે તેમની પાસે સબળ નીતિનું અવલંબન રહેવું જોઈએ.

### પાઠ્યપુસ્તકો અને લેખકો

સાહિત્યનાં પાઠ્યપુસ્તકો પસંદ કરતી વેળા એક નિયમ ચોક્કસ અપનાવવા જેવો છે કે હયાત લેખકનાં કોઈ લખાણ કૉલેજના છેલ્લાં વર્ષ સિવાય ક્યાંયે નહિ સ્વીકારાય બીજી મર્યાદા પ્રસિદ્ધિના પંદર કે વીશ વર્ષના ગાળાની રાખી શકાય.

આધુનિક સાહિત્યનું શિક્ષણ આથી કમી થશે તો વિદ્યાર્થીને એટલો શોખ કેળવી લેવો જોઈશે. તટસ્થ રીતે કરેલા અભ્યાસ પછી એને આપોઆપ નવા સાહિત્યની કૃતિઓ જોવાનો ને મૂલવવાનો ઉત્સાહ થશે અને જે પસંદ આવશે તે શોખથી વાંચશે ને એમાંથી આનંદ મેળવશે

જે મુદત નાખી થોડી મર્યાદા મૂકવામાં આવે તેથી નબળું સાહિત્ય આપોઆપ ખરી પડ્યું હશે ને જેમાં ઊંચા સાહિત્યનાં તત્ત્વો છે તે ટક્યું હશે શિક્ષણને લાયક બન્યું હશે. નવા લેખકોને ઓળખાવવાની જગ્યા નિશાળો નથી. ત્યાં તો સ્થિર થયેલું ચકાસણી બનેલું સાહિત્ય રાખવું સારું.

આવો નિયમ સ્વીકારીને ગુજરાતના લેખકો બીજી ભાષાઓને એક સારો દાખલો પૂરો પાડશે પ્રચાર સાહિત્યને એકી સપાટે દૂર કરી શકશે. અને પાઠ્યપુસ્તકો વિદ્યાર્થીઓ તેમજ બીજાઓને પણ વાચન યોગ્ય બનશે. આવાં પુસ્તકો વારંવાર બદલવાની જરૂર નહિ રહે એ દેખીતું છે.

### બ્રાહ્મણની જંજાળ છૂટે છે

બ્રાહ્મણો પાસેથી રસોઈનું કામ ખેંચી લઈ ગુજરાતે એમના ઉપર ઉપકાર કર્યો છે. હવે રસોઈયા ભલે, પોતાને બ્રાહ્મણ ગણાવે પણ તેમ હોવાની જરૂર રહી નથી. બ્રાહ્મણ સિવાયના બીજા ભાઈઓ રસોઈનું કામ કરવા માગતા હોય તો તેમને ઘણી જગ્યાએ એ કામ મળી શકે.

રસોઈ ઉપરાંત બ્રાહ્મણોને પૂજાવિધિનું કામ વળગેલું છે. પૂજાવિધિના જાણકાર કરતાં તેઓ જન્મે બ્રાહ્મણ ગણાવીને માન મેળવી લે છે. એમણે દાન પુણ્યનો આગવો અધિકાર જમાવી પાડ્યો છે. અને દાન-દક્ષિણાઓનો સ્વીકાર કરી એમણે પોતાના લોહીમાં ભીખની એવી જડ નાખી છે કે એની નાશેશા ધોતાં ઘણો સમય લાગશે.

જ્યારે રસોઈ પૂજાવિધિ અને દાન-દક્ષિણામાંથી બ્રાહ્મણ છૂટ થશે ત્યારે લોકોને બ્રાહ્મણપણાનું ભાન થવા લાગશે. વિદ્યાના વ્યાસંગી, સદાચારી નિસ્પૃહી સેવાભાવી પોતાનું કર્તવ્ય વ્રત મુજબ પાર પાડનારા, ઈશ્વર પ્રીત્યર્થે કર્મો કરનારા એવા બ્રાહ્મણો થવા લોકને આકર્ષણ રહેશે.

પછાત વર્ગ ઉપર સરકારે ધ્યાન આપ્યું છે, રક્ષણ આપ્યું છે, ઉત્તેજન આપ્યું છે ત્યારે બ્રાહ્મણોને પૂજાવિધિમાં હજુયે સડોવીને તેઓ અન્યાય કરે છે. પુરાણી જકડમાંથી બિચારા બ્રાહ્મણોને વહેલી મુક્તિ મળે તો લોકોની જેમ તેઓ સ્વાભાવિક જીવન જીવે, અને લોકોને એક પરમ આદર્શ ઉપર વળી ગયેલી ધૂળ ખંખેરી એનાં તેજ ઝીલવાનાં મળે.

★

લોકસભાની બેઠક માટે ગઈ આમ ચૂંટણીઓમાં શ્રી નેહરુ સામે ઊભા રહેનાર શ્રી સીતારામ ખેમકાએ અલ્હાબાદની કોર્ટમાં એક રૂપિયાની નુકસાનીનો દિવાની દાવો નોંધાવ્યો છે.

શ્રી. ખેમકાએ એવું જણાવ્યું હતું કે ગયા ફેબ્રુઆરી માસની છઠ્ઠી તારીખે શ્રી નેહરુએ અલ્હાબાદમાં એક પ્રવચન આપતાં જણાવ્યું હતુ કે ઘોડા અને ગાય વચ્ચે મારે મન કોઈ તફાવત નથી. આવુ નિવેદન કરી શ્રી. નેહરુએ મારી ધાર્મિક લાગણીને હાનિ પહોંચાડી છે અને મને 'માનસિક વ્યથા' પહોંચાડી છે. મને એક લાખ રૂપિયાનો દાવો કરવાનો અધિકાર છે. પણ શ્રી. નેહરુએ વારંવાર એમ કહ્યું છે કે હું કદીય એક પાઈ પણ બચાવતો નથી. આથી મેં માત્ર એક રૂપિયા માટે દાવો માંડ્યો છે. નહિ તો હું એક લાખ રૂપિયાનો દાવો માંડત.

"સુમંગલા"

# ગૃહ  મંગલ

એક સમય એવો હતો જ્યારે મધ્યમવર્ગીય સ્ત્રી ઘર બહાર નીકળી શકતી નહોતી. પોતાની આર્થિક સ્થિતિને પહોંચી વળવા માટે પણ તે કોઈપણ જાતનું બહારનું કામ કરી શકતી નહિ. પછી ભલેને તે એકલી હોય, તેની સાર સંભાળ લેનાર કોઈ ન હોય, પોતાના બાળકોનું—અરે, ખુદ પોતાનું પણ પૂરું ન કરી શકતી હોય ત્યારે પણ બીજાની ખોટી શેહમાં તણાવું પડતું. બહુ થાય તો ઘરમાં બેઠાં બેઠાં જે થઈ શકતું હોય તે કામમાં પોતાનો નિભાવ કરતી. પણ બહારના કામ માટે જવાની ઇચ્છા વ્યક્ત કરે તોપણ તે ટીકાને પાત્ર બને. સ્ત્રીને ખુદને પણ નાનમ લાગતી. જ્યારે આજે....

આજે એ પરિસ્થિતિ દૂર હટી રહી છે; સ્ત્રીઓમાં સમજ આવી છે—આવતી રહી છે. પોતાના પગ ઉપર ઊભા રહેવા માટે તૈયાર થઈ રહી છે. પોતે પુરુષની ગુલામી દશામાં રહેવાનું હવે સ્વીકારવા તૈયાર નથી.

સ્ત્રી પુરુષ સાથે બરોબરી કરી શકે કે કેમ એ પ્રશ્ન જ અહીં ઉદ્‌ભવતો નથી. પરંતુ સમાજમાં પોતાનું સ્થાન ક્યાં છે; કેટલું છે તે સ્ત્રીએ બરોબર સમજી લેવાની જરૂર છે. પુરુષ તેને રમકડું સમજી રમાડવા માગતો હોય તો તેણે તે ચલાવી લેવું ન જોઈએ. સ્ત્રી તે પણ પુરુષની માફક જ એક વ્યક્તિ છે, તે પણ શક્તિશાળી છે—વખત આવે રૂદ્રસ્વરૂપ ધારણ કરી શકે છે તે ભૂલવું ન જોઈએ. પરિસ્થિતિ બધી જ જાતનો સામનો કરવાની હિંમત લાવે છે. અને પોતે શિક્ષણક્ષેત્રે અજ્ઞાન હોય છે ત્યારે તે વિચિત્ર પરિસ્થિતિમાં મૂકાય છે ત્યારે જ તેનો અનુભવ એ અજ્ઞાનતાને દૂર કરવા પ્રેરે છે.

આજે બહેનોમાં એ ભાવના જાગૃત થઈ છે અને પોતાની પરિસ્થિતિને નહિ રડતાં પોતાના ભરણપોષણની તૈયારી માટે જાતે પ્રયત્ન કરી રહી છે તે જ અભિનંદનીય છે. સ્ત્રીની એ સ્વમાનશીલતા અને સ્વપ્રયત્નોમાં રાચવાની અથાક વૃત્તિ જ સ્ત્રીના સ્ત્રીત્વને આગળ આણી શકશે. તેનામાં જે ગુલામી માનસ કામ કરી રહ્યું છે તે પણ એક નવી જ હવા લાવીને તેને પ્રેરણારૂપ બનશે. અને ત્યારે જ સ્ત્રીઓ રોદણાં રડતી બંધ થશે.

ભવિષ્ય કેવું છે અથવા શું થવાનું છે તે કોઈ જ કહી શકતું નથી, કોઈને તેની ખબર નથી હોતી. દરેક વ્યક્તિએ દુનિયાની સાથે ચાલવાની જરૂર છે અને તેમાં જ તેનું કલ્યાણ છે.



## સમાન હકનાં અધિકારી

નીલમને આજે ચોવીસ વર્ષ થયાં છે, બે બાળકો છે. બન્ને પુત્રીઓ છે. લગ્ન થયાંને છએક વર્ષ થયાં છે. શ્વસુરપક્ષે કુટુંબમાં સાસુ, સસરા, પતિ, નણંદ સૌ કોઈ છે. બધાં જ દેખાવડાં અને ગૌરવર્ણાં છે. જ્યારે નીલમ રંગે ઘઉંવર્ણી છે, પાંચ ચોપડી સુધી અભ્યાસ કરેલો છે ભણવામાં હોશિયાર પણ પિતાએ વધુ ભણાવી નહિ અને ઊઠાડી મૂકી લગ્ન કરી નાખ્યાં.

લગ્ન પહેલાં સાસરીયાંએ અને તેના પતિએ પણ તેને જોઈ હતી પણ લગ્ન પછી કોણ જાણે શું થયું તે સમજાયું નહિ. બેત્રણ મહિના નીલમ રહે, વળી પાછી ધૂન ચડે એટલે પિયર મોકલી દે. છએક મહિના સુધી પિયર રહે વળી પાછી સાસરે આવે પણ એ બધું ન આવ્યા જેવું જ. વહુનાં તે વળી માન હોતાં હશે! અને નીલમ બે છોકરીઓની માતા બની, એક પાંચ વર્ષની અને બીજી દોઢ વર્ષની. બન્ને તેમના પિતા જેવી રૂપાળી અને દેખાવડી છે પણ હવે તો પ્રશ્ન ઊભો થયો પુત્રનો! નીલમના કમનસીબે બન્ને છોકરીઓ થઈ, એકેય છોકરો નહિ: અને સાસુમાના અને પતિદેવના ટોલ્લા ખાતી ખાતી પિયર ગઈ. નીલમને પોતાની જિંદગીમાં કંઈ મઝા ન રહી. વણબોલાવ્યું ગુલામ જેવું જીવન જીવવામાં મઝા શી! ખૂબ વિચારને અંતે અભ્યાસ પૂરો કરવાનું નીલમે નક્કી કર્યું. તેનાં માતાપિતાએ પણ સંમતિ આપી. અને ભવિષ્યની પરિસ્થિતિને પહોંચી વળવા આજે નીલમ પોતાના પગ પર ઊભી રહેવા માટે આગળ અભ્યાસ કરી રહી છે. આજે તો તે કહે છે કે અભ્યાસ કરીને હું નોકરી કરીશ, જુદી રહીશ અને મારી બન્ને પુત્રીઓને ભણાવી ગણાવી સમાજમાં સ્થાન અપાવીશ. મારા જેવી પરિસ્થિતિમાં અંધારામાં તેમને ન જવું પડે તેનો ખ્યાલ રાખીશ. તેમને તેમના પગ ઉપર ઊભાં રહેતાં શીખવીશ. છોકરીઓ થઈ એટલે કંઈ ગુનો કરીને નથી જન્મ્યાં તે બીજાનું ઓશીયાળું જીવન જીવે! સમાજમાં પુત્રી તરીકે જન્મવું એ ગુનો નથી પણ પુત્રની માફક તે પણ વ્યક્તિ છે અને જિંદગી જીવવાનો—હકપૂર્વક જીવવાનો અધિકાર છે. સમાજમાં સ્ત્રીનું સ્થાન અગ્રગણ્ય છે સ્ત્રી વગર પુરુષ કાચો પાપડ પણ શેકી શકે તેમ નથી એ તો દેખીતું જ છે.

## ભણતરનું સામર્થ્ય

લીલાબેન ફાઈનલ પાસ થઈ ગયાં. સીનિયર થવાની તેમની ખૂબ ઇચ્છા પણ પિતાએ લગ્નની ઉતાવળ કરી અને ત્યાં જ અભ્યાસ અટકી પડ્યો. લીલાબેનના પતિ સાધારણ કુટુંબના, મહેનતની નોકરી કરી ઘરનું પૂરું કરતા. છતાં સુખી ઘર હતું. લીલાબેનને સાસરીયામાં બીજું કોઈ હતું નહિ એટલે ઘરનો ભાર બધો તેમને માથે હતો. અને તેમાં બાળક થયું એટલે તો હતો એટલો પણ વખત ન મળવા માંડ્યો. અને પતિની કમાણી સુજબ એ સુખી ઘરસંસાર ચાલતો રહ્યો.

આમ છ સાત વર્ષ વીતી ગયાં. લીલાબેન બે છોકરીઓની માતા બન્યાં. નાની બેબી છ મહિનાની થઈ ત્યાં તો બેબીના બાપા બિમાર પડ્યા. શરદી, ઉધરસ અને તાવ થોડા

દિવસમાં મટી જશે એમ માની દવા લેતા ગયા અને સહેજ ઠીક થાય એટલે વળી પાછા કામ પર ચડે. પણ બિમારી એકદમ હટી નહિ. તે તો ધીમે ધીમે કરતાં ઘર કરી ગઈ. પથારી લાંબી થઈ. લીલાબેન ગભરાયાં અને હૉસ્પિટલમાં જઈને બતાવ્યું તો શરૂઆતનો ટી. બી. (ક્ષય રોગ) હોવાનું માલૂમ પડ્યું. ડૉક્ટરે કહ્યું કે જો તેઓ સંપૂર્ણ આરામ લેશે તો હજુ શરૂઆત છે એટલે હજુ કંઈ બગડી નથી ગયું. અને આમ ફરજિયાત આરામ લેવાનું ઠર્યું.

લીલાબેનને માથે સંપૂર્ણ જવાબદારી આવી પડી. હવે કરવું શું ? ઘર ચલાવવાનું, પૈસાનો બંદોબસ્ત કરવાનો, માંદાની માવજત કરવાનું અને બાળકોની સંભાળ રાખવાનું—વધારામાં સૌથી પહેલાં તે નોકરીની તલાશમાં પડયાં. પણ એમ માગી નોકરી મળી છે ખરી ? મોટી બેબી નિશાળે જાય અને નાનીને સાચવવાની જવાબદારી ખરી પણ તેનું તો પતિએ માથે લીધું. કારણ માંદગી એવી હતી કે જોરનું કામ ન કરી શકે પણ ઘરમાં સાધારણ ગાડું ગબડે તેમ હતું. બે ચાર જગ્યાએ અરજીઓ કરી પણ પત્તો ન ખાધો. છેવટે એક બેન છ મહિનાની રજા ઉપર જવાનાં હતાં તેમની બદલીની જગ્યા મળી ગઈ. છ મહિના પૂરતી નિરાંત થઈ. માસિક ચાલીસ રૂપિયા પગાર અને બીજું થોડુ બહારનું કામ કરીને તે ચલાવતાં. સૌરાષ્ટ્રના ગામડામાં રહેતાં એટલે પરાણે પૂરું તો કરતાં

આમ ને આમ છ મહિના તો પસાર થઈ ગયા. લીલાબહેન પાછા નોકરી વગરનાં હતાં તેવાં થઈ ગયાં. તેમના પતિ જરા ઠીક લાગતાં કામ પર જવા તૈયાર થયા. થોડા દિવસ કામ કર્યું અને પાછો ઉથલો માર્યો. લીલાબહેને તેમને વાર્યા અને જરા ઠીક થયા પછી એક દૂરના સગાને ત્યાં મૂકી શહેરમાં એક સંબંધીને કાગળ લખી નોકરી માટે પૂછાવ્યું. સંબંધી બહેને તેમને પોતાને ઘેર બોલાવ્યાં અને પ્રયત્ન કરવા કહ્યું. પણ એમ જલદી નોકરી ક્યાંથી મળે ! છેવટે વધુ તપાસને અંતે એક ગામડામાં તેમને નોકરી મળી ગઈ. અને તેમના પતિને પણ હૉસ્પિટલમાં રાખવાની સગવડ કરી આપી. હવે લીલાબહેન નોકરી કરશે અને તેમના પતિને ઠીક થતાં પોતાની સાથે લઈ જશે.

લીલાબહેન ભણેલાં હતાં તો એમને નોકરીનો પ્રશ્ન મૂંઝવ્યો નહિ. પોતાના પૂરતું પણ પોતે કમાઈ શકવાને સમર્થ રહ્યાં. જો હિંમત હારીને ઘરના ખૂણે બેસી રહ્યાં હોત તો કુટુંબ આખુંય વેરણછેરણ થઈ જાત.

## જવાબદારીની સમજણ

મંજરી ખૂબ જ માયાળુ સ્વભાવની અને મળતાવડી હતી. તેને બાળકો ખૂબ પ્રિય હતાં. તેનું હસતુ મોં જોઈને અડોશપડોશનાં બાળકો પણ તેની સાથે ગેલ કરતાં. મંજરીને આઠ વર્ષની એક બેબી હતી જેનું નામ ઈલા હતું. તે પ્રાથમિક શાળામાં ત્રીજી ચોપડીમાં અભ્યાસ કરતી હતી. ઈલાની પોળની બીજી બેનપણીઓ પણ હતી તેમાંની ઘણી તો તેની સાથે જ અભ્યાસ કરતી.

રજાના દિવસોમાં બધાં જ બાળકો ભેગાં થઈને



ખૂબ તોફાન કરતાં બાળકો ભેગાં થઈને કલ્લોલતાં હોય ત્યારે ઘોંઘાટ પણ પુષ્કળ કરે અને એમને એ સમયે બીજાનો વિચાર ન આવે. મંજરીને એક વિચાર સૂઝ્યો અને તેણે બધાં જ બાળકોને તેને ઘેર બોલાવ્યાં. અને આઠેક બાળકોનું એક નાનકડું અભ્યાસ-વર્તુળ ગોઠવવાનું નક્કી કર્યું. મંજરી બપોરના સમયમાં નવરી રહેતી અને બાળકો પ્રત્યે તેને પૂરી સહાનુભૂતિ હતી. તેમની પાસેથી કામ લેવાય અને તેમને નવું નવું શીખવા મળે એ તેની ભાવના હતી. જો કે તેનું મકાન નાનુ હતું અને તેને બીજાં બે બાળકો પણ હતાં. પરંતુ મજરીના પતિ તે સમયે ઘેર નહોતા રહેતા એટલે નાનકડા મકાનના એક ઓરડામાં અભ્યાસવર્તુળ ઠીક ગોઠવાયું.

મંજરીએ કહ્યું કે, શરૂઆતમાં છોકરાંઓ તોફાની ખૂબ રહ્યાં. કંઈક શીખવું તો અંદર અંદર વાતો કરતાં, ધ્યાન ન રાખતાં વગેરે. રમતને વખતે રમવાનું અને ભણવાના સમયે ભણવાનું હોય. પણ એ બધું તો હું બોલું એટલી વાર; પાછાં ભૂલી જાય. બીજે દિવસે મેં તેમને નિશાળનું લેસન કરવા આપ્યું અને કહ્યું કે તમે તમારું લેસન કરો અને મારે પણ મોજાં ગૂંથીને જલદી તૈયાર કરવાં છે તો હું પણ તમારી સાથે બેસીને જ ગૂંથું છું. આપણે બધાંએ સૌ સૌનું સુંદર કામ કરી બતાવવાનું છે.

તમને નવાઈ લાગશે પણ મારો આ વિચાર ખરેખર મદદે આવ્યો અને બાળકો ખૂબ શાંતિથી અભ્યાસ કરવા લાગ્યાં. એમને માટેનો ભણવાનો સમય મુકરર કરેલો હતો. બાકીના સમયમાં રમતો રમાડતી. પણ તે પણ ખૂબ જ શાંતિથી તેઓ રમતાં. ધીમે ધીમે શિસ્ત કોને કહેવાય તેનો તેમને ખ્યાલ આવ્યો. પણ મારે ધીરજ ખૂબ રાખવી પડી.

થોડા દિવસ બરોબર ચાલ્યું એટલે તેમના-માંથી એક નાયકની ચૂંટણી કરી. ઈલાને સૌથી વધુ મત મળ્યા. આ રીતે એક નાયક તૈયાર કરવાથી આખી ટોળીની જવાબદારી તેને માથે આવી. અને ખૂબ જ વ્યવસ્થિતરીતે કામ શરૂ થઈ ગયું.

શરૂઆતમાં અભ્યાસ વખતે કોઈ કોઈ ઊંઘ લઈ લેતાં, સીધા બેસી શકતાં નહિ એ બધું હવે જતું રહ્યું અને ઉત્સાહથી અભ્યાસમાં એકચિત્ત થવા માંડયાં. મને થયું કે અભ્યાસ સિવાય તેમના જીવનમાં લાભદાયક થઈ પડે તેવી બીજી બાબતથી પણ તેમને જ્ઞાત કરવાં જોઈએ. જેવાં કે પડોશી પ્રત્યે પ્રેમ કેળવવો, ઘરકામમાં માબાપને મદદ કરવી વગેરે.

આ બધાં બાળકોમાં એક તોફાની છોકરો નિકેતન હતો તે બે દિવસ આવીને બંધ થઈ ગયો. હું તેને ઘેર ગઈ. એને પાસે બોલાવ્યો પણ તે ન આવ્યો. મેં બીજા પાસેથી સાંભળેલું કે તે એક છોકરાના પૈસા ચોરતાં શાળામાં પકડાયો હતો. અને ખરાબ કૃત્યની શરમને લીધે પણ તે ખૂબ ગુસ્સે થયેલો. બીજાં બાળકો સાથે લડતો અને તોફાન કરતો રહેતો. પણ તે હોશિયાર હતો અને તેની જો સંભાળ લેવામાં આવે તો તે સુધરી જાય તેમ હતો એટલે બીજે દિવસે પણ હું એને ઘેર ગઈ અને એને લાગણીપૂર્વક કહ્યું કે ચાલ આપણે વાતો કરીએ. અને ધીમે ધીમે

મારી સાથે હળીને પાછો વર્ગમાં આવવા લાગ્યો. સૌથી પહેલાં મેં એનામાં વિશ્વાસ ઉત્પન્ન કર્યો અને તેના સ્વમાનને હાનિ ન પહોંચે તેનો ખ્યાલ રાખ્યો. ક્યારેક એ ભૂલ કરી બેસતો તો હું તેને ક્યારેય બીજાં બાળકોની વચ્ચે કહેતી નહિ. તેમની પાસે તો હું તેને માટે સારું સારું જ કહેતી એટલે કે તેને ઊંચે લાવવા પ્રયત્ન કરતી.

બીજાં બાળકો તેની કુટેવ જાણતાં હતાં એટલે શરૂઆતમાં તેની તરફ સારો વર્તાવ ન રાખ્યો. એટલે મારે તેમને સમજાવવા પડયાં કે કોઈ વ્યક્તિએ ભૂતકાળમાં ભૂલ કરી હોય પણ તેનો તેને પસ્તાવો થતો હોય અને તે સુધારવા તૈયાર હોય તો આપણે તેને સાથ આપવો જોઈએ. એટલે બાળકો પણ તેની સાથે મિત્રતાથી રહેવા લાગ્યાં.

ક્યારેક નિકેતન બીજા સાથે લડી પડે છે. એ પણ એકનો એક બાળક છે અને તેને સમજાવવા માટે સમય થોડો તો કાઢવો જ પડે. તેના માબાપે પણ તેને ધીરજ અને ખંતથી શું સાચું અને શું ખોટું છે તે સમજાવવું રહ્યું. અને એમ ધીમે ધીમે તે જરૂર સીધા પાટા ઉપર આવી ચડશે.

અભ્યાસવર્તુળનું કામ આગલે દિવસે નાયક નક્કી કરે છે. મારી ગેરહાજરીમાં પણ તેઓ સારું કામ કરે છે બાળકો પોતાનું કામ પોતાની જાતે કરતાં થયાં છે. અને સ્વચ્છતા અને શિસ્તનું ભાન પણ તેમને થવા માંડ્યું છે. એક દિવસ એક બાળક આવીને કહે છે કે 'મમ્મી, મારાં કપડાં ચોખ્ખાં છે ને!' હું જવાબ આપું તે પહેલાં જ કહે છે: 'એ કપડાં મેં ધોયાં છે!'

## મોતીબેનની મોટાઈ

અમારે ઘેર કોઈ બેસવા આવ્યું હોય કે કંઈક અંગત વાતો કરતાં હોઈએ તો ય મોતીબેન વચ્ચે કંઈ ને કંઈ ડબકું મૂકીને બોલવાનું શરૂ કરે. ઘણીવાર તો અમારે ત્યાં મળવા આવતાં મહેમાનોને અમારે સમજાવી રાખવું પડતું કે એ જરાય ખોટું ન લગાડે. મોતીબેન અમારા ઘરનાં માણસ નહોતાં છતાં વડીલ અને આખી પોળનાં ડાહ્યાં ગણાતાં. પોળની પટલાઈ કરવાનો જ તેમનો ધંધો હતો. કોઈ ન બોલાવે તો ય જઈને તેમનું ડહાપણ કરવાનાં જ. અજાણ્યા માણસ તો એવા ડઘાઈ જ જાય કે આ તે કેવી જાતની ડખલ.

મોતીબેન એક દિવસ મારી પાસે આવીને બેઠાં ત્યારે તેમનું કેટલીક વખત અપમાન થઈ જવા સુધીની વાત મેં સમજાવી. અને તો ય મોતીબેન મારા પર ગુસ્સે થયા વગર તો ન જ રહ્યાં. પણ પોતાની પુત્રી તરીકે મને આખી પોળમાં ઓળખાવતાં અને મારા ગુણગાન ગાવામાં બાકી ન રાખતાં એટલે મેં કહ્યું તે કોણ જાણે તેમને ગળે ઊતર્યું. મેં તેમને સમજાવ્યું કે તમે વડીલ છો એટલે પાંચ માણસોમાં તમે પૂછાવ તેવાં છો. એ તમારું માનભર્યું સ્થાન આમ હલકું ન થવા દો તો તમનેય દરેક જાતનું માનપાન મળે. તમારું મન પણ સંતોષાય. અને તમારું ધાર્યું તમે કરી પણ શકો. મોતીબેનની ટેવમાંથી આ બધું જલદી હટે તેમ નહોતું છતાં મારી લાગણીને તે સમજ્યાં. તે તેમની મોટાઈ પણ ખરી જ ને? અને ધીમે ધીમે આખી પોળમાં તેમનાં તરફની પૂજ્યભાવના એટલી






થયો નથી. હજારો લોકોને એમણે જાહેર સ્થળોએ ને નાટક-સિનેમામાં જોયા, એમની તાળીઓના ગડગડાટ ઝીલ્યા; પરંતુ એને લોકસંપર્ક ન કહેવાય.

## દીઠાં મેં નવાં માનવી :

[ રવિશંકર મ. રાવળ, પ્ર ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ, વડોદરા રૂ ૪/૨૫ ]

'કલાકારની સંસ્કારયાત્રા' જેવા રોચક ને ભક્તિપૂર્ણ પુસ્તકના લેખકે બુઝર્ગવયે બીજું રસિક પ્રવાસ-પુસ્તક ગુજરાત સમક્ષ રજૂ કર્યું છે—લગભગ ૨૦ વર્ષના આંતરે, રશિયા વિષે—મુખ્યત્વે તો એની રાજપદ્ધતિ ને લોકજીવન વિષે—આજે ઉત્સુકતા એટલી વધી પડી છે કે કોઈપણ રશિયા પ્રવાસીનું પુસ્તક લોક-ધ્યાન ખેંચે એમાં નવાઈ નથી; પરંતુ શ્રી. રવિશંકર રાવળનું આ 'દીઠાં મે નવા માનવી' બાલસહજ—ક્યાંક ક્યાંક સમભાવને બદલે અભાવ જગાવે એવી—ને રશિયાના સમગ્ર ઇતિહાસ વિષેના જ્ઞાનના અભાવને લીધે સંપૂર્ણતઃ એકપક્ષી બની છે. આથી એમાં વ્યક્ત થતી પ્રવાસની મઝા કરતાં બાકીનું લખાણ પ્રચારલક્ષી લાગવાનો સંપૂર્ણ સંભવ છે.

પ્રવાસ-પુસ્તકોની મોટી મર્યાદા એ છે કે એમાંના અવલોકનો અનુભવથી ચકાસેલાં નથી હોતાં; ઉષ્મા-ભરી દરકાર ને આર્થિક બોજ મહેમાનને શિરેથી ઉઠાવી લેવા વિષેની કાળજી યજમાનને પ્રિય બનાવે એ સર્વવ્યાપી અનુભવ છે. વળી પરદેશમાં મોટી મર્યાદા ભાષાની છે; દુભાષી દ્વારા લોક-સંપર્કનો આનંદ એટલો ન માણી શકાય જેટલો મોઢામોઢ વાતચીતથી માણી શકાય. વળી આખાય પુસ્તકમાં ક્યાંય એમને લોકો સાથે સીધા સંપર્કનો અનુભવ

સાહિત્ય ને સંસ્કારપ્રવાહો વિષે લેખકે આપેલી માહિતી રસિક છે; પરંતુ સાહિત્યકારને ત્યાં કેટલું સ્વાતંત્ર્ય છે એ વિષે ક્યાંય ઉલ્લેખ નથી. અમુક સાહિત્યકારો તથા કલાકારો સાથે નિરાંતે વાતો થઈ ને ચર્ચા થઈ ને સૌને 'સંતોષકારક ઉત્તર' મળ્યા એમ વારંવાર લખીને શ્રી. રાવળે વાચકની ઉત્સુકતા પર ઘાત કર્યો છે. જોવાલાયક સ્થળો, ભવ્ય ઇમારતો, સંગ્રહસ્થાનો, બાગબગીચા, નાટ્યઘરો વગેરે દરેક દેશ પાસે ઓછાવત્તા પ્રમાણમાં હોય છે; એનું વિગતવાર વર્ણન થોડું કાપીને પણ આ ચર્ચા દરમિયાન પૂછાયેલા પ્રશ્નો ને અપાયેલા ઉત્તરો પુસ્તકમાં નોંધાયા હોત તો એ વધુ રસિક બનત. રશિયામાં સાહિત્યકારને પ્રચારના એક સાધન તરીકે વાપરવાની નીતિ સામે ત્યાંના જ લબ્ધપ્રતિષ્ઠિત લેખક ઇલીયા એહરનબર્ગે લાલબત્તી ધરી એ શું દર્શાવે છે? રશિયન ક્રાંતિનું સંગ્રહસ્થાન લેખકે ભક્તિભાવપૂર્વક જોયું તે વખતે એમને ટ્રોટ્સ્કીના નામ ને કાર્યનો ઉલ્લેખ ક્યાંય જોવા ન મળ્યો એથી કાંઈ વિચારો ન જન્મ્યા?

સામ્યવાદ રાજકીય વિચારસરણી તરીકે જેટલો આદર્શ છે એટલો વ્યવહારમાં નથી એ હકીકતથી રશિયન ઇતિહાસનો દરેક વિદ્યાર્થી જ્ઞાત છે; સામ્યવાદમાં રશિયાએ આર્થિક પ્રગતિ કરી છે એ હકીકત સર્વસ્વીકૃત છે પણ કેટલા ભોગે એ હકીકત વિવાદાસ્પદ છે. સંગીત, નૃત્યનાટિકાઓ ( ballat ) તથા લોકનૃત્યો માટે રશિયા ક્રાંતિ પહેલાં પણ યુરોપમાં ખૂબ પ્રતિષ્ઠિત ગણાતું; આથી એ ક્ષેત્રમાં એની સિદ્ધિ ક્રાંતિને

---

વધવા લાગી કે કંઈ કામ હોય, સારો માઠો પ્રસંગ હોય અને મોતીબેનને પૂછ્યા વગર કોઈ કંઈ કરે જ નહિ. મોતીબેન સાચા અર્થમાં દરેકનાં સલાહકાર અને વડીલ બની ગયાં છે.



આભારી છે એવું નિદાન અતિશયોક્તિભર્યું છે; કોઈ પણ રાજકીય વાદ પ્રજાનાં કલા ને સંસ્કારના વારસાને સૂકાવા દઈ શકે નહીં: નહીં તો સમાજની પ્રગતિ જ અટકી જાય.

૩૦૦ પાનાંના પુસ્તકમાં પ્રકાશકે બે ત્રણ જાતના કાગળ વાપર્યા હોવાથી ક્યાંક ક્યાંક બ્લૉકનો ઉઠાવ ખૂબ સરસ છે તો ક્યાંક ક્યાંક માત્ર કાળાં ધાબાં છાપ્યાં હોય એવો ભાસ થાય છે, જોડણીની ભૂલો પણ ઠીક ઠીક રહી જવા પામી છે.

રશિયાની અમુક કળા કે અમુક ચીજ યુરોપ—અમેરિકા કરતાં ખૂબ ચઢિયાતી છે એવું યુરોપના દેશો કે અમેરિકાના કશા અનુભવ વગર લેખકે વારંવાર લખવાનું સાહસ કેમ ખેડ્યું હશે એ સમજવું મુશ્કેલ છે. રશિયાના પ્રવાસેથી પાછાં વળતાં સ્વીટ્ઝરલેન્ડની મુલાકાત વિષે લેખક કહે છે; 'સ્વીટ્ઝરલેન્ડની અનેક સુંદર અને સફાઈદાર બનાવટો પાસે યુરોપ અને અમેરિકાની બનાવટો ઝાંખી લાગે' (પા. ૨૩૨) સ્વીટ્ઝરલેન્ડ યુરોપનો જ એક ભાગ છે એ લેખકને જણાવવું ઘટે? વળી દરેક દેશ પોતપોતાની વિશિષ્ટ ભૌગોલિક ને આર્થિક પરિસ્થિતિવશાત્ અમુક ચીજો બનાવવામાં પાવરધો થાય છે. હિંદ હાથ કારીગરીની અમુક ચીજો બનાવી શકે છે જે દુનિયામાં બીજો કોઈ દેશ ન બનાવી શકે. એ જ રીતે અમેરિકા કે સ્વીટ્ઝરલેન્ડ અમુક ચીજો બનાવે છે કે જે બીજા દેશો એવી સરસ ન બનાવી શકે. આખાય પુસ્તકમાં આવાં કાંઈક બિનપાયાદાર કથનો ઠેરઠેર વેરાયેલાં છે ને એટલે જ અતિશય ભક્તિભાવ નુકશાનકર્તા નીવડવાનો ભય જન્માવે છે.

હવે રહી શાંતિ પરિષદની વાત. દુનિયામાં સૌથી વિશેષ અશાંતિ જગાવતા હોય તો ચાર દેશો—રશિયા, અમેરિકા, ગ્રેટબ્રિટન અને ફ્રાંસ. આમાંના પહેલા ત્રણ દેશો એટમબૉમ્બ ને હાઇડ્રોજનબૉમ્બના પ્રયોગો ચાલુ રાખવા સાથે શાંતિની બૂમો પાડે છે. આ પ્રયોગો કરવાની જરૂરિયાત વિષેનું દોષારોપણ એ એકબીજા ઉપર કરે છે; પરિણામે વિશ્વની શાંતિ જોખમાય છે. લેખકના આખાય પુસ્તકનો પ્રધાન સૂર એ છે કે રશિયા તો શાંતિપ્રેમી છે; માત્ર શાહીવાદીઓ જ યુદ્ધખોર છે. આ હકીકત પોકળ છે. બીજા વિશ્વયુદ્ધમાં રશિયા માટે શરૂઆતમાં હિટલર સાથે ને પાછળથી મિત્રરાજ્યો સાથે જોડાવું દુનિયામાં શાંતિ સ્થાપવા જરૂરી હતું? આજે ઇંગ્લેંડ ને અમેરિકાની મુલાકાતે જનાર ને લોકો સાથે વિચારોની આપલે કરનાર કોઈ પ્રવાસી એવી છાપ લઈને નહીં આવે કે બ્રિટન ને અમેરિકાની પ્રજા યુદ્ધ માગે છે. પ્રજા તરીકે રશિયનો ને અમેરિકનો સરખા પ્રેમાળ છે, બંને પ્રજાઓને પોતાનાં બાળકો વહાલાં છે, પોતાનો દેશ વહાલો છે. શાંતિની સ્થાપના એ વિશ્વની દરેક પ્રજાઓની માગ છે. એને રાજકીય રંગે રંગીને કામ કરતી શાંતિ સમિતિઓ પ્રજાનું મોટું અહિત કરે છે. 'શાંતિ'ની ભાવના પ્રજામાં ઉગાડવી પડશે—કાંઈ પણ કટુતા વિના. રશિયા વડે સંચાલિત શાંતિ સમિતિના હેતુ શુદ્ધ છે કે નહીં એનું લેખકે કાંઈક અવલોકન કર્યું હોત તો ગુજરાતી વાચકોને વધુ દોરવણી મળત. પુસ્તકની રસિકતામાં માત્ર તાટસ્થ્યનો અભાવ મોટું ગાબડું પાડે છે; આમ છતાં રશિયન પ્રજા ખમીરવંતી છે ને બીજી પ્રજાઓ જેવાં જ અરમાન સેવે છે એ હકીકત જાણવા માટે પણ પુસ્તક વાંચી જવા જેવું છે.

### જીવનનો જય :

[લે. જશવંત ઠાકર, પ્ર. મધુસૂદન ઠાકોર, નડિયાદ. રૂ. ૧/૫૦]

જોડણીની અઢળક ભૂલો ને પ્રસંગોની નબળી પકડને કારણે કાંઈક કંટાળાજનક બની જતું શ્રી. જશવંત ઠાકરનું આ નાટક નથી હેતુલક્ષી કે નથી વાસ્તવદર્શી. ગુજરાતી સમાજનાં પાંચ પૈસાદાર વેવલાં કુટુંબોને આધાર બનાવી આ પ્રકારનું નાટક રજૂ કરવું ને આવી પરિસ્થિતિ ઠેરઠેર પ્રવર્તે છે એવી કલ્પનામાં રાચવું એ શ્રી. ઠાકરના મનઃપ્રદેશમાં જ શક્ય છે.



નીનાને નૈતિક મૂલ્યો વિષે ચૂસ્ત બનાવી હોવા છતાં પાછળથી એના સ્ત્રીત્વનો નયો ર્હાસ થતો બતાવ્યો છે ને એવાં દૃશ્યો રજૂ કર્યાં છે કે જે કદાચ ગુજરાતી રંગભૂમિ પર ભજવી શકવા માટે બીજાં ૨૫ વર્ષ રાહ જોવી પડશે. કલ્યાણ આખા નાટકમાં મુખ્ય ભૂમિકા ભજવતો હોવો જોઈએ. એને બદલે એ બહુ જ ઓછો સમય તખ્તા પર પોતાના વ્યક્તિત્વની સુવાસ ફેલાવી શકે છે; આથી એનું પાત્ર ઠેઠ સુધી ફીકું લાગે છે. સાચા અને દિવ્ય કર્મને 'હાથે હાથે' દેવાના યજ્ઞની ભાવના પ્રસ્તાવનામાં જેટલી સારી લાગે છે, એટલી નાટકમાં ખીલતી નથી. 'નવાં મૂલ્યો, નવાં માનવી કે નવી રંગભૂમિ આવશે એ શ્રદ્ધા આજે અકંપિતરીતે પ્રજ્વલિત' અનુભવવાને આ નાટક લેખકને કારણ આપે, તો પણ વાચકને કદાચ નહીં આપે, નટ કે દિગ્દર્શક સારા નાટ્યલેખક પણ બની શકે એવા ભ્રમથી મુક્ત થવું જરૂરી છે.

**જનતા અને આવકવેરો :**

[લે. નવનીતલાલ મોહનલાલ પંડ્યા, પ્ર. પંડ્યા એન્ડ કંપની, ગ્રેઈન માર્કેટ, જામનગર, રૂ. ૨/—]

દરેક પ્રકારની અર્થવ્યવસ્થામાં આવકવેરો મહત્ત્વનો ભાગ ભજવે છે. હિંદમાં પણ જેમ જેમ જીવન ધોરણ ઊંચું આવતું જશે એમ એમ વધુ ને વધુ લોકો આવકવેરો ભરતા થશે. આમ છતાં આવકવેરાને લગતા કાયદા અત્યંત ગૂંચવણભર્યા હોવાથી ને તે પણ અંગ્રેજીમાં ઘડાતા હોવાથી સામાન્ય વેપારીને એ સમજવામાં મુશ્કેલી નડે છે. શ્રી. પંડ્યાનું આ પુસ્તક સરળ ભાષામાં હોવાથી ઘણા લોકોને આશીર્વાદરૂપ નીવડશે. આવાં પુસ્તકોની તકલીફ એ છે કે દર વર્ષે આવકવેરાના કાયદા બદલાતા રહેતા હોવાથી અથવા એમાં સુધારાવધારા થતા હોવાથી વરસને અંતે એની ઉપયોગિતા ઘટી જાય છે, પરંતુ શ્રી પંડ્યા દર વરસે આ પુસ્તકના અનુસંધાનમાં નાની માહિતીપૂર્ણ પુસ્તિકાઓ બહાર પાડી શકે તો ઘણી આશીર્વાદરૂપ નીવડે.

નાનામાં નાની વિગત અંગે શ્રી. પંડ્યાએ લીધેલી કાળજી અભિનંદનને પાત્ર હોવા ઉપરાંત એમનો આ ક્ષેત્રમાં અનુભવ ઊંડો હોવાનું પણ પુસ્તક કહી જાય છે.

**કાયર :**

[લે. રાજેન્દ્ર શર્મા, અનુ. નટવરલાલ જાની. પ્ર નીલકમળ પ્રકાશન, અમદાવાદ. રૂ. ૪/—]

રાજેન્દ્ર શર્માની હિંદી નવલકથાનો શ્રી નટવરલાલ જાનીએ કરેલો ગુજરાતી અનુવાદ રોજબરોજ વધતા જતા અનુવાદિત સાહિત્યમાં વધારો કરે છે ગુજરાતી વાચકો માત્ર હળવા સાહિત્યમાં જ રસ લે છે અને આથી અનુવાદિત નવલકથાઓને બજારમાં સારો એવો આવકાર મળે છે ને અનુવાદકોને પણ એથી ઉત્તેજન-મળે છે. આ સ્થિતિ આદર્શ નથી. હિંદની બીજી ભાષાઓમાંથી ગુજરાતીમાં અનુવાદ થાય એ પરપ્રાંતીય સંપર્ક કેળવવા માટે જેટલું જરૂરી છે તેટલું જ અથવા તેનાથી પણ વધુ જરૂરી અનુવાદ યોગ્ય પુસ્તકોની પસંદગી વિષેની કાળજી છે હિંદી સાહિત્યમાં સામાજિક વિજ્ઞાનો તથા ભૌતિક વિજ્ઞાનો પરનાં જ્ઞાનદાયી પુસ્તકો પ્રત્યે ગુજરાતી અનુવાદકોએ સારી એવી આલાછેટ બતાવીને ગુજરાતી જનતાને માત્ર નવલકથા સાહિત્ય જ પીરસ્યે રાખ્યું છે એ સ્થિતિ સાચે જ શોચનીય છે.

અન્ય નવલકથાઓની જેમ 'કાયર' પણ હિંદી સમાજનો વિકાસ રુંધનારા અનેક પ્રશ્નોની છણાવટ કરે છે. શિક્ષિત યુવાન અને અભણ છતાં સુસંસ્કારી યુવતીના લગ્ન જીવનમાં પ્રોફેસર પતિનું શિષ્યા પ્રત્યેનું આકર્ષણ રમાના જીવનમાં કેવા વંટોળ જગાવે છે અને એની લાગણીવશના એને ઘર છોડીને જતા રહેવાથી માંડીને આપઘાત કરવા સુધી કેવી રીતે ધસડ્યે જાય છે એનો હૃદયદ્રાવક ચીતાર આપે છે. કૉલેજ જીવનમાં નિર્દોષ તોફાનો કેવાં ગંભીર પરિણામ લાવી શકે એનો આછો ખ્યાલ સુમન, રાજારામ વગેરે પાત્રો આપી જાય છે. ટૂંકમાં આ નવલ-

કથા પોતાની વસ્તુ માટે પ્રણય ત્રિકોણને જ સાધ્ય બનાવે છે. રમાનું જીવન સહનશીલતા, પતિવ્રત પાલન અને ત્યાગમયતાથી ભરેલું છે. સ્ત્રીઓને પ્રેરણા આપી જાય એવું છે પણ હિંદી સ્ત્રીઓને લેખકો ઘણા વખતથી આવી જ ચીતરતા આવ્યા છે. હમેશાં સ્ત્રીની પાસે જ લેખકોએ ત્યાગ કરાવ્યો છે, એમની ભાવનાઓને અને આદર્શોને અવગણીને સ્ત્રીનું આ પ્રકારનું ચિત્રણ ચાલુ રાખવા જેવું છે ખરું ?

અનુવાદ આમ તો સરળ છે પણ ક્યાંક ક્યાંક હિંદી શબ્દો સીધા અનુવાદમાં ઉતાર્યાં હોવાથી ભાષા કઢંગી બને છે. છાપકામની ભૂલો પુષ્કળ છે.

### ચિરંજીવ પ્રેમ :

[ લે. ડૉ. મેરી સ્ટોપ્સ અનુ. યશવંત દોશી પ્ર. મમતા પ્રકાશન ગૃહ, નવાડીમા રૂ. ૩/— ]

ડૉ. મેરી સ્ટોપ્સના ' Enduring passion ' નામના પુસ્તકનો શ્રી યશવંત દોશીએ કરેલો આ અનુવાદ ગુજરાતી સાહિત્યમાં જાતીય વિજ્ઞાન વિષેનાં સારાં પુસ્તકોમાં ઉમદા ઉમેરો કરે છે. જાતીય વિજ્ઞાન પ્રત્યેની આપણી સૂગવૃત્તિ અને પરિણામે વિજ્ઞાનિક દૃષ્ટિએ લખાયેલાં પુસ્તકોના અભાવને કારણે આપણાં યુવક–યુવતીઓમાં જાતીય બાબતોનું જ્ઞાન ઘણીવાર ફુટપાથ પર વેચાતા સાહિત્ય પર જ અવલંબેલું હોય છે. આવી વર્તમાન પરિસ્થિતિ હોય ત્યારે આ પુસ્તકની એક અનેરી ને વિશિષ્ટ ઉપયોગિતા ગણાવી જ જોઈએ.

મૂળ અંગ્રેજીમાં લખાયેલા આ પુસ્તકનો ગુજરાતીમાં સરળ અનુવાદ રજૂ કરવા માટે શ્રી યશવંત દોશી અને એના પ્રકાશન માટે શ્રી કૃષ્ણલાલ ગાંધી અભિનંદનને પાત્ર નીવડે છે. મન અને શારીરિક પ્રવૃત્તિઓનો આંતરસંબંધ, પરિણીત જીવનમાં જાતીયતાનું સ્થાન, જાતીય સંબંધોનું પ્રમાણ, પરિવર્તનકાળ વગેરે અનેક પ્રશ્નોની આમાં છણાવટ છે. ડૉ. સ્ટોપ્સ માત્ર પ્રશ્નોની ચર્ચા જ નથી કરતાં પણ એના દાક્તરી ઉપાય પણ સૂચવે છે. એ દૃષ્ટિએ જોઈએ તો આ પુસ્તક ખૂબ ઉપયોગી છે. જાતીય પ્રશ્નો વિષે મૂંઝાતાં રહેતાં ને નિખાલસ ચર્ચા ન કરી શકતાં અનેક યુગલોને એ આશીર્વાદરૂપ નીવડશે. મૂળ પુસ્તકના અનુવાદિત પુસ્તકની કિંમત જરા વધુ ગણાય.

### પૂજારીને પગલે :

[ લે. જયસુખલાલ મહેતા, પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ, ર. રૂ. ૧/— ]

પુસ્તકનું મથાળું કોઈ સુંદર વાર્તા પુસ્તક હોવાનો ભાસ કરાવે છે, પરંતુ પ્રસ્તાવનાનાં મથાળાનાં રૂપક વિષે કરેલી સ્પષ્ટતા પુસ્તકની વિગતો વિષે પૂરતો ખ્યાલ આપે છે.

પુસ્તક અલંકૃત છતાં મનોહર અને સહજ રીતે કથનનો પૂરતો આનંદ માણી શકાય એવી શૈલીમાં લખાયેલ છે.

સ્વ. બાપુને મૂર્તિશૂન્ય મંદિરના પૂજારીનું રૂપક આપી લેખકે એમને સ્વાતંત્ર્યના ફિરસ્તા તરીકે વર્ણવ્યા છે. પડતીને સમયે કાંઈક અલૌકિક શક્તિ દેશને અગર દુનિયાને શી રીતે મદદ કરે છે તે ગાંધીજીને દૃષ્ટાંત તરીકે ટાંકીને લેખકે દર્શાવ્યું છે.

કાંઈક અંશે સાહિત્યિક છતાં રસમય ભાષામાં લખાયેલ આ પુસ્તક વાચકને જ્ઞાન ને પ્રેરણા પાશે.

### જીવનનીલા :

[ લે. કાકાસાહેબ કાલેલકર. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ. ૨/– ]

આ અગાઉ અનેક આવૃતિઓ પામી ચૂકેલ કાકાસાહેબના વિખ્યાત પુસ્તક ' લોકમાતા 'માં બીજા વીસ નવા લેખો ઉમેરીને નવસંસ્કરણ અને નવું નામ પામેલું આ પુસ્તક વધુ મહત્ત્વવાળું બન્યું છે. આ પુસ્તકને સાહિત્ય અકાદમીએ તૈયાર કરાવ્યું છે એટલે પણ તેનું મહત્ત્વ અતિભારે વધ્યું છે—વિવિધ પ્રાંતીય ભાષાઓમાં આ પ્રતિનિધિ પુસ્તક અનુવાદિત થશે.



સળંગ અંક : ૩૩૫
ફેબ્રુઆરી : ૧૯૫૮

# નવરચના



વિરાટને પગલે : ચિત્રકાર ચંદ્ર ત્રિવેદી. [૨૬મી જાન્યુઆરીના પ્રજાસત્તાક દિન અને ૩૦મી જાન્યુઆરીની ગાંધીજીની મૃત્યુતિથિનું સંયોજન કરતું ચિત્ર અને અક્ષરો

## 'ભારતી'ના ચિન્તનાત્મક ગ્રંથો

| | |
|---|---|
| આપણી લોક સંસ્કૃતિ (જયમલ્લ પરમાર) | ૬.૦૦ |
| આપણાં લોકનૃત્યો ,, | ૧.૦૦ |
| લગ્નમંગલ (ભૂપત વડોદરિયા) | ૩.૦૦ |
| સ્વભાવદર્શન (હર્વિદા પંડિત) | ૩.૦૦ |
| જીવનદીપ (ઈશ્વર પેટલીકર) | ૩.૦૦ |
| મહાગુજરાતનાં નીર ક્ષીર ,, | ૦.૭૫ |
| જિબ્રાનની જીવનવાણી (ધૂમકેતુ) | ૩.૫૦ |
| ધૂપસળી (ઈશ્વર પેટલીકર) | ૩.૫૦ |
| ગીતાહૃદય (સાને ગુરુજી) | ૧.૫૦ |
| પરિવાર નિયોજન (નિરામય) | ૨.૫૦ |
| દાંપત્યના પ્રશ્નો ,, | ૨.૦૦ |
| એકાંતનું પાપ ,, | ૨.૫૦ |
| આપણું બાંધવ રાષ્ટ્ર ચીન | ૩.૦૦ |
| જય ઇન્ડોનેશિયા | ૧.૫૦ |
| જો લડત આવે તો | ૧.૦૦ |
| આપણો સાગરસૈનિક (મહેન્દ્ર મેઘાણી) | ૩.૦૦ |
| લાલ કિલ્લાનો મુકદ્દમો | ૧.૫૦ |
| શાહનવાઝની સંગાથે | ૨.૦૦ |
| વક્તા કેમ થવાય ? | ૨.૫૦ |
| કીર્તિદાને કમલના પત્રો | ૩.૫૦ |
| પાંગરતા પ્રયોગો | ૩.૫૦ |
| નર્મદ (સ્વ. રા. વિ. પાઠક) | ૨.૫૦ |
| સાહિત્ય ને પ્રગતિ | ૩.૦૦ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | ૨.૫૦ |
| ગગનને ગોખે જયમલ્લ પરમાર · નિ. વર્મા | ૩.૫૦ |
| આકાશપોથી ,, | ૨.૦૦ |
| ચમનલાલ વૈષ્ણવના પત્રો | ૨.૦૦ |
| તંદુરસ્ત રહો ભૂ. મો. દવે : શં. મો. દવે | ૩.૭૫ |
| આરોગ્ય કેમ સાચવશો ? ,, | ૩.૦૦ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર ,, | ૨.૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો ,, | ૨.૫૦ |
| ક્ષય અને દમમાં નૈ. ઉપચાર ,, | ૩.૦૦ |

## 'ભારતી'નાં
### બે ઉપયોગી ગુજરાતી માસિકો

સમાજ અને સંસ્કારનું
ઘરઘરનું માસિક

: તંત્રી : ઈશ્વરલાલ મો. દવે
: સંપાદક : જયન્ત પરમાર

દર મહિને ત્રિરંગી મુખચિત્ર અને વરસનું ૧૦૦૦ પાનાનું નક્કર વાંચન.

ગુજરાતી માસિકોમાં અગ્રપદ ધરાવતી અભ્યાસુ માસિક નોંધ.

વિશિષ્ટ દષ્ટિની વાચનસામગ્રી.

દગલાબંધ ગુજરાતી માસિકોમાં આગળ તરી આવતાં આંતર્બાહ્ય રૂપરંગ.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત સાડાસાત રૂપિયા : વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)

નિસર્ગોપચારનું એકમાત્ર
ગુજરાતી માસિક

### તંદુરસ્તી

: તંત્રીઓ :
ડૉ. ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે

જડ ઘાલી બેઠેલા રોગોનો દવા વગર સાચો ઉપાય બતાવે છે.

અનુભવસિદ્ધ પ્રયોગો દરેક અંકે રજૂ કરવામાં આવે છે.

મુંબઈની પ્રખ્યાત નિસર્ગોપચારથી રોગો મટાડતી સંસ્થા 'આરોગ્યધામ'ના નિષ્ણાત સંચાલકો એનું સંપાદન કરે છે.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત સાડાપાંચ રૂપિયા : વિદેશમાં આઠ રૂપિયા (શિ. બાર)

ગ્રાહક થવા અને બીજી વિગતો
માટે લખો:-

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ કર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ · પો. ઑ. નં. ૭૩ અમદાવાદ, ૧

# 'ભારતી'ની નવી સુંદર નવલકથાઓ

**શ્રી પન્નાલાલ પટેલકૃત**

| | |
|---|---|
| ભાગ્યાનાં ભેરુ | ૬.૫૦ |
| ના છૂટકે | ૮.૭૫ |
| ફકીરો | ૨.૫૦ |
| માનવીની ભવાઈ | ૬.૦૦ |
| મળેલા જીવ | ૪.૭૫ |
| બીરુ સાથી | ૫.૦૦ |
| વળામણાં | ૨.૫૦ |
| સુરભિ | ૪.૫૦ |
| પાછલે બારણે | ૨.૫૦ |
| યૌવન | ૭.૦૦ |

**શ્રી ચુનીલાલ વ. શાહકૃત**

| | |
|---|---|
| ધર્મભગિની | ૫.૨૫ |
| હૈયાની થાપણ | ૩.૦૦ |
| અવંતીનાથ | ૫.૫૦ |
| સિંધ, તારાં શૌર્યનાં સંભારણાં | ૪.૦૦ |
| વિષચક્ર | ૫.૫૦ |
| રૂપમતી | ૫.૫૦ |
| વિલોચના | ૫.૫૦ |
| ભોળો ખેડૂત | ૧.૦૦ |

**શ્રી ઈશ્વર પેટલીકરકૃત**

| | |
|---|---|
| લખ્યા લેખ | ૪.૦૦ |
| પંખીનો મેળો અને પાતાળ કૂવો | ૫.૫૦ |
| કલ્પવૃક્ષ | ૬.૦૦ |
| મારી હૈયાસગડી | ૫.૦૦ |
| ધરતીનો અવતાર | ૨.૫૦ |
| કળિયુગ | ૬.૦૦ |
| મધલાળ | ૩.૫૦ |
| આશાપંખી | ૭.૫૦ |
| ભવસાગર | ૪.૦૦ |
| જનમટીપ | ૩.૫૦ |
| તરણા ઓથે ડુંગર | ૪.૦૦ |
| કાજળ કોટડી | ૩.૫૦ |
| દુઃખનાં પોટલાં | ૧.૫૦ |

**સ્વ. સાને ગુરુજીકૃત**

| | |
|---|---|
| આસ્તિક | ૩.૦૦ |
| શ્યામની મા | ૪.૫૦ |
| રામનાં રખોપાં | ૪.૦૦ |
| પુનર્જન્મ | ૩.૦૦ |
| સોન્યામારુતિ? | ૩.૨૫ |
| ક્રાન્તિ | ૫.૫૦ |
| મેના | ૩.૦૦ |
| કરુણાદેવી | ૧.૦૦ |

**શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત**

| | |
|---|---|
| આમ્રમંજરી | ૩.૭૫ |
| વનની વાટે | ૪.૫૦ |
| દિલાવરી | ૨.૨૫ |

**શ્રી ગુણવંતરાય આચાર્ય કૃત**

| | |
|---|---|
| મંગલસૂત્ર | ૫.૫૦ |

**બાબુભાઈ વૈદ્યકૃત**

| | |
|---|---|
| નંદબાબુ | ૩.૭૫ |
| ઉપમા | ૫.૦૦ |

**શ્રી જયમલ્લ પરમારકૃત**

| | |
|---|---|
| અણખૂટ ધારા | ૪.૫૦ |

**શ્રી રા. ના. પાઠકકૃત**

| | |
|---|---|
| જગતનો તાત | ૫.૨૫ |

**શ્રી 'વિશ્વમિત્ર'કૃત**

| | |
|---|---|
| મંગલયાત્રા | ૪.૨૫ |
| કોનો વિજય? | ૪.૫૦ |

**શ્રી રમણીક પટેલકૃત**

| | |
|---|---|
| આંધીનાં એંધાણ | ૩.૦૦ |

**શ્રી ભૂપત વડોદરિયાકૃત**

| | |
|---|---|
| અધૂરાં તપ | ૪.૫૦ |

**શ્રી ભગવતીકુમાર શર્માકૃત**

| | |
|---|---|
| આરતી અને અંગારા | ૪.૫૦ |

**શ્રી ઉમાકાન્તકૃત**

| | |
|---|---|
| સુષુમણા | ૭.૦૦ |

**શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટકૃત**

| | |
|---|---|
| ડૉક્ટર નરેન્દ્ર | ૩.૦૦ |

**શ્રી ચંદુલાલ જે. વ્યાસકૃત**

| | |
|---|---|
| રાત્રિનું રહસ્ય | ૩.૦૦ |

**શ્રી પ્રબોધ સન્યાલકૃત**

| | |
|---|---|
| યમુના | ૧.૭૫ |

**શિયારામશરણ ગુપ્તકૃત**

| | |
|---|---|
| ગોદ | ૧.૫૦ |

**પારાશર્યકૃત**

| | |
|---|---|
| ઊર્મિલા | ૩.૫૦ |

**પુષ્કર ચંદરવાકરકૃત**

| | |
|---|---|
| નંદવાયેલાં હૈયાં | ૩.૦૦ |

**અંગ્રેજીમાંથી અનુવાદિત**

| | |
|---|---|
| અહંકાર | ૩.૫૦ |
| હીરોશીમા | ૧.૭૫ |
| પશુરાજ્ય | ૧.૭૫ |
| કાંટાની વાડ | ૩.૦૦ |
| અજબ દેશ | ૨.૫૦ |
| ઘરને માર્ગે | ૪.૦૦ |

## ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

# 'ભારતી' નાં બાળકો-કિશોરો-પ્રૌઢો માટેનાં પુસ્તકો

### શ્રી ધૂમકેતુકૃત

| | |
|---|---|
| જ્ઞાનદીપ | ૧.૦૦ |
| જ્ઞાનકુંજ | ૧.૦૦ |
| જ્ઞાનગોષ્ઠિ | ૧.૦૦ |
| બોધકથાઓ ૧–૨ | ૨.૦૦ |
| ચારિત્રકથાઓ | ૧.૦૦ |
| સંસ્કારકથાઓ | ૧.૦૦ |

### સ્વ. ઝવેરચંદ મેઘાણીકૃત

| | |
|---|---|
| સંત દેવીદાસ | ૧.૨૫ |
| ચપટી ધૂળ | ૧.૦૦ |

### શ્રી ઈશ્વર પેટલીકરકૃત

| | |
|---|---|
| ગ્રામ સમાજમાળા | ૨.૦૦ |
| રાષ્ટ્રના સેનાનીઓ | ૧.૦૦ |
| રામનામના વેવારિયા | ૧.૦૦ |
| ધર્મદીવડા | ૧.૦૦ |
| સાધુ તો ચલતા ભલા | ૧.૨૫ |
| દુઃખનાં પોટલાં | ૧.૫૦ |

### શ્રી ચુનીલાલ વ. શાહકૃત

| | |
|---|---|
| અણોજો | ૦.૭૫ |
| ભોળો ખેડૂત | ૧.૦૦ |
| ધરતીને ખોળે | ૦.૮૦ |
| સોનાની કટારી | ૧.૦૦ |

### શ્રી જયમલ્લ પરમારકૃત

| | |
|---|---|
| આપણાં લોકનૃત્યો | ૧.૦૦ |
| શેખચલ્લી ગ્રંથમાળા | ૪.૫૦ |
| કાઠિયાવાડની વાતો | ૧.૨૫ |
| ગૌડ બંગાળની વાતો | ૧.૫૦ |
| પંજાબની વાતો | ૧.૨૫ |
| બુંદેલખંડની વાતો | ૧.૨૫ |
| રાજસ્થાનની વાતો | ૧.૨૫ |
| ચૌબોલા રાણી | ૧.૨૫ |
| સોના પદમણી | ૧.૨૫ |
| દોલત પરી | ૧.૨૫ |
| વગડામાં વસનારાં | ૦.૮૨ |
| આંગણાંનાં શણગાર | ૦.૮૨ |
| રૂપરૂપના અંબાર | ૦.૮૨ |
| કંઠે સોહામણાં | ૦.૮૨ |
| પ્રેમી પંખીડાં | ૦.૮૨ |
| શેખચલ્લી | ૧.૨૫ |

### શ્રી જીવરામ જોષીકૃત

| | |
|---|---|
| બોધમાળા | ૪.૦૦ |
| સુબોધમાળા | ૩.૭૫ |
| મિયાંફુસકી | ૬.૦૦ |
| રસકલ્લોલ | ૧.૦૦ |
| દોઢડાહ્યો | ૧.૨૫ |
| ફેરુ વિમાની | ૧.૫૦ |
| બે ચતુર | ૧.૦૦ |
| ચતુર બીરબલ | ૧.૨૫ |

### શ્રી વિનોદિની નીલકંઠકૃત

| | |
|---|---|
| મેંદીના મંજરી | ૧.૫૦ |

### શ્રી પન્નાલાલ પટેલકૃત

| | |
|---|---|
| મેઘો ગામેતી | ૧.૨૫ |
| બે ભાઈબંધ | ૧.૦૦ |

### સ્વ. રા. વિ. પાઠકકૃત

| | |
|---|---|
| દ્વિરેફનું વાર્તામધુ | ૧.૦૦ |

### શ્રી રા. ના. પાઠકકૃત

| | |
|---|---|
| આપણી ધર્મકથાઓ | ૫.૫૦ |

### શ્રી ચુનીલાલ મડિયાકૃત

| | |
|---|---|
| આભાનારોપ | ૧.૦૦ |
| ઘીના દીવા | ૧.૦૦ |

### શ્રી ગુલાબદાસ બ્રોકરકૃત

| | |
|---|---|
| હરિનો મારગ | ૧.૦૦ |

### શ્રી પીતાંબર પટેલકૃત

| | |
|---|---|
| નૂતન ભારતનાં તીરથ | ૩.૦૦ |
| કેસૂડાંનાં ફૂલ | ૧.૨૫ |
| ગુપ્તદાન | ૧.૦૦ |

### શ્રી મનુભાઈ જોધાણીકૃત

| | |
|---|---|
| બાપની આબરૂ | ૧.૦૦ |
| પીળું પાનું | ૧.૦૦ |

### શ્રી શિવુભાઈ ત્રિવેદીકૃત

| | |
|---|---|
| જંગલનું વેર | ૧.૫૦ |

### શ્રી રમણિક અરાલવાલાકૃત

| | |
|---|---|
| સાચી જાતરા | ૧.૨૫ |

### શ્રી ઈશ્વરભાઈ પટેલકૃત

| | |
|---|---|
| શીગી–શીગી | ૧.૦૦ |
| સાગરવીર | ૦.૫૦ |

### શ્રી સુન્દરમકૃત

| | |
|---|---|
| રંગરંગ વાદળિયાં | ૧.૫૦ |

### શ્રી મકરન્દ દવેકૃત

| | |
|---|---|
| ઝબુક વીજળી ઝબુક | ૧.૨૫ |

### સ્વ. સાને ગુરુજીકૃત

| | |
|---|---|
| કરુણાદેવી | ૧.૦૦ |

### શ્રીકાન્ત ત્રિવેદીકૃત

| | |
|---|---|
| નેહરુચાચા | ૧.૫૦ |
| વિનોબાજી | ૧.૨૫ |
| જાદુઈ ટાપુ | ૧.૨૫ |
| સાગરના સાહસિકો | ૧.૫૦ |
| અજબ દેશ | ૨.૫૦ |

### પ્રકીર્ણ

| | |
|---|---|
| મહારાજ ને મહાત્મા | ૧.૨૫ |
| સ્ટાલિન | ૦.૭૫ |
| શંકરાચાર્ય | ૦.૭૫ |
| ચીનનાં બાળકો | ૦.૩૭ |
| ગુંજારવ | ૦.૩૭ |
| ગદલ અને બાદલ | ૦.૬૨ |
| આપણી કહેવતો | ૦.૩૭ |
| સામાન્ય જ્ઞાન નામાવલિ | ૦.૩૭ |
| ગાંધીજી ને બાળકો | ૦.૬૨ |
| ખાનખાતાન | ૦.૫૦ |

## ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

અંક : ૧૧ ફેબ્રુ. '૫૮

સળંગ અંક : ૩૩૫

સમાજમાં સંસ્કાર અને



સાહિત્ય પ્રેરતું સામયિક

'ઊર્મિ' : વર્ષ ૨૮

'નવરચના' : વર્ષ ૨૨

## ક્રમ

| લેખક | લેખ | પાનું |
|---|---|---|
| વિ. સ. ખાંડેકર | જબરી ભૂલ | ૯ |
| 'રાજહંસ' | સમયનાં ક્ષીર–નીર | ૧૦ |
| ડૉ. સુમન્ત મહેતા | પછાત રહી ગયેલા હિંદી પ્રજાજનો | ૧૪ |
| જયપ્રકાશ નારાયણ | યુવાન અને ગામડાંનો સાદ | ૧૮ |
| રતિલાલ-અનિલ | માનવી | ૨૦ |
| 'પારાશર્ય' | પ્રશ્ન | ૨૦ |
| ઈશ્વર પેટલીકર | સ્વપ્ના સરખો સંસાર | ૨૧ |
| જયન્તિકા પરમાર | નૈતિક–સામાજિક સ્વાસ્થ્ય સંઘ | ૩૦ |
| 'સાલિક' પોપટિયા | અશ્રુનાં જતન | ૩૩ |
| પ્રો. ગોવિંદભાઈ પટેલ | સન્ધ્યાટાણે | ૩૩ |
| પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | જળાશયવાસી બદકો | ૩૪ |
| પ્રવાત | ભવ્યતા | ૩૭ |
| ચુનીલાલ મડિયા | એક 'અચેતન' પ્રયોગ | ૩૮ |
| — | સાભાર પ્રાપ્તિ–સ્વીકાર | ૪૩ |
| ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી | બાળકનું મન | ૪૪ |
| ઈશ્વરભાઈ પટેલ | આખરે એ નાદો [૨] | ૪૮ |
| કૃષ્ણ ચંદ્ર | સ્ટેઇનલેસ સ્ટીલ | ૫૨ |
| અમૃત ઘાયલ | ક્યા અમીરી ! | ૫૬ |
| પ્રો. પ્રભાશંકર તેરૈયા | એક દિન હૈયું કહે | ૫૬ |
| જયન્ત પરમાર | જન્મદિને | ૫૬ |
| ડૉ. વાડીલાલ બા. દેસાઈ | સ્વ. હરિભાઈનાં વિચારરત્નો | ૫૭ |
| વિજયગુપ્ત મૌર્ય | સાગરને તળિયે | ૫૯ |
| શશિકાન્ત ચી. જરદોસ | કવિવર 'સીમાબ'ની શાયરી | ૬૨ |
| 'સુમંગલા' એમ. એ. | ગૃહમંગલ | ૬૭ |
| | કમનસીબ કાશી | ૬૮ |
| | સૂર્યાબેનનું સુખ | ૬૯ |
| | કામગરાં રમીલાબેન | ૭૦ |
| | સ્ત્રીઓનો આનંદોત્સવ | ૭૧ |
| પ્રો. અનંતરાય મ. રાવળ | ગ્રંથ-સમીક્ષા | ૭૨ |

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)

* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.

* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.

* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.

* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.

* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# ગાંધીજી નવલકથા

વિ. સ. ખાંડેકર

## જબરી ભૂલ !

ગાંધીજી એક હજાર વર્ષ વહેલા જન્મ્યા. તે એવા દેશમાં જન્મ્યા કે જેના લોકો અમનચેન કરવામાં મશગૂલ રહે છે. તે એવા સમાજમાં જન્મ્યા કે જે ઉપનિષદોનું ઊંચું તત્ત્વજ્ઞાન વીસરી ગયો છે. ઋષિને બદલે ભિખારી અને શૂરવીરને બદલે ગુલામથી ખદબદતા દેશમાં જન્મવામાં તેમની ખરેખર ભારે ભૂલ થઈ છે. જ્યાં કેવળ દલાલી વિના બીજો કોઈ વેપાર દેખાતો નથી, જ્યાં ફક્ત બહારથી દેખાતા સૌંદર્ય પાછળ જ લોકો ગાંડાતૂર થઈ દોડી રહ્યા છે, જ્યાં દેશનું નામ સાંભળતાં કે નકશામાં તેનું ચિત્ર જોતાં જેના રાષ્ટ્રવાસીનું લોહી થનગની ઊઠતું નથી, એવા પાંત્રીસ કરોડ ઢીંગલીઓ જેવા લોકોથી ભરેલા દેશમાં ગાંધીજીએ જન્મ લીધો એ જ એમની જબરી ભૂલ છે.

★

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર



'રાજહંસ'

### નૂતન બળનું આગમન

સ્વતંત્રતાનો મહિમા ઘણો ચાલ્યો. આપણે પણ આઝાદીના ઘણા ગુણ ગાયા. આખરે એ મેળવી પણ ખરી. પરદેશી હકૂમતને ખસેડીને આપણે હરખ પણ કર્યો. અને દશ જ વર્ષમાં સમજાતું જાય છે કે સ્વેચ્છાથી આપણે એના ઉપર કાપ મૂકતાં શીખવું પડશે. સ્વતંત્રતાની જ્યોત તો એવી જ ઝગહળે છે. પણ એની દેવીનાં ગાત્ર જાણે સંકોચાયાં છે. આપણી નજર ભરીને રહે એવો મહિમાવંતો દેહ હવે એનો રહ્યો નથી. જાણે એનું સ્થાન કોઈ નવું બળ લઈ રહ્યું છે. એ હજુ ઓળખાયું નથી, એનું મોં ઢંકાયેલું છે.

કોઈક ઊણપ વરતાઈ છે અને સ્વતંત્રતા પહેલાં જેટલું આંજી નાખતી નથી. એ નહોતી ત્યારે એને મેળવવાની તમન્ના હતી, એ હવે મળી છે ત્યારે એની કમી જતી કરી શકાય એમ નથી. એની હૂંફે એક પ્રજા બીજા ઉપર દ્વેષ કરે એમ જણાયું છે. એના નામ તળે લોક અન્યાય કરે, માનવતા ભૂલે એ પણ જાહેર થયું છે. એમાંથી ગૌરવ લઈ લોકો પ્રમત્ત બને પણ ખરા. એના થકી સુખસગવડો છલકાઈ ઊઠે ત્યારે માનવીઓ વૃત્તિઓનું દાસત્વ કબૂલતા થઈ જાય એ ભય ડોળા ફાડીને સામે ઊભેલો જણાય છે.

સ્વતંત્રતા મેળવીને કોઈ દેશ સુરક્ષિતપણાની નિરાંત લઈ શકતો નથી. આક્રમણનો સંભવ એક કે બીજા સ્વરૂપમાં ચાલુ જ રહે છે. એક દેશની મુશીબતના પડઘા બીજા દેશમાં સંભળાય છે. એક દેશની બદદાનતના ઓળા દુનિયાભરમાં લંબાય છે.

ધર્મને સ્વતંત્ર છોડો તો એમાં પાગલપણું બહેકી ઊઠે છે. વાણિજ્યને મુક્ત રાખો ને અંધેર મચી રહે છે. વાણીની સ્વતંત્રતા કેટલી ઝેરીલી છે તેનો આપણે રોજ અનુભવ લઈ રહ્યા છીએ. નીતિની આઝાદી સમૃદ્ધિની છોળ સાથે 'સ્વચ્છંદી બની જાય છે. રાજકીય પક્ષોને શિસ્તનું નિયંત્રણ ક્યારેય ઢીલું મૂકાતું નથી. અને દેશ આખાની સ્વતંત્રતા મન મૂકીને માણી શકાતી નથી.

માનવી પોતાના ઉપર નિયંત્રણો વધારે એમ એની સંસ્કૃતિ મહેકે છે. આ નિયંત્રણો કોઈનાં લાદેલાં ના હોવાં જોઈએ. આપમેળે સ્વીકારેલી મર્યાદાઓને બંધન કોણ કહેશે? અને સ્વતંત્રતાનો પૂરો ભોગવટો કરવાનું આપણે સ્વેચ્છાથી ઘટાડીશું તો એમાંથી અસંતોષને બદલે તૃપ્તિનો જ અનુભવ થશે.

પોતપોતાની સ્વતંત્રતા ઘટાડીને દુનિયાની પ્રજાઓ નવું મેળવવાની ખોજમાં પડી છે. એક તરફ શાંતિભર્યું સહઅસ્તિત્વ આવ્યું છે. એથી આપણે એકમેક તરફ સહિષ્ણુ બનીશું ખરા પણ આપણી ન્યાયની અને માનવતાની ભાવનાઓ ઘવાશે ત્યારે આપણે લાચારી અનુભવીશું, કદાચ ઉપેક્ષા વધારીશું. બીજી તરફ સ્વતંત્રતા ઉપર કાપ મૂકીને દરેક દેશ બીજાની અગવડ સગવડનો ખ્યાલ રાખતો થશે તો એમાં સંમતિભર્યો પુરુષાર્થ હશે, દોસ્તીનો ઉમંગ પણ હશે. આ નવા બળની પહેલી ભૂમિકા યુદ્ધબંધીથી શરૂ થાય છે. ભીષણ બૉંબના અખતરા સામે જગતભરના વિજ્ઞાનીઓની હાકલ થઈ છે. અવકાશમાં ઉપગ્રહો મોકલી જગતે જુદી દિશામાં જોયું છે. ભૂભૌતિક સહિયારી શોધખોળ એવા જ મેળની કડી નાખે છે.



વ્યાધિઓ, દુષ્કાળ, રેલ ને ભૂકંપ, જીવલેણ ઝંઝાવાતો ને અકસ્માતો એ એક જ દેશની ચિંતા મટી જગતની સમસ્યા બની જાય છે. બાળકો તરફ મમતા રાખતાં કે રેડક્રોસના નિયમો વિસ્તારતાં કોઈને કચવાટ થતો નથી. અને આ દરેક વખતે સ્વતંત્રતાની રાષ્ટ્રીય દિવાલોમાંથી કાંકરા ખરતા જાય છે. આપણે ઇચ્છીએ કે ના ઇચ્છીએ, નવા બળને આંતરરાષ્ટ્રીય પદ લેતાં કોઈ રોકી શકાતું નથી. અથવા કહો કે સ્વતંત્રતાને એક મુખ હતું ત્યાં હવે ચારે દિશાએ જોતાં મુખ ઊગી નીકળ્યાં છે, જવાબદારી વધી રહી છે.

### અંત સમયનું દુઃખ

મૃત્યુની છેલ્લી ઘડીઓ કેવી જાય તેની કાળજી રાખવાની આપણી આદત છે. સાંજે કે સવારે, સુદમાં કે વદમાં, સુખમાં કે દુઃખમાં, એકલા કે સહુની હાજરીમાં, માંદગીમાં કે ઓચિંતાં—આવી કૈંક ગોઠવણીના આપણે ખ્યાલ કરીએ છીએ અને એમાંથી અર્થ તારવીએ છીએ. માણસ કેવું જીવ્યો એનું માપ એની છેલ્લી ઘડીઓ બતાવી જતી હોય એમ એની ચર્ચાઓ કરીએ છીએ.

સ્વાભાવિક છે કે માણસને પરવશ થવાનું ના ગમે. છેલ્લા દિવસોમાં બીજાના ઉપર બોજો થવાય નહિ એવી ઇચ્છા દરેક સમજુ માણસની હોય. એમ છેલ્લી અવસ્થામાં જ્યારે માણસની શકિતઓ ક્ષીણ થતી હોય ત્યારે કષ્ટ ના પડે એવી ઇચ્છા પણ રહે. જે ગેરવાજબી છે તે તો આવી પાછલી પરિસ્થિતિ ઉપરથી માણસના જીવતરનો આંક કાઢવો તે.

કેટલાય મોટા માણસોની છેલ્લી અવસ્થા કષ્ટરહિત નથી ગઈ. માંદગી, એની પીડા અને પરવશતા, અણચિંતવ્યો આઘાત, ફાંસી, ગોળી, ઝેર, ખંજર—એ વડેનું મોત અણગમતું ભલે હોય તોયે મોટા માણસોને મળ્યું છે, એમણે પસંદ કર્યું છે, ધન્ય બનાવ્યું છે. કારમા લાગે એવા મોત પછીયે એમના જીવતરનો આંક ઓછો નથી ઊતર્યો. કેટલીકવાર તો એ પ્રકાર વડે આંક વધ્યો પણ છે.

સાત્વિક અને મહાન પુરુષોની છેલ્લી ઘડીઓ કષ્ટદાયી કેમ બનતી હશે એ સવાલ ઊઠે છે. આપણા અંત સમયે શું પાપ એની છડી પોકારી બીજાને સાવધ કરે છે? મહાન પુરુષોનાં પણ એવાં કર્મો જાગી ઊઠે છે? એમના જીવન દરમ્યાન કરેલાં સત્કર્મોનો સરવાળો શું ટૂંકો પડે છે!

ના, છેલ્લી ઘડીઓ ઉપર એવું વજન મૂકવાનું વાજબી નથી. જિંદગીનો અંત એ કર્મના ખાતાનું આખરી સરવૈયું થોડું જ છે? એનો હિસાબ તો રોજ ને ક્ષણે ક્ષણ નીકળતો જ હોય છે.

આપણે પુનર્જન્મમાં માનીએ છીએ અને પુનર્જન્મમાં સંચિત પ્રારબ્ધ લઈને જવાનું હોય—સારું ને નરસું બન્ને. કર્મોનો હિસાબ પતે તો મોક્ષ વેળાએ, મરણથી નહિ.

એટલે મહાન પુરુષોની છેલ્લી ઘડીઓ કષ્ટમય જણાઈ હોય તો તે સમજવા આપણે પ્રયત્ન કરીએ. એમણે પોતાનાં સુખ જતાં કરી સ્વેચ્છાથી બીજાનાં દુઃખ વહોરી લીધાં હોય, બીજાનું હિત સાચવતી વેળા એમનો બોજો જાતે ઊંચકી ભોગવ્યાં હોય તે એક પ્રકાર થયો. બીજા પ્રકારમાં એમણે મોક્ષની ગતિ માટે લાયકાત મેળવી હોય ને મુક્તિ પહેલાં જે વધ્યુંઘટ્યું હોય એ અહીં જ સામટું ચૂકવી દેતા હોય. શ્રીકૃષ્ણને બાણ વાગ્યું, બુદ્ધને ઝેર ચઢ્યું, ઈસુખ્રિસ્તને વધસ્તંભ મળ્યો, સોક્રેટીસને ઝેર મળ્યું, રામકૃષ્ણને ગળાનું કેન્સર થયું, રમણ મહર્ષિ અને અરવિંદ પીડાયા ને ગાંધીને ગોળી વાગી. એ મૃત્યુઓ પાછળના સંકેત બીજા શા હોઈ શકે! આપણને અણગમતા આ પ્રકારો વિભૂતિઓ પાસે જઈ ધન્ય બન્યા છે, હિસાબો ચોખ્ખા થયા છે.

તે પછી સુખનું મોત એટલું સાધારણ લાગે છે કે એમાં મૂલવવા જેવું જ શું હોઈ શકે!

### શું ખપે છે—નિષ્ણાતો કે વસ્તીસંખ્યા?

હિંદી-અંગ્રેજીનો ઝઘડો એ હકીકતમાં ભાષાનો ઝઘડો નથી.

આપણે લોકશાસનમાં સંખ્યાને ઘણી રીતે મહત્ત્વ આપ્યું છે. બીજી તરફ દેશમાં સારો એવો સમજુ વર્ગ પણ ઊભો થયો છે—જેને જ્ઞાનની ભૂખ છે, સમૃદ્ધ થવાની ઇચ્છા છે, સુશાસન માટે આગ્રહ છે. એમની સંખ્યા નજીવી હોય એ દેખીતું છે. હિંદી–અંગ્રેજીનો ઝઘડો આ બે પક્ષે આવી પહોંચ્યો છે.

અંગ્રેજી ભાષાનાં ગુણગાન કરવાની જરૂર નથી. એનું મહત્ત્વ જગજાહેર છે. જે ચર્ચાઓ ચાલે છે તે પણ અંગ્રેજીમાં જ ચાલે છે એ સૂચક છે. એને પરદેશી ગણી પક્ષ લેતાં ક્ષોભ લાગે તો પણ ઉપયોગ કરતાં અચકાતા નથી, ચાલતું નથી.

જેની પાસેથી આપણે સત્તા મેળવી તે અંગ્રેજો અહીંથી જે કાંઈ ઘસડી ગયા તે તેમનું ને પાછળ મૂકતા ગયા તે આપણું. લશ્કર, રાજતંત્ર, ન્યાયપદ્ધતિ, રાજકીય ઐક્ય અને અંગ્રેજી ભાષા—એટલું આપણા લાભમાં રાખ્યું એ વાત આપણે કેમ ભૂલી શકીએ ? એમાંય અંગ્રેજી ભાષાની કડી વડે તો વચ્ચેની ત્રણ બાબતો જળવાઈ રહી છે.

હિંદીનું ખેડાણ થયું છે એથી વધારે થવાની જરૂર છે. એનો મોભો એની શક્તિથી મળવો જોઈએ, સ્વાભાવિક રીતે થવો જોઈએ. હિંદી તરફનો આદર તો છે જ. એ રાષ્ટ્રીય ભાષાનું પદ મેળવશે એમાં પણ શક નથી. આપણા આગ્રહ ને ઉતાવળમાં વિવેક ભળે તો સારું. નહિ તો ઉત્તર દક્ષિણ વચ્ચેનો સંબંધ જોખમાશે. અને ભાષાનો પ્રશ્ન એટલો તાત્કાલિક કે એવા સિદ્ધાંતનો નથી કે એ જોખમ નોતરવું જોઈએ.

આંકડાઓને અવગણી ના શકાય. એના વડે પરિસ્થિતિનો ચિતાર જેટલો સ્પષ્ટ થાય છે તેટલો દલીલોથી થતો નથી. એટલે જ્યારે હિંદી ભાષા બોલનારા ૪૨ ટકા છે એમ સાંભળીએ છીએ ત્યારે એનો દાવો વજુદવાળો લાગે છે. અને હિંદી નહિ તો શું બંગાળી કે તેલુગુને આપણે હિંદની રાષ્ટ્રીય ભાષાનું પદ આપી શકવાના છીએ ?

દુઃખ એ છે કે ૪૨ ટકા ભારતભરમાં વહેંચાયેલા નથી. એક જુથમાં છે. એમાંયે જે આગેવાન વર્ગ છે તે હિંદી કરતાં અંગ્રેજીનો વધારે વપરાશ કરે છે. આમ અંગ્રેજી એ આપણા દેશના સમજદારોની, નિષ્ણાતોની ભાષા છે. એમના કામકાજમાં આપણે સરળતા લાવવી છે કે મુશ્કેલી વધારવી છે—એ સવાલ છે.

આપણે નિષ્ણાતો વડે કારોબાર ચલાવવો છે કે પછી જનતાને જવાબદારી સોંપી એમાંથી જે શક્તિ ને જે સૂઝ મળે તેના ઉપર આધાર રાખવો છે ? નિષ્ણાતો હશે તો એમના ઉપર આધાર રાખવો પડશે. અને તેમ કરતાં સત્તા પણ એમની પાસે રહેશે. એ કઠતું હોય તો આપણે અબુધ અને છતાં આપણી એવી જનતાની સંખ્યાને આશરે બેસીએ. ઉઘાડી વાત છે કે ચાલીસ કરોડ લોકોને આજે દોરવણી આપનાર એક ટકો અંગ્રેજી સમજી શકનારા જ છે, બીજા હશે તો ય પેલા એક ટકાને પૂછીને પાણી પીનારા.

નક્કી કરવાનું છે કે આપણે નિષ્ણાતો ખપે છે કે પ્રજાની વસ્તીસંખ્યા ?

### અળખામણાં ખાતાંઓની સોંપણી

શહેરોમાં સુધરાઈને વધુ કારોબાર સોંપતાં આપણી સરકાર ખચકાય એ નવાઈ છે. જવાબદારીના ભાન સાથે જાહેર કામના અનુભવીઓ જ્યાં તૈયાર થવાના હોય ત્યાં કદાચ મર્યાદા હોય, સંકોચ ના જોઈએ. આખરે વિકેન્દ્રીકરણ એ શું આપણી માનીતી કાર્યપદ્ધતિ નથી ! એમ ના હોત તો ચૌદ પ્રદેશોમાં આપણે ધારાઓ ઘડવાનું મુનાસિબ માન્યું ના હોત, અને જે કારોબાર સુધરાઈઓને સોંપાયો છે તે છીનવી લીધો હોત.

શહેરમાં 'સરકારી' નિશાળ ને કૉલેજની શી જરૂર ? શિક્ષણ કાં તો ખાનગી ઢબે ચાલે અને લોકો એમનો નિર્ણય કરે. અગર એ સુધરાઈ ચલાવે. સરકારને તો શિક્ષણ સંસ્થાઓમાં સમાન ને સારું ધોરણ જાળવવા પૂરતી દેખરેખ રાખવાની હોય. આવું જ આરોગ્ય વિષે. શહેરમાં એક ઇસ્પિતાલ સરકારને હસ્તક રહે





અને બીજી સુધરાઈ ચલાવે, એમ શાથી ! શહેરના આરોગ્યનો સવાલ સુધરાઈ પાસે રહે. શિક્ષણ પણ શહેરને હસ્તક ભલે રહે. મેટ્રિકની દેખરેખ જેમ સરકાર રાખે છે તેમ બીજી બાબતોમાં ભલે રાખે પણ પોતાની જરૂરી સંસ્થાઓ ચલાવવાની એને જરૂર નથી. અલબત્ત, સુધરાઈ માટે નાણાંકીય ગોઠવણોમાં ફેરફાર કરવો પડે. એ સ્વાભાવિક છે.

સુધરાઈની ચૂંટણીઓ જોઈએ ત્યારે નિરાશ થવાય છે. અને છતાં, જો વધુ જવાબદારીભર્યું કામ એમને સોંપવામાં નહિ આવે તો યોગ્ય માણસોને મોકલવા લોકોને મન નહિ થાય. સારી ખાસ કામગીરી માટે ઊંચી લાયકાત ધરાવનારાઓને સુધરાઈએ વધારાના સભ્ય તરીકે નિયુક્ત કરી શકે એવી જોગવાઈ ના હોય તો થવી જોઈએ. ને એવાઓ કાજે કોઈ બેઠક ખાલી પાડવાનું આપણે ત્યાં હવે અજાણ્યું નથી.

અને કેળવણી તથા આરોગ્યનાં ખાતાં સરકારમાં અળખામણાં જ છે ને ! એની સોંપણીમાં દુઃખ શેનું !

### સૈનિક નહિ, શિક્ષક જોઈએ

'ગણવેશની આરતી' * સામે સમયસરની ચેતવણી આપી વાડીલાલ ડગલીએ સેવા જ કરી છે. વીરપૂજા કોઈપણ પ્રજામાં આદર પામે. પરંતુ, અહિંસાનું વારંવાર સમર્થન કરતી અને યુદ્ધબંદીની નોબત દુનિયાભરમાં વગાડવાનું કુશળ કામ બજાવતી આપણી પ્રજાને લશ્કરી આકર્ષણો ઓછાં વળગે એ જ વાજબી છે. આમ કરીને આપણે ફોજ પ્રત્યે દ્વેષ નથી રાખતા. પરંતુ, વીરશ્રી લશ્કર વડે જ ઓળખાય એવી સ્થિતિ તો ટાળીએ છીએ. નવી લોકશાહીઓમાં સરમુખત્યારી અને લશ્કરી આવરણનો જે ભય હોય તે પણ હડસેલીએ છીએ.

એ ચેતવણી સાથે એમનું બીજું સૂચન વધાવી લેવા જેવું છે. એમના 'પોપટલાલ માસ્તર' તરફ હરકોઈની સહાનુભૂતિ થવી જોઈએ. એવા કેટલાય ભેખધારી શિક્ષકો વિદ્યાર્થીઓના માનના અધિકારી થયા હશે પણ કૃતજ્ઞતાના અભાવે ભૂલાયા હશે. રાષ્ટ્ર એમનું ઓછું ઋણી નથી. એમનું અનોખું વ્યક્તિત્વ છે જેને આપણે નૈવેદ્ય ધરાવતાં શીખવું જોઈએ.

આ માસ્તરોનો સંઘ કરવો ? એ કેમ બની શકે ? એ તો એમનેય પાછા એક તંત્રના ભાગ બનાવી દેવાની વાત થઈ. આવા માનનીય માસ્તરો કાજે નિરાળા પ્રયત્નો થાય તો એમનું ગૌરવ જળવાય, લોક એમનું વ્યક્તિત્વ ઓળખે. બહેતર છે કે આપણે ધનતેરશ જેવો અમુક દિન મુકરર કરી એમના કાજે સ્થાનિક રીતે ફાળો કરી પહોંચાડીએ. સહુ નિવૃત્ત શિક્ષકોની ભેગી વાત કરીશું તો વળી મોટા હળણામાં મૂઠી ખંડવો ધઉં ક્યાંય પીસાઈ જશે. ત્યારે ગુણીની કદર નહિ, સ્થિતિની દયા ચાલુ થશે. ને એવું થઈ બેસે તે કરતાં 'પોપટલાલ માસ્તર' થોડો વધુ સમય ભૂલાયેલા રહે એ શું ખોટું !

* 'સંસ્કૃતિ' ડિસેમ્બર '૫૭

**થોડીક સ્પષ્ટતા :**—ડિસેંબર '૫૭ ના સ. ક્ષીર-નીરમાં ૯ મે પાને 'માનવીનો ધર્મ' એ નોંધમાં દરેક ધર્મ વિષે ટીકા છે. અમારાં ઈસ્લામી વાચકોની ધર્મ-લાગણી દુભાવવાનો તે લખાણમાં જરાય આશય નથી.

—તંત્રી

*

મોંમાં ઘેટાનું બચ્ચું પકડીને એક વરૂ જંગલમાંથી દોડતું દોડતું જઈ રહ્યું હતું. ત્યાં તો એના કાને કંઈક ઠોકવાનો અવાજ પડયો. એને થયું કે ભરવાડ પાછળ પડયો લાગે છે. એ તો એવું ગભરાયું કે ઘેટાને મૂકયું પડતું અને જીવ લઈ ને નાઠું. થોડે દૂર જઈ ને પાછું વળી જોયું તો ભરવાડેય નહોતો ને કોઈ નહોતું. પેલો લક્કડખોદ ચાંચથી ઝાડમાં ઠક-ઠક-ઠક કર્યા કરતો હતો !

વરૂએ ચીડાઈ ને લક્કડખોદને શાપ આપ્યો : 'આખો દિવસ ઠક-ઠક કર્યા કરીશ તો ય તું ક્યારેય સુથાર નહિ બને.'

'અને જિંદગી આખી તું ઘેટા ચોર્યા કરીશ તો ય ક્યારેય તું ભરવાડ નહિ બને શકે.' લક્કડખોદે સામો જવાબ દીધો.

[ દાગેસ્તાનની લોકકથા ]



ડૉ. સુમન્ત મહેતા

# પછાત રહી ગયેલા હિંદી પ્રજાજનો

સરકારે શિડ્યુલ્ડ ન્યાતોનો ૧૯૫૬-૫૭નો રિપોર્ટ હમણાં પ્રગટ કર્યો છે. '૫૭ ડિસેંબરની લોકસભામાં તેની ચર્ચા પણ થઈ. તે રિપોર્ટનો આલોચનાત્મક લેખ ગુજરાતના વયોવૃદ્ધ મૌલિક વિચારકે ઊર્મિના વાચકો માટે તૈયાર કર્યો છે....

આ લેખમાં 'જાતિઓ' શબ્દ મેં ન્યાતો તથા જાતિઓ માટે વાપર્યો છે, આપણી હિંદી પ્રજામાંથી જે કરોડો લોકો અનેક સંજોગોને લીધે શિક્ષણમાં, આર્થિક રીતે તથા સામાજિક રીતે પછાત રહી ગયા છે તેના હિંદી સરકારે ત્રણચાર વિભાગ પાડયા છે. (૧) વર્ગીકૃત ન્યાતો એટલે જે કરોડો હિંદીઓ અસ્પૃશ્ય ગણાતા હતા (અને અસ્પૃશ્ય ગણાય છે) તે.

(૨) વર્ગીકૃત જાતો, એટલે જે હિંદીઓ હજારો વર્ષ પહેલાં (ખરા હિંદીઓ) આર્ય પ્રજાના ધસારાને લીધે પહાડો અને જંગલોમાં રહેવા લાગ્યા અને હજી સુધી પણ ત્યાં જ રહે છે તે.

(૩) અને તે સિવાયના હિંદી પ્રજાજનો જેને સરકાર 'બીજા પછાત વર્ગો' (અધર બૅકવર્ડ ક્લાસિસ) કહે છે તે. આ વર્ગમાં કોળી, ઠાકરડા, ધારાળા, અને બીજી સેંકડો જાતો ગણવામાં આવી છે.

(૪) અને આ ત્રીજા વર્ગની અંદર જ સમાવી શકાય એવા પછાત વર્ગો કે જેને બ્રિટિશ હિંદી સરકાર (અને પછીથી આપણી 'સ્વદેશી' સરકારે પણ) ગુનેગાર જાતિઓ કહી હતી તે, એટલે ક્રિમિનલ જાતિઓ.

આજે આવા હિંદીઓ કેટલી સંખ્યામાં છે તેની સ્પષ્ટ માહિતી કોઈને નથી કારણ કે સામાજિક, આર્થિક અને શૈક્ષણિક રીતે કોને 'પછાત' કહેવા તેનું ધોરણ નક્કી કરવા માટે સરકારે એક 'બીજા પછાત વર્ગો' માટેનું કમિશન નીમ્યું હતું તે કમિશને કરેલા ધોરણ સંતોષકારક નહોતાં, અને સરકારે તે સ્વીકાર્યાં નહીં.

૧૯૫૧માં જે દસ-વાર્ષિક વસતિગણતરી થાય છે તેમાં ભારતદેશની વસતિ લગભગ ૩૬.૫ કરોડની ગણવામાં આવી છે. ઉપરના જે બે વર્ગીકૃત પ્રજાજનો છે તેની સંખ્યા લગભગ ૭ કરોડની આકારવામાં આવેલી પણ ત્યાર પછીથી બીજી કેટલીક ન્યાતો અને જાતિઓને તેમાં ઉમેરવામાં આવી છે. આ કારણને લીધે જે સુધારા સ્વીકારાયા છે તે પ્રમાણે વર્ગીકૃત ન્યાતો (અસ્પૃશ્ય)ની સંખ્યા સાડાપાંચ કરોડ ઉપરાંત થઈ છે અને વર્ગીકૃત જાતિઓની સંખ્યા સવા બે કરોડ ઉપરાંત છે, અને બન્નેનો સરવાળો લગભગ આઠ કરોડ જેટલો થયો છે. જો 'બીજા પછાત વર્ગો'ની સંખ્યા આશરે બે કરોડની ગણીએ તો એકંદરે દસ કરોડની સંખ્યા થાય.

આ બધી હકીકતોનો અર્થ એ થયો કે આપણા હિંદ દેશમાં ૩૬-૩૭ કરોડની વસતિમાંથી ૧૦ કરોડ પ્રજાજનો ગરીબ, સામાજિક દૃષ્ટિએ પછાત, મોટે ભાગે અભણ, સાડાપાંચ કરોડ માણસો અસ્પૃશ્ય, અને બીજા જંગલો અને પહાડો પર વસી રહ્યા છે.

| | |
|---|---|
| વર્ગીકૃત ન્યાતો | ૫,૫૦,૦૦,૦૦૦ |
| વર્ગીકૃત જાતિઓ | ૨,૨૫,૦૦,૦૦૦ |
| બીજા પછાત વર્ગો | ૨,૦૦,૦૦,૦૦૦ |

કોઈ પણ દેશને માટે આવી હકીકતો શોભારૂપ નથી. મોટા કલંકરૂપ છે.

આ પ્રજાજનોની સર્વતોમુખી પ્રગતિ થાય તેટલા માટે ખુદ રાષ્ટ્રપતિની સીધી દેખરેખ નીચે એક વર્ગીકૃત ન્યાતો તથા જાતિઓ માટે કચેરી ખોલાઈ છે, તેના મુખ્ય અધિકારી 'કમિશ્નર' કહેવાય છે. આ અમલદારે ૧૯૫૬-૫૭ નો વાર્ષિક હેવાલ આ વર્ષની અધવચમાં પ્રગટ કરીને આપણી લોકસભાની છેવટની બેઠકમાં ચર્ચા માટે રજૂ કર્યો હતો અને તેની ચર્ચા ડિસેંબર ૧૯૫૭ ના પહેલા દિવસોમાં થઈ હતી. સભ્યોએ ટીકા કરી હતી કે આ પછાત વર્ગોની સ્થિતિ હૃદયદ્રાવક છે અને તે સુધારવા માટે વધારે ચાંપતા ઈલાજો લેવાની આવશ્યકતા છે. કમિશ્નરે

એક સૂચના કરી છે તે સ્વીકારવા જેવી છે કે આ હેવાલની ચર્ચા પ્રાંતિક વિધાનસભાઓમાં પણ થવી જોઈએ. વિધાનસભાના પ્રગતિશીલ સભ્યો આ પ્રશ્ન ઉપાડી લે એવી હું સૂચના કરું છું.

આપણે સ્વરાજ્ય મેળવ્યું તેને ૧૦ વર્ષ પૂરાં થઈ ગયાં છે. વર્ગીકૃત પ્રજાજનોની સ્થિતિ કેટલી સુધરી છે તેને વિષે ૧૯૫૫ ના હેવાલમાં (પા. ૬૬–બીજો પેરા) ખુદ કમિશ્નર (જે સુધારા કરવા માટે જવાબદાર છે તે) લખે છે કે 'અસ્પૃશ્યતાના વિચારનાં તે મૂળ એટલાં બધાં ઊંડાં ઉતરાઈ ગયાં છે કે તેને કાઢવામાં જે કાંઈ સુધારા થાય છે તે જણાતા નથી.' મુખ્ય હકીકત એ છે કે સુધારાની અસર હજી જણાતી નથી.

વર્ગીકૃત ન્યાતોના કમિશ્નર મધ્યભારતના એક ગામડા વિશે લખે છે (૧૯૫૬નો હેવાલ, પાન–૧૪ પેરા ૧૪.) કે ત્યાં અસ્પૃશ્યોને સાર્વજનિક કૂવામાંથી પાણી ભરવા દેતા નથી. કમિશ્નર ઘણા અત્યંત ભલાભોળા માણસ હોવા જોઈએ. પ્રશ્ન એ નથી કે કયા ગામડામાં અસ્પૃશ્યતાનું કડક પાલન થઈ રહ્યું છે, ખરો પ્રશ્ન તો એ છે કે કેટલાં ગામડાંમાં કાયમને માટે અસ્પૃશ્યતાનું નિવારણ થઈ ગયું છે, અને જે ગામડાંમાંથી એ નાબૂદ થયેલું જાહેર કરવામાં આવે છે તે કેટલા વખત સુધી ટકે છે.

આપણી લોકસભાએ અને સરકારે ૧૯૫૫ માં અસ્પૃશ્યતાનાં કૃત્યોને ગુનાહિત તથા સજાપાત્ર ગણાવ્યાં છે. આમ હોવા છતાં છેક છેલ્લા હેવાલના પાન ૧૪–૧૫ માં જણાવ્યું છે કે આ વર્ગના લોકોને મોટા ભાગનાં ગામડાંઓમાં (૧) કૂવામાંથી પાણી લેવા દેતા નથી, (૨) ઘણાં ગામડાંઓમાંથી તેમનાથી સાર્વજનિક મંદિરોમાં પૂજા કરી શકાતી નથી (કોઈ મંદિરોમાં સવર્ણ અને અવર્ણ(?) લોકો ભેળા થઈને પ્રવેશ કરવાના નાટકી જલસા કરે છે તેની કિંમત વધારે આંકવી જોઈએ નહીં.) કમિશ્નરે લખ્યું છે તે સાચું છે કે કેટલાક પ્રદેશોમાં વર્ગીકૃત મનુષ્યો છત્રી વાપરી શકે નહીં, અથવા ઘોડા પર બેસીને જઈ શકે નહીં. વાજાં સાથે વરઘોડો કાઢી શકે નહીં, સ્ત્રીઓ રૂપાનાં ઘરેણાં (પગના તોડા) પહેરી શકે નહીં. બ્રાહ્મણો અને હજામો તેમની સેવા કરે નહીં. આ બધું ૧૯૫૬–૫૭ ના સરકારી હેવાલમાં પ્રગટ થયું છે. ઢોરોમાં રોગચાળો ફાટી નીકળે ત્યારે કોઈ ગામડાંના લોકો વહેમાઈને વર્ગીકૃત કુટુંબોને મારે છે તે ક્યાં હજી ચાલુ નથી? સ્વરાજ્ય મેળવ્યા પછી ૧૦ વર્ષના અંતે આ શરમભરેલી સ્થિતિ આપણે કબૂલ કરવી પડે છે. શહેરોમાં તેમને ચાની દુકાનમાં પેસવા દે પણ ગામડાંઓમાં જુદા બેસાડીને જુદાં વાસણોમાં ચા આપે. ટૂંકમાં, અસ્પૃશ્યતાના અમલની કડકાઈ ઘટી છે પણ દસ વર્ષને અંતે અસ્પૃશ્યતા ગઈ નથી.

જ્યાં સુધી ભંગીઓને જાજરૂમાં પડેલું મનુષ્યમળ ઉપાડવું પડશે ત્યાં સુધી એ ધંધાદારીઓ હલકા ગણાશે. દરેક નાના ગામમાં હજી ભૂગર્ભ ગટરો બાંધતાં વર્ષો વીતી જવાનાં છે, અને વૈજ્ઞાનિક શોધખોળો પાછળ અઢળક ધન ખર્ચાઈ રહ્યું છે તે છતાં એક સીધો સાદો પ્રશ્ન, ગામડાંઓમાં મનુષ્યમળનો કેવી રીતે ખેતી–ઉપયોગી નિકાલ કરવો—તે અણઉકેલ્યો રહ્યો છે.

### એક મહત્વની સમસ્યા

જ્યારથી આપણે વર્ગીકૃત ન્યાતોને થતા અન્યાયો વિશે જાગૃત થયા ત્યારથી એ ન્યાતનાં છોકરાંઓને શિક્ષણ આપવા તરફ દેશી રાજ્યોની તેમજ હિંદી (બ્રિટિશ) સરકારનું લક્ષ દોરાયું હતું. આ હરિજનોની સામાજિક સ્થિતિ સુધરે તે માટે આર્યસમાજ જેવા સંપ્રદાયમાં પુષ્કળ ધગશ આવી હતી. વડોદરા રાજ્યમાં તો સરકારી દક્ષાલીને લીધે ઘણી પ્રગતિ થઈ હતી. હાલમાં હિંદભરમાં બે ત્રણ સંસ્થાઓ આ પ્રશ્નને જાગતો રાખવાના સતત પ્રયત્નો કર્યા જ કરે છે. એવી બે ત્રણ સંસ્થાઓનાં નામ એકદમ યાદ આવે છે:—

(૧) અખિલ હિંદ હરિજન સેવક સંઘ

(૨) ભારતીય ડિપ્રેસ્ડ ક્લાસીસ લીગ વગેરે.

(૩) શેડ્યુલ્ડ ક્લાસ ફેડરેશન.



આવી સંસ્થાઓની શાખાઓ દેશભરમાં કામ કરતી હશે.

પણ સૌથી મહત્ત્વનો પ્રશ્ન એ ખડો થાય છે કે ઉપલી બે સંસ્થાઓમાં મુખ્ય કાર્યકરો એ વર્ગના જ છે કે બીજા વર્ગના?

મજૂરોની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધરે તેટલા માટે તેમનાં સેંકડો મંડળો છે. તેવાં મંડળોમાં લાખો તે વર્ગના સભ્યો નોંધાયા હોય છે. તેમનાં નાણાંથી તેમની ઑફિસો ચાલે છે. વાત સાચી છે કે શરૂઆતમાં આવાં મંડળોની નેતાગીરી બિન-મજૂરોના હાથમાં રાખવી પડેલી કારણ કે મજૂરોને ઉચ્ચ કેળવણી મળી નહોતી અને હજી મળી નથી. પણ મંડળોમાં મજૂરોનો અવાજ સંભળાય છે.

હરિજનોનું સંગઠન કરતી એક પણ સંસ્થા—ફેડરેશન સિવાયની—વ્યવસ્થિત સતત કામ કરતી હોય એવું આપણે જાણતા નથી. આ મુદ્દા તરફ મારે હરિજન સેવક સંઘો તથા બધા હરિજન આગેવાનોનું તથા ધારાસભાઓના હરિજન સભ્યોનું લક્ષ દોરવું છે.

અમેરિકા (યુનાઈટેડ સ્ટેટ્સ) માં આશરે દોઢ કરોડ નીગ્રો (હબસીઓ) વસે છે. આ પ્રજાજનોની સ્થિતિ આપણા હરિજનોના જેવી જ હતી. એ મોટે ભાગે અભણ, અત્યંત ગરીબ, રોગીષ્ટ, રહી ગયા હતા. સમાજમાં તેમનું સ્થાન ઘણું હલકું હતું. ગોરા લોકો તેમનો ઉપયોગ બળદ ઘોડાની જેમ કરતા હતા. આ લોકોને જરૂર કેટલાક ઉચ્ચ ભાવનાવાળા ગોરાઓએ જ જાગૃત કર્યા, અને તેમનું સંગઠન કર્યું. પણ આજે તેમનાં મંડળોમાં ગોરાઓ નથી. નીગ્રોનાં મંડળો અન્યાય સામે લડે છે, શિક્ષણની મોટી મોટી સંસ્થાઓ કાઢે છે, મતાધિકાર માટે સફળતાથી લડયા કરે છે, તેમને સરકારી નોકરીઓમાં, અને સૈન્યોમાં સ્થાન મળે છે. હવે તો તેમને લશ્કરી અફસરોનાં કમિશન પણ મળે છે. પોતાના નાગરિક હક્કો માટે સતત ઝુંબેશ ચલાવ્યા કરે છે, અને પોતાની લડતો માટે જોઈતું બધું નાણું પોતે જ પૂરું પાડે છે.

આ સ્થિતિની જોડે સરખાવો આપણા અસ્પૃશ્યોને. સ્વજાતિની સુધારણા માટે તેમનો ફાળો કેટલો છે? તેમણે શું અને કેટલા ભોગ આપ્યા છે? જે હરિજનો કહેવાય છે તે ગરીબ છે. નીગ્રો પણ ગરીબ જ હતા. આપણા ભણેલા હરિજનો, કે કૉન્ટ્રેક્ટ જેવા ધંધા કરતા હરિજનો પોતાની કોમની સુધારણા માટે કેટલો અને શું પરિશ્રમ ઉઠાવે છે તે પ્રશ્ન બારીક તપાસ માગી લે છે.

આપણી લોકસભામાં ૭૬ અને વિધાન સભાઓમાં ૪૭૦ સભ્યો છે. આ ૫૪૬ સભ્યોને આપણે હરિજનોના આગેવાનો ગણવાના જ છે. ધારાસભાના કામ સિવાય આ ૫૪૬ સજ્જનોએ પોતાની ન્યાતના ઉત્કર્ષ માટે કેટલું સંગઠન કર્યું એ માપવાની જરૂર રહે છે.

સરકારે એવા હુકમો પ્રગટ કર્યા છે કે દરેક પ્રાંતિક સરકારે એક વગદાર સમિતિ નીમવી કે જે દરેક વર્ષે તપાસ કરે કે અસ્પૃશ્યતાનિવારણ માટે જે કાયદો થયો છે તેની સફળતાની બારીક તપાસ કરે. વર્ગીકૃત ન્યાતો માટેના કમિશ્નર લખે છે કે માત્ર એક જ પ્રાંતિક સરકાર સિવાય અન્ય પ્રાંતોમાં આવી સમિતિઓ નિમાઈ નથી. જો આ વાત સાચી હોય, અને તે સાચી જ હોવી જોઈએ, તો ઉપર જણાવેલાં હરિજનોનાં મંડળો તથા ધારાસભાઓના હરિજન સભ્યો શા માટે ઊંઘ્યા કરે છે તે સમજાતું નથી.

### સરકારી પ્રવૃત્તિઓ

આ હેવાલ દરેક વર્ષે પ્રગટ થાય છે માટે સરકાર વર્ગીકૃત ન્યાતો તથા જાતિઓ, ગુનાહિત ગણાતી જાતો, તથા બીજા પછાત વર્ગોની જાતિઓ માટે શું શું કરે છે તેનું લાંબું વર્ણન કરવાની જરૂર રહેતી નથી. તે છતાં જે વાચકોને આ બાબતની માહિતી ન હોય તેમને માટે ટૂંકામાં નીચેની હકીકતો આપી છે.

(૧) આ વર્ગોના વિદ્યાર્થીઓને દરેક પ્રકારનું શિક્ષણ મળે તેટલા માટે સરકાર શિષ્યવૃત્તિઓ પાછળ મોટી રકમ ખર્ચે છે. આ રકમ ૧૦ વર્ષમાં કેટલી વધી છે તે નીચેની હકીકત પરથી સમજાશે કે ૧૯૪૭-૪૮માં પાંચ 'લાખ' અપાતા હતા, અને ૧૯૫૫-૫૬ માટે દોઢ કરોડ રૂપિયાની જોગવાઈ કરી હતી. હરિજનો તથા આદિવાસીઓને પુસ્તકો મફત આપવામાં આવે છે.

ધંધાદારી કૉલેજોમાં (દાક્તર, ઈજનેરી વગેરે) તેમને દાખલ કરવાની અનેક સગવડો કરવામાં આવી છે. ઉચ્ચ કેળવણી માટે પરદેશ મોકલવા માટે પણ આ વર્ગોને ખાસ સગવડો છે.

(૨) સરકારનાં દરેકે દરેક ખાતાંઓમાં વર્ગીકૃત જાતિઓના કેટલા ટકા જેટલા માણસોને નોકરીઓ આપવી જોઈએ તેનાં ચોક્કસ ધોરણો નક્કી થયાં છે.

(૩) ધારાસભાઓમાં (કેન્દ્રિય તથા પ્રાંતિકમાં) કેટલા સભ્યો આ વર્ગોમાંથી લેવા જોઈએ તે તો બંધારણથી નક્કી થયું છે.

(૪) ઘરો બાંધવા માટે જમીનો આપવાની તથા બીજાં સાધનો આપવાની પણ સગવડો કરવામાં આવી છે.

(૫) આદિવાસીઓને માટે પહાડ જંગલોમાં રસ્તાઓ ઓછા છે તે પૂરા પાડવા માટે હવેથી મોટી રકમો મંજૂર થઈ છે.

(૬) આવી રીતે દરેક દિશામાં—શાહુકારોનું નિયમન કરવાના, કરજ ફેડવાના, વૈદ્યકીય મદદ પૂરી પાડવાના, સર્વોદયની પ્રવૃત્તિઓ પૂરી પાડવામાં, પ્રોજેક્ટોના કામમાં, વગેરે અનેક વિષયોમાં આ પછાત વર્ગોને ખાસ વિશેષ સગવડો આપવાની પ્રવૃત્તિઓ સરકારે ઉપાડી છે.

આ બધી બાબતોનું વિવેચન કરવા જતાં આ લખાણ હદપારનું લાંબું થઈ જાય.

દસ કરોડ હિંદી પ્રજાજનોની સ્થિતિ આવી છે.

★

ભારતના પુનરુત્થાનનો આવિષ્કાર બે મહાન માનવોએ આરંભ્યો હતો. આ બેનો પ્રાદુર્ભાવ, બંગાળ અને ગુજરાતમાં થયો હતો. તેમનું કાર્યક્ષેત્ર અને પ્રજ્ઞા પ્રાંત, દેશ, સાગર અને ગિરિસીમાઓથી પર હતાં. તેમણે સમગ્ર વિશ્વને એક નૂતન સ્વપ્નનો, એક નૂતન સત્યના શોધનનો આસ્વાદ કરાવ્યો હતો. ગુરુદેવનો સરસ્વતી પ્રવાહ અને રાષ્ટ્રપિતાનો સંદેશ એકબીજાનાં પૂરક હતાં અને તેણે આપણા આ ભૌતિક જીવનને નહિ પરંતુ આપણા સમગ્ર અસ્તિત્વને નવી રીતે સમૃદ્ધિ બક્ષી હતી. એક મહામાનવ, સૌન્દર્ય અને રસની અલૌકિક સૃષ્ટિનો રસાસ્વાદ આમ આમ-જનતાને કરાવવા ઝંખતો હતો અને પ્રાર્થતો હતો : भारते रे सेई स्वर्गे करो जागरित–હે મહા પિતા ! મારા દેશ ભારતને મુક્તિના સ્વર્ગમાં જાગૃત કરો. જ્યારે બીજો મહામાનવ આમ-જનતાને જાગૃત કરીને તેને પોતાની તાકાતથી પરિચિત કરાવવા પુરુષાર્થ કરતો હતો અને આ પાર્થિવ ધરતી પર જ રાષ્ટ્રને પોતાના પગ પર ઊભું કરવા માગતો હતો. જગતના ઈતિહાસમાં આવું ભવ્ય અને ઉજ્જવળ બીજું પ્રકરણ નિરખવા મળતું નથી. ભારતના ભાગ્યવિધાતાએ, પોતાના વિપુલ આશીર્વાદ વરસાવીને, પૂર્વમાં રવીન્દ્રનાથનું ગીતગુંજન અને પશ્ચિમમાં સાબરમતીના સંતની સત્યાગ્રહ ફિલસૂફીરૂપી ઉપાદાન વડે ભારતના આત્માની જે મૂર્તિ ઘડી તે એકની એક જ હતી. પ્રેમ અને અહિંસા એ એક જ સંવેદનના બે અવિર્ભાવ છે, એક જ સત્યનાં બે દર્શનો છે. રોમા-રોલાં જેવી વિશ્વપ્રજ્ઞા જ ગુરુદેવ અને ગાંધી એ બંને ભિન્ન ભિન્ન રીતે હતાં વિશ્વવ્યાપી છે એવું દર્શન પામી શકી હતી. એક પ્રજ્ઞા દ્વારા અને બીજાએ સત્યના પ્રયોગો દ્વારા પોતાની પરિપૂર્ણતા સાધી હતી. શાંતિનિકેતન અને સાબરમતીના સમણાં સમાન જ હતાં, તેમના આદર્શ પણ સમાન હતા.

[અ. ભારતીય બંગ સાહિત્ય સંમેલનના અમદાવાદ અધિવેશનના પ્રમુખપદેથી] —શ્રી દેવેશચન્દ્ર દાસ



જયપ્રકાશ નારાયણ

# યુવાન અને ગામડાનો સાદ

'આવતી કાલના ઘડવૈયા' નામની અખિલ ભારતીય વાર્તાલાપ શ્રેણી આકાશવાણીએ શરૂ કરી છે. તે શ્રેણીના પ્રારંભિક પ્રવચનનો ટૂંકાવેલો અનુવાદ અહીં આકાશવાણીના સૌજન્યથી મૂક્યો છે જે દરકને પ્રેરક બને...

હું પોતે ગામડામાં જન્મ્યો હતો અને હજુ પણ ત્યાં મારું ઘર છે. આ દેશમાં જન્મતાં ૮૦ ટકા બાળકો ગામડામાં જન્મે છે અને આપણા ૮૦ ટકા લોકો ગામડામાં ઘર ધરાવે છે.

ભારત એક લોકશાહી રાષ્ટ્ર હોવાનું કહેવામાં આવે છે. તમે જાણો છો કે લોકશાહીમાં બહુમતી હમેશાં સર્વોપરી—માસ્ટર ગણાય છે. આમ ગ્રામજન સર્વોપરી ગણાય. પરન્તુ આપણે એની તરફ નજર કરીએ. કેવો ગરીબ, પછાત અને ઉવેખાયેલો એ છે!

આપણા રાષ્ટ્રપિતા હમેશાં એમ કહેતા હતા કે ભારતનું હૃદય ગામડું છે અને જો ગામડું નાશ પામશે તો ભારત રહેશે નહિ. આપણા બીજા એક મહાન આધ્યાત્મિક અને નૈતિક નેતા તથા અનેરી એવી ભૂદાન તથા ગ્રામદાન પ્રવૃત્તિના પ્રણેતા શ્રી. વિનોબાજી પણ એ જ કહે છે અને આપણા પંત પ્રધાને પણ થોડા દિવસો પૂર્વે સંસદમાં કહ્યું હતું કે ભારતનો સાચો અર્થ ભારતનાં ગામડાં છે અને ભારતના વિકાસનો અર્થ તત્વતઃ ગ્રામવિકાસ થાય છે.

ગામડાં આટલાં બધાં મહત્ત્વનાં શા માટે છે? બેશક, આ માટેનું એક દેખીતું કારણ એ છે કે આપણા દેશની જનતાની ઘણી બહોળી સંખ્યા ગામડાંઓમાં જીવન વીતાવે છે. ગામડું આપણું સર્વ શક્ય ધ્યાન માગી લે એ માટે બીજાં કોઈ પણ કારણો ન હતાં, તો પણ આ એક જ કારણ પૂરતું છે, ઘણું પૂરતું છે. વસ્તુસ્થિતિની ગણતરી—ખાસ કરીને લોકશાહીને ધ્યાનમાં રાખીને જોઈએ તો—પ્રત્યેક ભારતીય જનને માટે ગામડાનો સાદ સાંભળવા અને તેની સેવામાં જોડાઈ જવા માટે પૂરતા કારણરૂપ બની રહેવી જોઈએ.

ગામડાનો આ સાદ ખાસ કરીને તમને—યુવકો કે જેમના પર ભાવિ ભારતની રચનાનો આધાર રહેલો છે, તેમને માટે ખાસ આકર્ષક બનવો જોઈએ. પરન્તુ મને દહેશત છે કે તમારામાંના દશહજારે એક પણ ભાગ્યે જ ગામડાના આ સાદને સાંભળે છે અને ખરા દિલથી ઉત્તર વાળે છે. તમને કદાચ શહેરોનાં ગામડાં કરતાં શીનરતાં એવાં આકર્ષણો વધુ પ્રલોભનકારી જણાય છે. ઘણાખરા યુવાનો, ખાસ કરીને જેમણે થોડું શિક્ષણ મેળવ્યું હોય છે, તેઓ ગામડાં તરફ ઘૃણાવૃત્તિ કેળવે છે. તેમને ગામડાંમાં અનુકૂળ સામાજિક જીવન, મનોરંજન સાધનો કે કામધંધાની શક્યતા દેખાતી નથી અને તેથી તેઓ ગામડાં તરફ પીઠ ત્રાળી શહેરો ભણી વળે છે. જ્યાં તેઓ વતનમાંથી ઉખડેલા, અને નવા વાતાવરણને અનુરૂપ નહિ તેવી વ્યક્તિઓ તરીકે હોશ કે આદર્શ વગરનું જીવન જીવે છે.

યુવાનોને માટે, આદર્શવિહીન જીવન જીવવું એ તો કોઈ પણ અર્થ કે હેતુ વગરનું જીવન જીવવા બરોબર છે. એ તો કેવળ પ્રાણીસહજ અસ્તિત્વ જ થયું. યુવકો સમક્ષ જીવનનું ધ્યેય હોવું જોઈએ. નિશ્ચિત જીવનકાર્ય હોવું જોઈએ. એવું કાર્ય, કે જે તેમની ઉન્નતિ સાથે તેમના ઉત્તમ ગુણોને પ્રગટ કરે. ભારતમાંના નવયુવકો માટે મને પછાત તથા ઉવેખાયેલા ગ્રામજનોની સેવાથી વિશેષ ઉમદા કામગીરી બીજી કોઈ જણાતી નથી.

આપણી પ્રજાના ૮૦ ટકા ગામડાંઓમાં વસે છે એટલા ખાતર જ હું આમ નથી કહેતો. એ વસ્તુ બેશક મહત્ત્વની છે; પરન્તુ ગામડું એ ભારતનું હાર્દ છે, એમ મહાત્મા ગાંધીજી કહેતા હતા, તે પાછળનું કારણ એ ન હતું. અને વિનોબાજી ગામડાંઓમાં નવજીવન લાવવાને માટે વર્ષોથી એક ગામથી બીજે

ગામ ઘૂમી રહ્યા છે એની પાછળ પણ એ કારણ નથી.

મહાત્મા અણુયુગમાં રાહબર હતા. માનવઅસ્તિત્વની લાંબી અને દર્દમય તવારીખને બે ભાગમાં વહેંચી શકાય. એક ૧૯૪૫ પહેલાનો સમય અને બીજો ૧૯૪૫ પછીનો સમય. એ વર્ષમાં અણુબોમ્બ સ્ફોટ સાથે અણુયુગનો પ્રારંભ થયો અને નાગાસાકી તથા હીરોશીમામાં વસતી જાપાનમાંની બે નગરીની પ્રજા પર વિનાશ અને દુઃખ ફરી વળ્યું. એ ઘાતકી બનાવ સાથે માનવ ઇતિહાસે સજ્જડ વળાંક લીધો.

આ અણુયુગ માનવીને શીખવે છે તે એક ઘણો જ નોંધનીય એવો બોધપાઠ એ છે કે હવે પછીથી માનવીમાં તડાં પાડે કે ભાઈ ભાઈને એકબીજા સામે ભીડવે—પછી તે ધર્મ, પ્રજા વર્ગ કે ગમે તેવાને નામે કરવામાં આવે તે બધું વિઘાતક અને માનવીના હિત વિરુદ્ધનું છે અને સમગ્ર માનવજાત માટે તેમાં વિનાશક પરિણામો રહેલાં છે. બીજા શબ્દોમાં કહીએ તો અણુયુગ એ જ, અહિંસાના પાલન માટેનો ખરેખરો સમો છે. બેશક **અહિંસા** પ્રત્યેક યુગમાં **પરમ ધર્મ** રહેલ છે. પરન્તુ અણુયુગમાં તેની સર્વોપરિતા એટલી સુસ્પષ્ટ બનેલી છે કે તે સમજાવવા માટે કોઈ ઊંડા વિવાદમાં ઊતરવું પડે તેવું નથી. વૈજ્ઞાનિકોનું કહેવું છે કે જીવવાની અને જીવતા રહેવાની એ બે ઇચ્છાઓ જીવનમાં એટલું બધું પ્રધાન તત્ત્વ બની રહે છે કે બીજી બાબતો તેનાથી ગૌણ બની જાય છે. આ અણુયુગમાં યુગજૂનો પરમધર્મ **અહિંસા**, માનવ અસ્તિત્વને માટે પ્રથમ આવશ્યક બાબત—**પ્રથમ ધર્મ** થઈ પડેલ છે. હવે કેવળ **અહિંસા** દ્વારા જ માનવી જીવી શકે તેમ જ ટકી શકે એમ છે.

મહાત્માજી અણુયુગમાં રાહબર હતા. તેમણે હિંસાથી તરબોળ દુનિયાને અહિંસાનો પાઠ આપ્યો એટલા માટે જ નહિ પરન્તુ એટલા માટે પણ, કે તેમણે એ પણ બતાવ્યું કે અહિંસા અથવા તો પરસ્પર પ્રેમ પર રચાયેલા સમાજનું કઈ રીતે નિર્માણ કરી શકાય. આ સંબંધમાં ગાંધીજીએ શીખવી હતી તેવી એક બાબત એ હતી કે અહિંસક સમાજના ગુણ અને મૂલ્યાંકન તથા વિચારસરણી કેળવવાને માનવીઓએ નાના સમાજમાં રહેવું જોઈએ, કે જ્યાં માનવમાનવ વચ્ચેના પરસ્પર સંબંધો બાંધી શકાય અને સામાજિક જીવનના આર્થિક, રાજકીય અને અન્ય શિરસ્તાઓ એવા હોય, કે જે બધા અહિંસાના સમર્થનકારી હોય તથા તેને પોષતા હોય.

માનવ જન્મથી સમાજાભિમુખ પ્રાણી છે પરન્તુ તેણે જે સમાજ ઊભો કર્યો છે તે એવો છે કે જેમાં તેની આ સ્વાભાવિક વૃત્તિનું પાલન મુસ્કેલ બને. એણે માનવીના તેના સહજીવીઓ સાથેના સંબંધોને વિસંગત બનાવ્યા છે. આજે માનવીને એક બીજા સાથેના સંબંધમાં સાંકળે છે તે સંબધો આ અટપટી સંસ્કૃતિની આર્થિક અને રાજકીય વ્યવસ્થાએ ઉપજાવેલા ખરા દિલના રસ વગરના સંબંધો છે. અત્યારનાં શહેરોમાં માનવી એક બીજાની સાથે રહેતો માનવી નથી પરન્તુ એકબીજાની સાથે પરાણે આવી પડેલા માનવી સમું જીવન જીવે છે. અત્યારના નગરો અને શહેરો એક પરસ્પરઅવલંબન સમાજરૂપ નહિ પરન્તુ મોટા માનવટોળાં આવી વસ્યાં હોય એ રીતનાં છે. ગાંધીજીએ બતાવ્યો છે તેવા મહાન અહિંસક સમાજનું પ્રાથમિક અંગ એક એવો સમાજ છે, કે જેમાં માનવી એકબીજાની સાથે અને એકબીજાનાં ભલાંને માટે રહી શકતાં હોય.

અને આ કારણસર જ ગાંધીજી ભારતમાંના ગામડાંને આટલું મહત્ત્વ આપતા હતા. તેમને મન ગામડાં ભાવિ અહિંસક સમાજની ઇમારત રચવા માટેના પ્રાથમિક આવશ્યક અંગ—ઈંટ સમાન હતા. બેશક ગાંધીજીના કહેવાનો અર્થ એ ન હતો કે અત્યારે છે તે સ્થિતિમાંનાં આપણાં ગામડાં આ માટે અનુરૂપ હતાં, પરન્તુ તેઓ માનતા હતા કે ગામડાં આવા સમાજની રચના માટેની પાયાની સામગ્રી બની શકે.



અને વિનોબાજી જે કરવા માટે મથી રહ્યા છે તે પણ આ જ છે. આજે ગામડાંઓ પણ શહેરો અને નગરોની માફક અણુયુગી બન્યાં છે એટલે કે ગામડાંમાં અત્યારે સમાજભાવના જેવું રહ્યું નથી. એમાં વસતું પ્રત્યેક કુટુમ્બ એકબીજા કુટુમ્બથી અલિપ્ત એવું જીવન જીવે છે, એટલું જ નહિ, પરન્તુ તેમની કામગીરી અને વિચારણા પણ પોતપોતાના પૂરતી બની છે, જેમાં પ્રત્યેક સભ્યે એકબીજાના સાથમાં કામ કરવાનું છે તેવું સામૂહિક ભાવના જેવું રહ્યું નથી. સાચા સમાજનું એક આંખે તરી આવતું અંગ એ છે, કે તેનો પ્રત્યેક સભ્ય બધાંના હિતની દૃષ્ટિએ વિચારતો હોય તથા બધાના ભલાને માટે સ્વેચ્છાએ સૌની સાથે કામ કરતો હોય અને બધા, આવા સમાજમાંના પ્રત્યેક એકમના હિત માટે વિચારતા હોય અને કામ બજાવતા હોય. જ્યાં સુધી ગામડાંમાં આવી ભાવના અને જીવનશૈલી જાગ્રત કરવામાં ન આવે ત્યાં સુધી ગામડાં ભાંગી પડવાનો ભય રહે છે અને ગાંધીજીએ કહ્યું હતું તેમ ગામડાંઓ ભાંગે તો પછી ભારત પણ ભાંગી પડે.

ગાંધીજીએ વધુમાં એ પણ શીખવ્યું હતું કે અહિંસા પર રચાયેલો સમાજ તેના જીવનની પ્રાથમિક બાબતોમાં સ્વાવલંબી અને સ્વસાશિત હોવો જોઈએ. અર્વાચીન રાજકીય વિચારસરણી બને તેટલા ઓછા હાથમાં રાજકીય સત્તા કેન્દ્રિત કરવાની છે. આ વસ્તુ અહિંસા સાથે બંધ બેસતી નથી. રાજકીય સત્તાના કેન્દ્રિતપણામાં વ્યાપકપણે હિંસા જગવવાનો સંભવ રહેલો છે. આથી ગાંધીજીએ સ્વરાજનો પાઠ શીખવ્યો હતો. સૌ પ્રથમ દરેક વ્યક્તિ માટેનું સ્વરાજ્ય એટલે કે સ્વયં શિસ્ત. અને બીજું, પ્રાથમિક સમાજ માટેનું સ્વરાજ, જેને ગ્રામ સ્વરાજ કહેવામાં આવે છે.

એ જ રીતે, ચાલુ આર્થિક વલણ પણ આર્થિક સત્તા અને પ્રવૃત્તિના કેન્દ્રિકરણ તરફનું છે. આ માર્ગે પણ વ્યાપક ધોરણે હિંસા રહેલી છે. આથી ગાંધીજી કહેતા હતા કે કમમાં કમ પ્રાથમિક જરૂરિયાતના ક્ષેત્રે પ્રાથમિક સમાજ (ગામડાં) અથવા તો સ્થાનિક સમૂહો શક્ય હોય ત્યાં સુધી સ્વાવલંબી રહેવાં જોઈએ, કે જેથી હિંસાનું ક્ષેત્ર શક્ય તેટલું ઓછું બનવા પામે.

મને આશા છે કે હવે તમને ગામડાંનું તથા તેમના સાદનું મહત્ત્વ સમજાશે. સદ્‌ભાગ્યે વિનોબાજીએ તેમની ગ્રામદાન, ગ્રામસ્વાવલંબન અને ગ્રામસ્વરાજ પ્રવૃત્તિમાં તમારે માટે નક્કર કાર્યક્રમ મોજૂદ કરેલો છે. જો તમે દેશનું ભલું ઇચ્છતા હો, જો તમે ભાવિ ઘડતર માટે તમારી સેવાઓ આપવા ઇચ્છતા હો, જો તમે પોતે જે સાચું માનતા હો તેનો અમલ કરવાની હિંમત ધરાવતા હો, અને ભાવિમાં દૃષ્ટિ માંડી શકતા હો, તો મને આશા છે કે તમે ગામડાંના આ સાદનો જવાબ વાળશો. આપણા દેશમાં સાડાપાંચ લાખ ગામડાંઓ છે અને તમે ગમે તેટલા હશો તો પણ જરૂર કરતાં વધુ માણસો થઈ પડશે તેવી દહેશત તો નથી જ.

★

રતિલાલ-અનિલ

## માનવી

માનવી સૂરજમુખીનું ફૂલ કેવળ ના થયો,<br>
ચાંદની જેવાં જીવનતત્ત્વોની એને ગમ હતી!

★

'પારાશર્ય'

## પ્રશ્ન

સજ્જનોની કરે નિંદા તેને દુર્જન લેખવા.<br>
દુર્જનોનેય જે નિંદે તેને કેવા પ્રમાણવા?

★





ઈશ્વર પેટલીકર

# સ્વપ્ના સરખો સંસાર

પશ્ચિમમાં નીતિની શિથિલતા જ આપણે ઓળખતા આવ્યા છીએ. પણ અહીં એક અંગ્રેજ યુવતીનું સમગ્ર માનસપરિવર્તન થતું આ વાર્તામાં જોઈએ છીએ ત્યારે તો લાગે જ કે ભારતીય સંસ્કારમાં પણ આ સંભવે કે કેમ ? ગૃહજીવનના માંગલ્યની આ વાર્તા છે...

સવિતાએ લંડન જવાનું કારણ સૌને આપ્યું હતું તો પીએચ. ડી. થવાનું. એનાં માબાપ સુદ્ધાં પણ એ જ માનતાં હતાં. ફક્ત એ એકલી જ જાણતી હતી કે એ તો બાહ્ય કારણ હતું અને સાચું કારણ તો પતિને મળવાનું હતું. પરંતુ એ કારણની કોઈને શંકા જાય તેમ ન હતું. સુરેશે એને લગ્ન-મંડપમાં હાથ ઝાલ્યા પછી જોઈ નહોતી એમ કહેવામાં અતિશયોક્તિ ન હતી. એ દેશમાં ભણતો ત્યારે બે-એક વખત સવિતા સાસરે આવી હતી, પણ એણે એને જોવા પૂરતી પણ આંખ ઊંચી કરી ન હતી. ભણવામાં એ સ્કોલર હતો. અને એના પિતાએ પૈઠણની મોટી લાલચે ચરોતરની બહાર, કાનમના એક નાના ગામમાં પરણાવ્યો હતો. સવિતાના પિતા ૩૦૦ વીઘાંના જમીનદાર હતા અને કપાસની ખેતીની આવક સારી હતી. દીકરીને પરણાવી ત્યારે, લડાઈ પહેલાંના સોંઘવારીના જમાનામાં એમણે ૨૫ હજાર રૂપિયા ખર્ચી નાખ્યા હતા. પરંતુ સુરેશને રકમ સાથે નિસ્બત ન હતી, સવિતા સાથે હતી. એણે ગામડાની અભણ છોકરી સાથે પોતાનું જીવન જોડવાનો ઈન્કાર કર્યો અને તેને જોવા સુદ્ધાંની દરકાર ન કરી।

સુરેશ ઈન્ટર સાયન્સ પાસ કરીને મેડિકલ માટે લંડન ભણવા ગયો. ડૉક્ટર થયો અને ત્યાં જ અંગ્રેજ છોકરી સાથે લગ્ન કરી પ્રેક્ટીસ કરવા લાગ્યો. સવિતા ઉપર જેમ એને વૈરાગ્ય આવ્યો હતો તેમ દેશ અને કુટુંબ ઉપર આવ્યો હોય તેમ એણે દેશ આવવાનું માંડી વાળ્યું હતું. પિતા-માતાના પત્રો છતાં એ આવવા અંગે કંઈ ઉમળકો બતાવતો ન હતો. સવિતાના પિતાએ માન્યું કે જમાઈને પુત્રી અભણ પડે છે એટલે એમણે એને શહેરના એક કન્યા વિદ્યાલયમાં ભણવા મૂકી. એ સમાચાર સુરેશ ઈન્ટરમાં હતો ત્યારે પિતાએ આપેલા, પરંતુ એ તો પોતાને ગળે સવિતાને વળગાડવાની એક યુક્તિ જ છે માની એણે એને વજૂદ આપેલું નહિ. એવી અપેક્ષા કરવાનું સુરેશને કારણ હતું. એના બે મિત્રો એવા હતા કે એ શહેરની કન્યા વિદ્યાલયમાં ભણતી છોકરીઓને પરણ્યા હતા, પરંતુ અનુભવે એમને સમજાયું હતું કે એમને ખાસ કંઈ કેળવણી મળી ન હતી. કેવળ લગ્ન વખતે એ નામે એમનું પોપણું થઈ જાય એટલો જ માબાપનો ત્યાં મૂકવા પાછળ હેતુ હતો.

સવિતાને કન્યાવિદ્યાલયમાં મૂકી ત્યારે એથી વિશેષ હેતુ તેના પિતાનો હતો એમ કહેવું પણ યથાર્થ ન હતું. સવિતાને મોટી ઉંમરે અભ્યાસ માટે જવું પડ્યું ત્યારે એને પણ ઓછું દુઃખ નહોતું થયું. વરને પોતે અભણ હોવાથી ગમતી નથી માટે જ જવું પડે છે. વિદ્યાલયની નાની ઉંમરની છોકરીઓ પોતાની મશ્કરી કરશે, ખીજવશે, ખીજ પાડશે, એવા કંઈ કંઈ અત્યાઘાત એના મનમાં પડ્યા હતા. સવિતાના પિતા સુખી હતા એટલે એમણે એના અભ્યાસની ખાસ વ્યવસ્થા કરી હતી. એની ઉંમરના પ્રમાણમાં એ વરસે બે ધોરણ તો કરી શકે. સવિતા ગઈ ત્યારે તો એને ફીકું લાગ્યું હતું, પરંતુ અભ્યાસનો રસ લાગતા એ ફીકાપણું ક્યાં ઊડી ગયું અને એમાં એ એવી એકાગ્ર થઈ કે અધ્યાપિકાઓ પણ એનાં વખાણ કરતી.

એ મેટ્રિક પાસ થઈ ત્યારે સુરેશને એના પિતાએ લંડન સમાચાર લખ્યા પરંતુ એને જે માનસિક ધક્કો વાગ્યો હતો તેની કળ આથી ન વળી. એને સવિતા મેટ્રિક પાસ થાય એ જ સંભવિત લાગતું ન હતું. પિતા એટલું જૂઠું ન લખે તેમ માની એ વિચારતો ત્યારે એની કલ્પના ઊડતી—કદાચ એને બદલે કોઈ બીજી જ છોકરીને પરીક્ષામાં બેસાડી હશે!



અને પોતે મેટ્રિક થઈ હોય તો એ કંઈ ઓછી મારી સમોવડી થઈને મને સાહચર્ય આપી શકે એમ કહી શકાય? ગોખીને પુસ્તકો પાસ કરવાં એ એક વાત છે અને જીવનનો સમગ્ર વિકાસ કરવો, એ બીજી વાત છે. ગામડાના એવા કેટલાય છોકરાઓને હું ઓળખું છું કે, ગ્રેજ્યુએટ થયા હોય પણ જીવન વિષે ઝાઝી સૂઝ ન હોય. આમ માનાં પિતા સવિતાના અભ્યાસ વિષે કંઈ લખે તેને એ ગળી જતો અને તે વિષે કંઈ પ્રત્યુત્તર ન આપતો. પિતા માનતા કે અહીં આવશે અને એને પ્રત્યક્ષ જોશે ત્યારે એની આંખ ઊઘડ્યા વિના ઓછી રહેવાની હતી? પરંતુ એ અહીં આવે ત્યારે આંખ ઊઘડે ને? ત્યાં જ એણે ડિગ્રી પ્રાપ્ત કરી તે સાથે મીસ માર્ગારેટ સાથે લગ્ન કરી લીધાં અને એક હૉસ્પિટલમાં નોકરી સ્વીકારી ગૃહસ્થ જીવન શરૂ કરી દીધું.

સવિતાને માટે હવે સહાયનાં દ્વાર બંધ થઈ ગયાં. એને આઘાત તો ઘણો લાગ્યો, પણ અભ્યાસમાં રસ જાગ્યો હતો એટલે એણે અભ્યાસ ચાલુ રાખ્યો અને એમ. એ. થઈ ગઈ. ગામડાની દુનિયા તો એની ક્યારનીય બદલાઈ ગઈ હતી. શહેરની એક ગર્લ્સ સ્કૂલમાં શિક્ષિકા તરીકે નોકરી કરતી હતી. બી. એ. અને એમ. એ. બીજા વર્ગમાં પાસ થઈ હતી. પરંતુ આજના જેટલી તે વખતે ગુજરાતમાં કૉલજો ન હતી. એટલે ઉચ્ચ શિક્ષણની સંસ્થામાં એને અધ્યયનની તક મળી ન હતી. જો એ પીએચ. ડી. થાય તો, એ તક મેળવવી સહેલી બને. તેમાંય લંડન યુનિવર્સિટીની ડીગ્રી હોય તો તો 'ખૂલ જા સીમસીમ'ની માફક દરવાજો ઊઘડી જાય. ધનિક પિતા એ ખર્ચ વેઠી શકે તેમ હતા. એટલે એણે લંડન યુનિવર્સિટીની મંજૂરી મેળવી લીધી અને જવાનું ગોઠવી દીધું. બીજાને પીએચ. ડી. થવાની પોતાની મહત્ત્વાકાંક્ષા પાછળનું કારણ કૉલેજમાં સ્થાન મેળવવાનું જણાવતી એટલે સૌને એ સ્વાભાવિક લાગતું. એ કારણ નહોતું એમ પણ નહિ, પરંતુ છેલ્લાં બે વરસથી એના હૈયામાં માતૃત્વની ભૂખ જાગી હતી, એ પોતે માનતી કે પોતે કુંવારી જિંદગી ગાળી શકશે. જાતીય વૃત્તિના આવેગ નહોતા જાગતા એમ તો નહિ, પરંતુ એ એવા ક્ષણિક અને સામાન્ય હતા કે પાણી ઉપર થયેલો લીસોટો જેટલી ત્વરાથી ભુંસાઈ જાય તેમ એ અલોપ થઈ જતા. સુરેશને એણે તો ધારીને જોયો હતો. મનમાં વસી જાય તેવો તે વખતે લાગેલો, અંગ્રેજ છોકરીને પણ મનમાં વસી ગયો એ જેવું તેવું વ્યક્તિત્વ ન ગણાય. આજે તો એ પુખ્ત પુરુષ થયો હશે. એને બે બાળકો હતાં તેવા છેલ્લા સમાચાર પણ એને મળ્યા હતા. એને બદલે એ બાળકો પોતાને હોત...એ વિચારમાત્રથી એ વિવશ બની જતી હતી. જાતીય આવેગની વૃત્તિ ક્ષણિકમાં શમી જતી. પરંતુ માતૃત્વની વૃત્તિ કેમેય શમતી નહિ. એટલું જ નહિ, દિવસે દિવસે બળવત્તર બનતી.

જીવનમાં એણે એકેય વખત પત્ર લખ્યો ન હતો. પોતે ગુજરાતીમાં લખે એટલે એની પત્ની વાંચી પણ ન શકે અને એ અંગે કંઈ જાણી પણ ન શકે. એ પરદેશ નહોતી ગઈ. પણ ત્યાંના સંસ્કાર જીવન વિષે સાંભળ્યું ઘણું હતું. લગ્નમાં વફાદારી જેવું ત્યાં કંઈ હોતું નથી, વાતવાતમાં છૂટાછેડા થાય છે, સ્ત્રી ઘરરખ્ખુ ગૃહિણી ખાસ હોતી નથી વગેરે વગેરે. એને થતું કે મોહને વશ થઈ એણે લગ્ન કરી નાખ્યું હોય અને આજે પરતાવો થતો હોય તો પણ કોને ખબર? મારો પત્ર મળે, મારો વિકાસ અને હકીકત જાણે અને અંગ્રેજી પત્નીને ત્યાં મૂકીને એ દેશ પણ કેમ ન આવી પહોંચે? શું કામ મારે મારું દિલ વ્યક્ત ન કરવું?

હવે એ આધુનિક સ્ત્રી બની હતી એટલે એની બુદ્ધિ એ પણ વિચાર કરતી હતી કે, જેણે પોતાને ત્યજી એને લાચારી બતાવવી એ શું શોભાસ્પદ છે? એને જો બીજી સ્ત્રીને પરણતાં વાંધો ન આવ્યો, તો હું બીજે પરણી શું કામ સુખી ન થાઉં? બ્રિટિશ હિંદમાં હિંદુ સ્ત્રીને છૂટાછેડાનો હક ન હતો, પરંતુ વડોદરા રાજ્યમાં હતો. અને એવા બે ત્રણ પુરુષો એને ઝંખે છે તેવી પણ એને ખબર હતી. એની





શાળાના પ્રિન્સિપાલ છ મહિના ઉપર વિધુર થયા હતા. ઉંમર તો ચાલીસ હતી પણ દેખાતા હતા જવાન. નાનપણમાં અભણ કન્યાને પરણેલા એટલે ફરી તક મળતાં સવિતા જેવી સ્ત્રીને ઝંખતા હતા. પોતાને ચાર બાળક હતાં એ કારણે સવિતા પોતાને ન પરણે એટલું જ કારણ એમને લાગતું હતું છતાં એમની વૃત્તિનો ઈશારો તો એમણે આડકતરી રીતે જણાવી દીધો હતો. એક પુરુષ સુરેશની ઉંમરનો, એણે નાતમાં રિવાજ હતો એટલે પત્નીને છૂટાછેડા આપ્યા હતા, પરદેશ જઈ આવ્યો હતો. સવિતા સાથે લગ્ન ગોઠવાય તો એ ધન્યભાગ્ય માને. અને ત્રીજો ભણેલી કન્યા મેળવવા, ગામડાનો હોવાથી, પાંત્રીસ વર્ષ સુધી જ્ઞાતિની અભણ કન્યાઓને ના પાડી, કુંવારાપણાનો દિમાગ ગાળતો હતો.

સવિતાનું મન ત્રણેય પુરુષોનો વિચાર કરતું હતું. પરંતુ હૃદય અનાડી હતું. વંશપરંપરાના મળેલા સ્ત્રીના સંસ્કાર કોઈની સાથે લગ્ન કરવાનો ઉમળકો બતાવતું ન હતું—એક ભવમાં બે ભવ કરવાના ને છેવટે! માબાપનો પણ વિચાર આવતો. એમણે મને સુખી કરવા લગ્ન પાછળ હજારો ખર્ચ્યા, ભણાવવા પાછળ ખર્ચ્યા અને છેવટે એમની પ્રતિષ્ઠાને જમાઈએ ધૂળમાં મેળવી અને જે બાકી રહે તે હું દીકરી પૂરી કરું? સુરેશને પછી તો સંતોષ જ થઈ જાય કે પોતાનું પગલું સાચું હતું અને મેં જો બળવાખોર બની એને ત્યજવાનું પગલું ન ભર્યું હોત તો કાયમ ગળે ઘંટ બાંધવો પડત. બુદ્ધિ એને બીજું લગ્ન કરવાની સલાહ આપતી અને સંસ્કાર–હૃદય ના પાડતું હતું. છેવટે સુરેશ સાથે પત્રવ્યવહારમાં ઊતર્યા વગર, ઓચિંતા એની પાસે જઈને ઊભા રહેવું, તે જ ઉત્તમ માર્ગ છે માની એણે પીએચ. ડી.ને નિમિત્તે લંડનનો માર્ગ પકડ્યો.

સુરેશને કેવી રીતે મળવું, એ અંગેની અનેક ગોઠવણો એણે સ્ટીમરમાં વિચારી રાખી હતી. પરંતુ એ સ્ટીમરમાં ભૂલી ગઈ હોય તેમ લંડન પહોંચ્યા પછી એકેય કામમાં ન લાગી. છેવટે એને થયું કે પ્રથમ સુરેશને મળવા કરતાં એની પત્નીને જ મળવું. એની ગેરહાજરીમાં જવું એટલે એના લગ્નજીવનના ઓચિંતા અને અજાણ રીતે ઢંગ પણ જોવા મળે. એ જ રસ્તો ઉત્તમ માની એક સવારે એ એના બ્લૉકને બારણે જઈને ઊભી રહી. ડૉ. સુરેશ દેસાઈનું બૉર્ડ પણ હતું એટલે ભૂલ થવાનો સંભવ ન હતો. એણે ઘંટડીનું બટન દાબ્યું અને તરત બારણું ઊઘડ્યું બારણું ખોલનાર હતી તો અંગ્રેજ સ્ત્રી, પણ એનો પહેરવેશ ગુજરાતી હતો. એણે ચણિયો સાડી અને કબજો પહેર્યાં હતાં. કપાળે ચાંદલો કર્યો હતો. હિંદી છોકરીના માફક લાંબો ચોટલો હતો અને તેને બે ભાગમાં ગૂંથી લટકતો રાખ્યો હતો. સ્ત્રીની આંખ પણ માંજરીને બદલે કાળી હતી. ચામડીના વર્ણને લીધે જ એ પરદેશી લાગે. બાકી એનો પહેરવેશ જોતાં તદ્દન ગુજરાતી લાગે. અને સામે એક ગુજરાતી પહેરવેશવાળી સ્ત્રીને જોતાં એણે બે હાથ જોડી, નમસ્તે કરતાં કહ્યું: ' પધારો. '

સવિતાને માટે આ બધું કલ્પના બહારનું હતું એટલે ' નમસ્તે ' ઝીલતાં એને વાર લાગી. અને અંદર દાખલ થતાં પહેલાં પૂછ્યું: ' ડૉ. સુરેશ છે? '

માર્ગારેટ સંસ્કારે હિંદી–ગુજરાતી બની ગઈ હતી. નામ પણ એણે બદલી નાખ્યું હતું અને મંદાકિની રાખ્યું હતું. એણે પ્રત્યુત્તર આપતાં કહ્યું: ' ડૉક્ટર તો અત્યારે દવાખાને ગયા છે. પરંતુ અંદર પધારો ને, હું તો છું ને? '

સવિતા અંદર દાખલ થઈ. રહેણીકરણી પશ્ચિમી ઢબની હતી, પરંતુ આદરણીય વ્યક્તિઓ તરીકે ગાંધીજી, જવાહર, અરવિંદ, ટાગોરના એમ ચાર ફોટાઓ એણે દિવાનખાનાની ચાર દિવાલો ઉપર સામસામા ટાંગેલા જોયા. એક ફોટો બંનેના લગ્ન વખતનો હતો. એકમાં બે બાળકો ઊભેલાં હતાં.

સવિતાએ પૂછ્યું: ' તમે ગુજરાતી જાણો છો? '

મંદાકિની: ' ગુજરાતી જાણું છું અને તમારી રહેણી કરણી પણ જાણું છું. '



સવિતા : 'ત્યારે તો હું ઓચિંતી આવી ચડી તેથી અવિવેક નહિ માનો.'

મંદાકિની : 'બિલકુલ નહિ. ઊલટો આનંદ થયો.'

સવિતા : 'ડૉ. સુરેશના પ્રદેશમાંથી હું આવું છું. અમારે ત્યાં જ્ઞાતિની પ્રથા છે તે તમે જાણતાં હશો.' અને મંદાકિનીએ હા પાડી એટલે એણે ઉમેર્યું : 'અમે બંને એક જ જ્ઞાતિનાં છીએ. હું અહીં પીએચ. ડી.ના અભ્યાસ માટે આવી છું. મારા પિતા ડૉક્ટરના પિતાને ઓળખે એટલે એમણે મને કહેલું કે ત્યાં મદદની જરૂર પડે તો સુરેશને મળજો. મારી બધી વ્યવસ્થા થઈ ગઈ છે. એક કુટુંબમાં મને રહેવાની જગા પણ મળી ગઈ છે. પરંતુ હું અહીં હોઉં અને એમને બિલકુલ ન મળું તે સારું ન ગણાય. વળી એ અહીં પરણ્યા છે એટલે અમારે ત્યાં રૂઢિચુસ્ત માન્યતાને લીધે લોકો માનતા હોય છે કે પરદેશી છોકરી સાથે પરણીને સુખી ન થવાય, તો હું આપના પરિચયમાં પણ આવી હોઉં તો લોકોની માન્યતાનો રદિયો પણ આપી શકું.'

મંદાકિની મુક્ત હસી, બોલી : 'તમારે ત્યાં નહિ, અહીંના લોક પણ એવું જ માને છે. વળી રંગભેદની સૂગને લીધે મારા જેવી સુરેશ જેવા હિંદીને પરણવા તૈયાર થાય ત્યારે અનેક ભયસ્થાનો બતાવે અને આજે હું એમને કહું છું કે કોઈ અંગ્રેજને પરણીને હું આટલી સુખી થઈ હોત કે કેમ તેની મને શંકા રહે છે!'

સવિતા અંતરનો ભાવ વ્યક્ત કરતાં બોલી : 'તમે તો ગુજરાતી જ થઈ ગયાં છો ને! પહેરવેશ અને બોલીમાં.'

મંદાકિની : 'સાચે જ મને તો આ જીવનમાં ઘણો આનંદ આવે છે. મેં બંગાળી, મહારાષ્ટ્રી અને ગુજરાતી ત્રણેય રીતે સાડીઓ પહેરી જોઈ છે અને કોઈ ગુજરાતી સ્ત્રીને મળું છું અને તેને બંગાળી સાડી પહેરેલી જોઉં છું ત્યારે ઠપકો આપું છું—આવી સુંદર રીતને બદલી તમે આ ઢબે શું કામ પહેરો છો?'

સવિતા : 'પહેરવેશ તો ઠીક પણ ગુજરાતી ભાષા લંડનમાં રહી આટલી બધી શી રીતે આવડી ગઈ?'

મંદાકિની : 'અમારા લગ્નને આઠ વર્ષ થયાં. પરણી ત્યારથી ઘરમાં સુરેશ સાથે ગુજરાતીમાં જ બોલવાનો આગ્રહ રાખ્યો છે. એ પણ ઘરમાં ગુજરાતી બોલે છે. કોઈ ગુજરાતી મહેમાન હોય તો પણ ગુજરાતીમાં બોલવાનું. મને તો શું પણ, અમારાં બંને બાળકો, પાંચ અને ત્રણ વર્ષની ઉંમરે ગુજરાતી અને અંગ્રેજી બંને બોલે-સમજે છે.'

સવિતા વિવેક કરતાં બોલી : 'બાળકો મઝામાં છે ને? નિશાળે ગયાં હશે'

અફસોસ વ્યક્ત કરતાં મંદાકિનીએ કહ્યું : 'હું પણ સુરેશના સહવાસમાં અંગ્રેજી વિવેક ભૂલતી જાઉં છું. મારી જ વાતો કરવા બેસી ગઈ અને તમારા ખુશી ખબર, સુરેશના પિતા-માતાની ખબર પૂછવાનું જ ભૂલી ગઈ.'

સવિતા ખુશી વ્યક્ત કરીને બોલી : 'દેશથી ડૉક્ટરના માતપિતાના પત્રો આવતા હશે તે તો તમે વાંચતાં હશો?'

મંદાકિની એ મુશ્કેલી જણાવતાં બોલી : 'ગુજરાતી બોલતાં આવડે છે પણ લખતાં નથી આવડતું. માંડ ગુજરાતી છાપેલા અક્ષરો ઉકેલી શકું પરંતુ હાથે લખેલા અક્ષરો તો ગુજરાતી છે કે બીજા તે જ સમજાતા નથી. સુરેશને મેં એ શીખવવા કેટલુંય કહેલું, પણ એને નવરાશ ન હોય અને મને કહે કે તારે એની જરૂર પણ શી છે? મારી પણ આળસ કે બોલતાં શીખી પણ લખતાં ન શીખી.'

સવિતા ડૉક્ટરની ખંધાઈ સમજી જતાં મનમાં બબડી : 'ડૉક્ટર છે તો પાકા! ઘરના પત્રોમાં મારા અંગે ઉલ્લેખ આવે, લગ્ન અંગે આવે અને માર્ગારેટ જાણી જાય એટલે એને ઈરાદાપૂર્વક ગુજરાતી લખતાં-વાંચતાં શીખવ્યું નથી.'

મંદાકિની એ ખામી સુધારવાના ઉત્સાહથી બોલી: 'તમે ભાષાશાસ્ત્રીના અભ્યાસી છો એટલે તમે મને શીખવશો તો જરૂર શીખી લઇશ.'

સવિતા: 'જરૂર શીખવીશ.'

મંદાકિની: 'સુરેશ કહેતો કે તમારે ત્યાં છોકરીઓનું શિક્ષણ ઘણું ઓછું છે. એનું પોતાનું વેવિશાળ પણ અભણ છોકરી સાથે થયેલું અને તેણે બળવો કરીને ફોક કરેલું. અહીં ભણવા આવતા મોટા ભાગના વિદ્યાર્થીઓ પરણેલા હોય છે, સુરેશ જેવા કુંવારા તો થોડા જ અહીં આવતા હોય છે. તમે પોતે કુંવારાં છો કે પરણેલાં?'

સવિતાએ મંદાકિનીને કંઈ વહેમ ન આવે તે રીતે, તરત કહી દીધું:

'કુંવારી.'

મંદાકિની: 'ત્યારે તો તમારા સમાજમાં પણ ઝડપી પરિવર્તન આવી રહ્યું છે એમ જ કહેવાય. તમારા જેવી સ્ત્રીઓ આટલી ઉંમર સુધી કુંવારી રહે અને અભ્યાસ માટે પુરુષોની માફક અહીં આવે તે નાનું સૂનું ન કહેવાય. છેલ્લાં બે વરસથી હું સુરેશને કહું છું કે ચાલો આપણે હિંદ જઈએ. સંસ્કારે હિંદી બનવા પ્રયત્ન કરું છું, તો હિંદ જોવું તો જોઈએ.'

સવિતા: 'જરૂર આવો.'

મંદાકિની: સુરેશ કહે છે કે ત્યાંની રહેણી કરણી અહીં ઉછરેલાને બિલકુલ માફક ન આવે. હું તો કહું છું કે મને માફક ન આવવાનો સવાલ નથી. અગવડ ભોગવવી પડે તો પણ નવો દેશ, અને નવી સંસ્કૃતિ, સંસ્કાર, એ બધું જોવામાં એ ક્યાંય ઘસાઈ જાય. પરંતુ સુરેશ કામનું બહાનું કાઢીને તૈયાર થતા નથી. માનું છું કે એમનાં માબાપ મારો અને બાળકોનો સત્કાર ન કરે, એ બીક એમને રહ્યા કરે છે. મારી એ ખોટી ચિંતા કરે છે. બાકી મને એમનાં માબાપ ગમે તેમ વર્તે તો પણ માઠું ન લાગે. સમાજના રિવાજ, રહેણીથી માણુસ જુદું પગલું ભરે એટલે વડીલોને અહીં પણ માઠું લાગે છે. એવું ત્યાં પણ લાગે. હિંદમાં વડીલશાહીનું વર્ચસ સામાજિક જીવન ઉપર વિશેષ છે એટલે એ અહીંના વડીલ કરતાં કડક રીતે વર્તે, તે હું સમજી શકું છું.'

સવિતા: 'તમને જોયા પછી તો એમનાં માબાપ વિરોધ કરે તેમ હું નથી માનતી. થોડી સૂગ હોય તે પણ તમે સાથે રહો એટલે ચાલી જાય. ગુજરાતી બોલો એટલે સમાજમાં ભળી જતાં પણ વાર ન લાગે.'

મંદાકિની: 'હિંદમાં કાયમ રહેવામાં પણ મને આનંદ આવે.'

સવિતા: 'વગર જોયે તેવો મત બાંધવો મુશ્કેલ છે: ત્યાંનું જીવન અહીંના કરતાં સાવ જુદું છે.'

મંદાકિની: 'એ તો મને ખબર છે. પણ સુરેશ સાથે આફ્રિકાનાં જંગલોમાં, જંગલવાસી આફ્રિકનો વચ્ચે વસતાં પણ દુઃખ ન લાગે. સુખ અને દુઃખ સગવડમાં નથી પણ સહવાસમાં છે સુરેશ .....' અને મોં ઉપર લજ્જા ચડી આવી હોય તેમ વાક્યને કાપી નાખી એ બોલી, 'હિંદી સંસ્કારમાં આવી લાગણી બીજા સમક્ષ વ્યક્ત કરવી વિવેક ન ગણાય, કેમ?'

સવિતા શું બોલે?

એ કંઈ ન બોલી એટલે મંદાકિનીએ એને રસોડામાં લઈ જતાં કહ્યું: 'ચાલો, હું ચા બનાવું અને આપણે ત્યાં જ વાત કરીએ. ચા-નાસ્તા પછી સવિતાએ જવાની તૈયારી બતાવી એટલે મંદાકિનીએ કહ્યું: 'બાળકોને આવવાની તૈયારી છે. એમને મળીને જાઓ.' બાળકો આવ્યાં એટલે બારણું ઉઘાડતાં મંદાકિનીએ કહ્યું: 'આ માસીને નમસ્કાર કરો. પપ્પાના દેશમાંથી, એમના પ્રદેશમાંથી આવે છે, પપ્પાનાય પપ્પાની ખબર લાવ્યાં છે.' બંનેએ મોં મલકાવીને નમસ્કાર કર્યા એટલે સવિતાએ નીચે નમી બંનેને સાથે ઊંચકીને તેડી લીધાં. પાંચ વરસનો ભગીરથ ખાસ્સો વજનદાર હતો એટલે એને ખેંચી



લેતાં મંદાકિનીએ કહ્યું: 'એના પપ્પાથી નથી તેડાતો તો મારું કે તમારું શું ગજું?'

સવિતાને પણ ખાત્રી થઈ ગઈ હતી એટલે તેડવાનો આગ્રહ જતો કરી નાની ઇલાને બચી કરીને ગેલ કરી લીધું અને એ જવા તૈયાર થઈ એટલે મંદાકિનીએ કહ્યું: 'તમને વાંધો ન હોય તો જમીને જ જાઓ.'

સવિતાને આથી વિશેષ ભાર સહેવો મુશ્કેલ હતો એટલે પોતે ફરી વખત જમશે તેવો વાયદો કરી એણે વિદાય લીધી. ઘેર આવીને એને તાવ ચડ્યો હોય તેમ પથારીમાં પડી, બપોરે જમી પણ ન શકી. સુરેશને પાછો મેળવવાનું એનું સ્વપ્ન કરુણ રીતે ધૂળમાં મળ્યું હતું. એનો આઘાત તો એને લાગ્યો હતો, પરંતુ પોતે સુરેશને માટે કેટલું કેટલું કર્યું હતું, તે એનો જુસ્સો હતો તેય સુકાઈ ગયો હતો. મંદાકિનીએ સુરેશ માટે શું શું કર્યું હતું, તે વિચારવમળમાં એ અટવાઈ ગઈ હતી જો એને દેશમાં કોઈએ આ ચિત્ર વર્ણવ્યું હોત તો સાચું લાગત? આગળથી ખબર આપીને ગઈ હોત તો તૈયારીનો વખત મળ્યો હતો એમ પણ માનવાને કારણ મળત, પરંતુ કોઈ ગુજરાતી સ્ત્રીને ઘેર એ ગઈ હોય અને જે નિખાલસ અને પ્રેમાળરીતે આત્મીયજન ગણી એ હૈયું ખોલે, તેવું જ મંદાકિનીએ નહોતું કર્યું શું? અને એને હિંદી બનતાં, ગુજરાતી સંસ્કાર અપનાવતાં આનંદ થતો હતો એનું કારણ નહિ કે એ સંસ્કારથી એ મુગ્ધ થઈ હતી. સુરેશ, એનો પતિ અને પ્રિયતમ, ગુજરાતી હતો એટલે એનું બધું અપનાવતાં એને આનંદ આવતો હતો. કોઈનો પતિ ખૂંચવી શકાય પણ પ્રિયતમ...

સવિતાની બેચેની જેમ વધી ગઈ હતી, તેમ સુરેશને મંદાકિનીએ સવિતાના સમાચાર આપ્યા ત્યારે એની પણ એટલી જ વધી ગઈ હતી. એ આખું નામ તો એની પત્નીનું હતું. શું એ પોતે આવી હશે? એમ. એ. થઈને પીએચ. ડી. થવા? એને વહેમ ગયો કે કદાચ એનો હેતુ મારા ઉપર કેસ કરવાનો પણ કેમ ન હોય? આટલા અભ્યાસ પછી એને થયા વિના ન જ રહે કે મારે એને ગુનાની શિક્ષા થઈ કામ ન કરાવવી? અને જો એ દાવો કરે તો... એ કલ્પના કરતાં એટલી ઠંડીમાંય સુરેશને પરસેવો થઈ જતો હતો. મંદાકિનીનું તો આખું સ્વપ્ન જ તૂટી પડે. મેં એને છેતરી છે તે જાણતાં એને કેટલો આઘાત લાગે? મારા પ્રત્યેનું માન કેવું ઘૃણામાં પલટાઈ જાય? અને સાત વર્ષની મને એ ગુના બદલ સજા થાય એટલે મારું જીવન તો ધૂળમાં જ મળે. મંદાકિનીનું સ્વપ્ન ધૂળમાં ન મળે એ કારણે હું દેશમાં જવાને બદલે અહીં સ્થાયી થયો. દેશમાં હોત તો કેવળ એનું સ્વપ્ન જ ધૂળમાં મળત, પણ હવે અહીં તો જીવન જ ધૂળમાં મળશે!

વળી સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં એ બુદ્ધિને વહારે બોલાવતો—એવાં મળતાં નામ તો ઘણાં હોય. શા માટે માની લેવું કે તે એ જ છે? પોતે લગ્ન કર્યાં પછી પિતાએ એના અંગે કંઈ લખ્યું ન હતું એટલે એ એમ. એ. થઈ છે તેમ માનીને ચાલવું, ભૂલભરેલું પણ નીકળે. વળી જો એ અહીં આવી હોય તો જાણવા ખાતર પણ પિતા પત્રમાં લખે તો ખરા ને? છતાં એ ન હોય તો પણ એને વહેલામાં વહેલા મળી વિનવવી તો જોઈએ કે મહેરબાની કરી મારા પહેલા લગ્નની વાત મંદાકિની આગળ ન કરતી. એ ગમે તે હોય, પણ અહીં ઘર શોધતી આવી એટલે નાતની તો હોવી જોઈએ. અને નાતની હોય એટલે મારા લગ્નની વાત તો જાણતી જ હોય. સ્ત્રીની જાત, એના પેટમાં વાત રહેવી મુશ્કેલ અને કંઈક કહી બેસે તો...અંગ્રેજ છોકરી બધું સહી શકે પણ લગ્નની છેતરામણી...

સુરેશને ચેન ન પડ્યું. એણે રાત્રે જ સવિતાને મળવા જવાની અધીરાઈ બતાવી. કદાચ એને મદદની જરૂર હોય અને પોતાની ગેરહાજરીને લીધે જણાવી શકી ન હોય, પિતાએ જો મને મળવાની ભલામણ કરી હોય તો મારે, ખબર પડી કે તરત મળવું





જોઈએ, આમ પોતાની ફરજનો ભાર મંદાકિનીને બતાવીને, એ રાત્રે જ એ સવિતાને શોધતો જઈ પહોંચ્યો. બારણે ઘંટડી વાગતાં ઘરધણિયાણીએ બારણું ઊઘાડ્યું. સવિતા ઘરમાં હતી એટલે એને અંદર દાખલ કરી બારણું બંધ થઈ ગયું.

સવિતાને એણે લગ્નમંડપમાં જોઈ હતી અને તેય નાની છોકરી તરીકે, એટલે પુખ્ત ઉંમરે એને ઓળખી શકવાની કોઈ શકયતા ન હતી. સવિતાએ પણ એને દ્વિધામાં રાખ્યા વિના કહી દીધું કે, હું એ જ છું કે જેને તમે અભણ ગણી તરછોડી હતી. સવિતા દેખાવડી તો હતી જ, તંદુરસ્ત પણ હતી, હવે તો કેળવાયેલી અને આધુનિક પણ પૂરેપૂરી હતી. સુરેશે એનો ગર્ભિત ઉલ્લેખ કરતાં કહ્યું : 'મને માફ કર. તને સમજવા મેં પ્રયત્ન ન કર્યો, તે ભૂલ અત્યારે પ્રત્યક્ષ જોઈ શકું છું.'

સવિતાએ જોયું કે સુરેશ એક જાતનો ભય સેવી રહ્યો હતો. એને નિર્ભય કરતાં એણે કહ્યું : 'તમે નચિંત રહેજો. અહીંના કાયદાનો લાભ લઈ મારે બળજબરીથી મારો હક સ્વીકારાવવો નથી. હું તમારી પ્રેયસી ન થઈ શકું તો કંઈ નહિ, પત્ની તરીકે સાથે ન રહી શકું તો કંઈ નહિ, પરંતુ એકમાત્ર તમારા પુત્ર કે પુત્રીની માતા બની શકું તો કેવું સારું. અને એ કારણે તમારી ગેરહાજરીમાં તમારું લગ્નજીવન સુખી છે કે દુઃખી તે જોવા હું આગળથી ખબર આપ્યા વિના ઈરાદાપૂર્વક ઘેર આવી ચડી હતી. મંદાકિનીને મળ્યા પછી, તમારાં બાળકો અને કુટુંબ-જીવનનું સુખ જોયા પછી મારી એ આશા પણ નહિ ફળે, તેની ખાત્રી થઈ.'

સવિતાને નિસાસો નાખતી જોઈ સુરેશે નિર્ભય બની કહ્યું : 'તું ભણવા ગઈ, મેટ્રિક થઈ, પણ તેં કદી પત્ર સરખો ન લખ્યો. મેં તો માનેલું કે કેવળ મને પટાવવા તું કન્યા વિદ્યાલયમાં દાખલ થઈ છે.'

સવિતા : 'પત્ર તો તમારા પિતા લખતા હતા જ...'

'તેં લખ્યો હોત તો તારા વિચારો, ભાષા ઉપરથી મને તારી શક્તિનો ખ્યાલ આવત. તું કૉલેજમાં ગઈ. તે પછી પણ જો પત્રવ્યવહાર ચલાવ્યો હોત તો...'

સવિતા : 'મારો દોષ નહિ કાઢો તો પણ હું તમને ગળે પડવાની નથી.'

'દોષ કાઢવાનો મારો બિલકુલ ઈરાદો નથી, પણ મેં તને જે અન્યાય કર્યો તેમાંથી હું ઊગરી શકયો હોત.'

'ન ઉગરીને પણ તમે કંઈ ગુમાવ્યું નથી. મંદાકિની જેવી પ્રેયસી તમને મળી છે, એની આગળ તો મારી કંઈ વિસાત નથી.'

'તારી વિસાત ન હોત તો હું દુઃખ ન કરત. પરંતુ તેં તારી વિસાત બતાવી આપી છે અને મારી આંખ ખોલવા સામે હાજર છું. પછી હું તેનો મુક્ત મને સ્વીકાર ન કરી, આત્મવંચના કરવા માગતો નથી.'

'તમે સુખી છો એનો તો મને આનંદ જ થયો. પણ મારું એકમાત્ર સ્વપ્ન પણ ફળિભૂત નહિ થાય, તે જાણીને ત્યાંથી આવીને ફસકાઈ પડી છું. તમારા ઉપર ગુસ્સો પણ આવ્યો હતો. પરંતુ એ બધો અત્યારે ચાલ્યો ગયો છે. મને મારી નિરાધારી પીડી રહી છે.'

સુરેશ વધુ કંઈ ન બોલી શકયો. સવિતાએ હકની જો વાત કરી હોત તો, કાયદાના ભયે, શિક્ષામાંથી બચવા, વચલા માર્ગ તરીકે એની સાથે મંદાકિનીથી છૂપો પતિ-સંબંધ રાખવાની તૈયારી રાખી હતી, હવે તું કહેતાં એની જીભ ઊપડતી ન હતી અને પોતે એની આટલી લાગણી પછી પણ કોઈ ભાવ વ્યક્ત ન કરે તો નગુણો જ લાગે. માની એણે છેવટે કહ્યું : 'પશ્ચિમની રીતે તો અજુગતું લાગે, પરંતુ જૂના વિચારને માન્ય કરી તું જ્યારે ફરી પરણી નથી, પરણવાની ઇચ્છા રાખતી નથી ત્યારે હિંદુ માનસ પ્રમાણે તારો માતા થવાનો હક સ્વીકારી હું પતિ-સંબંધ મંદાકિનીથી છાનો રાખવા તૈયાર છું.'

સવિતા : 'મંદાકિની તમારી પ્રત્યેની ભક્તિથી અજાણ હોત તો હું એને આવકારત. પરંતુ મને તો તમે

અન્યાય કર્યો જ છે, અને બીજો મંદાકિનીને પણ કરો, અને તે મારે લીધે થાય તે હું સ્વીકારી શકું તેમ નથી. કોઈ હિંદુ સ્ત્રી હોત તો હજુય એ અન્યાય કરવા દિલ લલચાત, પણ અંગ્રેજ સ્ત્રી માનસને એ આઘાત પહોંચાડનારું ગણાય, અને જ્યારે તે તમારામય બની ગઈ હોય ત્યારે તો પાપ જ ગણાય. મેં મન મનાવી લીધું છે કે મારું પૂર્વજન્મનું કાંઈ પાપ હશે, બાકી મને તરછોડી એ તો ઠીક, પણ હિંદુ સ્ત્રીમાં પણ જે પતિભક્તિ જવલ્લે મળે તે અંગ્રેજ છોકરીમાં ક્યાંથી હોય? મારા કરમમાં એકાદ બાળકની માતા બનવાનુંય સુખ નહિ લખ્યું હોય, તો એને તમે શી રીતે મિથ્યા કરી શકો!'

સુરેશ ગયો ત્યારે એને જે કાયદાની સજાનો ભય હતો તે નાબૂદ થયો હતો, પરંતુ જે સ્ત્રીને એણે અન્યાય કર્યો હતો તેણે જે વર્તન બતાવ્યું તેથી એનો બોજ વધી ગયો. ભયના બોજને ઠેકાણે પ્રેમનો બોજ એને ઉપાડવાનો થયો. એ આવ્યો ત્યાં સુધી મંદાકિની સ્વેટર ગૂંથતી એની રાહ જોતી બેઠી હતી. એનું કેવી જાતનું ઓળખાણ આપવું તે એણે વિચારી રાખ્યું હોય તેમ મંદાકિનીએ પૂછ્યું, તમે એને ઓળખતા હતા? ત્યારે એણે જણાવ્યું, 'આમ દીઠે તો નહોતો ઓળખતો પણ એણે ઓળખાણ આપ્યું ત્યારે તો હું દિગ્મૂઢ બની ગયો.'

'કેમ?'

'એ છોકરી બીજી કોઈ નહિ પણ અભણ હતી તે કારણે જેની સાથે મેં વેવિશાળ તોડી નાખ્યું હતું તે જ!'

'આ તો એમ. એ. થયેલી છે ને!'

'મેં અભણ હોવાથી એ સંબંધ તોડ્યો તે પછી એ ભણવા બેઠી હતી.'

'અને તે ઠેઠ એમ. એ. થઈ પીએચ. ડી. થવા અહીં આવી?'

'પીએચ. ડી. માટે અહીં આવવાના હેતુમાં તને જોવાનો ઈરાદો પણ ખરો.'

'હવે એને અને તમારે શું?'

'આમ તો કંઈ નહિ. પણ હિંદુ સંસ્કારનું એનું માનસ એટલે એણે તો માન્યું કે હું વેવિશાળ થવાથી પરણેલી ગણાઉં, ભલે વિધિ ન થઈ હોય પણ એના વિષે પતિનો ભાવ તો સેવેલો એટલે બીજું લગ્ન ન કરવું અને જેના માટે આટલું સહન કરું છું તે પોતે કેવા સુખી છે તે પણ જોવું અને એ રીતે તને જોવા, સખી તરીકે સમજવા આવી હતી અને આપણને સુખી જોઈ એને સંતોષ થયો. તને પણ એ વાત કરત. પરંતુ હિંદુ માનસની સ્ત્રીને તું કદાચ સમજી ન શકે અને કોઈ શંકાભર્યો અર્થ કરે એટલે એ વાત તને પહેલી મુલાકાતમાં ન કહી.

મંદાકિની આશ્ચર્યમાં જ પડી ગઈ. હિંદુ સ્ત્રીનો પહેરવેશ તો એ પહેરતી હતી, પરંતુ આ ભાવના અને આ જાતનું જીવન જીવવાની તો એને કલ્પના જ ન આવે. સુરેશ પોતાને ચાહતો નથી એમ જાણતાં જ એની જિંદગી ખારી થઈ જાય, જ્યારે આ સ્ત્રી એણે પરણ્યા પહેલાં સંબંધ તોડી નાખ્યો, છતાં ફરી લગ્નનો વિચાર કરતી ન હતી! આટલું ભણ્યા છતાં અને પરદેશનું જીવન જોયા છતાં! આજ સુધી એ માનતી હતી કે પોતે કેટલી ઉત્કટતાથી સુરેશને ચાહતી હતી! એનું એને ગૌરવ પણ હતું પરંતુ સવિતાએ ચાહવાની જે ઉત્કટતા બતાવી હતી, તેના આગળ પોતાનો તો કંઈ હિસાબ ન હતો. પોતાને તો સુરેશને ચાહવાના બદલામાં સુખી સંસાર મળ્યો હતો અને સવિતાને તો એકલતાના દુઃખ સિવાય ક્યારેય કંઈ મળવાનું ન હતું. ક્યાં એ અને ક્યાં હું?

બારસો દસપંદર દિવસ આ પ્રશ્ન ઉપર વિચાર કર્યા પછી મંદાકિની સવિતાના મુકામ ઉપર ગઈ. સુરેશે એને બીજે દિવસે ફોનથી વાત કરી હતી એટલે એ હકીકત જાણતી હતી, બે વખત સુરેશ મળ્યો ત્યારે





મંદાકિનીને એ અંગે કોઈ પૂર્વગ્રહ કે શંકા પેદા નથી થઈ, તેમ પણ જણાવ્યું હતું. વિવેકના બંનેએ અરસપરસના ખુશી ખબર પૂછ્યા. મંદાકિનીએ કહ્યું, 'ફરી કેમ ન જણાયાં ?'

સવિતા : 'મારે તમને સુખી જોવા હતાં અને તે જોઈ ગઈ, પછી તમને અડચણ કરવા વારેવારે આવું તે સારું ન કહેવાય.'

મંદાકિની : 'સાચું જ કહો ને. તમે આવો તો મને ન ગમે, શોક્ય લાગો, તે બીકે નથી આવતાં ખરું ને ?'

સવાલને ગળી જતાં મંદાકિનીએ કહ્યું : 'હજુ એટલા બધા દિવસ પણ ક્યાં થઈ ગયા છે કે હું નથી આવતી એમ કહી શકાય ?'

મંદાકિની : 'હું તમને તેડવા આવી છું.'

સવિતા : 'એવી શી ઉતાવળ છે ?'

મંદાકિની : 'તમારે હવે અમારી સાથે રહેવાનું છે.'

સવિતાને એ સાચું ન લાગ્યું હોય તેમ આશ્ચર્ય વ્યક્ત કરતાં બોલી : 'પાગલ તો નથી થઈ ગયાં ને ?'

મંદાકિની : 'ના, હિંદુ થઈ ગઈ છું.'

સવિતા : 'હિંદુ પણ આવું પાગલપણું નથી કરતાં.'

મંદાકિની : 'કરે છે. મારી સામે બેઠેલ વ્યક્તિ જ કરી રહી છે.'

સવિતા : 'અમને એ સંસ્કારમાં મળેલ છે એટલે એ ગાંડપણ શોભે, તમે એ આચરો તો પશ્ચિમના સંસ્કાર પ્રમાણે પાગલપણું જ ગણાય.'

મંદાકિની : 'હું પશ્ચિમની કન્યા હતી એ ખરું, પણ ગૃહિણી તો પૂર્વની છું. વેશે અને આચારે હિંદુ થવાનું નાટક કરતી હતી. પ્રભુએ મારી કસોટી કરતાં કહ્યું—સંસ્કારે હિંદુ સ્ત્રી હો તો સવિતાને શોક્ય-બહેન તરીકે સ્વીકારી લે. હું તમને તેડવા આવી છું, તે હિંદુ સ્ત્રી તરીકે. હું એક દિવસ અંગ્રેજ કન્યા હતી તે યાદ ન કરશો. હિંદુ સ્ત્રી છું એટલું જ યાદ રાખજો.'

મંદાકિનીના આગ્રહને વશ થયા વિના સવિતાનો છૂટકો ન થયો. પહેલે દિવસે વિવેક તરીકે મંદાકિનીએ બાળકો સમક્ષ એને માસી તરીકે ઓળખાવી હતી. હવે તે સાચેસાચ માસી તરીકે એમની સાથે રહેવા લાગી. કાયદેસર, લગ્ન નોંધાવીને તો એમનું લગ્ન થઈ શકે નહિ, પણ હિંદુ વિધિ તરીકે થઈ શકે એટલે બંનેને સામસામી હાર પહેરાવીને વિધિ થયાનો મંદાકિનીએ સંતોષ માન્યો. રોજ સાથે જીવતાં કોઈ કોઈ વખત સુરેશ અને સવિતાને ભ્રમ થતો કે આ સાચું છે કે સ્વપ્ન ?

બે વર્ષે સવિતાએ પીએચ. ડી. ની ડિગ્રી મેળવી અને સાથે માતાની ડિગ્રી પણ પ્રાપ્ત કરી. સુરેશને હવે દેશ જવાની બીક રહી ન હતી એટલે ત્રણ વર્ષ પૂરાં થતાં બધાં દેશ જવા નીકળ્યાં ત્યારે સવિતાનો પુત્ર પણ એક વરસનો થઈ ગયો હતો. સવિતા અને મંદાકિની બંને શોક્ય હતી, બહેનો હતી કે મિત્રો હતી, એની એમને જ ખબર ન હતી. લંડનમાં તો સૌને આશ્ચર્ય થાય, પણ દેશમાં પણ ભણેલા વર્ગને એટલું જ આશ્ચર્ય થતું હતું. અંગ્રેજ છોકરી એના સંસ્કાર વિરુદ્ધ આ સહી જ શી રીતે શકે ? આટલા ભણતર અને ડિગ્રી પછી સવિતા પણ આધુનિક સ્ત્રીને ન શોભે તેવું શું કામ જીવન સ્વીકારે ?

આ સ્વપ્નું હતું કે સંસાર તેની ખાત્રી કરવા કોઈ મંદાકિનીને પૂછતું ત્યારે એ કહેતી—હું હિંદુ સ્ત્રી છું !

☆

જયન્તિકા પરમાર

# નૈતિક-સામાજિક સ્વાસ્થ્ય સંઘ

અખિલ ભારત નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘનું છઠ્ઠું સંમેલન અમદાવાદ ખાતે શ્રીમતી વાયોલેટ આલ્વાના પ્રમુખપદે ચાલે છે ત્યારે એ સંસ્થાનો ખ્યાલ આપતો વિગતભરપૂર આ લેખ તેટલો જ મહત્ત્વનો છે...

ભારતમાં સ્ત્રીઓ અને બાળકોમાં ચાલતા અનીતિના ધંધાનો સામનો કરવાનો પ્રશ્ન ઈ. સ. ૧૮૭૫માં ઊઠ્યો. તે વખતે જાણીતા સુધારક અને બંગાળના બ્રહ્મસમાજના સ્થાપક શ્રી કેશવચંદ્ર સેન લીવરપુલ ગયા. અને ત્યાંના નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘના આદ્યસ્થાપક શ્રીમતી જોસેફ બટલરને મળ્યાં. પરિણામે ઈંગ્લેંડમાં એ અંગે કામ કરતા કાર્યકરો અને ભારતના વિચારક નેતાઓએ એક-બીજાના સહકારથી કામ કરવાનું નક્કી કર્યું. આ પ્રશ્ન ઊભો થવાનું કારણ એ હતું કે એ સમયે નિયમિત રીતે હિંદી અને જાપાનીઝ સ્ત્રીઓ બ્રિટીશ લશ્કરને પૂરી પાડવામાં આવતી હતી. તેમની દાક્તરી તપાસ પણ થતી છતાં બ્રિટીશ લશ્કરમાં જાતીય રોગનું પ્રમાણ વધ્યે જ ગયું. આ હકીકત શ્રી. કેશવચંદ્ર સેને શ્રીમતી બટલરને જણાવી અને તેઓએ પણ આને ઘાતકી કૃત્ય તરીકે વખોડી કાઢ્યું. તેઓ બધી જ મદદ કરવા તૈયાર થયાં. આ રીતે તેમનો પૂરેપૂરો સહકાર મળવાને કારણે સૈનિકોને સ્ત્રીઓ પૂરી પાડવાનું કામ સદંતર બંધ કરવામાં આવ્યું.

આમ ઈંગ્લેંડ અને ભારતનું સંયુક્ત મંડળ કેટલાંય વર્ષો ચાલ્યું. ત્યારબાદ ઈંગ્લેંડે હિંદ સાથે સંપર્ક ચાલુ રાખવા એક સમિતિ નીમી. અને હિંદના જુદા જુદા ભાગમાં આની તપાસ માટે કાર્યકરો મોકલ્યા. જેમાં ડૉ. કટે બુશનેલ, શ્રીમતી એન્ડ્રુઝ, શ્રી. મોરીસ ગ્રેગરી અને શ્રીમતી ડીકસને હિંદના આ પ્રશ્નમાં સારો સહકાર આપ્યો છે. તેમની તપાસને અંતે આ ધંધામાં જુદા જુદા રીતરિવાજ કઈ રીતે કામ કરી રહ્યા છે તે બતાવ્યું. હિંદમાં પણ સામાજિક કાર્યકરો જેવાં કે પંડિતા રમાબાઈ, મદ્રાસનાં ડૉ. મધુલક્ષ્મી રેડી, અને લેડી બોઝ જેમણે વિધવા અને તરછોડાયેલી સ્ત્રીઓ, વેશ્યા અને દેવદાસીઓને સુધારવાનું ખાસ કાર્ય કર્યું.

આ સમયે સ્ત્રીઓના આશ્રયગૃહમાં કોઈ જ બહેન આખો સમય કામ આપી શકતાં નહોતાં. ઈ. સ. ૧૯૨૮ માં લંડનના નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘે એક પ્રતિનિધિ બહેન કુ. મેલીસેન્ટ શેફર્ડને હિંદના સંઘનું કાર્ય વ્યવસ્થિત કરવા માટે મોકલ્યાં. તેઓ આવ્યાં ત્યારે ત્રણ વર્ષની મુદત લઈને આવ્યાં હતાં. પણ તેમણે આવીને જોયું તો અહીંયાં એટલું બધું કામ કરવાનું હતું કે તેઓ ઈ. સ. ૧૯૪૭ સુધી અહીં રોકાઈ ગયાં. તેમનું મુખ્ય મથક તેમણે કલકત્તા રાખ્યું હતું—કે જે અનીતિના ધંધાનું મોટામાં મોટું મથક હતું. તેઓ આખા દેશનો પ્રવાસ કરી કાયદા, પ્રણાલિકા, રીતરિવાજ, અને લોકોની ટેવો વિષે માહિતગાર થયાં. અને અનીતિના ધંધાનો ફેલાવો કરવામાં ભાગ ભજવતા બીજા કેટલાક સામાજિક કુરિવાજો જેવા કે, બાળલગ્ન, વિધવા પુનર્લગ્નની મનાઈ, દેવદાસી વગેરેથી વાકેફ થયાં. કુ. શેફર્ડ જ્યાં જ્યાં ગયાં ત્યાં ત્યાં તેમને લોકોનો સારો સહકાર મળ્યો. અને તેમણે તે પણ જોયું કે સ્ત્રી અને પુરુષો બન્ને ભેગાં મળીને સુધારા માટે ખૂબ આતુરતાથી અને સ્થાનિક નેતાઓના સહકાર અને મદદથી કામ કરી રહ્યાં હતાં. તેમણે જાગૃતિ( vigilance )-ગૃહ શરૂ કર્યાં. અને સંઘની એક યા બીજા નામે જુદી જુદી શાખાઓ ખોલી.

ઈ. સ. ૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયા પછી આખા દેશમાં જેમ ફેરફાર થયો અને નવું રાજ્યબંધારણ ઘડાયું તેમ આ સંઘનું પણ પુનર્નિર્માણ થયું. ભારતના રાષ્ટ્રપતિ આ સંઘના પેટ્રન તરીકે ગણાયા. અને ઊંચા અંગ્રેજી અફસરો જ તેના સભ્યો હતા તેમાં સંપૂર્ણપણે હિંદી વાતાવરણ થયું. જનરલ





કમીટીના જૂના સભ્યોમાંના શ્રીમતી રામેશ્વરી નેહરુ એક જ રહ્યાં. તેઓ ભારતના સંઘનાં પ્રમુખ નીમાયાં. આઝાદી પછી દેશના ભાગલાએ આ સંઘના કામને ખૂબ વધારી મૂક્યું. નિરાધાર અને નિરાશ્રિતોની સંખ્યા ખૂબ વધી પડી હતી. એમાં બાળકો અને સ્ત્રીઓનો ભાગ મોટો હતો.

આવા સંજોગોમાં હમેશાં જેમને ખરાબ કામ કરતાં ક્યારેય શરમ નથી આવતી તેવા ગુંડાઓ તેમની નિરાધારતાનો લાભ લેવાય તેટલો લેવાના. જો કે આપણી સરકાર તેમને મૂળ સ્થાન પર લાવવા બંદોબસ્ત કરી રહી હતી. પણ આ પ્રશ્ન એટલો મોટો હતો કે એટલો જલદી હલ ન કરી શકાય. આ પ્રશ્નનું નિરાકરણ કરવા આ સંઘે ઈ. સ. ૧૯૪૭થી ૧૯૪૯ સુધી પોતાની બધી જ શક્તિઓ ખર્ચી અને ઈ. સ. ૧૯૫૦ થી તેણે પોતાનાં નવાં કાર્યો વધારવા માંડ્યાં.

### ધ્યેય અને હેતુ

અખિલ ભારત નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘ રજીસ્ટર થયેલી સંસ્થા છે જેની મુખ્ય ઑફિસ દિલ્હીમાં છે. તેના કાર્યના મુખ્ય ધ્યેય નીચે મુજબ છે :—

નૈતિક સ્વાસ્થ્યના ક્ષેત્રમાં પેસી ગયેલાં દુષિત તત્ત્વોને દૂર કરવાં.

સ્ત્રી અને પુરુષ બન્નેનું જાતીય બાબતને લગતું નીતિનું ધોરણ ઊંચું હોવું જોઈએ.

વેપારમાં પેઠેલાં ખરાબ તત્ત્વો જેવાં કે અનીતિનો વેપાર પાયામાંથી નાબૂદ કરવો, વેશ્યાવૃત્તિ નાબૂદ કરવી. કૌટુંબિક જીવનનું ધોરણ ઊંચું લાવવા કેળવણીનો વિકાસ કરવો. જાતીય રોગ ઉત્પન્ન થવાની પરિસ્થિતિ દૂર કરવી.

સ્ત્રી અને પુરુષ બન્નેનું નીતિનું ધોરણ ઊંચું હોવું જોઈએ. આજે પણ નીતિનું બેવડું ધોરણ જે મોટા ભાગમાં પ્રવર્તે છે તેથી સમાજને પુષ્કળ નુકસાન થાય છે. સ્ત્રીઓને અન્યાય થાય છે એ વાત એક વખત જતી કરીએ તો પણ તેણે પુરુષના નિયંત્રણને જરૂર પોષ્યું છે. તેથી આ સંઘ ચોક્કસપણે માને છે કે જો પ્રજાના સામાજિક સ્વાસ્થ્યને સમથળ બનાવવું હોય તો સ્ત્રી અને પુરુષ બન્નેનાં નીતિનાં ધોરણ સરખાં હોવાં જોઈએ. અને સંઘની બધી જ શક્તિ તેની પાછળ કેન્દ્રિત કરવી જોઈએ.

### કાર્ય

અખિલ ભારત નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘનું કાર્ય નીચેના પાંચ ભાગમાં વહેંચવામાં આવ્યું છે.

(૧) સંશોધન

(૨) ધારાધોરણ

(૩) કેળવણી અને તેનો પ્રચાર

(૪) દાક્તરી અને જાહેર સ્વાસ્થ્ય ખાતું

(૫) સ્ત્રીઓને આપત્તિમાંથી છોડાવવી અને તેમને પગભર કરવી.

### સંશોધન

જ્યાં જ્ઞાતિઓ, રીતરિવાજો, પ્રણાલિકા અને જુદા જુદા ધર્મો છે તેવા ભારતમાં સંશોધન કરતી વખતે ચારે બાજુની પરિસ્થિતિનો ખ્યાલ રાખીને કામ કરવું પડે છે.

ગરીબાઈ, નિરક્ષરતા અને અજ્ઞાનતા આ ત્રણ વસ્તુ અનીતિનું ધામ ચલાવવા માટે મોટો ભાગ ભજવે છે. એકલી આ ત્રણ જ છે એવું પણ નથી. મુખ્ય તો એ જ છે કે તેને પૂરા પાડવાની 'માગ' એ જ મહત્ત્વની વસ્તુ છે. દેશમાં કેટલીક જગ્યાએ એવી જાતિઓ છે—જેવી કે સાંસી, કંજર, પહાડી, નટ વગેરે—જેમનો જીવનનિર્વાહ વ્યભિચાર અને વેશ્યાવૃત્તિ પર ચાલે છે. આ જાતિઓ આખા દેશમાં ઘૂમે છે અને સમાજમાં કલુષિત વાતાવરણ ઉત્પન્ન કરે છે. મોટાં મોટાં શહેરોમાં નાની નાની છોકરીઓના અપહરણ આવા લોકો દ્વારા જ થાય છે. અને તેમને વેશ્યાઘરમાં વેચી દે છે. અને આવી રીતે તેમને ખરાબ કૃત્ય કરવાની ફરજ પાડે છે. આવા કાર્ય



માટે વ્યવસ્થિત દલાલ હોય છે કે જેને કારણે તેમનો ધંધો ખૂબ ચાલે છે. અને તેમાં ઉમેરો કરનાર તત્ત્વો ધર્મનું બંધન, પહલાની પ્રથા, પહાડી રિવાજ, વારસામાં ઊતરી આવેલી કૌટુંબિક પ્રણાલિકા, બાળ-વિધવા લગ્ન ન કરી શકે—આવાં બધાં કારણે પણ સ્ત્રીઓ ફસાય છે.

જ્યાં સુધી આવી 'માગ' ચાલુ રહેશે ત્યાં સુધી કડકમાં કડક કાયદો પણ કંઈ કરી શકવાનો નથી. તેથી સંઘે યોગ્ય ધારાધોરણની માગણી કરી છે.

### ધારાધોરણ

ભારતના મોટા ભાગમાં ચાલતાં અનીતિનાં ધામોનો વેપાર દબાવી દેવા સંઘના કાર્યકરોએ ખરડો બનાવ્યો. આ ખરડો કાયદારૂપે પસાર કરાવ્યો. અને દૂષિત તત્ત્વોને ચકાસવામાં પણ તે કામ આવવા લાગ્યો. પરંતુ અનુભવને અંતે જણાયું કે આમાં ઘણા સુધારાની જરૂર છે. એ ઉપરાંત આંતર-રાજ્ય વેપા-રમાં કામ લાગે તેવા એક કેન્દ્રિય કાયદાની જરૂર છે. તેથી સંઘે કેન્દ્રિય બીલ રચ્યું, જે આખા દેશને અસરકારક નીવડે. જુદી જુદી જાતના બાળસંરક્ષણ ધારા પણ સંઘ મારફત ઘડાયા. એમ જોવામાં આવ્યું કે આવી સ્ત્રી અને બાળકોની સંસ્થાઓનો આ શોષણખોરીમાં લાભ લેવાતો હતો તેથી સંઘે સ્ત્રી અને બાળકોની સંસ્થાને વાર્ષિક નોંધણી અને પરવાનો મળે તે જાતનો ખરડો પણ પસાર કરાવ્યો. જો યોગ્ય દરકાર લેવામાં આવે તો ઘણાખરા અનાથ-આશ્રમો અને સ્ત્રીગૃહો તેનો લાભ લઈ શકે—જેને માટે આ ધારો ખૂબ જ અગત્યનો ગણાય. આ બન્ને બિલ પાર્લામેન્ટમાં ઈ. સ. ૧૯૫૪ના ડિસેમ્બરમાં ગૃહપ્રધાને વાંચ્યાં હતાં અને તે પસાર થઈ જશે તેવી આશા વ્યક્ત કરી હતી. હિંદના રાજ્યબંધારણ અનુસાર વેશ્યાગૃહ રાખવાં એ ગેરકાયદેસર ગણાય છે અને તેથી કાયદાની દૃષ્ટિએ શિક્ષાને પાત્ર છે. પરંતુ ઘણી મ્યુનિસિપાલિટીના કાયદા દ્વારા અમુક શહેર અને તેની ચોક્કસ હદમાં મંજૂર કર્યાં છે. અને બીજું વ્યક્તિગત રીતે ચાલતાં વેશ્યાગૃહને સર-કાર કાયદેસર ગણે છે તેથી આ ધંધાના દલાલો પોતાની કમાણી માટે છડેચોક એવાં ધામ ચલાવી રહ્યા છે. આ બાબતમાં નાણાપ્રધાનને વચ્ચે પાડવા વાત કરવામાં આવી અને સરકાર ઢીલ કર્યાં વિના પહેલી તકે કાયદાની આ અસમાનતા સુધારી લેશે. પાર્લામેન્ટનાં સ્ત્રીસભ્યો પણ આ કાર્યમાં રસ લઈ રહ્યાં છે.

### કેળવણી અને પ્રચાર

આ સંઘ માને છે કે આત્મસંયમના ધોરણે સારા વિચારોનો પાયો રચાય તે માટે યોગ્ય શિક્ષણ બાળ-પણથી ઘરમાંથી જ આપવું જોઈએ અને પછી શાળા દ્વારા. સંઘ જાતીય શિક્ષણ અને કૌટુંબિક જીવન માટેની તાલીમ યુવાનોને આપવા નિર્દેશ કરે છે. શિક્ષકોના અધ્યાપન વિદ્યાલયમાં સામાજિક સ્વાસ્થ્ય સંઘ જેવા વિષયો પણ હોવા જોઈએ.

### દાક્તરી અને જાહેર સ્વાસ્થ્ય ખાતું

સંઘ મારફત લાયકાત ધરાવતા ડૉક્ટરો, માનસ-શાસ્ત્રીઓ સાથે ચર્ચાસભા યોજવામાં આવે છે જે કૉલેજના ઉપરીઓ અને વિદ્યાર્થીઓએ વખાણેલ છે. આ ખાતું દેશમાં જાતીય રોગોનું પ્રમાણ વધવાનાં કારણો શોધે છે અને તેને કારણે થતા ભયંકર પરિ-ણામોનો પ્રચાર કરે છે. જાતીય રોગ વિરુદ્ધ ફિલ્મ વગેરે પ્રાદેશિક ભાષામાં બતાવે છે જેની જનતા ઉપર સારી અસર થાય છે. એવા રોગીઓની મફત સાર-વાર પણ કરે છે.

### આપત્તિમાંથી છોડાવવા અને પગભર કરવા

એમ કહેવાય છે કે પોલીસ અંદર સંડોવાયેલી હોવાને કારણે ઘણી નિર્દોષ અને નિરાધાર સ્ત્રીઓ આ ધંધામાં સપડાય છે. કેટલીકવાર તેમને જબરજસ્તીથી ખેંચી જવામાં આવે છે. અને આવું હલકું જીવન જીવવા માટે બળજબરી કરે છે અને તેનું મુખ્ય કારણ તે દ્વારા દલાલોની થતી કમાણી. આવા ખરાબ કૃત્યમાંથી બચાવવી તે સહેલી વસ્તુ નથી. કારણ કે દિવસ અને રાત તેઓ ચોકી પહેરા નીચે હોય છે.



સંઘની દિલ્હી શાખાએ ૫૦૦ થી વધારે છોકરીઓને આપત્તિમાંથી છોડાવી છે અને તેમનું રોજીંદુ જીવન શરૂ થઈ ગયું છે. તેમને આશ્રયગૃહમાં મૂકવામાં આવે છે ત્યાં તે રહે છે અને સ્થિર થાય છે અને તેમને ઘર જેવું વાતાવરણ મળે છે. ઓછામાં ઓછા છ મહિના તેમને ગોઠવાતા અથવા સામાન્ય વ્યક્તિની માફક વર્તતા થાય છે.

સંઘનું એ ચોક્કસ મંતવ્ય છે કે જ્યાં સુધી વ્યક્તિગત રીતે ચાલતી વેશ્યાવૃત્તિને ધંધાદારી રીતે ચલાવવામાં આવે છે ત્યાં સુધી અનીતિનો ધંધો દૂર થઈ શકવાનો નથી. કારણકે તે સિવાય દલાલો અને લોહીનો વેપાર કરતી ટોળકીઓ દરેક પ્રયત્નમાં આડખીલીરૂપ થશે. કારણકે સ્ત્રી પોતાની જાતે વ્યક્તિગત રીતે અને સ્વેચ્છાથી આ ધંધો નથી કરતી પણ બીજાએ મજબૂરીથી કરાવ્યું છે તે કોર્ટમાં સાબિત કરવું મુશ્કેલ પડશે. તેટલા માટે જ આ બાબતમાં ૧૯૫૩ના જાન્યુઆરીમાં લખનૌમાં મળેલી ત્રીજી પરિષદે ખૂબ લાંબી ચર્ચાને અંતે ઠરાવ પસાર કર્યો કે 'આ પરિષદ એવું ભારપૂર્વક માને છે કે ધંધાદારી અને વ્યક્તિગત વેશ્યાવૃત્તિ એકબીજા સાથે સંકળાયેલી છે તેથી તે સમાજના હિત માટે નાબૂદ થવી જોઈએ.'

આ કાયદા બીજાં છૂટાંછવાયાં રાજ્યોમાં હતા નહિ તેથી વારંવાર ભંગ થતો હતો. એટલે આ સંસ્થાના પ્રયત્નોથી આખા ભારત માટે એક કાયદો 'સપ્રેસન ઑફ ઇમ્મોરલ ટ્રાફીક ઇન વીમેન ઍન્ડ ગર્લ્સ' ૧૯૫૭ માં પસાર થયો છે. આ કાયદો જલદી અમલમાં આવે તે માટે આ છઠ્ઠા અધિવેશનમાં ઠરાવ થયો છે.

'સાલિક' પોપટિયા

## અશ્રુનાં જતન

અતલ હાર્દથી વેદનાઓનો સિન્ધુ,
એ ઉમટ્યો નયનમાં બની એક બિન્દુ;
ને થીજી બની ગયો નયનનો સિતારો,
કે પ્રેમીની પાંપણનો મોઘમ ઇશારો.
જુદાઈમાં આંખો રહી નિત્ય રોતી,
મળ્યું એક ત્યારે આ અણમોલ મોતી;
એ મારા નયનનો છે શણગાર ભીનો,
કે આશાનો રૂડો છે આકાર ભીનો.
જીવન–કૂપમાં વિષ મારાં ભરાયું,
મને કોઈ દેવા દિલાસો ન ધાયું;
જુદાઈ મને તારી ડંસી ગઈ છે,
મેં ત્યારે આ ભીની કહાની કહી છે.
જીવનભર ન કરવું હવે કંઈ રૂદન છે,
મળ્યું એક અશ્રુનાં કરવાં જતન છે.

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## સન્ધ્યાટાણે

રુચિર ગિરિના શૃંગે જ્યારે પ્રદીપ્ત નમે રવિ,
બદલતી હવા ને હું ધંધો કરી અળગો, ખસી
ગજની ગતિથી, જોતો સંધે દગે નત ઉન્નતે,
લસિત ગૃહિણી જેવી સન્ધ્યા તણાં શુભ સ્વાગતે
અખિલ દિનના ભૂલી જૈને પરિશ્રમ માનસી,
પુલકિત થવા આગે વાધું લલામ ટૂકે નવી.
ગિરિ અધવચે ત્યાં તો સામો મળે તું શિરે લઈ
તુજ થકીય કંઈ લાંબો ભારો, સૂકી ચીમળાયલી
તુજ સરિખડી ડાળીઓનો, અને દગ આપણી
સ્થિર થઈ જરી ભાવાવેગે પરસ્પરની ભણી
અલગ બનતી મીઠા શ્વાસે બીજે દગ સાંકળી
હરિણ ગતિથી વાધે તું તો તળેટીપથે થઈ.
મુખર ગૃહથી કંટાળીને ઢૂંઢું ગિરિટૂંક હું,
ગૃહજીવનની શાતા લેવા તજે ધપી ટૂંક તું.

★



પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# જળાશયવાસી બદકો

જળચરોનો વધુ પરિચય કરાવતા આ વખતના લેખમાં આપણાં જળાશયોને પોતાનાં માનતી આપણી બદકોનો વિસ્તૃત અને અભ્યાસપૂર્ણ પરિચય છે. આ અભિનવ લેખો ખૂબ જ લોકપ્રિય થતા જાય છે તે લેખકને માટે ખૂબ ગર્વભર્યું ગણાય........

## નુકતા

આગળ જોઈ ગયા તે રાજહંસના કદને મળતી આવતી આ બદક ઘણી રીતે ગાજ કુટુંબને મળતી આવે છે. તેના માથાનો અને ગળાનો રંગ ધોળો અને ઝાંખા પીળામાં કાળાં તલકાંનાં ચિત્રામણવાળો છે. અને પાનખર ઋતુમાં નરની કાળી ચાંચ ઉપર મોટો અર્ધચંદ્રાકાર વધારો નીકળે છે. છાતી અને ઉપલા ભાગના ધોળા રંગમાં કાળો ગલપટ્ટો આવે છે. પણ આ ગલપટ્ટો છાતી વચ્ચે જોડાયેલો હોતો નથી. પડખાં રાખોડી ધોળા રંગનાં પુંછડી નીચેનાં પીંછાંમાં કાળો લીટો આવે છે. અને આછો પીળો ડાઘ આવે છે. પાંખો કાળી હોય છે પણ તે તડકામાં ઊલી હોય ત્યારે તેમાં કાળી લીલી ઝાંય દેખાય છે. તેમાં ત્રાંબીયો રંગ પણ વરતાય છે. પુંછડી કાળા રંગની, આંખો કાળી અને પગ કાળા રાખોડી રંગના હોય છે. જ્યારે માદાનો સામાન્ય રંગ બધો નરને મળતો હોય છે. પણ તેમાં નરના રંગ માફક ચળકાટ માલુમ પડતો નથી. અને કદમાં તે નાની હોય છે. અથવા અડધી હોય છે. આ બદક સરોવરો અને મોટા ગીલા, નદીઓ અને નાના તળાવ ઉપર જોવામાં આવે છે. આ બદક આપણને ચોમાસામાં વધારે પ્રમાણમાં જોવા મળે છે. અને આખો શિયાળો બહુ સામાન્ય રીતે નજરે ચઢે છે. આ કારણથી એમ જણાય છે કે આ બદક નવાં નવાં પાણી શોધવા સ્થાનિક મુસાફરી કરતી હોય છે. ઉનાળામાં આ બદક બહુ ક્યારેક દેખાઈ જાય છે.

વર્ષા ઋતુમાં લગભગ દરેક જળાશયો ઉપર તેઓ દેખાય છે જેમાં એક જગ્યા ઉપરથી બીજી જગ્યા ઉપર સારી ચરવાની જગ્યા માટે અને સાથીદારની શોધમાં ઊડાઊડ કર્યા કરે છે. સમુદ્રકાંઠાની પાસે તેઓ વધારે પ્રમાણમાં સામાન્ય છે. જ્યારે વર્ષા સારી થઈ હોય ત્યારે તેઓ ખાસ બચ્ચાંનો ઉછેર કરવા માટે આવે છે. અને શિયાળામાં મુસાફરી પહેલાં તેઓ બહોળાં પાણી ઉપર પથરાઈ જાય છે. આ બદક પોતાની હરવા ફરવાની જગ્યા માટે બહુ ચોક્કસ નથી. છતાં વર્ષા ઋતુમાં તો આપણને તેઓને જોવાનો અવશ્ય લાભ મળે છે. નુકતા બદક કેટલીક વખત ઘેરામાં જોવામાં આવે છે તો વળી ઘણી વખત એકાકી પણ નજરે ચઢી જાય છે. આ બદકમાં નરોનો સ્વભાવ એક પત્ની સાથે વસવાનો લાગતો નથી. એ તો વધારે ઝનાનામાં માનતી હોય એવું જોવામાં આવે છે. જ્યારે નર સંવનન કરે છે ત્યારે તે પોતાના માથાનાં અને ગરદનનાં પીંછાં ઊભાં કરે છે અને સાથે સાથે ગરદનની કમાન બનાવે છે. આવા દેખાવ સાથે તે માદાની પાછળ પડે છે. તેમાં ક્યારેક માદા પણ નર પાછળ દોડે છે.

નુકતાની ખાસીયત પાણી પાસે વસવાની હોય જ છે છતાં લીલી ધરો બીયાં અને આહારમાં લઈ શકાય એવી વનસ્પતિ શોધવા માટે કાંઠાથી થોડે દૂર નીકળી જતાં દેખાઈ આવે છે. તેઓની ચાલ બીજી બદકો કરતાં આપણને ઘણી સહેલ જણાય છે. અને તેના પગની આવા પ્રકારની રચના હોવાથી બશીરા માટે વૃક્ષ વાસ બહુ સહેલાઈથી કરે છે. નુકતા મેં જોઈ રાખી છે પણ તેઓ ભાગ્યે જ બોલતાં સાંભળવામાં આવ્યા છે છતાં શીશકાર કરતાં સાંભળવામાં આવે છે. સ્વભાવે નુકતા બીકણ છે. સામાન્ય રીતે પહેલી નજરે તેની ઉડાન ભારે જણાય છે. પણ આવી ઉડાનમાં વેગ સારા પ્રમાણમાં જોવામાં આવે છે.

સૌરાષ્ટ્રમાં તમામ જગ્યાએ આ બદકોનો વાસ છે. છતાં ઉનાળાની શરૂઆતથી અડધી વર્ષાઋતુ સુધી ખાસ નજરે ચઢતી નથી. ઓગસ્ટ સપ્ટેમ્બરમાં આ

બતકની બચ્ચાં ઉછેરવાની મોસમ છે. જ્યારે ઈંડા ઉપર માદા આવી જાય છે ત્યારે તે નરનો સહવાસ છોડીને એકાકી રહેવાનું પસંદ કરે છે અને પોતાના કુટુંબની સાચવણની જવાબદારી પોતાના શિર ઉપર ધારણ કરે છે. આ બતકમાં ખાસ જાણવા લાયક તો એ બાબત છે, કે નુકતાની માદા ઈંડા મૂકવા માટે મોટાં વૃક્ષની બખોલને પસંદ કરે છે અથવા તો પાણીકાંઠાની ઊંચી ભેખડમાં આવેલા બોણને આ કામ માટે રાખે છે. આવા માળાની જગ્યા પાણી નજીક જ હોય એવું હોતું નથી. બલ્કે દૂર જ હોય છે. બતકનાં બચ્ચાં નીકળ્યા પછી તેઓને પાણીમાં જવું જ જોઈએ. એટલે માદા પોતાના બચ્ચાંને વારાફરતી પોતાના પગો વચ્ચે રાખીને નજીકના પાણીમાં કે જેમાં સંતાવવા માટે ગીચ છૈયા અથવા પાન ઊગી હોય તેમાં લઈ જાય છે. જ્યાં તેઓ પોતાની માતાની દેખરેખ નીચે મોટાં થાય છે. આ બતકની માદા એક જ ઝોળમાં દશથી પંદર ઘાટમાં લંબગોળ અને રંગમાં પીળાશ પડતા ધોળા રંગનાં ઈંડાં મૂકે છે.

માદા પોતાનો માળો છુપાવવા માટે બહુ ચાલાકી વાપરે છે. જો તેનું દરરોજ નિરીક્ષણ કરતા રહેતા હોઈએ તો જ તેના માળાની જગ્યા શોધી શકાય છે. સામાન્ય રીતે માદાને કાંઈ ભય જણાય તો પોતે પોતાના બચ્ચા આગળથી ભાગી જાય છે અને એ ભય ચાલ્યો ગયા પછી પાછી તેઓની સંભાળ રાખવા આવી પહોંચે છે. અને બચ્ચાં પોતાનો બચાવ ડુબકી મારીને કરે છે. નુકતાનો આહાર પાણીકાંઠાની અને પાણી અંદર ઊગતી વનસ્પતિ, જીવાત, બીયાં, દાણા અને ઘરોનો છે. દાણા ખાવા ઘણી વખત ધાન્યના ખેતરની મુલાકાત લે છે. પણ આ ખેતરોમાં તેઓ સાંજના જાય છે અને સવાર પડતાં પાછી પાણી ઉપર આવી જાય છે અને બપોરે વચાળ આરામ કરે છે.

નુકતાને અંગ્રેજીમાં પણ The Nukhta અથવા Comb Duck કહે છે જ્યારે Sarkidiornis Melanotos (Pennat) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### ટીલીવાળી બતક

આપણે જે ગામઠી બતકો જોઈએ છીએ તેના કદને મળતી આવતી આ બતક તેની ચાંચના કાળા રંગ અને પીળી અણી તથા કપાળ પાસે ઉપલી ચાંચના મૂળમાં નારંગી ત્રિકોણ ડાઘા ઉપરથી તરત જ વરતાઈ આવે છે. આ ઉપરથી તેનું નામ ટીલીવાળી બતક રાખવામાં આવ્યું છે. તેનું તાલકું અને ગોડ ઘેરા કથ્થાઈ રંગનાં, આંખો કથ્થાઈ રંગની અને પગો નારંગી રંગના છે. બાકીના ભાગો ઉપર કાળાશ પડતા કથ્થાઈ ડાઘા ફરતી આછા કથ્થાઈ રંગની કોર જણાય છે. કડ અને પુંછડી ઉપર આવતાં પીંછાં કાળાશ પડતાં અને પેટાળ પીળા કથ્થાઈ રંગનું છે. તેમાં આવતું ચિત્રામણ કથ્થાઈ રંગના ડાઘાવાળું હોય છે. જે તલકાં છાતીમાં ખાસ વધારે પ્રમાણમાં આવે છે. ટીલીવાળી બતકને ઓળખવા માટે બીજી પીછાન તેની પાંખમાં આવતાં ધોળાં પીંછાંથી પણ છે. આ બતક બધી રીતે યાયાવર બતક નીલ શીરને મળતી આવે છે. અને જ્યારે તે પાણી ઉપર તરતી હોય છે ત્યારે પોતાનું માથું દબાવીને તરતી નથી. વળી તેની ઉડાનમાં બહુ વેગ હોતો નથી. જ્યારે કુટુંબ ઉછેરવાની ઋતુ આવે છે ત્યારે તેની ટીલી બહુ ઘેરા રંગની થઈ જાય છે. નર–માદા બંને સરખાં હોય છે. માત્ર તે બંનેના અવાજમાં ફેર હોય છે. વળી આ બતક હરએક મોસમમાં એક જ રંગ રાખે છે.

ટીલીવાળી બતક આપણી વચ્ચે બારે માસ વસે છે. આથી તે કોઈ પણ ઋતુમાં જોવામાં આવે છે. આ બતક દરેક પ્રકારના પાણીમાં રહે છે. આથી ઉનાળામાં તેઓની મોટી સંખ્યા એકત્ર થાય છે. છતાં સ્થાનિક મુસાફરી નુકતા બતકની જેમ નવાં પાણી શોધતી રહે છે. પણ અમુક જગ્યા પસંદ પડી જાય તો પછી ત્યાં જ વસવાનું પસંદ કરે છે. ટીલીવાળી બતકો નદીઓ, સરોવરો, તળાવો અને પાણી



ભરેલા ખાડા અને પાટોમાં ચોમાસામાં અને શિયાળામાં ઘણી વખત જોવામાં આવે છે. આવી રીતે ગરમીની મોસમમાં બાર પંદર બદકો તળાવમાં સામાન્ય રીતે જોવામાં આવે છે. નરનું કદ માદાના કદ કરતાં મોટું હોય છે. અને જયારે ઊડતી હોય ત્યારે નર બનતાં સુધી આગળ ઊડતો જોવામાં આવે છે. જયારે શિયાળામાં બીજી યાયાવર બદકો આવી પહોંચે છે તેની સાથે હળી-મળીને સાથે ફરે છે. તરે છે.

આખા ભારતભરમાં તેઓ વસે છે તો તેમાંથી સૌરાષ્ટ્ર કેમ બકાત હોય ? છતાં ઉપર જણાવ્યું તેમ સ્થાનિક મુસાફરી કરતી માલુમ પડે છે.

ઑગસ્ટ સપ્ટેમ્બર માસમાં તેઓ પોતાનું કુટુંબ ઉછેરે છે અને કયારેક ઑકટોબર માસમાં બદકનો શિકાર ચાલુ થઇ ગયો હોય ત્યારે પણ તેનાં ઇંડાં જોવામાં કયારેક આવી જાય છે. આ બદક પોતાનો માળો પાણીકાંઠાના જાળાં અને પાન કે છૈયાના ઘેરા અથવા ઘાસમાં બનાવે છે. આ માળાને પોતાના દેહમાંથી માદા સુંવાળાં પીછાં ખેંચીને સુંવાળો બનાવે છે. કોઈક વખત તેમાં આવા સુંવાળાં પીછાં નથી પણ જણાતાં. આ માળામાં પાંચથી આઠ સુધીની સંખ્યામાં પીળાં સફેદ રંગનાં ઇંડાં મૂકે છે નર સેવણની ફરજ બજાવતો નથી પણ બચ્ચાંની સંભાળ કરતાં સાથે તરતો માલુમ પડે છે ટીલીવાળા બદકની માદા તેના માળા કે બચ્ચાં પાસેથી દૂર લઈ જવા માટે અને ખોટે રસ્તે ચઢાવી દેવા માટે પોતાની પાંખ અને પગો ભાંગી ગયા હોય એમ કરતાં પાંખ લટકાવી દે અને કાં તો ઘસડાય છે એવી છેતરપીંડી કરતાં માલુમ પડે છે. બચ્ચાં ડુબકી મારવામાં ઘણાં પ્રવીણ હોય છે અને પોતાના આનંદ ખાતર ડુબકી મારી દૂર નીકળે અને પછી ત્યાંથી ડુબકી મારી તેનાં મા-બાપ પાસે નીકળે એ જોવાની ઘણી મજા આવે છે. પાણીની વનસ્પતિ, જીવાત, નાનાં દેડકાં અને મચ્છીનો આહાર કરે છે. સ્વભાવે આ બદક ચોખ્ખું પાણી પસંદ કરે છે અને તેમાંથી પોતાનો ચારો શોધે છે.

ટીલીવાળી બદકને અંગ્રેજીમાં The spot bill અથવા Grey duck કહે છે જયારે વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Anas poecilorhyncha poecilorhynca (J. R. Forster) એમ કહેવું જોઈએ.

## નાની સીસોટી-બદક

આ બદક પણ આપણે ત્યાં જન્મે છે અને વસે છે. ટીલીવાળી બદક કરતાં કદમાં તે નાની હોય છે. તેનો રંગ રાતો કથ્થાઈ કાળાશ પડતા રંગનું તાલકું અને ઓડ હોય છે. પાંખો ઘેરા રાખોડી - રંગવાળી તેમાં શાનાં મોટાં પણ ઊડે ત્યારે તદ્દન કાળા રંગનાં જણાય છે. ઉપરનો ઘેરો રાખોડી તેમાં દરેક પીંછાંની કિનારી સુરંગ કથ્થાઈ રંગની રહે છે. પુંછડી ઉપરનાં પીંછાં સુરંગ અથવા ચેસ્ટનટ છે. અને પેટાળ રતાશ પડતું કથ્થાઈ રહે છે. આંખો કાળી અને ફરતી પીળી કિનારી આવે છે. ચાંચનો રંગ કાળો, પગ તેના દેહ કરતાં જરા લાંબા અને કાળા રંગના હોય છે. આ બદકના નામ ઉપરથી જાણી શકાય છે કે તેઓનો અવાજ સીસોટી છે જેમાં આપણને તે 'વ્હી વ્હીટ વ્હી વ્હીટ' એવો સ્વર સંભળાય છે.

આ વખત આપણે જે નુકતા, ટીલીવાળી, અને નાની સીસોટી બદક જોઈ તે આપણી સ્થાનિક બદકો છે. તેઓ શિયાળામાં આવે અને ઉનાળામાં આપણો દેશ છોડી ચાલી જતી નથી. છતાં નવાં પાણી શોધવા માટે સ્થાનિક હેરફેર જરૂર કરે છે. ઘણે ભાગે ચોમાસામાં તેઓ જોવામાં આવે છે ત્યાર પછી આખું ચોમાસું તેઓ આપણી વચ્ચે વસે છે. આ નાની સીસોટી બદકો પણ પેલી યાયાવરો સાથે સંપથી રહે છે. તેના પ્રમાણમાં લાંબા પગો હોવાથી તેઓ વૃક્ષવાસી થઈ શકે છે. અને માર્ચ માસથી જૂન માસ સુધી મોટાં એકાન્ત તળાવો ઉપર જઈ નિવાસ કરે છે. અને જયારે વર્ષાથી બધે નવાં પાણી ભરાય છે ત્યારે પોતાનાં બચ્ચાં ઉછેરવા મનપસંદ જગ્યા શોધીને વસવા લાગી જાય છે. આ સમયે તેઓને આપણે પોતાની 'વ્હી વ્હીટ' સીટી દેતા સાંભળીએ છીએ તે સમયે તેઓ પોતાની



જોડી સાથે જ ઊડે છે. કે પછી ચાર છની સંખ્યામાં પણ જોવામાં આવે છે. એ ઉડાન તેઓ માળાની શોધ માટે લે છે. તેની ઉડાન તેજ ન કહી શકાય. તેના કારણમાં આ બદકને અણીદાર પાંખો હોતી નથી પણ તેનો આકાર ગોળ જણાય છે. આથી તે ઊડતી હોય ત્યારે બગલાં જેવી લાગે છે. અને બગલાં માફક વૃક્ષ ઉપર પણ સહેલાઈથી ઊતરી બેસી શકે છે.

આવી ઉડાનને લઈ તેને સામાન્ય રીતે પાણી ઉપર ઉડાડવી મુશ્કેલ પડે છે. અને ઊડે તો પાણી ઉપર ગેડા માર્યા કરે છે. અને તેના સાથીદારને પાણી ઉપર જોઈ જાય તો તરત તેની બાજુમાં પાણી ઉપર ઊતરી જાય છે. વળી તેઓની ખાસિયત પોતાના સાથીદારને સીટી આપી બોલાવવાની છે જે વખત પાણી ઉપર ઊતરી તરવા લાગે છે ત્યારે પોતાની ગરદન ટટ્ટાર રાખે છે અને પુંછડી પાણીની સપાટી ઉપર રાખે છે.

ભારતના ઘણા પ્રાન્તોમાં તેનો વસવાટ છે. એ પ્રાન્તોમાં સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છનો સમાવેશ થઈ જાય છે અને ઘણે ભાગે કાયમી વસવાટ કરવાવાળી છે.

ઓગસ્ટથી ઓકટોબર માસ તેના પ્રજનનના દિવસો છે. આ વખત માળાની જગ્યા માટે પાણી અંદર ઊગેલાં મોટાં વૃક્ષને વધારે પસંદગી આપે છે. અને ભૂમિ ઉપર માળો બનાવી ઈંડાં મૂકે છે. વૃક્ષ ઉપર તો કાં તો બીજા કાગડા જેવા પંખીનો માળો વાપરે છે કે કાં તો કોઈ વૃક્ષ ઉપર વેલા કે નમૂળી વેલથી ઈંડાં મૂકી શકાય એવી જગ્યા બની ગઈ હોય તો તેની ઉપર પણ ઈંડાં મૂકી બચ્ચાં કાઢે છે. આ માળા ઘણે ભાગે પાણી પાસે જોવામાં આવે છે. જ્યારે તેઓની જોડી માળાની જગ્યા માટે શોધ ચલાવતી હોય છે ત્યાં પહેલાં તે જગ્યા ઉપર ઊતરે, થોડો વખત રોકાય પાછી ઊડે છે. એમ બે ચાર જગ્યાએ કરે છે તેમાં સારી જગ્યા જણાય ત્યાં તેઓ ઊતરતાં પહેલાં થોડું ચકરે છે. માળો તૈયાર થઈ જ્યારે માદા ઈંડાં મૂકી સેવણ ઉપર બેસી જાય છે ત્યારે નર સવાર–સાંજ પોતાની માદાની ખબર કાઢવા આવે છે. જો આપણે માદાને માળા ઉપરથી ઉડાડીએ તો પેલી ટીલીવાળી બદક માફક ચાલાકી કરતાં જોવામાં આવે છે. આ નાની સીસોટી બદક છ થી દશ પીળા ધોળા રંગનાં ઈંડાં મૂકે છે. જ્યારે બચ્ચાં બહાર આવે છે ત્યારે તેનો રંગ કાળો ધોળો વરતાય છે અને ચાંચનો છેડો રાતો ગુલાબી જણાય છે. મા–બાપ બન્ને પોતાના કુટુંબની સંભાળની ફરજ બજાવે છે.

પાણીના છોડવા, જીવાત, માછલી, દાણા, બીયાં વગેરે વસ્તુનો આ બદક આહારમાં ઉપયોગ કરે છે. અને મનગમતી વસ્તુ પાણીને તળીએ હોય તો ડૂબકી મારતાં અચકાતી નથી.

નાની સીસોટી બદકને અંગ્રેજીમાં The lesser અથવા Common whistling teal કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે બોલવા માટે Dendrocygna Javanica ( Horsfield ) કહેવું જોઈએ.

આ ત્રણે બદકો આપણી સ્થાનિક બદકો છે. એટલે જળાશયો ઉપર તેને જોવામાં મુશ્કેલી નડતી નથી.

☆

**પ્રવાત**

ભવ્યતા

આ દેહનાં વ્યાધિ સહ્યાં છે, આત્મનાંયે મેં વળી,
અકેક આજે શાં બધાં આ ફલક-સ્મરણે આવતાં ?
સંસ્મરણ પળ એ સર્વમાંથી આજ જાગૃતતી કશી ?
એ પળ વિપળમાંથી જવાની શી બધી આ ભવ્યતા ?

☆



ચુનીલાલ મડિયા

# એક 'અચેતન' પ્રયોગ

લેખકની નવલકથા વાંચવાનું તો દરેકને ગમે જ. પણ તે નવલકથાના સર્જન વિષે જ્યારે લેખક પાસેથી કંઈક જાણવાનું મળે એ વાંચવાનું મન વધુ થાય. શ્રી. મડિયાની નવી નવલકથા 'લીલુડી ધરતી'નો આ આમુખ છે.......

'જન્મભૂમિ' દૈનિકમાં હપ્તેહપ્તે છપાયેલી આ નવલકથા પુસ્તકરૂપે પ્રગટ કરતાં હું આનંદ અને ક્ષોભની મિશ્ર લાગણીઓ અનુભવું છું.

આનંદનો અનુભવ એટલા પૂરતો, કે જેવી છે એવી આ વાર્તા લખતી વેળા મને પોતાને એક વિલક્ષણ રસાનુભવનો આનંદ મળ્યો છે—બલકે આ લેખનના પૂરા દસ મહિના દરમિયાન આ વાર્તાની કાલ્પનિક સૃષ્ટિમાં હું રમમાણ રહ્યો છું. દૈનિક અખબારમાંથી કટકે કટકે આ કથા વાંચનાર કેટલાક સમભાવી વાચકોને પણ વત્તેઓછે અંશે મારા જેવો અનુભવ થયો છે. અને હવે આ ધારાવાહી વાર્તાને ગ્રંથસ્થ કરતી વેળા પણ, મારા જેવું ચિત્તંત્ર ધરાવનાર વાચકોને કદાચ આવો જ આનંદાનુભવ થશે, એવી ભાવુક શ્રદ્ધા સેવું છું.

ક્ષોભ એટલા પૂરતો થાય છે કે નવલકથાલેખનને ક્ષેત્રે હજી હું 'છાપેલ કાટલું' નથી બન્યો. નવલકથાને ક્ષેત્રે મારી સ્થિતિ, હમણાં હમણાં ગુજરાતમાં રંગભૂમિને ક્ષેત્રે જેમણે બહુ ઉપાડો લીધો છે એ 'અવૈતનિક' કહેવાતા અભિનેતા જેવી છે. અલબત્ત આ અગાઉ નવલકથા લખવાના અમુક પ્રયત્નો—સાચું કહું તો સાડાચાર, કેમ કે, એક નવલકથા વર્ષો અગાઉ અરધી છપાવીને છોડી દીધેલી—કરી ચૂક્યો છું, પણ ગુજરાત તો વધારેમાં વધારે સુપર ટેક્સ ભરનારા—અથવા એ કક્ષાએ આકરણી થઈ શકે એટલી કમાણી કરનારા—'શાહસોદાગરો'નો મુલક છે, અને આ શાહસોદાગરી માનસનો ચેપ ગુજરાતના સાહિત્યક્ષેત્રને પણ લાગ્યો જણાય છે. એમાં બેચાર કૃતિઓ ધરાવનાર લેખક કંગાલમાં જ ખપતો લાગે છે. 'લાખે લેખાં' જેવું માનસ ધરાવનાર વેપારીઓના મુલકમાં, કહેવાતા વિવેચકો પણ સર્જક પાસેથી જથ્થોત્પાદનની—'એસેમ્બ્લી લાઈન'ની આ લા અમેરિકન પદ્ધતિએ તૈયાર થતા માલની—અપેક્ષા રાખતા લાગે છે.

કબૂલ કરું છું કે મારું નવલકથાલેખન નિયમિત નથી રહ્યું. ૧૯૪૩-૪૪માં લખીને ૧૯૪૫માં પ્રગટ કરેલ 'પાવક જ્વાળા' પછી ૧૯૪૬ માં ત્રણચાર મહિનામાં જ 'વ્યાજનો વારસ' લખી નાખેલી. એ પછી 'ઇંધણ ઓછાં પડયાં' એક માસિક માટે યોજાઈ હોવાથી એનું લેખન બેએક વર્ષ સુધી વિસ્તરેલું. એ પછી એક સાપ્તાહિક માટે 'ઊજડેલો બાગ' નામની કથા આરંભેલી પણ એ અરધે રસ્તે પહોંચી ત્યાં પેલું સાપ્તાહિક સદ્ગત થતાં નવલકથા પણ બંધ પડી ગયેલી. એ બાદ બહુ લાંબે ગાળે 'જનશક્તિ'ના તંત્રી શ્રી. રવિશંકર મહેતાના આગ્રહથી 'વેળાવેળાની છાંયડી' લખી અને ૧૯૫૬ માં પ્રગટ કરી. આમ, નવલકથાના લેખનમાં મારું કામ પેલા 'એમેટર' અભિનેતાઓ જેવું જ રહ્યું છે. આવી સ્થિતિમાં પીઢ નવલકથાકારો મને મુરબ્બીવટથી સલાહ આપે છે: 'તમારા આવિષ્કારનું સાચું ક્ષેત્ર ટૂંકી વાર્તા છે.' ટૂંકી વાર્તા લખનારાઓ કહે છે: 'તમારી પ્રતિભાને પૂરો અવકાશ નાટ્યલેખનમાં જ મળશે.' નાટ્યક્ષેત્રે શ્રી. ચન્દ્રવદન મહેતાએ દરખાસ્ત મૂકેલી: 'આપણે પરસ્પર કોલકરાર કરીએ. તું નાટક લખવાનું છોડી દે, હું વાર્તા-નવલકથા નહિ લખું એવી કબૂલાત આપું. નાટક લખવાનું તને નહિ ફાવે.' કેટલાક મિત્રો કહે છે: 'તમે વિવેચન પર હાથ અજમાવો.' ત્યારે વિવેચકો કહે છે: 'તમે હળવા નિબંધમાં જ ખરા ખીલી ઊઠો છો.'

આવી સ્થિતિમાં આ નવલકથા બહાર પાડતાં પેલા અવૈતનિક અભિનેતાની જેમ થોડીક stage fright અનુભવું છું. ઓડિટોરિયમમાં કઈ ઘડીએ અને કયા



ખૂણામાંથી ગોકીરો ઊઠશે અને પ્રેક્ષકો મારો હુરિયો બોલાવી નાખશે એ જાણતો નથી. આ ગભરામણનું કારણ એ નથી કે મને મારી લેખનશક્તિમાં અશ્રદ્ધા ઊપજી છે. ગદ્યાત્મક કલ્પક લેખનપ્રકારમાં આવશ્યક લેખાય એટલી વાચનક્ષમતા તો આ કૃતિમાં છે જ, એટલું તો કશી વિનમ્રતાનો ડોળ ધાલ્યા વિના હું કહેવા તૈયાર છું. મારી મૂંઝવણ જુદી જ છે. અને એની જ વાત અહીં જરા વિસ્તારથી કહેવા ઇચ્છું છું.

૧૯૫૫માં આપણા એક તંત્રી-વિવેચકે ફરિયાદ કરેલી: 'ગુજરાતી નવલકથાને ફરી પાછું શું થવા બેઠું છે?' એ જ અરસામાં ઇંગ્લૅંડમાં એક રસિક ચર્ચા ઊપડેલી: 'ઇઝ ધ નૉવેલ ડેડ!—નવલકથા મરી પરવારી છે કે શું?' એ ચર્ચાના કેટલાક મુદ્દાઓ લઈને વડોદરા ખાતેના લેખકમિલનમાં એક લખેલો નિબંધ વાંચેલો અને એમાં આપણે ત્યાં તેમ જ વિદેશોમાં નવલકથાની લગભગ માતમ જ થઈ ગઈ છે એવો સૂર વ્યક્ત કરેલો. એ સાંભળીને કેટલાક શ્રોતાઓને આ મતલબનું કહેતા સાંભળેલા: આટ-આટલી નવલકથા બહાર પડી રહી છે એ તમારા મનમાં બેસતી નથી તો હવે તમે જ કાંઈક સારું લખી બતાવો ને! આ ટોણો પણ એક સૂચન તરીકે સ્વીકારીને ૧૯૫૫ની આખરમાં વિદેશમાં ગયો ત્યારે કેટલાક દેશોમાંની આંતરરાષ્ટ્રીય પી.ઈ.એન. સંસ્થાઓમાં ત્યાંના નવલકથાકારોને મળવાનું થયેલું. આગલે જ વર્ષે એમ્સ્ટર્ડમ ખાતે આ આંતરરાષ્ટ્રીય સંસ્થાનું આઠમું અધિવેશન મળેલું ત્યારે એ પરિષદમાં સાહિત્યિક ચર્ચાનો વિષય હતો: 'સામ્પ્રત નવલકથામાં પ્રયોગશીલતા.' આ પ્રયોગશીલતા વિશે એ ક્ષેત્રના કેટલાક વ્યવસાયી લેખકો સાથે ચર્ચાઓ થઈ, અને મનમાં એક તુક્કો સૂઝયો: ચાલો, એક પ્રયોગાત્મક નવલકથા લખીએ.

એવામાં ગઈ સાલ શ્રી. સોપાને 'જન્મભૂમિ'માં ચાલુ નવલકથા શરૂ કરવાનું સૂચવ્યું. મારા મનમાં જે કથાવસ્તુ હતું એનું અરૂઢ સ્વરૂપ જોતાં હપ્તાવાર નવલકથા તરીકે એ સફળ થાય કે કેમ એ અંગે મને થોડી શંકા હતી. આખરે ચારેક મહિના પછી 'જન્મભૂમિ'માં 'લીલુડી ધરતી'નો આરંભ કર્યો ત્યારે મારી પાસે આરંભનાં છ પ્રકરણો અને બાકીના કથાપ્રવાહની મગજમાં આછીપાતળી રૂપરેખા સિવાય બીજું કશું નહોતું.

અહીં એક સ્પષ્ટતા કરી દઉં કે આ નવલકથામાં મને જે 'પ્રયોગ'નું તત્ત્વ અભિપ્રેત છે એ એના આલેખન કરતાં કથાવસ્તુ અંગેનું છે. આલેખન અને રજૂઆતમાં રૂઢિગત વર્ણનાત્મક રજૂઆતને સ્થાને સંવાદો વડે આગળ વધતી નાટ્યાત્મક નિરૂપણ પદ્ધતિ અજમાવી છે—કથાના મોટા માળખાને કારણે—પણ એમાં નાવીન્ય જેવું કશું હોવાનો મારો દાવો નથી, મારી દૃષ્ટિએ આ કથામાં જે જોખમી પ્રયોગ છે એ એના કથાવસ્તુનો જ છે.

આ 'જોખમ' માટે જવાબદાર એક કારણ એ છે કે આરંભનાં છ પ્રકરણો છાપવા આપી દીધાં પછી કથાનો દોર મારા હાથમાં રહ્યો નથી—અથવા તો, કથાને પૂર્વયોજિત પાટે ચલાવી શક્યો નથી. આ વિધાન જરા વિચિત્ર લાગે એવું છે, પણ એનું કારણ એ છે કે દૈનિક-અઠવાડિક પત્રોમાં નિયતકાલિક 'ફીચર' લખનારાઓ માટે જે કહેવાયું છે એ મારા સ્વાનુભવે તો વાર્તાકારનેય લાગુ પડતું જણાયું છે કે આરંભમાં લેખક વાર્તાને ચલાવે છે, પણ પછી હપ્તેહપ્તે વાર્તા લેખકને ચલાવે છે. (આ બયાન વાંચીને કોઈ 'ઉન્નત-ભ્રૂ' કે 'અખબારી સાહિત્યના સુગાળવા વાચકને થશે કે આ માણસે તો તંત્રીની ફરમાયશથી 'છાપાળવી' વાર્તા લખી કાઢી છે. પણ મને એનો રંજ નથી. મારે તો, વાર્તા ચલાવનારને વાર્તાએ શી રીતે ચલાવ્યો એની વાત કરવી છે.) મને લાગે છે કે નાની કે મોટી દરેક નવલકથાને એનું એક મધ્યબિંદુ હોય છે, અથવા તો બીજી ઉપમા વાપરીને કહીએ તો, કથાના ચક્રને એની એક ધરી હોય છે. આ મધ્યબિંદુ કે ધરી આખા માળખાની મધ્યમાં કે બરોબર કેન્દ્રમાં જ હોય એવું નથી. નવલકથાના માળખાને એક વિશાળ વર્તુળ કે



ચક્ર તરીકે કલ્પીએ તો આ ધરી કે મધ્યબિંદુ એ વર્તુળમાં ગમે તે સ્થળે હોઈ શકે છે. ગૂંચવાડો થવાનું જોખમ વહોરીનેય હજી એક ત્રીજી ઉપમા યોજીને કહું કે આ બિંદુને કથાબીજનું નામ આપીએ અને આખી કૃતિને એક વૃક્ષ તરીકે કલ્પીએ તો આ બીજ એના વૃક્ષના મૂળમાં જ હોવાની આવશ્યકતા નથી. એ બીજ આખી રચનામાં કોઈક સ્થળે પડેલું હોય—કોઈ વાર પ્રચ્છન્ન રૂપે પણ પડ્યું હોય—અને આખા વૃક્ષની આધારશિલા તરીકે એ કામ કરતું હોય. પ્રસ્તુત નવલકથાના સ્વરૂપનો ખ્યાલ આપવા માટે પેલા વર્તુળ કે ચક્રની ઉપમા કરતાં આ વૃક્ષની સરખામણી વિશેષ ફાવતી આવે છે, તેથી હવે એ રૂપક વડે જ આગળ વધું. કેટલીક કથાઓનું સ્વરૂપે સુરેખ અને સૌષ્ઠવયુક્ત રોપ સમું હોય છે. એનું નિરીક્ષણ કરનારને એમાં વધુમાં વધુ ધ્યાન ખેંચનાર વસ્તુ ક્યારામાં ઊભેલું થડ જ હોય છે. એમાં બહુ ઝાઝી કે જટિલ શાખા–પ્રશાખાઓ નથી હોતી, અથવા એ હોય તોપણ મૂળ થડને આવરી દેતી નથી લાગતી. કેટલીક રચનાઓ ખખડધજ પીપળા જેવી—અથવા વધારે સ્પષ્ટ કહીએ તો વડલા જેવી હોય છે, જેની ડાળ–શાખાઓ એવી તો આડીઅવળી વિસ્તરી હોય છે, અને એમાં અહીંતહીં એટલી બધી વડવાઈઓ ઝૂલતી હોય છે કે આખું દૃશ્ય ધૂંધળું કે અજાજુડ જેવું લાગે છે. એમાંથી પેલી રોપેલા વૃક્ષની આકૃતિ સુરેખ નથી દેખાતી. આડીઅવળી શાખા–પ્રશાખાઓના ફેલાવાની આડશમાં મૂળ થડનું દર્શન જાણે કે દબાઈ જતું લાગે છે. વૃક્ષની આ શાખા–પ્રશાખાઓ કે વડવાઈઓને નવલકથામાંની આડકથાઓ ગણી શકાય. 'લીલુડી ધરતી'ના માળખાની દશા, એની મેળે જ, કાંઈક આ પ્રકારની થઈ ગઈ છે.

'સરસ્વતીચન્દ્ર'માં ગોવર્ધનરામે ગૂંથેલી બાર જેટલી આડકથાઓની યાદી બ. ક. ઠાકોરે એમના 'પ્રબોધમૂર્તિ ગોવર્ધનરામ' નામના લેખમાં કરી બતાવી છે. કશી સરખામણીના પ્રયત્ન વિના જ હું એ મહાનવલનું ઉદાહરણ અહીં વાપરી રહ્યો છું. 'લીલુડી ધરતી'માં મૂળ કથારોપ સંતુ–ગોબર–માંડણનો ગણી શકાય. કથાનો આરંભ કરતી વેળા મને પણ એમની જ કથની અભિપ્રેત હતી. પણ પછી એ કથાને જ પુષ્ટિ આપવા ખાતર રઘા અને અમથીની વાત, સમજુબા –તખુભા અને શાદૂળની વાત, અજવાળીકાકી અને એમની પુત્રીની વાત; ઝમકુ અને ગિધાની વાત, અને સાવ અછડતા ઉલ્લેખોવાળી પણ આડકતરી રીતે ઉપકારક બનતી જુસબ અને એમણાની વાત પણ વણી લેવી પડી છે. આ આડવાતો, મૂળ વૃક્ષના થડને વિવિધ વેલીઓની જેમ વિંટળાઈ શકી હોય તો એ મૂળ કથાવૃક્ષ 'મનભર' નહિ તો ય આંખને માટે 'મનભર' તો બની શકે. પણ એ જ આડકથાઓ મૂળ થડમાંથી શાખા–પ્રશાખાઓ રૂપે ફૂટી હોય તો, અથવા તો વડવાઈઓ રૂપે ઝૂલી રહી હોય તો મૂળ રોપણીનું સૌષ્ઠવ બગાડી મૂકે અને કોઈક જુદા જ પ્રકારની વૃક્ષરચના ઊભી કરે. પ્રસ્તુત નવલકથામાં આ બેમાંનું કયું પરિણામ નીપજ્યું છે એ પરલક્ષી દૃષ્ટિએ વાચકો જ કહી શકશે.

આરંભિક પ્રકરણો પછી કથાનો દોર મારા હાથમાંથી ગયો, અને મારે પાત્રોને ચલાવવાં જોઈએ એને બદલે પાત્રોએ મને ચલાવવા માંડ્યો, ત્યારે પારકા પુત્રને પોતાનો બનાવીને છળ રમી રહેલાં સમજુબાનું આલેખન કર્યું, પોતાના સગા પુત્રને છુપાવી રાખનાર રઘાનું ચિત્ર રજૂ કર્યું, સંતતિના ત્રાસથી પતિને જ ધિક્કારતી થયેલી ઝમકુનું પાત્ર દાખલ કર્યું, અનૌરસ સંતાનની માતા જડીને રક્ષવા મથતાં અજવાળીકાકીનું આલેખન કર્યું, અને એ જ અજવાળીકાકીને ઔરસ સંતાનની માતા બનનાર સંતુનું ભાવી બાળક અનૌરસ છે એવો આક્ષેપ કરતાં ચીતર્યાં. કેટલીક 'ઉત્તરદખ્ખણ' જેટલી વિષમ જીવનશૈલીઓનું આલેખન પણ આમાં આવી જાય છે. પતિનું મૃત્યુ થયું હોવા છતાં, વારસાહક્ક અંગેનાં કારણોએ એ છાનું રાખનાર દકરાણી અને પતિના મૃત્યુ બદલ આનંદ અનુભવતી ઝમકુ; સંતાનોને રઝળતાં મૂકીને પુનર્લગ્ન કરતી પ્રૌઢા અને પતિના અકાળ અવસાન પછીય એને આરાધી રહેલી નવપરિણીતા. અલબત્ત આ બધાં

આલેખનો કરતી વેળા સરતા વિરોધાભાસ યોજવાનો લેશ માત્ર લોભ નથી રાખ્યો. કોઈ પાત્ર કે પ્રસંગની યોજના કેવળ Juxtapose કરવાના ઉદ્દેશથી નથી થઈ, એટલું પ્રમાણિકપણે સ્પષ્ટ કરવા માગું છું. આખીય પાત્રસૃષ્ટિ આપમેળે જ એકઠી થઈ ગઈ છે, એકબીજાં જીવનના તાણાવાણા વણાઈ ગયા છે. આમાં કશું તાણીતોશીને ગોઠવાયા જેવું લાગશે તો એ આ લખનારની ક્ષતિ ગણાશે, અને એનો સ્વીકાર હું સહર્ષ કરીશ.

વાંચનારે આટલા બયાન ઉપરથી જોયું હશે કે કથાનો 'મૉટિવ' અનાયાસે જ, પ્રજાતંતુ ઉપર કેંદ્રિત થઈ ગયો છે. મૂળ કથાબીજ (એ શું હતું એની વાત હવે પછી કરીશ) ઉપર આ મૉટિવ જાણે કે અસવાર થઈ બેઠો. લખતાં લખતાં કાંઈક આપમેળે જ આ નવું પુદ્ગળ આવી પડ્યું, અને પછી સ્વાભાવિક ક્રમે એનો પિંડ બંધાતો ગયો. અને પછી તો બધી જ વિભાવાદિ સામગ્રી એ પિંડને પુષ્ટ કરવા માટે યોજાવા લાગી. શાદૂળ, ગિરજાપ્રસાદ, જુસબ–એમણાનો પુત્ર, દેવશી, પરબત, ગોબર, જડી, સહુ આ અવિચ્છિન્ન પ્રજાતંતુની ઝંખનાનાં પ્રતીક છે. કથાનો આડોઅવળો વિસ્તાર ગમે એટલો થયો હોવા છતાં આ 'મૉટિવ' એના કેન્દ્રસ્થાને રહ્યો છે.

હવે, આ લેખ પણ નવલકથા જેટલો જ જટિલ થવા માંડે એ પહેલાં, ઉપર જે મૂળ કથાબીજની વાત કરી છે, એનો ઉલ્લેખ કરી નાખું. વર્ષો પહેલાં 'કંકુના થાપા' નામે એક એકાંકી લખેલું એની હસ્તપ્રત એક કવિમિત્રને વંચાવતો હતો. નાટકમાં એક સગર્ભા પરિણીતા પર થતા કલંકારોપણની વાત આવતી હતી. કથામાં ગૂંચને તબક્કે પહોંચતાં પેલા મિત્રે પૂછ્યું: 'આમાં આ યુવતીનો પતિ મરી ગયો હોય છે ને?' મેં કહ્યું: 'ના.' અને તુરત મનમાં એક વિચાર ઝબક્યો: એક સગર્ભા પરિણીતા પર, પતિના અવસાન પછી આળ આવે તો એનું નિર્દોષપણું સાબિત કરનારું કોણ? કોઈ જ નહિ! અથવા, તો એની નિયતિ જ…આ નાનાશા અને સામાન્ય જણાતા વિચારબીજે મનનો કબજો લઈ લીધો અને સમય જતાં આ કૃતિ માટે એણે કથાબીજ પૂરું પાડ્યું છે. હવે આખી કૃતિ રચાયા પછી જણાય છે કે મારે મન જે આખી રચનાની ધરી કે 'ફુલ્ક્રમ' છે, એ આ વાર્તાના લગભગ ઉત્તરાર્ધમાં જઈ પડી છે. એની યોજનામાં ઔચિત્ય જળવાયું છે કે કેમ, એ તો આ કલાના નિષ્ણાતો કહી શકશે. વળી, આવડી મોટી રચનાનો ભાર એ કથાબીજ ખમી શકે એમ છે કે કેમ, ધરીની ગુંજાશ અને ચક્રના કદ વચ્ચે સુયોગ્ય પ્રમાણભાન જળવાયું છે કે પછી માથા કરતાં પાઘડી મોટી છે યા પાઘડી કરતાં માથું મોટું ઊતર્યું છે, એનો નિર્ણય પણ નિષ્ણાતો ઉપર જ છોડું છું.

હવે થોડું નાયક–નાયિકા કે ખલનાયક વિશે. આ કથાનો નાયક કોણ? એનો ઉત્તર હું પોતે સહેલાઈથી આપી શકું એમ નથી. અલબત્ત, રૂઢિ પ્રમાણે ગોબરને આ કથાનો નાયક ગણી શકાય એમ છે—બલકે, વાચકોએ એને નાયક ગણ્યો જ છે, અને કથાને અરધે રસ્તે પહોંચતાં એનું અવસાન યોજવા બદલ ઘણાં વાચકો રોષે ભરાયા છે. કથાની નાયિકા સંતુ છે? ખલનાયક માંડણ અથવા શાદૂળ છે? આ પ્રશ્નોના ઉત્તરમાં હું સત્વર હકાર ભણી શકતો નથી. નાયક, નાયિકા કે ખલનાયકના ચીલાચાલુ ઢાંચામાં આ કથાનું એકેય પાત્ર સહેલાઈથી બેસી શકે એવું નથી. અને સાચું કહું તો, એવાં પાત્રો ઉપસાવવાનો પ્રયત્ન મેં ઇરાદાપૂર્વક ટાળ્યો છે. ગોબરને આ કથાનો નાયક ગણીએ તો એ તો પહેલા ભાગને અંતે જ વિદાય લે છે. તો પછી બીજા ભાગની કથાનું શું? એનો નાયક કોણ? મારી પાસે ઉત્તર જ નથી. વળી, માંડણ પણ પૂરેપૂરો ખલનાયક છે? સર્વાંશે દુષ્ટ છે? ના. એ તો બિચારો કથામાંની બીજી ઘણીય વ્યક્તિઓની જેમ સંજોગોનું પ્યાદું બને છે. નિર્ભેળ ધીરોદાત્ત નાયક કે સોએ સો ટકા ખલપાત્ર વાસ્તવિક જીવનમાં મળવાં મુશ્કેલ છે. લેખકના મનમાં રમતી કોઈક ભાવુક ખ્યાલાતનું આલેખન કરવા માટે કે



કોઈ પૂર્વનિર્ધારિત પ્રમેય સાબિત કરવા માટે બુદ્ધિધન કે ગુણસુંદરી જેવાં સ્વનામધન્ય પ્રતીકો રચવાં એ જુદી વાત છે. એ સંજ્ઞાત્મક પાત્રો લેખકનું પોતાનું દૃષ્ટિબિંદુ સિદ્ધ કરી શકતાં હશે, પણ આખરે એ પોતે કઠપૂતળાં જ બની રહે છે. એવાં 'ચપટાં' પાત્રોનું ત્રીજું પરિમાણ ઊપસવું તો દૂર રહ્યું, પણ બીજું પરિમાણ પણ ક્યાંય દેખાતું નથી. ગુણિયલ પાત્રો કરતાંય વિશેષ તો સર્વાંશે શઠરાયો કે દુષ્ટરાયો મળવા દુર્લભ છે. તેથી જ, આ શાદૂળને અને ખાસ કરીને તો માંડણને હું સર્વાંશે શઠ કે દુષ્ટ નથી ચીતરી શક્યો. પરિણામે, કથાને અંતે માંડણ કોઈને શેક્સપિયરના Villain-hero જેવો લાગે તો મને આશ્ચર્ય નહિ થાય.

આ કથામાં કોઈ ભવ્ય કે ઉન્નત કે જાજરમાન પાત્રો ઊભાં કરવાનો મારો ઇરાદો નહોતો. આખી વાર્તાનું આલેખન વ્યક્તિલક્ષી કરતાં સમૂહલક્ષી રાખ્યું છે. પશ્ચિમમાં જેને 'ક્રૉનિકલ' કહે છે એ પ્રકારની નવલકથા લખવાનો આ પ્રયત્ન છે. એની પશ્ચાદ્ભૂ ગ્રામજીવનની પસંદ કરી છે અને મુખ્ય પાત્રોનો વ્યવસાય ખેતીનો છે એ એક અકસ્માત જ છે. છતાં ઘણા વાચકોએ એ ખેતી-વ્યવસાયના આલેખનમાંથી ઝીણીઝીણી ભૂલો બતાવી આપી છે : જેમ કે, વાવણી આ રીતે ન થાય, ખેતરમાં અમુક પ્રકારનું વાતાવરણ કે એની વિગતો ખોટી છે, વગેરે. આ વાચકોને મેં જે વ્યક્તિગત રીતે ઉત્તર આપ્યો છે એ હવે અહીં જાહેર રીતે જ આપી દઉં છું કે ખેતરમાં વાવણી કે લાણી શી રીતે કરાય એ વિશેનું જ્ઞાન મેળવવા માટે કોઈ આ નવલકથા વાંચવાનું નથી. આ કૃતિ 'ખેતીનાં મૂળતત્ત્વો'નું સ્થાન લેવા માટે નિર્માઈ જ નથી. કથાને બહુ મોટા ફલક પર વિસ્તારી હોવાથી એમાં અહીંતહીં ક્ષતિઓ રહી ગઈ છે એ પણ મારી જાણ બહાર નથી.

અને છેલ્લે, કથાના અંત વિશે રૂઢ નવલકથાઓથી ટેવાયલાં વાચકોને આ અંત સંતોષકારક લાગશે કે કેમ એ વિશે હું સાશંક છું. એ બહુ અસંતોષકારક નહિ લાગે તોપણ અધૂરાપણાનો, અપૂર્ણતાનો તો થોડો અનુભવ થશે જ. આ અધૂરાપણાનો કશો બચાવ કરવા નથી માગતો. ઈ. એમ. ફૉર્સ્ટરે એક નિરીક્ષણ કર્યું છે કે દુનિયાની ઘણીખરી નવલકથાઓમાં અંતે કાં તો કોઈનાં લગ્ન થાય અથવા તો નાયક–નાયિકામાંથી કોઈકનું મૃત્યુ થાય. આ કથાને અંતે આ બે ઘટનાઓમાંની એકેય નથી બનતી. સંતુના શુભેચ્છક કહેવાય એવા ઘણા વાચકોએ, ગોબરનું મૃત્યુ આલેખાયા પછી સૂચવેલું કે હવે સંતુને માંડણના ઘરમાં બેસાડી દો તો એ સુખી થાય. મારે એમને કહેવું પડેલું કે જિંદગીમાં બધા ઘાટ આવા સમાસુતર કે તાલમેળિયા નથી ઊતરતા. આ વાર્તામાં આવા ઘણા તાણાવાણા સમેટવાને બદલે છુટ્ટા જ રહેવા દીધા છે. વાસ્તવિક જીવન, આ કથાના પહેલા અને છેલ્લા પૂઠાં વચ્ચે જ પરિમિત નથી; એ તો કથાના આરંભ પહેલાં અને અંત પછી પણ વિસ્તરી રહ્યું છે. નવલકથાનું અચ્યુતમ્ કેશવમ્ કરતાં પહેલાં બધાં જ પાત્રોનો 'રોલ કૉલ' લઈ નાખવાનો રિવાજ હોય છે. મેં એ તાકી કારકુનનું કામ ટાળ્યું છે. એ ટાળવા પાછળ બે ઉદ્દેશ છે : એક તો, કથાને કૃત્રિમ રીતે સમેટીને, ધર્મનો જય અને પાપનો ક્ષય જેવો સસ્તો કવિન્યાય સહુ પાત્રોને વહેંચી આપીને, ખાધું પીધું ને રાજ કર્યું જેવી પૂર્ણાહુતિ મને પસંદ નથી. અને બીજો ઉદ્દેશ સાચું કહું તો લોભ એ છે કે આ કથાને હજી બીજા બેચાર ખંડોમાં આગળ વિસ્તારવાની ઇચ્છા છે. અલબત્ત, આ કથા જેવી છે તેવી પણ એના આરંભ અને અંત વચ્ચે એક અખિલાઈ તો ધરાવે જ છે. એક પુત્રની વિદાય અને બીજા પુત્રનું આગમન એ બે ઘટનાઓ વચ્ચે હાદા પટેલના જીવનચક્રનો એક આંટો તો પૂરો થાય જ છે. પણ ગતિશીલ જીવનચક્ર નવલકથાના છેલ્લા પૃષ્ઠ ઉપર ભાગ્યે જ ખોટકાઈને ઊભું રહે. તેથી, મારી મુરાદ આ જીવનચક્રના એકથી વધારે આંટા આલેખવાની છે. એ રીતે જોતાં, બીજા ભાગમાં આલેખાયેલો અંત પણ

આખી કથાનું અચ્યુતમ્ નહિ પણ એક 'આધિયા'નું સમાપન છે, વિસામો છે. એના આખરી અધ્યાયનું આલેખન થશે કે કેમ, અને એ પૂર્ણાહુતિ પછી 'પ્રસાદ' વાટી શકાશે કે કેમ, એ અત્યારથી કહેવું મુશ્કેલ છે. કેમ કે, મારી દૃષ્ટિએ આ પ્રયોગાત્મક કથામાં એકને બદલે બે અપૂર્ણતાઓ દેખાય છે. એક તો ઉપર કહી એ સ્થૂલ સમાપ્તિના અભાવની અપૂર્ણતા, અને બીજી અપૂર્ણતા તે આ આખા નિવેદનમાં ઠેરઠેર જેનો નિર્દેશ કર્યો છે એ આયોજન, નિરૂપણ, પાત્રાલેખન, વસ્તુગૂંથણી તેમ જ એકંદર અરૂઢ આલેખનના કરેલા અખતરામાંથી ઊભા થતા 'ખતરા'ની અપૂર્ણતા. તેથી જ, અત્યારે તો આ અખતરાની ભવિષ્યવાણી ભાખવાની કશી શેખી કર્યા વિના, બીજા કોઈના નહિ તો મારા પોતાના આશ્વાસન ખાતર પણ એક શકવર્તી નવલકથા લખનાર સમર્થ કલાસ્વામી હર્મન મેલવિલે પોતાની કૃતિ વિશે કરેલ અતિ વિનમ્ર આત્મનિવેદનને યાદ કરું છું :

'God keep me from ever completing anything. This whole book is but a draft–nay, but the draft of a draft. Oh Time, Strength, Cash, and Patience!'

અને તેથી જ, આ મુસદ્દાના મુસદ્દાને, પેલા અવેતન અભિનેતાની હેસિયતથી, નાટકનો પ્રિમિયમ શો નહિ પણ ડ્રેસ રિહર્સલ જેવો પ્રયોગ ગણાવું છું.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**સુનીતા** : ડૉ. નરેશચંદ્ર સેનગુપ્ત. અનુ. રમણલાલ સોની, પાનાં ૧૭૪. રૂ. ૨/૫૦. **તપસ્વિની** (ભાગ ૧–૨) : કનૈયાલાલ મા. મુનશી. પાનાં ૩૪૦+૪૭૮. રૂ. ૮/૫૮+૧૦/—. **અખે ગીતા** : વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી–વ્રજરાય મુ૦ દેસાઈ. પાનાં ૬૪+૩૪. રૂ. ૧/૫૦. **વિદ્યાર્થીઓની વાતો–૩** : દામુભાઈ શુક્લ. પાનાં ૯૮. રૂ. ૧/૨૫. **મહાન વૈજ્ઞાનિકો–૩** : સુરેશ મં. શેઠના–નરસિંહ મૂ. શાહ. પાનાં ૮૭. રૂ. ૧/૨૫. **મણિલાલ નભુભાઈ જીવન રંગ** : ડૉ. ધીરુભાઈ ઠાકર. પાનાં ૩૨૭. રૂ. ૫/૨૫.—છયેના પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. Govardhanram Madhavram Triphiti's *Scrap* **Book Vol. VII** : સં. ડૉ. કાન્તિલાલ સી. પંડ્યા. પાનાં ૯૬. રૂ. ૨/—. **ગાગરમાં સાગર** : અરવિંદ ન. શાસ્ત્રી. પાનાં ૧૬૪. રૂ. ૨/૫૦.—બન્નેના પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી (પ્રા.) લિ; મુંબઈ, ૨. **ગાંધીજીનો વિનોદ** : લલ્લુભાઈ મકનજી. પાનાં ૮૦. રૂ. ૦/૬૫. **બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ** : મહાદેવ હ. દેસાઈ. પાનાં ૩૩૨. રૂ. ૨/૫૦. **બાપુના પત્રો–૪ મણિબહેન પટેલને** : સં. મણિબહેન પટેલ. પાનાં ૧૪૮. રૂ. ૧/૨૫.—ત્રણેયના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **વિક્રમચરિત્ર રાસ** : ઉદયભાનુ. સં. બલવંતરાય ક. ઠાકોર. પાનાં ૬૮. રૂ. ૨/—. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **ભૂદાન ગંગા (બીજો ખંડ)** : વિનોબા ભાવે. અનુ. ચુનીભાઈ વૈદ્ય. પાનાં ૨૧૦. રૂ. ૧/—. યજ્ઞ પ્રકાશન સમિતિ, વડોદરા. **શાંતિદૂત** : ભૂપેન્દ્ર હા. વકીલ. પાનાં ૨૦ રૂ. ૦/૨૫, પ્ર. ભૂપેન્દ્ર હા. વકીલ, કઠોર. **આરતી અને અંગારા** : ભગવતીકુમાર હ. શર્મા. પાનાં ૨૭૯+૧૬. રૂ. ૪/૫૦. **કોનો વિજય?** : 'વિશ્વમિત્ર'. પાનાં ૨૭૯. રૂ. ૪/૫૦. **ધર્મભગિની** : ચુનીલાલ વ૦ શાહ. પાનાં ૩૨૦. રૂ. ૫/૨૫. **સાગરવીર** : ઈશ્વરભાઈ પટેલ. પાનાં ૬૯. રૂ. ૦/૫૦. —ચારેયના પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ; અમદાવાદ, ૧.





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# બાળકનું મન

શારીરિક રચનાના નિષ્ણાત જાણીતા ડૉકટર-લેખક માનસશાસ્ત્રના પણ એવા જ અભ્યાસુ લેખક છે તે બાળમાનસ વિષેના આ લેખ ઉપરથી બધાને સમજાશે જ. બધાને હોંશે હોંશે વાંચવું અને વિચારવું ગમે તેવું ઊર્મિના આ જાણીતા લેખકનું લખાણ હોય છે......

નવજાત શિશુ પારણામાં પોઢેલું છે. દિવસનો મોટો ભાગ તે ઊંઘે છે. જાગે છે ત્યારે થોડું રડે છે. આમતેમ સળવળે છે અને ધાવીને શાંત પડે છે. ક્ષુદ્ર જંતુની સરખામણીમાં તે સ્વતંત્ર જીવન જીવવા માટે પૂરેપૂરું સજ્જ પણ કર્યા થયેલું છે ? તેને ખોરાક લેતાં પણ શીખવાનું છે. જીવતા રહેવા માટે તે બે બાબતો શીખીને આવેલું છે. ધાવવું અને ગળે ઉતારવું. જંતુ પંખી કે ક્ષુદ્ર પ્રાણીઓના જીવનને સરળ બનાવતી સ્વયંભૂવૃત્તિ કે જ્ઞાન પણ તેનામાં નથી. જન્મ વખતે ભમરીમાં એની આખી જિંદગીનું જ્ઞાન ભર્યું પડેલુ હોય છે. તેને ખોરાક મેળવતાં આવડે છે. તેને ઈંડાં મૂકવા માટે અટપટું દર બનાવતાં આવડે છે. તેને ભાવિ બચ્ચાંના પોષણ કાજે જીવડાંને ડંખ મારી બેભાન બનાવી દેતાં આવડે છે. કોઈએ એને આ બધું શીખવાડ્યું નથી હોતું. એની માતાનો એના જન્મ પહેલાં અદશ્ય થઈ ગઈ હતી. ઈંડાં મૂકયા પછી બચ્ચાં માટે એને ઝાઝો રસ નથી. પિતા તો ફક્ત સંભોગના કામ માટે જ ઉપયોગી હતો. દરમાં એ જન્મી અને દુનિયામાં બહાર પડી ત્યારે નહોતો એને કોઈનો સંગાથ કે આશરો. પણ દર બાંધવાં ઈંડાં મૂકવાં અને બેભાન કરી જીવડાં દરમાં મૂકવાં આટલું જ ભમરીનું જીવન-કર્તવ્ય છે. જ્યારે બાળક અમર્યાદ સંભાવ્ય શક્તિઓથી ભરેલું છે. જંતુઓ તો સ્વયંભુ પ્રેરણાભર્યાં યાંત્રિક જીવન જીવે છે. એની મર્યાદાઓ એના નાશના કારણરૂપ બને છે. પ્રકાશ સામે અથડાઈ અથડાઈ ને કૂદું મરણ પામે છે જ્યારે ગરમીનો અનુભવ થતાં બાળક પ્રકાશથી દૂર ભાગે છે. પણ બધાં જીવતાં પ્રાણીઓમાં શિશુ અવસ્થામાં પરવશ રહેતા જન્મેલું બાળક મોટું થતાં સર્જનશક્તિ અને વૃદ્ધિમાં બીજાં બધાંને શી રીતે ટપી જતું હશે ?

અઢારમી સદીના ફિલસૂફ જોન લૉકનું કહેવું છે કે માનવબુદ્ધિ ખાલી વાસણ જેવી છે કે જેમાં અનુભવ રેડાવાથી ભરાય છે. પ્રાણી સૃષ્ટિની જેમ સ્વયંભુ પ્રેરણાઓ વિના જન્મેલી માનવ ખાલી વાસણ સાથે જિંદગી શરૂ કરે છે. પ્રાણી અને એનામાં એટલો ફેર છે કે ઉત્ક્રાન્તિ થતાં ચાલવામાં ઉપયોગી નીવડતા બે હાથ છૂટા પડતાં એ પ્રાણી મટી માનવ બન્યો છે અને પોતાની પરિસ્થિતિઓ બદલવા શક્તિમાન નીવડ્યો છે.

આપણે જોઈએ છીએ કે જ્ઞાનેન્દ્રિય તરીકે આંખો પછી બાળક તેના હાથનો વધારે ઉપયોગ કરે છે. સાત મહિનાનું થતાં થતાંમાં તો તે પહોંચી વળાય એ પદાર્થો પકડવા મથે છે. હાથે વસ્તુઓ પકડવાથી એની દુનિયા વિશાળ અને સમૃદ્ધ બને છે અને મગજમાં નવી સંવેદનાઓ સંઘરાય છે.

આંખે જોયેલી વસ્તુઓને માણસ હાથ વતી જોઈ તપાસી ખાતરી કરી લે છે. આપણે જેને અડકી ના શકીએ તે પદાર્થો વિચિત્ર અને અસત્ય લાગે છે. અગાઉના જમાનામાં સૂર્ય ચંદ્ર અને પર્વતો માનવને દેવ જેવા કે દેવોના વાસ જેવા લાગતા હતા કારણ કે તે તેઓને પહોંચી કે અડકી શકતો નહોતો. હવે તેમને હાથ વતી અડકાને કે વૈજ્ઞાનિક શોધખોળોના જ્ઞાનથી આ વહેમો અદશ્ય થયા છે. આપણાં બાળકોને હાથ વતી વસ્તુઓ જોવા કે અડકવા ના દેતાં તેઓ ઉપદ્રવી કે નિરૂપદ્રવીના ખ્યાલ વગર રોજિંદા વપરાશની વસ્તુઓ માટે પણ વહેમી વર્તન દાખવ્યા વગર નહિ રહે.

જંતુની જેમ માનવ બાળક સ્વયંભુ પ્રેરણાઓ લઈ જન્મેલું નથી તો વાંદરાની સરખામણીમાં તેનો શરૂઆતનો શારીરિક વિકાસ પણ મોડા થાય છે. માનવ અને વાનર બાળક જન્મ સમયે સરખાં જ હોય છે

છતાં પણ વાનર બચ્ચાનો વિકાસ ખૂબ ઝડપી થાય છે. માનવ બાળક આની સરખામણીમાં લાંબા વખત સુધી જાણે કે 'ધાવણું' રહે છે. વાનરની સરખામણીમાં માનવની વૃદ્ધિમાં વિલંબ થાય છે અને તાલીમ પામવામાં પણ લાંબો વખત લે છે.

પણ તાલીમ પામવામાં ઘણો વખત જતો હોવાથી આપણે બીજા કોઈ પણ પ્રાણી કરતાં વધારે વિચારો અને દૃશ્યો મગજમાં સંઘરીએ છીએ. સામાન્ય બુદ્ધિવાળાં શીખવામાં મંદગતિ કરતા બાળકોના મા-બાપોએ આશ્વાસન લેવા જેવું છે કે બાળપણના અનુભવો પુખ્તવયના સર્વદેશીય માનસિક બંધારણ માટે ઘણા ઉપયોગી નીવડે છે.

યૌવનારંભ પહેલાં માનસિક ભૂમિકા તૈયાર ના હોય તો મન ઉપર કોઈ પણ બાબત ઠસાવવી મુશ્કેલ થઈ પડે છે. જિંદગીનાં પહેલાં વરસોમાં માનવીથી છૂટાં પડી માત્ર પ્રાણીઓના સંસર્ગમાં રહેલાં થોડાં બાળકો આના ઉદાહરણરૂપે છે. આ 'જંગલી' બાળકોને શીખવાડવા છતાં બોલતાં શીખી શકતાં નથી અગર તો મહામુશ્કેલીએ થોડા શબ્દો બોલે છે. આપણી ચૌદ વર્ષની વય પહેલાં બહારની દુનિયાના જ્ઞાનની સમૃદ્ધિ મગજમાં સંઘરાઈ જાય છે. આ સમય દરમિયાન મેળવેલા વિચારો મગજમાં ઊંડું ઘર ઘાલી બેસે છે; અને ભવિષ્યના વર્તનના પાયારૂપ થઈ પડે છે. ગમે તે ભાષા કે બધી ભાષાઓ શીખવાની શક્યતાઓ ધરાવે છે પણ તે ફક્ત ઘરોબાના વાતાવરણની જ ભાષા શીખે છે. આમ જિંદગીની શરૂઆતનાં વરસોમાં પ્રાપ્ત થયેલી વિચારની ટેવો અને માનસિક પૂર્વગ્રહો એવાં તો જડ ઘાલી બેસે છે કે તે વ્યક્તિત્વનો ભાગ બની જાય છે. બાળપણમાં સંઘરેલા સંસ્કારો જંતુઓની સહજવૃત્તિ જેવા થઈ પડે છે.

મન સંબંધી વિશેષ જ્ઞાન હોયા વિના આપણે સૌ જાણીએ છીએ કે આપણને મન છે. આપણી ઈન્દ્રિયોથી જાણી શકાય એવું મન કોઈ અવયવ નથી. મનના ભાવો, ચેનચાળા, અંગભંગ, શરીરનું હલનચલન અને ભાષા લેખનમાં પ્રદર્શિત થાય છે. પણ નાનું બાળક નથી સમજતું આપણી ભાષા કે એની લાગણીઓ જણાવવા નથી બોલતું કોઈ શબ્દો. તો પછી એને મન હશે કે કેમ તે શી રીતે જાણી શકાય? હા, તે હાથના ચાળા અને અંગચેષ્ટાઓ કરે છે તે ઉપરથી એના મનના ભાવો કલ્પવામાં આવે છે. મોટા ભાગની બાળકની અંગચેષ્ટાઓનો અર્થ અનુમાનવામાં આવે છે. આ સમજવામાં આપણે ખરા કે ખોટા હોઈ શકીએ પણ નાના બાળકના મન વિષે તજ્જ્ઞોએ બાંધેલાં અનુમાનો અહીં રજૂ કરવામાં આવે છે.

આપણે પુનર્જન્મમાં માનીએ છીએ એટલે આપણી માન્યતા એવી છે કે નવું જન્મેલું બાળક શરૂઆતના દિવસોમાં ગત જન્મોના ભવાટવિનાં સ્મરણોમાં અટવાતું રહે છે. એનું હાસ્ય અને રુદન એ ગત જીવનનાં સંસ્મરણોનાં પ્રતિબિંબો છે. જીવનની તાજી શરૂઆત સાથે એને કશો સંબંધ નથી.

અમેરિકન માનસશાસ્ત્રી વિલિયમ જેમ્સનું કહેવું છે કે જન્મ પહેલાં બાળક દુનિયાના અવાજ ઘોંઘાટ અને પ્રકાશથી વંચિત રહી ગર્ભાશયમાં સુરક્ષિત પડેલું હતું, જન્મ થતાંને વાર જ બાળક આ બધાનો એકાએક ભોગ થઈ પડે છે એટલે તેને આખી દુનિયા અવાજ અને ગુંચવાડાના શંભુમેળા જેવી સમજાય છે.

માનસશાસ્ત્રીઓનો એક મોટો વર્ગ એમ કહે છે કે બાળકના મનનો આધાર એના જ્ઞાનતંત્ર ઉપર છે. બાળકની શિશુઅવસ્થામાં જ્ઞાનતંત્ર વિકાસમાં અધૂરું હોવાથી બાળકનું મન પણ વાદળાંના સમુહ જેવું છે. બાળકના જ્ઞાનતંત્રના વિકાસ સાથે મન પણ ઘડાય છે.

રશિયન માનસશાસ્ત્રી પાવલૌવની પ્રેરણા હેઠળ કામ કરતા અમેરિકન માનસશાસ્ત્રી વૉટસન શરીરના હલનચલન સિવાય મનને માનતો નથી. તે શરીરનાં કામ, શરીરનાં હલનચલન અને વર્તનને મન સાથે સરખાવે છે.



માનસશાસ્ત્રીઓના એક વર્ગને મન બાળકનું મન એ પ્રત્યાઘાતોની સ્વાભાવિક છાપ પાડતી બાબત છે. જેમકે પ્રેમનો પ્રત્યાઘાત ભયનો પ્રત્યાઘાત અને ક્રોધનો પ્રત્યાઘાત. જ્યારે બાળકને થાબડવામાં રમાડવામાં કે ચુંબન કરવામાં આવે છે ત્યારે તે હસે છે, આનંદી દેખાય છે અને આનંદના અવાજો કાઢે છે. આ છે પ્રેમનો પ્રત્યાઘાત. અદ્ધર ઊંચા રાખેલા બાળકના હાથ છોડી દેતાં કે ઓચિંતા અવાજ સાંભળી બાળકનું શરીર અક્કડ બને છે અગર તો રડે છે. આ ભયનો પ્રત્યાઘાત છે. જ્યારે બાળકની જરૂરિયાતો તરફ ધ્યાન નથી અપાતું કે તેનું હલન ચલન નિષ્ફળ નીવડે છે ત્યારે તે હાથ પગ ઊછાળી મૂઠીઓ વાળી, શરીર વાંકુંચૂંકું વાળી રડી ઊઠી ક્રોધનો પ્રત્યાઘાત દર્શાવે છે.

આ ત્રણ પાયાની પ્રત્યાઘાતોની છાપ લઈ જન્મે છે. પણ વખત વીતતાં અનુભવના આધારે તે બીજા પ્રત્યાઘાતો શીખે છે. જ્યારે માતા બાળકને રમાડે કે વહાલ કરે છે ત્યારે બાળક પ્રેમનો પ્રત્યાઘાત દર્શાવે છે. આ વખતે બાળકે માતાનું હસતું મુખ જોયું હોય છે. આ પછી બાળક આઘેથી પણ માતાનું હસતું મુખ જોઈ, તેને ના લીધું હોય તો પણ પ્રેમના પ્રત્યાઘાત બતાવે છે. આ રીતે રમાડવા કે વહાલ કરવાને બદલે માતાનું હસતું મોઢું પણ બાળકમાં પ્રેમનો પ્રત્યાઘાત જગાડે છે. આને 'કન્ડીશન્ડ રીએકશન' (અનુભવનો પ્રત્યાઘાત) કહેવામાં આવે છે.

મેકડુગાલ માને છે કે બાળકનું મન નથી જાદુઈ દર્પણ જેવું કે જેમાં આસપાસના બનાવો પરાવર્તિત થાય કે નથી કોરી સ્લેટ જેવું કે જેના ઉપર કશું પણ લખી શકાય. તે માને છે કે બાળક નૈસર્ગિક ઉદ્દેશપૂર્ણ આદર્શોને પહોંચી વળવાની ચોક્કસ સંખ્યાવાળી પ્રેરણાઓ લઈ જન્મે છે. આ પ્રેરણાઓ જુદા જુદા તબક્કે સક્રિય બને છે. ભૂખની સહજવૃત્તિ પહેલામાં પહેલી પ્રદર્શિત થાય છે તો જાતીયવૃત્તિ પુખ્ત વયે પ્રગટ થાય છે.

ટિચનર આદિ માનસશાસ્ત્રીઓનું કહેવું છે કે સંજોગો સાથે અથડાવાથી માનવનું મન સંકીર્ણ બને છે. અનુભવ પામતા માણસોના અનુભવ એ મન છે. સ્વાભાવિક રીતે વખત વીતતાં અને ઉમ્મર વધતાં મન સમૃદ્ધ બને છે.

ફ્રોઈડ ધારે છે કે બાળકની બધી ક્રિયાઓ સુખના સિદ્ધાંત ઉપર મંડાયેલી છે. બાળક ફક્ત સુખ આપતી ક્રિયાઓ શોધે છે. પણ વખત વીતતાં વાસ્તવિકતાનો ખ્યાલ આવતાં તેની બધી ક્રિયાઓ સુખ અને વાસ્તવિકતા આ બે બળોના પરિણામથી ઘડાય છે. આ બે સિદ્ધાંત ઉપરાંત બાળકના મનમાં પુનરાવર્તનની ત્રીજી શક્તિ પણ રહેલી છે. આના પરિણામે બાળક શબ્દ રમત અને યુક્તિનું વારંવાર પુનરાવર્તન કરે છે.

વળી ફ્રોઈડ માને છે કે બાળક એની લાગણીઓ દર્શાવી તો શકતું નથી છતાં આસપાસના બધા બનાવો એના મનમાં સંઘરાય છે. બાળકનું મન જાણે કે ફોટો પાડવાની પ્લેટ કે ફિલ્મ જેવું કામ ઉપાડે છે.

બાળકના મન વિષે આવા ખ્યાલો બાંધવામાં આવ્યા છે. કેટલાક કહે છે કે બાળકો બુદ્ધિશક્તિ લઈ જન્મેલાં છે જ્યારે બીજાઓ કહે છે કે બાળકનું મન એ પરિસ્થિતિ, ઘર અને સુખનું પરિણામ છે. એક વર્ગ નવા અનુભવોના આધારે મનને ઉત્તેજવાનું કહે છે. તો બીજો વર્ગ એને આપગતિએ વિકસવા દેવાનું કહે છે. બન્ને મંતવ્યો કેટલાક અંશે સાચાં છે કારણ કે બાળકની બુદ્ધિશક્તિ એ જન્મદત્ત સામગ્રી અને અનુભવની નીપજ છે.

પણ મહત્ત્વનો પ્રશ્ન એ છે કે મનનો વિકાસ ક્યારે શરૂ થાય છે? બાળક વિચારતાં ક્યારે શીખે છે? વિચારવું એ મનનું એક કામ છે. અમેરિકાની યેલ ચાઈલ્ડ ગાઈડન્સ ક્લિનીકના ડૉ. આર્નોલ્ડ ગેસેલના કથન મુજબ નાનાં ભુલકાંમાં માબાપ બુદ્ધિશક્તિ અને હોશિયારીની આશા રાખે એમાં વજૂદ છે. બાળક કાંઈ આપણી જેમ આગળ કે પાછળનું

વિચારતું નથી, તે ફક્ત હાથ ઉપરની બાબત વિચારે છે.

બાળક દુઃખી ભૂખ્યું કે બેચેન હોય ત્યારે સહજવૃત્તિથી રડે છે. જો કે શરૂઆતમાં આ સ્વયંસ્ફૂરિત ક્રિયા હોય છે પણ તે સમજે છે કે રડવાથી કશુંક પરિણામ તો મળે છે. ગમે ત્યાંથી આવીને મા હાજર થઈ જઈ ધવરાવે છે કે બાળોતિયું બદલે છે. પછી તે રડવાનો અને ઇચ્છાતૃપ્તિનો સંબંધ જોડે છે. હવે જ્યારે તે રડે છે ત્યારે એના અવાજમાં માગણીનો રણકો હોય છે. વિચારતાં શીખવાનો આ પહેલો પાઠ છે.

આ પછી ત્રણેક અઠવાડિયાંનું થતાં બાળક બીજી શોધ કરે છે. તે ઇચ્છાવૃત્તિનું સાધન ઓળખી શકે છે. માતા આવતાં તે તેના ભણી મોઢું ફેરવે છે. વિચારવાનું આ બીજું પગલું છે.

જ્ઞાનતંત્ર વિકાસ પામતાં બાળકનું મન વિકસે છે. જ્ઞાનકોષો પક્વ થવા પ્રમાણે એનું વર્તન બદલાય છે. એના સાંભળવાની શક્તિ સાથે જોવાની શક્તિ વિકાસ પામતાં ચાર અઠવાડિયાંની ઉમ્મરનું બાળક આસપાસની દુનિયામાં રસ ધરાવતું બને છે.

બાળકની આંખો વસ્તુઓની છાપો ઝીલે છે. દૃષ્ટિ એ જ્ઞાનનું મોટું દ્વાર છે. આથી અંધ બાળકો બુદ્ધિમાં મંદ હોય છે. જન્મ વખતે બાળકની આંખો આકળવકળ ફર્યા કરે છે. ઘણા દિવસો બાદ તે જોતી ન હોય તેમ થોડો વખત સ્થિર રહે છે. ખરી રીતે તો તે કશું જોઈ શકતી નથી પણ આંખોની આવી કસરત વતી તે આંખની માંસપેશીઓ મજબૂત બનાવે છે.

આંખના વિકાસ સાથે કાંડાં હાથ અને ડોકની માંસપેશીઓ પણ વિકાસ પામે છે. ચાર અઠવાડિયાંની ઉંમર થતાં બાળક વસ્તુ જોઈ શકે છે, વસ્તુ સામે મીટ માંડે છે તે હલાવતાં આંખ પણ ફેરવે છે.

આ અરસામાં બાળક ચહેરો સમજવા માંડે છે, તેના ઉપર કોઈ વાંકા વળે તો તે હસે છે—જો કે તે ચહેરો ઓળખી શકતું તો નથી. બીજા ત્રણ કે ચાર મહિના બાદ તે ચહેરો ઓળખતું થાય છે.

ત્રણ મહિનાની ઉંમરે બાળક આસપાસનાં માણસોમાં રસ ધરાવે છે. ચાર માસે તેને માણસોની ખવડાવનાર, છાનું રાખનાર કે સાફસૂફ રાખનાર કરતાં વધારે કિંમત હોય છે. તેને માણસોનો સાથ ગમે છે. જ્યારે તેઓ ( ખાસ કરીને માતા ) જાય છે ત્યારે તે વિરોધમાં રુદન કરે છે, એનું ચપળ મન હવે ક્રોધ દર્શાવી શકે છે.

આ ઉંમરે ખડખડ અવાજ ભણી બાળકનું ધ્યાન દોરાતાં તે તેના તરફ નજર નાખે છે. હાથ અને આંખો એકી સાથે કામ કરી શકે છે, જો કે તે આપેલો ઘુઘરો પકડી રાખે છે ખરું પણ તે પોતાની જાતે ઘુઘરો ઉપાડી પકડી શકતું નથી.

છ માસની ઉંમરે બાળક માતાને ઓળખી શકે છે. તે ચહેરા ઓળખી શકે એટલી હદે તેની વિચારશક્તિ વિકસે છે. પરાયું માણસ જોઈને કોક બાળક રડે છે, આ પરાયા માણસની લાગણીને લીધે નહીં પણ તફાવત ઓળખવાની હોશિયારીની નિશાની છે. પરાયાનો બરાબર અભ્યાસ કરવાની તક મળ્યા બાદ તે તેની પાસે જાય છે.

આ ઉંમરે બાળકને માલિકીપણાનું ભાન થવા માંડે છે. એની પાસેથી રમકડું લેવામાં આવતાં તે લેવા નહીં દે.

નવ માસની ઉંમરે બાળક રમકડાંની પસંદગીમાં નિર્ણય બતાવશે. તે પ્રિય રમકડું ઉપાડશે અને બીજું રમકડું ધ્યાનમાં આવતાં સુધી તે પકડી રાખશે. એક વર્ષની ઉંમર થતાં બાળકના વિચારમાં ચોક્કસ છાપ દેખાય છે. બાળક જે કાંઈ કરી શકે છે તે તેને કોઈએ ખરેખર શીખવ્યું નથી હોતું. જ્ઞાનતંત્રના ફેરફારોના આધારે આ ક્ષેત્રમાં તેની શક્તિઓ વધે છે. માફકસરના સંજોગોમાં આ વિકાસ પુષ્ટિ પામી ઝડપી બને છે. માનસિક અને શારીરિક વિકાસ સાથોસાથ થાય છે. આમાં વ્યક્તિગત ફેરફાર રહે છે પણ એટલું તો ખરું કે જિંદગીની પહેલી શરૂઆતથી બાળક વિચારવાનું શરૂ કરે છે.

*



ઈશ્વરભાઈ પટેલ

# આખરે એ નાઠો જ [૨]

ગયા અંકથી શરૂ થયેલી એક જર્મન વિમાની અને સૈનિકની આ-સાહસકથા આ હપ્તામાં તેનાં નવાં પરાક્રમો સાથે વધુ જોશ અને વેગથી આગળ વધે છે. અંગ્રેજી પરથી રૂપાંતરિત હોવા છતાં પ્રવાહી ગુજરાતી શૈલી માટે શ્રી. ઈશ્વરભાઈ પટેલ જાણીતા છે......

એકવીસ દિવસની એકાંતવાસની સજા ભોગવી રહ્યો એટલે વોનને મીડલેન્ડની એક કેદી છાવણીમાં બદલી મોકલવામાં આવ્યો. પણ એક વખત નાસી છૂટયા પછી હવે પુનઃ ભાગવું એ એને મન રમત લાગતી હતી એટલે નવા સ્થળે પહોંચતાં જ નવી પાટી ને નવી પેન એમ એણે ત્યાંની સંરક્ષણપદ્ધતિ જોવા માંડી.

આ જેલની ચારેય બાજુ કાંટાળા તારની ડબલ વાડ લગાવવામાં આવી હતી ને આ બે વાડ વચ્ચેની જગા પર સતત ચોકિયાતોના પગ ઘૂમ્યા કરતા હતા. દરેક પચાસ વારે એક વૉચ ટાવર ઊભું કરવામાં આવ્યું હતું ને આ ટાવર મશીનગન ને ફ્લડ લાઈટથી સુસજ્જ હતું. જેટલો સમય હવાઈ હુમલાની ચેતવણી બજતી એટલો વખત પ્રકાશઘોષ અટકતો પણ બદલામાં ચોકિયાતોની સંખ્યા બમણી થઈ જતી. એટલે એણે નક્કી કર્યું કે નાસી છૂટવાનો એકમાત્ર માર્ગ ભોંયરા રસ્તો છે.

જે મકાન એને ભાગ આવ્યું હતું તે પહેલી વાડથી ભાગ્યે એકાદ વાર દૂર હશે. વોને ગણત્રી કરી કે ભોંયરાની એક વણવપરાયેલી ઓરડીમાંથી તેર મીટર જેટલું ભોંયરું ખોદાય તો બીજી વાડથી આગળ ફૂટે. આ ભોંયરાનું દ્વાર એક ચોકિયાત ટાવરની સાવ નજદીક ખૂલે, પણ થોડાંક ઝાંખરાં ને ઝાડ કંઈક ઓથો અર્પતાં હતાં. યોજના વ્યવહારુ લાગી એટલે પાંચ મિત્રો સાથે એણે 'સ્વાનવીક (સ્થળનું નામ) ખાણ કંપની' શરૂ કરી.

શરૂઆતથી જ શ્રી ગણેશ સારા બેઠા અને અપાર મુશ્કેલીઓ છતાં કામ ઠીક પાધરું ચાલ્યું. એવામાં વોનને સમજાયું કે બપોરના ભોજનમાંથી એ ગાપચી મારી જાય તો ખોદકામને ૭ કલાક આપી શકે. અને અહીં ગાપચી મારવી સહેલી હતી કારણ કે ત્યારે દોઢસો કેદી પર એક જ અમલદાર પહેરો ભરતો. આગીઆ બોમ્બ સામે રક્ષણાર્થે અપાયેલ ટૂંકા હાથાના પાવડા ને ડોલ એને ખોદવામાં ને માટી કાઢવામાં ઠીક અનુકૂળ પડી ગયાં. એવામાં આ ટોળકીના એક સભ્યની નજરે વરસાદનું પાણી રોકવા કરેલો એક ખાડો ચઢી ગયો એટલે માટી ઠાલવવામાં પાંસરું પડી ગયું.

થોડા સમયમાં તો એ બાકોરું એવું લાંબું થઈ ગયું કે જરાજરા વારમાં ખોદનારનું માથું ચડી જતું ને એ ગૂંગળામણ અનુભવતો. એવામાં એક ઠેકાણે આ ભોંયરું એવું સપાટી નજદીક આવી ગયું કે ચોકિયાતનો એના પર પગ પડ્યો હોત તો તરત જ બધી બાજી ઊંધી વળી જાત. પણ સદ્ભાગ્યે કોઈ ચોકિયાતનો પગ ત્યાં પડ્યો નહીં ને ફાયદામાં એવું થયું કે આ પાતળા જમીન-પડમાંથી ગળાઈ જતી હવાએ હવા-પ્રકાશનો પ્રશ્ન હલ કરી દીધો.

સૌ કેદીઓએ આમાં પૂર્ણ સહકાર દીધો અને જ્યારે પેલા ખોદતા ત્યારે એ ચારેકોર નજર રાખતા ને જરૂર પડ્યે સંજ્ઞાસૂચક શબ્દોમાં ચેતવણી આપતા. જ્યારે અવાજ નિવારી શકાય એવું ન રહે ત્યારે આ બધા કેદીઓ એવા તો જોરથી ગીતો ગાતાં ને પત્તાં રમતાં એવો શોરબકોર કરી મૂકતા કે અંદરો-અંદર ઝઘડી પડી બૂમ બરાડા પાડતા કે પોતાના પાવડાનો પથ્થર સાથેનો અવાજ, આ ઘોંઘાટમાં ડૂબી જતો સ્થિર ગતિએ કામ આગળ ધપવા માંડ્યું ને પૂરા એક મહિને, સસલાના દર જેવડો, ઘૂંટણીએ પડી નીકળી શકાય તેવો ભૂગર્ભમાર્ગ તૈયાર થઈ ગયો. દરમિયાન પાંચેય ગમનવાંચ્છુઓએ ઇંગ્લેંડ બહાર પહોંચવાની સૌ સૌની યોજનાઓ ઘડી કાઢી હતી. એક રક્ષક સિપાઈને એક પાઉંડે એક હીરા વીંટી

વેચી એટલે દરેક જણ ચાર ચાર શિલિંગ પ્રાપ્ત કરી શક્યો હતો. બસભાડાની આ રકમ વડે બે જણ લીવરપૂલ પહોંચી તટસ્થ દેશના કોઈ વહાણમાં આયર્લેન્ડ મચ્છંતિ કરી જવાની ગણત્રીમાં હતા; જ્યારે બીજા બે ગ્લાસગો થઈ તટસ્થ વહાણમાં વતન ભેગા થવાની મુરાદ સેવતા હતા. વૉનની પોતાની યોજના આગવી હતી.

આગલા અનુભવે વૉનને સમજાયું હતું કે શોધખોળ શરૂ થતા પહેલાં ઈંગ્લેન્ડ બહાર પહોંચી જવાય તો જ છટકી શકાય, બાકી ના બને. આ શક્ય થાય વિમાનવાટે જ. એટલે એણે એવો વિચારકિલ્લો રચ્યો કે કોઈ હિસાબે પાસેના શાહી વિમાની દળમથકે પહોંચી જવું અને બુદ્ધિનો પાકો ઉપયોગ કરી એકાદ વિમાન હાથવગું કરી લેવું.

આવી સીધીસટ છતાં અતિ હિંમતભરી યોજના અમલમાં મૂકવા એણે મનસૂબો ઘડ્યો કે પોતાની ઓળખાણ, હવાઈ હુમલામાં ભોગ બનેલા એક ડચ વિમાની તરીકે આપવી, આ યોજના આરપાર ગબડી જાય એનું એક કારણ પણ હતું. તે સમયે જુદા જુદા દેશના ને જુદા જુદા ગણવેશવાળા સંખ્યાબંધ નિરાશ્રિત વિમાનીઓ ઇંગ્લેંડમાં વસતા હતા, અને ભાંગ્યાતૂટ્યા અંગ્રેજીમાં પોતાનો વ્યવહાર નભાવતા. વૉનનું અંગ્રેજી એવું જ કામચલાઉ હતું અને એણે ગોઠવી કાઢ્યું કે કિનારા પરની ટુકડીના માણસોને આ મધ્યપ્રદેશના ઓછા ઓળખે એવો પોતાનો પરિચય 'મિક્સ્ડ સ્પેશીયલ બૉમ્બર સ્કવૉડ્રન' કોરટલ કમાન્ડ એમ આપવું.

હવે સવાલ રહ્યો ગણવેશનો. એક યુદ્ધકેદીએ છાનોમાનો પોતાની પાસે રાખેલો ગણવેશ આપ્યો તો બીજા એકે ઉડ્ડયન બૂટ પૂરા પાડ્યા. પોશાકપૂર્તિ અર્થે એણે ગળે વીંટવાનો જ રૂમાલ છાવણીની દુકાનમાંથી ખરીદ્યો. ઓળખપત્રો વિના તો ચલાવી લેવાય પણ બ્રિટિશ-વિમાની દળના બિલ્લાનું શું ? કેદીઓના 'છૂમંતર' વિભાગે પૂઠાનો એક જૂઠો બિલ્લો મૂળના અનુકરણરૂપે તૈયાર કરી દીધો.

અને ડિસેમ્બરની ૨૦ તારીખે રાત્રે નવ વાગે, પેલા ભોંયરા બહાર વૉન ફૂટી નીકળ્યો ત્યારે ભાગવા માટે આદર્શ પરિસ્થિતિ સર્જાઈ રહી હતી. અંધારી રાત્રિ હતી ને વિમાની હુમલાની ચેતવણીના સૂર ગાજતા હોવાથી પ્રકાશપૂંજ અદૃશ્ય હતો. એ બહાર નીકળ્યો ત્યાં જ સંકેત મુજબ પેલા દેડકો: કેદીઓએ જોરશોરથી ગાવા માંડ્યું, જેથી વૉનથી પેદા થયેલો નાનો મોટો બધો અવાજ ડૂબી જાય.

એ અંધકારમાં નિરવ પગલે વૉને માર્ગ કાપવા માંડ્યો. એના છટક્યા પછી થોડી જ મિનિટોમાં એના સાથીદારો પણ છટકી નીકળ્યા. બસો વાર દૂર એક કોટ આગળ એકઠા થવાનો એમણે સંકેત કરેલો તે મુજબ ત્યાં એક બીજાને વિદાય સલામ કહી દરેકે પોતપોતાનો રસ્તો પકડ્યો.

હવાઈ હુમલો હજુ ચાલુ હતો એટલે વૉને ઠરાવ્યું કે એક સ્થળે અટકી જવું, નહીં તો કદાચ તાજા પડેલા જર્મન વિમાની તરીકે અમને પાછો પકડી લેવાનો સંભવ રહે.

અને એને લાગતું હતું કે ઉતાવળને કારણ પણ નહોતું. કારણ કે સવારે હાજરી પૂરેલા એની ગેરહાજરી નજરે ચડે તેવો સંભવ નહોતો અને એને બાસો દસ કલાકનો ગાળો આપોઆપ પ્રાપ્ત થતો હતો. એટલે એ એક કોટ આગળ લપાઈને પડ્યો રહ્યો.

ત્રણ વાગ્યા છતાં હવાઈ હુમલાની શાંતિ-ઘંટડી બજી નહીં. હવે તો રહવું જેવી જોખમકારક હતી એટલે બહાર નીકળી, બગલમાં ટાઈમ્સ છાપાની નકલ મારી એ ખેતરો સોંસરો પડ્યો. એને જો ખબર પડી હોય કે પોલીસ એની ભાળમાં ક્યારનીય લાગી ગઈ છે તો એણે કોઈ સીધો રસ્તો પકડ્યો હોત પણ એનો એક સાથીદાર પકડાઈ ગયો હતો ને એમનો ભંડો ફૂટી ગયો હતો તે યે જાણ્યો જ નહોતો. પેલા મિત્રે એક સાયકલ જોઈ એટલે સવાર થઈ ભાગી જવા એ ચોરી. એ સાયકલ પાસે જ



પોલીસ ગઈ ને પાંચ મિનિટમાં તો હવાઈ મથકના માણસે આવી સલામ ભરતાં જણાવ્યું, 'સાહેબ આપને માટે વાહન તૈયાર છે.'

વૉનનો જુસ્સો ઓર વધી ગયો ને એ મથકે પહોંચતા સુધીની દસ માઈલની મુસાફરીમાં તો એને વિમાન પ્રાપ્તિની શકયતા કેટલીય નજદીક લાગી.

પણ વૉને ધાર્યું હતું તેના કરતાં ઊંધા જ કારણ-સર હકનેલના વિમાની અફસરે ગાડી મોકલી હતી. જર્મન કેદીઓની નાસભાગની વાત એને કાને પહોંચી નહોતી પણ વૉને જે ઢગલાબંધ ગપસપ એને સંભળાવ્યું હતું તે પરથી એને પાકો વહેમ પડ્યો હતો કે આ કોટન વૉન બૉટ કોઈક ઠો. ધૂસ છે. એને ગળે એ વાત જ ઊતરતી નહોતી કે આવાં અંધારામાં તૂટી પડેલા વિમાનના વિમાનીઓ સાવ સહીસલામત રહે. એટલે એણે ઠરાવ્યું કે એને દિવસ નાણી જોયો. એ જો કોઈ બનાવટી ઘરાક હશે તો એની વાતચીત, ઓળખપત્રો—બધું એને છતું કર્યા સિવાય નહિ રહે.

છતાંય સાવચેતીરૂપે એણે પોતાના ડ્રાઈવરને ભરી બંદૂકે મોકલ્યો હતો અને આ એક ભાગફોડિયો વા ભાગેડુ કાવત્રાબાજ હોવાની વાત કહી દાધી હતી. વધારામાં એની મુલાકાત જે ઓરડીમાં ગોઠવી હતી તેની બારીના બધા સળિયા પાડી, એ એણે બંધ કરી હતી, માત્ર આગલું બારણું ખુલ્લું રાખી એણે ભગભગતો અગ્નિ ચૂલામાં ચેતતો રાખ્યો હતો જેથી બફાઈને એ પોપટનો ઉડ્ડયન પોષાક ઉતારી દે અને એનો ગણવેશ છતો થાય.

વૉન વિમાની મથકે પહોંચ્યો ત્યારે સૂર્ય ભગવાન પૂર્વમાં પ્રકાશી ઊઠ્યા હતા અને વૉનને ધારીને જોઈ શકયા તે હેતુસર પેલો અફસર શટર્સ ખસેડી રહ્યો હતો. એનાં નજરે પડેલી મૂર્તિ આવી હતી: પાંચ ફૂટ સાત ઈંચિની એ માનવ કૃતિના વાળ વાંકડિયા હતા, એનો ચહેરો સાવ નિખાલસ ને બાળક જેવો લાગતો હતો. જ્યારે એનું હાસ્ય મજાનું હતું. એ નહોતો લાગતો લુચ્ચો કે નહોતો ભાસતો ખંધો, પણ એનો ગણવેશ સાવ અનિયમિત અને વિચિત્ર તરીકાનો હતો.

હજુયે ફરેડીને ફંફોસતાં ફંફોસતાં પેલો અફસર બોલ્યો, 'વૉન લૉટ કે? તમને બહુ રોકવાના નથી હો, પણ હા જુઓને અહીં જરા ગરમી વિશેષ હોય તો તમારો ગણવેશ ઊતારી નિરાંતે બેસો.

સ્ટીમરના ભંડારિયામાં મારે તેટલો બાફ આ ઓર-ડામાં લાગતો હતો છતાં વૉને જણાવ્યું, 'ના ના એટલી તસ્દી લેવાને કાંઈ કારણ નથી. એબરડીનથી મારું વિમાન કોઈપણ ક્ષણે આવી પહોંચશે.' આમ કહી એ અગ્નિથી જેટલા દૂર ખસાય તેટલો ખસ્યો. પેલો અમલદાર બારીએથી હાથ ખસેડી, એને ખંખેરી, ટેબલ નજદીક આવ્યો એટલે વૉને એની સાથે હસ્તધૂનન કર્યું, 'આપને તકલીફ આપવા બદલ હું વધુ તસ્દી આપવા માગતો નથી. બહાર જઈ હું મારા વિમાનની રાહ જોતો, કંટ્રોલ ટાવર પાસે બેસીશ.'

'ના, ના, એવી કંઈ જરૂર નથી. વિમાનનો સંપર્ક સાધતાં જ કંટ્રોલર મને ફોન કરશે. તમે તમારે નિરાંતે અહીં ગરમાવામાં બેસોને.'

આમ અગ્નિની પોતાની કરામતથી વૉનને જરાય અસ્વસ્થ નહિ ભાળતાં તે પોતે જ એનાથી પીડાતો હોવાથી એણે એક નવો ગોળો ગબડાવ્યો :

'જુઓને, તમે તો બહુ જ નસીબદાર લેખાઓ. બાકી આટલી ઊંચાઈએથી પડ્યા છતાં તમને ઇજા ન પહોંચી એ કંઈ ભગવાનની ઓછી મહેરબાની લેખાય? અરે ટેલિફોન પર તમે એવી ઝડપથી વાત કરતા હતા કે આખા બનાવના બધા અંકોડા કંઈ બરાબર યાદ રહ્યા નહિ. કૃપા કરીને એ વિગત જરા પુનઃ કરી જાઓ ને, મારે એનો રિપોર્ટ કરવો પડશે ને!'

[આવતે અંકે પૂરું થશે]

☆

કૃષ્ણ ચંદ્ર

# સ્ટેઇનલેસ સ્ટીલ

ઉર્દૂના ખ્યાતનામ લેખકની શ્રી ઓમપ્રકાશ ખન્નાએ ગુજરાતીમાં ઉતારેલી આ વાર્તા માનવમનનું કેવું સ્વાભાવિક ચિત્રણ કરે છે! વેધક શૈલી અને ઊંડુ મનોવિશ્લેષણ એ ઉર્દૂના આ જાણીતા લેખકની આગવી વિશિષ્ટતા છે જે વાર્તાના પ્રવાહને જોમ આપે છે......

દાદરથી તે 'ડી' બસમાં ચડી ગયો અને ઉપરના માળે હાંફતો હાંફતો આવી મારી પાસેની ખાલી સીટ પર ગોઠવાઈ ગયો. તેના આગમન અગાઉ તેની તદ્દન નજીકની સીટ પર એક યુવતી બેઠી હતી; જેણે કોલાબાની ટિકિટ લીધી હતી. અને સાચું કહું છું કે તે એટલી બધી સુંદર હતી કે તેને જોઈ મને થયેલું કે મારે પણ કોલાબાની ટિકિટ લેવી જોઈતી હતી. પણ જિંદગીની દોડતી બસનું શું કહેવું? એમાં એમ તો દરેક મુસાફર સાથી છે, મિત્ર છે, ભાઈ છે, પતિ છે, પત્ની છે, મા છે, બાપ છે, પુત્ર છે, ફુઆ છે, કાકા છે અને એ આનંદદાયી પણ છે; પણ દરેકની મંઝિલ જુદી જુદી છે; દરેક વ્યક્તિ વારાફરતી બસમાં ચડે છે; વારા પ્રમાણે ટિકિટ ફડાવે છે અને પોતાની મંઝિલ પર માથું ઝૂકાવી ઊતરી જાય છે. બે આંચકા અને બસ આગળ ચાલવા માંડે છે. કોઈ પૂછતું સુદ્ધાંય નથી કે તમે કોણ હતા? ક્યાંથી આવ્યા? ક્યાં જાઓ છો? આપણો સંગાથ શું બસ આટલો જ હતો? શું તમારા જુલ્ફાની એટલી જ ભીની સુવાસ, તમારા માદક નયનોની એટલી જ હૂંફ, તમારા મોહક સ્મિતની એટલી જ સુકુમારતા અમારા માટે હતી? બે આંચકા અને શ્વાસ અદ્ધર!

અને તેથી જ પેલી યુવતીએ કોલાબાની ટિકિટ લીધી હતી છતાં મેં ગ્રાંટરોડની ટિકિટ ફડાવી હતી. બસ-કન્ડકટરે ઝૂકીને સસ્મિત વદને તેને ટિકિટ આપી હતી. પણ મારી તરફ ફરતાં જ તેનું સ્મિત ફટકિયા મોતીની જેમ ફટકી ગયું હતું.

'ટિકિટ?'

તેણે રોજિંદી વેપારી ઢબે પૂછ્યું.

'ગ્રાન્ટરોડની'

'ત્રણ આના'

'લો ત્રણ આના'

ફટાક્ કરતી ટિકિટ હાજર. ખેલ ખલાસ. બસ-કન્ડકટર આગળ નીકળી ગયો. પેલી સુંદર યુવતીને જોઈને એના ચહેરા ઉપર જે ચમક આવી હતી તે હવે ઓસરી ગઈ હતી. સૌંદર્યની પરખ તો પશુઓમાં પણ હોય છે. કંડકટર ભલે યંત્રવત્ કામ કરવા લાચાર હોય પણ આખરે તો એ પણ માણસ છે! ક્યારેક ક્યારેક એના ચહેરા ઉપર પણ પ્રેમની પરાગથી મહેકતી પેલી નજર ફૂલની જેમ ખીલી ઊઠે છે. તેણે મારા પર એવો ભાવભર્યો દૃષ્ટિપાત ન કર્યો એ સારું જ કર્યું. કારણ મારી પહેલાં જ તેની શરમાળ દૃષ્ટિ વ્યક્ત કરતી હતી, 'હે ખૂબસુરત યુવતી! અફસોસની વાત છે કે બસ ફક્ત કોલાબા સુધી જ જાય છે. જો એ એથી પણ આગળ, જ્યાં મારું ઘર છે, ત્યાં સુધી જતી હોત તો ત્યાં સુધીની ટિકિટ તને હું ફાડી આપત.'

તે બસ-કન્ડકટરની અદા જોઈ મને સૃષ્ટિના સૌથી મોટા કન્ડકટરની યાદ આવી ગઈ. તે દરેક મુસાફરને વારાફરતા પોતપોતાની મંઝિલ પર ઉતારી મૂકે છે; પછી મને વિચાર આવ્યો કે નક્કી મૃત્યુ એ એક સ્ત્રી છે; જો મૃત્યુ એ પુરુષ હોત તો આમ ખૂબસુરત યુવતીઓના પ્રાણ આંચકી લેત નહીં. ફક્ત એક સ્ત્રી જ ઈર્ષાના આગમાં આવું કરી શકે છે.

હવે એ તો ખબર નથી, મૃત્યુ એ સ્ત્રી છે કે પુરુષ પણ દાદર આગળ મારી જોડે આવી બેઠેલો માણસ ચોક્કસ પુરુષ હતો જ! તેના બેસતાંની સાથે જ, તેની ભારેખમ કાયાની આડમાં તે યુવતી ઢંકાઈ ગઈ, અને ત્યાર બાદ હું તેને જોઈ શક્યો નહીં. હા, પણ જો મારી ડોક લાંબી હોત, અને એટલી મરોડદાર હોત કે હું આગળ પાછળ સરળતાથી ઘૂમાવી શકત તો નક્કી તેને જોઈ શક્યો હોત. આવા પ્રસંગે મને

ઘણીવાર મન થઈ આવે છે કે હું માણસ નહિ પણ સારસ હોત તો? જિરાફ હોત તો! શહામૃગ હોત તો! તો શું થાત?

પણ તે ભારેખમ માનવીએ મને વધુ વખત વિચારવાનો અવસર જ ના આપ્યો. થોડીવાર તો તેણે બસમાં પોતાની દૃષ્ટિને આમતેમ ફેરવી લીધી પછી ત્રીજા માળ પરથી નીચે કીડાને જોતા માણસ માફક તેણે મારા તરફ જોયું. મેં અચંબો પામી, મારી નાની એવી દુર્બળ ડોકની આજુબાજુ લપેટાયેલા કોલર અને મેલી ઘેલી ટાઈને ઠીક કરી દીધી. ખરી રીતે, હું આવી દૃષ્ટિથી ઘણો જ ગભરાઉં છું. ગ્રાન્ટરોડ પરની એક ખાનગી શાળામાં હું શિક્ષક છું. ઇતિહાસ, ભૂગોળ અને વનસ્પતિશાસ્ત્ર ભણાવું છું. કદી કદી નાગરિકશાસ્ત્ર, અંગ્રેજી અને ગણિત પણ શીખવું છું. પગાર રૂપિયા પંચ્યાસી છે, જો કે પહોંચ એક સો પાંત્રીસની આપું છું. ત્રીસ વર્ષથી આ જ નિશાળમાં, આ પગારે જ કામ કરતો આવ્યો છું. સભ્યતાની દૃષ્ટિએ મારી ગણતરી માનવીમાં થાય છે; બુદ્ધિ અને નિપુણતાને લાગે વળગે છે ત્યાં લગી તમે મને વનસ્પતિશાસ્ત્રના વિદ્વાનોની હરોળમાં મૂકી શકો છો અને પગાર મુજબ મારો સંબંધ અર્થશાસ્ત્રીનો છે. વર્ગમાં વિદ્યાર્થીઓની ધમકી ખાવી પડે છે. અને વર્ગ બહાર હેડ માસ્તર, મેનેજર અને પત્નીની ઘૃણિત ધમકીઓ સહન કરું છું. દર વખતે મારું પાનું આવી દૃષ્ટિ સાથે પડતું હોવાથી હું તરત જ આવી દૃષ્ટિ પામી જાઉં છું.

આ વખતે પણ મેં તે દૃષ્ટિને તરત જ ઓળખી કાઢી. જાણે તે મને કહી રહી હતી:

'અલ્યા, હલકટ માયકાંગલા કમભાગી મનુષ્ય! તારી એટલી હિંમત-કે તું આ પ્રમાણે મારી સાથે મારી સીટ પર બેસે?'

એ દૃષ્ટિના પ્રત્યુત્તર રૂપે મેં સહજ હસી દીધું—એકદમ ફિક્કું, ખસિયાણું અને પોતાની ઉપર જ શરમતું હાસ્ય! જાણે હાથ જોડી તેને વિનવી રહ્યું હતું,

'જવા દો ભાઈ! મારી સાથે શા માટે બાખડો છો! ગરીબ છું, બેઠો છું, બેસી રહેવા દો. ગ્રાંટરોડ પર ઊતરી જઈશ. તમારું શું આંચકી લઉં છું? આમ ઘૂરકી ઘૂરકીને શું જુવો છો? લો, હું જરા આઘો ખસી જાઉં છું, બસ!'

મેં કશુંય કહ્યું નહીં, પણ મારી સીટ પર વધુ સંકોચાઈને ગોઠવાઈ ગયો. તે તે તરફ વધુ ફેલાઈને બેસી ગયો. પોતાનાં નસકોરાં ફૂલાવતાં તેણે મને પૂછ્યું,

'કેટલા વાગ્યા છે?'

મે તદ્દન નમ્ર થઈ કહ્યું, 'માફ કરજો, મારી પાસે ઘડિયાળ નથી.'

'ઓહ!' તેની ઢબમાં કટુતાની માત્રા વધી ગઈ—મધુમેહમાં ખાંડની માત્રા વધી જાય છે તેમ! તેણે હાથના ઇશારે કંડક્ટરને પોતાની પાસે બોલાવ્યો, અને તેને સમય પૂછ્યો. કંડક્ટરે સમય કહ્યો એટલે તેણે પોતાની ઘડિયાળ સાથે સમય મેળવતાં કહ્યું,

'તમારું ઘડિયાળ ખોટું છે.'

'હશે, સાહેબ.'

'હશે નહીં...' તે માણસે નિર્ણયાત્મક ઢબે કહ્યું, '...છે. તમે બસ-કન્ડક્ટર છો અને બરાબર સમય નથી જાળવતા! એટલે જ તો બસો મોડી પડે છે! આ બસ પણ દાદરના સ્ટેન્ડે પાંચ મિનિટ મોડી પડી હતી. તમને લોકોને મુસાફરોનો જરાય વિચાર નથી આવતો? અમને કેટલું બધું નુકશાન થાય છે!'

'પણ એટલું તો વિચારો કે......' કંડક્ટરે કહ્યું, '...અત્યારે તો ચોમાસાનો વખત છે. આખો દિવસ વરસાદ વરસ્યા કરે છે. જો એ જ સ્પીડથી બસ હાંક્યે રાખીએ તો કેટલા બધા અકસ્માત થઈ જાય! ભલે સમય કરતાં પાંચ મિનિટ મોડા પહોંચતા હશો, શેઠસાહેબ! પણ ઘરે તો પહોંચી જાઓ છો ને!'

કંડક્ટરના જવાબ પર ઘણાને હસવું આવી ગયું. હું

હું તેનાથી સાહસ પણ કરી શક્યો નહીં; કારણ કે તે મારી તદ્દન નજીક બેઠો હતો. તરત જ તેણે માથું હલાવતાં કહ્યું.

'[illegible] કેમ નવાં ટાંકા સાચવું? હાંકી શકાય છે, પણ આ સાળાની સ્થિતિ તો જુઓ જ છો! બાર બાર મહિના થાય. બસની એક્સેલ પણ તૂટી જાય. આ હમણાં જ સાહેબોથી દાદર આવતાં જ મારી ગાડીને એક્સીડન્ટ થઈ ગયો. સાલું, જ્યાં જુઓ ત્યાં બેઈમાનીનું જ રાજ ચાલે છે.'

ત્યાર પછી તો તેણે ધીમે ધીમે ઘણીય ગાળો ભાંડી. તે ઘણો જ ગુસ્સે ભરાયેલો લાગતો હતો. તેનો ચહેરો શાગળો અને શીતળાના ચાઠાથી ભર્યો હતો. વાળ કાળા અને ભવાં ગાઢાં હતાં. ચહેરો ભારે હતો અને શરીર પણ ભારે હતું. કમર આગળ તેણે એક સફેદ ધોતીયું બાંધ્યું હતું. જેમાંથી તેના રીંછ જેવા પગનાં વાળ દેખાતા હતા. કંડકટરે તેને પૂછ્યું,

'ટિકિટ?'

'બોમ્બે સેન્ટ્રલ'

'અઢી આના.'

શેઠે પોતાનું મોટું પાકીટ કાઢ્યું. કેવું મોટું પાકીટ! એ પાકીટથી નાનું તો મારું ઘર છે; જેમાં હું, મારી પત્ની, પાંચ બાળકો અને એક વૃદ્ધ મા સહિત રહું છું. હું તે પાકીટ સામે આશ્ચર્યથી જોઈ રહ્યો. કેટલું મોટું પાકીટ હતું? તેમાં ઓરડીઓ પણ કેટલી બધી હતી? એક ઓરડી હજાર–હજાર રૂપિયાની નોટો માટે હતી; એક ઓરડી સો–સો રૂપિયાની નોટો માટે હતી; બીજી એક ઓરડી દસ–દસ રૂપિયાની નોટો માટે, બીજી એક પાંચ–પાંચ રૂપિયાની નોટો માટે, અને એક બીજી ઓરડી બબ્બે રૂપિયાની નોટો માટે! એક ઓરડીમાં પરચુરણ હતું. એક ઓરડીમાં રેશમી ઝગમગતી દોરી હતી. નોટોથી ઝગમગતું આ પાકીટ એક આલીશાન મહેલ જેવું ખૂબસુરત લાગતું હતું. મારી આંખો આગળથી વિલીન થઈ ગયેલી પેલી સુંદર યુવતી સામે હું જેમ આભો બની જોઈ રહ્યો હતો તેમ હું તે પાકીટ સામે જોઈ રહ્યો.

હું મનોમન વિચાર કરવા લાગ્યો. ત્રીસ વર્ષ મેં માસ્તરી કરી. વર્ષના બાર મહિના હોય છે એટલે ત્રીસ વર્ષના ત્રણસો ને સાઠ મહિના થયા. દર માસનો પગાર રૂપિયા પંચ્યાસીનો ગણો તો મને આજ લગી કેટલું મળ્યું? ત્રીસ હજાર છસો રૂપિયા! એનાથી વધારે રકમ તો આ શેઠ પોતાના પાકીટમાં દબાવી ફરતો હતો. મારી આખી જિન્દગી આ પાકીટમાં સમાયેલી હતી. શેઠે પરચુરણના ખાનામાંથી અઢી આના કાઢી કંડકટરને આપી દીધા અને પછી પાકીટ બંધ કરી ગજવામાં સેરવી દીધું. એકાએક મેં મારી દૃષ્ટિને તેના ગજવામાં જતી અનુભવી. પછી તરત જ હું તે દૃષ્ટિનો મતલબ પામી ગયો. ઉપરછલ્લો મતલબ નહીં, ઊંડો, સ્તરોની નીચે ને નીચે છૂપાયેલો ભેદ પામી ગયો કે જે અહીંનું દરેક પુસ્તક પોતાના વિદ્યાર્થીથી, દરેક છાપું પોતાના વાચકથી, દરેક ઉપરી પોતાના મદદનીશથી છૂપાવે છે...તું મારા ગજવામાં છે! તું મારા ગજવામાં છે!

પાકીટ ગજવામાં મૂકી, એકદમ વિસ્મિત થઈ શેઠે મારી તરફ જોયું, અને પૂછ્યું,

'શું કામ કરો છો?'

'ગ્રાન્ટરોડ પર એક ખાનગી શાળામાં શિક્ષક છું.'

'શિક્ષક હોવા છતાંય ઘડિયાળ નથી રાખતા! તો સમયસર નિશાળે કેવી રીતે પહોંચતા હશો? સમયસર વિદ્યાર્થીઓને ભણાવતા કેવી રીતે હશો?' તેણે મોઢું બગાડી કહ્યું. જો કે તે પહેલાંય તેનું મોઢું કંઈ ઓછું બગાડેલું નહોતું. 'અહીં સૌ કોઈ કામચોર છે. કોઈ કામ ચોરે છે તો કોઈ સમય ચોરે છે. દેશનો તો કોઈને વિચાર સુદ્ધાંય નથી!'

મેં એકદમ ધીમેથી કહ્યું,

'હું ઘરેથી તો સમયસર જ નીકળ્યો હતો, પણ બે બસો પછીય વારો ના આવ્યો. ત્રીજી બસ મળી તો વરસાદ પડવા માંડ્યો...અને હવે લપસી પડવાના ડરને લીધે ડ્રાઈવર બસ ધીમે ધીમે હાંકી રહ્યો... હવે શું થાય?'

'શું થાય ?...દંડ થવો જોઈએ. તમારા જેવા લોકોનો તો દંડ જ થવો જોઈએ. મને જુઓ, કુર્લામાં મારું સ્ટેઈનલેસ સ્ટીલનું કારખાનું છે. અઢીસો મજૂરો કામ કરે છે ત્યાં! પણ કોની મજાલ છે કે એક મિનિટ પણ મોડો આવે? દંડ કરી દઉં છું, પગારમાંથી કાપી લઉં છું. નહિ તો પછી ઓવરટાઇમ કરવાનું કહું છું. પણ અહીં કોને કહું? એ તો મારું કારખાનું છે, અહીં કોને કહું?'

શેઠે ધૂંધવાઈ જઈ પોતાના ઘડિયાળ સામે જોયું, પછી બોમ્બે સેન્ટ્રલની મોટી ઇમારત પર ચોડેલા ટાવરના કાંટા જોઈ એ જ સમયનું અનુમાન કર્યું અને ઊંડો શ્વાસ મૂકી બરાડી ઊઠયા :

'હું તો દસ મિનિટ મોડો પડી ગયો મારી એપોઇન્ટમેન્ટમાં!'

મેં ધીરજ બંધાવતાં ખુશામતિયા સ્વરમાં કહ્યું,

'એમાં શું ફરક પડી જવાનો છે!...આપ શેઠસાહેબ જ્યાં પણ જશો, લોકો તમારી રાહ જોતા ઊભા હશે.'

'રાહ જોવામાં પણ સમય વેડફાય છે, માસ્તર!' શેઠે મને ઘૃણાથી જોતાં કહ્યું, 'મને મારા બીઝનેસની દસ મિનિટ ફોગટ ગઈ તો સમજી લો, પચાસ રૂપિયા ગયા! સમય રૂપિયા છે, મિસ્ટર! સમય એ પૈસો છે!'

સમયના વિષયમાં માનવીના ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણ છે. સમય પૈસો છે, સમય સૃષ્ટિની ચોથી હદ છે. સમય દુનિયાનું ચોકઠું છે જે ભૂત, ભાવિ અને વર્તમાનની આજુબાજુ ચકરાવા સ્વરૂપે ઘૂમ્યા કરે છે. સમય એ એક વૃદ્ધ પુરુષ છે જેને ફક્ત વાળથી જ પકડી શકાય છે. સમય ઇંતેજારની રાત છે, કોઈનું પ્રથમ ચુંબન છે તો કોઈકની છેલ્લી હેડકી. કોઈના માટે તખ્ત છે તો કોઈના માટે (ફાંસીનો) તખ્તો. પણ આ બધુંય ખોટું છે. સમય એક પાકીટ છે જેમાં એક મુફલિસની ત્રીસવર્ષીય જિંદગીના દિવસો કેદ થયેલા છે.

મેં એકદમ નવાઈ પામતાં શેઠને પૂછયું,

'શેઠજી, આ સ્ટેઈનલેસ સ્ટીલ શું હોય છે, જેમાંથી તમે દર પાંચ મિનિટે પાંચ રૂપિયા કમાઓ છો?'

'શિક્ષક થઈને આટલુંય નથી જાણતા? અરે, તમે શું કપાળ શિક્ષક છો? શું ભણાવતા હશો તમે તમારા વિદ્યાર્થીઓને! અલ્યા, ગમાર! આ સ્ટેઈનલેસ સ્ટીલ છે. તેને કાટ લાગતો નથી. તેના વાસણ બનાવવામાં આવે છે. આ ઘડિયાળ જે તમે મારા કાંડા પર જુઓ છો તે પણ તે જ પેલાદનું છે. તેનો રંગ કદીયે નહીં બગડે. તેને આગમાં નાખી દો; તેના પર કશીય અસર નહીં પડે.'

'ગજબ છે. ભાઈ!' મેં આશ્ચર્યસહ કહ્યું, 'તો શું સ્ટેઈનલેસ સ્ટીલનાં ફક્ત વાસણો અને ઘડિયાળ જ બને છે?'

'ના.' શેઠજીએ મારા અજ્ઞાન પર હસતાં કહ્યું, 'તેની તો સેંકડો વસ્તુઓ બને છે.'

'તો તો માનવીઓ પણ બનતા હશે!' મેં આશાપૂર્ણ સ્વરમાં પૂછ્યું.

'શું?' તે ચમકયો.

'એવો માણસ કે જેના ઉપર કોઈ પણ વસ્તુની અસર પડતી નથી...સ્ટેઈનલેસ સ્ટીલના માણસો!' મેં સ્પષ્ટતા કરતાં કહ્યું.

તે મારા ભણી આશ્ચર્યથી જોવા લાગ્યો. મેં તેના ઘૂંટણને સ્પર્શતાં કહ્યું :

'શેઠ! તમે પણ મને તો સ્ટેઈનલેસ સ્ટીલના માણસ લાગો છો! એવા પુરુષ કે જેમાં કશીય ઉણપ નથી. કેવા સાચા, બુદ્ધિમાન, મજબૂત અને સમયના બંધાણી! ખરું કહું છું. જો મારું ચાલત, તો હું તમને ભારતનો ડિક્ટેટર બનાવી દેત.'

તે એની પ્રસંશાથી મલકાઈ ગયો. મને કહે, 'હું બે વર્ષમાં જ હિન્દુસ્તાનની કાયા પલટાવી દઉં. આખો દેશ એક કારખાનું બની જાય. દરેક માણસ સંચા મફક ચાલવા લાગે. હું તો બધાને બે દિવસમાં જ ઠેકાણે પાડી દઉં. પણ શું કરું? આજે



તો જ્યાં જુઓ ત્યાં જનતાનું રાજ છે. જનતાના શાસનનો જ બકવાટ સાંભળું છું.'

એટલામાં ગ્રાન્ટરોડનું સ્ટેન્ડ આવી ગયું અને હું ત્યાં ઊતરવા લાગ્યો. તે પણ મારી સાથે ઊતરી આવ્યો. એકાએક મને કંઈક યાદ આવી ગયું એટલે મેં પાછળ વળી તેને કહ્યું.

'શેઠજી! તમે મારી સાથે વાતમાં ને વાતમાં ભૂલથી ગ્રાંટરોડ સુધી આવી ગયા. તમારે તો બોમ્બે સેન્ટ્રલ પર ઊતરવાનું હતું.'

તેણે હસીને કહ્યું, 'ના, મૂળે તો મારે ગ્રાંટરોડ પર જ ઊતરવું હતું. હું રોજ અહીં જ ઊતરું છું. એક અઢી આનાની બોમ્બે સેંટ્રલની ટિકિટ લઉં છું ને અહીં ગ્રાંટરોડ પર ઊતરી જાઉં છું. દરરોજ બે પૈસાની બચત થઈ જાય છે! અહીં કોણ જુએ છે!'

એટલું કહી તેણે આંખ મિચકારી દીધી અને ખૂણા આગળ વળાંક લઈ ગાયબ થઈ ગયો.

☆

અમૃત ઘાયલ

## ક્યા અમીરી!

ભલું ભાગ્યનું થાવ: દીધી ફકીરી;
ફકીરીય કેવી કે ક્યા અમીરી!
નથી ઠેરતી ક્યાંય દૃષ્ટિ અધીરી;
કહીં નીકળી જાય ના આભ ચીરી!
સલામત રહો તમ, હસીની હકૂમત;
મુબારક મને વેદનાની વજીરી.
નથી પીર બનવાની સ્હેજે અભળખા;
કરી છે મેં વર્ષો સુરાલયમાં પીરી.
દશા સૌ હૃદયની દશા પર છે નિર્ભર;
હૃદય હો ન આઝાદ તો એ અસીરી.
વસંતોય જોઈ અંને દંગ થઈ ગઈ;
બતાવ્યો અમે જો ગિરેબાન ચીરી.
સદા મોખરે પગ ઊઘાડા રહેશે;
ગતિ એમની છે ભલે સાવ ધીરી.
મરણ આવશે તો તુરત એ છટકશે;
જીવનની ભલા તે શું જામીનગીરી!
ઉભય 'મીર' 'સૌદા'નો રુંધું પ્રશંસક;
છું સૌદાઈની સાથ 'ઘાયલ' હું મીરી.

છેલ્લી બે પંક્તિમાં: વાડાબંધીમાં હું નથી માનતો એ અર્થ અભિપ્રેત છે.

★

પ્રો. પ્રભાશંકર તેરૈયા

## એક દિન હૈયું કહે

એક દિન હૈયું કહે,
'અબ્ધિ જેવું છું નકી.
(અરે, ન વિશાળ પ્રગલ્ભ તોયે?)
ખળભળી હું તો શકું
ચંડ ઊર્મિ–લોઢથી.'
ત્યાં સૂર આવે ક્યાંકથી,
'અબ્ધિ અંતે ખળભળીને
જાતો સમાઈ આપમાં.
હે મૂર્ખ!
તું તો એવું છીછરું
બ્હાર છલકાતું કચહી.'

☆

જયન્ત પરમાર

## જન્મદિને

આજ આ દેહનાં બંધનોની વચે
પ્રબળતા, કે થતી સર્વ ઓછી?
આજ આનંદની ઊર્મિઓની બધી
ગડમથલ થાય શું કૈંક ઓછી?
આજ મૃત્યુ સમીપે ધપ્યા દિનની
થાય અવધો બધીયે ન ઓછી?
આજ જીવિતના દિવસની સખ્ય આ
થાય ના સર્વમાં એક ઓછી?
પ્રભુત્વ જીવનમહીં સર્વ આવ્યે જતું
એ બધું દૂર છે સૌ હજુયે?

★

ડૉ. વાડીલાલ આ. દેસાઈ

# સ્વ. હરિભાઈનાં વિચારરત્નો

ગાંધીજીના એક વખતના મંત્રી અને વિનોબાજીના શિક્ષક હરિભાઈ કપડવણજ ગામનું ગૌરવ હતા. અઠ્ઠાવીસ વરસ પહેલાં સદ્‌ગત થયેલા હરિભાઈનું નામ આજે પણ તે ગામને હૈયે વસે છે, તેમના વિચારોમાંથી થોડાક અહીં મૂક્યા છે...

ધર્મકાર્યમાં વાપરવાથી કોઈનુંયે ધન ખૂટ્યું નથી.

*

જે વિદ્યાર્થી ગામની સંસ્થાઓમાં પોતાની મહેનત અર્પણ કરતાં શરમાતો નથી તે જ ભવિષ્યમાં ગામનો સેવક બની શકશે.

*

હું વડીલોને એટલું જણાવવાની રજા લઉં છું કે તમારાં બાળકોને હાથે ભવિષ્યમાં કંઈ પણ શુભ કાર્ય થાય એવું તમે ઇચ્છતા હો તો એમના સેવા ધર્મમાં એમને ઉત્તેજન આપજો. તમારાં બાળકોને નાનપણમાં શેઠાઈ શીખવશો તો મોટપણે એમનામાં મૂર્ખાઈ ઊગેલી દેખશો. ગામની સેવા કરતાં શરમ આવે એવું વિષ તમે તમારા બાળકના નિર્દોષ અંતઃકરણમાં રેડશો નહિ. તમને આ શબ્દ ઠીક નહિ લાગતા હોય પણ એ અનુભવના શબ્દો છે. બે હજાર બાળકોના પરિચયમાં આવ્યા પછી આ ઉદ્‌ગાર કાઢું છું. વડીલો મારું સાંભળે કે ન સાંભળે પણ જ્યારે જ્યારે મને પ્રસંગ મળશે ત્યારે હું કહેતો રહીશ કે અમૃત સમજીને તમારાં બાળકોને વિષ પાવાની ભયંકર ભૂલ કરતા નહિ. સત્તાનો યુગ હવે ગયો છે અને સેવા યુગ બેઠો છે.

*

પુસ્તકો અને વર્તમાનપત્રોની પસંદગીમાં લોકોને શું ઉપયોગી છે એટલો જ વિચાર લાયબ્રેરીની વ્યવસ્થા કરતી વખતે રાખ્યો હતો. સરકારને આ ગમશે અને આ નહિ ગમે તેનો વિચાર લાયબ્રેરીએ કદીયે કર્યો ન હતો.

*

લાયબ્રેરીએ કંઈ પણ લીધા સિવાય વાચન પૂરું પાડ્યું હતું. મોટી રકમ ભેટ આપનાર અને કંઈ પણ ન આપનાર એ બન્નેને લાયબ્રેરીનો ઉપયોગ કરવાનો સરખો હક હતો.

*

જેટલું કામ થયું હોય તેના કરતાં જરાપણ વધારે કામ કર્યાનો ડોળ લાયબ્રેરીએ કદી કર્યો નથી. કોઈ એ લાયબ્રેરીની સ્વતંત્રતા ખોશે નહિ. કોઈ એ જ્ઞાન વેચશે નહિ. અને કોઈ એ માથા ઉતારનું કામ કરી વ્યવસ્થા કરવાનો ખોટો આડંબર નહિ કરે તો જ લાયબ્રેરીમાં જીવન રહેશે. જ્યારે આ સિદ્ધાંતો ભુલાશે અને આ સિદ્ધાંતોને વેગમાં મૂકી કામ કરવામાં આવશે ત્યારે લાયબ્રેરી સ્વતંત્રતા ખોશે, જ્ઞાનનો વેપાર કરતા શીખશે, કાર્ય કરીને સંતોષ મેળવવાને બદલે ખોટો ડોળ કરીને સંતોષ માનશે અને આવું થશે ત્યારે લાયબ્રેરીનો આત્મા ઊડી જશે અને માત્ર હાડપીંજર રહેશે. ગામના દરેક માણસની ફરજ છે કે જ્યારે જ્યારે વ્યવસ્થાપકો આ નિયમને તોડે ત્યારે તેમને જાગૃત કરવા.

*

અમુક કાર્યમાં મતભેદને લીધે જુદી દિશામાં કામ કરનાર મનુષ્યો પણ જે કાર્યમાં મતભેદ ના હોય તેમાં એકત્ર થઈને કાર્ય કરી શકે અને તેવી રીતે કાર્ય કરવામાં સર્વનું શ્રેય છે.

*

કોઈપણ મનુષ્યનું અનિષ્ટ ઇચ્છવું એ સજ્જનનું લક્ષણ નથી. કોઈપણ ઉપયોગી સંસ્થાનું અનિષ્ટ ઇચ્છવું એ ઘોર પાપ છે. સર્વ સંસ્થાઓનું શ્રેય થાઓ એ ભાવના કાર્ય કરનારના હૃદયમાં હશે તો કાર્ય સફળ થવાનો વધારે સંભવ રહેશે.

*



મારો એવો આગ્રહ તો ન જ હોઈ શકે કે મારા વિચાર બીજાને ગમવા જ જોઈએ.

*

ગામનું ભવિષ્ય તે ગામના યુવકોના હાથમાં છે. જે ગામના લોકો આ વાત યાદ રાખીને યુવકોને તૈયાર કરે છે અને તેમને પ્રવૃત્તિઓમાં પ્રેરી સમાજ સેવાના માર્ગે દોરી શકે છે તે ગામનું ભવિષ્ય ઊજળું હોઈ શકે.

*

ગામમાં ચાર દિવસને માટે આવનાર માણસ પણ ધારે તો કલાક બચાવી પોતાની શક્તિનો લાભ લોકોને આપી શકે.

*

દાતા વર્ગ તરફથી દાન સ્વીકારવું પણ પુસ્તકાલયના આત્માને રૂંધે તેવું શરતી દાન કોઈ દાતા આપવા આવે તો વિનયપૂર્વક સાફ ના પાડવી.

*

લાયબ્રેરીની આર્થિક સમૃદ્ધિ પાછળ ધ્યાન આપવું, પણ તેમ કરવામાં મુખ્ય મુદ્દો એ ધ્યાનમાં રાખવો કે આ પુસ્તકાલય વાચકના મનમાં ગામ અને દેશ માટે સૂક્ષ્મ રીતે ભાવનાઓ જાગ્રત કરે. આ દૃષ્ટિએ જ સંસ્થાની ઉપયોગિતા માપવી. અને વાચનદ્વારા બુદ્ધિનો વિકાસ થાય અને સાથે જ ભાવનાદ્વારા હૃદયનો વિકાસ થાય તે જોવું.

'...પછી મને હાથ લાગેલા એ એકાંતને સેવવા હું સાધુ થયો.'

'પણ તમારો ધર્મ કયો?' માદામ વુએ પૂછ્યું.

'આન્દ્રેએ પોતાની કાળી ગંભીર આંખો એના પર ઠેરવીને કહ્યું, 'મારો ધર્મ? એ ક્યાં નથી? ભર્યાભાદર્યા સ્થળમાં એ છે અને ખાલીખમ અવકાશમાં છે, સૂર્યમાં છે અને તારામાં છે, વાદળાંમાં છે અને વાયરામાં છે.'

'પણ એમાં ક્યાંય ઈશ્વર નથી?' એણે પૂછ્યું.

'છે.' આંદ્રેએ કહ્યું, 'પણ મને એનાં દર્શન નથી થયાં.'

'તો તમને એનામાં આસ્થા કેમ કરતાં બેઠી?'

'મારી આસપાસ આ જે બધું છે, તેમાં પણ એ છે,' આંદ્રેએ જવાબ વાળ્યો. એના ગંભીર કંઠમાંથી આ મોટા સાદા શબ્દો સરળતાથી સરતા હતા, 'એ હવામાં છે અને પાણીમાં છે, જિંદગીમાં છે અને મોતમાં છે, આખીયે માનવજાતમાં છે.'

'પણ તો પછી તમે અનાથ બાળકોને શા માટે ઉછેરો છો?' માદામે પૂછ્યું: 'તમને જો તમારું એકાંત જ વહાલું હોય અને એમાં બીજા કોઈનીય જરૂર ન વરતાતી હોય તો તમે આ બધાં રઝળતાં છોકરાંને શા માટે ભેગાં કર્યાં છે?'

આંદ્રેની આંખો પોતાના કામ કરી કરીને બરછટ બની ગયેલા મોટા બે હાથ પર ઢળી. 'આ બે હાથોનેય જીવવું પડે છે ને સુખી થવું પડે છે તો!' કેમ જાણે એ બે હાથ એના પોતાનાં જ અંગ નહીં પણ એનાથી ત્રાહિત કોઈ પ્રાણીઓ હોય તેમ એણે કહ્યું, 'શરીર આત્માને છૂટો કરી શકે તેવું કરવું હોય તો આ શરીરને પણ પૂરતું કામ મળવું જોઈએ.'

—પર્લ બક ['પેવેલિયન ઓફ વિમેન'માં]

વિજયગુપ્ત મૌર્ય

# સાગરને તળિયે

વિમાન અને રૉકેટ આપણને ઊંચે અવકાશમાં લઈ જાય છે પણ સાગરના તળિયાના અતળ ઊંડાણ પણ માનવી સર કરવા લાગ્યો છે. અહીં એવી નવીનોખી વાતો આ લેખમાં તે વિષયના અભ્યાસુ લેખક આપી જાય છે જે વાંચીને આપણા કિશોરોની સાહસપ્રિયતા વધે........

દિવસ અને રાત, મહિનાઓ, ઋતુઓ, વર્ષો અને અનંતકાળથી ઘેરા અવાજે ગાજી રહેલો સમુદ્ર શું કહે છે? તેણે કૈંક કહેવાનું છે. કૈંક શું, ઘણું કહેવાનું છે. સવા બે અબજ વર્ષના ઇતિહાસનો એ સાક્ષી છે અને બીજાં અબજો વર્ષો સુધી જે બનવાનું છે તેનો તે પ્રેક્ષક બની રહેશે. તેણે પોતાના વિશાળ પેટમાં ઘણું સંઘરી રાખ્યું છે. તે પૂછે છે, કે આ બધું જોવા અને જાણવાની ખેવના તમને છે ખરી? આ પૃથ્વી પર પહેલું જીવન તેના પેટમાં પાંગર્યું. અને આ ધરતી પરથી છેલ્લો જીવ નાશ પામશે ત્યારે પણ સાગરની ગોદમાં હજી જીવન પાંગરતું હશે!

માણસ વિચાર કરતો થયો ત્યારથી તે સાગર વિષે વિચારે છે અને તેનાં રહસ્યો જાણવા મથે છે, કારણ કે સાગરના પેટાળમાં જે અજાયબીઓ છે, તેમની પાસે ધરતી અને આકાશની અજાયબીઓ તો કંઈ જ નથી. સૃષ્ટિનાં સૌથી કદાવર, સૌથી ભયંકર અને સૌથી મૂલ્યવાન પ્રાણીઓ સમુદ્રમાં છે.

પ્રાચીન કાળથી મરજીવા દરિયામાં ડૂબકી મારીને તેનાં રહસ્યો મેળવવાના પ્રયાસ કરતા આવ્યા છે. પરંતુ કુશળમાં કુશળ મરજીવો પણ કેટલી ઊંડી ડૂબકી મારી શકે? સો ફીટની અંદર. વિજ્ઞાન મદદે આવ્યું ત્યારે હવાની કોઠી ભરીને મરજીવા ૩૦૦ ફીટ ઊંડે પહોંચ્યા. ડૂબકી મારવાના પોષાકની શોધ થઈ ત્યારે તેઓ ૫૦૦ ફીટ ઊંડે ગયા. પરંતુ માનવીની જિજ્ઞાસા અને સાહસવૃત્તિને તેથી સંતોષ ન થયો. નીચેના સનાતન અંધકારમાં સાગરના પેટાળમાં શું છૂપાયેલું છે, તે જોવું જોઈએ.

આ અદમ્ય જિજ્ઞાસાથી પ્રેરાઈને વિલિયમ બીબ અને ઓટિસ બારટને એક ગોળો બનાવ્યો જે તેના ભારેખમ નીરમના ભારથી સાગરના પેટાળમાં ડૂબી જાય, પણ નીરમને વામી દ્યો, એટલે ગોળો હળવો થઈને પાછો ઉપર ચડી આવે. એ ગોળાનું નામ બેથી સ્ફીયર. પ્રયોગ જોખમી તો હતો. નીચે ગયા પછી બહારના નીરમને છૂટું પાડીને વામી દેવામાં આવે છતાં, ઉપરના પાણીના ભારે દબાણને લીધે ગોળો પાછો ઉપર ન જાય તો? પરંતુ જિજ્ઞાસા અને સાહસવૃત્તિથી પ્રેરાયેલા બહાદુરોને આવા વિચારો ડરાવી શકતા નથી. પશ્ચિમ આટલાન્ટિક મહાસાગરમાં બરમ્યુડા ટાપુઓ પાસે તેમણે આ ગોળામાં બેસીને ઝંપલાવ્યું અને ૩,૦૨૮ ફીટ ઊંડે જઈ આવ્યા. આ બનાવ ૧૯૩૪ માં બન્યો. માણસ કદી આટલે ઊંડે સમુદ્રમાં ગયો ન હતો. આ સાહસની સફળતાથી ઉત્તેજિત થઈને બારટન ૧૯૪૯ માં એકલો કેલિફોર્નિયા પાસે પ્રશાન્ત મહાસાગરમાં ૪,૫૦૦ ફીટ ઊંડે જઈ આવ્યો.

બીબ અને બારટનના પુરુષાર્થે સંશોધન અને સાહસ માટે એક નવું ક્ષેત્ર ખોલી આપ્યું. પિક્કાર્ડે બેથી સ્ફીયરને બદલે બેથી સ્કાફની રચના કરી. તે સબમરીન જેવું વાહન છે. પિક્કાર્ડ અને ઇટાલિયન ભૂસ્તરશાસ્ત્રી પ્રો. આલ્ફ્રેડો પોલીનીએ તેમાં બેસીને નેપલ્સથી થોડે દૂર ભૂમધ્ય સમુદ્રમાં ડૂબકી મારી અને ૧૨,૫૦૦ ફીટ ઊંડે પહોંચ્યા. તેમણે ત્યાં છ કલાક ગાળ્યા. તેમણે એ કાજળઘેરા અંધકારમાં વીજળીનો પ્રકાશ ફેંકીને સમુદ્રના તળિયાનું નિરીક્ષણ કર્યું. જીવસૃષ્ટિનું અવલોકન કર્યું અને દબાણ, ઉષ્ણતામાન, વગેરેની નોંધ લીધી. આ એક મહાન સિદ્ધિ હતી.

૧૯૫૪ માં ફ્રેન્ચ નૌકાદળના બે બહાદુર અફસરોએ એક અદ્ભુત વિક્રમ સ્થાપ્યો. તેમનાં નામ છે, લેફ્ટનન્ટ કમાન્ડર હુઓ અને એન્જિનિયર વિલ્મ. તેમણે પણ એક બેથી સ્કાફ બનાવ્યું અને પશ્ચિમ આફ્રિકાના ડાકર બંદરથી થોડે દૂર તેમણે ઝંપલાવ્યું.



તેઓ ૧૩,૨૮૭ ફીટ ઊંડે પહોંચ્યા. શો એમનો પુરુષાર્થ! શી એમની જિજ્ઞાસા!

તેનસિંગ અને હિલેરી પૃથ્વીના સર્વોચ્ચ શિખર પર જઈ આવ્યા, તેમ મહાસાગરના સૌથી ઊંડા તળિયાને પ્રકૃતિ હવે છૂપાવી શકશે નહિ. એડમન્ડ માર્ટિન નામનો એક અમેરિકન જિજ્ઞાસુ અને સાહસવીર ૨૯,૦૦૦ ફીટ ઊંડે ઊતરવા માગે છે, અને તે માટે એક વિશિષ્ટ પ્રકારનું બેથી સ્કાફ બનાવી રહ્યો છે. એટલે ઊંડે જીવસૃષ્ટિ છે, તે જોવાની તેને ઝંખના છે. ૧૯૫૭–૫૮ ના ભૂભૌતિક વર્ષમાં દુનિયાના વિજ્ઞાનશાસ્ત્રીઓ અને સાહસવીરો નવા પરાક્રમો કરી બતાવશે. સાગર–પેટાળમાં ગયા વિના તેની તસવીરો કેમ લેવી તેની કળા ખીલી રહી છે. બ્રિટિશ વિજ્ઞાનશાસ્ત્રીઓએ ૯૦ રતલ વજનનો એવો કેમેરા બનાવ્યો છે, કે જેના વડે બ્રિટનના સંશોધન જહાજ 'ડીસ્કવરી સેકન્ડ'માંથી આટલાન્ટિકમાં ૧૫,૩૦૦ ફીટ ઊંડે તસવીરો લીધી છે જ્યાં દર ચોરસ ઇંચની સપાટી પર ત્રણ ટનનું દબાણ થાય છે એટલે ઊંડે દરિયાને તળિયે કાદવ ઉપર દરિયાઈ જીવોનાં પગલાં જોવામાં આવ્યાં છે, તળિયે દર કરીને રહેતાં જીવો દેખાયાં છે. હજારો ફીટ ઊંડે વનસ્પતિ અને માછલીઓ જોવામાં આવી છે.

એક ચોરસ ઇંચે પાંચથી છ ટનનું દબાણ થાય એટલી ઊંડાઈએ પણ દરિયાઈ જીવો વસે છે. માણસના શરીર પર દર ચોરસ ઇંચે એટલું દબાણ થાય તો હાડકાંનો પણ ચૂરો થઈ જાય! બીજી નવાઈની વાત એ છે, કે સમુદ્રમાં ઊંડે ભારે દબાણ નીચે રહેતાં જીવો જો ઉપર ઓછા દબાણવાળા પાણીમાં આવે તો ફાટી પડે અને મરી જાય.

કોઈ મરજીવાને પૂછજો કે દબાણ કેવું હોય? ડૂબકી મારવાનો પોષાક પહેરીને પણ કોઈ વીરલો માણસ જ ૫૦૦ ફીટ ઊંડે ઊતરી શકે. ૩૫,૪૦૦ ફીટની વધુમાં વધુ ઊંડાઈ ધરાવતા સાગરમાં ૪૦૦ ૫૦૦ ફીટનું શું મહત્ત્વ છે? તેમ છતાં પાંચસો તો શું, એકસો ફીટ નીચેનું દબાણ પણ કોઈવાર માણસ માટે ખતરનાક નીવડે છે. જો ભારે દબાણમાંથી માણસ હળવા દબાણમાં ઝડપથી આવે તો ઝડપથી ઘટી જતા દબાણના કારણે તેની નસોમાં નાઈટ્રોજનના પરપોટા થાય છે. તેની નસોમાં લોહીનું પરિભ્રમણ અટકે છે, જાણે કોઈ ખંજર ભોંકતું હોય એવી વેદના થાય છે અને માણસ મરી પણ જાય છે.

પણ કુદરતના આ કાયદાની અવગણના કરનારં વ્હેલની વાત સાંભળવા જેવી છે. હાથી પણ એની પાસે નાનકડો લાગે એવા મહાકાય દરિયાઈ પ્રાણીનો જ્યારે શિકાર કરવામાં આવે છે ત્યારે ઘણીવાર એ ઘવાયેલું જાનવર ઝડપથી બે હજાર ફીટ ઊંડે ઊતરી જાય છે અને એટલી જ ઝડપથી તે ઉપર આવે છે! આપણી જેમ વ્હેલ પણ સસ્તન વંશનું એટલે કે આંચળવાળું પ્રાણી છે. તેમ છતાં તે પાણીના દબાણના કાયદાનું ઉલ્લંઘન કરી શકે છે.

મધ્યાહ્નનો સ્વચ્છ સૂર્ય પ્રકાશે છે. આપણે ડૂબકી મારીને જોઈએ કે ત્યાં શું છે? સમુદ્રમાં સૂર્યનાં કિરણો પ્રવેશ કરતાં જ તેમનો શ્વેત પ્રકાશ તેમના સપ્તરંગમાં વહેંચાતો જાય છે અને એક પછી એક રંગ પાણીમાં શોષાતો જાય છે. એટલે સપાટી ઉપર અને સપાટી નીચેના પ્રકાશમાં ફેર પડી જાય છે. ૨૦૦ થી ૩૦૦ ફીટ ઊંડે જતા સપ્તરંગમાંથી રક્તરંગ શોષાઈ જાય છે. રક્તરંગની સાથે નારંગી અને પીળો રંગ અદૃશ્ય થાય છે. બાકી લીલો રંગ અને તેના મળતિયા રંગ શોષાઈ જાય છે. આપણે એક હજાર ફીટ ઊંડે આવ્યા છીએ. હવે અહીં સર્વત્ર ઘેરો નીલ રંગ જ પથરાયેલો છે.

હજી વધુ ઊંડે જઈએ, પાણી અને આકાશ બન્ને સ્વચ્છ છે. અને તેથી સૂર્યના પ્રકાશમાંથી બાકી રહેલો જાંબુડો રંગ બીજા હજાર ફીટ સુધી એટલે કુલ બે હજાર ફીટ સુધી ઝાંખો અને વધુ ઝાંખો પ્રકાશ પહોંચાડે છે. બસ, થયું. હવે અહીં અને નીચે અંધકાર જ છે. સનાતન અંધકાર જ છે. સાગરની ઉત્પત્તિ થઈ ત્યારથી અહીં પ્રકાશનું એક કિરણ

લાધ્યું નથી. અને પ્રલયકાળ સુધી અહીં પ્રકાશનું એક ઝાંખું કિરણ પણ પહોંચવાનું નથી.

હવે અહીં શું છે? ભીંસી નાખતું દબાણ છે. થીજાવી દેતી ઠંડી છે. કાજળઘેરો અંધકાર છે. અને બીજું જે છે, તે તો સૌથી ભયંકર છે. અહીં વનસ્પતિ નથી. ખોરાક નથી અને છતાં જીવો છે. એટલે એમણે એકબીજાને ખાઈ ને જ જીવવાનું રહ્યું! એટલે અહીં જીવન–મરણનું સનાતન યુદ્ધ ચાલી રહ્યું છે. એક જીવ બીજાને મારીને ખાઈ જાય છે. ખાઈ જનારને ત્રીજો ખાઈ જાય છે અને એમ ઘટમાળ ચાલી રહી છે!

પણ તેઓ આવા અંધકારમાં શું જુવે છે? જેમ નીચે જઈએ અને જેમ પ્રકાશ ઘટતો જાય છે, તેમ આ જલચર જીવોની આંખો મોટી થતી જાય છે. કે જેથી તેઓ અંધકારમાંથી પણ રહ્યોસહ્યો પ્રકાશ ગ્રહણ કરી શકે. કેટલાક જીવોનાં શરીર સ્વયંપ્રકાશિત છે! પરન્તુ એ પ્રકાશ બેધારી તલવાર જેવો છે. તે શિકાર કરવામાં પણ ઉપયોગી છે અને શિકાર થવામાં પણ ઉપયોગી છે! અને જુઓ હવે આ જીવો! એમને આંખો જ નથી! જોવા માટે પ્રકાશ નથી. જો અંધકારમાં જ જન્મવું છે અને અંધકારમાં જ મરવું છે, તો પછી આંખોનું શું કામ છે? પણ કુદરતે તેમને બદલો વાળી આપ્યો છે. તેમને એવી સતેજ સ્પર્શેન્દ્રિય મળી છે, કે જે અંધાપાનો બદલો વાળી આપે છે.

આપણે વધુ ને વધુ નીચે જઈ રહ્યા છીએ. ઘોર અંધકારમાં ધરતી ઊંચી નીચી છે, તે કરતાં સમુદ્રનું તળિયું વધુ ઊંચું નીચું છે. વિરાટ પર્વતો, ઊંડી ખીણો, વિકરાળ કોતરો, સાગરના પેટાળને કેવો ભયંકર બનાવે છે! દરેક ફીટની ઊંડાઈએ દબાણ વધી રહ્યું છે. ઉપરના પાણીના વજનનું દબાણ નીચેના પાણી ઉપર ન થતું હોત, તો શું થાત, તેની કલ્પના કરી શકો છો? સમુદ્રની સપાટી લગભગ એક સો ફીટ ઊંચે આવી જાત અને આખી દુનિયામાં દરિયાકાંઠાના વર્તમાન પ્રદેશો દરિયામાં ડૂબેલા હોત.

સમુદ્રના પેટાળમાં કેટલી ઠંડી છે? તેના માટે કોઈ ચોક્કસ નિયમ નથી. આપણે જેમ ઊંડે જઈએ છીએ તેમ આપણે સૂર્યનાં કિરણોથી છેટે જઈ રહ્યા છીએ અને ગરમી આપનાર તો સૂર્ય છે ને? એટલે આપણે જેમ ઊંડે જઈએ તેમ પાણી વધારે ઠંડું હોવું જોઈએ પરન્તુ હમેશાં તેમ નથી બનતું કારણ કે સમુદ્રનું પાણી સ્થિર નથી. તેમાં ઠંડા અને ગરમ પ્રવાહો છે. ભરતી અને ઓટના પ્રવાહો છે. તેમ છતાં ઉપરના થર કરતાં નીચેનાં થર ઠંડા તો છે જ! સપાટીની વધુમાં વધુ અને ઓછામાં ઓછી ગરમીમાં તમને રસ હોય તો ધ્રુવ સમુદ્રોમાં ૨૮ ડિગ્રી ફેરનહાઈટ છે અને ઈરાની અખાતમાં ૯૬ ડિગ્રી ફેરનહાઈટ છે. એમાંથી કોઈ ઠેકાણે તમને નહાવાનું મન નહિ થાય. એક બરફ કરતાં વધુ ઠંડું છે, બીજું તમને નહાવું ન ગમે એવું ગરમ છે.

સાધારણ રીતે જ્યાં સૂર્યનો પ્રકાશ નથી પહોંચતો ત્યાં વનસ્પતિ નથી ઊગતી. નીચે અંધકારમય પેટાળમાં સાધારણ રીતે વનસ્પતિ નથી ઊગતી. પણ ઉપરથી આ વરસાદ શાનો વરસી રહ્યો છે? ઉપરના પાણીની વનસ્પતિ અને જીવસૃષ્ટિ મરીને નીચેના પાણીમાં ખરી પડે છે. રેતીના કણની જેમ અગણિત જીવસૃષ્ટિ છે અને તે અગણિત સંખ્યામાં જન્મે છે, અને મર્યા કરે છે. જે મરીને ખવાઈ નથી જતી તે નીચે ડૂબ્યા કરે છે અને નીચેની જીવસૃષ્ટિ તેને ખાઈ જાય છે. કુદરતે કેવી ઘટમાળ ગોઠવી છે!

ઊંડા, અંધારા, ઠંડા, ક્રૂર અને ભીંસી નાખતા દબાણવાળા પેટાળની આ ગમગીન દુનિયામાં કોને ગમે? ચાલો આપણે ત્યાં જઈએ કે જ્યાં સૂર્યનાં કિરણો છૂટાં પાડીને સપાટી નજીકનાં પાણીને રંગબેરંગી બનાવે છે. સપાટી નજીકના આ પાણીમાં રંગબેરંગી પરવાળાના ચિત્રવિચિત્ર ખડકો છે. રંગબેરંગી જીવસૃષ્ટિ છે. રંગની રોનક અહીં ભરી છે શું? જોઈ પેલી છીપમાં બેઠેલી, મોતી આપનાર કાલુ? પરવાળા, છીપ, કોડાં, શંખ, વગેરેના રંગ અને આકાર તો જુઓ! ખરેખર, આ તો કોઈ



શશિકાન્ત ચીમનલાલ જરદોસ

# કવિવર 'સીમાબ'ની શાયરી

ઉર્દૂના એક મશહૂર શાયરનો અને તેમની શાયરીનો પરિચય ઉર્દૂના એક અભ્યાસુ લેખક પાસેથી ઊર્મિના વાચકોને મળે છે. કવિવર 'સીમાબ'નું અવસાન થયે સાતેક વરસ તો માંડ થયા છે, પણ તેમની શાયરીની મહેક તો એવી જ ફૂલીફાલી છે......

શ્રી 'સીમાબ'ને ઉર્દૂ કવિઓની ગઈ પેઢી તેમજ આજની પેઢી વચ્ચેની કડી રૂપે વર્ણવી શકાય, એટલું જ નહીં પણ 'શાયરે ફર્દા,' એટલે ભવિષ્યના ઉત્તમ કવિ પણ ગણાવી શકાય.

'સીમાબ' એ શબ્દનો અર્થ, ચંચળતાનું પ્રતીક—પારો—છે.

એમની શાયરી માત્ર પ્રાસંગિક કે અલ્પજીવી નહીં પણ તત્ત્વસભર અને ચિરંજીવ છે.

હૃદયના સ્વયંભૂ અને નૈસર્ગિક ભાવોને નિર્ભેળ અને અકૃત્રિમ રીતે વ્યક્ત કરવાનો તેમનો આગ્રહ છે.

પોણોસોથી વધુ વરસ પૂર્વે ૧૮૮૦માં તેમનો જન્મ આગ્રામાં થયેલો. આગ્રાનું બીજું નામ અકબરાબાદ છે.

આ સદીની શરૂઆતમાં તેમણે શાયરીનો આરંભ કર્યો. તે વખતે, ગુલામીમાં સબડતો નિર્બળ અને દુઃખી દેશ અંગ્રેજોના સકંજામાં મજબૂત રીતે દબાયલો હતો. લોકોને પોતાના દુઃખ અને દેશની પડતી સ્થિતિનું કંઈક ભાન થવા લાગ્યું હતું.



સ્વ૦ કવિવર 'સીમાબ'

હાલી, શિબ્લી, વગેરે સુધારક કવિઓ દેશને આળસ, પ્રમાદ, આંધળું અનુકરણ અને કુંભકર્ણની નિદ્રામાંથી જગાડવા પ્રયત્નો કરી રહ્યા હતા.

પ્રેમના ટાહ્યલાવાળી, જુનવાણી, એક જ ચીલે ચાલતી કવિતા તરફ સુધારક કવિઓનો પુણ્યપ્રકોપ ભડકો ઊઠયો. લોકોને વાસ્તવિકતાથી અજ્ઞાત રાખે એવી કવિતા રચવી, એમાં કવિના તેમજ પ્રજાના સમયનો નિરર્થક બગાડ છે એમ કેટલાક નૈતિક હિમ્મતવાળા કવિઓ કહેવા લાગ્યા અને એવી નિષ્ફળ ભ્રામક પ્રવૃત્તિથી દૂર રહેવાનો પ્રચાર થવા માંડયો.

શ્રી સીમાબને સુધારક કવિઓની વાત સાચી લાગી.

સ્વાભાવિક છે કે શ્રી સીમાબ જેવા ચિંતક અને તત્ત્વજ્ઞાની વિદ્વાન પોતાની કવિતાનું લક્ષ્ય માત્ર મનોરંજન કે આનંદ કરતાં કંઈક ઉચ્ચ હોવું જોઈએ એમ માનવા લાગ્યા.

---

જાદુઈ દુનિયા લાગે છે. કેટલી રંગબેરંગી અને તેની ચિત્રવિચિત્ર આકારની માછલીઓ કેવી મનોહર રીતે અહીં તરી રહી છે? અહીંથી બહાર જવું કોને ગમે?

ખબરદાર! પેલો મગરો જોયો? અંગ્રેજો જેને શાર્ક કહે છે, તે એ જ રાક્ષસ છે. જે સૌ કોઈને ભરખી જવામાં માને છે.

પણ, સાહસ અને જિજ્ઞાસાની અદમ્ય લાગણીથી પ્રેરાયેલો માણસ એનાથી પણ ડરતો નથી. આ બધા ભયોનો સામનો કરીને, તે સમુદ્રનાં વધુ ને વધુ રહસ્યો ઉકેલી રહ્યો છે. આ મહાન પુરુષાર્થ કોઈ એક કે થોડા માણસોમાં મર્યાદિત નથી. અનેક નામી અને અનામી સાહસવીરો સૈકાઓથી સાગરના પેટાળની અજાયબીઓને પ્રકાશમાં લાવતા રહ્યા છે અને હજી વધુ ને વધુ અજાયબીઓ પ્રકાશમાં આવતી જશે.

[ આકાશવાણીના સૌજન્યથી ]

*

શ્રી શરીરની સરખામણી સરૂ કે સનોબરના ઝાડ સાથે કરવાથી; ગાલના તલની સરખામણી પ્રેમીના અસ્તિત્વને સળગાવી મૂકનાર, શ્યામ-તખ્તા સાથે કરવાથી; સ્વચ્છ વિશાળ આંખોને નીલકમળની પાંદડી કહેવાથી; નિર્મળ તેજોજ્જ્વલ વદન—રૂખે રોશન—ને, સૂર્ય—આફ્તાબ સાથે સરખાવવાથી, અને ફણીધર નાગની યાદ આપતા કાજળથીયે કાળા કેશકલાપની આસપાસ પ્રશંસાનાં પુષ્પોની સઘન વેણી ગૂંથવાથી માત્ર મામૂલી અને બજારૂ કવિ જ બની શકાય, એમ શ્રી સીમાબને લાગ્યું.

એ પ્રકારની કાવ્ય પ્રવૃત્તિમાં તેમને કંઈ તથ્ય ન દેખાયું, ઉપયોગિતા કે નવીનતા નં લાગી, કવિ તરીકેની કૃતકૃત્યતા ન લાગી.

'મારી શાયરીનું લક્ષ્ય દિવ્ય સૌન્દર્ય અને આત્મિક પ્રેમ છે, ભક્ત અને ભગવાન જુદા નથી તેમ સૌન્દર્ય અને પ્રેમ જુદા નથી—બંને એક જ છે.

પ્રેમ અને સૌન્દર્યના અનધિકૃત અને વિકૃત અર્થ જોવામાં આવે છે. તેથી, સત્ય એટલે કે આસપાસના વાતાવરણને તેમજ જનહિતને સંનિષ્ઠ રહેવું, શાયરીમાંની વિકૃતિ દૂર કરવી, એ પણ મારી શાયરીનું આવશ્યક લક્ષ્ય છે.

કવિતાથી સમાજનું વ્યક્તિત્વ ખીલવી શકાય છે. કવિનું કર્તવ્ય માત્ર ક્ષણિક આનંદ આપવા પૂરતું મર્યાદિત નથી.

મનુષ્યોને સ્પર્શતી કવિતા, મનુષ્યોને ઉપયોગી બને, ઉપકારક બને, તેથી તે કૃત્રિમ બની જતી નથી.'

શ્રી સીમાબનાં મન્તવ્યો વ્યવહારિક મૌલિક અને તાર્કિક છે અને તેથી તેઓ ઘણું ઉચ્ચ કોટિનું સાહિત્ય સર્જી શક્યા છે.

ઓલ ઇન્ડીઆ રેડીઓ દિલ્હીના ઉચ્ચ અધિકારી અને ભારતપ્રસિદ્ધ કવિશ્રી સાગર નિઝામી સીમાબના શિષ્ય છે. શ્રી સીમાબ પોતે મહુંમ કવિશ્રી દાગના શિષ્ય હતા.

શરૂઆતમાં રેલ્વેમાં નોકરી કર્યા બાદ તેમણે પત્રકારના વ્યવસાયમાં ઝંપલાવ્યું અને અનેક પ્રસિદ્ધ પત્રોના તંત્રી બન્યા.

સૂફીઓના મૂળ ગ્રંથ—મૌલાના રૂમીની પવિત્ર મસનવી—મહાકાવ્યનો તેમણે ઉર્દૂમાં વરસોની મહેનત બાદ તરજુમો કર્યો અને એક મહા વિદ્વાન તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી.

શ્રી સીમાબ ૧૯૫૧ માં મરણ પામ્યા. એમનાં અનેક પુસ્તકો છે.

એમનાં કાવ્યોના થોડાંક ઉદાહરણો એમની પ્રતિભાનો પરિચય કરાવવા માટે પૂરતાં છે.

જીવનમાં દુઃખ એ સ્થાયી વસ્તુ છે. સુખ તો માત્ર અલ્પ સમય માટેનું અને ઉછીનું મળે છે. એવા કામચલાઉ અને કહેવાતા સુખથી લાભ શું મળી શકવાનો હતો?

'અબ અયશે મુસ્તઆરકી હાજત કહાં મુઝે?
ખુશ હું કે મિલ ગયા હય ગમે દો જહાં મુઝે!'

મારી કથનીનો મારો અનુભવ, સર્વાનુભવ જેટલો વિશાળ છે તેથી જે તે સાંભળે છે તે એમ જ માને છે કે જાણે તેની પોતાની જ વાત હું કહેતો હોઉં.

'કહાની મેરી રૂદાદે જહાં માલૂમ હોતી હય
જો સુનતા હય-ઉસીકી દાસતાં માલૂમ હોતી હય.'

શ્રી સીમાબનું લોકપ્રિય કાવ્ય છે 'મુહબ્બત અને જવાની' હે અદૃષ્ટ થયેલા સ્વપ્ન! હે યુવાની, તું પાછી આવ!

'ભૂલી હુઈ યાદ આઈ કહાની,
હાય મુહબ્બત હાય જવાની!
વાપસ ફિર આ જા અય ઓહદે ફાની,
હાય મુહબ્બત હાય જવાની.'

પ્રેમિકાને પ્રેમપત્ર લખવાની પ્રેમીની તાલાવેલી અને બાલિશ અધીરાઈને લીધે, તે મધ્ય રાત્રિએ જાગી ઊઠે છે.

પત્ર લખવા માંડે છે; એક પાનું, બે પાનાં, પચીસ પાનાં! વધુ ને વધુ પાનાંની સંખ્યાનો શુમાર નથી



રહેતો—જાણે પત્ર નહીં પણ એક દફતર બની જાય છે, અને છતાં, કંઈક લખવાનું બાકી રહી જાય છે, તેથી, પત્ર લઈ જનાર નોકર સાથે મૌખિક સંદેશો પણ કહેવડાવે છે.

'ખત ઉન્કો લિખના શતોંકો ઊઠકર
સફ્હે કે સફ્હે દફ્તર કે દફ્તર
પયગામ ફિર ભી કેહના ઝબાની!
હાય મુહબ્બત, હાય જવાની.'

જીવનયાત્રાનો અંત જ નથી જોઈ શકાતો. કયા મુકામ પર સાંજ પડશે અને કયા મુકામ પર સવાર, તે કોને ખબર?

'રાહે સફરમેં હુરસતે કત્એ સફર કહાં!
કયા જાને અપની શામ કહાં હો સહર કહાં?'

નિષ્કામ કર્તવ્ય જ જીવનનું ધ્યેય હોઈ શકે. અનાસક્ત મનુષ્ય સૌથી વધુ શક્તિશાળી અને સૌથી વધુ વૈભવશાળી છે.

'કુછ હાથ ઊઠાકે માંગ ન કુછ આંખ ઊઠાકે દેખ!
ફિર ઇખ્તયાર ખાતિરે બે મુદ્આ કે દેખ!'

પ્રભુની સૃષ્ટિનો મનુષ્ય નાયક છે. માનવ સેવા અને મનુષ્યોદ્ધાર એક ઉત્તમ સાધના છે. પણ એનો અતિરેક થાય છે ત્યારે મનુષ્ય, ભગવાનને બદલે પોતાની જ પૂજા કરવા માંડે છે.

'મફહૂમ થા ખુદીકા દર્સે ખુદ આગાહી મેં
મસરૂફ હય અબ ઇન્સાં અપની હીં બંદગી મેં'

હું ભારતનો વતની છું, હિમાલય જ મારે મનથી ઇસ્લામી પૌરાણિક પર્વત 'તૂર' છે. હું ઉત્તમ કવિ છું, કેમકે મીર ગાલિબ વગેરેનો દેશબાંધવ છું.

'મંય હું કલીમે હિન્દ હિમાલય હય મેરા તૂર
હય ઇન્તઝારે દાવતે જલ્વાગરી મુઝે
મંય હમવતન હું ગાલિબો, મીરો, નઝીરકા
સીમાબ! રાસ આયે ન કયોં શાયરી મુઝે?'

યુવાનીનું વર્ણન પૂરું થયું હોય તો વાત બંધ કરો! કેમકે હવે કહેવા જેવું જીવનમાં બીજું કશું નથી.

'બઝમે અફસાના કરો ખતમ જવાની ગુઝરી
કાબિલે ઝિક્ર અબ આગે કોઈ રૂદાદ નહીં!'

દુઃખનું મહત્ત્વ સમજી, તેને ધૈર્યથી સહન કરવાથી, તે સુખ બની જાય છે.

'નાહક શિકાયતને ગમે દુન્યા કરે કોઈ
ગમ હય બડી ખુશી જો ગવારા કરે કોઈ'

જેણે મને દુઃખ આપ્યું છે તે પ્રભુ જ મારો મિત્ર છે, એ મારે માટે મોટું આશ્વાસન છે.

'ઇસસે ઝયાદા ઔર મુઝે હોગી કયા ખુશી?
જિસને દિયા હય ગમ વો મેરા ગમગુસાર હય!'

તું મહાન ઉદ્ધારક હતો, છતાં સ્થૂલ દૃષ્ટિએ તું એક ગોવાળ બન્યો અને યમુના તટે બંસી બજાવતો, ગાયો ચરાવવા લાગ્યો.

'પયગમ્બરોંકી કભી શરમકી અદા તૂને
ગવાલા બનકે કભી સબ્ઝા ઝાર સે ખેલા,
બજા કે બાંસરી નગ્મોં પે અપને વજદ કિયા
ખુદ અપની ઝિન્દગીએ પુર વિકારસે ખેલા,
બહાદિયે કભી ઠોકરસે પ્રેમ કે ચશ્મે
કભી જમન કભી ગંગાકી ધારસે ખેલા'

તારી બંસીના સૂરોએ વ્રજવનિતાઓને જ નહીં પણ સારા જગતને મંત્રમુગ્ધ કર્યું, પ્રેમ શું છે તે જગતને તેં શીખવાડ્યું. ભારતની પ્રત્યેક વ્યક્તિને તેં તારા પ્રેમના બંધનમાં બાંધી દીધી. તેં ભારતને અમર જીવન મંત્રની દીક્ષા આપી.

'કિયા ઝમાને કો મામૂર અપને નગ્મોંસે
સિખાયે ઇશ્ક કે દસ્તૂર અપને નગ્મોંસે,
સદાકત ઔર મુહબ્બતકી તૂને દી તાલીમ
અંધેરીઓંમેં ભરા નૂર અપને નગ્મોંસે,
લતાફતોંસે કિયા અરઝે હિન્દ કો લબરેઝ
જહાં કો કર દિયા મસરૂર અપને નગ્મોંસે'

હૃદયમાં તેં પ્રેમનાં બીજ રોપ્યાં, કુરુક્ષેત્રમાં ગીતાનો દિવ્ય સંદેશ આપ્યો. ભારતને સર્વોત્તમ માર્ગદર્શન આપ્યું અને જન્મભૂમિને ખરેખર સ્વર્ગ બનાવી. તેં ભારત દેશને આખી દુનિયાનો ધ્રુવતારક બનાવ્યો.

'દિલોંમેં રંગે મુહબ્બતકો ઉસ્તુવાર કિયા
સવાદે હિન્દ કો ગીતાસે નગ્માઝાર કિયા,
નક્શ સબ્ત કિયે અપની રેહનુમાઈ કે
ઝમીંકો ફખ્ર કદમસે ફલક વિકાર કિયા,





'દિયા જો દર્સ જમાને કો બે મિસાલ દિયા
કિયા જો કામ જમાને મેં યાદગાર કિયા !'

પ્રિયતમને જોવા માટેની મારી તાલાવેલી એટલી બધી છે કે પ્રેમી બનવાને બદલે હું પ્રેમિકાના હાથમાંનું દર્પણ બનતે તો સારું થાત.

'શૌકે જમાલે દોસ્ત જો હદ સે સિવા દિયા
આઇના ક્યોં ન ? મુઝકો ખુદાને બના દિયા !'

ગાલિબ કહે છે કે તારા દ્વાર પરનો પથ્થર બનતે તો હું વધુ સુખી હોત !

'દાયમ પડા હુવા તેરે દરપર નહીં હું મૈં
ખાક ઐસી ઝિન્દગીમે કે પથ્થર નહીં હું મૈં !'

હૃદયમાં જ જો આનંદ ન હોય તો જગતભરનો આનંદ તુચ્છ છે. નિરર્થક બાહ્યાડંબર છે. જેનું હૃદય જ બુઝાઈ ગયું તેનું જગત બુઝાઈ ગયું—તેનું જીવન બુઝાઈ ગયું.

'દિલ હી નહીં તો હસરતે ઐશે જહાં ફુઝુલ,
દિલકો મિટા દિયા તો જહાં કો મિટા દિયા'

હું યુવાન હતો ત્યારે જગતની એક એક વસ્તુ જાણે યુવાન હતી !

'હર ચીઝપે બહાર થી હર શયપે હુસ્ન થા
દુન્યા જવાન થી મેરે એહદે શબાબમેં !'

જ્યાં સૌન્દર્ય, ત્યાં હું ! સ્વર્ગમાં છલોછલ સૌન્દર્ય ભરેલું છે તો શું મારી ખોવાયલી યુવાની ત્યાં તો ન સંતાયલી હોય ?

'જિધર દેખો ઉધર જન્નતમેં હુસ્ને જાવેદાની હય
ઇલાહી ક્યા યહાં ભી મેરી ગુમગશ્તા જવાની હય !?'

લાગણીઓનું ઠંડું થઈ જવું એનું જ નામ મોત ! બાકી ખરું જોતાં મારો પ્રેમ પણ અમર છે, તારું સૌન્દર્ય પણ અમર છે.

'ફના દર અસલ હય જઝબાતકા અફસુર્દા હો જાના
ન મેરા ઇશ્ક ફાની હય ન તેરા હુસ્ન ફાની હય'

પ્રભુની દયાનો આધાર માત્ર પ્રાર્થના ઉપર નથી. પ્રાર્થના કર્યાં વિના પણ પ્રભુ પોતાની મેળે દયા કરે છે ! જે બિચારાઓએ પાપ નથી કર્યાં તે કેવા કમનસીબ છે !

'મોહતાજે ઇબાદત કરમે યાર નહીં હય
અફસોસ હય ઉસ પર જો ગુનાહગાર નહીં હય !'

આ દુઃખની રાત પસાર થશે કે નહીં ? સવાર પડશે કે નહીં ? પ્રભુને સારા જગતની ફીકર છે તો મારી પણ એને ખબર પડશે ખરી ?

જેની આંખના અછડતા ઈશારાથી મહા ચમત્કારો સર્જાય છે તે પ્રભુ, ભલે છાને માને પણ, મારી હાલત એકવાર જોઈ લે તો કેવું ભાગ્ય ખીલી જાય ?

'શબે ગમ, અય મેરે અલ્લાહ બસર ભી હોગી ?
રાત હી રાત રહેગી કે સહર ભી હોગી ?
મૈં યે સુનતા હું વો દુન્યાકી ખબર રખતે હય
જો યે સચ હય તો ઉન્હે મેરી ખબર ભી હોગી ?
જિસકી હલકીસી ઝલક બન ગઈ અરમાનએ તૂર
હાય ક્યા ચીઝ વો દુઝદીદા નઝર ભી હોગી ?'

પૃથ્વી પરના ભક્તો અને મહાત્માઓ પ્રભુએ બનાવેલી આરસી જેવા છે. પ્રભુનું તેજ પૃથ્વી પર ઝીલીને પાછું તેઓ આકાશ પર ફેંકે છે, તે તેજ પ્રતિબિંબોને આપણે સૂર્ય ચંદ્ર અને તારા કહીએ છીએ.

'ખાકે હય ચાંદ સૂરજ તેરે હી નકશે પાકે
આઇને હય ઝમીં પર અક્સ આસમાન પર હય'

કહે છે કે કયામતને દિવસે તમામ મૃત શરીરો જીવતાં થશે અને પૃથ્વીના વિશાળ પટ પર એકઠાં થશે. પણ તે ભીડમાં મોટા ટોળામાંથી પ્રેમ–દીવાનાઓને શી રીતે ઓળખી શકાશે ?

તેમને ઓળખવા માટેની એક સહેલી નિશાની એ છે કે તેઓ, પોતાને માથે પોતાની આખી કબર ઊંચકીને, આવતાં હશે ! !

'કયામતમેં તમાશાયે જુનૂં હય દીદ કે કાબિલ
ઉઠા લાયે હય અપને સરમે દીવાને મઝારોંકો'

ઈદ આવે છે ને જાય છે ! જીવનમાં હોળી હોય તો મોં પર ઈદનો આનંદ શી રીતે દેખી શકાય ?

આજે જગતમાં કોઈ કોઈનું મિત્ર નથી. કોઈને માટે કોઈને લાગણી નથી. કેટલાયે મકાનો ઉજ્જડ ખંડેર બની ગયાં છે ! તો ઈદ જેવા પ્રસંગે ઉપલક આનંદ બતાવી મારી જાતને શી રીતે છેતરું ?

'લાખોં મકાં હય ઐસે જિન્કે મકીં નહીં હય
જો મરકઝે નઝર થે વો અબ કહીં નહીં હય'



'વો હમ નવા નહીં હય' વો હમનશીં નહીં હય'
સાઝે નિશાતકે અબ નગ્મે કિસે સુનાઉં ??
મંય ઇદ કયા મનાઉં ??

માનવતા કચડાઈ રહી છે, આધ્યાત્મિકતા મરી પરવારી છે. સાચો આનંદ ભૂતકાળની વસ્તુ બની ગયો છે. તો પછી જૂઠો આનંદ હું શા માટે વ્યક્ત કરું ?

'ઇન્સાનીઅત જહાં મેં પામાલ હો રહી હય
રૂહાનીઅત ભી અપને માઝી કો રો રહી હય
સચ્ચી ખુશી અદમ કે ગૂશેમેં સો રહી હય
જૂઠી ખુશી મનાકર કબ તક ફરેબ ખાઉં ?
મંય ઇદ કયા મનાઉં ?'

બધું આડંબરભર્યું છે—ઔપચારિક છે. સારાં કપડાં પહેરવાં, મોં પર આનંદના ભાવ બનાવવા, પવિત્રતાનું નાટક કરવું, દેખાવ ખાતર નમાઝ પઢવી, લોકોમાં જાહેરાત કરવાને ઈરાદે જ રોજા રાખવા, આ બધામાં માત્ર દંભ સિવાય બીજું કશું જ દેખાતું નથી. તો ઇદની ઉજવણીનો એક વધુ દંભ હું શા માટે ઉમેરું ?

'હય ઝાહરી તકલ્લુફ કપડે નુમાયશી હય'
એઅમાલ હયં રિયાઈ જઝબે નુમાયશી હયં,
બે રૂહ હયં નમાઝેં સજદે નુમાયશી હયં.'
ઈસ મેહશરે રિયામેં, કયા ઈદગાહ જાઉં ?
મંય ઈદ કયા મનાઉં ?

કેટલીયે પુષ્પકલીઓ ભારતના બાગમાં ચીમળાઈ ગઈ છે ! કેટલીયે દેવીઓ, પૂજાવાને બદલે, બજારમાં ભીખ માગતી, નજરે પડે છે.

કેટલીયે વિધવાઓ, અને વિધવા કરતાંયે વધુ ખરાબ સધવાઓ, મારા દેશમાં ખૂણે ખૂણે સંતાઈ રહી છે, હૃદય રડી રહ્યું છે છતાં મોં પર સ્મિત લાવવાનું શી રીતે શક્ય બની શકે ?

'મેરે ચમનમેં કિતની અફસુર્દા માલને હયં ?
મેરે નગરમેં કિતની કમસિન ભિકારને હયં ?
મેરે વતનમેં કિતની બેવા સુહાગને હયં ?
દિલ રો રહા હય મેરા કિસ તરાહ મુસ્કુરાઉં ?
મંય ઇદ કયા મનાઉં ?'

ઇદની રાત પણ એ જ રેઢિયાળ અને વાસી રાત છે. જીવન એક પરપોટા જેવું છે. જગત નાશવંત છે. પણ જો એક વસ્તુ અજર અમર અને સનાતન હોય તો તે મારું દુઃખ છે. અને કદાચ કોઈ અલ્પજીવી વસ્તુને ભૂલી શકાય, પણ અજર અમર અને સનાતન મારા દુઃખને શી રીતે હું ભૂલી શકું ?

'યે ચાંદ ભી પુરાના યે સુબ્હ ભી પુરાની
એક શમ્અ શામે હસ્તી એક જામ બઝમે ફાની
લેકિન મેરા ગમે દિલ શાયદ હય જાવેદાની
જબ ગમ હય જાવેદાની કયોં કર ઉસે ભુલાઉં ?
મંય ઇદ કયા મનાઉં ??'

સુંદર વિષયોને સુંદર રીતે વ્યક્ત કરતાં શ્રી સીમાબનાં કાવ્યો અમર છે. એમની કદર થઈ રહી છે અને હજી વધુ થશે.

પ્રભુ શ્રી સીમાબના આત્માને શાંતિ આપો !



એક વાર એક ગધેડો ઈસપ પાસે આવીને કહેવા લાગ્યો : 'મારા વિષે આજ સુધી તમે જેટલી વાતો લખી છે તે બધીમાં મારે મોઢેથી કોઈ ને કોઈ મૂર્ખાઈની અથવા ગાંડપણની જ વાત કહેવડાવી છે, એટલે મારી તમને નમ્ર વિનંતિ છે કે તમે હવે પછીની મારી વાતમાં મારા મોંએથી કોઈ સમજણવાળી અને કંઈક વિચારવા જેવી વાત કહેવડાવો.'

ઈસપ ચોંકી ઊઠયો : 'તારા મોંએથી સમજણવાળી અને વિચારવા જેવી વાત ?' એ ચીડાયો : 'એ સાંભળીને દુનિયા શું કહેશે, ખબર છે ? હા, એ તને સમજણવાળો કહેશે પણ મને તો ગધેડો કહેશે ગધેડો !'

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





# ગૃહમંગલ

ભારત સ્વતંત્ર થયું પણ કેટલીય નાબૂદ થવી જોઈતી બદીઓ દૂર થઈ શકી નથી. આપણું પ્રધાનમંડળ એનાથી અજાણ છે એવું પણ નથી. પરંતુ જ્યાંસુધી ગરીબાઈનો પ્રશ્ન સતાવી રહ્યો છે ત્યાંસુધી ગમે તેટલાં ફાંફાં મારવા છતાંપણ જે દૂષણો કુમળાં બાળકો અને યુવાન સ્ત્રીઓને ઝંટવી રહ્યાં છે તે દૂર કરવાં મુશ્કેલ છે.

આજે અનીતિનો વેપાર કાયદાઓ થવા છતાં બંધ થયો નથી. જે છડેચોક રીતસર વેશ્યા-ગૃહ ઊભા કરવામાં આવ્યાં હતાં તે કાયદાથી નાબૂદ થયાં છે પણ વ્યક્તિગતરીતે દલાલો મારફત આવા કેટલાય મોટા મોટા અડ્ડા એની પાછળ કામ કરી રહ્યા છે. દલાલોની કમાણી એમના ઉપર નભી રહી છે. નિરાધાર સ્ત્રી, પૈસા માટે વલવલતી દુઃખી સ્ત્રી બીજાની દયાનો ભોગ બને છે અને પોતાને ઉગારનાર જેમ કહે તેમ પોતાનું સર્વસ્વ અર્પવા તૈયાર થાય છે. એવી કેટલીય જાતિઓ છે–પહાડી, સાંસી, કંજર—જેમનો તો આવો અનીતિનો વેપાર ચલાવવાનો ધંધો જ થઈ પડયો હોય છે. એમની સ્ત્રીઓ પાસે તેઓ બળજબરીથી અને રૂઢિરિવાજ મુજબ આ બધું કરાવે છે.

આ બધું આપણી અજ્ઞાનતાનું ભાન કરાવે છે. ઉપર ઉપરથી શહેરોમાં દેખાતું એ જ બધું સારું એવા શહેરમાં અંદરખાનેથી જોઈશું તો આવા કેટલાય અડ્ડાઓ હાથ લાગે છે. જ્યાં સ્ત્રીને કોઈ જ આધાર નથી હોતો, પોતાને પગભર થવાનું બીજું કોઈ સાધન નથી હોતું. તેને ફોસલાવવી એ બહુ સહેલી વાત છે. સ્ત્રી પણ ભોળવાઈ જાય છે અને આવા ધંધામાં માત્ર પૈસાને ખાતર ફસાય છે.

આવાં ધામો ચાલતાં અટકાવવા માટે દેશના દરેક નાગરિકે કમર કસવી પડશે. સ્ત્રીઓને સમજાવી સૌથી પહેલાં તો ગામડે ગામડે જઈ તેમની અજ્ઞાનતા દૂર કરવી પડશે. અને નીતિનું ધોરણ અને કૌટુંબિક જીવન સૌથી ઊંચે લાવવા પ્રોત્સાહિત કરવી પડશે. કાયદો રક્ષણ જરૂર આપશે પણ વધુ તો બહેનોએ જાગૃત થવાની જરૂર છે. પોતાના ભાવિ જીવન માટેની તૈયારીઓ પોતે પગભર થઈને કરવાની છે અથવા તો એટલી તાકાત કેળવવી પડશે. અક્ષરજ્ઞાન અને પોતાના જ પગ ઉપર ઊભા રહેવા માટેની કોઈપણ જાતની શારીરિક કે માનસિક આવડતની પણ એટલી જ જરૂર છે. પરાવલંબી સ્ત્રી મટે ત્યારે જ સમાજમાં કંઈક સમાનતા આવે અને સ્ત્રીની રીબામણી કંઈક અંશે ઓછી થાય. આ પ્રશ્ન ખૂબ વિચારણા માગી લે છે.



## કમનસીબ કાશી

કાશીના લગ્ન થયે ઠીક ઠીક વર્ષો પસાર થઈ ગયાં. બાળકબુદ્ધિમાં કે અણસમજમાં લગ્ન નહોતાં થયાં. લગ્ન થઈ ગયા પછી સાસરે ન જાય ત્યાં સુધી તો નવી દુનિયાનાં સ્વપ્નાં સેવવાનાં હોય છે. બિલકુલ અજાણી એવી કાશી પણ તેજ રીતે પતિગૃહનાં મંથનોમાં ક્યારેક અટવાઈ જતી અને નવવધૂના કોડમાં ને કોડમાં દિવસો વિતાવતી. ગામડાની કુમારિકાઓને સાસરું શું અને કેવું હોય છે તે સમજાવવાની જરૂર રહેતી નથી. ઘર ઘરના ઓટલા તેમણે સંભાળ્યા હોય છે, અને દુનિયામાં ચાલી રહેલા સંસારચક્રના સમાચાર નજરે નિહાળ્યા હોય છે. છતાં પોતાનો વારો આવે છે ત્યારે તો નવું નવું કરવાનો મોટો મહેલ રચ્યો હોય છે અને સ્વપ્નસાગરમાં ડૂબી નવવધૂ જ્યારે પતિગૃહે જાય છે ત્યારે....

કાશીને પણ એક દિવસ પતિગૃહે જવું પડ્યું. નવી વહુનાં ચાર દિવસ તો ખૂબ માન હોય છે પણ કાશી તો એક જ દિવસમાં ઘરની રીતભાત, વ્યસની પતિનો રોષ અને સાસુનો રૂઆબ જોઈ આભી જ બની ગઈ. વહુ એટલે પતિની ગુલામ અને ઘરનું વૈતરું કરનારી આ વ્યાખ્યા આડે પતિ કે સાસુને બીજું વિચારવાનો વખત પણ ક્યાંથી મળે અને જરૂર પણ શી હોય !

કાશીનો પતિ નોકરી કરીને થોડું કમાઈ લાવતો હતો, પણ પોતે વ્યસની અને મિત્રોની સોબત પણ એવી એટલે ખૂબ પૈસા ઉડાડતો. હવે એ પૈસા લાવવા ક્યાંથી ! વધેલું દેવું પૂરું કેવી રીતે કરવું ? કાશી આખો દિવસ કામ કરે, સાસુનાં મહેણાં ટોણાં સાંભળે, લાગ આવે તો સાસુજી માર પણ મારી શકે. પતિને ફરિયાદ થાય અને પછી સાલમપાક કાશીને ખાવો પડે.

કાશીનાં માબાપ હતાં ઓલિયા જેવાં. નહોતું દુનિયાનું ભાન એમને કે નહોતી બીજી કોઈ આવડત. પોતાના ઘરનું માંડ માંડ પૂરું કરતાં અને હતાં જાતે બ્રાહ્મણ. ગામના મહાદેવના પૂજારી તરીકે જે કંઈ મળતું તેમાં કુટુંબનું પૂરું થતું. પણ પોતાનાં બાળકો પ્રત્યે વહાલ પુષ્કળ. કાશી થોડો વખત સાસરે રહી અને પછી પિયર આવી. માને એ વખતે તો ઝાઝી વાત તે ન કરી શકી. છેવટે પડ્યું પાનું તો નિભાવવાનું જ હતું એટલે નકામું માને દુઃખ થાય તેવું શું કામ કહેવું ? છએક મહિના પસાર થઈ ગયા પણ કાશીને સાસરેથી ન કોઈ તેડવા આવ્યું કે કાગળેય ન આવ્યો. કાશીને એની મા સામે ચાલીને જાતે મૂકવા ગઈ, તો માને પણ ખૂબ પજવી. જે કંઈ તેની પાસે હતું તે પણ ઝૂંટવી લીધું. માંડ માંડ તે પોતાને ઘેર પાછી આવી અને દીકરીની ચિંતા કરવા લાગી.

આમ કાશી બે ત્રણ વખત કાઢી મૂકવાથી પિયર આવી તેથી હવે તેનાં માબાપ બરોબર ત્રાસી ગયાં હતાં. એમની શક્તિ મુજબ જે થોડુંઘણું કરાવ્યું હતું તે બધું જ ઝૂંટવાઈ ગયું હતું. હવે કાશી પાસે કંઈ જ રહ્યું નહોતું. એનો પતિ એને પૈસાને ખાતર ન કરવાનું કામ કરવા કહેતો. કાશીનો વિરોધ એને ખૂબ અપમાનજનક લાગતો અને તે

પછી તો થાય તેટલી બળજબરી, જોરજુલમ તેની ઉપર થતાં. આવું બધું હોવા છતાં એક વખત કાશી પોતાનાં માબાપની વિરૂદ્ધ થઈ ને પણ સાસરે જવા તૈયાર થઈ, કારણકે એ સિવાય બીજો કોઈ રસ્તો જ નહોતો એમ તે માનતી. અને ગામના લોકો પણ તેના માબાપને પીંખી નાખતાં કે આવડા મોટા સાપને કેવી રીતે સંઘરશો !

કાશી એ દિવસે ગઈ તો શ્વસુરગૃહનાં બારણાં જ ખૂલ્યાં નહિ. બિચારી કાશી આખી રાત બહાર ઓટલે પડી રહી. અને સવારે તો તે પરાણે ઘરમાં ગઈ. એ જ જૂનો જુલમ ચાલુ થઈ ગયો. ખાવા પણ હવે તો મળતું નહિ. ત્રાસેલી કાશી પાછી મહિયર આવી અને પોતે પગ-ભર થવાનો રસ્તો કોઈકે સૂઝાડયો એટલે નજીકના શહેરમાં ભણવા ગઈ.

રજાઓમાં કાશી કયારેક તેનાં માબાપને મળવા જતી. તેના પતિને પણ તેના અભ્યાસની ખબર પડી હતી એટલે હવે તેને બોલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એક વખત કાશી રજા-ઓમાં બે દિવસ માટે ઘેર આવેલી. કોઈક મળતીયાએ એના પતિને ખબર પહોંચાડી અને રાતોરાત ટેકસી કરી ચારપાંચ ગુંડાઓ સાથે તે દોડી આવ્યો.

કાશી શહેરમાં પાછી જાય તે પહેલાં તો ઘરની ચારેબાજુ આ લોકો બરોબર અડ્ડો જમાવીને બેઠા. પીધેલી હાલતમાં ગમે તેમ બકવા લાગ્યા. કોઈપણ જાતના કાયદા કે કોઈની મદદનું કંઈ જ ભાન નહિ એટલે એનાં માબાપ તો ગભરાઈ ગયાં. પેલાઓ બીજી પણ ધમાલ ખૂબ કરતા હતા.

કાશીને રસ્તો સૂઝયો કે કોઈપણ રીતે મારે શહેરમાં પહોંચવું જોઈએ. પણ એનાથી તો એક ડગલું પણ ચસકાય તેમ નહોતું. હિંમત રાખી અમુક સમયની મહેતલ આપી તેઓને બેસાડ્યા. પોતે રહેતી તે સંસ્થામાં કાશીની હાલતની ખબર પડી અને તાબડતોબ તેને બોલાવી મંગાવી. આપણા સમાજની આવી કાશીઓની વહારે ધાઈ ને તેને કયારે આપણે સુખી કરીશું ?

## સૂર્યાબેનનું સુખ

આમ તો અનેકવાર સૂર્યાબેન ને હું મળતાં. પણ આજે તો કોણ જાણે તે જુદા જ રંગમાં હતાં. કોઈ દિવસ આજના જેટલાં સુખી મેં તેમને જોયાં જ નહોતાં. એટલે મારાથી તો તેમના સુખનું કારણ પૂછયા વિના ન જ રહેવાયું. રોજ ને રોજ મારી પાસે કંઈ ને કંઈ રોદણાં રડવા બેસી જનારાં સૂર્યાબેન હર્ષથી વાત કહેતાં જાણે ડરતાં ન હોય તેમ મારા પ્રશ્નને ટાળવા મથી રહ્યાં. પણ હું એમ તેમને છોડું એમ કયાં હતી ? તેમણે તો ઘણુંય બહાનાં કાઢીને, છેવટે કામનું બહાનું કાઢીને ત્યાંથી ઊભા થવાની તૈયારી પણ બતાવી. પણ મારા તરફની તેમની લાગણી— જે તેમના સુખની વહેંચણી કરવા મારી પાસે તેમને ખેંચી લાવેલી એટલે તેમણે કહ્યા વગર છૂટકો જ નહોતો.

સૂર્યાબેને વાતની શરૂઆત કરતાં મારી પાસેથી વચન માગી લીધું કે પોતે કહે તે વાત કોઈને ન કહેવી. નહિ તો ય સૂર્યાબેનની વાતો મારે બીજાને કહેવાપણું રહેતું જ નહિ, મને વખતેય



નહોતો મળતો. સૂર્યાબેન મારી પાસે બેસવાનો જેમ વખત મેળવી શકતાં તેમ મને તો વખત રહેતો જ નહિ.

અને જ્યારે સૂર્યાબેનની વાત મેં જાણી ત્યારે ખરેખર ખુશ થવું જ પડે તેમ હતું. પરણ્યા પછીનાં દસ વર્ષમાં ક્યારેય ન અનુભવેલો નવો અનુભવ તેમને એ થયો કે તેમના પતિ સૂર્યાબેન સાથે હસી–બોલીને વાતો કરવા લાગ્યા હતા!

આખો દિવસ નોકરી કરીને સાંજે ઘેર આવે ને વાળુ કરે ન કરે ત્યાં તો તેમના મિત્રો સાથે મોડી રાત સુધી બહાર ચાલ્યા જતા તે આવીને ઊંઘી જતા. સવારે નવેક વાગ્યે ઊઠીને તાબડતોબ તૈયાર થઈને જમીને નોકરી પર પહોંચી જતા. સૂર્યાબેન સાથે ક્યારેય નિરાંતે વાત જ ન કરતા. સૂર્યાબેનનું અતૃપ્ત મન આ માટે અંદર ને અંદર સીઝાયા કરતું.

પતિને પ્રિય થઈ પડવાના અનેક કીમિયા અજમાવ્યા છતાં પતિસુખ ન જ પામી શકેલાં સૂર્યાબેન દસ વરસમાં તો શારીરિક અને માનસિક રીતે સાવ કંતાઈ ગયાં હતાં. અને એક દિવસ તેમના પતિનો માહ્યલો જાણે જાગ્યો હોય તેમ કુંભકર્ણી ઊંઘમાંથી જાગ્યા. પરણ્યાની પહેલી રાત હોય તેમ તે દિવસે નોકરી પરથી આવીને વાળુ કરીને સૂર્યાબેન સાથે દસ વરસમાં પહેલીવાર બહાર ફરવા ગયા, મોડી રાત સુધી સુખદુઃખની વાતો કરી અને દસ વરસ સુધી કરેલી ભૂલની સૂર્યાબેન પાસે માફી માગી.

એક રાતમાં શેર લોહી ચડી ગયું હોય તેવાં સૂર્યાબેનનું સંતોષી મુખ જોઈને મારા સુખનો પાર ન રહ્યો.

## કામગરાં રમીલાબેન

ઊંચી પાયરીએ પહોંચેલાં રમીલાબેનનો વિચાર કરું છું ત્યારે એ સાચું ઠરે છે કે વ્યક્તિ માત્ર પુરુષાર્થ કરવા ધારે અને તેને અમલમાં મૂકે તો તે શું નથી કરી શકતી?

રમીલાબેન તેમના ભાંડુઓમાં સૌથી મોટાં હતાં. એવા ગામમાં રહેતાં હતાં કે જ્યાં ભણવાની બહુ શક્યતા નહોતી. ભાઈઓ નાના પણ હોશિયાર હતા અને કુટુંબની આર્થિક સ્થિતિ નબળી હતી. એટલે કુટુંબને ઊંચે લાવવું હોય તો રમીલાબેને પ્રયત્ન કરવો રહ્યો. એટલું જ નહિ પણ તનતોડ મહેનત જો તેઓ કરે તો જ પોતાનું ધ્યેય પાર પાડી શકે.

મેટ્રિક પાસ થયા પછી પોતે શિક્ષિકાની નોકરી સ્વીકારી. એટલી આવકથી નાનાં ભાઈ-બહેનોના અભ્યાસ–ખર્ચને પહોંચી વળાય તેમ નહોતું. ભાઈઓ પણ સ્વાવલંબી હતા જ. એટલે બહેનને મદદરૂપ ખૂબ થઈ પડ્યા. એક ભાઈ ડૉકટરના અભ્યાસમાં લીન હતો છતાં વખત મળે ટ્યુશન પણ કરી લેતો. રમીલાએ પણ ટ્યુશન સાથે આગળ ભણવાનું નક્કી કર્યું. થોડી લોન પણ લેવી પડી. અને મુંબઈ શહેરમાં આવ્યાં કે જ્યાં બધાં ભાઈબહેનોની અગવડતા સચવાય તેમ હતી.

રમીલાબહેન ખૂબ મહેનતુ હતાં. એક રૂમ પરામાં ભાડે રાખી. ઘરકામમાંથી પરવારી અભ્યાસ કરવા જતાં. જેવું તેવું કામ જરાપણ

ચલાવી ન લેતાં. સ્વચ્છતાનાં ખૂબ આગ્રહી હતાં. આમ કરતાં કરતાં રમીલાબેન ગ્રેજ્યુએટ થઈ ગયાં. આજે સામાજિક કાર્યકરની ઊંચી પદવી સંભાળી રહ્યાં છે. હજુપણ ઘરનો ભાર એ જ રીતે વહે જાય છે. એક ભાઈ ડૉક્ટર થઈ ગયો છે. બહેન અભ્યાસ કરી રહી છે. ભાઈ ધંધે લાગી ગયો છે. રમીલાબેને પોતાની લોન વગેરે ભરી દીધાં છે અને હવે તે આરામથી પણ એ જ જાતની દોડાદોડીથી જીવી રહ્યાં છે. બસ કામ કામ ને કામ એ જ એમના જીવનનું જાણે સૂત્ર થઈ પડયું છે.

## સ્ત્રીઓનો આનંદોત્સવ

ઉત્સવો તો ઘણા આવે છે અને જાય છે. એકના એક ઉત્સવનું નવું મહત્ત્વ પણ ખૂબ રહેતું નથી. જાણે ચીલો પડી ગયો હોય તેમ ચાલ્યા કરે છે. બહેનોના ઉત્સવમાં કોઈક નવતર આનંદ પ્રસંગ અને તે પણ સારી સંખ્યામાં બહેનો ભેગી મળીને ઊજવે તો કોઈ અનેરો આનંદ ઉત્પન્ન થાય છે. આ પ્રજાસત્તાક દિન નિમિત્તે અખિલ હિંદ મહિલા પરિષદની અમદાવાદ શાખાએ એક નવતર ઉત્સવ 'ફૂલ ગુલાલ' ઊજવ્યો. ઘણી બહેનો-એ તેમાં રસ લીધો હતો અને ખૂબ જ આનંદ કર્યો હતો.

મહારાષ્ટ્રીયન બહેનો વસંત ઋતુ બેસતાં હળદી–કંકુનો ઉત્સવ ઊજવે છે. તેને મળતો ગુજરાતી બહેનો માટેનો આ ઉત્સવ છે. ફૂલ કે જેની સુગંધ પોતે નથી લેતું પણ બીજાને આપે છે. તેવી જ રીતે દરેક બહેન બીજી બહેનને શુભેચ્છા આપે અને શુભેચ્છા ઇચ્છે. આ શુભેચ્છા તેઓ કોઈપણ સૂત્ર દ્વારા વ્યક્ત કરી શકે છે. સાથે ઋતુનાં ફળ અને સાકર એકબીજાને ખવરાવી સ્નેહ રાખો અને મધુર બોલો એવી ભાવના વ્યક્ત કરે છે. ફૂલ ગુલાલના ઉત્સવ નિમિત્તે શોધાયેલું સૂત્ર 'સાકર વાણી વદ' દરેક બહેનને મધુર વાણી બોલવાનું સૂચન કરે છે.

આ પ્રસંગ સમૂહમાં ગોઠવી શકાય છે તેમજ ગૃહિણી પોતાના ઘરમાં સુંદર સજાવટ કરી પોતાનાં સંબંધીઓને આમંત્રે છે. સમૂહમાં જ તેની મઝા અપૂર્વ ખીલી ઊઠે છે.

પ્રસંગની શરૂઆતમાં સુંદર શ્લોક અને સૂત્રો ઉચ્ચારવામાં આવે છે. ત્યારબાદ દરેક બહેન પોતાને આવડતી કહેવતો, ટુચકા, પ્રસંગાલેખન અને આનંદમાં અતિરેક કરવા કોઈની પણ નિર્દોષ મશ્કરી કરી શકે છે. હાસ્ય રસના પોતે અનુભવેલા કિસ્સાઓનું વર્ણન સુંદર રીતે રજૂ કરે છે અને બહેનોને ખૂબ આનંદમય બનાવે છે.

બહેનો વીખરાતાં પહેલાં ફૂલ ગુલાલથી એક-બીજાને નવાજે છે. ગુલાલ સેંથીમાં પૂરી તેનું મહત્ત્વ વધારે છે.

આ ઉત્સવમાં બધી જ બહેનો ભાગ લઈ શકે છે—તેમાં સધવા, વિધવા, કુમારિકાઓ બધાં જ સરખો આનંદ કરી શકે છે.

☆






**પરિક્રમા :**

[ લે. બાલમુકુન્દ દવે; પ્રકા૦ વોરા એન્ડ કંપની, મુંબઈ–૨. મૂલ્ય બે રૂપિયા ]

સને ૧૯૩૮ થી ૧૯૫૫ સુધીના ગાળાની કાવ્યસાધનાનાં ફળરૂપ ૧૦૩ કાવ્યરચનાઓ લઈને શ્રી. બાલમુકુન્દ દવે આ સંગ્રહ દ્વારા ગુજરાતી કવિતાક્ષેત્રે ગ્રંથકાર કવિ તરીકે આવકારાર્હ પ્રવેશ કરે છે. સંગ્રહ કાવ્યપ્રકારોનું સારું વૈવિધ્ય દેખાડે છે. એમાં મુક્તકો છે, સૉનેટો છે, 'બેવડો રંગ' જેવું ખંડકાવ્ય છે, લાંબાં છંદોબદ્ધ ચિંતનકાવ્યો છે અને ગીતો તથા ભજનો પણ છે. પદ્યરચનામાં પ્રૌઢ સંસ્કૃત વૃત્તો જેટલી જ આસાન ફાવટ કવિને ગીતોની પણ છે. ગીતોની સંખ્યા તો સંગ્રહમાં અર્ધી ઉપરાંત છે. એમાં આપણા ને મારવાડી લોકગીતોના તેમજ જૂનાં ભજનોના ઢાળોનો, ક્વચિત્ એમાં કસબ વાપરી નવા સૂર ઉમેરી, શ્રી બાલમુકુન્દ દવે કુશળતાથી ઉપયોગ કરી જાણે છે.

શ્રી બાલમુકુન્દ દવે યુનિવર્સિટીના પદવીધર નથી, પણ એ છે સાચો કવિ–જીવ. કવિપ્રતિભા એમને મળેલી છે. સૌંદર્યપારખું કવિ–ચક્ષુ અને શબ્દની કવિકલાએ એમની પાસે પ્રકૃતિસૌંદર્યની કવિતા સારી લખાવી છે. 'વસંતનર્તન,' 'આકાશી અસવાર' 'મેઘ માધુરી' જેવી રચનાઓ એના સુંદર નમૂના છે. 'નદીકાંઠે સૂર્યાસ્ત.' 'ચાંદની,' 'નર્મદાતટે પૂર્ણિમા,' 'સાબરમાં ઘોડાપૂર જોઈને,' 'પરોઢ,' 'અમાસની મધરાત' ને 'મેઘમાધુરી' જેવાં કાવ્યોમાંનાં પ્રકૃતિસૌંદર્યનાં રમ્ય શબ્દચિત્રો સહૃદયોને ઘણાં આસ્વાદ્ય લાગશે. પૂર્વ વયમાં સહેલી જીવનની કઠિનાઈઓએ કવિને વિષાદગંભીર બનાવવાનું કર્યું પણ યુવાનીએ તેમને જે 'સ્મિતકણી' સ્ફુરાવી તેણે કવિને આકરી જીવનોપાસનાના પુરુષાર્થનો લલકાર ગજાવતા, 'ધરતીના કણકણમાં તીરથ' જોતા 'પ્રપૂમીની પ્રીતનાં પ્યાસી' બનાવ્યા છે. પ્રૌઢનું સ્વાસ્થ્ય ધરાવતા કવિ આને પરિણામે વાસ્તવને આલેખી જાણે છે તેજ રીતે 'રોમેન્ટિક' રંગ–ગુલાલ પણ ઉડાડી શકે છે. જીવન વસંતના મેરૈયા જેવા રસિયાના ભાવોલ્લાસ લિજ્જતથી ગાતું પ્રેમનું ગાણું જેમાં મૂર્ત થયું છે એ 'હડદોલો,' 'બંદો અને રાણી,' 'નેડો,' 'હિના,' 'ભીના વાયરા' જેવાં કાવ્યો એની સુખદ પ્રતીતિ કરાવે છે. કવિ ગંભીરભાવે પોતાની આંતર અનુભૂતિનેય ગાય છે. એમાં પ્રેમ છે, ગત જીવનનાં ને સ્વજનોનાં સ્મરણોય છે અને વધુમાં છે 'સંચાર,' 'હોડી,' 'શમણાંનો સથવારો' ને 'એકલપંથી' જેવી રચનાઓમાં દેખાતા એથી ઊંડેરા ભાવ. કવિની અધ્યાત્મ ભણીની વૃત્તિની જેમ એ, તેમ 'સુરગંગાનો દીવડો' અને 'ઝાકળની પિછોડી' જેવાં સફલ ભજનો પણ વાચકોને પિછાન કરાવશે.

પણ કવિ આત્મમસ્ત કવિ જ નથી. બહારની દુનિયા પર પણ એ નજર કરે છે. એની સ્વદેશવત્સલતા અને સંવેદનશીલતા ગાંધીજીવિષયક કાવ્યોમાં જ નહિ, એમાં 'હરિનો હંસલો' એ ગીત કવિ નાનાલાલને અંજલિ આપતા 'વીરાંજલિ' જેવું જ સુંદર છે— 'વાદળે વહાણું' અને 'મુક્તિમિલન' જેવી રચનાઓમાં સારી અભિવ્યક્તિ સાધે છે. આગલી રચનામાં ભારતના સ્વાતંત્ર્યને વધાવતા કવિ તે પછી ત્રણ

વરસે 'મુક્તિમિશન'માં પ્રવર્તમાન દેશ-દશાથી જે સંવેદન અનુભવે છે અને 'ધૂળિયો જોગી' તથા 'પુનઃપ્રાગટ્ય'માં જે ઉત્સાહથી વિનોબાને ને તેમની પ્રવૃત્તિને કાવ્ય વિષય બનાવે છે તે આ બાબતમાં નોંધપાત્ર છે. કવિની સંવેદનશીલતા વિનાશક અણુ-શસ્ત્રો માટેની રાષ્ટ્રોની દોટથી તેમ મહાસત્તાઓના અવિશ્વાસ અને અમૈત્રીથી 'કાચબા-કાચબીનું નવું ભજન' લખવા કેમ પ્રેરાઈ છે એય જોવા જેવું છે.

શ્રી બાલમુકુંદની કાવ્યબાની સમગ્રપણે પ્રસાદપૂર્ણ છે અને ઘણીવાર મધુર બની છે. સંસ્કૃત શિષ્ટ શબ્દો સાથે એટલી જ સરલતાથા કવિ તળપદી વાણી પણ પ્રયોજી જાણે છે એ એમની વિશિષ્ટતા છે. એમનું કવિત્વ યથાવકાશ અલંકારોનો આશ્રય સારો લે છે. 'મેઘમાધુરી'ની છેલ્લી કડીમાનો ભવ્યસુંદર રૂપક 'અગાસની મધરાત'નો ઉત્પ્રેક્ષા, 'સ્વ. મોહનલાલ સૂચકને'ની છેલ્લી ચાર પંક્તિઓમાંનો રૂપક, 'નિર્વાણ-સંધ્યા'ની પહેલી કડીમાંનો ઉપમા, એ આવા સુભગ અલંકારોના થોડાક નમૂના છે.

સહૃદયો 'પરિક્રમા'ને ભાવથી સત્કારશે.

**પ્રસૂન :**

[ લે. 'ઉસનસ્'; પ્રકા. વોરા એન્ડ કં. લિ. મુંબઈ-૨; મૂલ્ય, બે રૂપિયા. ]

'ઉશનસ્' નામથી લખતા પ્રો. નટવરલાલ કુબેરભાઈ પંડ્યાનો આ કાવ્યસંગ્રહ ૧૯૪૩ થી ૧૯૫૫ ના ગાળામાં રચાયેલી નાનીમોટી થઈને કુલ ૧૧૯ કાવ્ય-રચનાઓ સમાવે છે. સંગ્રહમાં કવિની અધ્યાત્મપ્રીતિ વાચકોનું લક્ષ પહેલું ખેંચશે. પ્રભુને સંબોધતા કાવ્યોની સંખ્યા એમાં ઓછી નથી. એની સાથે 'શાંતિ', 'પરોઢ', 'સફલ પ્રીત', 'જાદુ', 'મુદ્દાનું આલિંગન' જેવાં કવિની આંતર અનુભૂતિને ગાવા મથતાં કાવ્યો ઉમેરતાં અધ્યાત્મલક્ષી કવિતાનું પ્રમાણ આ સંગ્રહમાં નોંધપાત્ર જણાશે. કવિની આવી કવિતા શ્રી અરવિંદ-દર્શનથી પ્રેરિત ભાવ-વિચાર-સામગ્રીની અને અનુભૂતિની કવિતા છે એ વાચકો તરત કળી શકશે. 'ઉશનસ્'નો બીજો પ્રિય કવનવિષય આ સંગ્રહનાં કાવ્યોમાં પ્રકૃતિ છે. પ્રભાત, મધ્યાહ્ન, ને સંધ્યા, શિશિરની પાછલી રાત, વસંત, ગ્રીષ્મ, ચૈત્ર, અષાઢ, શરદ, રાતરાણી— આ સૌએ એમની પાસે ઠીક પ્રમાણમાં કાવ્યસર્જન કરાવ્યું છે. 'ગ્રીષ્મવર્ણન' પ્રવાહી અનુષ્ટુપમાં લખેલું લાંબું કાવ્ય છે, જેમાં આધુનિક કલાદષ્ટિ અતિ-વિગતનો અને ભારતીય પરંપરાની દષ્ટિ ક્યાંક ક્યાંક હીનોપમાનો દોષ કાઢી શકે એમ છે, તો બીજે પક્ષે કવિના પ્રકૃતિસૌંદર્ય-પ્રેમનો બીજાં ટૂંકાં કાવ્યોનીય જેમ સારો પરિચય મળે છે.

'ઉશનસ્'ની સ્વદેશવત્સલતા વ્યકત કરતાં 'બ્રહ્મર્ષિ ભારત', '૧૫ મી ઑગસ્ટ '૪૭', 'ભારતની જવાબદારી' અને 'દેશદર્શન' એ ચાર કાવ્યો ભારતની પ્રાચીન સિદ્ધિ, હાલની એની સ્થિતિ, અને સ્વતંત્ર થયેલ ભારતની પોતાની ભૂત સિદ્ધિને અનુરૂપ એવી વિશ્વ-રથનું શ્રેય, શાંતિ, વિશ્વપ્રેમ, ઈ. બાબતો પરત્વે સારથી બનવાની જવાબદારી—આ સર્વ વિષે કવિની ભાવના સબળ રીતે અભિવ્યક્ત કરે છે. કવિની સંવેદનશીલતા અને લોકવત્સલતા 'જગાડું ?', 'જાહેરાત', છેલ્લી અર્ધી સદી', 'યુગાન્તર' ને 'સામાજિકની ઉકિત' જેવાં કાવ્યોમાં અચ્છી રીતે મૂર્ત થયાં છે. દેશ અને જગતની અકળાવતી વાસ્તવિક પરિસ્થિતિ અને લોકોની જડ નિષ્ક્રિયતા સામે 'કોકે કરવું પડશે', 'વાણીનો નિર્ણય,' 'છે કોઈ!', 'આ મોરચે', 'કોણ ?', 'જગાડું ?' જેવાં કાવ્યોમાં પૌરુષ અને પુરુષાર્થનો પ્રેરક સંદેશ આપતા કવિની ભાવનાશીલતા, આશાવાદ અને પુરુષાર્થપ્રેમ વાચકોનાં હૈયાંને પોતાનો ચેપ અવશ્ય લગાડી જાય એવાં છે. 'એક સંત' અને 'નૂતન યજ્ઞ'માં વિનોબા અને તેમના મહાન મિશનની કવિએ સોત્સાહ પ્રશસ્તિ ગાઈ છે તે આ જ કારણે. 'માનવીનો મેળો'માંનો કવિનો માનવપ્રેમ પણ નોંધપાત્ર છે.

સંગ્રહમાં મુક્તકો, સૉનેટ, વિસ્તારી વર્ણનકાવ્ય કે વિચારકાવ્ય, વગેરે છે તેમ ગીતો પણ છે. પણ આ



કવિનાં ગીતો સુગેય છતાં ભાષાની દષ્ટિએ ભારેખમ બની ગયાં છે. ' અદ્વૈત ', ' ઝંખના ', ' તું અને હું ', ' સફલ પ્રીત ' ' શરદની શોભા ', ' સુરક્ષિત ', ' અગ્નિવર ' અને એવાં તો ઘણાં ગીતોની ભાષા ઘણી સંસ્કૃતમય છે. આખા સંગ્રહમાં અન્યત્ર પણ ભાષાની સંસ્કૃતમયતા એવી જ છે. ' ઉશનસ્ 'નું ન્યારું વ્યક્તિત્વ છે, એમનામાં બુદ્ધિતત્ત્વ વિશેષ છે, અને એમને પોતાની રીતે વિચારવાનો અને પોતાની રીતે કહેવાનો શોખ છે. એમની વાણીમાં ખડબચડતાનો અનુભવ વાચકોને જરૂર થવાનો. ક્યારેક બોટાદકર તો કાન્તની યાદ જગાડે એટલી સંસ્કૃત–પ્રચુરતાને કારણે, એમના વક્તવ્યની સંકુલનાને કારણે, અને કંઈક સ્વ. ઠાકોરની જેમ લાલિત્યની ઉપાસના જાણી જોઈને ન કરવા માગતા હોય તેમ તેમણે ક્યારેક ક્યારેક પ્રયોજેલા ખડબચડ શબ્દોને કારણે એમની કવિતા ઝડપથી લોકકંઠે ચડી જાય એવાં તત્ત્વો ધરાવતી નથી, પણ પંડિતભોગ્ય બની છે.

સહૃદયોને વિશેષ શ્રમ કરાવે એવી કવિતાને લોકભોગ્યના વરવાનો સંભવ ઓછો. કાવ્યના બાહ્યાંગ પરથી તેમાં ઊતરેલ કવિનાં સંવેદન, જીવનદૃષ્ટિ, કલ્પના ઇત્યાદિ પર નજર જાય તો સહૃદયોને રીઝવે એવી સામગ્રીય સંગ્રહમાં ઓછી નથી.

નેપથ્યે :

[ લેખક–પ્રકાશક, ' ઉશનસ '; વિક્રેતા, હરીશ એન્ડ કંપની, ગોલવાડ ગેટ, નવસારી; મૂલ્ય સવાબે રૂપિયા ]

' ઉશનસ ' નો આ લાંબાં આઠ કાવ્યોનો બીજો સંગ્રહ શ્રી. ઉમાશંકર–રચિત ' પ્રાચીના 'નું સ્મરણ કરાવે છે, અને એની અસર પણ દેખાડે છે. છતાં ઊંડા ઊતરીને જોતાં ' પ્રાચીના 'ની કૃતિઓ કરતાં આમાંની કૃતિઓનો ભેદ તરત સ્પષ્ટ થશે. ' પ્રાચીના '-માંની સાતે રચનાઓ સંવાદ–કાવ્યો છે, જેમાં ' રતિ–મદન ' તથા ' કુબ્જા ' તો પદ્ય–નાટકનાય ઠીક અંશ દેખાડે છે. આ સંગ્રહની પહેલી ચાર રચનાઓમાં બે કે વધુ પાત્રોના સંવાદ નથી પણ અનુક્રમે દેવયાની, ઉમા, રામ અને લક્ષ્મણની એકોક્તિ જ પ્રસંગ વર્ણનના વેષ્ટનમાં રજૂ થાય છે. બાકીની ચારને કવિએ પદ્યરૂપકનો આકાર આપ્યો છે, અને તેમાં બબ્બે પાત્રોના સંવાદ યોજ્યા છે. એમાં સંવાદ છે પણ રૂપકનું એટલે નાટ્યનું તત્ત્વ બહુ નથી દેખાતું. ' કર્ણ–કુન્તી 'નાં બે દૃશ્યોમાંનું પહેલું ટાળી શકાત અને તેમાંની કુન્તીના હૈયાની વાત દૃશ્ય બીજાના સંવાદમાં કુશળતાથી ગોઠવી શકાત. એ કાવ્યમાંનું અંતિમ ગીત ' નેપથ્યમાં ' કોણ ગાતું હશે ? એ પણ કડક કલાદૃષ્ટિથી ટાળી શકાત. ' કૃષ્ણ–રુક્મિણી ' તો દુર્યોધનનું આગમન સૂચવતા છડીદારના ઉદ્ગાર સિવાય ચોખ્ખું સંવાદ–કાવ્ય જ છે. ' સીતા–રામ ' પણ થોડીક પ્રાસ્તાવિક કથનાત્મક લીટીઓ સિવાય બધું એક સંવાદ–કાવ્ય જ છે. સંવાદ–કૌશલ કવિમાં છે, પણ તે ' પ્રાચીના 'ના કવિ પાસે છે તેવું ને તેટલું નહિ.

સંગ્રહનું નામ ' નેપથ્યે ' રાખવામાં પુરાણનાં પ્રાચીન પાત્રોને પ્રસંગોનું તેમાં ઘટાવવું શક્ય તેવું અભિનવ નિરૂપણ પોતે કર્યું હોવાનું કવિએ સૂચવ્યું છે. મહાદેવે મદનને ત્રીજા નયનથી બાળી નાખતાં ઉમા ગલિતગર્વ બની વધુ આકરા તપથી મહાદેવને જીતવા નિર્ણય કરે, રામ રાજધર્મના ખ્યાલે સીતાને વનમાં મોકલી દીધા પછી પોતાના નિર્ણયની ધર્મ્યતા શંકી પશ્ચાત્તાપનાં આંસુ ખેરવે, લક્ષ્મણ રામના એ પગલાના વાજબીપણા વિષે મુંઝાતો પોતે સીતાને વનમાં મૂકી આવવામાં સાધન બન્યો તેથી તેમ સીતાવિરહી રામને સંતપ્ત જોઈ દુ:ખી દુ:ખી થાય, એવા અનુક્રમે ' ઉમાનો નિશ્ચય ', ' રામવિલાપ ' અને ' લક્ષ્મણનું આગમન 'માં કવિએ કરેલા નિરૂપણમાં અભિનવતા બહુ છે એમ નહિ કહેવાય. કર્ણ અને કુન્તી બેઉનાં જીવનની કરુણતા પ્રગટ કરવામાં સફળ થતા ' કર્ણ–કુન્તી ' માટે પણ એમ જ કહેવાય. રુક્મિણી પાસે સ્વપ્ન–દૃષ્ટા રાધાની વાત સાંભળી શ્રીકૃષ્ણને કુરુક્ષેત્રનું યુદ્ધ પતાવીને પછી ગોકુલ જઈ બંસી બજાવવાની અભિલાષા જાગે ( ' કૃષ્ણ–રુક્મિણી ' ), અને સીતા પોતાના રામે કરેલા નિર્વાસન માટે રામ પર રોષે

ભરાતા લવ-કુશ આગળ રામનો ભવ્ય બચાવ કરી 'સીતા અને રાઘવ, બે ન, એક' એ શબ્દોમાં અયોધ્યા જેટલું જ તપોવનમાં પણ રામ સાથેનું પોતાનું અદ્વૈત વર્ણવે ('સીતા-રામ'), એ નિરૂપણ જરૂર નવી દૃષ્ટિવાળું છે અને 'ઉશનસ્'ને અભિનંદન જીતાવી આપે તેવું પણ છે. 'દેવયાનીની પ્રસ્થાનરાત્રિ'માં પણ થોડું નવું નિરૂપણ છે, પણ તે કવિને અભિનંદનથી જુદું જ અપાવે એવું છે. સ્વર્ગનેય તુચ્છકારતા અણનમ શુક્રાચાર્ય સાથે 'પુત્ર સમોવડી' બની ચાલી નીકળની દેવયાની વસંત ને વિધુ જેવી ઉદ્દીપન વિભાવની સામગ્રીથી 'સ્ત્રી' બની જઈ વિહ્વલ દશા અનુભવતી કચને સંભારવા-સંબોધવા-નિમંત્રવા મંડી જાય એ જેને સ્વીકારીને કવિ આગળ ચાલ્યા છે તે દેવયાનીના મુનશી-આલિખિત વ્યક્તિત્વને અનુરૂપ કે તેની જોડે સુસંગત નથી.

સંગ્રહમાં 'અણુરહસ્ય'નાં દેશકાળપાત્રાદિ અર્વાચીન છે. ભારતનાં દર્શનો અને બ્રહ્મવાદનો જાણનાર જર્મન વૈજ્ઞાનિક પ્રયોગશાળામાં પોતાને મળતા અણુરહસ્યથી પુલકિત બનતો વિશ્વપ્રેમની ભવ્યોદાર ભાવના અનુભવી, હજી પશુ જેવા હિંસક રહેલા માનવીના હાથમાં દિવ્ય શક્તિ મૂકવામાં સાર નથી એમ કહી, અણુરહસ્ય સંપડાવનારી સામગ્રીનો નાશ કરે છે ને બદલામાં ઝનૂની જર્મન રાષ્ટ્રવાદને હાથે એ મોત મેળવે છે. આજના સંદર્ભમાં આ કૃતિમાં વણેલી ભાવના ભારતના અને ભારતના વિશ્વહિતવત્સલ કવિના જગતને સંભળાવાતા સંદેશ જેવી જ ગણાય.

'નેપથ્યે' વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ, મુનશી, સુંદરમ્, ઉમાશંકરની કૃતિઓના કવિચિત્રમાં સંઘરાયેલા સંસ્કારની સુગંધ યત્રતત્ર લહેરાવે છે. પાત્રમાનસ રજૂ કરતી વેળા કવિની પરચિત્તપ્રવેશની શક્તિ દેખાય છે, અને પાત્રમાનસની તેમ કાવ્યોદ્દિષ્ટ ભાવના કે રહસ્યની સુભગ અભિવ્યક્તિ સાધતી પંક્તિઓમાં અનેક સ્થળે 'ઉશનસ્'નું કવિત્વ ચમકતું દેખાય છે.

સિંજારવ :

[ લે. વેણીભાઈ પુરોહિત; પ્રકા. 'વડલો' વતી પ્રવીણચંદ્ર રૂપારેલ; વિક્રેતા, એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ-૨; મૂલ્ય, અઢી રૂપિયા ]

'સિંજારવ' જેવું મધુર નામ ધરીને આવતો આ ૭૨ કાવ્યોનો સંગ્રહ એ કહી જ આપે છે કે એના કવિ શ્રી. વેણીભાઈ પુરોહિત પર પ્રસન્ન થઈ કાવ્ય દેવીએ તેને પોતાનાં પદનૂપુરનો સિંજારવ અવશ્ય સંભળાવ્યો છે. શ્રી. વેણીભાઈની આ સંગ્રહમાં દેખાતી કાવ્યસિદ્ધિમાં એમને સફળ ગીતકવિ અને ગઝલકવિ ઠરાવતાં ગીતો અને ગઝલોનો ફાળો સારો ગણાશે ગીતોમાં 'તારલિયા,' 'ધમક ધૂત્ર-વેત્ર,' 'તેડાં,' 'ઝરમર,' 'દીવડાનો દરબાર' જેવાં પ્રકૃતિપદ્યોમાં ને પ્રકૃતિલીલાને કવિ કવનવિષય બનાવે છે તેમ 'સહિયરનો માંડવો,' 'કેસરિયો રંગ,' 'પરોઢિયાની પદમણી,' 'વિછવો,' 'પૂમડું' જેવાંમાં અલ્લડ જોબનવંતાઓના રસ-રાગને અને 'જોડિયો પાવો,' 'એને કહેજે—' અને 'વિજોગણ' જેવાંમાં એવાં રસિયાંના વિજોગની પીડાને તે મોકળે કંઠે ગાય છે. 'અમલ કટોરી' અને 'ટહેલ' જેવાં ગીતો કવિને અધ્યાત્મરસિયા તરીકે પણ ઓળખાવે છે. 'રામ ઝરૂખો,' 'સાચના સોદાગર,' 'અજંપ,' 'નયણાં' અને 'સુખડ અને બાવળ' જેવાં ભજનો કવિના એ પાસાને, તેમ એમની ભજન-રચનાની પ્રશસ્ય ફાવટને છતાં કરે છે. 'અટકળ બની ગઈ જિન્દગી,' 'દસ્તૂર થાતો જાઉં છું' અને 'ગંગા કિનારો' જેવી વિચાર અને વાણીની ચમત્કૃતિ દાખવતી ગઝલો પણ સહૃદયોને હૈયે વસી જાય એવી છે. એ કવિને મસ્ત રંગની કવિ-જમાતના ઠરાવે છે. તો સામે પક્ષે, છંદોબદ્ધ વિચારપ્રધાન રચનાઓ શ્રી. વેણીભાઈને એટલી જ હસ્તસિદ્ધ છે. એમાં એ સૉનેટો પણ લખે છે અને લાંબી પ્રવાહી રચનાઓ પણ આસાનીથી કરે છે. 'પ્રકૃતિ ગાન' એમની એક નોંધપાત્ર દીર્ઘ રચના છે, જે કાવ્યગુણે પણ એટલી જ સમૃદ્ધ છે. એમાં પ્રકૃતિનાં લલિત તેમ ભવ્ય



સૌંદર્યનું ગાન છે પણ સાથે માનવ ભાવોનું ગાન ને થોડું જીવનચિંતન પણ વણ્યું છે. 'સુંદરમ્'-શૈલીના 'બેન્ડનો બજવૈયો' અને 'ઈલેક્ટ્રિક પંખાને' જેવાં વાસ્તવદર્શી અને વિચારલક્ષી કાવ્યો લખનારા તથા અન્ય કાવ્યોમાં સેવા, પુરુષાર્થ, યૌવનની પ્રગતિ-વાંછા વગેરે ભાવનાઓ ગાતા શ્રી વેણીભાઈની સ્વદેશ-ભક્તિએ પણ તેમની પાસે 'પાવકપંથી' જેવી ગાંધીજીને અંજલિ અપાવી છે અને '૪૨ ને '૪૩ની દેશની પરિસ્થિતિ પર, જલિયાંવાલા બાગ પર તેમજ ભારતના મુક્તિદાતા ઓગસ્ટ માસ પર કાવ્યો લખા-વ્યાં છે. 'માસ ઑગસ્ટ હે' ભારતના મુક્તિપર્વને ઉલ્લાસથી વધાવે છે અને ભારતના સ્વાતંત્ર્ય સંગ્રા-મને પુણ્યસ્મરણ લેખે ગાય છે. આત્માનાં સૌંદર્ય-ઝંખના અને ઉચાટને 'અતૂટ તંતુ'માં ગાતા, 'હું મારો વિરહાકુલ પ્રેમી, હું મારો અભિસાર' એમ લલકારતા અને 'ગીત સિંગાર' જેવી સુંદર રચનામાં સખિને—પરમને મિલન ને ગીતસિંગાર માટે પ્રાર્થતા કવિ જાગતી માનવતાની જુવાન પેઢીને 'નવા લોહીની લાલી'માં બીજા સૂરમાં જે રીતે બિરદાવે છે, 'પંથ દેજે'માં પરને કાજે ઘસાનારાંનું જે ગૌરવ કરે છે અને 'કોક તો જાગે'માં આસપાસની જડતાથી વ્યાકુળ બની ચેતન ને જાગૃતિની જે પ્રેરણા આપે છે, તે સહૃદયોને કવિના ભીતરનો સારો પરિચય કરાવે તેમ છે.

પદ્યરચનાની પ્રવાહિતા, ભાવ અને ભાષાની વિશદતા અને વાણીનું રંગગર્યું લાલિત્ય અને માધુર્ય 'સિંજા-રવ'ના કવિની વિશિષ્ટતા છે. સંસ્કૃત શબ્દો જેટલી જ સહજ સરલતાથી તળપદી વાણી પણ કવિ પ્રયોજી જાણે છે. ચિત્રો, અલંકારો, ભાવપ્રતીકો વગેરેમાં કવિ પોતાની અનોખી છટા દાખવે છે. આ બધાં કારણે લોકપ્રિય બનવાની શક્તિ આ સંગ્રહ સૌથી વધુ દેખાડે છે.

## આત્માની કલા

[લેખક-પ્રકાશક, ગોવિંદભાઈ પટેલ, અધ્યાપક, ખાલસા કૉલેજ, મુંબઈ-૧૯. વિક્રેતા, એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ-૨; દોઢ રૂપિયો]

સૉનેટ-લેખનમાં દેખીતી ઓટ આવી છે એવે વખતે બેંતાલીસ સુઘડ સૉનેટોની માળા આ કાવ્યસંગ્રહરૂપે લઈને કાવ્યરસિક ગુજરાત સમક્ષ ઉપસ્થિત થતા આ ઉત્સાહી અધ્યાપક-કવિ શ્રી. ગોવિંદભાઈ પટેલે આની પહેલાં એવી જ એક સૉનેટ-માળા 'સ્મૃતિમંગલ' પ્રગટ કરી છે. એ સૉનેટ માળા એક કરુણ મધુર પ્રણયકથા રજૂ કરતી હોઈ તેનો વિષય એક જ પ્રણયનો હતો, અને ઊર્મિતત્ત્વ તેમાં સકારણ અધિક હતું. આ સૉનેટમાળા વિષય ને ભાવોનું વૈવિધ્ય અને ઊર્મિતત્ત્વ ઉપરાંત ચિન્તનશીલતાનું પણ આધિક્ય દેખાડે છે. આ સૉનેટોમાં આગલી સૉનેટમાળા જેવો પ્રણય પણ ગવાયો છે અને કવિની વિકાસવાંછા, એનું જીવનદર્શન ને જીવનચિંતન, એનું આત્મચિંતન, એનો આધ્યાત્મિક ફફડાટ, એનું પ્રકૃતિદર્શન, એની કાવ્યભાવના પણ સ્વસ્થ શૈલીમાં ઉત્સાહથી કવાયાં છે. સૉનેટોમાં કવિએ જુદા જુદા છંદો એકસરખી સફળતાથી પ્રયોજ્યા છે. 'કલ્યાણયાત્રા'નો અભ્યસ્ત મંદાક્રાન્તાનો હાઈકોરાનુસારી પ્રયોગ કવિતારસિકોને ગમી જાય તેવો છે. સૉનેટોમાં 'બ્રહ્મગિરિ'નું સપ્તક ધ્યાન ખેંચે તેવું છે. પ્રણય અને પ્રકૃતિના નિરૂપણમાં કવિ વિશેષ ખીલી શકે છે એ જોઈ શકાય છે. સૉનેટોમાં શબ્દોનો ભાર વધી પડે છે એ 'સુંદરમ્'ની વાત સાચી છે. 'સુંદરમે' પ્રવેશકમાં કાવ્ય-અકાવ્યની કરેલી વાત આ કવિને માટે નથી, પણ એમણે એ ધ્યાનમાં લેવા જેવી તો છે જ. 'મને કવિ થવું ગમે' કહેતાં કવિ કવિતાના દીપ્ત પથના પથિક તો છે જ. 'કરો ગતિ બલિયસી પદપદે પૂરી ભાવના' એ કવિતા-સુંદરીને કવિએ કરેલી પ્રાર્થનામાં આ સૉનેટોના વાચન પછી સહૃદયો પોતાનોય સૂર જરૂર ભેળવશે.



**Statement about ownership and other particulars about newspaper 'Urmi–Navrachna'**

## FORM IV (See Rule 8)

1. Place of Publication ... ... Ahmedabad.
2. Periodicity of its publication ... Monthly.
3. Printer's Name ... ... ... Kantilal Dahyabhai Patel,
   Nationality ... ... ... Indian
   Address ... ... ... ... Mangal Mudranalaya, Ratanpole, Ahmedabad.
4. Publisher's Name ... ... ... Ishwarlal M. Dave
   Nationality ... ... ... Indian
   Address ... ... ... ... Bharati Sahitya Sangh (Pr) Ltd., Gandhi Rd., Fernandez Bridge, Ahmedabad.
5. Editor's Name ... ... ... Ishwarlal M. Dave
   Nationality ... ... ... Indian
   Address ... ... ... Bharati Sahitya Sangh (Pr.) Ltd., Gandhi Rd., Fernandez Bridge, Ahmedabad.
6. Name and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. — Managing Director: Ishwarlal M. Dave. Bharati Sahitya Sangh (Pr.) Ltd., Gandhi Rd., Fernandez bridge, Ahmedabad.

I, Ishwarlal M. Dave, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Date 1-3-58. Signature of publisher: *I M.* Γ '

સમસ્ત આફ્રિકા ખંડનું પ્રથમ કક્ષાનું અજોડ

## ગુજરાતી માસિક




**જેનો ફેલાવો, કેનિયા, યુગાન્ડા, ટાન્ગાનિકા, ઝાન્ઝીબાર, સાઉથ આફ્રિકા, નોર્ધન રોડેશિઆ, ન્યાસાલેન્ડ, એડન અને સુદાનમાં છે**

આ જાન્યુઆરી માસથી બીજા વર્ષમાં તદન નવીન સાહિત્ય સામગ્રીનો રસથાળ લઈ હાજર થયેલ છે. જેમાં દરેક

વખતે

૧૯૫૭ ની જાગૃતિ વાર્તા હરીફાઈમાં ઇનામને પાત્ર ઠરેલી શ્રેષ્ઠ વાર્તાઓ આફ્રિકા ખંડના કોઈ પણ ભાગને સ્પર્શતા ઐતિહાસિક અને ભૌગોલિક લેખો, અહીંના સ્થાનિક નેતાઓ અને સામાજિક કાર્યકરોનાં માનવતાથી ભરેલાં પ્રેરણાદાયક જીવનચરિત્રો, સામાન્ય માણસને સમજાય તેવી ભાષામાં લખાએલા સ્થાનિક કાયદા સમજાવતા લેખો, ભારત અને આફ્રિકાના પૌરાણિક સંબંધો દર્શાવતા લેખો, અને શારીરિક આરોગ્ય અંગે માર્ગદર્શન આપતા લેખોનો સમાવેશ કરવામાં આવશે.

**જાન્યુઆરીથી નવા ગ્રાહકો નોંધવામાં આવે છે.**

**તો આજે જ વીસ શિલિંગ મોકલાવી ગ્રાહક બનો.**

લખો :
સંપાદક-જાગૃતિ
બોક્સ ૭૨૬-કમ્પાલા
યુગાન્ડા

૧૪૨૮૨

અંક ૧૨ : માર્ચ '૫૮
સળંગ અંક : ૩૩૬
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)

* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.

* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.

* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.

* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.

* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ. અમદાવાદ.

કેદારનાથ

## સુખની ચાવી

સંસારમાં અનેક મુશ્કેલીઓ છે, સંકટો છે. તે બધાંમાંથી તમારું શીલ કાયમ રાખી તમારે પાર જવાનું છે. તમને સુખની ઇચ્છા સ્વાભાવિકપણે જ હોવાની અને તમે જો ધર્મને માર્ગે ચાલશો, કર્તવ્યબુદ્ધિ જાગ્રત રાખીને તે મુજબ વર્તશો, તો તમે સુખી થયા વગર રહેશો નહિ: સંસાર દુઃખ માટે નિર્માણ થયેલો નથી. પરમાત્માની એવી ઇચ્છા નથી. આપણે બધાં સદ્ભાવનાથી વર્તીએ, વિવેકપૂર્વક વર્તીએ, તો બધાં સુખી થઈશું એમાં શંકા નથી. તમે બીજાઓને સુખી કરવાનો, પોતાના સદ્ગુણથી બીજાઓને આનંદિત કરવાનો પ્રયત્ન કરો. તમને સુખ અને આનંદ મળ્યા વગર રહેશે નહિ. સુખની બાબતમાં તમે સંકુચિત વૃત્તિ રાખશો, કેવળ પોતાના જ સુખ તરફ જોશો તો સુખ તમારા હાથમાં નહિ આવે.



તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર

# સમયના સીમાડે

'રાજહંસ'

### સત્યોનું કારુણ્ય

કેટલાંક સત્યો ગમગીની ઉપજાવે એવાં કરુણ હોય છે. ગોળીબારનો ભોગ બન્યા તેના થોડા દિવસ પહેલાં ગાંધીજીના લખાણમાં આવું એક સત્ય દેખાયેલું. દુષ્ટોના વાંકે નિર્દોષોને લોહી આપવું પડશે એ વાત માનવીના લલાટે લખી છે, એમ એમણે કહ્યું ત્યારે ઘણાને સવાલ થયેલો કે એવું ક્યાં સુધી રહેશે ?

યુદ્ધ પછી ચર્ચીલને બોલવાનો પ્રસંગ આવ્યો ત્યારે એણે કહેલું કે જે પ્રજા વધારે સંસ્કારી ભાવનાશીલ ઉદ્યમી થશે તેના નસીબમાં નિર્બળતા રહેવાની. સ્વતંત્રતા કાજે એને સદાયે જોખમ રહેવાનું.

ટૉલ્સટૉયે મનોમંથન કરતાં વિચારેલું કે માનવીનો વિકાસ અમર્યાદિત નથી. પ્રયત્નો વધશે, સફળતા દેખાશે ત્યારે જ આ નિરાશા ઘેરી વળશે.

આપણે પ્રજાઓના ઇતિહાસ વાંચ્યા છે. શિખરે ચડીને પ્રજાઓ પેલી તરફ વિલીન થઈ ગઈ છે. માનવી ફાવે તેવો પુરુષાર્થ કરે, આ ધરતી ઉપર સંપૂર્ણ સ્વર્ગ ઊતરવાનું નથી.

આપણું જીવન એ એકધારો પ્રયાસ છે. પોતાના હિતનો ને બીજાનાં સુખનો. એમાં ક્યાંય વિશ્રામ નથી, ક્યાંય અંત નથી. સતત ક્રિયાશીલ રહેવું, જીવન માટે એ અનિવાર્ય છે.

પૂર્ણતા અમરત્વ પરમસુખ એ આપણી મોંઘી કલ્પનાઓ છે, આશાભરી મહેચ્છાઓ છે. એ કિનારો જોઈને—પહોંચીનેય પાછા પડવા જેટલું જ ભાવિ લઈને માનવી ઘડાયો છે.

આમ સત્યોમાંયે કરુણતા દેખાય એ દુઃખદ છે, એમાં શ્રદ્ધાની આકરી કસોટી છે.

### આપણા દેવોની પ્રતિષ્ઠા

શું આપણે જૂના દેવો બદલવા માંડ્યા છે? શાથી? વેદના વારામાં આપણે સૂર્યની પૂજા કરી. અગ્નિ વરુણ, વાયુ, ઇન્દ્ર એ બીજા દેવો હતા. વળી બ્રહ્મા આવ્યા, વિષ્ણુ આવ્યા, શંકર ને પાર્વતી આવ્યાં, રામ ને સીતા આવ્યાં, રાધા ને કૃષ્ણ આવ્યાં, કોઈક તત્ત્વ રૂપે આવ્યા, કોઈક વિજય મેળવીને જીતેલા યોદ્ધા જેમ આવ્યા, કોઈક સુવ્યવસ્થા લાવીને ભગવાન થયા.

આ દેવોમાં ઉમેરો થતો ગયો. કેટલાક દેવોને આપણે ખાસ કામ માટે પસંદ કર્યા. એમને વિશિષ્ટતા સોંપીને મર્યાદિત કર્યા. બુદ્ધને અવતાર ગણ્યા ને હિંદુસ્તાનની બહાર એનો પંથ ચમક્યો ત્યારે એ શાખાને આપણે છોડી દીધી. પરદેશી ધર્મો સાથે આપણે મેળ સાધવા ગયા ને તેમાંથી પંથો પાડ્યા પણ એ પ્રયાસો ઝાઝું ટક્યા નહિ. દેવોનો ઉમેરો એટલો સહેલો ન હતો. ગણપતિ, હનુમાન, કાળ ભૈરવ, દત્તાત્રેય, કાર્તિકેય એમ દેવો ઉમેરાયા પણ એમનું ક્ષેત્ર ને મૂલ્ય બંને મર્યાદામાં જતાં રહ્યાં. નવાઈ છે કે ધીરે ધીરે મર્યાદાવાળા દેવો લોકપ્રિય થતા ગયા. જૂના દેવોનો મહિમા રહ્યો ખરો પણ એમની ઉપર સ્થાનિક દેવોએ સ્થાન મેળવ્યું. એમનો દમામ રહ્યો, લાગવગ વધી.

આખા દેશમાં હવે મર્યાદિત દેવો સાથે નવા દેવોનું

આકર્ષણ વધ્યું છે. આપણી તરફ સ્વામીનારાયણ કે સાંઈબાબા પ્રચલિત થયા છે. બીજી તરફ વળી બીજાનો આદર વધ્યો હશે. બાર ગાઉએ બોલી બદલાય એમ હવે દેવના પ્રવાહો પણ બદલાવા લાગ્યા છે. આ નવા દેવો વચ્ચે હરીફાઈ નથી, તેમ જૂના દેવો સાથે ઝઘડો પણ નથી. અને છતાં ચૂપચાપ એમનો મહિમા વધી ગયો છે.

### જેવી પ્રાર્થના એવા દેવ

આપણે દેવો બદલ્યા છે કારણ કે આપણી ભક્તિનું રૂપ બદલાયું છે. આપણી પ્રાર્થનાઓ બદલાઈ છે.

પહેલાં આપણે શી ઇચ્છા કરતા ? આપણે તીર્થની જાત્રા માગતા, ગંગાનું સ્નાન માગતા, બ્રહ્મભોજન કરાવવાનું ગમતું, ગૌ સાંભરતી, સાક્ષાત્કાર થાય એવી ઇચ્છા થતી, કાશીનું મરણ યાચતા, વૈકુંઠમાં વાસ થાય એવી વિનતિ કરતા. સ્ત્રીઓ પતિનું આયુષ્ય માગતી, દેવ જેવો પુત્ર માગતી, 'લાજ રાખજે' કહી પાલવ પાથરતી ને એમાં ઘણું સમાઈ જતું.

પણ આ જમાનો વિગતોનો છે, નિષ્ણાતોનો છે. હવે જે માગણીઓ થાય છે એમાં આપણે વધારે ચોક્કસ થવા લાગ્યા છીએ. પરીક્ષામાં પાસ થવાય, પ્રેમમાં સફળ થવાય. નોકરી મળે કે ત્યાં પગારમાં વધારો થાય, મકાન બંધાય, કોર્ટના કજીયામાં ભગવાન પોતાના પક્ષે ન્યાયનું પલ્લું નમાવે, ભાવ ધાર્યા મુજબ વધે કે ઘટે, ખોવાયેલી મતા પાછી મળે, ઈન્કમ-ટેક્સમાં રાહત મળે, છોકરીનો વિવાહ થાય, ચૂંટણીમાં ફાવી જવાય આવી ખાસ કામગીરી ભગવાન આગળ લઈ જવામાં આવે છે. એ પૂરી કરવા માટે સમયની મર્યાદા બાંધવામાં આવે છે. એ પહેલાં ભગવાને માગણી પૂરી કરવી જોઈએ ને ! આર્થિક સામાજિક ને સાંસારિક પણ મુખ્યત્વે અંગત બાબતો વિષે લોકોનો આગ્રહ થાય છે.

હવા, વરસાદ, અન્ન, વનસ્પતિ, ઢોરઢાંખર એવી સમુહકલ્યાણની ભાવનાઓ ઓછી થઈ છે. આપણી છેલ્લી મોટી સમુહઇચ્છા તે સ્વાતંત્ર્ય એ ફળી. તે પછી આપણી ઇચ્છાઓ ઐહિક સુખ સગવડો તરફ વળી છે. અને તે પણ પોતાને કાજે, સમૂહને કાજે નહિ. બધાંના સુખ કરતાં માનવીને પોતા માટે કંઈક વિશેષ જોઈએ છે. લાગવગમાં, કીર્તિમાં, સાધનમાં, એને મોટો હિસ્સો પડાવવો છે કારણ કે એ વિના એને સંતોષ મળતો નથી.

આધ્યાત્મિક વલણ રાખતા કે એવી ચર્ચાઓ કરતા કેટલાય ભાઈઓ નજદીકનાં સુખો મળતાં હોય તો તેની માગણી કરવા કે દેવ બદલવા તૈયારી છે. આઘેનું સુખ તો આપમેળે કર્મના જોરે આવવાનું છે તો પછી પાસેનું સુખ શા માટે જતું કરવું ! આપણો વિચારક વર્ગ આમ માને તો પછી પેલો ધંધાદારી વર્ગ તો દોટ જ કાઢે ને ! એને શુકન મહુરતની કાળજી હોય, છીંકની ભડક હોય, દીવો પેટાવી હથેળી ઉકેલવાની ચાનક હોય, પૂર્વે-ઉત્તરે અભિમુખ રહેવાનું હોય. ને આવી અનેક ક્રિયાઓ વડે એના રોજના દોષ માફ થવાનું આશ્વાસન પણ હોય !

લોકનું ગજું ટૂંકું થયું છે.

ને નવા દેવ પણ વામણા જ છે.

આપણે કહીએ માગીએ એવી કામગીરી બજાવે તેવા દેવ ઉપજાવીને આપણે કમાલ કરી છે ! મનની શાંતિ માગનારને પૂરી પાડે એવો દેવ કરુણાનો સાગર ગણવો કે માનવીનો ગુલામ !

### એકતાનાં બળોની તુલના

ભારતની એકતા રખે જોખમાય એવી તકેદારીના બોલ વારંવાર આપણે સાંભળીએ છીએ. ભાષાવાર પ્રાંતોની રચના થઈ ત્યારે અને હિંદી-અંગ્રેજીની દક્ષિણમાં ચર્ચા જાગી ત્યારે એકતાની વાત આગળ આવી છે. એકતા શેના ઉપર ટકે છે. એ કેમ દૃઢ બનાવી શકાય, આપણે કેવા પ્રયાસો કરી રહ્યા છીએ—આ ચર્ચા હજુ વધારે કરવા જેવી છે.

પહેલાં પુરાણો શાસ્ત્રો મંદિરો એ વડે આપણી એકતા ટકે છે એમ સમજતા. નેહરુના બિનસાંપ્રદાયિક રાજ્યમાં આવી માન્યતા જૂની ને ઓછા વજુદવાળી

લાગે. અંગ્રેજોએ જે રાજકીય એકતા આણી તે એમણે જ ભાંગી, દેશના બે ટુકડા થયા. હવે રાજકીય ભાત ઉપર બહુ જોર દઈ શકાય નહિ. આમ ધાર્મિક અને રાજકીય બંને કડીઓ મોજુદ હોવા છતાં એના ઉપર આધાર રાખી શકાય એવી મજબૂત નથી.

આર્થિક બાબતો આજે દુનિયામાં ઘણું બળ દાખવે છે. પણ એ ઐક્યનું બળ નથી, અવિશ્વાસનું ને વિખવાદનું છે. એક પ્રદેશ બીજા ઉપર આધાર રાખતો હોય તો એમાં પરસ્પર માન થવાને બદલે સ્પર્ધા જાગે.

લશ્કરના જોરે દેશ એકઠો રાખી શકાય એ સંભવ થોડો ઘણો હોય તો યે આપણે રદ કર્યો છે. એકતા કરતાં અહિંસાનું મૂલ્ય આપણે વધારે આંક્યું છે.

આ દેશને પ્રાદેશિક મહત્ત્વાકાંક્ષા નથી કે એ જોર ઉપર દેશ હાથ મિલાવી ખડો થઈ જાય. બીજા દેશમાં હિંદીઓ હશે એમને પણ આપણે નસીબ ઉપર છોડી દેવાના અને એમ કરીને એમની એકતા પણ ઓછી કરવાના.

ત્યારે એકતાનું મૂળ આપણે કઈ રીતે જાળવીએ છીએ ? એક તંત્ર, એક લશ્કર, એક કાનૂન, એક ચલણ આવી મૂડી આપણી પાસે છે તો ખરી. પણ એ શું વહેંચાઈ જાય એવી જંગમ નથી ? ! અણીને વખતે એને જાળવી શકે, એ માટે જોખમો ઉઠાવવા તૈયાર હોય એવું નજરે ચડે છે ? એવે વખતે આંકડાઓની ગણતરી કરી આપણે મન મનાવીશું તો ! વાદ નથી કરવો. આ દેશ છે એવો અખંડ રહેશે. એની પ્રજા ભાઈચારાથી રહેશે. આ દેશના ભાવિ ઉપર શંકા નથી કરવી. પણ એકતાનાં જે બળો જોઈએ તે નથી. એ બળો સલામત છે એમ કહી શકાય નહિ. એની સામે વિઘાતક બળો પણ કામ કરી રહ્યાં છે એનો ઇન્કાર થઈ શકે નહિ.

દુનિયાના પ્રવાહોને પોતાનામાં વાળી લે, સમાવીને પુષ્ટ થાય એવું જોર હિંદુ સંસ્કૃતિમાં આવી શકે, પણ અત્યારે નથી. એવો વિકાસ થાય એને આપણે ભારતીય સંસ્કૃતિ કહીએ તો ચાલે. પ્રાદેશિક લાક્ષણિકતા રાખીને પણ અમે ભારતીઓ અમુક ઢબે જ રહીએ છીએ એવું આજે કહી શકાય ખરું ! એનો અભાવ એ આપણી મોટી દુર્બળતા છે.

જીવનની કેટલીય રોજિંદી વિગતોમાં જ્યારે આપણે ઊંચી કક્ષાની એકધારી બહુમૂલી ઢબછબ ને શ્રદ્ધા વિચારણા વિકસાવીશું ત્યારે આપણી એકતાનું મૂળ ખરેખર દૃઢ થશે. એ દિશામાં રાજ્ય કેટલું કરે છે ને લોકસેવકો કેટલું કરે છે એ તપાસ દરેક વિચારકને રસપ્રદ થઈ પડશે.

## 'વજ્રાદપિ કઠોર' નહિ થવાય ?

ટી. ટી. કે. નું રાજીનામું એ લોકશાહીનો શિષ્ટાચાર નહિ પરંતુ એનો વ્યંગ થયો. આ પ્રસંગે તો દોષના સ્વીકાર વિના, રાજીનામા વડે પોતે આપમેળે સજા ભોગવીને એ જાણે પ્રજા ઉપર ઋણ ચડાવે છે એવો દેખાવ થયો. એક જગ્યાએથી ખસતી વેળા બીજી જગ્યાએ બેસવાની બાહેંધરી મળતી હોય ત્યાં રાજીનામાનો અર્થ શો ?

જ્યાં પ્રામાણિક મતભેદ હોય ત્યાં છૂટા થનાર કાજે વખાણનો પ્રયોગ વિવેકી લાગે. પણ જ્યાં જાહેર તપાસમાં દોષારોપણ થયું હોય તે પછીયે માનભર્યા કે ઉમળકાના શબ્દો વપરાય તો તે વાજબી નથી. પક્ષની ગોઠવણીમાં ફેરફાર થાય, સ્વેચ્છાથી બીજી જવાબદારીનું કામ ઉઠાવ્યું હોય, નાદુરસ્ત તબિયત હોય ત્યારે જે વિદાય શોભે તે જવાબદારીના અભાવવાળા ટીકાપાત્ર વહીવટ પછી ના શોભે.

જો પ્રધાનપદે રહી તપાસપંચ આગળ પૂરી હકીકત રજૂ કરવામાં ઢીલ કે મનચોરી બતાવી હોય તો એ વર્તન બેજવાબદાર કેમ ના લેખાય ? આવા કિસ્સામાં પાર્લામેન્ટની બહુમતિ વડે સંરક્ષણ લેવાનું સૂઝે તે પણ દિલગીર થવા જેવું છે. જ્યારે નવી પ્રથાઓ આપણે દાખલ કરીએ ત્યારે પક્ષનો વિચાર છોડવો જોઈએ. ત્યારે શરૂમાં વધારે ચુસ્ત રહેવું સારું, કારણ કે વખત જતાં તો એય શિથિલ થવાની છે. વજ્રાદપિ કઠોર થવાનું આવે તે વખતે ગદ્‌ગદ્ કેમ થવાય !

### જાહેર તપાસને આવકાર

અનોખેલાલે એક લૂંટી બાર લાખ હાથ કર્યો ત્યારે નવાઈ લાગી હતી. તે પછી સોનાની દાણચોરી માટે તલખનું નામ આગળ આવ્યું ને પંચોતેર લાખ સંભળાયા ત્યારે આશ્ચર્ય વધી ગયું. મુંદડાની વાતમાં દોઢ કરોડની ચર્ચા થઈ ત્યારે થયું કે શેરના માથે સવાશેર હોય જ. આ પરંપરા હવે આગળ જવાની. આપણે હવે ક્યાં હજારો કે લાખોની ગણતરીમાં થોભીએ છીએ, આપણે કરોડોની વાતમાં પુખ્ત–રીઢા થવા લાગ્યા ખરાને !

મુંદડાના કિસ્સામાં જાહેર તપાસ થઈ એ લોકશાહીએ બાંધેલું નવું સીમાચિહ્ન છે, લોકશાહીનું અનિવાર્ય અંગ છે. પણ એ તપાસ ચાલુ થઈ અને એના પ્રત્યાઘાતોથી દિલ્હી ચોંકી ઊઠ્યું. નેહરુને થયું લોકો આવી ઉલટ બતાવે તે સારું ના ગણાય. સંભવ છે કે ફરીવાર આવી જાહેર તપાસો માટે કારણો તો મળશે. પણ ચાલશે નહિ. ને તપાસ માટેના જે અવસરો વીતી ગયા, દબાઈ ગયા એને તો હવે કેમ જ સંભારી શકાય !

નિયંત્રીત લોકશાહી આપણે કબૂલ કરી નથી, પણ એ આવી પડી છે, ચાલુ થઈ ગઈ છે. ઈજારા ને પરવાના એ હકીકત છે. રાષ્ટ્રીયકરણ એ પદ્ધતિ છે જે આગળ જતાં વધવાની છે. એમાં વળી રાજ્ય વેપાર કરવા લાગે ત્યારે શું કહીએ ! જેનો રાજા વેપારી તેની પ્રજા ભિખારી એ જૂની કહેવત છે.

એક ગૂમડું ફૂટ્યું, પરું નીકળ્યું, બદબો ફેલાઈ. હવે એના પાટાપાટી થશે. રૂઝ આવી એમ કહેવાશે. પણ રોગ ક્યાં છે, કેટલા છે, શાથી છે એની તપાસ નથી થવાની. એ મુંદડાએ ચાગલા સેતલવાડ જેવા રત્નો ચમકાવ્યાં. ને એણે કેટલાય ધુરંધરોના પોલા વાંસા ઉઘાડા કરી બતાવ્યા. આમ મુંદડાએ પણ એની રીતે દેશની સેવા તો કરી ને !

આ અને આવા બીજા રોગ ઉપર ઢાંકપીછોડો કરવાનું ના સૂઝે તો લોકશાહી જીતે, નહિ તો એ હારે. અને જે તપાસ થઈ તેથીય વધારે ખુલ્લી વધારે વિગતોમાં ઊતરનારી તપાસ માટે કોને ના પાડવી છે ?

### વધારો એ જ સુધારો નથી

સોનાના ભાવ વધે ત્યારે ભાવમાં સુધારો થયો એમ ખબરો છપાય છે. શેરના ભાવ વધે ત્યારે પણ બજાર સુધર્યું એમ ગણાય છે. ટકી રહેલું ધોરણ જાણે આપણી વિસાતમાં નથી. ઇસ્પિતાલમાં દરદીઓ વધે તો એથી ગૌરવ લેવાય છે. ગયા વર્ષ કરતાં આ વર્ષે દરદીની સંખ્યા વધે તેમ દરદોની સંખ્યા વધે તો પણ મગરૂબ થવાય છે. ઇસ્પિતાલની કામેલીયત અને તેના સામા પલ્લામાં પ્રજાનું અનારોગ્ય અધીરાઈ આ બંને પલ્લાં તરફ એકી સાથે જોવાતું નથી. ઇસ્પિતાલની સેવામાં સુધારો જાહેર થાય છે. પણ એમ તો જરૂરતને પહોંચી વળવા શેરીએ શેરીએ ઇસ્પિતાલો થશે તો યે ઓછી પડવાની છે.

નવાં એન્જીનો થશે ને નવી ગાડીઓ બનશે, સ્ટેશનો મોટાં થશે ને પ્લેટફોર્મ લાંબા થશે—એની સાથે મુસાફરીઓ પણ એટલી જ વધશે. એમાં યે સુધારો થવાનો છે. નવું ઉત્પાદન થવા માંડશે એમ ખરીદ શક્તિ વધશે પણ ભાવ નથી ઘટવાના. એમાં તો સુધારો થવાનો છે. કરવેરા ઘટવાના નથી, ટકવાના નથી, એમાં સુધારો થવાનો છે. કોલેજો વધશે ને વિદ્યાર્થીઓ વધશે, એમ બેકારોની સંખ્યા પણ વધવાની છે કે સુધરવાની છે તે યુદ્ધબંધીના ખાસ પ્રયત્નો પછી પણ લશ્કરી ખર્ચ વધશે જ ને ! અહિંસાની જયન્તીઓ પછી 'કતલખાનાં'ય વધશે. ન્યાયની અદાલતો વધશે પછી કાવાદાવા ઘટશે એમ કોઈ માનતું નથી, એય વધવાના એમ બધા માને છે. અને છતાં એમ નથી કહેવું કે ગાડીઓ ઇસ્પિતાલો નિશાળો બાંધવાનું મોકૂફ રાખવું. પણ વધારો થયા પછી એને જ સુધારો ગણી લેવામાં આપણે ક્યાંક ભૂલ કરીએ છીએ.





વિનોબા ભાવે

# સૌનો ઉદય

ધારવાડ જિલ્લામાં વિનોબાજીએ આપેલા પ્રવચનનો આ ટૂંકાવેલો અનુવાદ આપણને જાતિભેદ ભૂંસવા માટે સચોટ વિચારો આપે છે. આખા વિશ્વની એકતા અને સર્વોદય—સૌનો ઉદય એ મંત્રથી આજે ચારે બાજુ અટવાતી માનવતાને શાંતિ આપવી જરૂરી છે........

'જેમના અંતઃકરણમાં ઈશ્વર માટે ભક્તિ છે. એ સૌ મારી જાતિના છે. એમની સાથે ભેટો ક્યારે થશે એની મને ઝંખના રહ્યા કરે છે.' એવું તુકારામ કહે છે.

એક ભાઈએ પ્રશ્ન પૂછ્યો છે કે 'ગ્રામદાની ગામોમાં જાતિ-ભેદ, ધર્મ-ભેદ વગેરે ઘટે તો છે. પણ એ સંપૂર્ણ રીતે મટતા નથી. તો એ મિટાવવા કેવી જાતના કાર્યક્રમ યોજવા જોઈએ ?'

ખરેખર તો એને માટે કોઈ ખાસ કાર્યક્રમની જરૂર નથી, પણ સઘળે હરિદર્શનની જરૂર છે. જેમને કોઈને પણ હરિદર્શનમાં પ્રેમ છે એવા સૌની સોબત માટે તીવ્ર ઇચ્છા હોવી જોઈએ. મને બધે જ આ ચીજની ખોટ વરતાય છે, સંસ્થાઓમાં, રાજનૈતિક પક્ષોમાં અને આશ્રમોમાં પણ હરિદર્શનને બદલે, જ્યાં જુઓ ત્યાં ઈર્ષ્યા જ ઈર્ષ્યા દેખાય છે. પોતાના કરતાં જો કોઈ આગળ વધ્યો, તો મનમાં પ્રસન્નતાની લાગણી થવાને બદલે અદેખાઈ જ જન્મે છે. વૈષ્ણવોમાં, પરમેશ્વરના ભક્તોમાં પ્રેમ હોય છે, આથી એમની એક જાતિ બની જાય છે. કુરાનમાં કહ્યું છે, 'तुम सब एक उम्मत हो।' એટલે કે, 'જેને ઈશ્વર પર પ્રેમ છે' એ સૌની એક જાતિ છે. આપણે તો સારાય વિશ્વમાં, ભક્તિની ખોજ કરતાં ફરીએ છીએ. જ્યાં ક્યાંય ભક્તિનો અંશ નજરે ચડ્યો તે આપણી જાતિનો છે, એવી વિધાયક દૃષ્ટિ રાખશું, તો જ સાચો હેતુ સરશે; બાકી માત્ર સ્થૂળ ગણતરી રાખીને જાતિ-ભેદ ખતમ કરવાની કોશિશ કરવાથી, ઝાઝો અર્થ નહિ સરે. ઊલટાનું જાતિ-ભેદનો વિરોધ કરવાથી તો એને બળ મળશે. માટે એ સંબંધમાં તો ઉપેક્ષા જ સેવવી સારી. આપણને તો એનો ખ્યાલ સરખો નહિ હોવો જોઈએ. ઠીક છે, સહજ જિજ્ઞાસાભાવથી કોઈ માણસની જાતિ કે ધર્મ પૂછીએ; પણ આપણી સમજ તો એવી જ હોવી જોઈએ કે એ મનુષ્ય છે, અને મનુષ્યને નાતે જ આપણી સેવાનો અધિકારી છે, આથી આપણે એની સેવા કરીશું. જેના દિલમાં ઈશ્વરને માટે અનુરાગ છે, તેનો સૌ પર પ્રેમ હશે. પણ આશ્રમોમાં પણ, અને બીજે જ્યાં અહિંસા, સત્ય વગેરે માટે નિષ્ઠા હોય છે એવાં સ્થળોમાં પણ, આ પ્રકારનો પરસ્પર અનુરાગ નથી દેખાતો.

એટલા માટે જાતિભેદ દૂર કરવામાં મને કોઈ રસ નથી, બલ્કે સમગ્ર વિશ્વના ભક્તોની એક જાતિ બને, તો એની મેળે જાતિ-ભેદનાં મૂળિયાં ઊખડી જાય. પણ એવું નહિ બન્યું તો કોઈ ને કોઈ સ્વરૂપે જાતિ-ભેદને જીવતદાન મળ્યા જ કરશે. શું તમે એવું



સમજો છો કે યુરોપ-અમેરિકામાં જાત-ભેદ જેવું કાંઈ નથી ? રશિયા અને અમેરિકા પોતપોતાને ભિન્ન-ભિન્ન જાતિના માને છે. બંને પોતાને દેવ માને છે અને સામાને દાનવ ! સાંસ્કૃતિકતાનો ખ્યાલ, રાષ્ટ્રીયતાનો ખ્યાલ, ભાષાનો ખ્યાલ વગેરેને કારણે કોઈ ને કોઈ કહેશે કે અમે ઊંચા, અને બીજા નીચા ! લગ્ન કરવા માટે આપણી જેમ ન્યાત-જાતના ભેદ ત્યાં આડા આવતા નથી, પણ ત્યાંય સંપત્તિ ગણતરીમાં લેવાય છે. ત્યાં મૂડીપતિનાં છોકરાં-છોકરીઓનાં મજૂરોનાં છોકરાં-છોકરી જોડે, ખુલ્લેખુલ્લાં લગ્ન થાય છે શું ? આમ ત્યાં પણ જુદા સ્વરૂપે જાતિ-ભેદ તો છે જ. દક્ષિણ-આફ્રિકાના ગોરાઓના (યૂરોપના લોકો) દિલમાં, કાળાઓ (એશિયા-આફ્રિકાના લોકો) પ્રત્યે એક જાતની આભડછેટ અને સૂગ નથી તો બીજું શું છે ? આમ મનુષ્ય-મનુષ્ય વચ્ચે કોઈ ને કોઈ સ્વરૂપે તિરસ્કાર બધે જ છે. અમેરિકામાં નીગ્રોની શું હાલત છે ? ટૂંકમાં બંને જગાએ બે જુદા જુદા પ્રકારના જાતિ-ભેદના રાક્ષસ પગદંડા જમાવીને બેઠા છે. આ બંને પ્રકાર ખોટા અને દોષમય છે. આથી સૌથી શ્રેષ્ઠ શબ્દ તો મને 'સર્વોદય' જ લાગે છે, અને સૌનો ઉદય કરવાથી હરકોઈ પ્રકારના ભેદનો નાશ જ થાય છે.

સૌથી દુષ્ટ જાતિ-ભેદ તો એ છે કે એક કાર્યકર્તાનો બીજા સાથે મેળ ખાતો નથી. જે બે કાર્યકર્તાને એક બીજા સાથે બનતું નથી, એમણે બંનેને કામ માટે નાલાયક સાબિત કરી દીધા. આથી ચિત્ત-શુદ્ધિના કાર્યક્રમને આગળ ને આગળ ધપાવ્યે જવો પડશે. જનતા અને આપણે એક જ છીએ, આત્મામાં તો કોઈ ભેદ છે જ નહિ, આવી દૃષ્ટિ હોવી જોઈએ. શિવાજીના એક-બે પુત્રોનો અંદર અંદર મેળ નહિ ખાધો. રામદાસના બે શિષ્યોના બે મઠ બન્યા. નાનકે એક શિષ્યને ગાદી પર બેસાડ્યો, તો એના છોકરાએ બીજાઈ ને બીજો જ પંથ શરૂ કર્યો, જે 'ઉદાસી' પંથ તરીકે ઓળખાય છે. એ કાંઈ રાજગાદી નહોતી, સંન્યાસીની ગાદી હતી, તો પણ ત્યાં એ તકરાર શરૂ થઈ કે ઉત્તરાધિકારી કોણ બને ? મુહમ્મદ પેગંબર પછી શિષ્ય પરંપરા ચાલવી જોઈએ કે વંશ-પરંપરા, એ મુદ્દા પર તો લડાઈ જ છેડાઈ પડી અને એ કારણે બે પંથ થઈ ગયા, 'મહ્દે સાહિબા' અને 'તબરાં.' બે યોગીઓમાંથી એકને જો સહેજ વધુ સન્માન મળ્યું તો બીજાના પેટમાં તેલ રેડાવાનું. બીજો કહેશે કે પેલા કરતાં મારી લંગોટી નાની છે અથવા તો હું સાવ નાગો જ છું, તો પછી પેલાની પ્રશંસા કેમ ? થવી તો મારી જોઈએ ! આમ તો આ આખો મનનો ખેલ છે. આથી આજકાલ હું વારેઘડીએ કહ્યા કરું છું કે મનની ભૂમિકાથી ઉપર ઊઠો. મન અને બુદ્ધિ, એક જ સિક્કાની બે બાજુ છે. આથી મન અને બુદ્ધિથી અળગા પડીને શુદ્ધ આત્માની ભૂમિકામાં આવવું જોઈએ, અર્થાત્ મન અને બુદ્ધિ ભગવાનને સમર્પણ કરવાં જોઈએ.





દ. બા. કાલેલકર

# રવીન્દ્ર–મનન

મંગલ પ્રભાત નામના હિંદી સાપ્તાહિકમાં દર અઠવાડિયે કાકાસાહેબ કવિવર ટાગોરનાં એક એક કાવ્યનું સુંદર વિવરણ અને અર્થ આપે છે. અહીં એવા જ એક કાવ્ય વિષે કરેલા વિવરણ અને તેના આસ્વાદનો શ્રી જયન્તિકા પરમારે ઊર્મિના વાચકો માટે અનુવાદ કર્યો છે......

ગંગાજળ લઈને જ આપણે ગંગાને વધાવીએ છીએ અને પાછા કહીએ છીએ કે મારી મતિ–શક્તિ અનુસાર તમારી સેવા કરી છે. માતાજી, એનો સ્વીકાર કરો. અને ગંગામૈયા પણ આ બાળલીલાનો સેવાના રૂપમાં સ્વીકાર કરી આપણને આશીર્વાદ આપે છે. પારિજાતનાં ફૂલ લઈને પારિજાતને જ અર્પણ કરીએ, તુલસી–દલ લઈને તુલસીને જ અર્પીએ, એવી રીતે ઈશ્વરની પ્રેરણાથી જે ગાયન સ્ફુરી આવે છે તે ગાયનને આપણું પોતાનું સમજીને આપણે ઈશ્વરને સમર્પીએ છીએ અને ઈશ્વર પણ એનો પ્રસન્નતાથી સ્વીકાર કરી આપણું રક્ષણ કરે છે. નાનાં બાળકો માબાપ પાસેથી પૈસા માગી તેમની પૂજા કરી તેમને દક્ષિણા આપે અને માબાપ પણ તે દક્ષિણા લઈને સંતોષ વ્યક્ત કરે એવો જ આ પણ એક પ્રકાર છે.

કઠોપનિષદમાં જીવનરહસ્ય સમજાવતાં યમ કહે છે કે, 'अनित्यैः द्रव्यैः प्राप्तवान् अस्मि नित्यं ।' અસ્થાયી દ્રવ્યની મદદથી હું હંમેશની વસ્તુ પ્રાપ્ત કરી શક્યો છું.

ખરેખર ઈશ્વરની લીલા જ એવી છે કે ક્ષણભંગૂર સાધનોની મદદથી માનવી અવિનાશી તત્ત્વ પ્રાપ્ત કરી શકે છે. ફૂલ ખીલે છે અને સાંજ સુધીમાં તો કરમાઈ જાય છે, પરંતુ એટલા થોડા સમયમાં તે અમને જે ધન્યતા અર્પણ કરે છે તે કાયમ રહે છે. ગાયનના આલાપ ઉત્પન્ન થાય છે અને એ જ ક્ષણે અનન્તમાં વિલીન થઈ જાય છે. કોઈ પણ ક્ષણે પૂરું ગાયન અસ્તિત્વમાં હોતું જ નથી. તે–તે ક્ષણે કેવળ એક–એક સૂર જ જાગ્રત થાય છે. આમ તો જોવા જઈએ તો પૂરું ગીત એક ઘડીથી વધારે ટકતું નથી.

ફુલેર મતન આપનિ
    ફોટાઓ ગાન,
હે આમાર નાથ,
    એઈ તો તોમાર દાન
ઓગો સે ફુલ દેખિયા
    આનંદે આમિ ભાસિ
આમાર બલિયા
    ઉપહાર દિતે આસિ,
તુમિ નિજ હાતે તારે
  તુલે લઓ સ્નેહે હાસિ,
દયા કરે પ્રભુ રાખ'
    મોર અભિમાન
તાર પરે જદિ
    પૂજાર વેલાર શેષ
એ ગાન ઝરિયા
    ધરાર ધુલાય મેશે
તબે ક્ષતિ કિછુ નાઈ
    તવ કર તલપુટે
અજસ્ર ધન કત
    લુટે, કત ટુટે,
તારા આમાર જીવને
    ક્ષણકાલતરે ફુટે
ચિરકાલતરે :
    સાર્થક કરે આણ

જેવી રીતે કોઈ ફૂલ પોતાની મેળે ખીલે છે તેવી રીતે આ મારું ગીત મને પ્રસ્ફુરિત બનાવે છે એ તો પ્રભુએ મને આપેલું તમારું દાન છે. હે ભગવાન, તે ફૂલ જોઈને, એ પ્રેરણાદાયી ગીત સાંભળીને હું આનંદના પ્રવાહમાં વહેવા માંડું છું અને આ મારું ફૂલ છે તેમ સમજીને તે તમને સમર્પિત કરું છું. આ સંકલ્પની સાથે હું તમારી પાસે આવું છું. અને તમે પણ દયાળુ બની મારા સન્માનનું રક્ષણ કરી ખૂબ પ્રેમથી પ્રસન્નતાથી સ્મિત કરીને આપેલું ફૂલ મોટો ઉપકાર ગણીને તમારા હાથમાં લો છો. હવે કૃતાર્થ થવાનું બીજું શું બાકી રહ્યું? પછી પૂજાનો સમય પૂરો થયા પછી તે ફૂલ કરમાયું. પેલું ગીત ચીમળાઈ જઈને માટીમાં મળી ગયું તોપણ તેમાં કોઈ નુકશાન થયું નહિ. તમારા હાથમાં પદ્મ છે. તમારા હાથ વડે કેટલુંયે દાન અપાય છે, કેટલુંયે ધન લુંટાઈ જાય છે. પરંતુ જેટલું જાય છે તેનાથી બમણું તમારા હાથમાં તૈયાર થઈ જાય છે.

આ ફૂલ અને આ ગીત અમારા જીવનમાં ક્ષણિક સમય માટે આવે છે અને ખીલે છે પરંતુ ચિરકાલને માટે અમારા પ્રાણ અને જીવનને કૃતાર્થ કરી જાય છે.





'ધૂમકેતુ'

# ડોલરકળી

અદ્‌ભુત રસને અચ્છી રીતે બહેલાવતી આપણા વાર્તાનવેશની વાર્તાઓ વાચકને એવી તો ગજબના પકડ રખાવે છે કે એ પ્રવાહમાં આગળ ને આગળ ખેંચાયે જ જઈએ. અહીં એવી જ આકર્ષક શૈલીની કૌતુકપ્રધાન આ એક વધુ વાર્તા છે જે દરેકને ગમે, રુચે અને આસ્વાદન કરવાનું મન થાય......

મરેલા માણસની નિંદા કરવી કોઈને ગમતી નથી, પણ આજે અમે સાત આઠ જણા, કોણ જાણે કેવા 'મુડ'માં હતા, અનંતચંદ્રની નિંદા કરી કરીને એને લગભગ પાપાણ અને ધૂળઢેફા કરતાં પણ વધારે હલકો બનાવી દીધો. એને નિરાંતે રહેવા દેવાનો ન હોય તેમ એના વિષે અનેક ટીકાઓ ચાલતી જ રહી...

'અરે ! સાળે લાખોની સમૃદ્ધિ છતાં, એક પૈ ખચી નહિ—એને માણસ જ કોણ કહે ?' અમારામાંથી એક જણાની આકરી ટીકા આવી.

'અરે હૈ ! એવું છે, લક્ષ્મીને ગધેડા પણ મેળવી તો શકે, પણ એને વાપરી તો શકે માત્ર દેવતાઓ જ. એવી વાત છે લક્ષ્મીની. એ પણ દેવી છે. અનંતચંદ્ર કાંઈ દેવ ન હતો, એટલે એણે ગધેડાની પેઠે ભાર ઉપાડ ઉપાડ કર્યો. લાખો કમાયો, હજારો ખોયા, લાખો જમાવ્યા. અને...છેવટે...હળી હળીને ઢાંકણીમાં—એ પ્રમાણે હાથેપગે ચાલ્યો ગયો. સંભારવા બેસીએ તો એનું એકે સુકૃત્ય સાંભરતું નથી. લાખોની કમાણી છતાં, જરા પણ સુવાસ મૂકતો ન ગયો. એ તે કાંઈ માણસ ગણાય ?'

'અને છેવટે શું કર્યું ?...' ત્રીજી ટીકા આવી. 'લાખો છોડી ગયો—પણ કોને માટે ? એના વંશવેલામાં બધા જ ભગાના ભાઈ જેવા રહ્યા છે. એણે કામી કામીને કોઈક ઠગચોરના હાથ સાજા કર્યા...એના જેવો મૂરખ કોણ ?'

'એણે વાપર્યું નહિ, કોઈને વાપરવા દીધું નહિ. સુવાસ લીધી નહિ, અને છેવટે એનું મૃત્યુ...મને તો લાગે છે એ મારમાં ને મારમાં—મૂઢ મારમાં—મરી ગયો. શું એના ઉપર સાળી પોલીસે પણ વિતાડી છે ?'

'પણ પોલીસ ન વિતાડે તો કરે શું ? એનો એક એક કામો એવો કે પોલીસ પણ મોંમાં આંગળાં નાખી જાય. ચિઠ્ઠીઓ લખે—ડાબે હાથે ચિઠ્ઠી લખનારા આપણે સાંભળ્યા છે, પણ આ તો સાળો ગજબનો. ડાબા પગના અંગૂઠાથી સહી કરે. એની મૂળ સહી સાથે ક્યાંય મેળ જ મળે નહિ. બીડી દિવસમાં પાંચસો ફૂંકે. અને આમ પાછો 'કાવડ'નો 'કાવડ'.'

મૃત્યુ પછીની અનંતચંદ્ર વિષેની આ પરીક્ષા ક્યાં સુધી ચાલત તે કહી શકાય તેવું ન હતું.

કારણ કે દરેકને એના વિષે કાંઈ ને કાંઈ નવી નવી વાત સૂઝતી હતી એ મૂળ તો તદ્દન મુફલિસ માણસ હતો, તેમાંથી વેપારની ફાવટ આવી ગઈ. લાખો કમાયો સૌને ઈર્ષા થાય એવી સમૃદ્ધિ જમાવી. પણ જે વારસાગત જંગલી ગુણો મળેલા, તેમાં એ બિચારો ઘણું ઘણું મથ્યો, પણ કાંઈ ફેરફાર કરી શક્યો ન હતો.

એટલે બોલે ત્યારે એની ભાષા જાડી આવે. બે ચાર ગાળો વિના એ ચાર વાક્યો બોલી શકે નહિ. દગો એના બાપનો. અબી બોલ્યા અબી ફોક તો એવું કરે કે, મોટા મોટા અઠંગ ઊઠાવગીર પણ બની જાય. પૈસો અઢળક, એટલે એની અદબ સૌ કોઈ રાખે. નજર સામે વિવેકથી વર્તે, પણ જેવો એનો વાંસો વળે કે બધા જ એની જંગલી રીતરસમને ભાંડતા હોય. તરત એનાં ગુણગાન ચાલે. જીવ્યો ત્યાં સુધી એ આ પ્રમાણે જીવ્યો.

બાકી બીજી રીતે કાયરનો કાયર. એક જરા જેટલી પોતાની વ્યક્તિગત જરૂરિયાત ઓછી થઈ, કે ધુવાંફુંવાં થઈ જાય. સીતેર વર્ષે પણ સદેવંત સાવળીંગા વાંચે. અને માત્ર વાંચે નહિ—જીવે પણ ખરો.



પણ ભાગ્યનો એવો બળવાન, કે ગમે તે વાતમાં હાથ નાખે તેમાં લાખે લેખાં થાય !

અને એનું અનુકરણ કરીને હાથ નાખનારા બીજા બેઠા રૂએ. 'લક્ષ્મી' ને 'કરમ' ને 'ભાગ્યરેખા' ને 'ગ્રહો' ને એવી એવી હજારો લોકોક્તિમાં વણાતી વાતો, કોઈ માને કે ન માને, પણ આ અનંતચંદ્રની જીવનકથા જાણનારા, મોંમાં આંગળાં નાખીને ઊભા ઊભા એના ભાગ્યોદયનું ભલે પૃથક્કરણ કર્યા કરે—એની એકે વાત, એમાંથી એમને તર્કસિદ્ધ મળે જ નહિ. એણે આંધળેબેરું કૂટ્યું હોય, ને ફાવી ગયો હોય. અને જેમાં એ ફાવ્યો હોય, તેમાં જ બીજા માથે હાથ મૂકીને રોયા હોય ! એટલે એના ભાગ્યોદયમાં વિચારપૂર્વક એણે યોજના માંડી, ને એ આગળ વધ્યો, એવી કોઈ વાતનો મેળ મળે જ નહિ.

આ અનંતચંદ્રે, કોણ જાણે કઈ નબળી ક્ષણે, તે જમાનામાં ગબારે ચડેલી, લોકલડાઈમાં ભાગ લેવાનું સાહસ કર્યું. એ એનો વિષય ન હતો. પણ કોણ જાણે કેમ એ એમાં પડ્યો. ને ઠીક ઠીક જાહેર પણ થયો. પણ એના નામની ગંધ આવતાં તો કુલેસને, સ્પેનીશ ગોધો લાલ લુગડું દેખે તેવું ગાંડું શૂરાતન ચડ્યું. એને જેલ ભેગો તો કરી દીધો, પણ એના ઉપર એવો સખત જાપતો રાખ્યો કે, એક સિગારેટ એ પામે નહિ કે ચાનો એક કપ મેળવી જાય નહિ. એ વખતે એને મૂઢ માર પણ પડેલો. અમુક એક કાવતરું શોધવા માટે કુલેસે આકાશપાતાળ એક કર્યાં હતાં, પણ કાંઈ પત્તો મળ્યો ન હતો. એનો પત્તો મેળવવો એ પછી તો કુલેસ માટે આબરુનો સવાલ થઈ પડ્યો. ને આ અનંતચંદ્ર પાસે એની કડી હતી, એટલે એમણે અનંતચંદ્રને સારી પેઠે લાણમાં લીધો. ઘણા માનતા હતા કે અનંતચંદ્રના પાછળથી થયેલા મૃત્યુમાં આ મૂઢ મારનો જેવોતેવો હિસ્સો ન હતો.

આજ અમે સૌ ભૂતકાળની વાતો કરતા બેઠા હતા, તેમાં અનંતચંદ્રની વાત આવી. ને સૌ એના વિષે જ વાતો ઉપર ચડ્યા.

પણ અમે જોયું કે અનંતચંદ્ર વિષે બધાની પાસે કાંઈ ને કાંઈ વાત હતી, ને એ દરેક વાત એવી હતી કે એને વધારે ને વધારે હીન બતાવે.

રવિવારનો દિવસ હોવાથી નાસ્તાપાણીની પાર્ટીમાં સૌ નીકળેલા. એટલે ખાસ જવાબદારીથી બોલવાની કોઈને પડી ન હતી, ને આંહીં અનંતચંદ્રની વાડી પાસે હોવાથી, એની જ વાતો ઉખળી.

પણ એમ ને એમ અનંતચંદ્રની એટલી બધી વાતો થવા માંડી કે છેવટે તો કોઈકને એમ લાગે કે એ આ પૃથ્વી ઉપર આવી ગયો ને ચાલ્યો ગયો—બાકી એક પાંદડાના ગરવામાં ને એના જીવનના મરવામાં કાંઈ જ ફેર ન હતો. એ લગભગ ધૂળઢેફાં જેવો બની ગયો.

એની આ વાત ક્યારે અટકત એ કહેવું મુશ્કેલ હતું. સામે નદીનો તટ હતો. આ તરફ ઈંટો મૂકી, કામચલાઉ ચૂલો કરી, અમે ધીમે ધીમે રસોઈ પકવતા હતા. અને વાતોરસ—ખાસ કરીને બીજાના જીવન વિષેનો વાતોરસ એવો છે કે, એકદમ એ પૂરો થાય નહિ.

એટલે અમે હજી આ અનંત કથાને અનંત સમય સુધી ચલાવ્યા કરવાના 'મુડ'માં હતા, પણ એટલામાં પાસેના એક ઝાડ નીચેથી એક માણસ બેઠો થયો. અમે એને ત્યાંથી ઊભો થતો જોયો, અને અમારી તરફ આવતો દીઠો. એ અમારી આ વાતો સાંભળીને જ આ તરફ આવતો હોય તેમ જણાયું અનંતચંદ્રે કરેલો એકાદ અન્યાય એને પણ ખૂંચી ગયો હશે, એટલે એ આ તરફ આવતો જણાયો. અમે એને આવતો જોઈ રહ્યા.

તે છેક પાસે આવ્યો. ત્યાં શાંતિથી બેઠો. તેણે ધીમેથી અમારી સાથે વાત શરૂ કરી.

'આ તમે જેની વાત કરી શેઠિયાઓ ! એ કોની ? અનંતચંદ્ર શેઠ—આ પાસેની વાડીના માલિકની છે ?'

'હા.' અમારામાંથી મોવડી વિપિન હતો, તેણે જવાબ વાળ્યો, 'એમની જ છે કેમ ?'

'ત્યારે મારે પણ એની એક વાત કહેવાની છે,' તેણે ત્યાં બરાબર બેઠક લેતાં કહ્યું.

વળી અનંતચંદ્રની અનંત માયાનો એક વધુ મણકો મળી જશે એ સાંભળવાના રસમાં અમે સૌ એની સામે જોઈ રહ્યા. 'એ દગો પણ એવા પ્રકારનો કરતો હતો કે જ્યારે સંભારો ત્યારે હસવું તો આવે જ આવે.' વિપિને કહ્યું: 'શું વાત છે વળી તમારી ? તમને પણ કાંઈ ખેવડ વળી જાઓ, એવો ધા એણે મારેલો કે શું ?'

'ધા મારવાની વાત નથી,' તેણે કાંઈક શાંત ગંભીર અવાજે કહ્યું: 'મેં એની વર્ષોની નોકરી પણ કરી હતી. પણ એણે છેવટની ઘડીએ જે હિંમત બતાવી, તે હિંમત જોઈને લાગે કે, ના મરદનો દીકરો ખરો !'

અનંતચંદ્ર વિષે નહિ કલ્પેલી એવી આ વાત હતી. સાંભળવા સૌ એક કાન થઈ ગયા. અમારી વતી વિપિને એને વાત આગળ ચલાવવાનું ઉત્તેજન આપ્યું.

'હાં...એવી વાત છે ? એ વાત તો નવી નવાઈની ! શું વાત છે ?' વિપિને કહ્યું.

'ત્યારે વાત એવી છે કે જ્યારે એને છેલ્લે પકડવા માટે ફુલેસ આવી ત્યારે, ડોલરકળી એની પાસે બેઠી હતી...'

'ડોલરકળી ! એ વળી કોણ ? આ તો નવું નામ. અમે સાંભળ્યું નથી !'

'એનું ખરું નામ શું છે એ તો મને પણ ખબર નથી. પણ એવી સુંદર, મુગ્ધ, મધુર, મનોહર એ કિશોરી હતી કે અમે સૌ એને ડોલરકળી જ કહેતા. એનું નામ તો વળી જે હોય તે.'

એના આ વર્ણને અમારી નજર સમક્ષ એક સુંદર કિશોરીને ખડી કરી દીધી. લાગ્યું કે અનંતચંદ્ર વિષયાસક્ત પણ ઘણો હતો. એટલે આ એની કોઈ છેવટની પ્રિયતમાની વાત હોવી જોઈએ. પણ એના એ નવીન નામને લીધે અમને વાત જાણવાની હવે તાલાવેલી લાગી ગઈ. વિપિને પૂછ્યું: 'આ ડોલરકળીનો અનંતચંદ્ર સાથે કેમ મેળ મળી ગયો ? એ વળી ક્યાંની હતી ?'

'કહું,' પેલા માણસે જવાબ વાળ્યો. 'તમે જાણો તો છો કે રાક્ષસમાં રાક્ષસ માણસ પણ, પોતાનાં બચ્ચાં પાસે હેતપ્રીતની દુનિયા લઈને આવે છે, તેમ આ ડોલરકળી પાસે જ્યારે પણ અનંતચંદ્ર શેઠ આવતા, ત્યારે લાગે કે જાણે અનેકને રોવરાવનાર એ શેઠ જ નહિ ! એની આંખોમાંથી હેતપ્રીતની સરિતા વહેતી હોય. ડોલરકળીને એ જુએ, ને એમની દુનિયા જ બદલાઈ જાય. અને ડોલરકળી પણ એવી, સુંદર, નાજુક, મધુર, બોલે તો જાણે ફૂલ ઝરે. એવી દેખાવે, કે જાણે એ આ દુનિયાની લાગે જ નહિ. એની વાણી એટલી તો સુંદર કે જાણે એ સાંભળ્યા કરીએ !'

'આ ડોલરકળીની મા...કોણ ?'

'કહું, એ શેઠની રખાત હતી. પછી તો એ બિચારી મરી ગઈ. પણ શેઠે જો ક્યાંય, થોડીવાર પણ સ્થિર પ્રેમસંસાર બતાવ્યો હોય, તો ત્યાં. એ રખાતની આ છોકરી. સૌ એને ડોલરકળી જ કહેતા. ને હતી પણ ડોલરકળી જેવી જ. એવી મુગ્ધ, મનોહર, રૂપભરી, નાજુક ફૂલ જેવી કે જે એને જુએ, તે ઘડીભર તો સંસાર ભૂલી જાય. કેમ જાણે એ છૂટી પડી ગયેલી કોઈ સંગીત લહરી હોય તેમ, બોલે એટલે હવામાં જાણે સંગીત રેલાઈ જાય. એના સાદા બોલમાં પણ, એવી સંગીત છટાની મીઠાશ આવી જાય.

'આ ડોલરકળીનો બોલ શેઠ કદાપિ ઉથાપે નહિ.

'ડોલરકળી પાસે જાણે એ માનવ બની જાય. છે ને ઇશ્વરની લીલા ? જેણે જીવનભર ક્યાંય બે દિવસ પણ સ્થિરપ્રેમ કર્યો ન હતો, તે માણસ કોણ જાણે કેમ, એની આ પાલક પુત્રી જેવી, ડોલરકળી પાસે આવે, ને નવો માણસ જ થઈ જાય.



'જે કામ માટે અનંતચંદ્ર ગિરફતાર થયા, તે કામ તો તમે જાણો છો. બૉમ્બ બનાવવાનો એ જમાનો હતો. એ ફોડવા માટે અનેક જુવાનો થનગનતા હતા. જીવન એ વખતે હાથમાં રહેતું હતું, અને હાથ, મૃત્યુના મોંમાં હતો. એવો એ જાનફરેશાનનો જમાનો હતો.

'ત્યારે અનંતચંદ્રને જે માટે ગિરફતાર કર્યો, તે કાવતરું કરનારો તો ખરી રીતે એક કિશોર હતો. એનું નામ લક્ષ્મણ. કનૈયા કુંવર જેવો એ રૂપાળો લાગે. એની માને ખબર પડે કે લક્ષ્મણ આમાં સંડોવાયો છે, તો તો એનું દિલ તરત બંધ થઈ જાય, એવી રૂપભરી મોહિની એનામાં હતી. સુંદર, રૂપભર્યો, રસિક કિશોર હતો. બે ઘડી જોનારની આંખ ઠારે તેવો. એ લક્ષ્મણ ને આ ડોલરકળી, એકબીજાના પ્રેમમાં હતાં. શેઠ એ જાણે. એમને એ વાત થઈ જાય એવી મનમાં ઊંડી ઊંડી ઇચ્છા પણ ખરી. પણ મોંએથી તો એ કોઈ દિવસ કાંઈ બોલતા જ નહિ. એની એ ખૂબી હતી. એને હાથે નહિ નહિ તો ચાર પાંચ માણસોના જાન પણ ગયા હશે. પણ બધા આવી રીતે. શેઠ કાંઈ બોલે નહિ. એ ન બોલે, એનો અર્થ જ સમજવાવાળા સમજે કે, એમને કામ પતાવી નાખવાનું છે. ને એની નિશાની પણ ક્યાંય રહેવા દેવાની નથી. અનંતચંદ્ર બોલે એ ભયંકર હતું. પણ એ ન બોલે, એ વધારે ભયંકર ગણાતું. અનંતચંદ્રની આ ખૂબી હતી.'

'ત્યારે અનંત શેઠ ગિરફતાર થયા, પણ એમાં ગુનેગાર હતો આ લક્ષ્મણ? એમ હતું કાં? પણ ત્યારે લક્ષ્મણ કેમ બચી ગયો?'

'એ વાત આવે છે. હવે એમની મરદાનગીની વાત આવે છે.'

અમે સૌ શાંતિથી સાંભળી રહ્યા.

'એક સિગારેટની તલપ માટે એમને કરગરતા અમે જોયા હતા. પોતાની એક નાનામાં નાની ઇચ્છાને પણ વશ રાખવાની, એમનામાં શક્તિ જ ન હતી. એવો જ એમનો ઉછેર હતો.

'પણ ધન્ય છે એ મરદ બચ્ચાને—એના ઉપર ફુલેસે જે વિતાડ્યું, તે બીજા કોઈ ઉપર વિતાડ્યું હોત, તો કાં એ ભાંગીને ભુક્કો થઈ જાત, નહિતર છેવટે કાવતરામાં સંડોવાયેલાનાં નામ આપી દેત.

'પણ શેઠ અનંતચંદ્ર—મરદનો બચ્ચો નીકળ્યો. એની આ મરદાનગી કોણ જાણે ક્યાં છૂપાયેલી હતી. પણ એ ખરે ટાણે કામ આવી. એણે તે વખતે પોતાનું સાચું હીર બતાવ્યું. એણે લક્ષ્મણનું નામ ન આપ્યું, તે ન જ આપ્યું.

'ફુલેસ પણ પોતાના જુલમથી પોતે ત્રાસી ગઈ. એવો જુલમ એમના ઉપર થતો અમે જોયો હતો. પણ ખરો મરદ આ એક નીકળ્યો. બીજા ઘણાએ આવા ત્રાસથી ત્રાસીને, પોતાના સાથીદારો પકડાઈ જાય, ને પોતાનું નામ ન આવે, એવી ફુનેહો કરી હતી. ફુલેસે, બાતમી આપનાર તરીકે આ અનંતચંદ્રના નામને બદલે, બીજાનું નામ પ્રગટ કરી દેવાની વાત પણ ચલાવી હતી—પણ આ માણસે, જીવનની એ છેલ્લી પળે, જે મરદાનગી બતાવી, એણે તો ઘણાને આશ્ચર્યમુગ્ધ કરી દીધા, એણે નામ ન આપ્યું તે ન જ આપ્યું. એ અનંતચંદ્ર શેઠની તમે વાતો કરી રહ્યા હતા. એટલે મને મન થયું કે તમને, એમની આ એક વાત કહું. એનામાં હજારો દોષ હશે ને હતા, પણ આ એક એની વાત છે, જે એને માનવોત્તમ બનાવે છે. એણે નામ આપ્યું હોત તો એ બચી જાત. ચોક્કસ, બચી જાત. વળી એણે નામ આપ્યું છે એ ખબર પણ કોઈને ન પડત. કારણ કે ફુલેસે એ વાત ઉપાડી લેવા બીજાને તૈયાર પણ રાખ્યો હતો. પણ મરદ અનંતચંદ્ર, એના મૌનથી જ મહાન બની ગયો. એણે જો જરા જેટલી નબળાઈ બતાવી હોત, જીવન વહાલું કર્યું હોત, તો અનેક હેરાન હેરાન થઈ જાત. લક્ષ્મણ, એની મા, ડોલરકળી, એ બધાં જ મરી જાત!

'અનંતચંદ્ર શેઠ આ હતા—બીજી ઘણી વાતમાં એમની પરીક્ષામાં એમણે મીંડું મુકાવ્યું હશે. પણ આ કસોટીમાં એણે બતાવેલી મરદાનગી જ્યારે પણ

સાંભરે છે, ત્યારે લાગે છે કે એ એક ખરો મરદનો બચ્ચો થઈ ગયો. હવે તમારે જે કહેવું હોય તે કહો.'

અમે સૌ એની આ વાત સાંભળતાં એક ઘડીભર તો અવાક્ બની ગયા. એની નિંદા કરવા માટે અમને શરમ આવી ગઈ.

થોડીવાર ગંભીર મૌનથી એને દિલમાં પ્રણમી રહ્યા. એટલામાં એક તરફથી એક સુંદર નાજુક સ્ત્રી પાસે થઈને જતી દેખાઈ. દેહ એવી નાનકડી નાજુક હતી કે એ છોકરી જેવી લાગતી હતી. તેના હાથમાં એક દીવો હતો. પોતાના વસ્ત્રના છેડાથી એનું રક્ષણ કરતી એ જઈ રહી હતી.

અમને નવાઈ લાગી.

ત્યાં પેલા માણસે જ ખુલાસો કર્યો: 'આ જે જાય છે, એ ડોલરકળી. શેઠને આ જગ્યા પ્રિય હતી. ઘણી-વાર એ આંહી આવીને બેસતા. પેલા આસોપાલવ નીચે. ત્યાં આ ડોલરકળીએ પોતાને હાથે જ એક નાનો ચબૂતરો બનાવ્યો છે, ને હમેશાં ઘીનો દીવો મૂકવા આવે છે.'

વાતનો આવો અસાધારણ વળાંક આવતો જોઈને, અમને આશ્ચર્ય થયું. દિલમાં એક પ્રકારની લજ્જા પણ આવી ગઈ. સૌને એમ થઈ ગયું, અનંતચંદ્ર વિષે અમે બોલ્યા એ કાંઈ જ આ માણસે સાંભળ્યું ન હોત ! પણ આ માણસે કરેલી વાત પછી, હવે ડોલરકળીને જોવાની સૌને તાલાવેલી લાગી હતી. આ ડોલરકળી કેવી હશે ?

વિપિને ક્યાંક વાંચ્યું હશે એટલે એ અમારી સામે જોઈને બોલી ઊઠ્યો: 'મને હવે પેલું વાક્ય સમજાયું. 'સૌન્દર્ય મહાન કલાધર્મને પ્રેરે છે.' હવે અત્યારે એ વાક્ય મને બરાબર સમજાય છે.'

અમે કહ્યું: 'આપણે આ ડોલરકળીને એક વખત મળવું જોઈએ.'

વિપિને પેલા વાત કરનારા મિત્રને જ સાધ્યો. એને પૂછ્યું: 'અમને આ ડોલરકળી પાસે તમે લઈ ન જાઓ ? અમારે એક વખત એને જોવી છે ! એ બની શકે ખરું ? એ ક્યાં રહે છે ?'

તેણે ઘડીભર વિચાર કર્યો. જવાબ વાળ્યો: 'એમ કરો. કાલે સવારે તમે આ વખતે આવો. આપણે મળવાની ગોઠવણ કરીશું !'

તે પ્રમાણે વાત નક્કી થઈ, એટલામાં અમારી સ્વયં-પાકી રસોઈ પણ તૈયાર થઈ જવા આવી. એટલે અમે એ મિત્રની સાથે ફરીને નક્કી વખત લઈ લીધો. થોડીવાર પછી એ ગયો, એટલે અમે પંગત પાડી.

બીજે દિવસે સવારમાં જ અમે સૌ ત્યાં વખતસર આવી પહોંચ્યા. અમારા એ મિત્ર પણ ત્યાં આવી પહોંચ્યા હતા. અમે સૌ વાડી તરફ ચાલ્યા. બધાના દિલમાં એવી લાગણી આવી ગઈ કે જાણે સૌ એક કોઈક પવિત્ર સ્થળે જઈ રહ્યા છે. અનંતચંદ્રની સાથે આ ડોલરકળીના નામને જાણે કાંઈ લેવાદેવા જ ન હોય, એમ લાગવા માંડ્યું.

વાડીના અંદરના ભાગમાં એક નાનું બેઠા ઘાટનું સુંદર મકાન દેખાયું. એની આસપાસ વૃક્ષો, વેલીઓ, છોડવાઓ ઊગી નીકળ્યાં હતાં, એટલે એ એકદમ નજરે પડે તેવું ન હતું. અમે સૌ જઈને છેક ફળીમાં ઊભા રહ્યા, ત્યારે એ દૃષ્ટિએ પડ્યું. પેલા અમારા મિત્ર ડોલરકળીને સારી રીતે ઓળખતા લાગ્યા. તેણે અંદર જઈને વાત કરી. એણે શું કહ્યું તે કાંઈ સંભળાયું નહિ. પણ થોડી જ વારમાં અમને સૌને તે અંદરના ખંડમાં લઈ ગયો.

અમારી દૃષ્ટિએ એક સુંદર, નાજુક, આકાશની પંખિણી હોય તેવી મધુર, જેને 'નાનકડી નાર' કહી શકાય તેવી નાનકડી નારી નજરે પડી. તે ત્યાં પૂજા કરતી બેઠી હતી. એની આસપાસ ઘીના દીવા બળતા હતા. એના માથા ઉપર શેઠ અનંતચંદ્રની એક મોટી છબી લટકતી અમે દીઠી. તેના ઉપર અત્યારે ફૂલની માળા હતી. અમે એ નાનકડા ખંડમાં ચારે તરફ દૃષ્ટિ કરી. એટલો સાદો, સ્વચ્છ, એ નાનકડો ખંડ હતો, કે બેસનારને બેસતાં જ ત્યાં



મંદિરની હવા જેવું લાગે.

અમે ડોલરકળી તરફ જોઈ રહ્યા. તેણે અમને બેસવાની નિશાની કરી. પોતે પૂજા કરતી હતી તેમ પૂજા ચાલુ જ રાખી. અમે ત્યાં શાંત બેઠા.

પેલા અમારા મિત્ર પણ અમારી સાથે પાછળ બેસી ગયા હતા.

ડોલરકળીની વાત અમારા દિલમાં એવી તો અસરકારક રીતે બેસી ગઈ હતી કે અમે આંહી અનંતચંદ્ર વિષે કાંઈ વધુ જાણવા માટે આવ્યા છીએ એ પણ હવે કોઈને યાદ રહ્યું ન હતું.

માત્ર આ સાદી સજાવટભર્યો, નાનકડો સ્વચ્છ ખંડ, એમાં તદ્દન સાદાં વસ્ત્ર પહેરીને પૂજામાં બેઠેલી નમણી, મધુર, કિશોરી જેવી લાગતી નાનકડી ડોલરકળી, અને એણે પ્રેમના એક વિરલ સતત તંતુ લેખે સાચવેલી શેઠની યાદી, એટલી જ વાત અમારી મનઃસૃષ્ટિમાં રમી રહી.

અમે ત્યાં થોડીવાર એમ બેઠા હોઈશું, પણ અમને આશ્ચર્ય લાગવા માંડયું કે આ ઠેકાણે હવે અમને અનંતચંદ્રની કોઈ જ વાત જાણે યાદ આવતી ન હતી. એ જાણે તદ્દન ભૂલાઈ જ ગયા હતા. ડોલરકળીની પ્રેમહવાની એ અસર હતી.

એટલામાં ડોલરકળી પોતાના પૂજાપાઠ પતાવીને અમારી સામે આવીને બેઠી. અમારામાંનો દરેક એને જોઈ રહ્યો. એનો દેહ ખરેખર એટલો નાજુક, નમણો અને સુંદર હતો કે એની પોતાની, એક અનોખી જ છાપ પડતી હતી. લાગે કે જાણે પ્રેમસભર કોઈ પંખિણી પોતાનું પ્રીતગાન પોતાના મૌન દ્વારા સંભળાવી રહી છે.

એનો ચહેરો આકર્ષક અને મધુર હતો. એની આંખમાં પ્રેમભરી નારીનું હેત હતું. મોં ઉપર સાદી સ્વચ્છ પવિત્રતા રમી રહી હતી. અમને નવાઈ લાગી ગઈ. આ અનંતચંદ્રની પુત્રી ? એ સાચું હોઈ શકે ? ગમે તેટલું મન મનાવીએ, પણ જે અનંતચંદ્ર વિષે અમે કાલે વાતો કરી હતી—તે અનંતચંદ્રની આ પુત્રી હોઈ શકે, એ કોઈ રીતે જાણે પ્રતીતિકર જ લાગતું ન હતું. અમે ઊંડા વિચારમાં જ પડી ગયા. પણ ત્યાં એ બોલી. એના બોલનો, મન હરી લે તેવી મીઠાશ, વળી અમને ઓર વધુ, આશ્ચર્યમાં ડુબાડી ગઈ.

'મને નંદલાલભાઈએ કહ્યું કે તમારે પિતાજી વિષે કાંઈક જાણવાની ઇચ્છા હતી, એટલે તમે મને મળવા માગતા હતા. શી વાત હતી ?'

આ પ્રશ્ન આવતાં અમે અવાક્ થઈ ગયા. પણ વિપિને તરત એમાંથી રસ્તો કાઢયો: 'અમારે જાણવું હતું બેન ! કે તમે છેક છેલ્લી પળે એમની પાસે હતાં, તો પિતાજીએ આંહીંથી વિદાય થતા પહેલાં, છેલ્લી વખત તમને છેલ્લા શબ્દો શું કહ્યા હતા ? અમારે એ જાણવું હતું.'

'પિતાજી બહુ ઓછું બોલતા,' ડોલરકળીએ જવાબ વાળ્યો. 'અને એમના, એ વખતના શબ્દોને તો અમારે, એમની આંખ ઈશારતમાંથી જ વાંચી લેવાના હતા.'

ડોલરકળી કાંઈક સંભારતી હોય તેમ થોડીકવાર શાંત થઈ ગઈ. પણ એના દિલમાં સચવાયેલી અનંતચંદ્રની સ્મૃતિ એને હલાવી રહી હતી. અમને પણ એક ભારે નવાઈનો કોયડો મળ્યો. 'કયો અનંતચંદ્ર સાચો ? અમે જાણ્યો તે ? આ ડોલરકળીએ જાણ્યો તે ? કુલેસે જાણ્યો તે ? કે કોઈએ ન જાણ્યો તે ? શાંત, મીઠા મધુર, ધીમા અવાજે ડોલરકળી બોલતી સંભળાઈ. એના નામની સાથે એના આ અવાજની મધુરતાનું અદ્ભુત સામ્ય હતું. એ સામ્ય પણ ત્યાં તરી આવતું દેખાયું. તેણે જવાબ વાળ્યો: 'પિતાજીએ છેલ્લે, ફક્ત એના તરફ એક દૃષ્ટિ કરી હતી, અને એ દૃષ્ટિમાં એમનું કહેવાનું બધું આવી જતું હતું. અથવા મારે જે સમજવાનું હતું, તે મારા પૂરતું, મને બધું સમજાતું હતું, એમ કહું તો ચાલે. એમણે છેલ્લે છેલ્લે એક દૃષ્ટિ કરીને—એમની તરફ જોયું...એ વખતે એ પાસેના ખંડમાં નીચે ભોંયરામાં હતા...' ડોલરકળી ખંડમાં સામે છેડે,

દૃષ્ટિ કરીને જોઈ રહી. અને હાથની કાંઈક નિશાની કરી અમારી સૌની નજર, એની નજર પાછળ ખંડને છેક છેડે ગઈ.

પણ એની દૃષ્ટિ, જ્યાં સ્થિર થઈ ગઈ હતી ત્યાં અમે જે જોયું, અને અમે સ્તબ્ધ જ થઈ ગયા. અત્યાર સુધીની વાત પણ માનવામાં આશ્ચર્ય લાગતું હતું. પણ આ બીજી વાત તો માની શકાય તેવી જ ન હતી.

અત્યાર સુધી તો અમે એકી નજરે ડોલરકળીની વાતથી આશ્ચર્ય પામ્યા હતા. પણ હવે તો લાગ્યું કે આ ડોલરકળીની વાતમાં એક એક રંગની એક એક અનોખી છટા આવતી જાય છે, અને પળે પળે અનંતચંદ્ર છબીને વધારે વધારે ફૂલમાળા ધરાવે છે.

ત્યાં ખંડમાં છેક બીજે છેડે, અમે જોઈ રહ્યા. ત્યાં ખાટલા ઉપર એક રૂપાળો જુવાન બેઠો હતો, પણ એના ચહેરા ઉપર જુવાનીની મોહક આકર્ષકતાને બદલે અકાલ વૃદ્ધત્વ દેખાતું હતું. તે ત્યાં જેમ ગાંઠડું પોટલું પડ્યું હોય તેમ, જેમતેમ બેઠો હતો. વધારે બારીક દૃષ્ટિએ અમે જોયું, અને અમે છક થઈ ગયા.

તે જુવાનના બન્ને હાથ કપાઈ ગયા હતા. બન્ને પગ લંગડા હતા. એની એક આંખ, ખોટી-મોટી વ્યર્થ જણાતી હતી.

આ કોણ હશે? અમારા મનમાં સવાલ ઊભો થઈ ગયો. એટલામાં અમારા મિત્રે કાનમાં ધીમેથી કહ્યું: 'એ જ લક્ષ્મણ! જેને માટે અનંતચંદ્રે જીવન આપી દીધું તે એ વખતે પકડાયો હોત, તો દસબાર પંદર વર્ષ, જે જેલ મળવાની હોત તે મળત. તેને બદલે એને આ જીવતી જેલ મળી ગઈ. કાંઈક ભૂલ થઈ ગઈ, ને હાથપગને ઈજા થઈ ગઈ. આ ડોલરકળીએ એને સ્વીકારી લીધો છે, એ એક વસ્તુ આમાં ઘણી ઘણી મહાન બની ગઈ છે.'

અમે ડોલરકળી સામે દૃષ્ટિ કરી. કોઈ જાતનો અસંતોષ કે કડવાશ કે છાનો વિરોધ, એમાંનું કાંઈ જ ત્યાં દેખાતું ન હતું.

ત્યારે અનંતચંદ્રની છેલ્લી દૃષ્ટિમાંથી ડોલરકળીએ આ વાત વાંચી હતી? આ લક્ષ્મણને સાચવવાની. પણ એને આવી રીતે સાચવવામાં તો એણે જે જીવન-સમર્પણ કરી બતાવ્યું, એ આ જમાનામાં તદ્દન અનોખું જ પડી જતું ન હતું? અમે બોલ્યા વિના મૂગા મૂગા જોઈ જ રહ્યા.

પણ દિલમાં એક મહાન કોયડો ઊભો થઈ ગયો. અનંતચંદ્રની જીવનભરની જે અનેક વાતો હતી, તે આ એક ડોલરકળીની વાતમાં કોણ જાણે ક્યાં લુપ્ત થઈ જતી હતી!

કેવળ એણે આ લક્ષ્મણને બચાવવા પોતાનું જીવન અર્પી દીધું એટલી જ વાત એમાં રહી જતી હતી! અને એના એ જીવનસમર્પણની છાયામાં ઉછરેલી ડોલરકળી, તે ખરેખર ડોલરકળી જેમ, મંદ જીવનસુગંધ વહતી, પિતાની સ્મૃતિને સાચવી રહી હતી!

એનો પિતા, જે હજારો માટે મશ્કરીનો શબ્દ હતો, તે આંહીં એક સ્થળે જીવનસુગંધ વહેનાર મંગલદીપ સમો બની રહ્યો હતો!

વિપિનના શબ્દો તે વખતે બધાના મનમાં રમી રહ્યા: 'સૌન્દર્ય, મહાન કલાકર્મ પ્રેરે છે.'

એ સિવાય ડોલરકળીના આ પગલાંનો બીજો શું ખુલાસો હતો? ને અનંતચંદ્રની પ્રેમભાવના માટે પણ બીજો શો ખુલાસો હતો?

અમે થોડી વાર પછી ડોલરકળીની રજા લઈને ઊઠ્યા. અમે કાંઈ જ અદ્ભુત કે ભવ્ય જોયું ન હતું. છતાં, કોણ જાણે કેમ, એ નાનકડું ઘર, એ નાનકડી વાડી, એ નાજુક નાનકડી સુંદર ડોલરકળી, અનંતચંદ્રની છબી ઉપર લટકતી પેલી નાનકડી ફૂલમાળા, અને આ સ્થળની તદ્દન અનોખી એવી નાની પ્રીત-રીત, એ બધાં જ જાણે બોલ્યા વિના, અમારા દિલમાં પોતાનાં સ્થાન લઈ બેઠાં હોય તેમ, અમારી સાથે ને સાથે ચાલી રહ્યાં હતાં. અમને પ્રશ્ન થતો હતો:



ઈશ્વર પેટલીકર

# લગ્ન સહાયક સંસ્થા

જ્ઞાતિભેદને ભૂંસવા માટે લગ્નો સહુથી મહત્ત્વનો ભાગ ભજવી શકે; પણ તે લગ્નો માટે એવી એક સંસ્થાની પણ જરૂર છે. તેવી સંસ્થા કેવી હોવી જોઈએ તેનો આછેરૂપ પરિચય આપણા સામાજિક કાર્યકર અને વિખ્યાત કલમનવેશ અહીં આપે છે......

આપણે છેલ્લાં ૫૦-૭૫ વર્ષના સમાજ-જીવન તરફ દૃષ્ટિ કરીશું તો સામાજિક સેવાઓ આપનારી સંસ્થાઓ પરિસ્થિતિ પ્રમાણે નવી નવી સ્થપાતી ગઈ છે. મહર્ષિ કર્વે એક શતાબ્દી પૂરી કરનાર સામાજિક સેવક હજુ આપણી વચ્ચે હયાત છે. વિધવા આશ્રમ, અબળા આશ્રમ, કન્યા કેળવણી માટે સ્ત્રીઓના શિક્ષણની જુદી યુનિવર્સિટી, અનાથ આશ્રમ વગેરે એક સૈકામાં અસ્તિત્વમાં આવેલી સામાજિક સંસ્થાઓ છે.

આર્યસમાજ અને સંસાર સુધારા સમાજ જેવી સંસ્થાઓએ સુધારક લગ્નો થાય તેમાં સારી એવી મદદ કરી છે. આર્ય સમાજે તો નવો લગ્નનો કાયદો પણ પસાર કરાવ્યો હતો. એ આધારે નવો સુધરેલો કાયદો હિંદુઓ માટે અમલમાં આવ્યો ત્યાં સુધી જ્ઞાતિ બહાર લગ્ન કરવું હોય તો આર્યસમાજનો આશરો લેવો પડતો હતો. આજે હવે એ સ્થિતિ રહી નથી. હિંદુ કાયદામાં સુધારો થઈ ગયો છે અને આંતરજ્ઞાતીય લગ્નો માટે કોઈ સંસ્થાની મદદ શોધવાની જરૂર રહી નથી.

પરંતુ આજે ખાસ કરીને શહેરમાં વસતા સમાજ માટે વર અને કન્યા મેળવવાનો પ્રશ્ન મુશ્કેલ બનતો જાય છે. આ સ્થિતિ ગામડામાં પણ નજરે પડે છે. પરંતુ બંનેનાં કારણો જુદાં છે. ચરોતરના પાટીદારોમાં પરઠણ અને લેવડદેવડના રિવાજોને લીધે ૩૦-૩૫ વર્ષની સ્ત્રીઓ કુંવારી છે. માબાપ પાસે પૈસો નથી અને જ્ઞાતિનાં બંધન તૂટ્યાં નથી એનું આ પરિણામ છે. એ જ રીતે કાનમમાં કુંવારા પુરુષોની સ્થિતિ કરુણ છે પોતાની મોટાઈ પોષવા એ ચરોતરમાં કન્યાઓ આપે છે અને એથી એમને કન્યાઓ મેળવવી મુશ્કેલ થાય છે.

શહેરોની સ્થિતિ એથી જુદા પ્રકારની છે. આજે જે શહેરોમાં વસે છે તેનો મોટો ભાગ તો ગામડાંમાંથી આવેલો છે. જુદી જુદી જ્ઞાતિ અને પેટાજ્ઞાતિમાંથી આવેલો છે. શહેરમાં આવતાં એની રહેણીકરણી બદલાઈ, જીવનધોરણમાં ફેર થયો, શિક્ષણ વધ્યું અને સ્ત્રીપુરુષના વર્તાવમાં સમાનતા, સન્માન અને સ્વતંત્રતા આવવા લાગ્યાં. પરિણામે શહેરમાં વસતાં યુવકયુવતી માટે લેવડદેવડ કે પરઠણનો રિવાજ ન હોવા છતાં બદલાયેલા જીવનને માટે લગ્નનો પ્રશ્ન અઘરો બન્યો છે.

લગ્નનું ક્ષેત્ર આજ સુધી જ્ઞાતિ રહ્યું છે. અપવાદરૂપ લગ્નો પરિચયને લીધે જ્ઞાતિ બહાર થાય છે. પરંતુ એની સંખ્યા ઓછી હોવા છતાં નોંધપાત્ર ફેરફાર સમાજમાં એ જોવામાં આવે છે કે એવાં લગ્નોનો વિરોધ રહ્યો નથી. અને કોઈ જગાએ વિરોધ થાય તો પણ લગ્ન પછી તે શમી જાય છે અને આંતરજ્ઞાતીય લગ્નને અપનાવી લેવામા આવે છે.

આજ સુધી જ્ઞાતિએ લગ્નની ભૂમિકા પૂરી પાડી છે. પરંતુ હવે તે ભૂમિકા શહેરમાં રહેનારને પૂરી પાડી શકે તેવા સંજોગો ઓછા થતા જાય છે. ભણેલી કન્યાને, કે ભણેલા યુવકને પોતાના જીવણધોરણ પ્રમાણે જ્ઞાતિમાંથી સામું પાત્ર મેળવવું મુશ્કેલ બનતું

---

'માણસ બધેથી કાંઈ ને કાંઈ લઈ આવે છે' એ આ હશે? એક ઘડી આધી ઘડી એ વાત પણ આવી જ હશે નાં? વિપિનનો પેલો ઉલ્લેખ 'સૌન્દર્ય, કલાધર્મ પ્રેરે છે' એ તો જાણે હવે અમને સૌને એક કરતા અનેક અર્થમાં સમજાતો હતો.*

*નવા વાર્તાસંગ્રહ **મંગલદીપ**માંથી.





જાય છે. શહેરના વસવાટને લીધે છૂટક પથરાયેલી જ્ઞાતિના પરિચયમાં રહેવાનું બનતું નથી. જે લોકો નાનપણમાં ગામડે ઉછરી મોટા થયેલા છે અને મોટી ઉંમરે કમાવા શહેરમાં આવેલા તેમને તો જ્ઞાતિનો પરિચય ઓછોવત્તો જળવાઇ રહ્યો છે. પરંતુ તેમના દીકરા દીકરીઓ જે શહેરોમાં ઉછરીને મોટાં થયાં છે તેમને તો માબાપનું મૂળ વતન પણ પરાયું લાગે છે તો જ્ઞાતિનો પરિચય હોય જ ક્યાંથી ?

આમ લગ્નક્ષેત્ર માટે જ્ઞાતિ અને પેટા જ્ઞાતિ અસરકારક ભાગ જે ભજવતી તે આજે બદલાયેલા સંજોગોમાં ભજવી શકતી નથી. એથી શહેરમાં વસતાં યુવક યુવતીનો લગ્ન પ્રશ્ન વિકટ બનતો જાય છે. કારણ કે જ્ઞાતિની અવેજીમાં યુવક–યુવતી સીધાં પરિચયમાં આવે અને પરણવાના સંજોગો ઊભા થાય તેવી સ્થિતિ ઊભી થઈ નથી. આપણું સામાજિક જીવન હજુ એટલું નથી બદલાયું કે યુવક–યુવતીઓને સ્વાભાવિક રીતે છૂટથી મળવાનું બને. અને એ ન બને ત્યાં સુધી જાતે પરિચય દ્વારા પસંદગીથી પરણવાનું પણ ન બને. એ સ્થિતિ ન આવે ત્યાં સુધી જ્ઞાતિના ક્ષેત્ર દ્વારા જેમનો પ્રશ્ન ન ઉકલતો હોય તેમને પસંદગીનું ક્ષેત્ર પૂરું પાડવા લગ્ન–સંસ્થાની જરૂરિયાત આજે ઊભી થઈ છે.

કન્યા કેળવણીનો જ્યારે પ્રચાર ન હતો અને માબાપો છોકરાઓ ભેગી છોકરીઓને ભણાવવા મોકલવા તૈયાર ન હતા ત્યારે અલગ કન્યાઓની શાળાઓ સ્થાપીને કર્વેએ માર્ગ કાઢયો હતો. આજે કન્યા કેળવણીનો સ્વીકાર થતાં છોકરીઓ મિશ્ર શાળાઓમાં છૂટથી જાય છે. એ જ રીતે આજે યુવક યુવતીઓને છૂટથી મળવાની સામાજિક ભૂમિકા નથી ત્યારે લગ્ન સંસ્થા એમની કડી બનવાનું કામ કરી શકે. અને એક દિવસ એવો આવે કે છૂટથી મળવાની ભૂમિકા ઊભી થઈ જાય એટલે આવી સંસ્થાઓની જરૂર આપોઆપ ઓછી થઈ જાય. પરંતુ આજે જ્યારે જ્ઞાતિ બહારનું લગ્નક્ષેત્ર મોકળું બન્યું નથી અને જ્ઞાતિ એ ગરજ સારી શકતી નથી ત્યારે આવી સંસ્થાની જરૂર છે એ વિષે બે મત નથી.

આમ સંસ્થાની જરૂર સ્વીકાર્યા પછી એનો પ્રકાર કેવો હોવો જોઈએ તે મુદ્દો આવે છે. લગ્ન સંસ્થામાં લગ્ન-ઉત્સુક યુવક-યુવતીઓ આવે અને એકબીજાના મિલન પરિચય દ્વારા લગ્નના સંબંધના નિર્ણય ઉપર આવે તેવો એનો ઉદ્દેશ કહી શકાય. સમાજમાં યુવક-યુવતીને સહજ રીતે મળવાની ભળવાની છૂટ નથી, એ સંજોગોમાં લગ્ન સંસ્થામાં યુવક યુવતીઓ ખુલ્લી રીતે આવે તે બનવું મારા એ ક્ષેત્રમાંના અનુભવ ઉપરથી મુશ્કેલ લાગે છે.

આવી પૂછપરછ માટે જે પત્રો આવે છે, એ અંગે પોતાની વિગતો આપતું જે ફોર્મ ભરવાનું હોય છે અને એ અંગે રૂબરૂ આવે છે ત્યારે જે સંકોચ હોય છે, તે જોતાં ખુલ્લી રીતે લગ્ન સંસ્થામાં મળવા આવવાનું કોઈ પસંદ ન કરે. પોતે લગ્ન કરવા માગે છે, સંસ્થાની એ માટે મદદ માગે છે, તે વાત બહાર ન જાય તેની એમને સતત ચિંતા રહે છે. તે તો આમ મિલન માટે સંસ્થામાં આવે તો વાત જાહેર થઈ જાય, એ બીકે એમને આવતાં રોક્યા વિના ન રહે.

માંદો માણસ જેમ દવા લેવા જતાં શરમાતો નથી, વિદ્યાર્થી જેમ ભણવા જતાં શરમાતો નથી, નોકરી કરનાર જેમ નોકરીએ જતાં શરમાતો નથી. તેમ લગ્ન ઉત્સુક યુવક યુવતી પોતાના એ પ્રશ્ન માટે બીજાના મદદ શોધે અને એ અંગે પ્રયત્ન કરે તેમાં સંકોચ રાખવા જેવું કંઈ નથી. પરંતુ જે જાતની પરિપાટી સમાજમાં નથી હોતી, તે ઊભી ન થાય ત્યાં સુધી ઓછો વત્તો સંકોચ મનુષ્યમાં રહે છે. પહેલાં સ્ત્રીને ડૉક્ટર પાસે જતાં સંકોચ રહેતો, આજે તે નીકળી ગયો છે અને આવતી પેઢીને તો એ સંકોચ હાસ્યાસ્પદ લાગશે એ જ રીતે લગ્ન અંગેનો સંકોચ ચાલ્યો જશે, પરંતુ એ પરિપાટી ન પડે ત્યાં સુધી મિલનસંસ્થાને બદલે સહાયક સંસ્થા ઉપયોગી થઈ શકે.



લગ્ન સહાયક સંસ્થા જે યુવક–યુવતી લગ્ન ઉત્સુક છે તેમને એક બીજાની માહિતી પૂરી પાડે. એ માહિતી ઉપરથી જરૂર લાગે તો મુલાકાત કરી આપે, કુટુંબની તપાસ કરવી હોય તો કરી આપે. આમ સંસ્થા વચલી કડી બનીને સહાય કરવા પ્રયત્ન કરે. લગ્ન ઉત્સુક જે યુવક યુવતી હોય તે સંસ્થાનું ફોર્મ ભરે. એમાં એમના વિગત આવી જાય અને પસંદગી અંગેની માહિતી આવી જાય. એવું સામા પાત્રનું જો ફોર્મ ભરાઈ આવ્યું હોય તો તો પ્રથમ એક બીજાને નજરે જોઈ લીધા પછી એક બીજાને માહિતી પૂરી પાડે. એક વખત મુલાકાત કરી આપ્યા પછી વધુ પરિચય અને મિલન પોતે સ્વતંત્ર રીતે ગોઠવી લે. એ માહિતી ખાનગી રહે અને મુલાકાત પણ ખાનગી રહે એટલે લગ્ન અંગે બીજાઓ જાણી ન જાય તે સંકોચ જળવાઈ રહે. પોતાની વાત બહાર નથી જવાની એ નિર્ભયતા દરેકને સહાય લેવા પ્રેરશે. આવી સંસ્થાની પ્રતિષ્ઠિત કુટુંબનાં યુવક–યુવતી સહાય ન લે તેમ માની મદદની જરૂર હોય પણ એનો આશરો લેવાનું ટાળ્યું છે આવી સંસ્થા દ્વારા સારૂં પાત્ર ન મળે તેમ માની પોતાને સારૂં પાત્ર માનનાર પરિચય સાધતું નથી. પરંતુ જો આવી સંસ્થાઓનું સંચાલન જેમણે સમાજની સેવા કરી પોતાની સંનિષ્ઠાથી સમાજમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હોય તેવાં સ્ત્રી-પુરુષો કરે તો, એ સંસ્થામાં લોકો શ્રદ્ધા મૂકે અને એની મદદ લેવા પ્રેરાય મારો પોતાનો અનુભવ નોંધું તો પ્રતિષ્ઠિત અને કેળવાયેલા કુટુંબ એ અંગે સહાય શોધે છે. ગ્રેજ્યુએટ, ડબલ ગ્રેજ્યુએટ યુવક અને યુવતીઓની માહિતીઓ આવે છે. યોગ્ય પાત્ર મળે તો જ્ઞાતિની મર્યાદા જતી કરવાની માબાપોની પણ તૈયારી હોય છે. ચારિત્ર્યશીલ કાર્યકર્તાઓ હોય કોઈ એકના પક્ષકાર બન્યા વિના, બંનેના હિતમાં હોય તે રીતે લગ્ન પ્રશ્નમાં મદદરૂપ થવાની દૃષ્ટિ હોય અને પોતાના ગમા અણગમાથી મદદરૂપ થવાને બદલે મદદ શોધનારની વૃત્તિની કદર કરીને સેવાવૃત્તિથી, સહાયની ભાવના હોય તો આ કાર્ય જવાબદારીભર્યું હોવા છતાં સરળ છે. સહાય શોધનાર માબાપ હોય છે, પાત્રો પોતે હોય છે અને તેમાં એમનાં માબાપની સંમતિ પણ હોય છે. આમ જ્યાં કુટુંબની સંમતિ હોય છે ત્યાં સંસ્થાની જવાબદારી આંગળી ચીંધ્યા પૂરતી બની જાય છે. એકબીજાની વિશેષ તપાસ વડીલો કરી લે છે. પરંતુ જ્યાં માબાપની સંમતિ વિરૂદ્ધ લગ્ન ઉકેલવાનો યુવક–યુવતીનો ઈરાદો છે ત્યારે પૂરતી ચોકસાઈ કરવાની અને દોરવણી આપવાની જવાબદારી સંસ્થાની બની જાય છે. પરંતુ એવા પ્રસંગો ઓછા હોય છે અને કુટુંબની સંમતિ સાથેના દાખલા મુખ્ય હોય છે.

આવી સંસ્થાઓ દ્વારા જેટલા સહાય માગે તેટલા બધાના લગ્નપ્રશ્નો ઉકલી જાય છે તેમ માની લેવાની જરૂર નથી. સંસ્થા પાસે સામી એવી માહિતી હોય તો પૂરી પાડવા પૂરતી કાર્યવાહી છે. એવું પાત્ર ન હોય તો એ કાંઈ શોધવા નીકળે નહિ. વળી એમાં પાત્રો હોત તો પણ સાથી અંગે પોતે સેવેલું સ્વપ્ન પૂરેપૂરું તાદૃશ્ય થવાનું તો સહેલું હોતું નથી. એ સ્થિતિમાં સમાધાનપૂર્વક પોતાનો પ્રશ્ન ઉકેલવાની સૂઝ ઉપર એનો આધાર રહે છે. જૂનાં મૂલ્યોમાં જ્ઞાતિ, કુળ, કુટુંબ વગેરે જેમ ગૂંચવણ ઊભાં કરતાં હતાં પણ વર–કન્યાના પોતાના હાથમાં પસંદગી નહોતી એટલે એમના તરફથી ગૂંચ ઊભી થતી ન હતી. આજે માબાપ–વરકન્યા બંને પોતપોતાની દૃષ્ટિથી જુએ છે. અને તેમાં કેળવણી, દેખાવ અને આર્થિક સ્થિતિ ભાગ ભજવે છે. એ સંજોગોમાં વાસ્તવિક પરિસ્થિતિનો સ્વીકાર કરી લગ્નનો પ્રશ્ન ઉકેલવાની સૂઝ ઉપર આધાર છે. આથી લગ્ન સહાયક સંસ્થા મદદ શોધે ને સૌને મદદ આપવા શકય બને, પ્રયાસ કરે, એ મદદનું પરિણામ લગ્ન સંબંધ પાર પાડવામાં ઓછું વત્તું આવે તો પણ લગ્નનું નવું ક્ષેત્ર ઊભું કરવાની પરિપાટીમાં એ મોટો ભાગ ભજવી શકે છે.

આવી સંસ્થાની જરૂરિયાત આજે શહેરોમાં અનિવાર્ય છે. વધુ નહિ તો મુંબઈ, સુરત, વડોદરા, અમદાવાદ,

ચંદુલાલ ભગુભાઈ દલાલ

# બચત અને કરકસર

ઝીણામાં ઝીણી બાબતમાં આપણે ખૂબ જ વિચારીને કરકસર કરીએ તો આપણી કેટલીય સમસ્યાઓ ઉકલી જાય. સરકાર તરફથી પ્રચાર પામતી નાની બચત જેવી યોજનાઓને પણ સારો ટેકો મળે. આ લેખમાં સુંદર રીતે આ બધું રજૂ થયું છે......

'બચાવો' 'બચાવો' એ નાદ આજ ઠેરઠેરથી સંભળાય છે. એ નાદ સંકટમાં સપડાયેલી કે ફંદામાં ફસાયેલી કોઈ સ્ત્રીનો નથી પણ સરકારી અમલદારોનો છે. એ નાદમાં 'મને બચાવો' એવો ભાવાર્થ નથી પણ 'તમે બચાવો' એવો ભાવાર્થ છે. તમે બચાવો અને દેશની સમ્પત્તિમાં વધારો કરો એ પ્રકારની ઝુંબેશ આજે અનેક જગ્યાએ ચાલી રહેલી છે. સરકારે આના માટે ખાસ એક ખાતું ખોલ્યું છે. એ ખાતાના કર્મચારીઓ બચત ઝુંબેશ ઉપાડે છે, એનાં સપ્તાહ યોજે છે, એના માટે ભાષણો આપે છે અને એમ કરી પૈસા બચાવવા લોકોને શિખામણ આપે છે.

એવી શિખામણ એકલી સરકાર જ આપે છે એમ નથી. બેન્કો પણ આપે છે. સરકાર અને બેન્કમાં તફાવત એટલો કે બચાવવાની યોજનાઓ બેન્ક કરતાં સરકાર કાંઈક વિસ્તૃત અને આકર્ષક સ્વરૂપમાં ઘડી અને રજૂ કરી શકે છે. વળી લોકોને બેન્ક કરતાં સરકારમાં વધુ વિશ્વાસ હોય છે. એટલે એ યોજનાઓનો લાભ લોકો ઉઠાવે છે: પણ બન્નેમાં મુખ્ય ધ્યેય તો એ જ હોય છે કે લોકો બચાવે અને અમને ધીરે.

એક વિચાર આવે છે. પૈસા બચાવો એ પ્રકારની શિખામણ આપવાની જરૂર હોય ખરી? પૈસા બચાવવા એ શું એવું કાર્ય છે કે જેને માટે કોઈની શિખામણની જરૂર હોય? દરેક માણસ શું એમ નથી ઇચ્છતો કે જો બની શકે તો પોતાની આમદાનીમાંથી કાંઈક બચાવવું?

હા, સમાજમાં એવા માણસો હોય છે ખરા કે જે કાલનો વિચાર જ નથી કરતા. આજની વાત આજે, કાલ કોણે દીઠી છે? એવું માનનાર આજે જે મળ્યું તે વાપરી નાખે છે અને કાલે શું થશે તેનો વિચાર કરતો નથી. આવો માણસ કાં તો સાવ બેવકૂફ હોય છે અગર સાચો ફકીર હોય છે. એને બચાવવાની જરૂર લાગતી નથી એટલે એને બચાવવાનું કહેવામાં આવે તેથી એ કાંઈ બચાવ કરવા તરફ વળતો નથી.

બીજી બાજુથી સમાજમાં એવા પણ માણસો છે કે જેમને કાલની પડી જ નથી. નહિ કે એ કાલનો વિચાર કરતા નથી; એ વિચાર જરૂર કરે છે—કાલનો જ નહિ પણ આવતા માસનો, આવતા વર્ષનો, આવતાં અનેક વર્ષોનો, અને આવતી અનેક પેઢીઓનો. અને છતાં એને બચાવવાનો વિચાર કરવો પડતો નથી. એને ત્યાં બચત આપોઆપ થાય છે. એવા માણસને 'બચાવો' 'બચાવો' કહેવાનો કાંઈ અર્થ નથી. આ માણસને તો કોઈ કહે કે ન કહે પણ એ તો બચાવવાનો. અરે બધું એની મેળે બચવાનું.

આ બે છેડાની વચ્ચે આવેલા વર્ગને પણ 'બચાવો,' 'બચાવો,' કહેવાની કાંઈ અસર થાય ખરી? બચાવવાનો હેતુ બર લાવવા માટે કરકસરનો ઉપદેશ આપવામાં આવે છે. ખરચમાં ઘટાડો કરો અને કરકસર કરો એમ કહેવામાં આવે છે.

પણ ખરચમાં જ્યારે જ્યારે ઘટાડો કરવામાં આવે છે ત્યારે ત્યારે એ શું બચતમાં પરિણમે છે? મહિનાની ૨૦-૨૫મી તારીખથી જે માણસ આવતા મહિનાની કાગડોળે રાહ જોતો હોય એ માણસ શું કરકસર

---

જેવાં દરેક મોટાં શહેરોમાં સનિષ્ઠ કાર્યકર્તાઓ દ્વારા ચાલતી એકાદ સંસ્થાની જરૂર છે. આજે જે સામાજિક સંસ્થાઓ ચાલે છે તેમાં આ સેવાનું ક્ષેત્ર આવરી લઈ એ કાર્ય શરૂ થાય તો પણ પૂરતું છે.





નથી કરતો ? અને કરે છે તો યે એને ત્યાં બચત થાય છે ? મહિનાના પાછલા દિવસોમાં ઘી ન હોય તો તેલનો ઉપયોગ કરનાર, અને તેલ ન હોય તો બાફેલું ખાનાર કુટુમ્બ શું કરકસર નથી કરતું ? અને કરે છે તો એને બચત થાય છે ?

આવા માણસને બચાવવું નથી ગમતું એમ કાંઈ હોતું નથી. એ પણ જાણે છે કે ઘડપણ આવવાનું છે, માંદગી આવશે, બાળકો મોટાં થશે, એમને ભણાવવાં પડશે. આ બધાં માટે, જો કાંઈ બચાવ્યું હશે તો ખપ લાગશે. પણ કરકસર કરવા છતાં એ બચાવી શકતો નથી. એટલે જ્યારે જ્યારે કરકસર કરવામાં આવે છે ત્યારે ત્યારે બચત થાય છે જ એમ કહી શકાય નહિ.

અને જ્યારે જ્યારે બચત થાય છે ત્યારે ત્યારે એ કરકસરનું જ પરિણામ હોય છે એમ પણ કહી શકાય નહિ. અગાઉ જણાવ્યું તેમ એવા અનેક માણસો છે કે જેમને કરકસર કરવાની જરૂર જ પડતી નથી અને છતાં બચત થયાં કરે છે. એમને જોઈએ એના કરતાં—એ વાપરી શકે એના કરતાં પણ—વધુ મળે છે એટલે પછી બાકીનું બચતમાં જ પરિણમે ને ?

એક દૃષ્ટિએ જોતાં આને ' બચત '—Saving—કહેવી એમાં વિચારદોષ રહેલો છે. આ ' બચત 'ની પાછળ કોઈ પ્રયત્ન નથી, કોઈ મહેનત નથી, કોઈ ઇચ્છા નથી, કોઈ ત્યાગ નથી. આ પ્રયત્ન, મહેનત, ઇચ્છા અને ત્યાગ વિના જે કાંઈ વધે એને બચત કહેવા કરતાં ' વધારો ' કહેવો એ વધુ યોગ્ય કહેવાય.

પણ આ વધારો હંમેશ ' વધારો ' રહેતો નથી કારણ કે એને ટકાવી રાખવા કોઈ પ્રયત્ન હોતો નથી. એ વધારો છેવટે તો ખરચમાં જ પરિણમે છે. એક મોટરગાડી હોય તો બીજી લેવાય છે; ઘરમાં રેડિયો સેટ ન હોય તો વસાવાય છે; હોય તો બીજો વસાવાય છે; મોટરગાડીમાં પણ ગોઠવાય છે; એક મકાન હોય તો બીજું બંધાવાય છે; પુરુષને એનાં કપડાંની સંખ્યા ઓછી પડે છે; સ્ત્રી માટે એકે સારો સાલ્લો હોતો નથી એટલે નવા ખરીદાય છે; નવા ઘાટનાં ઘરેણાંની ખોટ સાલે છે; બાળકો ' વધુ સારું ' શિક્ષણ પામે માટે શિક્ષક, કેટલીક વખતે એકથી વધુ—વિષયવાર—શિક્ષક રાખવામાં આવે છે; ગઈ સાલ રંગાવેલ ઘરનો રંગ જૂનો થઈ ગયો છે એમ લાગે છે; અને આમ આવકમાંના વધારાનો વ્યય કરવામાં આવે છે. પરિણામે વધારો ' વધારો ' રહેતો નથી, અને ખરચમાં પરિણમે છે. '

જ્યાં ખરચ કરતાં આવક વધુ ન હોય ત્યાં વધારો હોઈ પણ ન જ શકે ને ?

આ 'વધારો' વપરાઈ જાય એ આજે આપણી આર્થિક ઉન્નતિનું લક્ષણ ગણાય છે. વપરાશ વધારીએ તો જીવન ધોરણ ઊંચું આવ્યું એમ ગણાય છે. જીવનની જરૂરિયાતોમાં સમય જતાં વધારા થતા જાય છે. કાલે જે ચીજ મોજશોખની ચીજ ગણાતી હતી તે આજે જરૂરની ગણાય છે. જીવનની જરૂરિયાતમાં એનો ઉમેરો થાય છે. એવો ઉમેરો જીવન ધોરણ ઊંચું લાવવા માટે જરૂરનો મનાય છે. એ ધોરણ ઊંચું લાવવા માટે સરકાર પણ પ્રયત્નો કરી રહી છે. એ ઊંચા ધોરણને આધારભૂત માનવા–મનાવવા મજૂરો અને બીજા કર્મચારીઓનું સંગઠન સાધનાર સંસ્થાઓ પણ પ્રયત્નશીલ હોય છે.

જરૂરિયાતો વધારવામાં, એ સસ્તી છે અને એ મેળવવી આપણી શક્તિ બહાર નથી એવું દેખાડવાની અનેક તરકીબો રચાય છે. આમાં પેલી ભાડે ખરીદવાની (Hire–Purchaseની) તરકીબ મુખ્ય છે. હપ્તા નાના હોય એટલે દેખાય સસ્તું પરન્તુ; કોઈ કારણસર હપ્તો ભરવાનું બંધ થાય એટલે ભરેલું બધું જપ્ત થાય એ ભૂલી જવાય છે.

વળી જરૂરિયાતો વધારવામાં, એવી જરૂરિયાતો બનાવનારના એની કિંમતો ઘટાડવાનાં પગલાં પણ કેટલેક અંશે કારણભૂત હોય છે. બનાવનાર જાણે છે કે રોજ રોજ બનતી ચીજો જો ખપાવવી હોય તો એની કિંમત ઘટાડવી જોઈએ. વળી એ ચીજમાં રોજ અવ-

નવા ફેરફારો કરવાના હોય છે અને એ ફેરફારોવાળી ચીજ પણ ખપાવવાની છે એટલે એ ચીજ બહુ લાંબો વખત ચાલે એવી હોવી જોઈએ નહિ. પરિણામે બિનટકાઉ ચીજો બનાવાય છે, એ સસ્તી પડે છે, ખરીદનાર માને છે કે એ ચીજ ઓછા ખરચે મળી છે.

આમ ચીજ પોતે સસ્તી પડે છે. પણ લાંબો વખત ટકતી નથી એટલે થોડાક જ વખતમાં નવી લેવી પડે છે. સસ્તાપણામાં દેખાતો લાભ તાત્કાલિક અને ક્ષણજીવી હોય છે એ ખાસ ધ્યાનમાં રહેતું નથી.

અને આવું જ્યારે વધુ ચીજોમાં બને ત્યારે એકી સાથે વધુ ચીજો વસાવવાની અનુકૂળતા પેદા થાય છે. એવી સ્થિતિમાં એ ચીજ ખરેખર જરૂરની છે કે નહિ એ જોવાતું નથી.

આવી નવી નવી પેદા કરવામાં આવતી ચીજોની જાહેરાત સારા પ્રમાણમાં અને આકર્ષક રીતે થાય છે, લોકોને તે ચીજ લેવાની લાલચ થાય એ રીતે એની જાહેરાત થાય છે. 'સસ્તું' અને 'ટકાઉ' એ પ્રકારના લગભગ વિરોધાભાસવાળા શબ્દો આ જાહેરાતોમાં વપરાય છે.

જાહેરાતો કેવળ આટલેથી જ અટકતી નથી. સામાન્ય રીતે જે ચીજ નુકસાનકારક ગણાતી હોય એ ચીજ પણ જીવનની 'જરૂરિયાત' છે એમ લોકોના મનમાં ઠસાવવા એ સાધનનો ઉપયોગ કરવામાં આવે છે.

બે-ત્રણ વર્ષ ઉપર ભાદરવા મહિનાની પુનમના મેળામાં હું અંબાજી માતા ગયો હતો. ત્યાં અમુક પ્રકારની સિગારેટની જાહેરાત લાઉડ સ્પીકર દ્વારા થતી હતી. એનો ભાવાર્થ આ મુજબ હતો. '......છાપ સિગારેટ પીજીયે ઔર હંમેશ પીજીયે...... એમાં વિટામિન ભરેલું છે. જે માણસમાં વિટામિન ન હોય એ કમજોર બની જાય છે...છાપ સિગારેટ પીવાથી કમજોરી દૂર થાય છે. તમે...છાપ સિગારેટ નહિ પીઓ તો તમે કમજોર રહેશો. અને તમે કમજોર રહેશો તો હિન્દુસ્તાન કમજોર બનશે અને પરિણામે હિન્દુસ્તાનની આઝાદી જોખમાશે. એ આઝાદીને બચાવવા માટે તમારે કમજોરી દૂર કરવી જોઈએ અને તે ... છાપની સિગારેટ પીને તમે દૂર કરી શકશો.'

આ તો એક નમૂનો છે. આવી જાહેરાતો છડેચોક, જાહેરમાં, હજારો લોકોને ઉદ્દેશીને, રાત અને દિવસ કરવામાં આવે છે.

આવા પ્રચાર અને જાહેરાતને કારણે માણસ ભોળવાય છે. પોતાની પ્રાથમિક જરૂરિયાત શું છે તે ભૂલી, બિનજરૂરી ચીજો તરફ આકર્ષાય છે અને એમાં પોતાની આવક ખરચે છે.

આમ સામાન્ય માણસની સામે બે વિચારશ્રેણીઓ એકી સાથે રજૂ થાય છે. તમારું જીવન ધોરણ ઊંચું લાવો, એના માટે તમારી જરૂરિયાતો વધારો, એમ કરશો તો વધુ કમાવા તમે પ્રયત્નશીલ થશો. બીજી બાજુથી કહેવામાં આવે છે તમારી જરૂરિયાતો ઘટાડો, ખરચમાં કરકસર કરો અને બચાવો.

સામાન્ય માણસને આ બધું કોયડારૂપ બની જાય છે. જો જરૂરિયાતો વધારવામાં ઉન્નતિ રહેલી છે તો પછી એ ઘટાડવાનું કેમ કહેવામાં આવે છે એ પ્રશ્ન એને થાય છે. જો ઘટાડવાની સલાહ માનવાની હોય તો પછી એનો એ અર્થ તો ખરો ને કે જે બધી ચીજોને જરૂરની માનવા-મનાવવામાં આવે છે એ બધી ખરેખર જરૂરની નથી હોતી.

આવક વધારવાના પ્રયત્નોમાં જ્યાં સુધી એ સફળ થાય છે ત્યાં સુધી આ કોયડો એને સતાવતો નથી. આવક વધતી જાય તો જરૂરિયાતો વધવા છતાં એને થોડો વધારો રહે છે, એ થોડુંક બચાવી શકે છે. એટલે જીવનધોરણ ઊંચું લાવ્યાનો અને બચાવ્યાનો બન્ને પ્રકારના—સંતોષ એ મેળવી શકે છે.

પરન્તુ આ દોડ ક્યાં સુધી ચાલે ? જરૂરિયાતો વધે, એને પોષવા આવક વધે, આવક વધે એટલે જરૂરિયાતો વધે. અને એમ એ ચક્ર ચાલ્યા કરે. બેમાંથી કોણ આગળ જાય ?

વળી બન્નેની આગળ-દોડ સાથોસાથ હોય છે, પણ



પીછેહઠ સાથેસાથ હોતી નથી. આવક વધે તેમ જરૂરિયાતો જેવી રીતે વધે છે તેવી રીતે આવક ઘટે ત્યારે એ ઘટતી નથી. ઘટાડવા પ્રયત્નો કરવામાં આવે છે અને છતાં એમાં પૂરી સફળતા મળતી નથી. બન્નેમાંના ઘટાડાનો વેગ એકસરખો હોતો નથી. એટલે પરિણામ એ આવે છે કે વધારાનું પ્રમાણ ઘટતું જાય છે, વખત જતાં નાબૂદ થાય છે અને બચતને બદલે ખાદ આવતી જાય છે.

આ ખાદ, જરૂરિયાતો ઘટાડીને પૂરનાર કોઈ વીરલા હોય છે ખરા. પરન્તુ સામાન્ય માણસ એમ કરતો નથી. ખર્ચો વધ્યા અને આવક ઘટી એ સ્થિતિ સામાન્યપણે જોવામાં આવે છે. એ વખતે પણ જરૂરિયાત ઘટાડવાનો સહેલો અને સ્વહસ્તક ઉપાય અજમાવવાને બદલે એ તો આવક વધારવાનો અઘરો અને પરહસ્તક ઉપાય અજમાવવા પ્રયત્ન કરે છે. એમાં પછી નીતિ–અનીતિ જોવાનો અવકાશ ઓછો રહે છે. પરિણામે લાંચ આપનાર અને લેનાર બે વર્ગો ઊભા થાય છે. કેટલીક વખત એક જ વ્યક્તિ આ બન્ને વર્ગમાં હોય છે. આ વર્ગો સમાજના બાકીના વર્ગ ઉપર જીવે છે અને એ સ્થિતિમાં નીતિથી રહેનાર વર્ગનો મરો થાય છે.

જીવનની જરૂરિયાતો વધારવાનું કહેનાર, એ જરૂરિયાતો પોષવાનાં સાધનો પેદા કરનાર અને પેદા કરવા દેનાર, અને એ સાધનો ખપાવવાના પ્રયત્નોમાં અનુકૂળતા કરી આપનાર, સમાજ અને સરકાર આના માટે જવાબદાર છે. ન જરૂરનું હોય છતાં પેદા કરવું, જોઈતું હોય એનાથી વધુ પેદા કરવું અને પછી એને ખપાવવા ઉપાયો યોજવા એ બધાના મૂળમાં જે ધ્યાન ચિહ્ન છે તે કેવળ ઉત્પાદન છે—સમાજનું કલ્યાણ નથી.

આમાં જરૂરિયાત નાની છે કે મોટી, ચીજ રોજના વપરાશની છે કે કોઈક જ વખતના વપરાશની છે, ચીજની કિંમત ભારે છે કે નજીવી છે એ પ્રશ્ન મહત્ત્વનો નથી. જેમ, પૈસો બચાવીએ તો રૂપિયા બચે છે તેમ પૈસો (બિનજરૂરી ચીજોમાં) ખરચીએ તો રૂપિયાને પણ પગ આવે છે. એટલે ચીજ સસ્તી છે કે મોંઘી એવો વિચાર કરવાને બદલે એ ખરેખર જરૂરની છે કે નહિ એનો વિચાર, એ ખરીદતા પહેલાં કરવો જોઈએ.

એ સાચું છે કે આવો વિચાર કરનાર આજે વેદિયામાં ખપી જાય એવો રંગઢંગ સમાજનો છે. હાથે કપડાં ધોનારને કહેવામાં આવે છે 'હવે આમ કરશો તો ધોબી ભીખ માગશે.' ફાટેલું કપડું સાંધનારને કહેવામાં આવે છે 'તમારા જેવા બધા હોય તો દરજીએ તો ધંધો જ બંધ કરવો પડે,' અને 'બિચારા ગરીબ શું પહેરશે?' કપડાંની અંદરની બાજુનું ખિસ્સું સહેજ ઊતરતા પ્રકારના–સસ્તા–કપડાનું ચોડવા દરજીને કહેવામાં આવે તો દરજી તો શું, પણ કુટુમ્બના માણસો પણ એનો વિરોધ કરે છે. વપરાયેલા કાગળની પાછલી કોરી બાજુનો ઉપયોગ કરનારને 'કંજૂસ'નું બિરુદ આપવામાં આવે છે. આવા તો અનેક દાખલા આપી શકાય.

બચત અને કરકસર વિષે વિચાર કરતાં સ્ટેપલીંગ મશીનનો હમણાં હમણાંથી જે પ્રકારે ઉપયોગ કરવામાં આવે છે તેનો વિચાર આવે છે. આ મશીનમાં સ્ટેપલો ભરેલી હોય છે. કાગળની કોઈ કોથળી બંધ કરવી હોય અને કોઈ બે અગર વધુ કાગળો જોડવા હોય તો આ મશીનનો ઉપયોગ કરવામાં આવે છે. એનાથી બંધન સારું દેખાય છે અને કામ ઝટ પતે છે. મશીન વાપરનારને લાગે છે કે વખત બચ્યો અને દોરો અગર ટાંકણીનું ખરચ બચ્યું.

આને વિષે જરા ઊંડો વિચાર કરીશું તો માલૂમ પડશે કે આમાં એ ભૂલ ખાય છે.

સ્ટેપલીંગ મશીન સાધારણ રીતે રૂ. પાંચ–છ નું આવે છે. એમાં ભરવાની સ્ટેપલનો ભાવ હજારે બાર આનાથી એક રૂપિયો હોય છે. એ થઈ રહે એટલે નવી ભરવી પડે.

સ્ટેપલ નહોતી ત્યારે કાગળની કોથળીને લપેટવા માટે દોરો વપરાતો હતો. એ દોરાની કિંમત હોતી નથી અગર સાવ નજીવી હોય છે એટલે એ ખૂબ સસ્તું

પડે. વળી ઘરરખ્ખુ ગૃહિણી એ દોરો ઉકેલી સાચવી રાખે અને એને વપરાશમાં લે એ વધારામાં.

ટાંકણીનો ભાવ હજારનો એક–સવા રૂપિયો હોય છે. એ એક કરતાં વધુ વખત વાપરી શકાય. એ સાચવીને રાખી પણ શકાય.

સ્ટેપલ જે કાગળો પર લગાવવામાં આવે છે એમાંના કેટલાક તો મહત્ત્વના હોય છે. ચેક, ડિવીડન્ડ વારન્ટ, ભરીને મોકલવાનું ફોર્મ, શેર માટે અરજી વગેરે વગેરે પ્રકારના કાગળો મૂળ કાગળ સાથે સ્ટેપલથી લગાવવામાં આવે છે. કેટલીક વખતે મૂળ કાગળ ઉપર એક નહિ પણ અનેક સ્ટેપલો હોય છે. જેમ જેમ નવો કાગળ લગાવવાનો આવે તેમ તેમ નવી સ્ટેપલ વપરાતી જાય.

આ કાગળોને છોડવા માટે સ્ટેપલ ઉખાડવી પડે––સાથેનો કાગળ ફાટે નહિ એવી રીતે ઉખાડવી પડે. એ માટે ચપ્પુ અગર સોયો લઈ એનાં બન્ને પાંખિયાં ઊંચાં કરી સ્ટેપલ કાઢી લઈ કાગળો છૂટા કરવા પડે. એમાં જો ગફલત થાય તો કાગળ ફાટે.

આ જોતાં સ્ટેપલનો આ પ્રકારનો ઉપયોગી ખરેખર લાભદાયી છે કે કેમ તે વિચારવાનું રહે છે. સ્ટેપલ લગાડનારને એમ થાય ખરું કે કામ ઝટ થયું અને સારું થયું, પરન્તુ જેને એ સ્ટેપલ ઉખેડવી પડે એનો એ કામમાં કેટલો વખત જાય અને એને કેટલી મહેનત પડે એનો પણ વિચાર કરવો ઘટે છે. આ બે માણસને—સ્ટેપલ લગાડનારને અને ઉખેડનારને બન્નેને—પડતી મહેનત અને એમનો વપરાતો સમય, ધ્યાનમાં લઈએ તો સરેરાશ જેટલી મહેનત અને સમય વપરાય તેના કરતાં ટાંકણી અગર દોરાનો ઉપયોગ કરવામાં સમય ઓછો જાય એ જરૂર સમજાશે.

વળી સ્ટેપલ સસ્તી પડે છે એમ માનવું એ પણ ભૂલભરેલું છે. આગળ આપેલા ટાંકણીના અને સ્ટેપલના ભાવો પરથી, અને ટાંકણી એક કરતાં વધુ વખત વાપરી શકાય છે જ્યારે સ્ટેપલને તો નાખી જ દેવી પડે છે, એ જોતાં સમજાશે કે ટાંકણી એકંદરે સસ્તી પડે છે.

અને એમાં સ્ટેપલીંગ મશીનની કિંમત ઉમેરીએ તો તો સ્પષ્ટ થશે કે એનો વપરાશ જરૂર મોંઘો છે.

આ તો એક દાખલો જ છે. આપણે વિચારીશું તો જણાશે કે આવું તો ડગલે અને પગલે બને છે. દરેક ખરીદી કરતી વખતે ખરીદાતી ચીજ જરૂરની છે કે નહિ, હોય તો કેવી રીતે, એ સસ્તી અને ટકાઉ છે કે નહિ, હોય તો કેવી રીતે અને કેટલા પ્રમાણમાં, એ બધી બાબતો આપણે વિચારવી જોઈએ.

પૈસા છે માટે ખરચી નાખવા એવું વલણ પણ બરાબર નથી. જરૂરતું ન હોય ત્યાં ખરચનાર કરતાં નહિ ખરચનાર વધુ સમજુ છે. એનાથી થતી બચત લોકોપયોગી કામોમાં વાપરનાર મનુષ્ય વંદનીય છે, પણ નહિ વાપરનાર તુચ્છકારપાત્ર તો નથી જ. ઉડાઉ કરતાં કંજૂસ સારો. કોઈ દિવસ પણ એણે સંઘરેલું કામમાં આવશે—પોતાના કે સમાજના.



દેવજી રા. મોઢા

## તો ય હજી એ દૂરે!

તો ય હજી એ દૂરે!
ખેંચાઉં કો અદીઠ ગોપની બંસરીકેરા સૂરે,
અને તણાઉં સ્વરગંગાનાં ઊછળતાં રસ-પૂરે :
રે, તો ય હજી એ દૂરે!
કૈંક યુગોથી અંતરમાંહી મધુરાં સ્પંદન સ્ફુરે,
સ્વજનમિલનનાં સમણાં મારાં હમણાં ઓ અંકુરે
એના સાદ હજીયે દૂરે!
સાદતણા પડછંદા ઊઠે આકુલ મારે ઉરે,
બંસીધરને મળવા મારી માંહ્યલી રાધા ઝૂરે :
એનો સ્પર્શ હજીયે દૂરે!





રતિલાલ-અનિલ

## વસંતે

નવી લાગણીઓ ધરી છે વસંતે,
હૃદયની શી હાલત કરી છે વસંતે!

નશો, રંગ, ફોરમ ને કલરવ મઝાનાં,
અરે, ભેટ કેવી ધરી છે વસંતે!

નિમંત્રણ દઈ દીધું ફોરમ પ્રસારી,
મહેફિલ મઝાની ભરી છે વસંતે.

નજર કેટલી સાવ વ્યાકુળ થઈ ગૈ,
અને કેટલી ચે ઠરી છે વસંતે!

જીવન-રંગ પલટી દીધા કૈંકના, ને
ઘણાની નજરને હરી છે વસંતે.

જીવન ભક્ષનારી ગણાઈ, પરંતુ
ઘણાંની યુવાની મરી છે વસંતે!

ભયાનક ગણાતા જીવન માર્ગ પર પણ,
યુવાની જતાં ક્યાં ઠરી છે વસંતે!

અરે, કૈંક એક પ્રવાસીએ હોંશે,
અજાણ્યાંની સોબત કરી છે વસંતે!

ન જાણે કે એમાં શી સંજીવની છે!
ગઈ જિંદગીઓ ફરી છે વસંતે!

કદી હારનારા ફરી દાવ ખેલે,
ગજબની રમત આદરી છે વસંતે!

નજર રંગ-બૂમાં ડૂબી ગૈ અમારી,
અને માત્ર એમાં તરી છે વસંતે!

શિખર-ટોચ પર જે ઠરેલી નજર પણ,
ગિરિ-મલ્લિકા પર સરી છે વસંતે!

સુમન કે જીવનમાં નથી ભેદ જોયો,
અનિલ, સૌમાં ફોરમ ભરી છે વસંતે!



'જટિલ'

## પૂનમ રાતે

આજ વસંતલ પૂનમ રાતે,
માનસ જલ લહેરાય.

સુરભિત પુષ્પાંતરમાં ન્હાતો,
અંતરનાં સંવેદન ગાતો.
મુદ્દમય, મધુર, મદાન્વિત, શીળો,
મંદ સમીર છવરાય,
મન શું મૂર્છિત થાય!
આ માનસ જલ લહેરાય.

શાન્ત સિન્ધુનાં અંતર ગુંજે
મોરા ઝળકે ગહન નિકુંજે
પ્રેમ તણે હિંડોળે બેઠાં બ હૈયાં હરખાય,
એ સૌખ્ય કહ્યું નવ જાય,
આ માનસ જલ લહેરાય.

શામે આધિ વ્યાધિ, ઉપાધિ,
પ્રકટે પૂર્ણાનંદ સમાધિ
મારી પ્રાણ-મહૂલી પર વન પૂર્ણેન્દુ મલકાય,
ઐક્ય અબોલ સ્થપાય,
આ માનસ જલ લહેરાય.

પ્રિયને પ્રિય વિણુ અન્ય ન સૂઝે,
જનમ જનમની આતશ બૂઝે,
એ શાતા, એ અનુભૂતિમાં આત્મ રસળતો ન્હાય,
પૂર્ણે પૂર્ણ સમાય,
આ માનસ જલ લહેરાય.
આજ વસન્તલ પૂનમ રાતે
માનસ જલ લહેરાય.







'સિદ્ધાર્થ'

# વિચારભેદ

*પેઢી પેઢી વચ્ચેનું વિચારોનું અંતર ક્યારેક બહુ નથી હોતું જ્યાં અમાપ બની જાય છે ત્યારે વાર્તાનો નવો દોર લાધે છે. આ વાર્તામાં પિતાપુત્રીના વિચારભેદનું જે વસ્તુ ગુંથાયું છે તે સર્વસામાન્ય હોવા છતાં કંઈક ભિન્ન, વિચારણીય અને વાચનીય હોવાથી નવીનત ભર્યું પણ છે......*

વાતાવરણની એ સાત્વિકતા એટલી હદ સુધી ચોમેર મહેકતી હતી કે ગમે તેવી હીનવૃત્તિવાળા માણસમાં પણ ત્યાં આવીને વૃત્તિઓ ઊલટું સ્વરૂપ લઈ લે. એટલે જ શ્રીમંત છતાં કંઈક ઉચ્ચ પ્રકારની વિચારસરણી ધરાવતા કિશોરીલાલ જ્યારે પહેલવહેલા જાત્રા કરવા કુટુંબસહિત નીકળ્યા ત્યારે તેમના મનમાં આ સ્થળ વસી ગયું હતું. પછી તો અવારનવાર તે ત્યાં જવા લાગેલા. તે સ્થળનું આકર્ષણ એટલી હદ સુધી વધી ગયું કે એક દિવસ તો તેમની સ્થાવર જંગમ મિલ્કત સમેટી લઈને ત્યાં જઈને જિંદગીની સાર્થકતા સાધવાની વાત કરી ત્યારે તેમનાં પત્ની તો ઠીક પણ યુવાન વયે પહોંચેલી પુત્રીઓએ અને પુત્રોએ પણ મોંમાં આંગળાં નાખી દીધાં.

સંસ્કારની ઊંડી સરવાણી એ કુટુંબમાં વારસાગત ચાલુ રહેલી એટલે એકદમ પિતાની વિચારસરણીનો વિરોધ કરવાનું છોકરાંઓનું ગજું જ નહોતું. તેમજ સદ્‌વૃત્તિઓ અને દુર્વૃત્તિઓનું ધમસાણ હજુ એ યુવાન હૃદયોમાં એટલી હદ સુધી મચ્યુંયે નહોતું—મચવાનું કારણેય નહોતું. અને છતાં મોટી પુત્રી સર્વાંગીએ જ્યારે પિતા સાથે જવાની અસંમતિ દર્શાવી ત્યારે કિશોરીલાલ વિચારમાં પડી ગયા.

સર્વાંગીનો વિરોધ એટલો જ હતો કે પોતે કંઈક વિચાર કરી શકતી થઈ છે. અને તે વિચાર તેમને ન ગમે તેવાયે નહોતા. પણ કિશોરીલાલનું માનસ જે રીતનું પરિવર્તન અનુભવી ચૂક્યું હતું તે હજુ આ છોકરાંઓમાં પરિપક્વ ન પણ થઈ શક્યું હોય. એટલે જ સર્વાંગીનો વિરોધ બહુ મન પર લીધા વિના જાણે કિશોરીલાલનો પડ્યો બોલ કોઈ ઉથાપી જ ન શકે તેમ તેમની પાછળ આખા કુટુંબે સંન્યસ્ત લીધો અને મકાન જમીન વગેરે વેચીને મોટી એવી રોકડ મિલ્કત પણ સાથે લઈને પેલા ધામમાં કિશોરીલાલ જઈ પહોંચ્યા.

પ્રાર્થનાધામ જેવું ભાવપૂર્ણ નામ ધરાવતું એ સ્થળ અનેક ભક્તોથી ઊભરાતું એવું તો સુંદર વાતાવરણ ખડું કરતું કે સહેજે ત્યાં દરેકને ગમે અને જીવનની સાર્થકતા કરવા પ્રેરાય, ત્યાંનું જીવન ખરચાળ હોવા છતાં દરેક પ્રાર્થનાર્થીઓ સમાન રીતે જીવતાં. તેનો નિભાવ પણ એટલી સહજ રીતે થતો કે કોઈને ખ્યાલ સુદ્ધાં ન આવે કે કોઈને વિચાર કરવાનુંય મન થતું નહિ કે પ્રાર્થનાધામમાં આર્થિક પાસું કઈ રીતે પુરાતું હશે. કિશોરીલાલની મિલ્કત એ ભંડોળમાં જમા થઈ તે જ દિવસથી તેમનું કુટુંબ પણ પ્રાર્થનાધામનું આજીવન સભ્ય ગણાઈ ગયું. અનેક કુટુંબોની જેમ તેમને પણ સુંદર મજાનું રહેવાનું ઘર મળ્યું, દરેક જાતની સગવડ મળી અને પ્રાર્થના માટે, ધ્યાન માટે, સાધના માટે ચાહે ત્યારે પ્રાર્થનાધામના એ ભવ્ય ખંડમાં એક આખો વિભાગ તેમના માટે અનામત રાખવામાં આવ્યો. તે વિભાગમાં તેમનાં કુટુંબીઓની સંખ્યા જેટલાં આસનો હતાં. તેમનાં કુટુંબીઓમાંથી કોઈપણ તેમાંથી કોઈપણ આસનનો ઉપયોગ કરી શકતું. બધાં સાથે આવે તો પણ શાંતિથી અને સગવડતાથી બેસી શકે એવી જોગવાઈ હતી.

પિતાની આમન્યાને ન ઉલ્લંઘી શકવાથી સર્વાંગી આ વાતાવરણને અનુકૂળ થવા ખૂબ મથી, પોતાના મનને પણ ખૂબ મારી જોયું પણ તેના મનમાં જે વિચારે ઘર કરી લીધું હતું તે કેમેય નીકળી શકતો નહિ.

પ્રાર્થનાધામનો નિયમ હતો કે છોકરાંઓ સહિતનાં જે કુટુંબો આખું જીવન તે સંસ્થાને સમર્પી દે તે છોકરાંઓ ધામનાં ગણાય. તેમનાથી ન તો પરણી શકાય કે ન ધામની બહાર ક્યાંય જઈને જીવન જીવવાનો અધિકાર મળે. સર્વાંગી આ નિયમ માટે વિચાર કરી કરીને થાકી તો ય તેને કશો ઉકેલ ન



જડયો. ત્યાં આવીને વસેલાં કુટુંબો એટલાં બધાં હતાં અને એવી તો સંસારજાળ બીછાવીને આદર્શ ગૃહસ્થાશ્રમી જીવન જીવતાં કે સહેજે દરેકને ઘર વસાવવાની ઇચ્છા થાય. અને તેમાંય જેમની આશાઓ અને વૃત્તિઓએ હજુ જિંદગીનો એકેય અનુભવ કે લહાવો પણ ન લીધો હોય તે ઉછરતી યુવાની તો શું શું ન વિચારે? એટલે જ સર્વાંગીતું વિચારબિંદુ ફરી ફરીને એ જ જગ્યાએ આવીને અટકવા લાગ્યું. કોઈના વિચારને જ્યારે ફરજિયાત રીતે રૂંધી નાખવામાં આવે ત્યારે તે કેવી ભયંકર વિકૃતિમાં પરિણમે છે તે કિશોરીલાલના ખ્યાલમાં તો કદાચ આસ્થાના અતિરેકમાં નયે આવે, પણ પ્રાર્થનાધામના ચાલકો અને સંસ્થાપકના ધ્યાનમાં પણ કેમ નહિ આવ્યું હોય તે વિષે સર્વાંગીનું શિક્ષિત મન હમેશાં વિચારી રહેતું.

સર્વાંગીતું યૌવન અને અરમાનો એકી સાથે ફાલવા માંડ્યાં હતાં. સંસાર અને વૈરાગ્ય, યોગ અને લહાવો, વિચારોની જડતા અને સમજપૂર્વકનાં આચરણ એ બધી વાતો વિચારવાની પરિપકવ અવસ્થાએ સર્વાંગી પહોંચી હતી. પણ હજુય તેનું મન આ ફરજિયાત બંધનને માનવા તૈયાર નહોતું જ થતું. તેનો જન્મ ભલે કિશોરીલાલ જેવા આધ્યાત્મિક વિચારસરણીવાળા પિતાને ઘેર થયો હોય, પણ ઉછેર તો સંસારના દરેક રંગે રંગાયેલા એવા શહેરના વાતાવરણમાં થયો હતો. અભ્યાસ પણ શહેરની એવી જ શાળા-મહાશાળામાં થયો હતો કે જ્યાંનાં વિદ્યાર્થીઓને અધ્યાત્મવિદ્યાનો એકડોય ન આવડતો હોય. છતાં સર્વાંગી નહોતી અવિચારી કે નહોતી ઉચ્છૃંખલ. આદર્શો જાણે તેણે ગળથૂથીમાંથી જ મેળવ્યા હતા. સદ્‌વિચારો તેની રગેરગમાં વ્યાપેલા હતા. અને છતાં વૈરાગ્યની ભાવના તેનામાં જન્મવાની જાણે હજુ વાર હતી.

મીરાંની જેમ પરણીને તે ભગવાન પાછળ ઘેલી થઈ નહોતી. પણ તેણે તો એવી આદર્શ ગૃહિણીના કોડ સેવેલા કે તેના ગૃહવિજ્ઞાનના ભણતરમાં તે ખૂબ જ રસપૂર્વક બધા વિષયો સાથે તદ્રુપ બની જતી. અને પોતે પરણીને પોતાનું આગવું ઘર વસાવીને આમ સજાવશે ને તેમ શણગારશે તે કલ્પનાઓ કરી કરીને એવી તો ખોવાઈ જતી કે ભક્તિમાં પણ એકધ્યાન થતી વખતે ભગવાન નહિ પણ તેના કોડ પૂરતો કોઈ યુવક આવીને તેને આનંદિત કરી દેતો.

અને આ આનંદમાં જાણે કોઈ વિઘ્નકર્તા થતું હોય તેમ તે જ ઘડીએ પ્રાર્થનાધામ તેની નજરે તરી આવતું. અહીં આવી ત્યારથી તેનું મન ગૂંગળામણ અનુભવી રહ્યું હતું. સર્વાંગીએ એકવાર તો હતી તેટલી હિંમત એકઠી કરીને કિશોરીલાલ આગળ વાત છેડી. પોતાની પુત્રીની આવી ઇચ્છા જાણીને ઘડીભર તે સ્તબ્ધ થઈ ગયા. પણ કંઈક અનુભવથી ઘડાયેલું તેમનું મન સર્વાંગીને સમજવાય તૈયાર થયું. આશ્રમના ચાલકોની વિરુદ્ધ જઈને પણ પોતાના મોટા પુત્રને તેમણે તેની ઇચ્છા પ્રમાણે વતનમાં જઈને કોઈ પ્રમાણિક ધંધો કરવા અનુમતિ આપી હતી, અને સાથે સાથે લગ્ન કરવાની પણ પોતે રાજીખુશીથી હા પાડી હતી. પણ સર્વાંગી લગ્ન કરવા આટલી બધી તત્પર કેમ થઈ છે એ તો તેમની કલ્પનામાં જ નહોતું આવ્યું. સર્વાંગીએ જ્યારે ખૂબ સહજતાથી એ વાત છેડી ત્યારે કિશોરીલાલે અહીંનો નિયમ બતાવ્યો.

'પણ બાપુજી, તમારી પુત્રીને પણ તમે એ રીતે જોવા માગો છો?' કહેતી સર્વાંગી પિતાની ઇચ્છા જાણવા તેમની સામે જોઈ રહી.

'મૈત્રી અને સખ્યભાવના કેળવવી તેમાં અજુગતું મને તો કશું લાગતું નથી.' કિશોરીલાલ યુવાન પુત્રી સાથે મર્યાદામાં રહી વાત કરતા હતા.

'સખ્યભાવના અને મૈત્રી વચ્ચે જ્યારે યુવાનીના ભડકા ભડભડે છે ત્યારે તે કસોટીમાંથી પાર ઊતરવાનું કોઈનું ગજું હોતું નથી. ભલે બહારથી દેખાવ મૈત્રીનો કરે, પણ એ મૈત્રીમાં મોહ, લાગણીનું ઊંડું દર્દ અને એકબીજા સાથે તદ્રુપ થઈ જવાની જે ઝંખના સેવાતી હોય છે તે કોઈને કોઈ કાળે સલામત ન જ રાખી શકે—તેમાંય યુવાન સ્ત્રી તો સહેજે એ ભડકાનો ભોગ બની જાય.' સર્વાંગી પિતાને સમજાવતી હોય




તેવી સ્પષ્ટોક્તિ ઉચ્ચારવા લાગી. એટલે પિતાએ પણ વધુ સ્પષ્ટતા કરી :

'હું પણ એ જ કહું છું સર્વાંગી, કે યુવાનીમાં સમવયસ્ક વિરુદ્ધ જાતિની જે સહવાસભૂખ જાગે છે તે ભૂખ તું પણ અહીંના વિશાળ વાતાવરણમાંથી સંતોષી લે, પણ અહીંના નિયમ વિરુદ્ધ લગ્નની તો માગણી ન જ કર.'

'પિતાજી, તમારી પુત્રી સુખી ગૃહજીવન જીવે એ તમને ખપતું નથી એમ ને ? નિયમની જડતાને વળગી રહીને તમારી પુત્રી અનીતિમય જીવન જીવે...'

'અનીતિમય જીવનની વ્યાખ્યા સમજવાની તારે હજુ વાર છે બેટા.' સર્વાંગીના વાક્યને અધવચ્ચે જ કાપી નાખીને કિશોરીલાલ આગળ વધ્યા, 'નીતિ અનીતિ એ તો માણસના હૃદયની વાત છે, શરીરની નહિ. શરીર એ તો ક્ષુદ્ર વસ્તુ છે, હૃદય જ મહામૂલી વસ્તુ છે.'

'એટલે હું લગ્ન ન કરીને મારી શારીરિક વૃત્તિઓ સંતોષવા ગમે તેની સાથે સંબંધ રાખું એમ ને ?'

સર્વાંગીનું ચારિત્ર્યબળ ભભૂકી ઊઠ્યું છે એવું કિશોરીલાલને જાણે લાગ્યું હોય તેમ સર્વાંગીના આ વાક્યથી એ સહેજ ડઘાઈ ગયેલા લાગ્યા. તો પણ પ્રાર્થનાધામની કેટલીક માન્યતાઓ અને નિયમો તેમનામાં જડ ઘાલી ગયેલા હતા એટલે સર્વાંગીને કંઈક ત્રિશાળી અર્થમાં સમજાવવા લાગ્યા :

'આમાં ગમે તેની સાથે સંબંધ રાખવા કે દેહ વટલાવવાની વાત જ નથી. અહીંનું વાતાવરણ જ એટલું બધું પવિત્ર છે કે માણસની હીન વાસનાને ક્યારેય બહેકાવે જ નહિ.'

'હું પણ વાસનાને બહેકાવતા સંબંધની વાત કરતી જ નથી. માણસના જીવનનું એ એક જ લક્ષ્ય નથી હોતું એની તો મને ક્યારનીય ખબર છે. પણ જીવનમાં કંઈક હૂંફ, પ્રોત્સાહન, આપણું એવું હોવું જોઈએ એમ માન્યા વિના મને તો ચાલતું જ નથી. અને એ માન્યતાએ જ મને લગ્ન કરવા પ્રેરી છે. આજેય હું તો કહી શકું છું કે શારીરિક વાસનાઓની તૃપ્તિ એ ધ્યેય મારું તો શું, કોઈ સંસ્કારી યુવતીનું નથી હોતું અને છતાંય પોતાને રોકવા માટે કોઈ જડ નિયમનાં ચોકઠાંમાં તે જકડાઈ પણ નથી રહેતી.' કહેતી સર્વાંગી જાણે વાતને સમેટીને આખરી નિર્ણય પિતાને જણાવતી હોય તેમ છેલ્લે બોલી : 'મેં તો નિર્ણય જ કર્યો છે કે મારે લગ્ન કરવું અને તે માટે તમારી બધાંની ખુશીની હા ન હોય તો મારે અહીંથી તમને બધાંને છોડીને ચાલ્યા પણ જવું.'

સર્વાંગીનો આ નિર્ણય હતો. તેની પાછળ દૃઢ મનોબળ કામ કરી રહ્યું હતું. આ નિર્ણય ફેરવવો કિશોરીલાલના હાથમાં નહોતો. એટલે વિચારવા માટે એક અઠવાડિયાની મુદત માગીને કિશોરીલાલે તે વાતને ત્યાંથી તે દિવસે તો અટકાવી દીધી હતી. તે પછી તે જ રાત્રે પોતાનાં પત્ની પાસે કિશોરીલાલે સર્વાંગી વિષે વાત કરી ત્યારે પ્રત્યાઘાતરૂપે સર્વાંગીના જ નિર્ણયનો પડઘો સાંભળ્યો ત્યારે માતાના સહકારે જ પુત્રીમાં આટલું જબરું મનોબળ ઘડાયું છે એવો મત બાંધી લેતાં કિશોરીલાલને વાર ન લાગી.

આખું અઠવાડિયું સર્વાંગીને તેના લીધેલા નિર્ણયમાંથી ફેરવવા કિશોરીલાલે ખૂબ ખૂબ ફેરવી ફેરવીને સમજાવી જોઈ. પ્રાર્થનાધામના સર્વને પૂજ્ય એવા ચાલકો અને વિદ્વાન સાધકો મારફત પણ સર્વાંગીને ફેરવવા કિશોરીલાલે પ્રયત્ન કરી જોયા. પણ સર્વાંગીનું મન સુખી અને સોહામણો સંસાર સર્જવા પાછળ એટલું બધું વળી ચૂક્યું હતું, તેના મનને આ જડ નિયમોના ચોકઠામાં બેસવાનું રુચે તેમ જ નહોતું એટલે અફર જ રહ્યું. રાજીખુશીથી પિતાની સંમતિ મળે તેમ નહોતી. તેમ જ કંઈક આગળ પડતી વિચારશ્રેણી ધરાવતા પિતા સર્વાંગી ઉપર બીજો કોઈ અંકુશ મૂકે તેમ પણ નહોતા.

એટલે એક દિવસ સર્વાંગી તેમને છોડીને થોડા દિવસ એકલી ફરવા જવાની રજા લેવા આવી ત્યારે પિતાએ હા પાડી. કિશોરીલાલે હા પાડતી વખતે એક જ ખ્યાલ રાખ્યો હતો કે તેનામાં દૃઢ થયેલા વિચારો



કંઈક ઢીલા થાય. અને સર્વાંગી વતનમાં પહોંચી ત્યારે કિશોરીલાલે દરેક સગા સ્વજનને તેનાં આડકતરી રીતે ખબર રાખવા અને તેની હિલચાલથી પરિચિત રાખવા પત્રો પણ લખી દીધા હતા ! સર્વાંગી જાણે ગુનેગાર બનીને આવી હોય તેમ તેનાં પાછળ હંમેશ છૂપો પહેરો ચાલુ થઈ ગયો છે તે જાણતાં તેને વાર ન લાગી.

*

ઉંમરે પહોંચેલી, પુખ્ત વય પણ વટાવી ચૂકેલી સર્વાંગી વતનમાં આવી તે જ દિવસે મારી ને તેની આંખ મળી. સર્વાંગીના કુટુંબ વિષે મેં ઘણું સાંભળેલું, અહીં હતી ત્યારે એક આદર્શ વિદ્યાર્થિની તરીકેય મેં ખૂબ સાંભળેલું. અને મનમાં કંઈક ગાંઠ પણ વાળી રાખેલી કે આવી યુવતી સાથે જીવન વીતાવવાનું મળે તો ?

હજુ એ કલ્પનામાં રાચી રહું છું ત્યાં જ સવારે નજરોનજર પહેલી જ વાર જોયેલી સર્વાંગી કંઈક બહાનું કાઢીને બપોરના સમયે મારા ખંડમાં આવતી મેં જોઈ. હું તો આભો જ બની ગયો. કલ્પના, કોઈ સુખદ કલ્પના આટલી વહેલી સફળતાને વરી જતી હોય એવો અનુભવ આ પહેલો જ હતો એટલે મારાથી તેનું સ્વાગત કરવા પણ ન ઊઠાયું કે ન એકેય શબ્દો ઉચ્ચારાયા. અને જાણે વરસોથી, યુગોથી, જન્મજન્માંતરથી મને ઓળખતી હોય તેમ તેણે જ મને બોલાવ્યો :

'મને ઓળખી કે નહિ ?'

'હા, હા, કેમ ન ઓળખું !' લોચા વાળતાં મેં જવાબ તો આપ્યો પણ પછી મારો ગભરાટ તે પારખી ગઈ હોય તેમ મને સ્વસ્થ કરવાની જાણે તક જ આપતી હોય તેમ જતી જતી કહેતી ગઈ: 'સાંજે ફરવા જાવ ત્યારે મને બોલાવતા જજો.'

મારાથી આ આમંત્રણનો અસ્વીકાર કરાય તેમ હતું જ નહિ. મારી નબળાઈ સર્વાંગી જાણી ગઈ તેની ભોંઠપ મને સાલવા લાગી. અને બધું સાંજે ફરવા જતાં સામટું તેને સામું આપવા હું વાત કરવા માટે મન સાથે નક્કી કરવા લાગ્યો.

ફરીને અમે પાછાં આવ્યાં ત્યાં સુધીનો જવા-આવવાનો ખાસ્સો દોઢ કલાક ક્યારે પૂરો થયો એની મને ખબર જ ન પડી. એવી વાચાળતા મારામાં ક્યાંથી પ્રવેશી ગઈ તેનો વિચાર પણ ન કરી શક્યો સર્વાંગીએ જ્યારે મને વાત કરી કે પહેલી દૃષ્ટિએ પ્રેમ વિષે કવિતાઓ અને વાર્તાઓમાં વાંચેલું પણ જાતે અનુભવવા મળ્યું એવું તો કોઈક ખુશનસીબના જ ભાગ્યમાં લખેલું હોય છે—પોતે એવું ભાગ્ય મેળવી શકી છે એ વાક્ય જ્યારે બોલી ઊઠેલી ત્યારે ખૂબ જ સહજ રીતે તેના પગની ગતિની સાથે ઝૂલતા હાથ સાથે એવા તો જોરથી મારા હાથનો પંજો જકડાઈ ગયો કે મારો ક્ષોભ, સંકોચ, અસ્વસ્થતા અને મનનો રોકેલો પ્રવાહ કોણ જાણે ક્યાંય અલોપ થઈ ગયાં !

અમને હતું કે કિશોરીલાલ અમારા લગ્ન વખતે શુભાશીષ પાઠવવા જેટલી લાગણી વ્યક્ત કરશે. પણ અમારું લગનની નોંધણીનું કામ પૂરું થાય એ જ વખતે તેમનો તાર આવ્યો. ખુશી થતાં થતાં સર્વાંગીએ ને મેં સાથે જ તાર ફોડ્યો. તાર વાંચીને મને પડેલો ઊંડો શેરડો જાણે સર્વાંગી ભૂંસી નાખતી હોય તેમ બોલી ઊઠી : 'પ્રાર્થનાધામ જેવા પવિત્ર વાતાવરણમાં રહીનેય બાપુજી પુત્રીના નામનું નાહી નાખવા જેવી આસક્તિ રાખી રહ્યા છે તો આપણે તો સંસારનાં બંધનોથી આજે જ બંધાઈએ છીએ ત્યારે આપણેય શા માટે એવી લાગણીને ગણકારીએ ? મેંય બાપુજીના જ્ઞાનનું સરવૈયું કાઢી લીધું છે. અને આપણી પ્રભુતાનાં ઉચ્ચ શિખરો સર કરવાની ચીમકી રૂપે જ બાપુજીના આ તારને આપણે ગણવો રહ્યો એવો નિર્ણય કરાવવા જ આ તાર કરવાની પ્રેરણા બાપુજીને કેમ ન થઈ હોય !'

મારા ગંભીર બની ગયેલા મોં સામે હાસ્ય વેરતી સર્વાંગી મને નવજીવનની એ પ્રથમ પળનો આસ્વાદ કરાવવા આવેલાં મિત્રો-મહેમાનો સાથે આનંદપ્રમોદ કરવા ખેંચી ગઈ.





જયન્તિકા પરમાર

# ઉડાઉપણું

માણસમાં રહેલું ઉડાઉપણું જ્યારે હદબહારનું બને છે ત્યારે તેને વાળવા—ટાળવા કોઈ સમર્થ નથી હોતું. માનસશાસ્ત્રીય રીતે છણેલો એ વિષય આ લેખકે સરળતાથી અને દૃષ્ટાંતોથી અહીં મૂક્યો છે જે દરેકને વાંચવો અને વિચારવો ગમે અને કંઈક માર્ગદર્શક પણ બને......

આપણે કોઈને કહીએ કે તમે ઉડાઉ ન થશો. આપણા કહેવાથી કોઈ ઉડાઉ થતું અટકતું નથી, સાચી રીતે કહીએ તો આપણા કહેવાથી જ વધુ ઉડાઉપણું આવી જતું હોય છે. કારણ કે તે બધું સમજાવવા આપણે ખૂબ જ મોડા પડયા હોઈએ છીએ. કારણ તેને ભવિષ્યના પરિણામની જરાપણ ચિંતા હોતી નથી. એ તો મસ્ત હોય છે એના રોજના લૂંટવાના આનંદમાં. એ આનંદની અવધિને અટકાવવા તમે પ્રયાસ કરશો તો તે તમારી સામે હુંકશે પણ નહિ. અવળા પાટે ચડી ગયેલી ગાડીને સીધા પાટા પર લાવવી ખૂબ મુશ્કેલ છે. તેવું જ ઉડાઉપણાનું છે. કોઈ પણ ઉડાઉ થતું અટકતું હોય તો તે પોતાની મેળે જ સમજે, થોડીક ખત્તા ખાય અને તો ય ઠેકાણે ન આવે ત્યારે તે વ્યક્તિ સાવ બહેકી જાય. અને અંતે એ પોતે તો અંત સુધી ઉડાઉપણામાંથી મુક્ત ન જ થાય, બીજા તેનું જોઈને કંઈક ધડો લે.

એક સાદો અને સાચો દાખલો આપીને થોડીક સ્પષ્ટતા કરું. એક ધનિકનો દીકરો. નાનપણથી જ હાથનો છુટ્ટો હતો. દસ બાર વરસની ઉમ્મરે તેના પિતાનું અવસાન થયું. એકનો એક દીકરો. માતા તો તેને ફૂલની જેમ સાચવતી. એકેય લાડ લડાવવાં બાકી નહોતાં રહ્યાં. ભાઈની તહેનાતમાં જરાય ખામી આવવા દે નહિ. અને વરસને જતાં કંઈ વાર લાગે છે ? ધીમે ધીમે એ તો મોટો થતો ચાલ્યો. ભણવામાં પણ કંઈ બરકત ન આવી. શિક્ષક ઘેર ભણાવવા આવતા. પણ ભાઈની મરજી હોય તો થોડીવાર શિક્ષક પાસે બેસે. અને કોઈવાર રમતમાં હોય તો શિક્ષકનેય એની સાથે રમવું પડતું. સાત ખોટનો એકનો એક દીકરો, અને તેમાંય ધનકુબેરનો દીકરો. પછી તો પૂછવું જ શું ! કેટલાય શિક્ષકો બદલાયા પણ ભાઈ ભણવામાં આગળ વધે તો ને ?

વાડી, વજીફા, નોકર ચાકરની દોમદોમ સાહ્યબીમાં ભાઈ તો ઉછરવા લાગ્યા. માતામાં બીજી કંઈ આવડત નહિ એટલે એકના એક દીકરાને ઊની આંચ પણ ન આવે તેમ રાખવા લાગ્યાં.

વીસ-બાવીસ વરસની ઉંમર થઈ તો ય ન તો એ ભણ્યો કે ન કોઈ જાતના સારા સંસ્કાર પામ્યો. પૈસાની રેલમછેલ તો એટલી બધી હતી કે કોઈ તેને પૂછનાર જ નહિ. ફાવે તેમ પૈસા ઉડાવવા લાગ્યો. અને આમ છૂટે હાથે પૈસા વેરાય એટલે એ પૈસાના ભાગ પડાવનારા, એ પૈસાને ખૂંચવી લેનારા થોડાક સ્વાર્થી મિત્રોની ટોળકી જામતા પણ કંઈ વાર લાગે ? અને એક પછી એક એવા કેટલાય મિત્રોની તેના ફરતી દિવાલ રચાઈ ગઈ. પછી તો એક પછી એક વ્યસનો પણ તેને વળગવા લાગ્યાં. એ બદી એટલી બધી વધી ગઈ કે જોત જોતામાં, સાત પેઢી સુધી ચાલે તેવો ધનનો ભંડાર પણ ખાલી થઈ ગયો. દુર્વ્યસનો અને બેફામ ઉડાઉપણાને કારણે શરીર એવું તો નંખાઈ ગયું કે માતા તો બિચારી રાતે પાણીએ રડવા લાગી.

પણ એમ રડવાથી કંઈ વળે ખરું ? એ જીર્ણશીર્ણ કાયાની સારવાર માટે અંતે તો દવાદારૂનાય પૈસા નહોતા રહ્યા. પૈસા હતા ત્યાં સુધી તેની આસપાસ જે સ્વાર્થી મિત્રોની ટોળકી પડી પાથરી રહેતી તેમાંથી હવે તો કોઈ ફરકતુંય નહિ. અને અંતે એ જ બૂરી હાલતમાં રડતી કકળતી માતાને મૂકીને તે ચાલતો થયો. આખા ગામમાં તે દિવસથી એના ઉડાઉપણાની વાતો વહેતી મુકાઈ ગઈ.

આ તો એક નાનકડી વાર્તા જેવો દાખલો થયો છતાં ઉડાઉવૃત્તિ પોષવામાં આવે છે ત્યારે જ તે બહેકે છે એ તો આ દાખલા પરથી આપણે સમજી શકીએ



છીએ. આપણે ગમે તેટલી વધુ આવકવાળા હોઈએ કે ગમે તેવી કરકસરથી ઘર ચલાવતાં હોઈએ પણ પાગરણ કરતાં પગ લાંબા કરીએ કે એ બહાર નીકળવાના જ. એમાં પાગરણુનેય દોષ કાઢી શકીએ ને આપણે લંબાવેલા પગનો પણ કાઢી શકાય. પહેલેથી આપણું પાગરણ જ એટલું લાંબુ રાખવું કે જેથી પગ લંબાવીને છેક સીધા થાય ત્યાં સુધી બહાર નીકળે જ, નહિ. પગને ખેંચીને તો લાંબા નથી જ કરાતા ને! પણ આ પાગરણ આપણે પાથરવાનું છે. આપણું બજેટ આપણે નક્કી કરવાનું હોય છે. આવક કરતાં બજેટ વધવું ન જોઈએ, એ પૈસા બચાવવાનું આપણા હાથમાં છે.

આપણે કોઈ પણ ચીજ વિના ચલાવી લેવું કે કંજૂસાઈપૂર્વક રહેવું એમ કહેવાનો આશય નથી. પણ નાની નાની વાતમાં આપણે ખૂબ જ ચીવટ રાખવી જોઈએ. કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય એ કહેવત વિષે આપણે ઠરીને વિચારીએ તો આપણી ઉડાઉવૃત્તિમાં ઠીક ઠીક કાબૂ લાવી શકાય.

હવે આપણે જોઈએ કે કોઈ પણ વ્યક્તિ ઉડાઉ કેવી રીતે થાય છે? વિધિએ તેને માટે નાનપણથી જ ઉડાઉ બનવાનું નક્કી કર્યું હશે? શું કોઈ કુદરતી પરિબળ તેને તેમ થવા પ્રેરતું હશે? ના, ના, એવું કશું જ નથી. કોઈ પણ વ્યક્તિ—એ બાળક હોય છે ત્યારથી તેની જવાબદારી બીજા ઉપર હોય છે. અને તે બીજા એટલે ઘરના—કુટુંબના વડીલો. બાળકને કેળવણી, સંસ્કાર, અને સદ્‌ગુણો જેટલાં માતા-પિતા કે કોઈ મોટા કુટુંબના ઘરડાં દાદા-દાદી પાસેથી મળે છે તે કોઈ પણ શાળામાંથી તો નથી જ મળતાં. આપણે ઘણીવાર કહીએ છીએ કે બાળકને આપણાથી નથી સચવાતું—આ તો માથાભારે બાળક છે તો એને કોઈ છાત્રાલયમાં મૂકી દો. પરંતુ બાળક છાત્રાલય પાસેથી જેટલું શીખે છે તેનાથી વધુ તેના માબાપ પાસેથી શીખે છે. બાળકનું કુમળું માનસ સંસ્કારની મોટી છાપ તરત ગ્રહણ કરી લે છે. બાળકના જન્મ પછીના શરૂઆતનાં વર્ષો ખૂબ કિંમતી હોય છે. તે સમયમાં તેઓ ખૂબ જલદી ગ્રહણ કરી લે છે અને એ સંસ્કાર ચિરંજીવ હોય છે. તેથી જ સંપ, સુલેહ, સદ્‌ભાવ અને સંસ્કારથી ઓપતું કોઈ પણ કુટુંબ બાળકના ભાવિને નચિંત કરી દે છે. તે કુટુંબમાં ઉછરેલું બાળક સંસ્કારની ઊંડી છાપ ક્યારેય ભૂંસી નહિ શકે. અને તેનું ભાવિ પણ સુપંથે જ દોરાશે. તેના માર્ગમાં કાંટા પથરાયા હશે તોપણ તે અવળા રસ્તે નહિ દોરાય અને કાંટાને દૂર કરવા પ્રયત્નશીલ થશે.

હવે બીજો પ્રશ્ન એ થાય છે કે જેને ઘેર વૈભવ હોય તેનું જ બાળક આવું ઉડાઉ થઈ જાય છે? ના, એવું પણ નથી હોતું. વૈભવ એક જ વસ્તુ એવી નથી કે જેથી બાળક ખરાબ થાય. પરંતુ એની પાછળ કઈ જાતનાં પરિબળો કામ કરી રહ્યાં છે તે ઉપર વધુ આધાર રખાય છે. એવા પણ દાખલા છે કે વૈભવમાં રાચેલું બાળક પણ સંસ્કારવાળું થાય છે અને કુળની પ્રતિષ્ઠાને દીપાવે છે. અને એવા કેટલાય ગરીબનાં બાળકો મહત્તાનાં શિખરોનાં શિખરો સર કરી જાય છે! અને ક્યારેક ઉપરના દાખલા મુજબ ધનિકનું ધનોતપનોત પણ નીકળી જાય છે. મારી એક ધનિક બેનપણીનો દાખલો આપવાનું મન તો એટલા માટે થાય છે કે તે સાદા જીવન અને ઉચ્ચ વિચારનું જીવંત ઉદાહરણ છે. સંસ્કારી અને શ્રીમંત માતપિતાની પુત્રી હોવા ઉપરાંત લગ્ન પછી પણ જે જાતના અદ્યતન વાતાવરણવાળા ધનિકને ઘેર આવી છે ત્યાં તો તે ગુંગળાઈ જ જાય. પણ તેનામાં ઉચ્ચ સંસ્કારો રેડાયેલા છે તે જ તેને ખોટા મોજશોખ અને દેખાવ-ડોળમાંથી મુક્ત રાખે છે. તેના પિતાને ત્યાં બધી જ જાતની સગવડ હતી, એવા ઉડાઉ મિત્રોની સોબતે પણ તેને ડગાવવામાં બાકી નહોતી રાખી. એની મશ્કરી કરવામાં કોઈ બાકી ન રાખતા પણ તે ન જ ચળી. કારણ એના બાળપણના સંસ્કાર મજબૂત ઘર કરીને બેઠા હતા તેને તે કેમ ભૂસે? એ સંસ્કારને કારણે બહારના

વાતાવરણની તેને અસર ન થઈ.

આજની આપણી મોટા ભાગની નવી પેઢીમાં જે રોગ—તેને 'રોગ' જ કહેવાય—પેસી ગયો છે કે આપણી સગવડ હોય કે ન હોય પણ બહારની ટાપટીપ તો અમુક જોઈએ જ, તેમાં ફિલ્મી દુનિયાનું આંધળું અનુકરણ પણ રહ્યું છે અને આપણી ઉછરતી પેઢીમાંથી ઊંડી વિચારશક્તિ પણ ઓછી થયેલી દેખાય છે. ઘરનો, કુટુંબનો અને પોતાનો વિચાર કરવા જ કોઈ તત્પર નથી થતું હોતું. બહારની ટાપટીપ પાછળ જે આંધળાં અનુકરણો થઈ રહ્યાં છે તે આપણા સમાજનું એક મોટું દૂષણ ગણાવું જોઈએ. યુવતીઓમાં સૌંદર્યભાવના સાથે સાદગીને બદલે છેલપણું—અને સગવડ ન હોય તો ય ખરચાળપણું પ્રવેશી ગયું છે તે ભારે ખતરનાક છે. યુવાનોના ઉડાઉપણા વિશે તો જાણે કંઈ કહેવાય જ નહિ એટલી હદ સુધી તે વધી ગયેલું છે. ઉચ્ચ વિચાર અને સાદું જીવન એ ભલે પશ્ચિમનું સૂત્ર હોય પણ આપણી સંસ્કૃતિ તે સંસ્કારના ઉચ્ચારણ વિના પણ આચરતી આવી છે તે આપણે ભૂલવું ન જોઈએ.

જીવનમાં અસંતોષ પણ ઘણીવાર માનવીને બહેકાવી મૂકે છે. એવે વખતે જો સમયસૂચકતા નથી જળવાતી તો જીવ્યું નિરર્થક બને છે. અને ઉડાઉપણાને નોતરે છે. આમ સંજોગો, વૈભવ, અસંતોષ અને કીર્તિનો ખોટો મોહ ઘણીવાર ઉડાઉપણાની જાળમાં ફસાવે છે. અને તે એવું તો મીઠું લાગે છે કે ખત્તા ખાધા વગર એમાંથી છૂટવાનું મન પણ થતું નથી. ગજા ઉપરાંતનું કોઈ પણ કાર્ય કરવા પાછળ વ્યર્થ સમય કે પૈસો વાપરવો તે જ ઉડાઉપણું. આપણી પાસે હોય, આપણામાં આવડત હોય તેટલામાં જ આપણે રહેતા શીખવું જોઈએ. આપણી જિંદગીની જરૂરિયાતોનું ભાન પણ આપણને હોવું જોઈએ. કોઈની દેખાદેખીથી કે કુથલી કરવાથી આપણું સારું નથી જ થવાનું, એથી તો આપણે ઉડાઉમાં જ ખપવાનાં*.

*અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી.



'મીનપિયાસી'

## પીંપળને પાંદડે

પીંપળને પાંદડે, પીંપળને પાંદડે,
ચાંદની ચળાય રે, પીંપળને પાંદડે,
ઝીલો ઝીલોને કોઈ, અમરત ઢોળાય રે—
પીંપળને પાંદડે.

ઊંચેરા આભમાં, તારલિયા ટમ્મકે,
પીંપળને પાંદડે, ચાંદરડાં ચમ્મકે.
રૂમઝુમતી રાતના....ઝાંઝરના તાલમાં,
બંસીના સૂર દૂર, આછેરા વાય રે—
પીંપળને પાંદડે, ચાંદની ચળાય રે.

છાંયે અદીઠ કોઈ, છાનું છુપાય છે,
આવીને કાનમાં કૈં કૈં કહી જાય છે,
દેખું સુણું ન તો ય, હૈયું હરખાય છે,
પામી શકું ન તો ય પ્રાણે પરખાય રે—
પીંપળને પાંદડે, ચાંદની ચળાય રે.
પાંદડીએ પાંદડીના, પડછાયે ચાંદની,
આંગળીઓથી પૂરે, રંગોળી શામળી.
ઊગીને આથમે....ચાંદલિયો ત્યાં લગી,
પલપલમાં પલટાતી જાય રે—
પીંપળને પાંદડે ચાંદની ચળાય રે.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# આપણી પરદેશી બદકો

શિયાળો હજુ તો પૂરો પણ નથી થયો અને નળસરોવરનું કુદરતી સૌંદર્ય આપણાં છાપાંઓએ જાહેર કર્યું છે તે તાજું જ છે ત્યારે તેનાં ઉલ્લેખ સાથેનો આ લેખ આપણા તદ્વિષયક અનુભવી લેખક પાસેથી મળે છે તે આવકાર્ય છે......

આગળ આપણે જે બદકો જોઈ ગયા તેઓ બધી દેશી બદકો છે જ્યારે હવે આપણે આગળ જોઈશું તે બધી બદકો આપણે ત્યાં શિયાળો ગાળવા પરદેશથી આવે છે. આવી અને બીજી બદકો તથા બીજાં જળચરો દેશી અને પરદેશીઓનું મોટું ધામ છે તે આપણે નળકાંઠો અથવા નળસરોવર. આ ચોટીલા ડુંગરની આસપાસથી નીકળતા વઢવાણ અને લીંબડીના ભોગાવા તે બન્ને શહેરને ઘસાઈને કચ્છના રણ અને ખંભાતના અખાતના પુરાણમાં જઈ મળે છે.

આ ભોગાવા પોતાની મજલ પૂરી કરે છે તે પહેલાં તેઓ દરીઆના ગાળ અને રેતીના પુરાણમાં પથરાઈને મોટું સરોવર બને છે. આ સરોવરનું પાણી જો કે ચોમાસામાં ભેગું થઈ રહેલું હોય છે છતાં ખારવાળી માટીને અંગે તે ખારૂં બની જાય છે. નળ સરોવરનો વિસ્તાર લીંબડીની હદથી શરૂ થઈ અમદાવાદ વિરમગામ વચ્ચે લગભગ ૩૬ ચોરસ માઈલમાં છે. અને ઊંડાઈ બે ફીટથી માંડીને ચારથી છ ફીટ સુધી થાય છે, એમ ધારવામાં આવે છે. આટલાં છીછરાં પાણી હોવાથી તેમાં પાણીમાં ઊગતી વનસ્પતિ બહુ સહેલાઈથી ઊગી નીકળે છે. આ કારણને લઈ આપણે ત્યાં શિયાળો ગાળવા આવતાં પંખીઓમાં ખાસ કરીને જળચરોની બહુ મોટી સંખ્યા અહીં ઊતરી પડે છે. તેમાં વળી તેઓને કુદરત પૂરતું રક્ષણ આપે છે. તેમાં ત્યાં શિકાર કરવાની બંધીએ વળી વધારે અનુકૂળતા કરી આપી છે—જો કે શિકારબાજોને અંદર જવામાં પૂરી તકલીફ થાય છે એટલે તેઓ લાંબે સુધી અંદર જઈ શકતા નથી.

આપણા શિયાળુ મહેમાન પંખીઓને વિસામો લેવા નળ સરોવરમાં નાના નાના ટાપુઓ આવેલા છે. જેની સંખ્યા લગભગ ૩૦૦ જેટલી થાય છે. પાણી બહુ ઊંડું નહિ રક્ષણ અને આહારની વિપુલતા અને આરામ માટે ટાપુઓ આ બધી વસ્તુઓનો એક સામટો સુમેળ થવાથી ઉત્તરમાં તીબેટ, હિમાલય, સાઈબીરિયા, આફ્રિકા અને દક્ષિણમાં ઓસ્ટ્રેલિયાથી ઊડી આવતાં પંખી આ સરોવરમાં વસીને શિયાળો અહીં વિતાવી પાછાં ઉનાળામાં પોતાના દેશમાં બચ્ચાં ઉછેરવા ચાલ્યાં જાય છે.

રાજ્યો હતાં ત્યારે તો નળસરોવર ગ્રીણો શિકાર રમવાની એક સરસ જગ્યા હતી. તેમાં ખાસ કરીને બદક અને કુંજ માટેનો શિકાર ત્યાં ગોઠવવામાં આવતો હતો. હવે આપણી સરકારે આવાં મહેમાન પંખીઓને રક્ષણ આપવા પ્રબંધ કરવા વિચારણા કરવાની વ્યવસ્થા કરી છે એથી કયા પંખી–પ્રેમીને આનંદ ન થાય ?

શિયાળામાં એટલે નવેમ્બરથી માર્ચ માસ સુધી અહીં પાણી એટલું રહે છે કે તેમાં નાની હોડીઓમાં બેસી સફર કરતાં પંખીમેળો માણવામાં અનેરો આનંદ સાંપડશે. આવા પ્રકારની સગવડ કાશ્મીરમાં મન્છાર સરોવરમાં છે તેનો સ્વાદ લેખકે લીધો છે. ત્યાં આગળ પક્ષી વિદ્યાના અભ્યાસીઓ નોટબુક કે કેમેરા સાથે નાવમાં ફરે છે અને સરોવરમાં પંખીઓની છબી લેવાનો આનંદ માણે છે. એવી જ રીતે આ સહેજ ખારા પાણીવાળા સરોવરમાં તેમાં થાય એવી ફૂલવાળી વનસ્પતિને ઊગાડવા માટે ધ્યાન રાખવામાં આવે અને તેની કાળજી રાખવામાં આવે તો આ નળસરોવરની નૈસર્ગિક શોભા કાંઈ જેવી તેવી ન બને. અને દેશી તથા પરદેશી પક્ષી અભ્યાસીઓને માટે આપણે ત્યાં એક વિહંગભારતી થઈ જાય.

નળસરોવરની આ શોભા શિયાળો પુરતી જ છે એટલે એ સમયે ત્યાં પરદેશી અને દેશી પંખીની સંખ્યા ગણી ગણાય નહિ એટલી હોય છે. આપણે





હવે જોઈશું તે તમામ પરદેશી બતકો અહીં હજારોની સંખ્યામાં ઊતરી પડે છે. તેમાં જ્યારે આ પંખીઓને એમ જણાય કે તેઓની શાન્તિમાં કોઈ વિક્ષેપ નાખતું નથી. આહારની વિપુલતા અને રક્ષણ તથા આરામ માટે પૂરતી સગવડ આ પંખીઓને ત્યાંથી નાસી જવા દેતી નથી. આ માટે સૌથી પહેલો પ્રબંધ બંદૂક ઉપર પ્રતિબંધ કરવો એ છે. કારણ કે એક બે મોટા ધડાકા એટલે પંખીની શાન્તિમાં ફફડાટ અને તેઓ ત્યાંથી નાસવા લાગે પણ જો તેઓને એમ સમજાય કે અહીં કોઈ તેઓનું નામ લેતું નથી તો તે સંખ્યામાં વધારો થયા કરે છે અને આપણને તેઓની નજીકથી અવલોકન કરવા દેવાય. તેઓમાં ગભરાટ થતો નથી.

## નીલશીર બતક

આ બતકનું કદ આપણી ગામડી બતક જેટલું હોય છે. નરનું માથું ચળકતા નીલમ રંગનું હોય છે. આ રંગ અડધી ગરદન સુધી આવે છે. પછી એક ધોળો કાંઠલો પડે છે. તેની નીચેથી છાતી ઘેરી સુરંગ રંગની થાય છે. ઉપલી પીઠમાં કથ્થાઈ અને ધોળી ઝીણી લીટીનું ચિત્રામણ આવે છે. ખભા આછા સુરંગ હોય છે. વચલી પીઠ ઘેરી કથ્થાઈ, કડ અને પૂંછડીની નીચે અને ઉપર કાળો રંગ આવે છે. જેમાં જાંબુડીયા અથવા લીલી ઝાંય વરતાય છે. પાંખો કથ્થાઈ અને તેની વચ્ચે આવતો ડાઘ ચળકતો ભૂરો જાંબુડીયો જેની ફરતી ધોળી કિનારી ફરતી કાળી કોર આવે છે. પૂંછડી રાખોડી ધોળા રંગની જેમાં વચ્ચેનાં ચાર પીંછાં કાળા રંગનાં પણ તેમાં ભૂરા લીલા રંગનો ઓપ જણાય છે. તેની પૂંછડી ઉપર આંકડીયા જેવાં પીંછાં આવે છે જે આંકડીયો આ બતક ઓળખવા જોવો જોઈએ. જો કે માદાને આ આંકડીયો આવતો નથી. નરનું પેટાળ રાખોડી અને ધોળા રંગની લીટીઓવાળું હોય છે. જ્યારે માદાનો સામાન્ય રંગ કથ્થાઈ પણ તેમાં કાળી અને આછી પીળી લીટીઓ આવે છે. માથાની બાજુનો રંગ તાલકાના રંગ કરતાં ઝાંખો રહે છે. અને આંખો ઉપર ઘેરી લીટી ચાલી જાય છે. પેટાળમાં આછો પીળો રંગ અને દરેક પીંછાંની વચ્ચે કાળું ટપકું રહે છે. ઉપલી છાતી વધારે કથ્થાઈ, પૂંછી કથ્થાઈ રંગની પણ અંદર સફેદ પડતી પીળા રંગની કિનારીવાળી હોય છે.

આંખો કથ્થાઈ, ચંચ લીલાશ પડતી પીળી અને છેડો કાળો હોય છે. માદામાં આ રંગ ઝાંખો પીળો જણાય છે. અને પગો નારંગી રાતા રંગના હોય છે.

નીલશીર બતક પોતાનું કુટુંબ જૂન માસમાં ઉછેરીને નર, માદાના રંગને મળતો થઈ જાય છે. પણ સપ્ટેમ્બર માસમાં તે પાછો ફરી વખત પોતાને બદલીને ઉપર બતાવ્યો છે તે રંગનો થઈ જાય છે. આવા રંગ વગરના નરને અંગ્રેજીમાં 'Eclips' ઈકલીપ્સ કહેવાય છે. માત્ર ટીલીવાળી બતક સિવાયની જે બતકોના નરો પાકા ચળકતા રંગના હોય છે તે તમામને બચ્ચાં ઉછેરીને જે કુરીજ આવે છે તેને ઉપર કહ્યા પ્રમાણેનું ઈકલીપ્સ નામ આપવામાં આવે છે.

જંગલી બતકોમાં સામાન્ય રીતે જાણીતી આ નીલશીર બતક છે. આ બતક લગભગ આખી દુનિયામાં થાય છે. અને ભારતની હદમાં તે પોતાનાં બચ્ચાં કાશ્મીરમાં ઉછેરે છે. અને શિયાળો ગાળવા આપણા દેશમાં આવી પહોંચે છે. અને ડિસેમ્બરથી ફેબ્રુઆરી માસના ગાળામાં તેઓ વધારે પ્રમાણમાં આપણા જોવામાં આવે છે.

સૌરાષ્ટ્રમાં તેઓની મોટી સંખ્યા આવતી નથી. ઘણે ભાગે તે ક્ષારવાળું પાણી વસવા માટે વધારે પસંદ કરે છે. એ ઉપરાન્ત તેમાં પાન અને છોયા પણ હોવા જરૂરી છે. એટલે પાનનો ઘાટો ઉગાવો હોય એવી નદીઓ, વહેળા, સરોવર, તળાવ અને પાણી ભરાએલા ખાડામાં તેઓ દેખાય છે. તેઓની થોડી સંખ્યા પણ આપણે ત્યાં આવે છે એમાં શંકા નથી, પણ ભાગ્યે જ જોવામાં આવે છે.

નીલશીરનો સ્વભાવ એકાન્તને વધારે પસંદ કરે છે.

એથી પણ તેઓ જોવામાં મુશ્કેલી ઊભી કરે છે. વળી ખારા પાણીની પસંદગી કરતી હોવાથી દરીઆ• કાંઠા પાસેના પાનથી ભરપૂર થઈ ગયેલા ખાડામાંથી લગભગ ડઝન દોઢ ડઝન આ જાતની બદકો ઊડી હતી.

આ બદક તેજ ઉડાનની ગણાય છે એથી ઝડપથી પાંખો વીંઝે છે એટલે બીજી બદકો કરતાં ઊડવાની તેમની ગતિ જરાય ઓછી કહી શકાય નહિ.

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં તેઓ શિયાળો ગાળવા જરૂર આવે છે. જે વખતે પોતાના આહારમાં લીલી પાણીમાં ઊગતી વનસ્પતિ અને તેનાં બીયાં એ ઉપરાન્ત તેમાં થતી જીવાત, દેડકાં અને દાણા લે છે. તેઓનો ચરવાનો સમય વહેલી સવાર અને મોડી સાંજનો છે. અને બપોર વચાળ પાનમાં સંતાઈને આરામ કરે છે.

આપણી ગામડી બદકોનો વંશવેલો આ નીલશીર બદકમાંથી ઊતરી આવ્યો છે. અંગ્રેજીમાં નીલશીર બદકને The mallard અથવા Wild Duck કહે [illegible] અને વિજ્ઞાનિકોએ તેને Anas platyrhychos [illegible]) નામ આપ્યું છે.

## લુહાર બદક

આ બદકનું કદ નીલશીર અને નાની બદકની વચ્ચે આવે છે. લુહાર બદકના નરનો રંગ સામાન્ય રીતે કાળો રાખોડી છે અને પાંખમાં સુરંગ રંગનું ધાબું આવે છે. જેથી ધોળો ડાઘો પડે છે. છાતી કાળા રાખોડી રંગની અને દરેક પીંછાંની કોરે અર્ધચન્દ્રાકાર કિનારી રહે છે. ઉપરના ભાગમાં જે બારીક લીટીઓ રહે છે તે પણ કાળી રાખોડી હોય છે. પેટનો ભાગ સફેદ, પુંછડી કાળા રંગની પણ બહારનાં છેડાનાં પીંછાં આછાં પીળા રંગનાં હોય છે. ચાંચનો રંગ કાળો, પગો ઝાંખા નારંગી રંગના રહે છે. માદાનો રંગ કથ્થાઈમાં કાળા રંગના મિશ્રણવાળો, અને તે ઉપરના ભાગમાં આવે છે. પેટાળ અને પડખાં ધોળા રંગના જેમાં ઘેરાં કથ્થાઈ તલકાં આવે છે. તેની ચાંચ કાળા રંગ સાથેના ઝાંખા નારંગી રંગના મિશ્રણવાળી હોય છે. આ માદા બદક બધી રીતે નીલશીરની માદાને મળતી આવે છે પણ પાંખમાં ધોળા ધાબાંથી વરતાઈ આવે છે, અને પગો પણ નારંગી પીળા રંગના રહે છે. જ્યારે નીલશીરની માદાના પગો નારંગી રાતા હોય છે. અને અવાજ પણ સરખો કાઢે છે છતાં તેમાં તીક્ષ્ણતા વધારે જણાય છે.

લુહાર બદક આપણે ત્યાં શિયાળામાં ઘણી મોટી સંખ્યામાં ઊતરી પડે છે. એટલે તે સામાન્ય રીતે દેખાય છે. છતાં તેઓની આવકમાં વધારો ઘટાડો થયા કરે છે. કોઈ વરસમાં તેની સખ્યા મોટા પ્રમાણમાં હોય છે તો કોઈ વરસમાં ઓછી માલૂમ પડે છે. ઉડાનમાં તેઓ ઘણી તેજ છે અને જ્યારે ઊડતી ઊડતી આપણા માથા ઉપરથી પસાર થાય છે ત્યારે તેની પાંખનો સુસવાટો આપણા સાંભળવામાં આવે છે. આનું એક કારણ એ માલૂમ પડયું છે કે તેની પાંખો નીલશીર કરતાં વધારે અણીદાર છે. અને તેનું ધમવું પણ બહુ ત્વરીત ગતિથી કરે છે. આ બદક આપણે ત્યાં ઘણી વહેલી આવી પહોંચ્યાના દાખલા જડી રહે છે.

આ જળચર શીતવૃતની નીચે અને દક્ષિણ યુરોપમાં અને ઉત્તર આફ્રિકામાં બચ્ચાં ઉછેરે છે અને તે પ્રકૃતિની ફરજ બજાવી તેઓ શિયાળામાં આપણે ત્યાં ચાલી આવે છે.

બીજી બદકો જે આહાર પાણીની સપાટી ઉપરથી કરે છે. તે તમામ જાતનો આહાર આ લુહાર બદકનો છે. પણ પોતાનો આહાર શોધવા ડુબકી મારતી ક્યારેય જોવામાં આવી નથી.

લુહાર બદકને અંગ્રેજીમાં The gadwall કહેવાય છે. જ્યારે Anas strepera (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## પીયાસણા બદક

લુહાર બદકના કદને મળતી આવતી આ પીયાસણા



બદકના નરનો રંગ કપાળ અને માથાની વચ્ચે આવતી સેંથી આછી પીળી, માથું અને ગરદન ઈંટીયા પીળા રંગનાં, પડખાં અને પીઠ ઝીણી રાખોડી માટીના પીળા રંગની લીટીઓ વાળી, પેટાળ ધોળું, પૂંછડી અને તેની ઉપરનાં પીંછાં કાળાશ પડતાં ધોળી કિનારીવાળાં, પાંખો કથ્થાઈ અને પાંખ વચ્ચે ચળકતો લીલો ડાઘ હોય છે. પીયાસણા બદક તેની ચાંચનો રંગ ભૂરો અને છેડો કાળો હોય છે વળી તેનો વળાં કંઈક ઊંચો જાય છે. અને પગો કાળા રંગે હોય છે. માદા તદ્દન કથ્થાઈ રંગની છાતી પણ એક સરખા રંગની માત્ર તેના રંગમાં સહેજ રાતી ઝાંય જોવામાં આવે છે.

આ બદક પણ આપણે ત્યાં યાયાવર બદકો આવે છે તેમાંની એક છે. તેઓ કાં તો જોડીમાં અથવા આઠ-દશની ટુકડીમાં દેખાય છે. તેઓની પસંદગી ચોખ્ખા પાણીની છે. અને બેઠકમાં પણ તે પાણીની સપાટીથી ઊંચે બેસતી જોવામાં આવે છે અને પોતાના માથાને અંદર દબાવીને તરે છે.

ઉત્તર યુરોપ અને એશિયામાં બચ્ચાં ઉછેરી શિયાળો આપણી વચ્ચે પસાર કરે છે. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં તેઓ ચોક્કસ જણાય છે. અને આહારમાં બીજી બદકને મળતો આહાર લે છે.

અંગ્રેજીમાં પીયાસણા બદકને The wigeon અને Anas pene lope (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે..

### સુરખાબ

સુરખાબ બદક આપણી ગામડી બદકના કદ જેટલી ખરી. તેનો એક સરખો રાતો પીળો રંગ તેઓની ઓળખાણ તરત જ કરી આપે છે. આવા પ્રકારના રંગને લઈ તેઓ ઘણે છેટેથી વરતાઈ આવે છે. આંખો, ચાંચ અને પગ કાળા રંગનાં, પાંખમાં આવતો ધોળો ડાઘ ચોખ્ખો જોવામાં આવે છે. પાંખના ઊડાનનાં શાંના પીંછાં કાળા રંગનાં અને પૂંછડી ઉપરનાં પીછાં કાળાં અને પૂંછડી પણ કાળા રંગની આવે છે. જે બધો રંગ તેઓ ઊડે ત્યારે માલુમ પડે છે. નર વધારે ઘેરા રંગનો હોય છે તે ઉપરાન્ત તેના ગળામાં કાળો કાંઠલો આવે છે. ક્યારેક આ કંઠલાનો અભાવ પણ જોવામાં આવે છે. તેનો અવાજ બહુ દૂરથી સાંભળવામાં આવે છે અને એક વખત સાંભળી લીધા પછી ભુલાતો નથી.

આ બદકને બ્રાહ્મણી બદક પણ કહેવામાં આવે છે. આપણે ત્યાં તેઓ ઑકટોબર માસમાં આવી જાય છે. અને માર્ચ ને મોડામાં મોડી એપ્રિલ માસમાં અહીંથી ચાલી જાય છે. સુરખાબની ખાસિયત ઉડાનમાં હોય ત્યારે અવાજ કરતાં ઊડવાની છે. ને તે ‘કરરર કરરર’ જેવો સાંભળવામાં આવે છે અને ચેતવણી તરીકે ‘કોન્હોક કોન્હોક’ જેવો અવાજ પણ કરે છે. તેનું પાંખનું ધમવું બીજી બદક કરતાં ઘણું ધીરું જોવામાં આવે છે. છતાં ગતિમાં તે પાછી પડતી જણાતી નથી. જ્યારે તેઓની જોડી ઊડતી જોવામાં આવે છે ત્યારે સામાન્ય રીતે તેમાં નર મોખરે હોય છે. આ સુરખાબ ઉત્તરમાંથી ચાલીશ પચાસની ટુકડીમાં ઊતરી પડે છે ને ત્યાર પછી જોડીઓમાં વસે છે. તેનો વસવાટ નદી સરોવર અને દરિયાની ખાડી ઉપર છે. તેનો પક્ષપાત ખારા પાણીના ગીલા ઉપર ખાસ છે. સુરખાબ સ્વભાવે બહુ વહેમી બદક છે. એટલે તેઓ પાસે આવવા દેતી નથી. પણ જ્યાં કનડાતી ન હોય ત્યાં થોડું વધારે ધીરી જાય છે. શિકારી કોણ છે અને વટેમાર્ગુ કોણ છે તેનું ભાન તેઓ પોતાની સહજ બુદ્ધિથી કરી લે છે એવું આપણને જણાય છે. નજરમાં બહુ તીવ્ર છે એટલે વહેમવાળી વસ્તુને છેટેથી જ જોઈ લે છે.

આ સુરખાબ જ્યારે પોતાના વતન તરફ પાછી જવાની થાય છે ત્યારે, એટલે માર્ચ માસમાં તેઓની બહુ મોટી સંખ્યા એક જ જગ્યાએ ભેગી થાય છે. મેં પોતે ભેરી નામના બાજને તેની ઉપર છોડતાં જોયું છે ને જ્યારે તે બાજની તેને ખબર પડી જાય છે પછી તેની ગતિ ઘણી ત્વરિત બની જાય છે અને જો પાણી સુધી પહોંચી જાય તો ધબ દઈ ને પાણીમાં



પડતું મૂકી દે છે પછી તેનો હિંમતપૂર્વક સામનો કરે છે. એ સામનો કરતાં તેઓ પોતાના પંજામાં સપડાવા સફળ થયું તો તે પકડ છોડવવા માટે તે પાંખથી કુસ્તી કરે છે. પાંખમાં તેને બચાવ માટે એક કાંટો રહે છે. જંગલમાં તો કોઈ શિકારી પંખી તેની ઉપર હુમલો કરવા પ્રેરાતું જ નથી.

આ પ્રકારની શક્તિ હોવાને કારણે સુરખાબ દિવસે ને રાતે નિર્ભય રીતે મુસાફરી કરી શકે છે. સામાન્ય રીતે આપણે તો આ બદકને પાણીકાંઠે ચરતાં જોઈએ કે પાણી ઉપર બેસીને આરામ કરતાં નજરે ચડે છે અથવા તો કોઈ વખત ઊંધે માથે થઈ ખોરાક શોધતાં જોઈએ છીએ.

દક્ષિણ યુરોપ એશિયા માઈનરથી હિમાલય અને ટીબેટ સુધી તેઓ પથરાયેલી છે. જેમાં કેટલીક કાશ્મીર ને ટીબેટમાં પ્રજોત્પત્તિ પણ કરે છે અને શિયાળો ગાળવા આપણી વચ્ચે આવી જાય છે અને હોળી તાપી ચાલી જાય છે.

આહારમાં તેઓ વધારે લીલનો ઉપયોગ કરે છે. તે ઉપરાન્ત જીવાત, દાણા, ને લીલી ધરો પણ ખૂબ ખાય છે. તેનો ચરવાનો સમય વહેલી સવાર ને મોડી સાંજ છે અને કેટલીક વખત અજવાળી રાતમાં પણ ચરવા નીકળી પડે છે. પેટ ભરીને પછી તેઓની ખાસીયત રેતીના કાંઠા ઉપર બેસી આરામ કરવાની છે.

સુરખાબને અંગ્રેજીમાં The ruddy sheld–Duck અથવા The brahaminy duck કહે છે જ્યારે Tadorna ferruginea ( pallas ) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

સુરખાબના કુટુંબની એક બીજી બદક આવે છે તેને સફેદ સુરખાબના નામથી ઓળખવામાં આવે છે. આ બદકનો રંગ ઘણો મનમોહક છે પણ સૌરાષ્ટ્રમાં તો તેનું આગમન માત્ર અત્યાર સુધીમાં એક જ વાર નોંધાયું છે. તેનો સામાન્ય રંગ કાળો ને ધોળો ને સુરંગ છે. છાતી ઉપર સુરંગ રંગનો ગલપટ્ટો છે. માથું ને ગરદન ઘેરા લીલા ચળકતાં હોય છે. બાકીનો રંગ સફેદ દૂધ જેવો છે. ચાંચ રાતા રંગની ને પગો ગુલાબી રંગના હોય છે. નરમાદા રંગમાં સરખાં પણ કદમાં માદા નાની અને ચાંચના મૂળ પાસે ઊપડતો ઢેરો નથી રહેતો.

ભારતમાં ઘણે ઠેકાણે આ સફેદ સુરખાબ આવે છે પણ આપણે ત્યાં એક વખત આવી કોઈ રખડુ બદક તરીકે આવી ગણાય.

સફેદ સુરખાબને અંગ્રેજીમાં The sheld duck કહે છે અને Tadorna tadorna (Linn) એનું વિજ્ઞાનિક નામ છે.



'નિશાકર'

## દીઠાં

દવ લાગેલા ડુંગરિયે મેં કેસૂડાં દીઠાં.
લળી લળીને ગીતો ગાતાં,
બળતાં તો યે બળ પાતાં;
હૈયે જીવન છલકાતાં,
નયણે નૂર મદમાતાં;
ઝન્નાબ ખુદાઈ ખાખના મેં ખોળિયે દીઠાં.

ડાળે ડાળે દેવ પ્રગટતા,
રૂવે રૂવે રામ રમંતા,
દુઃખિયારી આ દુનિયા માથે,
શોભા સઘળી એકલ હાથે,
રોપી ઊભા કુદરતણાં મેં સમણાં દીઠાં.
આંઝવાનાં જળથી રમતાં ઝરણાં દીઠાં.



બકુલ ત્રિપાઠી

# વહુની પસંદગી

લગ્નની મોસમ વખતે આપણા જાણીતા નિબંધિકાકારની આ નિબંધિકા પ્રાસંગિક પણ છે. લગ્ન જેવા ગંભીર વિષયને આટલી હળવી રીતે રજૂ કરવા માટે લેખક અભિનંદનને પાત્ર છે. આ લેખ પણ એવો જ હળવો અને વાંચનીય બન્યો છે તે તો વાંચ્યા પછી જ જણાય......

સંસારમાં બે મૂઝવણો મોટી છે. એક તો પરણવું કે ના પરણવું. એ દ્વિધામાં એ મૂઝવણમાં, એ વિચાર કરવામાં એટલા બધા ગુંથાઈ જાય છે કે એમ ને એમ વિચારમાં ને વિચારમાં વર્ષો વીતી જાય છે. એ મોટા થઈ જાય છે. ને પૂરા વિચારને અંતે નક્કી કરે છે કે 'પરણવું તો ખરૂં જ' પણ ત્યારે કોઈ એમને પરણવા તૈયાર નથી હોતું.

માતાઓ નાનપણથી છોકરીઓ માટે એક આદર્શ, એક ધોરણ નક્કી કરી આપે છે. મહાદેવજી જેવો વર મેળવજે દીકરી. મહાદેવજી જેવો એટલે મહાદેવજી જેવો વૈરાગી નહીં હોં, મહાદેવજી જેવો પણ કહ્યાગરો.

પણ છોકરાઓને કોઈ આશીર્વાદમાં કેવી પત્ની પસંદ કરવી એ કહેતું નથી. બહુ બહુ તો ભણીગણીને મોટો પંડિત થજે એમ સૌ કહે છે. પણ પંડિત થઈ ગયા પછી પરણવા અંગે કોઈ કંઈ જ સલાહસૂચના આપી રાખતું નથી. એટલે બિચારો મુંઝાય છે. વિચાર ન કરે તો તો ઠીક. પણ કોને પરણવું અને કોને નહીં એ અંગે જરાક આનાકાની કરવા ગયો તો તરત એને સાંભળવું પડે છે: 'પરણવું એટલે પરણવું, એમાં વળી વિચાર શો કરવાનો? ટપ દઈને પરણી જવાનું.'

એક રીતે આ સલાહ સારી છે. સારી છે એટલું જ નહીં, ઘણી સારી છે. બધાં દુઃખોનું નિવારણ કરી શકે એવી છે. પસંદગીની મૂઝવણમાંથી બચાવી લે એવી છે. ડહાપણભરી છે. પરણવું એટલે પરણવું એમાં વળી વિચાર શો કરવાનો? ટપ દઈને પરણી જવાનું. વિચાર કર્યો તો સમજજો કે ગોળ ગોળ ફર્યા જ કરવાના ચઢયા ચગડોળે.

પહેલાંના કુંવરો જેવા અમે આજના કુંવરો ડાહ્યા નથી રહ્યા તો! અમે અમારી જીવનસંગિની જાતે પસંદ કરીએ છીએ. અને એ કેમ કરવું એ સૂઝતું નથી એટલે મુંઝાઈએ છીએ.

અમારી આગલી પેઢીના મુરબ્બીઓને આ અંગે સુખ હતું. કન્યાની પસંદગીનું કામ એમને માટે એમનાં માબાપ જ કરી આપતાં. લાડકા પુત્રો માટે તો માત્ર પરણવાનું સહેલું—તદ્દન સહેલું—કામ જ બાકી રહેતું.

કોઈ થનાર વરના પિતા વીરુભાઈને થનાર કન્યાનો પિતા ધીરુભાઈ જઈને કહેતો, 'વીરુભાઈ! તમારા દીકરાના જન્માક્ષર લેવા આવ્યો છું.' વીરુભાઈ કહે 'કયા દીકરાના—મોટાના કે નાનાના?' તો કે' તમે જેના ઘો એના. પછી ધીરુભાઈ પૂછતા: 'કઈ કન્યા માટે? તમારે તો ચારેક કન્યાઓ છે ને?' તો ધીરુભાઈ કહેતા: 'ના, છ' 'તો એમાંની કઈ માટે?' 'ઈ ગમે તેના માટે જન્માક્ષર ઘો ને. જેની જોડે મળશે એની જોડે પાકું કરી દેવું.' આમ ગમે તે એક પુત્રના જન્માક્ષર ગમે તે એક પુત્રની જોડે મેળવતા ને અંતે તે પરણી જતાં. ટૂંકમાં વર કે કન્યા એક બીજાને નહીં પણ વરના પિતા અને કન્યાના પિતા એક બીજાને પસંદ કરતા!

પણ નિસાસા સાથે આપણે કહેવું પડે છે કે હવે એ જમાનો નથી રહ્યો. હવે તો પસંદગી કરવાની. આખરી, હંમેશની, અફર અને અનિવાર્ય.

એ પસંદગી કરવી કેવી રીતે!

પહેલાં તો ઉત્સાહી યુવક પોતાના મનમાં એક મૂર્તિ ઘડે છે. ભાવિ પત્નીની, ચિરસંગિનીની, જીવનસહચરીની, સહધર્મચારિણીની મૂર્તિ. એમાં કલ્પનાના કંઈ કંઈ રંગો પૂરે છે. એ કલ્પે છે ઉર્વશીનું સૌંદર્ય અને રાધાનું મૌગ્ધ્ય પાર્વતીની તીતિક્ષા અને સીતાની પ્રેમાળતા, દ્રૌપદીની તેજસ્વિતા, અને ગાર્ગીની બુદ્ધિ-



મત્તા...કલ્પનાઓ કર્યા જ કરે. કર્યા જ કરે.

કોઈ આદર્શવાદી કહે છે ગાતાં આવડવું જોઈએ, મેઘદૂત વાંચતાં આવડવું જોઈએ, નૃત્ય આવડવું જોઈએ, વકતૃત્વ આવડવું જોઈએ. આવડવું જોઈએ, આવડવું જોઈએ. ને બીજો કોઈ વ્યવહારૂ યુવક કહે છે રસોઈ કરતાં આવડવી જોઈએ. કપડાં ધોતાં આવડવું જોઈએ. કપડાંને ઈસ્ત્રી કરતાં આવડવું જોઈએ, શાક લાવતાં આવડવું જોઈએ. શાકમાં મસાલો નાખતાં આવડવું જોઈએ, આવડવું જોઈએ, આવડવું જોઈએ.

તે પછી આ આદર્શો, ખ્યાલો, તરંગોથી સજ્જ થઈ તમે નીકળો છો સહચરીની પ્રાપ્તિ માટે.

મારા એક મિત્ર હતા. એમણે આ અંગે બહુ વિચાર કરેલો. એમણે ત્રીસ પ્રશ્નો બનાવેલા. જેમ શામળની વાર્તામાં સુંદરીઓ કોયડા ઉખાણાં દ્વારા વર પસંદ કરતી એમ એ પણ જે કન્યાને જોવા જતા, એને આ ત્રીસ પ્રશ્નો પૂછતા. દા. ત. તમને ઘર ચલાવવું ગમે ખરૂં? ને તમને મહેમાનો હોય તો ગમે ખરૂં? તમને એમ કહું છું, વાંચનનો શોખ ખરો?...ને પછી એ કેટલાક માનસશાસ્ત્રીય પ્રશ્નો પૂછતા. તમને કયું ફૂલ ગમે, ગુલાબનું કે મોગરાનું? તમને કયું વૃક્ષ ગમે, આસોપાલવનું કે આમલીનું? તમને કયો રંગ ગમે, કેસરી કે લીલો?...આ પ્રશ્નો દ્વારા એમના મત પ્રમાણે એ કન્યાનું માનસ જાણી લેતા. તે પછી વ્યવહારૂ પ્રશ્નો પૂછતા: તમને ચા ગમે કે કોફી, શાકમાં મસાલો ગમે કે નહીં? હીંચકા મોટા ખાવ તો ગમે કે ધીમે ધીમે? પુરુષો ધોતિયું પહેરે એ ગમે કે પેન્ટ પહેરે એ? રોટલીમાં વધારે ઘી ગમે કે ઓછું?

એકવાર મને એ લીસ્ટ બતાવીને કહે, 'બરાબર છે?'

મેં કહ્યું: 'હા.'

તો કહે: 'જુઓ આ ત્રીસ સવાલો છે, દરેકના ત્રણ માર્ક, ૭ સવાલના જવાબ પરથી હું માર્ક ગણું છું. જેના પંચોતેર માર્ક આવશે તેને પરણીશ.'

મેં કહ્યું: 'વિચાર તો સારો છે.'

'પણ એક મુશ્કેલી છે.' એમણે કહ્યું.

'શી?'

'૩૦ સવાલ છે, દરેકના ત્રણ માર્ક એટલે નેવું માર્ક થયા. ને મારે માર્ક આપવા છે ૧૦૦માંથી. તો દસ માર્ક શેના રાખું?'

અમે બહુ વિચાર કર્યો. છેવટે મેં સૂઝવ્યું:

'જુઓ ૩૦ સવાલના ત્રણ ત્રણ એટલે ૯૦ માર્ક તો થયા. બાકી ૧૦ માર્ક શેના રાખવા એ સવાલ છે ખરૂં ને? ૧૦ માર્ક રાખો ઉચ્ચારશુદ્ધિ માટે.'

'શાને માટે!' એ કહે.

'ઉચ્ચારશુદ્ધિ માટે!' મેં કહ્યું, 'અને આગળથી કન્યાને કહી રાખવાનું કે પરીક્ષામાં જેમ સારા અક્ષરના માર્ક રાખે છે તેમ અહીં ૧૦ માર્ક ઉચ્ચારશુદ્ધિના છે.'

એમને એ સૂચના ગમી કે નહીં એ ખબર નથી. પણ એમણે સાતેક કન્યાઓ જોઈ, એમાંથી ચારના માર્ક ૨૫થી ઓછા હતા, બેના ૨૫ ને ૫૦ વચ્ચે હતા, એકના ૭૩ માર્ક હતા. મેં કહ્યું: 'બે ગ્રેસના ઉમેરીને પાસ કરી દો.' અઠવાડિયું વિચાર કરીને એમણે ગ્રેસના બે માર્ક ઉમેરીને કન્યાના પિતાને હા કહેવડાવી, બીજા દિવસે કન્યાએ સામું કહેવડાવ્યું કે 'તમે મને પાસ કરી એ માટે આભાર. પણ મેં તમને નાપાસ કર્યા છે.'

મને લાગે છે કે પત્નીની પસંદગીની મૂઝવણ માટે એક રસ્તો આ છે. બને એટલા વ્યવહારુ બનવું. ડાહ્યા બનવું. આદર્શોને અનુકૂળ પાત્ર પસંદ કરવા, પ્રયત્ન કરવો, હિમ્મતથી ને શ્રદ્ધાથી પ્રયત્ન કરવો, પણ અંતે યાદ રાખવું કે લગ્નજીવનનું સાફલ્ય કોને પરણો છો એમાં છે એથીય વધુ છે તમે પોતે કેવા છો એના પર! પતિ કે પત્નીએ પોતે અંતર્મુખ બનવું, પોતાની આંતરિક ને ખાસ શક્તિઓને પોતાની જાતે પારખવી, જાણવી, ને આત્મસંયમ દ્વારા કેળવવી. અપાર ધીરજ, અપાર

પ્રભુદાસ બી. પટવારી

# વેશ્યાવૃત્તિ–યુગલાંછન

અખિલ ભારત નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘનું છઠ્ઠું અધિવેશન અમદાવાદમાં ગયે મહિને ભરાયું. તે સંસ્થાનો પરિચયાત્મક લેખ ગયા અંકમાં આપેલો. એ અધિવેશન માટે આપણા જાણીતા ધારાશાસ્ત્રીએ તૈયાર કરેલો નિબંધ અહીં મૂક્યો છે...

દૃઢ સામાજિક તથા સાંસ્કૃતિક પાયા પર સ્થપાયેલી ન હોય તેવી લોકશાહી લાંબું ટકી શકે નહિ, તેથી જ સમાજ સમસ્તના હિતને ખાતર અમુક શિસ્તની અપેક્ષા દરેક વ્યક્તિ પાસેથી રહે છે અને સામાજિક સ્થિરતા કે સામાન્ય સુખાકારીના સવાલ આગળ વ્યક્તિસ્વાતંત્ર્યનો વિચાર ગૌણ બને છે. સમાજ અને રાજ્ય બંનેએ આજે એ વાતનો સ્વીકાર કરેલો છે કે વેશ્યાવૃત્તિ વહેલી તકે નાબૂદ થવી જોઈએ અને 'અનિવાર્ય અનિષ્ટ'ના ઓઠા હેઠળ કે 'વ્યવસાય-સ્વાતંત્ર્ય' ને નામે કે એવા બીજા કોઈ બહાના નીચે હવે તેને વધુ વખત ચલાવી લેવાય નહિ.

વેશ્યાવૃત્તિનો ભયંકર ચેપ આજે દુનિયાભરનામાં ઠેર ઠેર ફેલાયો છે. આજના યુગને માટે એ એક લાંછનરૂપ અને મહાન શાપ સમાન છે. પ્રજાનાં સ્વાસ્થ્ય, સુખ તથા ગૌરવની ખરાબી વાટે તેના ગંભીર પ્રત્યાઘાતો સમાજ પર પડતા હોઈ રાષ્ટ્રના વિકાસ તથા આબાદીને માટે તે ભારે અહિતકર નીવડેલ છે.

બંધારણના નામે આ વ્યવસાયનો બચાવ કરવો તે નરી મૂર્ખાઈ છે, કેમકે માનવવેચાણના સોદા સામે તેમ હરેક પ્રકારના શોષણ સામે બંધારણમાં સ્પષ્ટ મનાઈ ફરમાવાઈ છે.

આ જટિલ પ્રશ્ન સારાય જગતને સ્પર્શે છે છતાં તેના ઉકેલ માટે અન્ય દેશોએ અજમાવેલા ઉપાયોનું અનુકરણ કરીને બેસી રહેવું તે ભારત માટે પૂરતું નહિ ગણાય. આ અધમ વ્યાધિની જડ કાઢવા માટે, સ્થાનિક પરિસ્થિતિ તેમજ અન્ય સંજોગોનો ખ્યાલ કરીને અનુકૂળ એવા આગવા ઉપાયો ભારતે યોજવા જોઈશે.

મોટી સંખ્યાની સ્ત્રીઓને આ અનીતિમય ધંધા પાછળ ધકેલવામાં ગરીબી, અજ્ઞાન, નિરક્ષરતા, જૂના કુરિવાજો અને સામાજિક અન્યાય જેવાં કારણો મહત્ત્વનો ભાગ ભજવે છે. પરંતુ ખાનગી રીતે ચાલતું અનીતિના ધંધાનું પ્રમાણ ભારતમાં ભારે ચોંકાવનારું છે. નિર્દોષ સ્ત્રી–કન્યાઓને ભોગ બનાવીને વિશાળ પાયા પર થતું શોષણ વ્યક્તિ તેમજ સમાજ માટે ભારે ખતરનાક છે હાલના કાયદાથી આ વસ્તુને ડામવાનું કમનસીબે મુશ્કેલ છે. શહેરોમાં તેમ મોટાં ગામોમાં ખાનગી અનીતિધામો ઓછાં નથી. 'ઘરાક' મેળવી આપવાનું કે તેની જરૂરિયાત પૂરી પાડવાનું ખુલ્લેખુલ્લું ચાલે છે. હોટેલો અને અન્ય સ્થળો પણ જાણીતાં હોય છે.

અમદાવાદ શહેરમાં રીતસરનાં વેશ્યાગૃહો નથી. પરંતુ સ્ત્રીઓના વેચાણની પ્રવૃત્તિ સારા પ્રમાણમાં ચાલે છે. વિવિધ કક્ષાની સ્ત્રીઓ વધતા–ઓછા દામથી આજે ગમે ત્યારે મેળવી શકાય છે. 'લગ્નના દલાલો'

---

સહનશીલતા, અપાર હિમ્મત ને શ્રદ્ધા કેળવવાં. શ્રેયને શોધતાં તે જડે ત્યારે ભૂતકાળના ખ્યાલોને ફગાવી દઈ એને અપનાવતાં શીખવું. અને સૌથી વધુ તો ખૂબ ખૂબ આનંદની શક્યતાઓ જિંદગીમાં છે, ખૂબ પ્રસન્નતાથી જિંદગી ભરી ભરી છે ને છે જ. એ શ્રદ્ધા અણુખૂટી રહેવા દેવી એના પર જ છે લગ્નજીવનના સુખનો આધાર. પસંદગીની મૂંઝવણ એ જેટલી પસંદગીની મૂંઝવણ છે એથી વધુ જાતને જાણવાની મૂંઝવણ છે ને કેળવવાની મૂંઝવણ છે. બીજામાં જે જીત્યા એને પહેલામાં બહુ મુશ્કેલી નહિ પડવાની.

[આકાશવાણી 'પ્રસારિકા'માંથી સાભાર]





ઠીક અડ્ડો જમાવીને પડેલા છે, અને વ્યવસ્થિત જાળ મારફત પોતાનો ધીકતો ધંધો તેઓ છડેચોક અને નિર્લજ્જપણે ચલાવે જાય છે. ખાસ કરીને ગામડાં બાજુનાં ને નીચલા થરનાં ગરીબ, અભણ માબાપોને એમની છોકરીઓના વિવાહ ગોઠવી આપવાની લોભામણી લાલચો વડે, આમાં ફસાવવામાં આવે છે, અને એકવાર ફાંસલામાં દાખલ થયેલા માણસને વધુ ને વધુ સપડાવીને એવી નિઃસહાય દશામાં લાવી મુકાય છે કે અંતે કશું મેળવ્યા વિના તે પોતાનું સર્વસ્વ ગુમાવે છે. છોકરીને પણ શરૂશરૂમાં સારી રીતે રાખવામાં આવે છે. નાટક, સિનેમા, પફપાવડર, ફપડાંલત્તાં છબીફોટા અને મોટર–સહેલના માયાવી ભભકભર્યા વાતાવરણ વચ્ચે તેને લપટાવાય છે. ભાવિ પતિના ઓઠા નીચે પરપુરુષ સાથે તે હળતી મળતી થાય છે. અને નીતિ–અનીતિના તમામ ખ્યાલો થોડા વખતમાં ખોઈ બેસે છે. સોબતીઓ એક પછી એક બદલાય છે. ટૂંક સમયમાં તેને સાચી પરિસ્થિતિ સમજાય છે. જો તે પરણે તો પણ દલાલ તેને ઘરસંસાર માંડવા દેતો નથી. ટૂંક મુદ્દતમાં જ તેનું બીજું લગ્ન દલાલ ગોઠવી નાખે છે, અને પછી ત્રીજું, ચોથું...એમ વિષચક્ર ચાલ્યા કરે છે. નીચલા વર્ણની છોકરીઓને ઉચ્ચ કુળની કન્યા તરીકે ઊંચી જ્ઞાતિમાં ભારે મોટી રકમ લઈને પરણાવી દેવાના કિસ્સા પણ ઓછા નથી બનતા. પાછળથી આ છોકરીઓને પાછી ઉપાડી જવામાં આવે છે. ઘરભંગ પતિઓ, ધાકધમકીના ડરથી કે આબરુ જવાની બીકે ઘણું ખરું કોર્ટે ચડવાની હામ ભીડતા નથી ને આવી ભાગૂતી પત્ની સાથે ફરીથી સંસાર માંડવાની ઇચ્છા પણ, પછી બહુ થોડાને રહે છે. પરિણામે મોટા ભાગની સ્ત્રીઓને અર્ધભૂખી હાલતમાં એકથી બીજી પથારીમાં ફેંકાવું પડે છે. નફો દલાલનાં ગજવાં તર કરે છે.

ઊંડી જડ નાખી ચૂકેલા વેશ્યાવૃત્તિના અનિષ્ટને આપણા સમાજમાંથી સદંતર નાબૂદ કરવાનું સહેલ નથી. તે માટે સરકારની મદદ ઉપરાંત શક્તિશાળી લોકમત કેળવવા જોરદાર પ્રયત્નો જુદી જુદી દિશામાંથી સામૂહિક રીતે મક્કમપણે અને નિષ્ઠાપૂર્વક ઉપાડવા જોઈશે.

કાયદાની દૃષ્ટિએ જોતાં, વેશ્યાનો ધંધો સદંતર નાબૂદ કરવાની સરકારની નીતિ સ્પષ્ટ છે, અને એ બદી અટકાવવા માટે કડક શિક્ષાત્મક પગલાં લેવાવા માંડ્યાં છે. આપણી લોકસભાએ તાજેતરમાં પસાર કરેલો આને લગતો છેલ્લો કાયદો—સ્ત્રીઓ તથા કન્યાઓના અનીતિમય વેપારને અટકાવવાનો ધારો, આ દિશામાં એક અગત્યના સીમાચિહ્ન સમાન છે. સમસ્ત દેશ માટે ઘડાયેલો આ જાતનો પહેલવહેલો કાયદો હોઈ સારાય દેશમાં તેનો યોગ્ય સુમેળભર્યો અમલ થશે એવી આશા રહે છે.

આ જાતના કાયદાઓ આપણા દેશના લગભગ પંદર જેટલાં રાજ્યોમાં અગાઉથી હતા જ, પરંતુ કંઈક સરહદ અંગેના પ્રશ્નોને કારણે અને કંઈક કાયદાની પોતાની જ અંદરની અપૂરતી જોગવાઈને પરિણામે તેનો અમલ કરતાં અનાદર જ વિશેષ થતો. આ જૂના કાયદાની ઘણીખરી ક્ષતિઓ તથા નબળાઈઓ હવે નિવારી લેવાઈ છે, અને તેને સ્થાને નવો ચઢિયાતો કાયદો હવે થોડા જ વખતમાં અમલમાં આવશે.

નવા ધારાની ચોથી કલમ વેશ્યાવ્યવસાયની કમાણી પર નભવાના ગુના બદલ બે વરસ સુધીની સજા અને રૂ. ૧૦૦૦) નો દંડ ફરમાવે છે. વેશ્યા પર માલિકી કે વર્ચસ્વ ધરાવનાર દલાલ સહિત તેમના આડતીઆઓનો પણ આમાં સમાવેશ થઈ જાય છે. કાયદામાં વેશ્યાના ધંધા માટે કોઈ પણ સ્ત્રી કે છોકરીને લલચાવવાના કે લઈ જવાના ગુના બદલ એક વરસથી ઓછી નહિ તેવી સજા તેમજ રૂા. ૧૦૦૦)ના દંડની જોગવાઈ છે. સ્ત્રી કે છોકરીની ઉંમર કે સંમતિ સાથે ગુનાને સંબંધ નથી. વેશ્યાગૃહમાં સ્ત્રી કે છોકરીને રાખવા સામે અને જાહેર સ્થળોએ કે તેની આસપાસ વેશ્યાની વૃત્તિ ચાલતી અટકાવવા માટે સારી જોગવાઈ છે.

ઉંમર, ચારિત્ર્ય, પૂર્વઇતિહાસ, સંજોગો વગેરેનો ખ્યાલ કરીને યોગ્ય સજા ફરમાવેલી હોય તેવી સ્ત્રીઓ તથા

કન્યાઓને રાખવા માટે આશ્રયગૃહો ઊભાં કરવાં અંગેની સગવડ પણ કાયદામાં છે. વળી રાજ્ય સરકારનું લાયસન્સ મેળવીને તેમાં જણાવેલી ચોક્કસ શરતોનું પાલન કરવા બંધાય તે સિવાયના બીજા કોઈ આશ્રમ કે આશ્રયગૃહ હવેથી ચાલી શકશે નહિ. અર્ધવેશ્યાગૃહો જેવા અનેક કહેવાતા આશ્રમો ચાલતા હોય છે તે, આને પરિણામે અટકશે.

કાયદાના ઝડપી અમલ માટે ખાસ પોલીસ અધિકારી નીમાશે. આ ખાસ પોલીસદળને મુખ્ય મુખ્ય બાબતોમાં સલાહ આપવા માટે સામાજિક કાર્યકરો અને ખાસ કરીને સ્ત્રી કાર્યકરોની બિનસત્તાવાર સલાહકાર સમિતિ નીમવાની સત્તા સરકારને સોંપવામાં આવી છે.

પોલીસ તપાસ દરમ્યાન મળી આવેલી કે અનીતિના ધામમાંથી છોડાવાયેલી છોકરીઓનો તાબડતોબ કબ્જો લઈ શકાશે. મેજિસ્ટ્રેટ મારફત તેને આશ્રયગૃહમાં રાખી શકાશે. સામાજિક કાર્યકરોની બનેલી એક સમિતિ આ બાબતમાં મેજિસ્ટ્રેટને મદદ કરશે. વેશ્યાગૃહોમાંથી બહાર આવી આશ્રયગૃહમાં આશરો મેળવવા ઇચ્છતી સ્ત્રીઓ માટે ખાસ સગવડો સૂચવાઈ છે.

કાયદાનો હેતુ વહેલો બર આવે તે ખાતર તેમાં વધુ જલદ જોગવાઈઓ રાખવી જોઈતી હતી. દાખલા તરીકે, વ્યક્તિગત રીતે વેશ્યાને ધંધો ચલાવવા સામે પ્રતિબંધ મૂકવો અને પૈસાને સાટે સ્ત્રીનું શરીર ભાડે લેવાનું ગેરકાયદે ઠરાવવું જોઈએ.

આ અનિષ્ટને વધુ ફેલાતું અટકાવવા માટે બીજા કેટલાક કાયદાઓમાં પણ જરૂરી સુધારા વહેલી તકે થવા જોઈએ. બાળલગ્નો હજુ પણ સેંકડોની સંખ્યામાં ચાલુ છે, તેને ડામવાં જોઈએ. માટે એ કાયદો વધુ કડક બનાવવાની જરૂર છે.

કેમકે આવાં લગ્નોને પરિણામે બાળવિધવાઓ કંગાલ તથા અનાથ ત્યકતાઓ વગેરે નવા પ્રશ્નો ઊભા થાય છે. કાયદાના ભંગ માટે સખતમાં સખત સજાની જોગવાઈ રાખવા ઉપરાંત આવાં લગ્નોને ગેરકાયદે તથા નામંજૂર ઠરાવવાં જોઈએ. મુંબઈનો બાળસંરક્ષણ જેવો કાયદો દેશવ્યાપી ધોરણે દાખલ કરવો જોઈએ. બાળગુનેગારોની તપાસ માટેની 'પ્રોબેશન'-અધિકારીઓની પસંદગી તેમજ રીમાન્ડ હોમનું સંચાલન સમાજકલ્યાણની રીતે થવું જરૂરી છે. છૂટાછેડાનો કાયદો પણ કેટલાક ફેરફારો માગી લે છે. લાંબા સમય સુધી પત્નીને તરછોડવામાં આવી હોય ત્યાં સીધા છૂટાછેડા આપવા જોઈએ.

જો કે એકલા કાયદાની ઉપર જ બધો મદાર રાખીને બેસી રહેવાય નહીં. કાયદાની પણ મર્યાદાઓ હોય છે. સમાજને ઘડવામાં કાયદો ગમે તેટલો ઉપયોગી ભાગ ભજવતો હોવા છતાં સાચી જરૂર આજે શક્તિશાળી લોકમત ઊભો કરવાની અને લોકોની દૃષ્ટિમાં ફેરફાર લાવવાની છે. સ્ત્રીઓ તથા પછાતવર્ગ પ્રત્યેના સમાજના વલણમાં બહુ ફેર થયો નથી. સ્ત્રી પર માલિકી ધરાવવી, તેને મારઝૂડ કરવી, બળજબરીથી ઉઠાવી જવી કે મન ફાવે ત્યારે કાઢી મૂકવી તેમ વેચી દેવી તેને પુરુષ પોતાનો અબાધિત અધિકાર સમજે છે.

સમાજના પ્રશ્નો પર જ્ઞાતિની પકડ અને વ્યક્તિનું સ્વાતંત્ર્ય જોખમાય તેમજ સામાજિક પ્રગતિ ગંભીરપણે રૂંધાય તેટલી હદે હોય છે. જ્ઞાતિનાં અનિષ્ટો વહેલી તકે નાબૂદ કરવાની ખાસ જરૂર છે. સ્ત્રી શિક્ષણ માટેની રાષ્ટ્રવ્યાપી ઝુંબેશ તરફ પણ પૂરતું ધ્યાન અપાવું જોઈએ. સ્ત્રીઓના આપઘાતોનું ચોંકાવનારું પ્રમાણ, ઓઝલપડદાની પ્રથાની નાબૂદી, વિધવાઓને સમાજમાં ગૌરવભર્યું સ્થાન આપવાની તેમ તેમનાં પુનર્લગ્નને ઉત્તેજન આપવાની જરૂર આવા બધા આજના કેટલાક વિચારણા માગી લે તેવા મહત્ત્વના પ્રશ્નો છે.

સામાજિક કાર્યકરો તેમજ સંસ્થાઓની જવાબદારી હવે દિવસે દિવસે વધી રહી છે. સમાજની રગેરગમાં ફેલાઈ રહેલા વેશ્યા-વ્યવસાયરૂપી આ ઝેરને જડમૂળથી કાઢી નાખવા માટે હિંમતભર્યાં તથા નિષ્ઠાપૂર્વકના



પ્રયાસો નવેસર અને જોશભેર કરવા જોઈશે. એ એક કમનસીબ બિના છે કે કેટલીક સામાજિક સંસ્થાઓનું સંચાલન શિક્ષિત પણ અસામાજિક તત્ત્વોએ કબજે કરેલ છે. પોતાના પરિણીત સાથીને વિના વાંકે હડસેલી કાં તો તેને છૂટાછેડા આપીને કે તે સિવાય નવા સોબતી સાથે લગ્નદ્વારા કે એમ ને એમ સંસાર માંડનાર સમાજવિરોધી સ્ત્રીપુરુષોને બીજી રીતે ચાહે તેટલાં તેજસ્વી કે શક્તિશાળી હોય તો પણ સામાજિક મોખરા પર બિલકુલ સ્થાન કે મોભો મળવાં જોઈએ નહિ. સામાજિક ઉપદ્રવ કરનારાઓ ડગલે ને પગલે તેમનો દાખલો ટાંકે એ સ્વાભાવિક છે. આવી વ્યક્તિઓ કેટલીક વાર જાણીતા કાર્યકર્તાઓનો ટેકો મેળવવા સફળ થાય છે એ નવાઈ જેવું છે. ટૂંકમાં સમાજસેવકોએ શુદ્ધિ, પ્રમાણિક ધ્યેયનિષ્ઠા અને આત્મનિરીક્ષણની ભાવનાથી સુસજ્જ બન્યા વગર છૂટકો નથી.

આવા વ્યાપક અને પાયાના પ્રશ્નો, કાયદાવિષયક, વૈજ્ઞાનિક, માનસશાસ્ત્રીય તેમજ જાતીય દૃષ્ટિકોણથી ઊંડું પરીક્ષણ તથા સાંગોપાંગ તપાસ માગી લે છે. પેઢીઓથી ઊતરી આવેલા વેશ્યાવ્યવસાયનાં દૂષણોને વહેલી તકે નાબૂદ કરીને સમાજને વધુ ધ્વંસ અને બદનામીમાંથી ઉગારી લેવા વ્યક્તિ, સમાજ તથા સરકારે પોતાનાં તમામ બળો ઝડપથી કામે લગાડવાં જોઈએ.

★

પ્રો. હસિત બૂચ

## ફાગણ આયો

ફૂલફૂલડે ફાગણ આયો,
સૈયર હો મોરી,
મુજ મનડે ફાગણ આયો;
આયો હો, ફાગણ આયો.

આ કેસૂડાંનો રંગ,
ઊડતે ઓઢણિયે છલકાયો,
મનભાવન મસ્ત અનંગ
મારે લોચનિયે મલકાયો; આયો૦

હળવો આ વાય સમીર
મારી લટ માંહે લહરાયો,
ભમરો આ રસિક અધીર
મારા મુખડાએ નજરાયો; આયો૦

અલી, ઝાંઝરને રણકાર
ડરતાં પગ મારો લચકાયો;
અલી સમણાંએ ભણકાર :
મારો સાંવરિયો કચવાયો; આયો૦

★

'સુધાંશુ'

## કસૂંબો

ઊડયું આવે કસૂંબો આ ફાગને ફેલાવ,
ફાગણ ફગવામાં ફોર્યો રે હો જી!
ફૂલડાં રાજનનો જાણે કે છે છડીદાર
વનરંગ ઘણુંએ ઘેર્યો રે હો જી!
કસૂંબાનો ઘાટ, રાણી! પહેર્યો રે હો જી!

રાણી! ત્હારા કસૂંબામાં ખુશબુખમીર રે
અમીર એની અમરાઈ રે હો જી!
પલ્લવી ને કૂંપળની ભાતીગળ ત્યાં ભભકાઈ
વાસંતી તુઈ માંહી વાયી રે હો જી!
કસૂંબાએ છાયી વનરાઈ રે હો જી!

કસૂંબામાં કાન ને ગોપીની નમણાઈ સોંપી રે
ત્રોફી છે આભલાની જ્યોતિ રે હો જી!
મારી હરદા મોહનાએ બાંધી પ્રીતિ,
સૂરતા એ કસૂંબામાં ખોતી રે હો જી!
કસૂંબામાં, રાણી! ત્હને ગોતી રે હો જી!

---

કસૂંબો, ચૂંદડી, પાનેતર વગેરે વસ્ત્રશણગાર છે.

★

ગોડફ્રે જે. આન્દ્રે

# કુટિલ કઠ્ઠાડિયા

અંગ્રેજી વાર્તાકારની આ એક સત્યકથા છે. પોતાના પિતા પર આવેલી આફતોનું રોમાંચક વર્ણન છે. સ્પુટનિક યુગમાં ન માની શકાય એવા નગ્ન સત્યની કથા છે. આ વાર્તાનો પ્રવાહી અનુવાદ કરનાર શ્રી 'ચાચુ' ઊર્મિનાં વાચકોને એક સમૃદ્ધ વાર્તાનો સ્વાદ ચખાડે છે......

સિલોન વહાણવટીઓથી અજાણ્યો પ્રદેશ નથી. કાનમાં પરોવેલા લોળિયા માફક ભારતની દક્ષિણે એ ટાપુ ઝૂલી રહ્યો છે. એ સિલોનની પશ્ચિમ બાજુએ ચોવીસ માઈલના અંતરે 'કાન-તલાઈ' નામની ખૂબ સુંદર જગ્યા આવેલી છે. ત્યાં મોટું તળાવ છે. જે તળાવને જૂના જમાનાના સિંહાલી રાજાઓએ આજુ-બાજુના ચોખાનાં ખેતરોમાં પાણી પૂરું પડે એ દૃષ્ટિએ બંધાવ્યું હતું. તળાવની ચારે બાજુ ગીચ ઝાડી અને ઘન જંગલ આવેલું છે. તળાવના પાણીનો ઉપ-યોગ ખેતરો માટે થતો તેથી તેની અગત્ય વધારે હતી.

તળાવનું પાણી-ચોખ્ખું અને સ્વચ્છ છે. આકાશમાં એક પણ વાદળું ડોકિયું ન કરતું હોય ત્યારે ઝાંખા ભૂરા આકાશનો એ કરચલીઓ પડ્યા વગરના તળા-વમાં પછડાયો પડે ત્યારે જોનારને એવું જ લાગે કે કોઈએ જમીન ઉપર બિલોરી કાચ મૂક્યો છે. હાલમાં એ જગ્યાને 'પવિત્ર જગ્યા' તરીકે ગણવામાં આવે છે કારણ કે ત્યાં પશુ-પક્ષીઓ વગેરે પાણી પીવા આવે છે. ત્યાં આરામ કરતાં હોય છે, આ જ તેમનું રહેવાનું સ્થળ છે. ગવર્નમેંન્ટ ફોરેસ્ટ ડીપાર્ટમેન્ટ તર-તરફથી અહીં શિકાર કરવાની અને તળાવમાંથી માછલાં પકડવાની સખ્ત મનાઈ છે. કાયદાનો ભંગ કરનાર ગવર્ન્મેંન્ટનો કાયદેસર ગુનેગાર ઠરે છે.

આપણે ભૂતકાળમાં ભૂસકો મારીએ: તે ૧૯૧૬ ની સાલ હતી. એ વખતે 'કાન-તલાઈ' હાલના જેવું સુંદર ન હતું. ત્યાં ન હતા રેસ્ટહાઉસ કે ન હતી સડકો. હતું ફક્ત ન પાર કરી શકાય એવું ગાઢું જંગલ. ચિત્તાઓ, મોટી જંગલી ભેંશો અને હાથી-ઓનો એમાં પાર ન હતો. સમય વીતતો ગયો, જંગલ કપાતાં ગયાં, માણસોની વસતી અંદર ને અંદર સરકતી ગઈ. મોટાં મોટાં ઝાડો પાડી નાખી તેનો ઉપયોગ થવા લાગ્યો. જંગલને સાફ કરતી વખતે ત્યાંના રહેવાસી લોકો—આદિવાસીઓએ શરૂશરૂમાં તો ખૂબ ધમાલ કરેલી. તેઓ કહેતા કે 'આ પરદેશી લોકો અમારા શાંત પ્રદેશમાં આવી શું કામ અમને હેરાન કરે છે? શા માટે અમારા શાંત જીવનમાં અશાંતિ લાવે છે?'...

...અંતે તેમને જણાયું કે અહીં તો રેલ્વે આવવાની છે માટે બધાં ઝાડ પાડી નાખવામાં આવે છે.

મારા સ્વર્ગવાસી પિતાજી તે વખતે ટ્રેનના પાટા વચ્ચે, પાટા ખસી ન જાય તે માટે મૂકવામાં આવતા લાકડા ગોઠવનારી ટુકડીના ઉપરી હતા. આન્દ્રે તેમનું નામ. હું તેમને શ્રી. આન્દ્રે તરીકે જ ઓળખાવીશ. તેમની ઉમર થઈ ગઈ હોવા છતાંય જીવનના છેલ્લા દિવસોમાં પણ તેમણે કામને ન છોડ્યું. એમને મન આરામ હરામ હતો. એ કદી કામથી કંટાળ્યા ન હતા, કદી કામચોરી ન કરતા, કેટલીક વખત તો એવાં કામ કરતા અને તેથી એવા કપરા સંજોગોમાં મૂકાઈ જતા કે બસ, ન પૂછો વાત. જાન જવા સુધીની રમત રમી કાઢતા. આટલી જિંદગીમાં મારા ખ્યાલમાં નથી કે તેમણે આરામખુરશીનો ઉપયોગ પણ કર્યો હોય. ભર બપોરે પણ આરામના સમયમાં આરામ કરતા નહિ. આરામ માટેની એમની વ્યાખ્યા જુદી જ હતી. પોતાનો કૂતરો લઈ સાથે રાયફલ લઈ નીકળી પડવું એ તેમનો આરામ હતો. તેઓ સારા શિકારી હતા. ઘર પાછળના વાડામાં જાતજાતનાં જાનવરો પકડી આણી ભેગાં કર્યાં હતાં, જાણે એક નાનું સરખું મ્યુઝીઅમ જ કહોને! એમનું નિશાન કદીય ખાલી જતું નહિ. જુવાનીમાં સિલોન લાઈટ ઇન્ફન્ટ્રીમાં તેઓ સારા નિશાનબાજ તરીકે નામના મેળવી ચૂક્યા હતા.

રેલ્વેનું કામ જેમ જેમ આગળ વધવા માંડ્યું, જેમ જેમ જંગલ ચિરાવા માંડ્યું તેમ તેમ એમનો આનંદ વધવા માંડ્યો, કામમાં વધુ રસ પડવા માંડ્યો; કારણ



શિકાર કરવાની સગવડ મળવા લાગી. ભારેમાંની રાયફલ હવે તેમની સાથે જ રહેતી—કહો કે ખાધા વગર ચાલે, રાયફલ વગર ન ચાલે.

કામ શરૂ કર્યા પછી આ બાજુના પ્રદેશમાં બહુ જ થોડા વખતમાં એમની નિશાનબાજી ઝળકી ઊઠી. આજુબાજુથી શિકારીઓ એમની સાથે શિકારે જવા તલપાપડ થઈ જતા કારણ કે તેઓ જાણતા હતા કે આન્દ્રે શિકારે જાય તો ખાલી હાથે કદી પાછા ન આવે. એટલે આંદ્રે સાથે શિકારે જવામાં સૌ ગૌરવ લેતા. જંગલમાં રેલ્વે સ્ટેશનો હોય અને ત્યાં સાપ અગર નાગ ન હોય તેમ માની ન શકાય તેવી જ રીતે 'કાનતલાઈ'માં પણ હતું. અહીં જાતજાતના સાપો અને નાગો પુષ્કળ પ્રમાણમાં દેખાતા. ઝેર વગરના અને ઝેરીમાં ઝેરી નાગો હતા. હુમલો ન કરનારા અને ભયંકર હુમલો કરનારા નાગો પણ હતા. આ બધી મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ રેલ્વેવાળાઓએ મકાનો એક મોટા લાકડા ઉપર બાંધ્યાં હતાં. જેથી ગમે તેવા નાગ મકાનની અંદર ન ઘૂસી શકે અને રહેનારને રક્ષણ મળે.

તે દિવસ રવિવાર હતો.

બપોરે ખાધા પછી આંદ્રે ડાબે પડખે થયા હતા. આંખમાં ઊંઘ આવી જ ગઈ હતી, આંખ મળી ગઈ હતી ત્યાં...પોતાના કૂતરાઓના ભસવાના અવાજથી તેઓ સફાળા જાગી ઊઠ્યા. પોતાના આદિવાસી નોકરોનો બૂમોનો અવાજ પણ આવતો હતો. આન્દ્રેને આ ગેરશિસ્તથી સહેજ ગુસ્સો ચઢયો. શું છે તે જોવા ખાતર ગયા. કૂતરા ભસતા જ હતા. ગુસ્સામાં ને ગુસ્સામાં તેઓ હજી કાંઈ બોલવા જાય છે ત્યાં તો બગીચાના લાકડાના પાટિયાથી બનાવેલી વાડ પર એમની દૃષ્ટિ ઠરી જ ગઈ. કદી ન જોયો હોય એવો ભયંકર મોટો વિચિત્ર રંગવાળો, મોટી આંખોવાળો એક મોટો કોબરા નાગ વાડને વીંટીને ફેણ પહોળી કરી ટટાર બેઠેલો જોયો. સામાન્ય હોય છે તેવો કાળો કે રાતો નાગ ન હતો પણ તેનો રંગ ભયંકર ઝાંખા ભૂરા રંગનો હતો. માણસો કૂતરાઓને તેના ઉપર હુમલો કરતા રોકી રહ્યા હતા, તેઓ પુષ્કળ પ્રયત્ન કરતા હતા પણ કૂતરાઓ શિકારી હતા. પાછલા પગ ઉપર ઊભા રહી, આગલા પગથી જોર કરી, ગળે બાંધેલા પટ્ટા તૂટી જાય એટલું જોર કરી પેટ ચોંટી જાય ત્યાં સુધી લાંબા સૂરે ભસતા હતા. એ ભસવાનું ઘણું ક્રૂર હતું.

આન્દ્રે બે નાળવાળી બંદૂક લેવા અંદર દોડ્યા. બંદૂક લઈ તેઓ બહાર આવ્યા ત્યારે બહારનો દેખાવ જુદો જ હતો. વાતાવરણ બદલાઈ ગયેલું લાગતું હતું. કૂતરાઓ નોકરોના કાબૂમાં આવી ગયા હતા. ભસવું બંધ હતું, ઘૂરઘૂરાટ ચાલુ હતો. કૂતરાઓની પાસે જ એક ઘરડો આદિવાસી ઊભો હતો. આન્દ્રેનો પડોશી હતો. કૂતરાઓ એના તરફ ટગર ટગર જોઈ રહ્યા હતા. આ કટ્ટાડિયા હતો. આજુબાજુની વસ્તીમાં તે આ નામે પ્રખ્યાત હતો. કટ્ટાડિયા એટલે મેલી વિદ્યાનો જાણકાર. આન્દ્રેએ આ ડોસાને ઘણીવાર જોયો હતો. તેની વિદ્યાને લીધે આ બાજુના પ્રદેશમાં એની ધાક બેસી ગઈ હતી, ગામડાના અભણ લોકો એની સામે નજર પણ મેળવી શકતા નહિ, એનાથી ડરતા, ગભરાતા, વાતનો પણ પ્રસંગ ન પાડતા, રસ્તે મળે તો બીકથી આડું જોઈ જતા. આવા એના પ્રભાવને લીધે આન્દ્રેના નોકરો પણ ડઘાઈ જઈ, બેબાકળા બની જઈ, શીયાંવીયાં થઈ જઈ બાજુ ઉપર ઊભા હતા.

એ ભૂવા જેવો ડોસો ભયંકર કોબરા સામે જોઈ, નમ્ર પણ દૃઢ અવાજે બોલી રહ્યો હતો, 'ચાલ્યો...જા... અહીંથી...ચાલ્યો...જા...તારે માટેની આ જગ્યા નથી...અહીંના માણસો તને પજવશે...હેરાન કરશે... તને નુકશાન પહોંચાડશે...તને કોઈ કાંઈ પણ કરે તે પહેલાં...સુરક્ષિત અને શાંત જગ્યાએ...ચાલ્યો જા...' એના પ્રત્યેક બોલમાં પ્રભાવ હતો. આન્દ્રે તરફ આંખોના ખૂણામાંથી કતરાતી નજરે જોતો હતો; તે વખતે તેના મોં પરની કરચલીઓ તેના મોંને વધુ બિહામણું કરતી હતી.

કોબરાએ તેના શબ્દોની ગણના કરી હોય તેમ લાગ્યું

કારણ પેલો બુઠ્ઠો ખવીસ માણસોને ખસેડી નાગની નજીક સરક્યો. એનું એ જ પ્રમાણેનું ભાષણ ચાલુ જ હતું. તેનો અવાજ વાદળના ગડગડાટ જેવો લાગતો હતો. આન્દ્રે વહેમમાં અને ધતીંગમાં પહેલેથી જ માનતા નહિ. એમણે બંદૂક ઉપાડી. ફેણ પર નિશાનો લીધો, હવે ઘોડો દબાવવાની જ વાર હતી ત્યાં જ તેમની કોણી પર એક પ્રચંડ ઝાટકો વાગ્યો. પેલા ખવીસે તેમને ગોળ ફેરવી દીધા હતા. અને આન્દ્રેનો ડાબો હાથ પેલા ખવીસના હાથમાં હતો. ખવીસ બોલ્યો : 'બંદૂક મૂક!' હુકમ છૂટ્યો, 'સર્પ મારો પૂર્વજ છે એની હત્યા ન કર!'

ખવીસની આ ન સહન થાય એવી વર્તણૂંક હતી; છતાંય આન્દ્રે તો સ્મિત જ કરતા હતા. તેઓ જાણતા હતા કે બૌદ્ધધર્મી લોકોમાં આવી 'પૂર્વજ'ની વાત ઘર કરી બેઠેલી હતી. કોઈ પણ સગું મરણ પામે એટલે પ્રાણીનો જ અવતાર લે અને તેમાંયે ખાસ કરીને નાગનો અવતાર મુખ્ય મનાતો. આવી માન્યતાઓને ન ગણકારનાર આન્દ્રે સ્મિત ન કરે તો બીજું કરે પણ શું? તેમણે પેલા ખવીસની દાટી ન ગણકારી અને એને ચિડવતા હોય એવો એમણે આશ્ચર્યનો ઉદ્ગાર કાઢ્યો, 'ખૂ...બ...!' પછી તેમણે હળવેથી પેલા બુઠ્ઠાને બાજુ પર ખસેડ્યો અને ફરીથી નિશાન લીધું. નોકરોમાં તો સોપો ઢળી ગયો હતો. જાણે બધાના મોં પર એક જ ભાવ દેખાતો હતો, જાણે કોઈ ભયંકર આગાહી થવાની હોય તેમ તેઓ જોતા હતા 'હવે...?'

આન્દ્રેના ખસેડવા પછી તો પેલા ખવીસે બધાના આશ્ચર્ય વચ્ચે મોટેથી ગાળોનો વરસાદ વરસાવવો શરૂ કર્યો; તે ધ્રૂજ્યો; તે ધૂણ્યો; તેણે દાંત ભીડ્યા, તેણે જડબું મજબૂત ભીડ્યું; હવામાં વિચિત્ર પ્રકારની આકૃતિઓ દોરવા માંડ્યો, કાંઈક વિચિત્ર શબ્દો બોલતો ગયો, જંગલના દેવોને પોતાની મદદે આવવા માટે આહ્વાહન આપવા માંડ્યો. થોડા સમય બાદ તે લાકડા જેવો થઈ ગયો. મોં એનું લાલચોળ બની ગયું હતું, નસો બધી તગતગી ગઈ હતી. તેણે આંખો બંધ કરી; વીજળીની ઝડપે નીચો વળ્યો. ધૂળની મૂઠી ભરી. આન્દ્રે ઉપર નાખી અને અભિમાનથી ગર્જ્યો, 'ચાલ...બતાવ...બતાવ...તારું પાણી... ...લે...ચલ લે...નિશાન...!...હા...હા...બનવાનું બની ગયું, હવે પછી તું તારે મન ફાવે તેટલાં નિશાન લે...તું કદી પણ સફળ થઈશ નહિ, તારું નિશાન... હા...તારું નિશાન હવે ખાલી જ...જશે!' આન્દ્રેના નોકરો ધ્રૂજી રહ્યા હતા. કૂતરાઓની પૂંછડી સંતાઈ ગઈ હતી. પેલો ખવીસ પોતાના બન્ને પગ જમીનમાં ખોડી, પહોળા કરી ઊભો હતો.

આન્દ્રે આ ચેલેન્જ ઉપર ખડખડાટ હસી પડ્યા. ખૂબ હસ્યા. કેડેથી વાંકા વળી જાય ત્યાં સુધી હસ્યા. છેવટે બોલ્યા, 'અચ્છા, બુઠ્ઠા, તું તારી સમક્ષ જ જો ત્યારે.' એમણે બંદૂક ઉપાડી, ખભે ગોઠવી, નિશાન લીધું. ઘોડો દાબ્યો પણ કારતૂસ ન છૂટી. ફક્ત 'ટ્ક' અવાજ થયો. એમને ગુસ્સો ચડ્યો. બીજી નાળનો બીજો ઘોડો દાબ્યો. શૂન્ય. ઘડીભર એ અવાચક થઈ ગયા પણ તુરત જ એનું કારણ પારખી ગયા. ઘણા વખતથી નકામી બની ગયેલી અને હવાઈ ગયેલી કારતૂસો માટે કાઢી રાખેલી પેટીમાંથી આ કારતૂસો ભરી હતી એટલે કારતૂસો બરબાદ જ હતી. ઉતાવળમાં ને ઉતાવળમાં એમણે એ કારતૂસો ભરી હતી. એક ફલાંગે મકાનમાં ગયા, સીલબંધ પેટીમાંથી નવા જ કારતૂસો કાઢ્યા. ભર્યા. એમના મોં પર વિજયનું સ્મિત હતું. હતા તે જ જગ્યાએ તે પાછા આવ્યા. બહાર હજુ વાતાવરણ જેમનું તેમ જ હતું. એમણે ફરી નિશાન લીધું. ધડાકો કર્યો પણ...કોબરા હજુ એ જ જગ્યાએ હતો. એમના આશ્ચર્યને અવધિ આવી ગઈ. બુઠ્ઠો ખડખડાટ હસતો હતો. એનો વિજય થયો હતો. બુઠ્ઠો ચાલ્યો ગયો. હવે નાગ નીચે ઊતર્યો. આન્દ્રે તરફ આવવા લાગ્યો. નજીક ને નજીક, નજીક ને નજીક, ભવ્ય રીતે છટાથી ધીમી ગતિએ એ સરકતો હતો. નોકરોમાં હાલવાની શક્તિ ન હતી. બુઠ્ઠો તો હસતો જ હતો. નાગ હવે તો થોડે જ દૂર હતો. આન્દ્રેએ ફરીથી ભડાકો કર્યો. આટલા નજીકથી નિશાન લેવામાં તો નાગના ફૂરચે-



ફૂરચા ઊડી જ જવા જોઈતા હતા છતાંય નાગને કશું જ ન થયું. નાગ પાસે ને પાસે આવતો જતો જ હતો. ધડાકાથી નાગની આજુબાજુની ધૂળ ઊડેલી. પણ નાગ હજી જીવતો હતો. હવે નાગ નજીક જ આવ્યો. ફેણ ઊંચી થઈ, તે ડોલ્યો, નાગની આંખોમાંથી અંગારા ઝરતા હતા, તેજનો ધોધ નીકળતો હતો. હવે આન્દ્રેને નવા કારતૂસો ભરવા જેટલો સમય ન હતો. તેમણે પાછો કૂદકો માર્યો. નાગ અને તેમની વચ્ચે અંતર પડ્યું. સમયે મળ્યો. કારતૂસો ભર્યા. ત્રીજા વખતનો બાર થાય એ પહેલાં તો નાગ ઝડપથી કીડીઓના રાફડામાં પેસી ગયો. એથીય વધુ આશ્ચર્ય તો એમના ભક્ત જેવા કારોલીસની દૃષ્ટિમાં એમણે જોયું. કારોલીસે ઘણા અંતરેથી આન્દ્રેને દોડતાં હરણ ઢાળી દેતાં જોયા હતા, તો અત્યારે તો આટલા નજીક અંતરનો પ્રશ્ન હતો. બે વખત નિશાન ખાલી ગયેલાં. એના સાહેબનું શું થશે એ પ્રશ્ન જ જાણે એને મુંઝવી રહ્યો હતો. એ બબૂચક માફક તાકી રહ્યો હતો. કારોલીસ એની ખાલી નજરમાં બહુ બહુ કહી રહ્યો હતો. 'હવે નિશાન નહિ લેવાય, શિકાર નહિ થાય, શાપ સાચા પડ્યા છે અને પડશે...'

આન્દ્રે ધૂંઆપૂંઆ થતા ગેળ વળી જતી જીભે બોલ્યા:

'હવે એને ઘએડી જ નાખીશ, હાથમાં આવવા દો.' એમણે કીડીઆરું સળગાવી નાખવા હુકમ કર્યો. સૂકાં પાંદડાં, ડાળીઓ અને ગ્યાસતેલની મદદથી બધું સળગાવ્યું. કોબરા હવે બહાર આવશે એ આશાએ તેઓ ત્યાં જ ઊભા રહ્યા. નોકરો પણ તેમની આજુબાજુ જ ઊભા હતા. કીડીઆરું સળગતું હતું, અડધો કલાક થયો, પણ કાંઈ જ પરિણામ ન આવ્યું. કોઈએ નાગ નીકળતો ન જોયો. એ પછી દોરાઈના (દોરાઈ એટલે સાહેબ) હુકમ પ્રમાણે આખુંય કીડીઆરું ખોદી કાઢવામાં આવ્યું. જમીનદોસ્ત કરવામાં આવ્યું. ચગદી નાખવામાં આવ્યું પણ ત્યાં ધૂળ જ ઊડતી હતી, રાખ ઊડતી હતી, નાગ ન હતો. કદાચ ધુમાડામાં કોઈના પણ ખ્યાલ બહાર એ ક્યાંક નાસી ગયો હશે.

મી. આન્દ્રેના મોઢા પરથી નૂર ઊડી ગયું. ધીમે પગલે તેઓ તેમના મકાન તરફ પાછા વળ્યા. પોતાના માણસો વચ્ચે આજે તેમની આબરુને ધોખો પહોંચ્યો હતો. એટલે એ દુઃખ એમના એક એક પગલામાં વરતાતું હતું. તેમને પોતાના ઉપર જ ગુસ્સો ચડ્યો. થોડાં અઠવાડીઆં વીત્યાં.

એમણે આ સમય દરમિયાન આ 'કોબરા પ્રકરણ'ને ભૂલી જવા સારો એવો પ્રયત્ન કર્યો હતો. રેલ્વેનું કામ વણથંભ્યું ધમધોકાર ચાલતું હતું એટલે શિકારે જવાનો પ્રસંગ સાંપડ્યો ન હતો.

પણ એક સવારે, એક જંગલી કૂકડો એમના સૂવાના ઓરડાની બારીએ બેઠો. એમની શોટ-ગન ઘણધણાવી. પણ...લાંબે ગાળે, અઠવાડીઆંઓ બાદ આજે શોટ-ગન ચલાવવાનો વારો આવ્યો. શિકાર હાથમાં જ હતો. ગોળી છોડી. ગોળીથી તો પીંછાં જ ઊડ્યાં, ફક્ત પીંછાં. પીંછાં ઊડ્યાં અને કૂકડો પણ અવાજ કરતો ઊડ્યો..., અને ઊડી ગયો. આન્દ્રે પીંછાં ફંફોસતા વિચારમાં જ ઊભા રહ્યા. તેમને ગભરામણ થઈ. તેમને આશ્ચર્ય થયું. તેમને જણાયું કે નિશાન લેવા માટેની તેમની શક્તિ હવે ખરેખર અજબ રીતે હરાઈ ગઈ છે. શું આ વખતે ફોડેલી શોટ-ગન નંબર ચારનો પડઘો ગૂંજતો હતો કે તેમને તેમની સાચી પરિસ્થિતિના ભાનનો પડઘો ગૂંજતો હતો? હજુ પણ તે આવા વહેમોમાં માનતા ન હતા. શંકા તો હતી જ; પણ શાપમાં શ્રદ્ધા ન હતી.

...પણ જ્યારે આવો જ બીજો પ્રસંગ બન્યો ત્યારે એમના દિલમાં ખટકો પેઠો.

તળાવ ઉપર ફરવું, માછલાં પકડવાં એ આન્દ્રેના આનંદનું એક સાધન હતું. એક દિવસ તળાવ ઉપર પોતાના જમણા હાથ જેવા વિશ્વાસુ નોકર કારોલીસ સાથે માછલાં પકડી રહ્યા હતા. ઓચિંતુ એક ખૂબ તગડા જેવું સાબર એમની દૃષ્ટિએ પડ્યું. સાબર

રેલ્વે લાઈન પર છટાથી ડોક ઊંચી કરી કોઈ શહેન-શાહ માફક મદભરી ચાલે ચાલતું હતું. સાબરને આન્દ્રેની હાજરીની કલ્પના પણ ન હતી. તે આન્દ્રેથી બહુ દૂર પણ ન હતું. આંખ બંધ કરી નિશાન લઈએ તો પણ સચોટ નિશાન આવે એટલું અંતર ગણી શકાય. રાયફલ ઊપડી. નિશાન લેવાયું. ધડાકો થયો. ધડાકો થયો ન થયો ત્યાં તો સાબર હવામાં કૂદ્યું, નીચે આવ્યું. એણે ડોક છટાથી વાંકી કરી, ધૂણાવી અને એ બંને જણાની જાણે ઠેકડી કરતું હોય તેવો ભાસ થયો, 'બહુ થયું મીસ્ટર... હવે ફરીવાર આવજો.' સાબર જાણે આટલું કહેવા માટે જ રહ્યું હોય એમ એ પાછું કૂદ્યું અને પાસેની ઝાડીમાં છૂ થઈ ગયું. આન્દ્રેના મગજમાં ખાલી ચડી ગઈ હોય તેમ તેમણે પોતાનું માથું ધુણાવ્યું.

કારોલીસ અવાચક બની એમને તાકી જ રહ્યો હતો. થોડો વખત ગયો...

ત્રીજો પ્રસંગ બન્યો. એ પ્રસંગનો ખૂબ જ કરુણ અંત આવ્યો. કારોલીસને સાથે લઈ આન્દ્રે હાથમાં ટોર્ચ લઈ લાઈન પર તપાસ માટે નીકળ્યા. ખૂબ ફર્યા પછી તેઓ મોડી રાત્રે પાછા ફરતા હતા ત્યાં રેલ્વેના પાટાઓની વચ્ચે તેમનો માર્ગ રોકી ઊભેલો એક આલીશાન ચિત્તો, તેમના તરફ તાકી રહેલો જોયો. શોટ-ગનથી નિશાન લેવા માટે અંતર વધુ હતું. એમણે ચિત્તાની નજદીક જવા વિચાર્યું. કારોલીસ ધ્રૂજ્યો. પ્રત્યેક પગલે આન્દ્રેની સોડમાં લપાતો ચાલ્યો. પોતે પણ ન સમજી શકે અને સાંભળનાર પણ ન સમજી શકે તેવું એલફેલ બોલવા માંડ્યો. આન્દ્રે ચિઢાયા હતા. આવે પ્રસંગે કારોલીસની આવી વર્તણુંક ખૂબ આશ્ચર્યજનક હતી પણ આન્દ્રે એની એ ધ્રૂજારીનું કારણ જાણતા હતા. આ આદિવાસી લોકોમાં એક એવી હવા ફેલાયેલી હતી કે તાજેતરમાં જ બાર માણસોને ફાડી ખાનાર 'પૂનાની' નામનો માણસખાઉ ચિત્તો, પ્રખ્યાત બ્રિટિશ શિકારી કેપ્ટન જ્હોન આગહથી વીંધાઈ ગયા પછી ભૂત બનીને રેલ્વે લાઈન ઉપર ભટકી રહ્યો છે, રડ્યાખડ્યા મુસાફરોને ફરાળ તરીકે ફાડી ખાય છે, અને માણસજાત પાસેથી પોતાના વેરની વસૂલાત કરે છે. કારોલીસ આ જ વિચારે ધ્રૂજી રહ્યો હતો. આન્દ્રે જાણતા હતા કે કારોલીસ વહેમનું પૂતળું હતો.

જેમ જેમ બંને જણા ચિત્તાની નજીક જવા માંડ્યા તેમ તેમ કારોલીસનો બકવાદ વધવા માંડ્યો. તે ધ્રૂજતો હતો. તે આન્દ્રેને ગોળી ચલાવવા વિનંતિઓ કરતો હતો. ત્રીસ ફૂટ જેટલું અંતર રહ્યું અને આન્દ્રેએ નિશાન લીધું. ધડાકો થયો. ધડાકો થતાં જ રાત્રીની શાંતિ ઘડીભર વેરવિખેર થઈ ગઈ, અને... અને...ચિત્તો કૂદ્યો. હવામાં દેખાયો. એના કૂદકા સાથે જ ભયંકર ઘૂરઘૂરાટ થયો. ઘૂરઘૂરાટ સાંભળતાં જ કારોલીસનાં ગાત્રો શિથિલ થઈ ગયાં, એકદમ તે ભાનમાં આવ્યો અને ટોર્ચ સાથે પૂંઠ ફેરવી નાઠો... નાઠો અને અંધકારમાં ઓગળી ગયો. આંખોના ડોળા અને પોપચાં કદી જુદાં ન થાય એવી પ્રીતિ આન્દ્રે અંધકાર સાથે અનુભવી રહ્યા. એ આંખમાં કણ જેમ ખૂંચતો ચિત્તો જ હતો; અને તે પણ ઘવાયેલો ચિત્તો. અંધકાર ખૂબ ગાઢ હતો. પાસેનું કશું જ દેખાતું ન હતું. જીર્ણ થયેલા, ખેરી ખવાયેલા જૂના કાળા કપડાની પેલી બાજુથી પ્રકાશ દેખાય તેમ આકાશમાં તારલીઓ દેખાતા હતા. ચંદ્ર એક બાજુ હતો છતાં નથી જેવો પાતળી વાદળીમાં ચોરાઈ જઈને પડ્યો હતો.

હવે આન્દ્રેની ગનમાં એક જ કાર્તૂસ હતો. ચિત્તો ક્યાંક એમની પાસે જ હતો. ખબર ન હતી કે ક્યાં હતો. ફક્ત એનો ઘૂરઘૂરાટ જ સાંભળી શકાતો હતો; જોવાતો ન હતો. એની ત્રાડો ને ઘૂરઘૂરાટો ઘડીમાં નજદીક ઘડીમાં દૂરથી આવતો એટલે એની જગ્યા નક્કી થઈ શકતી ન હતી. આન્દ્રે સ્થિર જ ઊભા હતા. આ પરિસ્થિતિમાં નિશાન લેવું શક્ય ન હતું, એટલે ધીરજથી અવાજ કર્યા વગર એમણે પાછે પગલે હઠવા માંડ્યું. પગલે પગલે ટાઢ વાઈ જતી. એ સ્વપ્નવત્ બનતા આગળ વધવા માંડ્યા.

એકેક ડગલું નક્કી કરતા કે જો તે જીવતા રહેશે તો ...કારોલીસને એના આ હીચકારા કામ બદલ, બાયલા વર્તન બદલ સખત શિક્ષા કરશે આન્દ્રેએ જાણે વર્ષોના વર્ષો સુધી ચાલ્યા જ કર્યું હોય એમ લાગ્યું. પાછા પગલે રેલ્વેના બીજા હોલ્ટ સુધી ખૂબ જ સાવધાનીથી ડગલાં માંડતા જ રહ્યા. બીજે હોલ્ટે પહોંચ્યા પછી રાત એમણે ત્યાં જ કાઢી. સવારે એ ગઈ રાતના બનાવવાળી જગ્યાએ પહોંચ્યા પણ ત્યાં ન તો ચિત્તો હતો કે ન તો ચિત્તાનું મડદું હતું; હતા ફક્ત લોહીના ઠેર ઠેર ઊડેલા છાંટા.

પોતે ગામમાં પાછા ફર્યા. કારોલીસ હજુ પણ ગઈ કાલ સાંજનો પાછો ફર્યો ન હતો. ત્યાંના વતનીઓને મળી આન્દ્રે પાછા ઘેર આવ્યા.

બપોર પડી. પ્લેટો મૂકનારાઓ ઉપર દેખરેખ રાખનાર મુખ્ય કાંગાની (ઓવરસીયર) આવ્યો. તેનું નામ વૈથી. ઘણો બુઢ્ઢો હતો, શાણો હતો, ઘણા તડકા છાંયડા જોયા હતા, તેણે ખોંખારો ખાઈ આન્દ્રેનું ધ્યાન ખેંચ્યું. સ્વસ્થ બની એ હથેળિયોમાં મેલ ન હોવા છતાં સાફ કરતો હોય તેમ ઘસીને બોલ્યો :

'મને લાગે છે દોરાઈ, (સાહેબ) કે ગઈ કાલે રાત્રે ખૂબ જ કડવો અનુભવ થયો છે....'

'ખરું છે,' આન્દ્રે બોલ્યા. એમના બોલમાં થોડી કડવાશ હતી. પછી ...તેમણે કહ્યું, 'મારે એ અંગે કશી જ વાત નથી કરવી, હા...પણ વૈથી, ...પેલો કારોલીસ પાછો ફર્યો કે નહિ?'

'ના, દોરાઈ, હજુ તે પાછો ફર્યો નથી' વૈથી બોલ્યો. હવે તેના અવાજમાં આજીજી આવી,... 'પણ દોરાઈ, તમે આ બાબતમાં કશું કેમ કરતા નથી? મેં...સાંભળ્યું છે કે તમારા ઉપર કોઈએ જાદુ કર્યો છે, કોઈએ મૂઠ મારી છે.'

આન્દ્રે બોલ્યા, 'વૈથી, એ બધી ઘેલછાઓ છે, વહેમો છે, મૂર્ખાઓની માન્યતાઓ છે.' આન્દ્રેના અવાજમાં સહેજ ગુસ્સો દેખાયો, 'જગતમાં આ ભૂત-પિશાચ, જાદુ, મૂઠ વગેરે કશું છે જ નહિ, સમજ્યા? જાઓ...હવે ફરી...કદી...'

વૈથીએ સહેજ ડોકું ધૂણાવી કહેવા માંડ્યું, 'દોરાઈ અમારા ગામડીઆ લોકોની રીત અને રસમોમાંથ ઘણું જાણવાનું છે. શાણા માણસોની શક્તિઓને જોવાની છે. દોરાઈ...દોરાઈ...તમે કદાચ ખૂબ ભયમાં છો, ફક્ત તમે 'હા' કહો દોરાઈ, હું અબઘડી એક સારા કટ્ટાડિયાને (મંત્ર-તંત્ર જાણનાર ભૂવો) બોલાવી લાવું. પેલા બુઢ્ઢા ખવીસ કટ્ટાડિયા કરતાં આ કટ્ટાડિયાની શક્તિઓ વધારે છે.'

આન્દ્રે ગુસ્સે થઈને બોલ્યા : 'જહન્નમમાં જાય તારો ડોસો, તારો કટ્ટાડિયો, તારો જાદુ અને તું, મૂર્ખાઈની વાત સિવાય બીજી વાત ન કરવાની હોય તો...તું જા...'

'...પણ દોરાઈ, આ કટ્ટાડિયા ખૂબ સારો છે, મારું માનો' વૈથીએ કથન ચાલુ રાખ્યું, 'મારી ભયંકર માંદગી એણે જ મટાડી, તેની શક્તિઓ અપાર છે. દોરાઈ, મારી ખાતરી છે કે તમારા ઉપરનો આ જાદુ એ જરૂર કાઢી આપશે, ફક્ત એક અખતરો તો કરવા દો, મહેરબાની કરી મને એને એક વખત બોલાવવા તો દો.' વૈથીના અવાજમાં રહેલી આન્દ્રે તરફની ભક્તિ કાંઈક અસર કરી ગઈ. આન્દ્રેનો નિશ્ચય ડગવા માંડ્યો. અગાઉ બની ગયેલા પ્રસંગો કરતા ગઈકાલ રાત્રીનો પ્રસંગ આન્દ્રેને વિચાર કરતા કરી મૂકે તેવો હતો, તેમને માટે આ એક કોયડો હતો એટલે તેઓ વૈથીને 'હા' કે 'ના' પણ ન કહી શક્યા. ખભા અધ્ધર કરી કંટાળી બોલ્યા, 'વૈથી! તને ઠીક લાગે તે કર, પણ હું તને સ્પષ્ટ કહી દઉં કે મને આ વહેમો, મંત્રોમાં બિલકુલ શ્રદ્ધા નથી.'

વૈથીને આ જ જવાબ જોઈતો હતો. એ ખૂબ જ ખુશ થયો. સલામ ભરી. પાછે પગલે ચાલ્યો ગયો. થોડી જ વારમાં એક સાધારણ ગામડીઆ જેવા દેખાતા માણસ સાથે દાખલ થયો. નમન કરી બોલ્યો, 'દોરાઈ...આ છે કટ્ટાડિયા.' ભૂવો સારો

એવો વેપારી જેવો લાગ્યો. આડી તેડી કોઈ લમણા-ઝીક કર્યા વગર તેણે સીધી જ વાત કરી.

'દોરાઈ...મને સંપૂર્ણ વાત કરો. શું શું થયું એની વિગતવાર ચર્ચા કરો.'

આન્દ્રેએ ટૂંકમાં સવિસ્તર વર્ણન કર્યું. પેલા કટ્ટાડિયાએ તે ખૂબ ધ્યાનથી સાંભળ્યું. વાત પૂરી થયા પછી એણે સ્મિત કર્યું. તે બોલ્યો, 'દોરાઈ, બિના તો તદ્દન સીધી જ છે. મેં આવા જ પ્રયોગમાંથી ઘણા માણસોને બચાવ્યા છે, દોરાઈ, તમારા ઉપર કરેલા પ્રયોગને 'શૂવ્વાકુ બાંદીલા' કહે છે, એને નિશાન-બંદી કહે છે હું તમને એમાંથી છોડાવીશ પણ એની ફી રૂ. દસ પડશે, કબૂલ છે?' 'કબૂલ ત્યારે થવા દે,' આન્દ્રેને વૈંથીએ આ ઊભા કરેલા ધતીંગમાંથી છૂટવું હતું એટલે દસ રૂપિયા જેવી નજીવી રકમમાં પતી જતી હોય તો એમને કશો જ વાંધો દેખાયો નહિ. પછી તો...કટ્ટાડિયાએ ભૂત કાઢવાનો વિધિ શરૂ કર્યો. આન્દ્રેને બગીચામાં પાથરેલી સાદડી પર એની સામે બેસવું પડ્યું. અગ્નિ પ્રગટાવ્યો. અગ્નિ ઉપર આંબાનાં પાંદડાં નાખ્યાં, તેની ઉપર ગાયનું છાણ, લાલ સૂકાં મરચાં અને થોડું મીઠું અગ્નિમાં હોમ્યાં. ધુમાડો થયો. કટ્ટાડિયાએ ધુમાડો આન્દ્રે તરફ જ જાય તેવી રીતે પંખો નાખવા માંડ્યો, અને આન્દ્રે થોડા ઊંચાનીચા થયા એ કહેવું અસ્થાને નથી જ. ગુસ્સો નાકે આવીને ઊભો જ હતો. વૈંથી એમને પોતાના મોંના હાવભાવો દ્વારા વિનંતી કરી રહ્યો હતો અને આન્દ્રેને આ અકળામણ સહન કરવી જ પડી હવે કટ્ટાડિયાએ એની વિચિત્ર ભાષામાં કંઈ મંત્રોચ્ચાર જેવું ભણવા માંડ્યું. હવામાં આકૃતિઓ ચીતરવા માંડી અને ફરીથી એણે એવું એક કૃત્ય કર્યું કે આન્દ્રેનો ગુસ્સો સાતમે આસમાને પહોંચી ગયો...કટ્ટાડિયાએ શું કર્યું કે આન્દ્રેની બધી જ રિવોલ્વરો, શોટ-ગનો અને રાયફલો લાવી, દરેક હથિયારની નાળમાં ગાયનું દૂધ ભર્યું, અને હજુ આન્દ્રેને ગુસ્સો કરાવવમાં બાકી રહી જતું હોય તેમ તેણે લુહારને ત્યાંથી આણેલા પાણીમાં એમના હાથ ધોવડાવ્યા. આન્દ્રેને આ વિધિ કરવો પડ્યો. કટ્ટાડિયા હવે શાંત પડ્યો. થોડો શ્વાસ ખાઈ વિજયથી તેણે આન્દ્રે તરફ જેયું ને બોલ્યો, 'પેલા ખવીસનો જાદુ હવે નકામો બની ગયો છે. દોરાઈ, એ બુઠ્ઠાના જાદુની અસરથી તમે હવે મુક્ત છો, તે બુઠ્ઠો યાકડા (રાક્ષસ) છે. તેણે જ તમારી નિશાનબાજી બગાડી છે. તમે હવે અગાઉ માફક તમારું નિશાન લઈ શકશો......અને હવે મારા પૈસા......'

મી. આન્દ્રે આ ગામડીઆ ગમારની રીતભાત પર અને બનાવટ પર હસી પડ્યા. તેનો આભાર માન્યો, કરાર મુજબ દસ રૂપિયા આપ્યા. કટ્ટાડિયા ભવ્ય રીતે સલામ ભરી ચાલ્યો ગયો.

આપણી વાર્તાનો ખૂબ જ અગત્યનો ભાગ હવે શરૂ થાય છે. ઘણા લોકોને પોતાની વાત કહેતાં, જેઈએ તેવી સાબિતી ન મળે ત્યારે કહેશે કે એ તો બનવા કાળે બન્યું, કાગનું બેસવું ને ડાળનું પડવું જેવી વાત છે. જ્યારે વૈજ્ઞાનિક વિચારો ધરાવતા લોકો કહેશે કે એ તો ફક્ત માનસ ઉપર થયેલી અસરનું જ કારણ છે.

આ પ્રકારની મંત્ર તંત્ર વિદ્યા ધૃણાજનક તો છે જ, સમાજને હાનિકર્તા છે. પાશ્ચાત્ય વિચારસરણીના લોકો, જેઓ હિન્દીઓ હોવા છતાં પણ યુરોપિયન વિચારો ધરાવે છે તેઓ તો એમ જ કહેવાના કે આ તો મધ્યકાલીન યુગમાં જન્મેલું વહેમી માનસ છે. એ યુગની ઝાંખીનું પૂંછડું પકડતું અણઘડ, અજડ, ઠોઠ માનસ છે...પણ આન્દ્રેએ ખુદ પોતે અનુભવ્યું કે પોતાની શક્તિઓ ખરેખર નકામી થઈ ગઈ હતી અને હવે આ કટ્ટાડિયાના પ્રયોગ પછીથી તે શક્તિઓ પાછી આવી હતી તે તો એમની દૃષ્ટિએ એક સત્ય જ હતું. શક્તિ મેળવવાથી એમનો આનંદ એટલો બધો વધી ગયો કે તે દિવસની ભયંકર રાત્રી પછી નાસી ગયેલો કારોલીસ પાછો આવ્યો. અને એને પસ્તાવો કર્યો, બીકનું



કારણુ કહ્યું, નાસી જવાનું કારણુ કહ્યું. ભવિષ્યમાં આન્દ્રે કહેશે તો મોત સામે પણુ દોડી જવાની એણે ખાતરી આપી. કારેલીસે ફરીથી આન્દ્રે પ.સેનું પોતાનું સ્થાન લઈ લીધું.

બુઢ્ઢા ખવીસની મૂઠની અસર દોરાઈ ઉપરથી જતી રહી છે એ વાતની જાણુ તો આજુબાજુના લોકોને લગભગ એક અઠવાડીઆ પછી થઈ.

એક વખત......રોજની માફક આન્દ્રે ટ્રોલીમાં બેસી લાઈન તપાસતા હતા. ચાર જણા ટ્રોલી ધકેલી રહ્યા હતા. આગળ ઉપર વળાંક આવતો હતો. વળાંક પૂરો થતાં જ તે પછી સામે મોટું મેદાન આવતું હતું. ટ્રોલીમાં એ મેદાન ઉપર આવ્યા ત્યાં તો લાઈનની ડાબી બાજુથી ચીસો આવતી સંભળાઈ. આન્દ્રેએ એ તરફ જોયું. એક કરુણુ દૃશ્ય ભજવાઈ રહ્યું હતું. બે આદિવાસી સ્ત્રીઓ હાંફળી હાંફળી બની જીવ લઈને ભાગતી હતી. એક બાઈ પાસે નાનું બાળક હતું. એ લોકોનો શ્વાસ ભરાઈ ગયો હતો એ સ્પષ્ટ દેખાતું હતું. મદદ માટે બૂમો પાડતી હતી. એમની પાછળ મોટા શીંગડાવાળી જંગલી ભેંશ છીંકોટા કરતી, શીંગડા ઉછાળતી ચારે પગે ધસી રહી હતી. પળેપળે શિકારી અને શિકાર વચ્ચેનું અંતર ઝડપથી ઓછું થતું હતું.

આન્દ્રે આ ઝઘડામાં વચ્ચે પડ્યા.

ભયંકર જંગલમાં આન્દ્રેનો સાથી કોણુ હોય? •૩૭૫ રાઈફલ. ટ્રોલી ધીમી પડાવી. રાઈફલ ઊપડી. ભેંશે આ નવું નડતર જોયું. ભેંશ તે તો ભેંશ જ ને! એને સ્ત્રીઓનું વળી કેવું આકર્ષણુ? ભેંશે નવા શિકાર તરફ ગડગડી મેલી. નિશાન લેવા જેટલો પણુ સમય ન હતો. હવે તો ભેંશના છીંકોટાથી એના થૂંકનો છંટકાવ થવા લાગ્યો, એનો ગરમ દઝાડતો શ્વાસ બાળી નાખે એવો લાગવા માંડ્યો અને ઝડપથી રાય-ફલ ઊપડી, અંદાજથી ભડાકો કર્યો. ભેંશ જેટલી ઝડપથી આગળ ધસતી હતી તેનાથી બેગણા જોરથી માથાથી પૂંછડા તરફ હવામાં અદ્ધર ગૂલાંટ ખાઈ ગઈ, પાછળ પડી, પાછી લથડિયાં ખાતી ઊભી થઈ, પાછી આળોટી, શીંગડાંથી માટીના મોટા ઢેર ઉછાળતી હતી, શીંગડાના તૂટવાનો અવાજ આવતો હતો અને પછી પાછી ઊભી થઈ. ઊભી થઈ તે જોસથી પડવા માટે જ. તે જબરા અવાજ સાથે પડી અને થોડીક જ ક્ષણોમાં ખડક માફક સ્થિર થઈ ગઈ. આન્દ્રે શિકારને જોવા ટ્રોલીમાંથી નીચે ઊતર્યા.

ટ્રોલી ધકેલનારા હરખાયેલા મજૂરો તો આન્દ્રે કરતા પણુ અગાઉ પહોંચી ગયા હતા. આન્દ્રેને પોતાની શક્તિઓ પાછી મેળવી છે એ આનંદથી એક કંપારી આવી ગઈ. મજૂરોએ ભેંશનું માથું ઊંચક્યું અને બતાવ્યું ત્યારે તો આન્દ્રે પોતે પણ ન માની શક્યા કે તેમણે અંદાજથી આવું સચોટ નિશાન લીધું હતું. સારા શિકારી એક લાખ નિશાનો લે ત્યારે એક નિશાન આટલું સચોટ બેસે. કારતૂસ કપાળમાં ચાંલ્લો કરવાની જગ્યાએ બરોબર મધ્યમાં બેઠી હતી. નિશાન જોઈને આન્દ્રેના જીભના કાંટા આનંદમાં ઊભા થઈ ગયા. તેમને લાગ્યું કે હવે તેઓ પાછા સારા નિશાનબાજ થઈ શક્યા હતા. બુઢ્ઢો વૈદ્યો આન્દ્રેની પાછળ જ હતો. એણે એના દોરાઈને નિશાનબાજી પાછી સોંપવામાં મદદ કરી હતી એ આનંદમાં એ પોતાનું ડોકું હસતાં હસતાં જોરજોરથી હલાવી રહ્યો હતો.

'દોરાઈ...જોયું ને! હું ન'તો કહેતો?' એના સ્મિતમાં પૂરેપૂરો સંતોષ હતો.

બુઢ્ઢા ખવીસ કુટિલ કટ્ટાડિયાના શાપનું નિવારણુ થયું હતું.

દોરાઈ હવે પાછા દોરાઈ બની ગયા હતા.



ભારત વિવિધ સંસ્કૃતિઓ અને વિચારસરણીઓના સંગમરૂપ છે અને આ બધાંનો સુંદર સમન્વય સાધ્યો છે. મૌલાના આઝાદ આ સમન્વયનું સુંદર દૃષ્ટાંત હતા. જુદી જુદી સંસ્કૃતિઓ અને વિચારસરણી વચ્ચે તેઓ એક પૂલ સમા હતા.
[મૌલાના આઝાદના અવસાન અંગે દિલ્હીમાં મળેલી શોકસભામાં] —જવાહરલાલ નેહરુ





ઈશ્વરભાઈ પટેલ

# આખરે એ નાઠો જ [૩]

વિમાની લશ્કરી સૈનિકની આ રોમાંચક કથા આ અંકે પૂરી થાય છે. આ સાહસકથા એક મહત્ત્વની વાત મૂકી જાય છે: માણસ મરીને પણ તેની કીર્તિની જ્યોત એવી જ ઝળહળતી રાખતો જાય છે ત્યારે જ તેની સાચી માનવતા મહેકી ઊઠે છે......

વૉને ઉતાવળે ઉતાવળે હવાઈ હુમલાની ને વિમાન તૂટવાની વાત કરી ત્યારે એ અફસરે નોંધ લેવા માંડી ને વચ્ચે વચ્ચે એને ઝીણવટભર્યા પ્રશ્ન પૂછ્યા કર્યા. છેવટે જ્યારે પોલીસ ને સી. આઈ. ડી.ના સંતોપની વાત એણે જાણી ત્યારે એ જરા ટાઢો પડ્યો છતાં એણે આલરડીનના મથકે ફૂલ જોવાનું ઠીક ધાર્યું અને ફોનનું ભૂંગળું ઊપાડ્યું એટલે વૉને કહ્યું, 'એની હવે જરૂર છે ખરી? મારું વિમાન હમણાં જ આવી પહોંચશે.'

'ના, ના, જુઓને આ તો કાગળિયા ઘોડાનું કામ. એટલે ઘણી મુશ્કેલી છતાં તમે જો તમારો પરિચય-બિલ્લો બતાવો તો મામલો ઉકલી જાય.' પેલાએ જવાબ વાળ્યો.

વૉન આ વિધિચુસ્તતા પર હસ્યો અને હસતાં હસતાં શ્રદ્ધાપૂર્વક એણે કપડાં નીચે હાથ નાખ્યો તો પરસેવાને કારણે પેલો બનાવટી કાગળનો પરિચય-બિલ્લો સાવ લોચો થઈ ગયો હતો! એ આમતેમ ફંફોળવા લાગ્યો એટલામાં ટેલિફોનની ઘંટડી વાગી ને અફસરનું ચિત્ત વાતમાં પરોવાયું.

ફોન લાઈન સારી નહીં હોવાથી વાતચીતમાં વાર થઈ એ લાગ જોઈ, એની આંખમાં આંખ પરોવી એણે ઈશારાથી હાથ ધોવા જતો હોય એમ ઈશારત કરી 'જલદી આવું છું.' કહી બારણા ભણી ડગ માંડ્યાં. બારણું ઊઘાડી એને આસ્તેથી બંધ કર્યું ને ઊંચા ડગે મુખ્ય દ્વારે પહોંચી એને ઊઘાડ્યું ત્યારે એને કાને પેલા અફસરના નીચેના શબ્દો અથડાયા, 'કૅપ્ટન વૉન લૉર—ઉચ્ચવિમાની—'

બહાર પહોંચતાં જ અદુગડા વળી એ પેલા અફસરની બારી નીચેથી સરકીને વિમાન નજદીક પહોંચ્યો. સમય અરે, સેકન્ડો હવે મહત્ત્વની હતી. પાસેના વિમાનવિરામસ્થાને ચણતર ચાલતું હતું એટલે પાલખ પરના સૌ કારીગર એને જોઈ રહ્યા. એ તો એક સીમેન્ટ મીકસીંગ મશીનની બાજુએથી ફરી વળી થેલી-છોડતા એક મજૂર પર પડ્યો. અહીં એણે બે એન્જિનવાળાં બૉમ્બર જોયાં પણ એ એને ઉપયોગી નહોતાં એટલે આગળ ધપ્યો. ત્યાં હરીકૅન વિમાન એની નજરે ચડ્યાં. વિમાનમથકનો આ ભાગ તો રોલ્સ રૉઈસ કંપનીનું એક પ્રયોગકેન્દ્ર હતો અને અહીં ખાસ તકેદારી રહેતી પણ પાલખોને કારણે, સૌ નજર ચૂકાવી એ અહીં ઘૂસી ગયો હતો. પાસે જ એક કારીગર ઊભો હતો. તેને જોતાં જ બિલકુલ સત્તાવાહી અવાજે એ બોલ્યો, 'મારું નામ કૅપ્ટન વૉન લૉર. હું મૂળે ઉચ્ચવિમાની છું. મને હમણાં જ અહીં નીમવામાં આવ્યો છે પણ મેં હરીકૅન ચલાવ્યાં નથી તો એની ચાવીઓ બતાવો ને એક તાલીમ ઉડ્ડયન કરાવો. કયું વિમાન તૈયાર છે?'

વિસ્મયમાં પડેલા પેલા મીકેનીકે કહ્યું, 'આપ ભળતા સ્થળે આવી પહોંચ્યા લાગો છો. આ તો ખાનગી કંપનીનાં વિમાન છે.'

'હા, હા, મને ખબર છે પણ અફસરે મને તમારી પાસે જ મોકલ્યો છે. મને ઝાઝો સમય પણ નથી.' વૉને લલકાર્યું.

પેલાને મનમાં થયું કે-આ કોઈ બિનલશ્કરી વિમાની વિમાન લેવા આવ્યો હશે, એટલે એણે ઉમેર્યું, 'મુલાકાત બુકમાં આપ સહી ન કરો ત્યાંસુધી મારાથી કશું થઈ શકે નહીં. ઊભા રહો ને, મૅનેજરને બોલાવી હું આ આવ્યો.'

પેલો ગયો ત્યાં વૉનની નજર પાસે જ પડેલા એક તદ્દન નવી જ જાતના વિમાન પર પડી. એને એક વખત તો મન પણ થઈ આવ્યું કે એની ચાવીઓ



કારણુ કહ્યું. નાસી જવાનું કારણુ કહ્યું. ભવિષ્યમાં આન્દ્રે કહેશે તો મોત સામે પણુ દોડી જવાની એણે ખાતરી આપી. કારોલીસે ફરીથી આન્દ્રે પ.સેનું પોતાનું સ્થાન લઈ લીધું.

બુઢ્ઢા ખવીસની મૂઠની અસર દોરાઈ ઉપરથી જતી રહી છે એ વાતની જાણુ તો આજુબાજુના લોકોને લગભગ એક અઠવાડીઆ પછી થઈ.

એક વખત......રોજની માફક આન્દ્રે ટ્રોલીમાં બેસી લાઈન તપાસતા હતા. ચાર જણા ટ્રોલી ધક્કેલી રહ્યા હતા. આગળ ઉપર વળાંક આવતો હતો. વળાંક પૂરો થતાં જ તે પછી સામે મોટું મેદાન આવતું હતું. ટ્રોલીમાં એ મેદાન ઉપર આવ્યા ત્યાં તો લાઈનની ડાબી બાજુથી ચીસો આવતી સંભળાઈ. આન્દ્રેએ એ તરફ જોયું. એક કરુણુ દૃશ્ય ભજવાઈ રહ્યું હતું. બે આદિવાસી સ્ત્રીઓ હાંફળી ફાંફળી બની જીવ લઈને ભાગતી હતી. એક બાઈ પાસે નાનું બાળક હતું. એ લોકોનો શ્વાસ ભરાઈ ગયો હતો એ સ્પષ્ટ દેખાતું હતું. મદદ માટે બૂમો પાડતી હતી. એમની પાછળ મોટા શીંગડાવાળી જંગલી ભેંસ છીંકોટા કરતી, શીંગડા ઉછાળતી ચારે પગે ધસી રહી હતી પળેપળે શિકારી અને શિકાર વચ્ચેનું અંતર ઝડપથી ઓછું થતું હતું.

આન્દ્રે આ ઝઘડામાં વચ્ચે પડ્યા.

ભયંકર જંગલમાં આન્દ્રેનો સાથી કોણુ હોય? •૩૭૫ રાઈફલ. ટ્રોલી ધીમી પડાવી. રાઈફલ ઊપડી. ભેંસે આ નવું નડતર જોયું. ભેંસ તે તો ભેંસ જ ને! એને સ્ત્રીઓનું વળી કેવું આકર્ષણુ? ભેંસે નવા શિકાર તરફ ગડગડી મેલી. નિશાન લેવા જેટલો પણુ સમય ન હતો. હવે તો ભેંસના છીંકોટાથી એના થૂંકનો છંટકાવ થતો લાગ્યો, એનો ગરમ દઝાડતો શ્વાસ બાળી નાખે એવો લાગવા માંડ્યો અને ઝડપથી રાયફલ ઊપડી, અંદાજથી ભડાકો કર્યો. ભેંસ જેટલી ઝડપથી આગળ ધસતી હતી તેનાથી બેગણા જોરથી માથાથી પૂંછડા તરફ હવામાં અદ્ધર ગૂલાંટ ખાઈ ગઈ, પાછળ પડી, પાછી લથડિયાં ખાતી ઊભી થઈ, પાછી આળોટી, શીંગડાંથી માટીના મોટા ઢેર ઉછાળતી હતી, શીંગડાના તૂટવાનો અવાજ આવતો હતો અને પછી પાછી ઊભી થઈ. ઊભી થઈ તે જોસથી પડવા માટે જ. તે જબરા અવાજ સાથે પડી અને થોડીક જ ક્ષણોમાં ખડક માફક સ્થિર થઈ ગઈ. આન્દ્રે શિકારને જોવા ટ્રોલીમાંથી નીચે ઊતર્યા.

ટ્રોલી ધકેલનારા હરખાયેલા મજૂરો તો આન્દ્રે કરતા પણુ અગાઉ પહોંચી ગયા હતા. આન્દ્રેને પોતાની શક્તિઓ પાછી મેળવી છે એ આનંદથી એક કંપારી આવી ગઈ. મજૂરોએ ભેંસનું માથું ઊંચક્યું અને બતાવ્યું ત્યારે તો આન્દ્રે પોતે પણુ ન માની શક્યા કે તેમણે અંદાજથી આવું સચોટ નિશાન લીધું હતું. સારા શિકારી એક લાખ નિશાનો લે ત્યારે એક નિશાન આટલું સચોટ બેસે. કારતૂસ કપાળમાં ચાંલ્લો કરવાની જગ્યાએ બરાબર મધ્યમાં બેઠી હતી. નિશાન જોઈને આન્દ્રેના જીભના કાંટા આનંદમાં ઊભા થઈ ગયા. તેમને લાગ્યું કે હવે તેઓ પાછા સારા નિશાનબાજ થઈ શક્યા હતા. બુઢ્ઢો વૈદ્યો આન્દ્રેની પાછળ જ હતો. એણે એના દોરાઈને નિશાનબાજી પાછી સોંપવામાં મદદ કરી હતી એ આનંદમાં એ પોતાનું ડોકું હસતાં હસતાં જોરજોરથી હલાવી રહ્યો હતો.

'દોરાઈ...જોયું ને! હું ન'તો કહેતો?' એના સ્મિતમાં પૂરેપૂરો સંતોષ હતો.

બુઢ્ઢા ખવીસ કુટિલ કઠ્ઠાડિયાના શાપનું નિવારણુ થયું હતું.

દોરાઈ હવે પાછા દોરાઈ બની ગયા હતા.



ભારત વિવિધ સંસ્કૃતિઓ અને વિચારસરણીઓના સંગમરૂપ છે અને આ બધાંનો સુંદર સમન્વય સાધ્યો છે. મોલાના આઝાદ આ સમન્વયનું સુંદર દૃષ્ટાંત હતા. જુદી જુદી સંસ્કૃતિઓ અને વિચારસરણી વચ્ચે તેઓ એક પૂલ સમા હતા.
[ મોલાના આઝાદના અવસાન અંગે દિલ્હીમાં મળેલી શોકસભામાં ] —જવાહરલાલ નેહરુ







ઈશ્વરભાઈ પટેલ

# આખરે એ નાઠો જ [૩]

વિમાની લશ્કરી સૈનિકની આ રોમાંચક કથા આ અંકે પૂરી થાય છે. આ સાહસકથા એક મહત્ત્વની વાત મૂકી જાય છે: માણસ મરીને પણ તેની કીર્તિની જ્યોત એવી જ જળહળતી રાખતો જાય છે ત્યારે જ તેની સાચી માનવતા મહેકી ઊઠે છે......

વોને ઉતાવળે ઉતાવળે હવાઈ હુમલાની ને વિમાન તૂટવાની વાત કરી ત્યારે એ અફસરે નોંધ લેવા માંડી ને વચ્ચે વચ્ચે એને ઝીણવટભર્યા પ્રશ્ન પૂછ્યા કર્યા. છેવટે જ્યારે પોલીસ ને સી. આઈ. ડી.ના સંતોપની વાત એણે જાણી ત્યારે એ જરા ટાઢો પડ્યો છતાં એણે આલરડીનના મથકે પૂલ જોવાનું ઠીક ધાર્યું અને ફોનનું ભૂંગળું ઊપાડ્યું એટલે વોને કહ્યું, 'એની હવે જરૂર છે ખરી? મારું વિમાન હમણાં જ આવી પહોંચશે.'

'ના, ના, જુઓને આ તો કાગળિયા ઘોડાનું કામ. એટલે ઘણી મુશ્કેલી છતાં તમે જો તમારો પરિચય-બિલ્લો બતાવો તો મામલો ઉકલી જાય.' પેલાએ જવાબ વાળ્યો.

વોન આ વિધિચુસ્તતા પર હસ્યો અને હસતાં હસતાં શ્રદ્ધાપૂર્વક એણે કપડાં નીચે હાથ નાખ્યો તો પરસેવાને કારણે પેલો બનાવટી કાગળનો પરિચય-બિલ્લો સાવ લોચો થઈ ગયો હતો! એ આમતેમ ફંફોળવા લાગ્યો એટલામાં ટેલિફોનની ઘંટડી વાગી ને અફસરનું ચિત્ત વાતમાં પરોવાયું.

ફોન લાઈન સારી નહીં હોવાથી વાતચીતમાં વાર થઈ એ લાગ જોઈ, એની આંખમાં આંખ પરોવી એણે ઈશારાથી હાથ ધોવા જતો હોય એમ ઈશારત કરી 'જલદી આવું છું.' કહી બારણા ભણી ડગ માંડ્યાં. બારણું ઊઘાડી એને આસ્તેથી બંધ કર્યું ને ઊંચા ડગે મુખ્ય દ્વારે પહોંચી એને ઊઘાડ્યું ત્યારે એને કાને પેલા અફસરના નીચેના શબ્દો અથડાયા, 'કેપ્ટન વોન લૅાર—ઉચ્ચવિમાની—'

બહાર પહોંચતાં જ અદુગડા વળી એ પેલા અફસરની બારી નીચેથી સરકીને વિમાન નજદીક પહોંચ્યો. સમય અરે, સેકન્ડો હવે મહત્ત્વની હતી. પાસેના વિમાનવિરામસ્થાને ચણતર ચાલતું હતું એટલે પાલખ પરના સૌ કારીગર એને જોઈ રહ્યા. એ તો એક સીમેન્ટ મીકસીંગ મશીનની બાજુએથી ફરી વળી થેલી-છોડતા એક મજૂર પર પડ્યો. અહીં એણે બે એન્જિનવાળાં બોમ્બર જોયાં પણ એ એને ઉપયોગી નહોતાં એટલે આગળ ધપ્યો. ત્યાં હરીકેન વિમાન એની નજરે ચડ્યાં. વિમાનમથકનો આ ભાગ તો રોલ્સ રોઈસ કંપનીનું એક પ્રયોગકેન્દ્ર હતો અને અહીં ખાસ તકેદારી રહેતી પણ પાલખોને કારણે, સૌ નજર ચૂકાવી એ અહીં ઘૂસી ગયો હતો. પાસે જ એક કારીગર ઊભો હતો. તેને જોતાં જ બિલકુલ સત્તાવાહી અવાજે એ બોલ્યો, 'મારું નામ કેપ્ટન વોન લૅાર. હું મૂળે ઉચ્ચવિમાની છું. મને હમણાં જ અહીં નીમવામાં આવ્યો છે પણ મેં હરીકેન ચલાવ્યાં નથી તો એની ચાવીઓ બતાવો ને એક તાલીમ ઉડ્ડયન કરાવો. કયું વિમાન તૈયાર છે?'

વિસ્મયમાં પડેલા પેલા મીકેનીકે કહ્યું, 'આપ ભળતા સ્થળે આવી પહોંચ્યા લાગો છો. આ તો ખાનગી કંપનીનાં વિમાન છે.'

'હા, હા, મને ખબર છે પણ અફસરે મને તમારી પાસે જ મોકલ્યો છે. મને ઝાઝો સમય પણ નથી.' વોને લલકાર્યું.

પેલાને મનમાં થયું કે આ કોઈ બિનલશ્કરી વિમાની વિમાન લેવા આવ્યો હશે, એટલે એણે ઉમેર્યું, 'મુલાકાત બુકમાં આપ સહી ન કરો ત્યાંસુધી મારાથી કશું થઈ શકે નહીં. ઊભા રહો ને, મેનેજરને બોલાવી હું આ આવ્યો.'

પેલો ગયો ત્યાં વોનની નજર પાસે જ પડેલા એક તદ્દન નવી જ જાતના વિમાન પર પડી. એને એક વખત તો મન પણ થઈ આવ્યું કે એની ચાવીઓ

ફેરવી ઊડી જાઉં પણ એમાં તો જોખમ સવિશેષ હતું એટલે એણે એ વિચાર મુલતવી રાખ્યો.

જરા વારમાં ખાખી પોષાકમાં સજ્જ થયેલ એક સદ્‌ગૃહસ્થ આવ્યો અને એણે વૉનને મીઠા સ્મિતથી સત્કારી કહ્યું, 'આપ નવું વિમાન લેવા આવ્યા છો તેવી મને ખબર પડી છે, જરા અંદર આવો એટલે આપણે એ અંગેનાં કાગળિયાં કરી લઈએ.'

'અરે, એમાં તો વખત જશે ને મારે સમયની ખૂબ મારામારી છે. મારે તો આ હરીકેન વિમાનના કેટલાક કન્ટ્રોલ જ જાણી લેવા છે.' વૉને જણાવ્યું.
'હા જી, પણ આપ એ કાગળિયાંનું પતાવો નહીં ત્યાંસુધી કશુંય થઈ શકશે નહીં.'

ખૂબ આનાકાની સહ વૉન એની પાછળ ગયો. એ જે ગતિએ ચાલતો હતો એથી વૉનને જરા ચીઢ થઈ અને ઘડિયાળમાં એની નજર પડી તો એને માલૂમ થઈ ગયું કે પેલો તો ટેલિફોન ભણી ગયો હશે ને હવે પોલ પકડાઈ જવાનું. એના હૃદયના તાજીયા તો સાવ ટાઢા પડી ગયા.

ઑફિસમાં પહોંચ્યા ત્યાં બે પાન ભરીને વિગતો રજૂ કરવાની હતી. પહેલું પાન તો એણે ગપસપ કરી પૂરી દીધું પણ બીજા પાનની વિગતોમાં તો એને સમજણ ન પડી. સાથેના પોલીસે એને સહાય કરીને એ માંડ છૂટયો.

મેનેજરે હવે 'સૂબ સલામત' જાહેર કરી, એની પાસેથી વિમાન પ્રાપ્તિના હુકમ માગ્યા. એણે જણાવ્યું કે એ એના સામાનમાં છે, જે થોડી જ વારમાં બીજા વિમાનમાં આવી પહોંચશે. દરમિયાન એણે વિમાનની ચાવીઓની વિનંતી કરી. મેનેજરને લાગ્યું કે એણે ચોપડીમાં સહી કરી છે એટલે હવે વાંધો નથી—એટલે એણે ચાલ બતાવવા કહ્યું. પેલા મીકેનીક સાથે વૉન બહાર નીકળ્યો ને ધડકતા હૃદયે સમુદ્ર બાજુ જોયું. કોઈ શાહી ગણવેશવાળું ન દેખાયું. વળી પાંચ મિનિટ વધુ પડે એવી એણે મનમાં પ્રાર્થના કરી અને બન્ને વિમાનમાં પેઠા.

પેલા કારીગરે એને બધી ચાવીઓ વિગતે સમજાવી પણ એ બધું એના મગજમાં ઊતરે એમ નહોતું. એ તો મુખ્ય મુખ્ય વાતો નજરમાં રાખતો હતો હવે લાગ્યું કે સમય થવા આવ્યો છે એટલે એણે તો સ્ટાર્ટર ખેંચ્યું. પેલા મીકેનીકે ટ્રોલી સિવાય એમ કરવા ના પાડી એટલે એણે એ લઈ આવવા એને ભારે મીઠાશ ને નરમાશથી વિનંતી કરી. મદદ કરવાના હેતુથી પેલો બિચારો ગયો ને બધી ગોઠવણ કરી પાછો ફર્યો.

તૈયારી થઈ ને પેટ્રોલ માટેનું એણે બટન દાબ્યું. વિમાન જરા હાલ્યું ન હાલ્યું ત્યાં તો એક સત્તાવાહી અવાજ એની પીઠ પાછળ ગર્જ્યો, 'નીકળ બહાર.' વૉને ઊંચું ભાળ્યું તો હાથમાં ઉઘાડી પિસ્તોલે પેલો અફસર ઊભો હતો. આલરડીન મથક સાથે ટેલિફોન જોડતાં એને વાર થઈ—લાઈનના ભંગાણને કારણે પણ જોડાણ થતાં જ એને ખાત્રી થઈ કે કેપ્ટન વૉન લૅર ડો ઘૂસ્યો છે.

વૉન પકડાઈ ગયો પણ એની હિંમત, ને ચાલાકી પર સૌ બ્રિટિશ અફસરો પણ વારી ગયા, બ્રિટિશ અફસરોની આટલી ભારે સાવચેતી હોવા છતાં, આ જર્મન વિમાની છેક મથકમાં પહોંચી વિમાન લગભગ ઊડાવી જવાની સ્થિતિમાં હતો એ કંઈ નાનીસૂની વાત નહોતી.

વૉનના પાંચેય સાથીદારો ચોવીસ કલાકમાં પકડાઈ ગયા ને સૌને ચૌદ દિવસની એકાંતવાસની સજા થઈ. આવા મોટા ગુના છતાં આ હળવી સજા કરવાનું કારણ એ હતું કે બ્રિટિશ સરકારે નક્કી કર્યું હતું કે ગરબડદાસને સવેળા દેશપાર કેનેડામાં મોકલી આપવા જેથી ત્યાંના બરફીલા પ્રદેશમાં એય ઠંડા પડી જાય.

પણ વૉનને મન તો આ નાસવાની એક ઓર તક જ ભાસી, એમાં એને એક સગવડ દેખાઈ. તે એ હતી કે પાસે જ યુ. એસ. એ. હતું. ને તે સમયે એ તટસ્થ હતું. તરત જ એણે કેનેડા રહી આવેલા એક સાથી કેદી પાસેથી કેનેડાની ભૂગોળ ને રીત-રિવાજ વિષે શક્ય તે સામગ્રી એકઠી કરવા માંડી. એ કહેવા

લાગ્યો, 'મને મનમાં એમ થયા કરે છે કે કૅનેડામાં મને નસીબ ઉપરથી યારી દેશે'ને મારો બેડો પાર પડશે.'

૧૦૫૦ કેદી લઈને ૧૯૪૧ના જાનેવારીની દસ તારીખે સ્ટીમર ઊપડી ત્યાં સુધી વૉનને ખાસ ચોકિયાતો હેઠળ રાખવામાં આવ્યો. સૌથી નોખા એવી આ દેખભાળથી વૉનને પોતાને પણ જરા ગર્વ થતો. સફર દરમિયાન એ કલાકોના કલાકો હીમ જેવા દરિયાઈ પાણીથી ભરેલા એક ટબમાં પડ્યો રહેતો. વહાણ બંદરે પહોંચે ત્યારે એ હિમાળા પ્રદેશમાં ભાગી છૂટવાનું બને તો શરીર એ ઠંડી ખમી શકે એ હેતુસર એ એને ઘડતો હતો, તૈયાર કરતો હતો.

હેલીફૅક્સ બંદરે એને નાસી છૂટવાની કોઈ તક સાંપડી નહીં એટલે આ બધા કેદીઓને જે ગાડીમાં ભરવા માંડ્યા એમાં નજર ફેરવવા માંડી. વૉનના ડબ્બામાં પાંત્રીસ કેદી ને બાર રક્ષક હતા. હરેક ક્ષણે ત્રણ ગાર્ડ ફરજ પર રહેતા ને એ વચ્ચેના રસ્તામાં બે છેડે બે ને વચ્ચે એક, એમ ત્રણેય ખડે પગે ઊભા રહેતા. જાજરૂ જતી વખતે એકે એક પોલીસ એમને લઈ જતાં ને છતાંયે સાવચેતી અર્થે જાજરૂનું બારણું ખુલ્લું રાખતા. ડબ્બાની બારીઓના બેવડા પડદા વચ્ચે બરફ એવો થીજી ગયો હતો કે એ જામી ગઈ હતી. વધારામાં આ બારીઓને અડવાની સૌ કેદીઓને પાકી મનાઈ હતી.

હરેકને ખાવાનું પોતપોતાની બેઠકે જ મળતું એટલે એમેય ઊઠ બેસ કરી જોવાનું શક્ય નહોતું. સૌથી પહેલું ભોજન જે એમને મળ્યું એ અત્યાર સુધી પ્રાપ્ત થયેલા બ્રિટિશ ભોજનની સરખામણીમાં અતિ વૈભવશાળી ગણાય તેવું હતું એટલે ખાઈ ખાઈને કેટલાક તો એવા ભારે શરીરવાળા થઈ ગયા કે નાસી છૂટવાની વાતેય ભૂલી ગયા.

પણ વૉન જરાકેય ભૂલ્યો નહોતો. એને જ્યારે ખબર પડી કે એમને લઈ જતી ગાડી ઑન્ટેરીઓ જવાની છે ત્યારે એ સમજી ગયો કે લેક સુપીરીયર પાસે એ સરહદ નજદીક થઈ પસાર થવાની. એટલે જો એ વિસ્તારમાં એ છટકી શકે તો ફાવે તેમ કરી એક દિવસમાં યુ. એસ. એ. માં પહોંચી જાય.

નાસી છૂટવાનો રસ્તો એક જ હતો અને તે ચાલતી ગાડીએ બારીએથી બરફમાં કૂદી પડવું. ગાડી પૂર વેગમાં હોય ત્યારે કૂદવા જાય તો પ્રાણઘાતક નીવડે છતાં તેમ કર્યા સિવાય છૂટકો નહોતો. કારણ કે હરેક સ્ટેશને બધા ચોકિયાતો ખૂબ જ જાગ્રત રહેતા, અને વધારામાં બહાર બીજા ચોકિયાતો ગોઠવાતા. આ બધું જોતાં એણે ઠરાવ્યું કે ભાગવાનો સૌથી સારો સમય પ્રભાત પહેલાં થોડી વાર ને એની સૌથી સારી તક સ્ટેશનેથી ગાડી ઊપડ્યા પછી થોડી વાર.

એના સાથીદારોને ગાર્ડ પર નજર રાખવાનું કહી એણે ઘૂંટણિયે પડી બારીને પાએક ઈંચ ઊંચી કરી. આ પોલાણ નજરે પડે તેમ નહોતું પણ એને લઈને ગાડીની ગરમી બહારના બરફને અડકી એને ઓગાળવા લાગી. ચોવીસ કલાક પછી વૉને પોતાના મિત્રોને બધા ઈલેક્ટ્રીક હીટર ફુલ પાવર ચલાવવા કહ્યું એટલે એની જામી ગયેલી બારી છૂટી થઈ ગઈ પણ સવાલ એ થયો કે એ બારી ઊંચી કરે તે પેલા જોવે નહીં તેમ શી રીતે ગોઠવવું ને બહારની ઠંડીથી મરતાં બચવા માટે ઓવરકોટ શી રીતે લઈ જવો? ગાડીમાં તો એ વહેમ લાવ્યા સિવાય પહેરાય તેમ નહોતો કારણ કે કૃત્રિમ ગરમી ખૂબ જ હતી. આ પ્રસંગે નસીબે એને યારી આપી.

તે દિવસે સાંજના વાળુ વખતે આ કેદીઓને જમરૂખની એક પેટી આપવામાં આવી ને ભૂખ્યા વરુની જેમ સૌ એની પર તૂટી પડ્યા. ભારે ખોરાક ને તે પર જમરૂખ ને પેટ ટેવાયેલું નહીં એટલે બધાને ભારે પડી ગયું ને જાજરૂ જવા લાઈન લાગી. કેટલાકને તો હેડ ગાર્ડના જાજરૂમાં લઈ જવા પડ્યા. આ બધામાં એવી પરિસ્થિતિ જન્મતી કે કેટલીક વખત ડબામાં એક જ ગાર્ડ હોય! એ લોકોને પણ આ બધાને ઝાડા થઈ ગયા તેથી એવી રમૂજ પેદા થઈ કે એમનું ધ્યાન પણ ચોકી પરથી ખસી આ આ મજા તરફ વળેલું રહેતું.

ડબ્બામાં પારાવાર ગરમી હોવા છતાં કેટલાક તાવથી ધ્રૂજતા કેદીઓને ઓવરકોટ ચઢાવી, પેટ દાબી બેસી રહેવું પડતું એટલે વોનને પોતાનો ઓવરકોટ ઓઢવાનું એક સરસ બહાનું જડી ગયું એ પણ સૌ ભેળો બે પગ વચ્ચે માથું ભેરવી, એને હાથથી દબાવી બેસી રહ્યો.

પછીનું સ્ટેશન આવતાં ગાડી ધીમી પડી અને ગાર્ડનું ધ્યાન બીજે છે એની ખબર પડતાં જ એણે પોતાનો કામળો આડો ધર્યો એટલે એક જણે ઘૂંટણીએ પડી અંદરની જાળી ઉઘાડી નાખી. ગાડી થોભી તેટલામાં તો બહારનો કાચ બરફયુક્ત થઈ ગયો પણ આખો કાચ ઉઘાડો ચળકવા લાગ્યો. સદ્ભાગ્યે કોઈ ચોકિયાતની નજર ત્યાં પડી નહીં.

ગાડી ઊપડી એટલે પૂર્વ યોજના મુજબ પાંચ સાત જણે જાજરૂ જવા હાથ ઊંચા કર્યા, એમને લઈ ગાર્ડ વિદાય થયા ત્યાં પેલો કામળો પુનઃ પહોળો કરી પોતે બારી ઊંચી કરવા હાથ અજમાવ્યો. પહેલાં તો બારીએ મચક ન દીધી પણ એ તરત જ ઊઘડી ગઈ ને બીજી જ ક્ષણે વોને બારીમાંથી ડૂબકી મારીએ તેમ કૂદકો લગાવ્યો. એ પડયો ત્યારે આંખે અંધારાં આવી ગયાં પણ છૂટકારાના દમે એનામાં નવી જ તાકાત રેડી. ગોઠવણ મુજબ બીજા મિત્રોએ, ગાર્ડ જોઈ જાય તે પહેલાં બારીઓ પકડી હતી તેમ, વાસી દીધી અને ગાડી સેંકડો માઈલ વટાવી ગઈ ત્યાંસુધી એની ગેરહાજરી વરતાઈ નહીં.

સાચે સાચ એ કયાં કૂદી પડયો એ કહેવું કઠણ છે કારણ કે વોન જાતે બડાશખોર એટલે એણે કેનેડાની ભૂમિ પરનાં એનાં સાહસોના અગણિત બણગાં ફૂંકયાં છે ને એમાંથી સત્ય શોધી કાઢવું એ દરિયામાં ડૂબકી મારી, રત્ન શોધવા જેવું હતું. છતાં એટલી વાર ચોક્કસ રીતે કહી શકાય છે કે એ જાન્યુઆરીની ૨૪ તારીખે સાંજના સાત વાગે સેંટ લોરેન્સ નદીને ઉત્તર કિનારે પહોંચ્યો ને એની નજર સામે કિનારે આવેલા ન્યૂ યોર્ક સ્ટેટના ઓગ્ડન્સબર્ગ શહેરના ચમકતા દીવાઓ પર પડી નદી ઠરી ગઈ હતી એટલે એણે પ્રથમ તો બરફ પર ચાલી નદી પાર કરી જવાની આશા રાખી પણ અમેરિકન કિનારાથી પાએક માઈલ દૂર હતો ત્યાં એની નજરે નદીનો કાળો પ્રવાહ અથડાયો. એ કેનેડિયન કિનારે પાછો ફર્યો અને એક ગ્રીષ્મ છાવણી આવી ત્યાં સુધી કિનારે કિનારે ચાલ્યો. અહીં એ શોધતો હતો તેવું બરફમાં દટાયેલું સિગારેટના ઘાટનું એક હોડકું હાથ આવ્યું. એ બરફમાં દટાઈ ગયું હતું એટલે વાડનાં લાંબાં લાકડાના સમુચ્ચાલનથી એણે એને મહામહેનતે છૂટું કર્યું. અને પોતાનું સઘળું બળ વાપરી ઇંચ ઇંચ કરીને ખસેડતો ખસેડતો પેલા પાણી સુધી પહોંચી ગયો. એની પાસે હલેસાં નહોતાં પણ નસીબવશાત એનું હોડકું અમેરિકન કિનારે પહોંચી ગયું.

જેવું એ કિનારે અડકયું તેવો જ વોન કૂદીને કિનારે ખડો થઈ ગયો અને દોડીને કિનારો ચડી ગયો. રસ્તો આવતાં જ એણે ન્યૂ યોર્કના નંબર પ્લેટવાળી એક મોટરગાડી જોઈ. પાસેની ઇસ્પિતાલની એક નર્સ એ ગાડીને ચલાવવાની તૈયારીમાં હતી.

ભારે ઉત્કંઠાસહ એણે પૂછયું: ' વારુ આ અમેરિકા છે ને ?'

' તમે ઓગ્ડન્સબર્ગમાં છો ' વળતો જવાબ આપ્યો.

એના થાકેલા ચહેરા પર સ્મિત લાવી એણે જણાવ્યું, ' હું જર્મન વિમાની દળનો અફસર છુ...' ને તરત જ સુધારી ઉમેર્યું. ' હું યુદ્ધ કેદી હતો. '

અમેરિકન પ્રદેશના પ્રવેશમાત્રથી વોન સહીસલામત નહોતો. એમ તો થોડા જ વખત પહેલાં પકડાયેલો એના જેવો જ એક જર્મન કેદી ત્રણ માસની સજા ભોગવી, કેનેડાની સરકારને પાછો સોંપાયો હતો પણ આ પ્રકારની ઘટનામાંથી એને ઉગાર્યો એના જાહેરાતિયા સ્વભાવે.

અમેરિકન પોલીસે એને અનધિકાર પ્રવેશના આરોપસર પકડી જેલમાં બેસાડયો ત્યાં ખબરપત્રીઓએ એને ઘેરી લીધો. એણે પણ એવી ઉરાંગઉટાંગ કલ્પનાઓ ને કપોલકલ્પિત વાતો છાંટવા માંડી કે કેટલાક ખબરપત્રીઓએ તો એના પર ભારે કડક ટીકા કરી. પણ

એના આ બધા ગપગોળાનું એક પરિણામ એ આવ્યું કે એનો કિસ્સો આંતરરાષ્ટ્રીય સ્વરૂપ પામી ગયો.

એની એ ગુલબાંગોમાંથી ઉગરવા માટે જર્મન કોન્સલે એને માટે ૫૦૦૦ ડોલરનું જામીનખત મોકલી એને ન્યૂ યૉર્ક ભેગો કર્યો જ્યાં એને અમનચમનની સર્વ સંવલતો પૂરી પાડવામાં આવી. આ બાજુ જર્મન છાપામાં એની આ ઐતિહાસિક છટકબારીની જે કથાઓ છપાઈ તેથી એ ભડવીર લેખાવા લાગ્યો.

આ બાજુ કેનેડિયન સરકારે એના પર પાંત્રીસ ડૉલરની હોડીની ચોરીનો આરોપ મૂકી અમેરિકન સરકાર પાસેથી એની પ્રાપ્તિ માટે મથામણ કરવા માંડી તો બ્રિટિશ સરકારે એને કોઈ રીતે અમેરિકા બહાર કાઢવા તળે ઉપર કરવા માંડ્યું. બ્રિટિશ રક્ષણ ને પ્રશ્નપદ્ધતિનું એનું જ્ઞાન બ્રિટનને ખૂબ જોખમકારક લાગતું હતું એટલે દબાણ લાવી એની જામીનગીરી ૫૦૦૦ ડોલરથી ૧૫૦૦૦ ડોલર પર કરાવી. અને એને કોઈ ભોગે કેનેડા મોકલવાના પ્રયાસો આદર્યા એટલું જ નહીં પણ એની પાછળ છૂપી પોલીસના માણસો રાતદિન ભમતા જ રહ્યા.

આ બાજુ જર્મન સરકાર પણ સાવચેત થઈ ગઈ ને એને દેશભેગો કરવા ઉત્સુક બની ગઈ એટલે એની જામીનગીરીના ભોગે એને ન્યૂ યૉર્કથી ભગાડવાનું ગોઠવ્યું. માર્ચની ચોવીસમીએ એ નીકળ્યો ને સંખ્યાબંધ મોટરગાડીઓ લાવી એણે છૂપી પોલીસના માણસોને થાપ આપી, એલ પાસેની ગાડી પકડી. મેક્સિકન મજૂરના લેબાસ ને ઓઠા નીચે આંતરરાષ્ટ્રીય પુલ એ ઓળંગી ગયો. ત્યાંના જર્મન રાજદૂતે બનાવટી નામ પર રીઓડીજાનેરો ને રોમદ્વારા એની જર્મનીની ટિકીટ મેળવી અને એ ૧૯૪૧ ના એપ્રિલની અઢારમી તારીખે બર્લિન પહોંચી ગયો.

સંરક્ષણની દૃષ્ટિએ થોડોક વખત એના પુનરાગમનની વાત જર્મન સરકારે છાની રાખી પણ ગોરીંગે એને કપ્તાનપદે સ્થાપ્યો અને હિટલરે જાતે હાજર રહી એને નાસી છૂટવા બદલ અભિનંદન આપ્યાં. અને એને નાઈટ ક્રોસનું બહુમાન આપ્યું. એના માનમાં સંખ્યાબંધ ખાનગી મેળાવડા ને ભોજન યોજાયાં.

વોનનું આ નાસી છૂટવું વ્યક્તિગત બહાદુરીનું કામ હોવા ઉપરાંત એનું મહત્ત્વ દેશની દૃષ્ટિએ—યુદ્ધની દૃષ્ટિએ, ખૂબ બધું હતું, જર્મન વિમાની દળના ખાતામાં એને હવે રોકવામાં આવ્યો ને એણે બ્રિટિશ પ્રશ્નપદ્ધતિ ને બ્રિટિશ સંરક્ષણ અંગે માહિતી પૂરી પાડી તેના પરિણામરૂપે જર્મન વિમાનીઓ માટે બાર પાનાની એક પુસ્તિકા પ્રસિદ્ધ થઈ ને પરિણામે બ્રિટિશ અફસરોને તે પછી જર્મન વિમાનીઓ પાસેથી માહિતી મેળવતાં ફીણ પડવા લાગ્યું.

એવી જ રીતે એણે જર્મન માહિતી મથકની મુલાકાત લઈ બ્રિટિશ વિમાનીઓની એમની પ્રશ્નોત્તરી પદ્ધતિમાં આમૂલાગ્ર ફેરફાર કરી નાખી, એમને અસરકારક બનાવી. પછી તો એણે જર્મનીમાંની બધી યુદ્ધ કેદી છાવણીઓની મુલાકાત લીધી તો ત્યાં નાસભાગની સગવડ જોઈ એ તો છક્ક થઈ ગયો ! એણે સંખ્યાબંધ સૂચનો કરી, આવી પ્રવૃત્તિઓને નાકામીઆબ બનાવવાનાં પગલાં ભરાવ્યાં.

પોતાની નાસભાગના અનુભવો વર્ણવતું જે પુસ્તક એણે લખ્યું તેમાં બ્રિટિશ લોકો વિષે એણે કદરદાનીભરી લાગણી દર્શાવી એટલે જર્મન સરકારે એને પ્રતિબંધિત કર્યું.

રશિયા યુદ્ધમાં પડ્યું તે પછી થોડા દિવસે એ પાછો એક વિમાની ટુકડીના કપ્તાન તરીકે યુદ્ધમોરચા પર પહોંચી ગયો અને થોડાં જ અઠવાડિયામાં એણે આઠ વધુ વિમાન તોડી પાડ્યાં !

સપ્ટેમ્બરમાં એની ટુકડીને હોલેન્ડના કિનારે મોકલવામાં આવી ત્યાં જ ઓક્ટોબરની પચીસ તારીખે જ્યારે એ દરિયા પર એનું રોજિંદું નિરીક્ષણ ઊડ્ડયન કરી રહ્યો હતો ત્યારે એના વિમાનનું એન્જિન બગડ્યું અને એ એના વિમાન સાથે દરિયામાં ડૂબ્યો. આમ એક અતિ સાહસિક માનવ કારકિર્દીનો ભૌતિક અંત આવ્યો ને એની કથા જ માત્ર સૌને ચેતન પ્રેરનારી બની રહી !





પ્રો. અનંતરાય મ. રાવળ

# મિષ્ટાન્ન-થાળ

શ્રી પન્નાલાલ પટેલની વાર્તાકળાથી કોઈ અજાણ નથી જ. તેમણે પોતે પસંદ કરેલી શ્રેષ્ઠ વાર્તાઓનો સંગ્રહ તૈયાર થયો છે. તે વાર્તાઓ વિષે આપણા વિદ્વાન વિવેચકે જે ઊંડું રસનિરૂપણ કર્યું છે તે ઊર્મિના વાચકો માટે અહીં મૂક્યું છે, આ વાંચીને સંગ્રહ વાંચવાની પણ ઇચ્છા થાય......

ટૂંકી વાર્તા દોડધામના અર્વાચીન યુગનું સર્જન છે એમ મનાયું છે. પણ પૂરતી નિરાંતવાળા જૂના સમયમાં વાર્તાઓ લખાઈ છે અને આ દોડધામના જમાનામાં લાંબી નવલકથાઓ પણ લખાતી રહી છે જ, એટલે એ મત બહુ સાચો નહિ ઠરે. એટલું જ કહેવું યોગ્ય થાય કે ઉત્તરોત્તર વધુ પ્રવૃત્તિવ્યગ્ર અને ધમાલિયા બનતા અર્વાચીન યુગમાં મોટા પટ પર રમતી ગદ્યપદ્યની બૃહદ્-રચનાઓનાં સર્જન અને વાચન-આસ્વાદન માગે તેટલાં સમય, સ્વાસ્થ્ય અને અવધાન દુર્લભ બનતાં ચાલ્યાં હોઈ, એક પલાંઠીએ સરજી-વાંચી શકાય એવી ટૂંકી વાર્તા આ યુગને માફક વિશેષ આવે છે અને તેથી તેનો લોકપ્રિય સાહિત્યપ્રકાર એ બની બેઠી છે. આવા સમયમાં એક એક વાર્તાકારના આઠદશ કે બધા જ વાર્તાસંગ્રહો વાંચવાની ફુરસદ સામાન્ય વાચકોને ન પણ મળે. વાર્તાકારના બધા વાર્તાસંગ્રહોની મલાઈ એક જ પુસ્તકમાં મળતી હોય તો તે આવા વાચકોને ઘણું ફાવે. વાર્તાકારોની શ્રેષ્ઠ વાર્તાઓના આવા સંગ્રહો આમ આજની જરૂર બન્યા કહેવાય.

આ પુસ્તક શ્રી પન્નાલાલ પટેલની પંદર ઉત્તમ વાર્તાઓનો મિષ્ટાન્ન-થાળ ગાગરમાં સાગરનો લાભ લઈ લેવા ઇચ્છનાર વાચકોની આગળ ધરે છે. એની ચૂંટણી શ્રી. પન્નાલાલે પોતે કરી છે. વાર્તાઓની બીજાઓએ કરેલી ચૂંટણી રેડિયો પરની 'આપકી ફરમાઇશ'ની રેકર્ડો જેવો અપ્તરંગી રુચિઓનો અનુભવ કરાવે. વાર્તાકારને પોતાને વસ્તુ, વક્તવ્ય કે કલાની કોઈ ખૂબીને કારણે પોતાની જે વાર્તાઓ પોતાનું ઉત્તમ સર્જન લાગતી હોય તેને આપણે ખુશીથી તેનું પ્રતિનિધિ સર્જન ગણી શકીએ. 'કવિ કંઈ તેની કવિતાના અર્થ કે સૌંદર્યના નિર્ણય માટે પ્રમાણભૂત વ્યક્તિ ન ગણાય' એ અર્ધસત્ય વાર્તાનેય લાગુ પાડી 'તારી વાર્તાની ખૂબી તું શું જાણે?' એમ વાર્તાકારને કહેવામાં તો ધૃષ્ટતા જ થાય. સર્જકને એની દૃષ્ટિથી જોવો એ ન્યાયયુક્ત છે. વાર્તાકારે પોતે પોતાની ઉત્તમ માનેલી કૃતિઓનો અભ્યાસ સહૃદયોને અને અભ્યાસીઓને તેની વાર્તાકલા સમજવામાં અને તેની વાર્તાસિદ્ધિને મૂલવવામાં સૌથી વધુ મદદગાર થાય. આ દૃષ્ટિએ શ્રી પન્નાલાલનો આ વાર્તાસંગ્રહ વાર્તારસિયા વાચકો ઉપરાંત સાહિત્યના વિદ્યાર્થીઓ અભ્યાસીઓ અને મૂલ્યપરીક્ષકોને વાર્તાકાર પન્નાલાલની ખરી પિછાન અને પારખ માટે ઉપયોગી સામગ્રી બનશે.

પન્નાલાલ ગાંધીયુગનું સંતાન છે. ગાંધીજીની સાહિત્યભાવનાએ તથા એમના જીવનકાર્યે, સમાજવાદી વિચારસરણીની વધતી જતી અસરે અને સમકાલીન પાશ્ચાત્ય સાહિત્યના પરિચયે આપણા સાહિત્યકારોનું સહાનુભૂતિનું ક્ષેત્ર વિસ્તૃત બનાવતાં 'ધૂમકેતુ' 'દ્વિરેફ' 'વાસુકિ' અને મેઘાણી જેવાની વાર્તાઓમાં, ચંદ્રવદન મહેતાના 'આગગાડી' જેવા નાટકમાં, 'સુંદરમ્' જેવાનાં કાવ્યોમાં અને ઉમાશંકર જોશીનાં 'સાપના ભારા'નાં એકાંકીઓમાં ત્યારલગી જેટલાં જીવનમાં તેટલાં જ સાહિત્યમાં પણ ઉપેક્ષિત રહેલાં માનવીઓ અને તેમના વાસ-વ્યવહાર-પ્રદેશોને ગાંધીયુગમાં સગૌરવ સ્થાન મળ્યું છે. સાહિત્યના માનવતાપૂર્ણ જીવનલક્ષિતા કે વાસ્તવદર્શિતા ભણીના વધતા જતા વલણના આ વાતાવરણે પન્નાલાલ માટે રસ્તો તૈયાર કરી નાખ્યો હતો.

જનપદમાંથી આવતા કેવળ પાંચ અંગ્રેજી ચોપડી ભણેલ જુવાન પન્નાલાલે લોકજીવનની કથાઓની જે ભેટ મા ગુર્જરીને ચરણે પ્રથમ ધરી તેણે પહેલા વરસાદે ફોરી ઊઠતી ભીની ધરતીની સુગંધ જેવો આનંદાનુભવ ગુજરાતને એનાં કથાવસ્તુ, પાત્રો, વાતાવરણ અને જીવન્ત પ્રાદેશિક લોકબોલી, એ સર્વની



અનાઘ્રાત પુષ્પ જેવી નવીનતા ને તાઝગીથી કરાવ્યો. ગુજરાતી વાર્તા અને નવલકથાનો મધ્યમવર્ગી શહેરી એનિમિયા દૂર કરી તેને નવા તાજા લોહીની લાલિમા એણે અર્પી. એવું જ કાર્ય પછી બજાવ્યું છે ચુનીલાલ મડિયા, ઈશ્વર પેટલીકર, આદિ બીજાઓએ પણ.

પન્નાલાલે શરૂઆત કરી વાર્તાઓથી, પણ એમને ખ્યાતિ અપાવી લાંબી વાર્તા 'વળામણાં'એ અને નવલકથા 'મળેલા જીવ.' ત્યાર પછી એ વિશેષ જાણીતા રહ્યા છે નવલકથાકાર તરીકે. નવલકથા એવો સાહિત્યપ્રકાર છે જેમાં ઇતિહાસ, નિબંધ અને તત્ત્વચિંતન કથા સાથે ભળી તેને પચરાવી પણ નાખે, જ્યારે વાર્તાનું શિલ્પ એવું છે જે કશું ફાલતુ સહી ન શકે. વાર્તા એક જુદો જ વિશિષ્ટ શક્તિ માગતો સાહિત્યપ્રકાર છે, કંઈ નવલકથાનું ટૂંકાવેલું લઘુ-સ્વરૂપ નહિ. પન્નાલાલે નવલકથાઓ લખી છે તેમ વાર્તાઓ પણ ઢગલાબંધ લખી છે. એટલે એ એક સાથે વાર્તાકાર છે અને નવલકથાકાર પણ છે. નવલકથાકાર સારો વાર્તાકાર હોયે ખરો, ને ન પણ હોય. પન્નાલાલ છે. આ સંગ્રહની એકે એક વાર્તા એ સિદ્ધ કરશે.

પન્નાલાલે આજની ટૂંકી વાર્તાના શાસ્ત્ર અને એના કલાવિધાનની જાણકારી પો કે તેની પછીના કોઈના લખાણથી મેળવી હોય કે ટૂંકી વાર્તાના આદર્શ ('મોડેલ') માટે મપાસાં કે ચેખોવની કે તેમની પછીના અનેક પાશ્ચાત્ય વાર્તાકારોની ઉત્તમ કૃતિઓ વાંચી નાખી હોય, એમ તો કંઈ છે જ નહિ. એમની પ્રેરણા હતી એમને જોવા મળેલ ગુજરાતી વાર્તાસાહિત્ય જ. બાકીની મૂડી બધી એમની. એમાં પહેલી અને મોટી મૂડી પ્રતિભાની. એમણે જીવન જોયું છે, માણસો જોયાં છે, ગામડાંનાં તથા શહેરનાં—એથીસ્તો એમને શહેરનાં માનવીઓની વાતો પણ ફાવે છે. એ અનુભવ-નિરીક્ષણ-લબ્ધ જીવન-પરિચયમાંથી કોઈ અજબ હૈયાઉકલતથી એમણે વાર્તાઓ કોરી કાઢી છે. વાર્તાઓ તો માનવીઓની જ હોય ને? એ માનવીઓના હૈયાંમાં પરચિત્તપ્રવેશના અદ્ભુત ઇલમથી પેસી જઈ એમની આંતર વૃત્તિલીલા અપૂર્વ કૌશલથી નિરૂપતાં એમને આવડે છે. આ કૌશલ ક્યાંથી આવ્યું? માર્ગદર્શન માટે મિત્ર ઉમાશંકરે ચીંધેલા 'સુંદરમ્'ના પ્રારંભકાળના સૂચનોમાંથી? ના, એમની જ આંતર પ્રતિભામાંથી, સૂઝમાંથી, 'સહજ સૂઝ ભલી' એમ લલકારવાનું મન આપણને થઈ જાય એવી સૂઝમાંથી. 'સુંદરમ્'નાં સૂચનોએ તો પન્નાલાલના પ્રતિભાબીજને પાણી પાવાનું જ કામ કર્યું હોય. પન્નાલાલે એમના નિશાળના સહાધ્યાયી ઉમાશંકર કરતાં સાહિત્યસર્જનની શરૂઆત મોડી કરી, પણ પછી તો જેમ વાંસ ભોંય ફોડી બહાર નીકળતાં વાર કરે છે પણ નીકળ્યા પછી તે કોઈ પણ વૃક્ષ કે છોડ કે વેલી વધે નહિ એટલો ઝડપથી સડસડાટ વધ્યે જાય છે તેવું પન્નાલાલનું પણ થયું છે.

આવા સાહિત્યપ્રેરિત નહિ પણ જીવનપ્રેરિત, અને જાતકમાઈવાળા પ્રતિભદોર્યા વાર્તાકારની પહેલી વિશિષ્ટતા જે આ સંગ્રહની વાર્તાઓ વાંચનાર આગળ છતી કરશે તે છે ગ્રામીણ લોકજીવનનું તેનાં સુખદુઃખ, જીવનપ્રશ્નો, બોલી, લોકમાનસ અને વાતાવરણ સાથે એમાંની નવ વાર્તાઓમાં ઉપસતું વાસ્તવચિત્ર. એમાંની 'વાત્રકને કાંઠે', 'ઓરતા', 'ભાથીની વહુ' અને 'એળે નહિ તો બેળે' જેવી વાર્તાઓમાં ગામડાંનું જીવન્ત વાસ્તવિક વાતાવરણ છે પણ વાર્તાઓનું ચઢિયાતું બીજું છે, માનવ હૃદયભાવો છે, જે આપણું ધ્યાન વિશેષ ખેંચી રાખે છે બાકીની વાર્તાઓ ગામડાંનું સમાજદર્શન સારું કરાવે છે. ગામડાંની ભીષણ ગરીબાઈનું ચિત્ર 'મા'માં કેવું ઘેરું આલેખાયું છે! અસહ્ય ગરીબીમાં વીંયાવાની ભેંસના દૂધ પર કુટુંબના ગુજરાનો આધાર રાખીને બેઠેલી બાઈ ભેંસને પાડો આવતાં એને પાણીવાળી ખાણમાં કેવું કાઠું કરીને નાખી આવવા જાય છે! એય માતા છે, ભેંસના માતૃત્વને તેમ વહુની લાગણીને એ નથી પિછાણતી? પણ પોતાનાં બચ્ચાં પ્રત્યેનું એનું માતૃત્વ ભેંસના માતૃત્વના તેના વિચારને ચૂપ કરાવી દે છે.

એવી છે ગરીબાઈ! 'કંકુ' તથા 'પીઠીનું પડીકું'માં વાતના મૂળમાં ગરીબાઈ જોશો. ગરીબાઈ, લગ્નના રિવાજ અને અનાજ-અંકુશના કાયદાએ બીજી વાતોના કોડભર્યા લક્ષ્મણના મનના મનોરથ પર પાણી ફેરવી દીધું એ કેવું કરુણ છે! 'નેશનલ સેવિંગ' નેશનલ સેવિંગની સરકારની માગે અભણ ભીલોને શી વીનાડી તેની વાત કરે છે. પાંચ દશ રૂપિયાય નેશનલ સેવિંગ સર્ટિફિકેટ માટે કાઢી ન શકે તેવાઓને એ ફરજિયાત લેવાં તો પડ્યાં, પણ એ કાગળિયાંને બાર વરસ સુધી સંઘરવાં કર્યાં, એનીય મુંઝવણ એમને ઓછી નથી. પરિણામે. જે આવે એટલામાં એને વેચી મારવા તત્પર થતા ભીલોની અબુધતા કેવી વિનોદપ્રેરક તેટલી જ કરુણ પણ છે! પોલીસના ત્રાસના ભયે દાણીની લુચ્ચાઈ જાણવા છતાં નભાવી લેતા લોકોના ફફડાટ ને એમની ભીરુ વ્યવહારકુશળતા 'દાણીનું ધડિયાળ' કેવી પ્રગટ કરે છે! શહેરના ઊજળિયાત વર્ણનાં અને સુખી વાચકોને એમનાથી અદીઠ ને અજાણી પણ આ દેશની એક મોટી સાચી માનવસૃષ્ટિનો આવી વાર્તાઓમાં પન્નાલાલ સાક્ષાત્કાર કરાવે છે.

ગામડામાંથી આવતા લેખક એ તો કરે જ. પણ સંગ્રહની બીજી છ વાર્તાઓ શહેરનાં ને ભણેલાં પાત્રોને એમનાં વૃત્તિ-વર્તન સાથે એવી જ કુશળતાથી આલેખે છે એ પણ જોઈ શકાશે. એ છમાંથી 'સુખ દુઃખનાં સાથી' પાઈ પૈસો માગી જીવન ગુજારતી ભિખારીસૃષ્ટિનાં બે માનવીઓ—જમની આંધળી અને ચમના લંગડા—ને માનવતા અને હૈયાની ઉષ્મા કેટલાં નજીક લાવી દઈ સુખદુઃખનાં સાથી બનાવી દે છે તેનું કલાત્મક નિરૂપણ કરતી હૃદયસ્પર્શી કરુણાન્ત વાર્તા છે. બાકીનીમાં ભણેલાંગણેલાં મધ્યમ વર્ગનાં શહેરી યુવકયુવતીઓને પન્નાલાલે નાયક-નાયિકા બનાવ્યાં છે. ગામડાનો લેખક શહેરી જીવન અને માનસની વાર્તાઓ સફળતાપૂર્વક લખી ન શકે એવું કંઈ નથી. તેમાં વળી પન્નાલાલે તો વતનના ગામડાના જેટલું જ ઈડર, અમદાવાદ ને મુંબઈનુંય પાણી પીધું છે. પણ ખરી વાત ગામડાં કે શહેરની પૃષ્ઠભૂની નથી, એની પર લેખકે કરવાના માનવ-પાત્રોના સાચા એટલે સ્વાભાવિક જીવન્ત કલાત્મક આલેખનની જ વાત વાર્તાઓની મૂલ્યપરીક્ષામાં મહત્ત્વની ગણાય. એવા આલેખનમાં તો પન્નાલાલ પૂરા પાવરધા છે. એમાં જ એમની ખરી શક્તિ રહેલી છે. પાત્રો નીચલા થરનાં અશિક્ષિત ગ્રામીણ માનવીઓ હોય કે શહેરનાં સુશિક્ષિત માનવીઓ, એમના અંતરનાં દલેદલનું દર્શન અજબ સામર્થ્યથી એ કરાવે છે.

પહેલી વાર્તા 'વાત્રકને કાંઠે'માં નાયિકા નવલ અને તેના આગલા પાછલા ધણીઓ એ ત્રણ જણનાં હૈયાંની જે અદ્ભુત રમત લેખકે એક જ ફરમામાં બતાવી છે તેવી અન્યત્ર ક્યાં ભાળીશું? ધટસ્ફોટ અતે થાય એવી આપણી અપેક્ષાને નિરાશ કરી, પન્નાલાલ પેલા બે સાધુ પોતાના પતિ જ હોય એમ માનવા મંડી જતી નવલના હૈયાની અને માસીના ઉદ્ગારોના એ સાધુઓના અને નવલના હૈયાંના પ્રત્યાઘાતની લીલા સીધેસીધી દેખાડે છે, તોય એ કેવી હૃદયંગમ બને છે! બંને ધણીઓનાં એકમેક સાથે સ્પર્ધતા આત્મવિસર્જનથી સુખાન્ત બનવા જતી વાર્તા અંતે કરુણતર બની ગઈ એ શાથી? પેલાના ભવ્ય આત્મવિસર્જન પછી નવલ લંગડા સાથે જરાય આંચકા વિના સુખથી જીવી રહે તો એમાં નારીહૃદયની વિશિષ્ટતા શી? એમાં તો એની સ્વાર્થિતા ઊપસી આવે. એનું હૈયું તો બેઉને માટે સરખું દ્રવે છે. એના સુખ માટે ચાલી જનાર ધણી માટે તો એ વિશેષ દ્રવે છે. વાત્રકને એના બેમાંથી કયો કાંઠો વધુ વહાલો હોય? પણ આવું પરિણામ પોતે તો નવલને ખપતો નથી એ દુઃખદ ભાનથી અતલ નિરાશા સાથે લંગડા પતિનાય ચાલી જવામાં આવ્યું! 'રંગ વાનો'માં સમાજસેવક કીકુભાઈને એકાંતમાં રંજના જેવી યુવતી સાથે રહેવાનું બનતાં એમના વિવેક કે સંયમની લગામ ઢીલી થતી જવાનું તથા એને રોકવાના એમના પ્રયત્નનું, તેવું જ રંજનાના મનની પણ એવી જ સ્થિતિનું નિરૂપણ કુશળતાથી

થયું છે. 'બીજા વર્ગમાં'નું રૂપાળી યુવતીને જોતાં ડબ્બાના પુરુષ ઉતારુઓના આંતર–બાહ્ય વ્યાપારમાં આવતી તેજીનું અને 'કંકુ' માંનું મલકચંદની ભીતરની વૃત્તિઓ અને બાહ્ય ચેષ્ટાઓનું આલેખન પણ વાંચકોનું ધ્યાન ખેંચ્યા વિના નહિ રહે. 'વાત વાતમાં' તો માનસશાસ્ત્રીય વાર્તા છે. એમાં વચ્ચે શંકાએ પાડેલાં અંતર પછી વસંતનો પસ્તાવો અને સુરબાળાની સહાનુભૂતિનું નિરૂપણ કેટલું સાચું છે! ચાલી જતાં પહેલાં રાતે ભાથીના શબ્દોની તેની વહુ પર થયેલી અસર, ભાથીનો તે ચાલી ગયા પછી તેને માટેનો ભાવ અને તેની વહુનું અંતનું વર્તન, એ સર્વનું 'ભાથીની વહુ' માંનું નિરૂપણ અને અલ્લડ હલેતી મુગ્ધા પાનુના અબુધ સાસુ અને પતિને હાથે દબાઈ ગયેલા ઓરતાએ કાઢેલા છબરડાપ્રેરક પણ સુખાન્ત માર્ગનું 'ઓરતા' માંનું વર્ણન પન્નાલાલના મનોનિરુપણકૌશલના બે સુંદર નમૂના છે. 'નાદાન છોકરી' એવો જ બીજો નમૂનો છે. જે અલગારીએ એને ગર્ભપાત કરાવવામાં મદદ કરી અપકીર્તિમાંથી ઉગારી લીધી છે એને જ વહેમાઈને ઝેર આપતી અહંપ્રેરી શીલા અને એ પછીય 'નાદાન છોકરી' કહી તેને ઉદારતાથી માફ કરતા અલગારીનાં પાત્ર એમના મનોવ્યાપારો સાથે એમાં સારાં ઊઠયાં છે. પરણ્યા પહેલાંની મુગ્ધ વયની સંયમની વાતે ઊભી કરેલી 'મનહર'માંના નવદંપતીની રમ્ય મુંઝવણ અને લોચન–મનના ઝઘડા જેવો આંતરવૃત્તિ અને બાહ્ય વર્તનનો વિસંવાદ પણ પન્નાલાલે તેના સુખદ અંત સુધી એવા જ કૌશલથી નિરૂપ્યાં છે.

પન્નાલાલને પ્રેમનું આલેખન કરવું વિશેષ ગમે છે અને ફાવે પણ છે, એ એમની અત્યારસુધીની ઘણી કૃતિઓએ બતાવી આપ્યું છે, તેમ એમણે પોતેય એ વાતનો સ્વમુખે એકરાર કર્યો છે. એમની આ વિશિષ્ટતા એમની સારી વાર્તાઓના આ સંગ્રહમાંય કેમ ન તરી આવે? આ સંગ્રહની દસ જેટલી વાર્તાઓ એમની એ વિશિષ્ટતા દેખાડે છે. એમાં 'બીજા વર્ગમાં' સ્ત્રી પ્રત્યે પુરુષની લોલુપ નજર ને વલણ અને એનો રકાસ બતાવતી વિનોદપ્રધાન વાર્તા છે. 'કંકુ' અને 'ભાથીની વહુ'માં જાતીય સ્ખલનની વાત આવે છે પણ એમાંથી એકે જાતીય સ્ખલનની એટલે એને કેન્દ્રમાં રાખી રસવિષય બનાવતી, વાર્તાઓ નથી એ તરત જોઈ શકાશે. બંનેમાં વાર્તાકારનું ઇંગિત જુદું જ છે. બંનેની નાયિકાઓનું આંતર સામર્થ્ય પ્રગટાવવા માટે એક નિમિત્ત જ એમના માનવસહજ સ્ખલનને તેમાં બનાવાયું છે. પન્નાલાલને અધર્મ્યકામ (પ્રેમ નહિ) નો રસ એના રસને જ ખાતર નથી. 'મળેલા જીવ' અને 'માનવીની ભવાઈ'નાં નાયક નાયિકાને અંતરમાં એકમેક માટે ઝૂરતાં–રિબાતાં છતાં બહારથી કેવાં સંયમશુદ્ધ રાખ્યાં છે! 'રંગભરી વાતો'માંય વાર્તાકારને કીકુભાઈ ને રંજનાની મનોલીલા જ દેખાડવી હતી, જે હેતુ સધાતાં એમણે એમને સ્ખલનથી દૂર જ રાખ્યાં છે. 'ઓરતા'માં પાનુના કાગળે સરજેલી પરિસ્થિતિને વાર્તાકારે સ્ખલનમાં ન ખેંચી જતાં નિર્મળ પ્રેમની સુગંધથી વાર્તાને મહેકાવી છે. 'ભાથીની વહુ' તેના અંતમાં ખરા મંગલ પ્રેમનો પ્રારંભ બતાવતી વાર્તા છે. 'એળે નહિ તો બેળે' અને 'મનહર' ને પન્નાલાલે તેમને આલેખવી ગમતી 'જોવનાઈ'ના દાંપત્યની સીમરેખામાં થતા મધુર વિજયની કથાઓ બનાવી છે. રૂખીએ કોદરને મેણું મારી પોતાને જોરાવરીથી ઉપાડી જવા ઉશ્કેર્યો એવું આગલી વાર્તાનું વસ્તુ, અને જુવાની માણવા ઝંખતી નવોઢા મંજુ 'આપણે વિષય માટે પરણતાં નથી' એવા તેના જ વાક્ય પર મનની વૃત્તિની ખિલાફ પોતાનું આચરણ ગોઠવતા તેના જુવાન પતિ મનહરના ગાલ પર તમાચો મારી તેને ઠેકાણે લાવી એ બીજીનું વસ્તુ, તત્ત્વમાં એક જ પ્રકારનાં છે. કોડભર્યો મુગ્ધ ખેડૂ જુવાનની પ્રીતિનું નિરૂપણ 'પીઠીનું પડીકું' થયું છે, પણ તેનો અંત કરુણ છે. એથી વધુ ઘેરો કરુણ અંત 'સુખદુઃખના સાથી' અને 'વાત્રકને કાંઠે'ના છે. એ બે પ્રેમને વધુ નિર્મળ, ભવ્ય, મંગલ ભૂમિકાએ લઈ જઈ તેનું



આલેખન કરનારી આ સંગ્રહની તેમ પન્નાલાલની સુંદર વાર્તાઓ છે.

વાર્તાકાર પન્નાલાલની એક વિશિષ્ટતા એમની વાર્તાઓમાં કરાવાતા પાત્રોના હૃદયદર્શન જેટલી જ વાણીમાં થતી એની અભિવ્યક્તિની એટલે કે વાર્તાઓમાં યોજાતા પાત્રોના સંવાદની પણ છે. 'વાત્રકને કાંઠે'માં એમણે કેવી ખૂબીથી પૃ. ૧૮ પર માશીના ઉદ્ગારો દ્વારા જ નવલના બબ્બે પરણેતરની પૂર્વકથા વાચકના લાભાર્થે કહી નાખી છે, અને કેવી કુશળતાથી માશીની સાધુઓ સાથેની વાતચીતને નવલ અને એના બંને ધણીઓનાં હૈયામાં તે જગાડતી જાય તે સકરુણ પ્રત્યાઘાત સાથે પોતાના ખપમાં લીધી છે! 'રંગ વાતો'માં તો સંવાદ પર ઘણો ભાર છે. કીકુભાઈ–રંજનાની વાતચીતમાંથી જ એમને ચડતો નશો બતાવાયો છે. વાર્તાનું નામ પણ 'રંગ વાતો' જ છે ને? 'કંકુ'માંનો ડોશીઓ અને કંકુની વચ્ચેનો અને કંકુને ઠેકાણે પાડવા તૈયાર થયેલા વૃદ્ધો અને કાળુનો સંવાદ, 'વાત વાતમાં'માંનો વહેમાયેલા પતિ અને સ્વમાની નારીનો બહાર નીકળતા ઉદ્ગારો કરતાં તેમનાં અંતરમાંની ઘણી વધારે હલચલ સૂચવતો મિતાક્ષરી સંવાદ, 'ભાથીની વહુ'માંનો ભાથી ને તેની વહુ વચ્ચેનો ઝમકદાર વ્યક્તિત્વદ્યોતક સંવાદ, 'હાણીનું ઘડિયાળ'માંની ચોકિયાતોની અને પંચના જુવાનની ભાષા— આ તો ઘણામાંના થોડા જ નમૂના છે. બાકી તો સંગ્રહની એક એક વાર્તા પન્નાલાલની આ શક્તિને પ્રગટ કરે છે. સંવાદોમાં ભાષા પાત્રોનાં સ્વભાવ, સંસ્કાર અને બોલતી વેળાની મનોવૃત્તિ કે લાગણીને અનુરૂપ હોય છે એ તો કોઈ પણ વાર્તા તરત કહેશે. ઈડરથી આગળના વાર્તાકારના પ્રદેશના ગ્રામજનોની અને ભીલોની બોલી એના લાક્ષણિક શબ્દભંડોળ, રૂઢિપ્રયોગો, વાક્યવિન્યાસ, છટા, બળ અને વગડાઉ સુગંધ સાથે એમની જાનપદી વાર્તાઓમાં એનું એક આકર્ષણ બનતી ચમકી રહે છે. 'ભગવાન કે' કે હું ઉતાવળો થાઉં' (૧૭૧) અને 'ને આ સાંભળી મને ચચડ કરતો એવો સડકો પડ્યો સાહેબ, કે મેં જાણે નારી દેવતા પીધી!' (૧૭૨) જેવાં વાક્યો તો આ પુસ્તક ઠેરઠેર દેખાડશે.

એમ તો 'વાત્રકને કાંઠે'ના પહેલા પરિચ્છેદમાં છે તેવાં રમ્ય પ્રકૃતિચિત્રોમાં તથા 'ભાથીની વહુ' 'એળે નહિ તો બેળે' અને 'ઓરતા' જેવી વાર્તાઓમાં હાજરી પુરાવે છે તેવાં ગીતોમાં પન્નાલાલ પોતાનું કવિત્વ પણ પ્રગટ કરી પોતાની વાર્તાઓને તેનાથી રસે છે ને ઓપાવે છે. એમની વાર્તાઓનો દોર એમનાં પાત્રો ને પ્રસંગોના હાથમાં હોય છે અને એની જરૂર મુજબ તે લાંબી ટૂંકી બને છે. પન્નાલાલ કલાવિધાનના કોઈ પહેલેથી નિશ્ચિત કરી રાખેલ ચોકઠાને કૃત્રિમ રીતે અનુસરતા જણાતા નથી. વાર્તાઓના આરંભ અને અંત કેવો અસંપ્રજ્ઞ કલાકાર તેમનામાં વસ્યો છે એ બતાવે છે. એમની નવલકથાઓ કેટલીકવાર ફુલાવાયેલી દેખાય છે, પણ વાર્તાઓ એમની એકાગ્રતા અને લક્ષ્યગામિતાથી તેમને મુકાબલે વિશેષ સુશ્લિષ્ટ બનતી દેખાશે.

પણ પન્નાલાલની વાર્તાકલા અને વાર્તાસિદ્ધિ વિશે આવું આવું કહેવા બેસી આ સંગ્રહના વાચકોને વચમાં રોકી પાડવાનો કશો અર્થ નથી. વાચકો સંગ્રહની વાર્તાઓમાં એનું પોતાની જ મેળે પ્રત્યક્ષ દર્શન કરવાના સહૃદય વાર્તાભોગીઓને તો પન્નાલાલની ગુજરાતી વાર્તાસાહિત્યને માતબર ફાળો આપનારી વાર્તાઓમાંથી શબરીના બોર જેવી ચૂંટેલી ઉત્તમ વાર્તાઓનો આ મિષ્ટાન્ન-થાળ ગળા સુધી ધરવી દેશે. એનાં વસ્તુબળે, પાત્રોનાં મનોગતના નિરૂપણને બળે, અને કહેણીબળે વાચકોનાં દિલ કબજે કરી તેને રસાનુભવ કરાવવાની શક્તિ એમાં ઘણી છે. એ જ છે એની સિદ્ધિ.



દુનિયાથી અલગ થઈને પશુપક્ષી જોડે સંગ બાંધવો, એ તો અશક્ય છે. સંકટમાં સબડતાં માણસો છોડીને હું બીજા કોની જોડે સંબંધ બાંધું? બધે પ્રસરેલી અંધાધૂંધીને ટાળવા તો વધુ મહેનત કરવી જોઈએ.

—કોન્ફ્યુશિયસ



'સુમંગલા' એજ્યુ.

# ગૃહમંગલ

લગ્નોત્સુક યુવક અને યુવતી જાતીય જ્ઞાનથી પૂરેપૂરાં પરિચિત હોય એ ખૂબ જ જરૂરનું છે. આપણા શિક્ષણમાં તેને વિવેકપૂર્વકનું અને પદ્ધતિસરનું સ્થાન પણ એટલે જ આપવું જરૂરી છે. વૈજ્ઞાનિક પદ્ધતિથી અપાયેલું જાતીય શિક્ષણ દરેક ભાવિ ગૃહસ્થ અને ગૃહિણીએ મેળવવું જ જોઈએ. તેના માટેનું શૈક્ષણિક મહત્ત્વ વધારે તેવાં માર્ગદર્શક પુસ્તકો પણ તૈયાર થવાં જોઈએ. યુરોપ અમેરિકા અને રશિયામાં આ જાતનું ચોક્કસ સાહિત્ય છે તે આપણને ઠીક ઠીક મદદરૂપ થઈ શકે. પણ ત્યાંની આબોહવા, વાતાવરણ અને સંસ્કારની વિભિન્નતાને કારણે તે સાહિત્ય સીધા અનુવાદરૂપે આપણે ત્યાં આવે તે ઇચ્છનીય નથી. આમાં ત્યાંનાં એ વિદ્વાન લેખકોને કે પ્રયોગકારોને ઊતારી પાડવાનો આશય નથી, પણ તેમનાં મંતવ્યો અને વિચારો આપણા સંસ્કાર, વાતાવરણ અને આબોહવાને અનુલક્ષીને આપણી રીતે તૈયાર થવાં જોઈએ. આપણા પ્રાચીન ઋષિમુનિઓએ પણ આ વિષય પૂરતો છણ્યો છે. તેને પણ આપણે સારી રીતે રજૂ કરી શકીએ. પણ આ જાતની શૈક્ષણિક મહત્તાવાળું જાતીય સાહિત્ય ન હોવાથી આજે તો આપણાં મોટા ભાગનાં યુવકયુવતીઓ સાચું જ્ઞાન ધરાવવાને બદલે ઘણીવાર તો એવા વિચિત્ર અજ્ઞાનનાં ભોગ બની જાય છે કે આપણને તેમની અજ્ઞાનતા વિષે જરૂર દયા આવે. તેમનું એ બાજુનું વાંચન પણ એવું છીછરૂં અને હલકા પ્રકારનું હોય છે કે તેમાંથી કોઈપણ જાતના વિચારની નિર્ણયાત્મકતા સાંપડે જ નહિ. આપણે એ વિષયને એટલો બધો જુગુપ્સાભર્યો કરી નાખ્યો છે કે તે અંગે માતા પોતાની પુત્રીને કે પિતા પોતાના પુત્રને પણ પદ્ધતિસરનું જ્ઞાન નથી આપી શકતાં. અને એ રીતે ઊછરતી પેઢીમાં થતી કેટલીય જિજ્ઞાસાઓ વણસંતોષી રહી જવા પામે છે.

આ અસંતુષ્ટ રહેલી જિજ્ઞાસાઓને કારણે કેટલીય વિકૃતિઓ નવી પેઢીમાં પેસી જવા પામી છે. અને જાતીયવૃત્તિને કંઈક સંતોષવાને બહાને જે કંઈ રસ્તા સૂઝે છે તે બધા તરત આંધળુકિયાં કરીને લઈ લે છે અને સંતોષવાને બદલે એ વૃત્તિઓ એવી તો બહેકી જાય છે કે કેટલીક વખત તો લાંબા રોગના પણ ભોગ થઈ જાય છે.

જાતીય શિક્ષણને જુગુપ્સાભર્યું બનાવ્યા વિના બીજા કોઈપણ વિષય જેટલું સાહજિક બનાવવું જરૂરી છે. કોઈપણ જાતની જાણકારી વિના કુમળી વયમાં જ કન્યાઓને માતા



થવું પડે છે ત્યારે જે કરુણતાની હદ આવી જાય છે તે ખરેખર ભયંકર છે. કંઈક ગ્રહણ કરવાની, અનુકરણ કરવાની, નવું નવું શીખવાની એ ઉંમરે આમ અકાળે શારીરિક રીતે ઘસાઈ જાય અને માનસિક રીતે બૂઠાં બની જાય એ તો આખી માનવજાત માટે એક ભયંકર લાલબત્તી કહેવાય. એ લાલબત્તીને ચેતવણી સમજીને આપણે સવેળાં જાગવું જોઈએ, અત્યારે આપણા વિકાસનો સંક્રાંતિકાળ ચાલી રહ્યો છે ત્યારે તો ખાસ. સ્ત્રી અને પુરુષના આગવા વિકાસને બદલે સહિયારા વિકાસ માટેની કમર કસવા માટે જાતીય જ્ઞાનનો વ્યવસ્થિત ઉપયોગ શરૂઆતથી જ શિક્ષણમાં થવો જરૂરી છે.

## કુટુંબનિયોજનનો સહેલો પાઠ

મોટા શહેરના ગેરફાયદાઓ વિષે ભણતી વેળા નિબંધો લખવાના હતા ત્યારે એક ગેરફાયદો નહોતો દેખાયો. અને તે કર્ફ્યુનો. હુલ્લડો વખતે કર્ફ્યુ, લડાઈ વખતે કર્ફ્યુ અને બ્લેક આઉટ—અંધારપછેડો, મહાગુજરાત અને સંયુક્ત મહારાષ્ટ્ર માટેનાં તોફાનો વખતેય કર્ફ્યુ. મોટા શહેરમાં રહીએ એટલે આ કર્ફ્યુની કહાણી તો કેમેય પૂરી થાય જ નહિ. એવા જ એક કર્ફ્યુ વખતે અમારા માળામાંથી બહાર નીકળાય જ નહિ એવી તંગ પરિસ્થિતિ થઈ ગઈ હતી. અમે બધાં ઘરમાં —બહુ તો આખા માળામાં કંઈક ને કંઈક કામ કરવા લાગેલાં. કોઈ બહેન આખા માળાનાં છોકરાંઓને એકઠાં કરીને કંઈક નવી રમત શીખવે, કંઈક નવું જ્ઞાન આપે, કોઈ બહેન સ્વચ્છતા વિષે સમજૂત આપે, કોઈ વળી બાળઉછેરનું શીખવે અને કોઈ કુટુંબ નિયોજન વિષે. મારે ભાગે આવેલું કુટુંબનિયોજનનું કામ હું બધી બહેનોના સહકારથી કરી રહી હતી.

એક પછી એક દરેક રૂમ ઉપર મારે આ વખતે લીધેલા કામ અંગે ખાસ જવાનું થયું. કેટલીક બહેનોની વાતો જાણવામાં મને ખૂબ રસ પડયો અને કેટલીક બહેનો એવી વાતોને ‘ગંદી’ ગણીને કહેવાય તૈયાર ન થઈ. છતાં ધીરજ ખૂટી નહોતી. એક રૂમમાં મારાં ખૂબ જ પરિચિત ડાહીબેન રહેનાં હતાં. તેમની દીકરીનાં ગયે વરસે દેશમાં લગ્ન પતાવીને તાજાં જ દેશમાંથી અમારા માળામાં રહેવા આવેલાં. આવ્યાં ત્યારે તો પુત્રી સાથે ન હતી. પણ લગ્ન પછી એકાદ મહિને પિયરમાં તેમની દીકરી શારદા આવી ત્યારે તેને મારી પાસે ડાહીબેન ખાસ લઈ આવેલાં.

શારદાને પહેલી નજરે જોઈને હું તો છક જ થઈ ગઈ, સોળ વરસ તો હજુ પૂરાં માંડ થયાં હોય તેવી અવિકસિત કાયા જોઈને મારાથી ડાહીબેનને કહ્યા વિના ન રહેવાયું: ‘આટલી ઉંમરે ભણવા-રમવાનું હોય કે ઘર માંડીને રહેવાનું?’ ડાહીબહેન હતાં પીઢ પણ દુનિયા દેખેલી નહિ. દેશમાં નાના ગામડાનાં વાસી એટલે દીકરીને સાપનો ભારો ગણીને નહાતી ધોતી થાય ત્યાં તો સાસરે જ વળાવવી જોઈએ એમ માનતાં. એટલે શારદાને સોળમું બેઠું ત્યાં જ વર ને ઘર જોઈને પરણાવી દીધી.

તે વખતે તો શારદા વધુ રોકાય તેમ નહોતું.

પણ જેટલા દિવસ રોકાઈ તેટલા દિવસ મારી પાસે અવારનવાર આવતી અને વાતો કરતી. તેની અબૂધતા ઉપર આપણને ખરેખર દયા જ આવે. પણ અત્યારે હું એમની રૂમમાં કુટુંબનિયોજન વિષે સમજાવવા ગયેલી ત્યારે શારદા સગર્ભા થઈને આવેલી હતી. સાતમો મહિનો ચાલતો હતો. માતા થવાની તેનામાં જરાય ત્રેવડ કે તૈયારી કશુંય નહોતાં શરૂઆતથી જ ખૂબ હેરાન થતી આવેલી. તેમાંય કોઈ જાતની કાળજી લેવાની ગમ પણ નહિ. ખોરાકમાં પણ પોષક તત્ત્વો લેવાં જ જોઈએ તેવી પણ પૂરી માહિતી નહિ. ડાહીબેન દીકરીને ભાવે તે બનાવી આપતાં. ગામડામાં માટી (ભૂનડે) ખાવાની પ્રથા ખરી એટલે છાની રીતે શારદાને માટી પણ લાવી આપતાં.

શારદા પાસેથી આ બધું સાંભળ્યું ત્યારે નવાઈ લાગી. પોતાના ઉદરમાં રહેલા બાળક વિષે તેની વ્યવસ્થિત માહિતી પણ જેને નથી તે માતા થઈને બાળકને કઈ રીતે સાચવી શકશે ? મારું મન વિચારે ચડ્યું. શારદાને પૂછીને બધું જાણ્યું. કોઈ જાતનું તેને જ્ઞાન પણ નહોતું. સ્ત્રીપુરુષના જાતીય સંબંધ વિષે પણ તે પૂરી માહિતગાર નહોતી. જાતીય અંગો વિષે પણ તદ્દન અજ્ઞાત હતી. બાળઉછેર અને સગર્ભાવસ્થાના વિચાર વ્યવહાર તો સમજાવી સમજાવીને થાકું તો ય તેને ગળે ઊતરે તેમ નહોતા. અને છતાંય તેને મારાથી શક્ય તેટલું માર્ગદર્શન આપ્યું.

કર્ફ્યુના જેટલા દિવસ બધો બહારનો વ્યવહાર કપાઈ ગયેલો તેટલા દિવસ સુધી માળામાં રહેવું પડ્યું ત્યાં સુધી પછી તો શારદા મારી પાસે મારી નવરાશે આવતી અને અંતે જ્યારે તે માતા બની ત્યારે દોઢ બે મહિના પછી સાસરે ગઈ ત્યારે મારી પાસે આવીને ખૂબ જ ઉપકારવશ બનીને બોલી: 'બહેન, તમે મને ઘણું જ્ઞાન આપ્યું છે. મારા પતિને પણ આ બધી વાતથી હું વાકેફ કરીશ '

અને તેના ખોળામાં રમતું બાળક હું જોઈ જ રહી. મારી કરેલી મહેનત એક શારદામાં ઊગી નીકળી છે તે જોઈને કંઈક ધન્યતા અનુભવી.

## સુખી સંસારની સમજ

હમણાં હમણાં રોજ ને રોજ મારે એક સંબંધીની ખબર કાઢવા દવાખાને જવું પડતું. ઇસ્પિતાલમાં અનેક દર્દીઓ આવે ને જાય. તેમાંય આ તો મોટી ઇસ્પિતાલ. મારાં સંબંધી પણ એવાં જ એક મહત્ત્વના ઑપરેશન માટે આ ઇસ્પિતાલમાં દાખલ થયેલાં. અને મારા જ આગ્રહથી આ જ ઇસ્પિતાલમાં જયવતીબહેન આવેલાં એટલેય મારે તેમની ખબર કાઢવા નિયમિત જવું પડતું.

તે દિવસે પણ હું જયવતીબહેનના ખાટલા પાસે બેઠી હતી અને તેમની બાજુના ખાટલામાં એક નવાં જ દર્દીને સૂતેલાં જોયાં. મને તેમનો ચહેરો પરિચિત લાગ્યો. જયવતીબહેનને મેં પૂછ્યુંય ખરું. પણ તે ઓળખતાં નહોતાં એટલે હું તો સીધી તેમની પાસે જ ગઈ, નામ તો ભૂલી ગઈ હતી. પણ વરસો પહેલાંની અમારી શાળા જીવનની અમારા જ વર્ગની એક સહવિદ્યાર્થિની મને યાદ આવી ગઈ. મને તો તેણે તરત જ ઓળખી

લીધી. મારું નામ દઈને મને બોલાવી પણ ખરી. મેં તરત મારું વિસ્મરણ જાહેર કર્યું. એટલે તરત જ તે બોલી : 'મને ભૂલી ગઈ, બહેન? હું વિજુ. આપણે ચાલુ વર્ગમાં બેઠાં બેઠાં પાટલી પર રમત રમતાં તે યાદ આવે છે કે નહિ?' અને મને વિજુ યાદ આવી. બચપણનાં તોફાનો તાજાં થયાં પછી તો વિજુને શાળા છોડી દેવી પડેલી. કંઈક કારણ-સર તેમનું આખું કુટુંબ ત્યાંથી જતું રહેલું. એટલે એ વાત સાવ વીસારે પડી ગયેલી. આજે અચાનક વીસેક વરસે વિજુ મળી એટલે સહેજ પૂછ્યું : 'અહીં આવવાનું શું કારણ છે?'

અને જાણે બચપણની તોફાની વિજુનું તોફાન ઓસરી ગયું. એ ગળગળી થઈને બોલી ઊઠી : 'બહેન, તું તો ભણી ભણીને ખૂબ આગળ વધી મોટી થઈ ગઈ, પણ મારે તો છઠ્ઠા ધોરણમાંથી જ શાળા છોડી દેવી પડેલી. બાપુજી ધંધામાં ખુવાર થઈ ગયા અને મારે ઘરનું પોષણ કરવા જુદા જુદા કેટલાય નુસખા અજમાવવા પડ્યા. ઘરમાંથી ધીમે ધીમે બધુંય ખૂટી પડ્યું અને અમે એક નવા જ ગામમાં જઈને વસ્યાં.

'બાપુજીનું દેવું ખૂબ વધી ગયેલું એટલે એ અજાણ્યા ગામમાં કોઈ તંગ કરનાર રહ્યું નહિ એટલે બાપુજીને નિરાંત થઈ. પણ ત્યાં તો બાને બે દિવસની ટૂંકી માંદગીમાં મારે ગુમાવવી પડી. પછી મારી જે દશા થઈ છે, જે દશા થઈ છે....'કહેતી વિજુ રડી પડી.

મેં તેને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો પણ જાણે સાવ ભાંગી પડી હોય તેવી તેની હાલત જોઈ મેં વધુ બોલવા ના પાડી. ત્યાં જ તેને મળવા આવેલાં બહેનને જોઈને હું નવાઈ પામી. આ તો જાણીતાં સ્ત્રી કાર્યકર અખ્તરી-બેન હતાં. મને વિજુ પાસે જોઈને તરત મને બોલાવી. અખ્તરીબેન ને હું વિજુ પાસેથી દૂર જઈને વાતે વળગ્યાં. મને ખબર પડી કે વિજુ એવા ધંધામાં સપડાઈ ગયેલી કે જેમાં તેનું શરીર ને મન બેય સાવ નિર્બળ બની જાય. પિતાએ પાસે રહીને વિજુના દેહનો વેપાર માંડ્યા એ સાંભળી મને તો કમકમા આવ્યાં. દીકરીના દેહની આવક ઉપર પિતા તાગડધિન્ના કરે એ તે કેવું! આપણા સમાજમાં સ્ત્રી-શરીરનાં વેચાણ અને ખરીદીને બંધ કરવા જેટલી સામાજિક નૈતિકતા આવ્યા વિના સુખી કુટુંબ અને સુખી સંસાર જોવો અશક્ય જ છે તેવું જ્ઞાન આપણે દરેકે દરેક જણ ક્યારે મેળવીશું? આપણા વિચારોનું એક જાતનું સંકુચિતપણું અને મનની દૃઢતા આપણને કેટલીય કમજોરીમાંથી બચાવી શકે. અનીતિ અને અસામાજિકતા આપણને જેટલી હણે છે તેટલું કોઈ દુર્ગુણ ન હણે એ દેખીતું છે. પણ સંજોગો અને કેટલીકવાર તો અણસમજ પણ આ દુર્વૃત્તિઓ આપણામાં આણે છે અને આપણો ધ્વંસ કરે છે. વિજુની પેઠે આખરે જ સમજણ પડે છે.

★





રસપ્રદ કામકથા ' વાચવામાં અટવાયેલી મોહના પોતાના પતિની ઇચ્છા વિરુદ્ધ પાંચ હજાર રૂપિયા રોકડા પ્રબોધને આપી દે અને એટલી રોકડ પણ એ ક્યાંથી ભરેલા શહેરના ઘરના કોઈ ખૂણામાં પડી રહી હોય એ બધું શ્રી. બારોટના કલ્પના પ્રદેશમાં જ સંભવી શકે એવું લાગે છે. આ વાર્તાને અંતે લેખકની ઉપદેશભરી વકીલાત વાર્તારસને કાંઈક કચડે છે, વાચકની સમજશક્તિમાં કાંઈક અશ્રદ્ધા ધરાવતા હોવાની છાપ પાડે છે.

સંગ્રહમાંની થોડીક વાર્તાઓ આત્મકથાત્મક છે; આવી વાર્તાઓ લખવી સરળ હોવા છતાં એમાં રહેલાં થોડાં જન્મજાત જોખમો વિષે લેખક અજ્ઞાન છે. પ્રાયશ્ચિત માટે, કોઈ કરુણ ઘટના માટે કે જાતની મશ્કરી કરવા માટે આત્મકથાત્મક વાર્તા લખવી જેટલી સહેલી છે એટલી જ પોતે કરેલી સેવા, ત્યાગ કે ઉપકાર માટે લખવી અઘરી છે. લેખકની ઘણીખરી આત્મકથાત્મક વાર્તાઓ (દા. ત. 'વાતો કે વાર્તા,' 'પથ્થરનાં આંસુ,' 'આબરૂ રહી,' 'મારે નિર્બળતા ભલી' વગેરે)ની અસર આપવીતીના પ્રદર્શનને લીધે મટી જાય છે.

'ગોપન' જેવી વાર્તાનો સરસ રીતે ઘાટ ઘડીને લેખક અંતે એને કદરૂપી બનાવી મૂકે છે. ઘેમરસિંગે ચંદ્રા વિષે અમરને જે કાંઈ કહ્યું તે બનાવી કાઢેલું હતું એવો વાચકના મનમાં ઉદ્ભવતો ભ્રમ દૂર કરવામાં લેખક કાંઈ સહાયભૂત થતા નથી. 'નાગો ભાથી'માં વાર્તાની રજુઆત નફટાઈની હદે પહોંચે છે; પુનર્લગ્નના વિરોધી હોય એવી કાંઈક છાપ લેખક વાચક પર પાડે છે.

વીસ પાનાં સુધી 'દર્શન'ને વગર કારણે લંબાવ્યા કરી લેખક વાર્તાનો જે ચમત્કારિક (!) અંત આણે છે એ વાચકની સામાન્ય બુદ્ધિની હાંસી ઉડાવે એવો છે. પાંચ વર્ષ પર જ આફ્રિકાથી પાછો આવેલો અનુપમ પંદર વર્ષ પહેલાં મંદિરના બાવાજીની પુત્રી હંસાને હિંદમાં ક્યાંથી પરણ્યો હોય ?

**માનવ હૈયાં :**

[ લે. સારંગ બારોટ, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ. મૂલ્ય રૂ. ૪/૫૦ ]

કમળ અને કાંટાના સંયોજન સમાં માનવ હૈયાંની વાતો આ સંગ્રહ છતી કરે છે એની આગાહી તો પુસ્તકનું જેકેટ જ કરાવે છે. આજ સુધીમાં પાંચેક નવલકથા ને ચારેક વાર્તા-સંગ્રહ આપી ચૂકેલા ને ગુજરાતના યુવાન લેખકોમાંના એક તરીકે કાંઈક પ્રતિષ્ઠા પામી ચૂકેલા સારંગ બારોટનો આ પાંચમો ને પહેલાંના વાર્તા-સંગ્રહો કરતાં કાંઈક ઉતાવળો ને ઘાટ વગરનો વાર્તા-સંગ્રહ છે. સંકુચિત સમાજની ટીકાથી ગભરાઈ જઈને જે લાંબું નિવેદન એમણે 'કોઈ ગોરી કોઈ સાંવરી' વાર્તા-સંગ્રહની શરૂઆતમાં કર્યું હતું એવું કોઈ નિવેદન આ સંગ્રહમાં નથી એ એની વિશિષ્ટતા છે.

ખાસ્સાં પાંત્રીસ પાનાં રોકતી પહેલી વાર્તા 'નાજુક સવારી' એના ઝડપી પ્રવાહ ને શાંતિલાલના તેજસ્વી પાત્રાલેખનને કારણે ચિત્તાકર્ષક બની છે; માત્ર લેખકનો શાંતિલાલ પ્રત્યેનો પક્ષપાત ક્યાંક ક્યાંક અવાસ્તવિકતાની ભૂમિકાએ પહોંચી જાય છે. એ ડંખે છે, આમછતાં વાચકનો રસ ઠેઠ સુધી જારી રાખવામાં વાર્તા જરૂર સફળ નીવડે છે.

પેઢીજૂના વેરને 'ખરવાહી દીવાલો' સામે ખેરવી નાખવામાં જદુનો રૂપાં પ્રત્યેનો પ્રેમ મહત્ત્વનો ભાગ ભજવે છે એ હકીકત સમજી શકાય એવી હોવા છતાં જદુએ પોતાની સાખ પાડોશી રૂપાંને પ્રથમવાર શહેરમાં જ જોઈ હશે અને તેય એટલી ધરાઈને કે એના સૌંદર્યથી એ એકદમ જ અંજાઈ જાય ?

'મન, વચન અને કર્મ'માં 'અમેરિકન સામયિકની

'નવાજીશ'માં જેમ આધુનિક પ્રેમીઓના છીછરાપણા ઉપર સુંદર કટાક્ષ છે એમ 'આબરૂ રહી'માં આધુનિક નેતાગીરી ને શહાદત ઉપર અપ્રસ્તુત કટાક્ષ છે. 'ચિતાનાં અજવાળાં' જેવી વાર્તાનું ઘડતર નબળું છે ને અંત પણ નબળો છે.

કાંઈક સંદેશવાહક બની શકે એવી વાર્તાઓમાં 'મથુરાદાસ મોહનલાલ' સરસ છે; સંયુક્ત કુટુંબ પ્રથાથી પીડાતાં અનેક કુટુંબોને છતી કરતી 'કળજુગની પ્રીત' પણ સારી વાર્તા છે. 'માડીનો જાયો' આજે કદાચ એટલી આકર્ષક ન લાગે, જેટલી ૧૯૪૨ના જમાનામાં લાગત. 'વસ્ત્ર લાલસા' વાર્તા તરીકે ચોટદાર છે, ખાસ કરીને એના અંતને કારણે. માત્ર મથાળું વાર્તાના આવા અંતની સંભાવના વિષે ચાડી ખાઈ જાય છે. 'વાર્તા ન જડે'માં લેખકને સાચે જ વાર્તા જડી નથી; અથાણાંના પ્રસંગને મહત્ત્વ આપી એમણે આધુનિક સ્ત્રીની પણ કાંઈક અવહેલના કરી છે. 'અણધાર્યો અંજામ' નામની અંતીમ વાર્તા માનવીમાં રહેલા સદ્અંશોને સુંદરરીતે પ્રગટાવે છે ને સંગ્રહમાંની થોડીક તેજસ્વી વાર્તાઓમાં એ આગળ તરી આવે છે.

શ્રી. બારોટનો આ વાર્તા-સંગ્રહ ઘણા વાચકોને જરા નિરાશ કરશે; આમછતાં સંગ્રહની થોડી વાર્તાઓ એમની સર્જન શૈલીની પ્રતીતિ કરાવે જ છે. ઉપમાઓની પસંદગી ને વ્યાકરણના નિયમો વિષે વિશેષ કાળજી જરૂરી છે. નવલકથા જમાવવાની કળા લેખક જેટલી ખીલવી શક્યા છે એના પ્રમાણમાં વાર્તા શૈલી ખીલવવાને પૂરો અવકાશ છે.

### સમૂહજીવન અને છાત્રાલય :

[લે. શિવાભાઈ ગો. પટેલ, પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧/૦૦ ]

શ્રી બબલભાઈ જેવા અનુભવી સમાજ સેવકના આમુખ 'કેળવણીના નવા ચીલા' સાથે લખાયેલું આ અનુભવસમૃદ્ધ પુસ્તક શિક્ષણ ક્ષેત્રના અનેકવિધ પાસાંઓમાંના એક પાસા વિષે ઝીણવટભર્યું અવલોકન રજૂ કરે છે. શાળામાં જેટલી સરસ તાલીમ મળે છે એટલી જ છાત્રાલયમાં પણ મળી શકે, જો છાત્રાલયો કાંઈક ચોક્કસ દૃષ્ટિથી ચલાવવામાં આવે તો. હિંદ જેવા ગરીબ દેશમાં છાત્રાલયો વધુ કરકસરવાળાં કેમ બનાવી શકાય એની કાળજીભરી માહિતી આ પુસ્તકમાં લેખકે આપી છે અને તે ખૂબ માર્ગદર્શક નીવડે એવી છે.

ગાંધીવાદી વિચારસરણીની અસર નીચે ચાલતાં છાત્રાલયોમાં એક પ્રકારના 'પ્યુરીટનીઝમ' પર વધુ ઝોક હોવાની ફરિયાદ ઘણા લોકો કરે છે; આ પુસ્તકમાં પણ ઘરની રમતો (Indoor games)ની જરૂરિયાત જ લેખક સ્વીકારતા નથી. નવરાશના સમયમાં બાળકો ખેતી કામમાં અને બીજા ઉત્પાદક કામમાં મશગૂલ રહે છે, આનંદથી રહે છે, આથી એમને બીજી કોઈ ઘરની રમતોની જરૂર જ નથી એમ લેખક મનાવે છે. ખેતીકામ કે ઉત્પાદક શ્રમ માનવીને તાજગી આપે તો પણ રમતથી મળતી તાજગીનો આનંદ નથી આપતાં એ લેખકને જણાવવાની જરૂર ખરી ? શિક્ષણ પદ્ધતિમાં માનસશાસ્ત્રનું ચોક્કસ સ્થાન છે એ હકીકત આપણા શિક્ષણશાસ્ત્રીઓએ સ્વીકારવી પડશે; આમછતાં સ્વાવલંબનના તથા સાદાઈના સિદ્ધાંતને છાત્રાલય જીવનમાં મહત્ત્વનું સ્થાન છે એ કોઈ નહીં નકારી શકે. આ પુસ્તકની ઉપયોગિતા ઘણી છે. એના પ્રકાશકો અભિનંદનને પાત્ર છે.

### જગતનાં બે સત્તા જૂથો :

[સં. મોહનલાલ મહેતા, પ્ર. અભિનવ ભારત પ્રકાશન, મુંબાઈ, મૂલ્ય રૂ. ૧/૦૦ ]

'આપણા રાજકીય પક્ષો' પછીનું અભિનવ ભારતનું આ પાંચમું પ્રકાશન રશિયન અને અમેરિકન સત્તા જૂથો વિષે સરસ રાજકીય માહિતી આપે છે. પ્રકાશન માળાનો મુખ્ય ઉદ્દેશ સામાન્ય વાચકને દુનિયાની સમસ્યાઓથી સુપરિચિત કરવાનો છે; પરંતુ લખાણ ખૂબ ભારેખમ હોવાથી ને નકશા કે ચિત્રોનો અભાવ હોવાથી પુસ્તક લોકપ્રિય નીવડી શકે કે કેમ એ શંકાસ્પદ છે.

પુસ્તકના નિવેદનમાં સંપાદકે લખ્યું છે :

'આવું પુસ્તક ગુજરાતી ભાષામાં તો નથી, પણ બીજી કોઈ ભાષામાં પણ હશે કે કેમ તે શંકા છે.' વિશ્વભરમાં ચાલતી પ્રકાશન પ્રવૃત્તિથી સંપાદક જાણે સંપૂર્ણપણે પરિચીત હોય એવી શ્રદ્ધા એમના નિવેદનમાં વ્યક્ત થાય છે. અમેરિકામાં Foreign Policy association નામની સંસ્થા દર મહિને જુદા જુદા દેશો વિષે નિષ્ણાત પત્રકારો ને પ્રાધ્યાપકો પાસે આવી માહિતીપૂર્ણ પુસ્તિકાઓ તૈયાર કરાવે છે, જે અત્યંત લોકપ્રિય બની છે. એ ઉપરાંત બીજી અનેક અમેરિકન સંસ્થાઓ, યુરોપના થોડા દેશો વગેરે પણ આવી પુસ્તિકાઓ નિયમિતરીતે બહાર પાડે છે. માત્ર આંકડા ઠાંસી ઠાંસીને ભરવાથી પુસ્તક સામાન્ય માનવીને ઉપયોગી ન બનાવી શકાય. એ આંકડા વાચકને રસ પડે એ રીતે પીરસવાની કળા પણ ખીલવવી જોઈએ. એની મર્યાદાઓ લક્ષમાં લેવા છતાં આ પ્રવૃત્તિ અભિનંદનીય છે; માત્ર એ વધુ ને વધુ લોકાભિમુખ બને એ વિષે સંપાદક યત્નશીલ રહે તો એનો જ્ઞાનપ્રચાર સુગમ બને.

## ફોરમ :

[ લે. વિદ્યાબેન રમણભાઈ નીલકંઠ, પ્ર. ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧/૫૦ ]

ગુજરાતના સામાજિક અને સાહિત્યિક વિકાસમાં નોંધપાત્ર ફાળો આપનાર શ્રી વિદ્યાબહેને લખેલા કુલ ૪૧ સ્મૃતિચિત્રો અને આલેખનોનો આ સંગ્રહ ગુજરાતની આધુનિક પેઢીને ગઈ પેઢીના ગુજરાતની થોડી ઝાંખી જરૂર કરાવશે. ડૉ. મંજુલાલ મજમૂદારે આવો સંગ્રહ પ્રગટ કરવાની ગુજરાત વિદ્યાસભાને વિનંતિ કરી અને વિદ્યાસભાએ એ માન્ય રાખી. શ્રી. કે. કા. શાસ્ત્રીએ પુસ્તક પ્રસિદ્ધ કરવાની સુગમતા પડે એટલી મહેનત લીધી ને અંતે એ કામ પાર પડ્યું એ બદલ સૌને અભિનંદન ઘટે છે.

પુસ્તકના બે વિભાગ—આલેખનો ને સ્મૃતિચિત્રો—પાડવામાં આવ્યા છે અને પહેલા વિભાગમાં ૧૯ વ્યક્તિઓ વિષે આછો પરિચય આપવામાં આવ્યો છે. પોતાના બાળપણથી શરૂઆત કરીને લેખિકાએ ગૌતમ બુદ્ધ, જરથોસ્ત, મહંમદ પેગંબર વગેરેના જીવનનો થોડોક ખ્યાલ આપ્યો છે. ત્યાર પછી આલેખાયેલાં જીવન ચરિત્રોમાં લેખિકાએ પોતે સીધી યા આડકતરી રીતે સંપર્કમાં આવ્યાં હોય એવી અનેક વ્યક્તિઓનો, ઉલ્લેખ કર્યો છે. આ બધા આલેખનો ખૂબ સરળ શૈલીમાં લખાયાં છે અને ગુજરાતના ગઈ પેઢીના સામાજિક, સાહિત્યિક અને શૈક્ષણિક જીવનના વિકાસમાં એ બધાએ જે સુંદર ફાળો આપ્યો છે એના સીમાસ્તંભ સમાં છે.

પુસ્તકના બીજા વિભાગમાં લેખિકાએ મોસાળમાં ( રા. બા. ભોળાનાથ સારાભાઈના ઘરમાં ) વીતાવેલાં બાળપણ દરમિયાન જે વ્યક્તિઓનો સંપર્ક સાધવાની પોતાને તક મળેલી એમને સ્મૃતિમાંથી વીણી કાઢી અંજલિ આપવાનો પ્રયત્ન કર્યો છે. 'સ્મૃતિચિત્રો' વિભાગની શરૂઆતમાં જ શ્રી. વિદ્યાબહેનનું કથન 'એમાંથી બીજાને ઉપયોગનું તો થોડું જ નીકળશે,' ખૂબ તથ્યાંશી છે. આ વિભાગમાં મુખ્યત્વે તો એમના સગાંસંબંધીઓ વિષે જ ઉલ્લેખ છે, જે સામાન્ય વાચકને માટે કાંઈક કંટાળાજનક નીવડવા સંભવે છે. આમછતાં પ્રાર્થના સમાજ, એ જમાનાના સામાજિક નીતિનિયમો, સુધારાવાદી કુટુંબોને સહેવા પડતાં મનોમંથનો વગેરેનો આછો પરિચય એ જરૂર આપી જાય છે. કોકકોક ઠેકાણે વાક્યરચના ખૂબ કઢંગી ને અર્થહીન લાગે છે. દા. ત. પ્રા. ૧૩૯ પર રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ વિષે લખતાં શ્રી. વિદ્યાબહેને લખ્યું છે કે 'બધી વહુઓ બાળક તેમને હસાવી રમાડી રંધાવે તે જમે' તેવું જ પા. ૧૬૬ પર શ્રી. યશોદાબાઈ શ્રીપાદ ઠાકુરને અંજલિ અર્પતાં તેમણે લખ્યું છે કે 'આ સદ્‌ગુણી બાઈએ મારા જીવનમાં અનેક પ્રેરણાઓ કરી તેનું સ્મરણ કરું છું.' ક્યાંક ક્યાંક વ્યક્તિના જીવનની ખૂબ જ સામાન્ય લાગતી ઘટના ઉલ્લેખીને એમણે રસક્ષતિ પણ કરી છે. દા. ત. પા. ૧૫૨ પર રા. બળવંતરામ મહાદેવરામ

મહેતા વિષેનો એમનો ઉલ્લેખ 'તેઓ ગજવામાં શેકેલી સોપારીના કકડા ભરી રાખતા અને અમે તેમજ બીજાં ઓળખીતાં છોકરાંઓ હમેશાં વિના અપવાદે તેમની પાસે તે માગી લેતાં' સોપારી ખાવાની ટેવથી બાળકોને મુક્ત રાખવાનો પુરુષાર્થ કરતાં માબાપને લેખિકાનું આ વાક્ય કેટલી પ્રેરણા પાશે?

પુસ્તકમાં બીજી એક અસંદિગ્ધતા પણ ખૂબ ખૂંચે એવી છે. અન્ય વ્યક્તિઓ વિષેનાં આલેખનોમાં ક્યાંક ક્યાંક સ્વ. સર રમણભાઈ નીલકંઠનો ઉલ્લેખ આવે એ સમજી શકાય તેવી હકીકત છે; પરંતુ પતિ માટે વારંવાર 'સ્વ. સર રમણભાઈ' શબ્દનો ઉપયોગ વધુ પડતો ઔપચારિક લાગે છે. ખાસ કરીને લોકશાહીના આજના યુગમાં.

સામાન્ય લાગતી આવી અનેક ભૂલો નોંધવાની વૃત્તિ જન્મવા માટે કદાચ જૂની ને નવી પેઢીનો દૃષ્ટિભેદ જવાબદાર હશે; આમછતાં આ વાનિઓ પુસ્તકની ગુણવત્તા ઘટાડતી નથી. ફેરમતું પ્રથમ ને છેલ્લું પ્રકરણ રસિક શૈલી વડે વચ્ચેના પ્રકરણોની ગતિઓ શમાવી દે છે.

લેખિકા ગુજરાતના પ્રથમ સ્ત્રી ગ્રૅજ્યુએટ હોવાનું ભાન વાચકને સતત કરાવવાનો ભાસ ઉત્પન્ન કરતાં હોવાછતાં એમનો હેતુ શુભ છે—એ જમાનામાં સુધારો કરનારાઓની મુશ્કેલીઓનો સાચો ખ્યાલ આવવાનો. ગુજરાતની ચાલુ ને ભવિ પેઢીની હજારો કૉલેજ કન્યાઓ પોતાનો માર્ગ મોકળો કરવા બદલ વિદ્યાબહેનને આભારી રહેશે. ટૂંકમાં આ પુસ્તક ગુજરાતની એક વિશિષ્ટ સન્નારીની ચિર-સ્મરણીય સેવાનું ભાન આવતી પેઢીને કરાવશે. પુસ્તકને અંતે આપેલી વિશેષનામોની સૂચિ ને પાન નંબર ગુજરાતના સામાજિક ઇતિહાસના સંશોધકોનું કામ સુગમ બનાવશે.

**ધર્મ-સંસ્થાપકો, સંત-સમાગમ, પ્રતિભાનું પોત:**

[ ત્રણેયના સંપાદક: મુકુલભાઈ કલાર્થી. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪. મૂલ્ય દરેકના ૩૭ નવા પૈસા. ]

બુદ્ધ, મહાવીર, હજરત મહંમદ, ઇશુ, જરથુષ્ટ્ર અને કૉન્ફ્યુશિયસ જેવા ધર્મધુરંધરો અને દુનિયાના મુખ્ય ધર્મોના સંસ્થાપકોની ટૂંકમાં છતાં જરૂરી જીવનકથા આપતું પ્રથમ પુસ્તક ધર્મ-સંસ્થાપકો છે તો ૪૮ પાનાનું પુસ્તક. પણ તેની સર્વધર્મસમન્વયી કુશળ સંપાદનદૃષ્ટિ વડે તેની મૂલ્યવત્તા સારી વધારે છે. સામાન્ય વાચકોને અને કિશોરોને લક્ષમાં રાખીને તૈયાર કરેલું આ પુસ્તક નવસંસ્કાર પામનારને માટે પણ ઉપયોગી છે.

ધર્મ-સંસ્થાપકો અને સંત-સમાગમ જેવી જ ત્રીજી ઉપયોગી ચોપડી પ્રતિભાનું પોત છે. આત્મશ્રદ્ધા અને આત્મપ્રતિભાની પ્રેરણાથી જાતે કેવી રીતે ભણ્યાં, અને વચ્ચે જે અનેકવિધ વિટંબણાઓ અને વિઘ્નોને ગણકાર્યા વિના આગળ ધપ્યાં અને સમાજ અને વિદ્યા સાથે સાથે નિજને શોભાવ્યાં તેમાંનાં પાંચ આ ચોપડીમાં છે: ઇટાલીનો મશહૂર શિલ્પી કૅનોવા, ચીની મુસાફર શ્યેન ચાંગ, અમેરિકન અંધબિદૂષી હેલન કેલર, હબસીઓનો કુલગુરુ બૂકર ટી. વૉશિંગ્ટન અને બૌદ્ધ ધર્મના મિશનરી કૅાસંબીજી જેવી પ્રતિભાવંત વ્યક્તિઓથી ઓપતી આ ત્રીજી ચોપડી પણ મહત્ત્વની બની છે.

આપણા વાચનભૂખ્યા નવશિક્ષિતોના હાથમાં વિના સંકોચે આપવા જેવી આ ત્રણેય ચોપડીઓ દરેકે વસાવવા જેવી છે.

**જિબ્રાનની જીવનવાટિકા:**

[ લે. ધૂમકેતુ. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩/૫૦ ]

વિશ્વમાન્ય અને વિશ્વવિખ્યાત કવિ, ચિત્રકાર, ફિલસૂફ અને વિદ્વાન એવા ખલિલ જિબ્રાન વિષે આજે કોઈ અજાણ્યુ નથી. અને તેમાંય ગુજરાતમાં આ અગાઉ શ્રી. ધૂમકેતુએ આપેલું મહત્ત્વનું પુસ્તક 'જિબ્રાનની જીવનવાણી' એટલું બધું પ્રખ્યાત થઈ ચૂક્યું છે કે ગુજરાતી વાચકોને જિબ્રાનની લગની સાચા અર્થમાં લાગી છે તે સમજી શકાય તેવી વાત છે.

# અર્ધવાર્ષિક અનુક્રમણિકા

## ઊર્મિ નવરચના

વર્ષ ૧૮ઃ અંક ૭ થી ૧૨ઃ ઑક્ટોબર '૫૭ થી માર્ચ '૫૮. સળંગ અંક ૩૩૨ થી ૩૩૬

[લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો અંક નં. અને બીજો પાનું દર્શાવે છે]



એવી જ પ્રવાહી શૈલીમાં આલેખાયેલા એ વિશ્વવિખ્યાત ચિંતકનાં વીણેલાં લખાણો આપણા સમર્થ કલમસ્વામી ગુજરાતીમાં મૂકે છે એ તો સોનામાં સુગંધ ભળ્યા જેવું પણ ગણાય. સારા પ્રસંગે ભેટ આપી શકાય તેવી સુંદર છાપ પાડે તેવું અંદરનું બેરંગી છાપકામ અને પુસ્તકનું સુંદર ઉપરણું પણ છે. ગુજરાતી ભાષામાં આવું મહત્ત્વનું સાહિત્ય ઊતરે તે આપણી સમૃદ્ધિમાં વધારો કરનારું અને આશાસ્પદ ગણાય તે વાત નિર્વિવાદ છે. અને એટલે જ આવા સુંદર પુસ્તકને આપણા સાહિત્યમાં આવકારતા આનંદ થાય છે.





'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





